# નિવેદન

આ પુસ્તકની બીજી આવૃત્તિ આ સંસ્થા તરફથી સં. ૨૦૦૨માં બહાર પડેલી, તે ખલાસ થતાં આ ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. આગલી બીજી આવૃત્તિ પ્રસંગે જે વિચારો દર્શાવેલા તે ઉપયોગી હોવાથી અહીં નીચે અવતરણમાં આપ્યા છે.

"માનવજાતિના ઇતિહાસમાં અંતિમ વિચારની પરાકાષ્ઠા વેદાંતના સિદ્ધાંતમાં આવી ગઈ છે. ગીતા, ઉપનિષદો અને બ્રહ્મસૂત્રોની પછી જગદ્‌ગુરુ શંકરાચાર્યને હાથે આ મહાન સિદ્ધાંતો પ્રજા પાસે મુકાયા. અનેક ગ્રંથોમાં સમજાવાયેલું આ વેદાંતનું રહસ્ય હિંદી ભાષામાં મહાત્માશ્રી નિશ્ચલદાસજીએ 'વિચારસાગર' નામના સર્વમાન્ય ગ્રંથમાં સ્પષ્ટ કર્યું છે. તે આજે ગુજરાતી ભાષામાં ઘણાં વર્ષોથી અપ્રાપ્ય હોવાથી પ્રજાની સમક્ષ મૂકતાં અમને હર્ષ થાય છે.

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः।
ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः॥

—આ સૂત્રમાં શ્રીશંકરાચાર્યે જે શિક્ષણ કર્યું છે, તે સમજવા અને અનુભવમાં ઉતારવા વિવેક, વૈરાગ્ય વગેરે સાધન સહિત લાંબા અભ્યાસની જરૂર છે. 'मम माया दुरत्यया—મારી માયાનો પાર કરવો એ મુશ્કેલ છે; છતાં જે મારે (ભગવાનને) શરણે આવે, તે માયાને તરી જાય છે' એમ શ્રીકૃષ્ણે 'ગીતા'માં કહ્યું છે. 'ईश्वरानुग्रहादेव पुंसामद्वैतवासना—ઈશ્વરની કૃપાથી જ માણસમાં અદ્વૈત વાસના સ્ફુરે છે.' એ 'અવધૂત ગીતા'+માં સમજાવવામાં આવ્યું છે. ચિત્તવૃત્તિનો નિરોધ એ જ યોગ છે એમ પતંજલિએ કહ્યું છે; મન અને બુદ્ધિ જે વસ્તુ ઉપર જાય ત્યાં બ્રહ્મદર્શન કરાવી તેમને એક જ અંતિમ સત્યમાં એટલે આત્માનુભવમાં રોકવાં એમાં મનન અને નિદિધ્યાસનની જરૂર છે. કલ્પિત જડને છોડી ચેતનનો, કલ્પિત વિનાશીને છોડી અવિનાશીનો, કલ્પિત અનાત્મને છોડી આત્માનો, કલ્પિત અસતને

---

+ અવધૂત ગીતા (સુધારાવધારા સાથે બીજી આવૃત્તિ) મૂળ અને ભાષાંતર સાથે: પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, કિંમત રૂ. ૧-૪-૦.

છોડી સત્નો, અને કલ્પિત ભેદભાવ છોડી અભેદનો વિચાર સમજાવનાર મહાગ્રંથ, તે જ આ 'વિચારસાગર.'

"વૈરાગ્ય વગર જ્ઞાન ટકતું નથી. વિષયોમાં દોષદૃષ્ટિ, પૂર્વના શુભ સંસ્કારો, શ્રદ્ધા, સત્સંગ અને સદ્ગુરુની કૃપા વગર વૈરાગ્ય ટકતો નથી. આત્મામાંથી જ સત્તા મેળવનાં અનાત્મ તત્ત્વો આત્માને જ આવરણરૂપ થઈ પડે છે. તે દૂર કરવા માટે અને સ્વરૂપનું ભાન કરવા માટે સાચા સાધકોને સહાય કરનાર આ અપ્રતિમ ગ્રંથ, જે મહાત્મા નિશ્ચલદાસજીની પ્રસાદી છે, તે અમે આજે મહાગુજરાતની પ્રજા સમક્ષ મૂકીએ છીએ.

"આમાં કોઈ કોઈ સ્થળે સ્ત્રીઓની નિંદા જેવું જણાશે; પણ સમજુ વાચકો એ જોઈ શકશે, કે મૂળ લેખકે એ રીતે 'કામ'ની જ નિંદા કરીને તેનાથી વિમુખ થવાનું મુમુક્ષુઓને સમજાવ્યું છે. આધ્યાત્મિક રીતે જોતાં તો આત્માને સ્ત્રી કે પુરુષ એવી જાતિ નથી; એટલે કામાસક્તિ મુમુક્ષુ પુરુષ અને સ્ત્રી બંનેને માટે ત્યાજ્ય હોવી જોઈએ એવો લેખકનો મુખ્ય ઉદ્દેશ છે.

"આ ગ્રંથ નિષ્કામ ભાવે આ સંસ્થાને સોંપવા માટે અમે રા. રા. વકીલ માણેકલાલ ચુનીલાલ કાંટાવાળા(ખંભાત)ના આભારી છીએ. 'આ ગ્રંથ અપ્રાપ્ય છે, અને પ્રજાને ઉપયોગી થશે માટે સંસ્થાએ છાપવો' એવું સૂચન અમને સ્વામીશ્રી માધવતીર્થજી તરફથી મળ્યું તેમ જ આ ગ્રંથ ફરીથી જોઈ જઈને તેમાં કોઈક સુધારા કરી આપવાનું સત્કાર્ય પણ તેમણે જ કર્યું છે; તે માટે સંસ્થાના ટ્રસ્ટીઓ તેમનો આભાર માને છે."

મુંબઈ<br>તા. ૩૦–૮–'૪૮

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી<br>મનુ સૂબેદાર (પ્રમુખ)

# અનુવાદકની પ્રસ્તાવના

મહાત્મા પંડિત નિશ્ચલદાસજીએ હિંદુસ્તાની ભાષામાં રચેલા 'વિચારસાગર'ની ઉત્તમતા અને ઉપયોગિતા વિષે કાંઈ પ્રશંસા કરવાની હવે જરૂર રહી નથી; મરાઠી અને સંસ્કૃતમાં પણ એના અનુવાદો વિદ્વાનોએ કરેલા જાણવામાં આવ્યા છે. આ પુસ્તકનું પ્રથમ ગુજરાતી ભાષાંતર પંડિતવર્ય મનઃસુખરામભાઈએ કર્યું છે, તે પછી પણ કેટલાક વિદ્વાનોએ તેનાં ગુજરાતી ભાષાંતરો કરેલાં સાંભળવામાં આવ્યાં છે. આ ગ્રંથ શાસ્ત્રીય પ્રક્રિયાઓથી ભરપૂર હોવાથી એ ભાષાંતરો વાંચીને પણ ગુરુની સહાયતા વિના તે સમજવો કઠિન છે; માટે જેમ બને તેમ એમાંના વિષયો વેદાંત પરિભાષાથી અનભિજ્ઞ અને વેદાંતના સંસ્કાર વિનાના પણ કેળવાયેલા અધિકારીઓ સહેલથી સમજી શકે એવી તેની રચના કરવાની મને ઇચ્છા થઈ આવવાથી અનુકૂલતા પ્રાપ્ત થતાં તેનું સરળ ગુજરાતી ભાષાંતર કરવાનો પ્રયાસ મેં આદર્યો હતો. તે પ્રયાસ કેટલે અંશે સફળ થયો છે, તેનો નિર્ણય કરવાનું હું વાંચનારને સોંપું છું.

એમાં મુખ્ય સહાય પંડિતશ્રી પીતામ્બરદાસજીએ ટીકા સહિત બહાર પાડેલી આવૃત્તિની લીધી છે. તેમણે વિષયોના સ્પષ્ટીકરણ માટે જુદાજુદા વિભાગો પાડી અંકો વડે તે તે પરિચ્છેદ બનાવ્યા છે. તે વિભાગો અને અંકો કાયમ ન રાખતાં મેં કાંઈક વિશેષ સારી રીતે અંકો અને પરિચ્છેદ રાખ્યા છે. વળી તેમણે ટીકામાં આપેલા ખુલાસામાંથી જ્યાં જરૂર લાગી ત્યાં તેટલા જ ખુલાસા મૂળના ભાષાંતરની સાથે જ આમાં આપવામાં આવ્યા છે, કે જેથી વાંચનારનો વિચારતંતુ તૂટે નહિ.

આ ભાષાંતર અક્ષરશઃ કરવાને બદલે વિષય સમજવો અનુકૂળ પડે એવી રીતે લખ્યું છે. માત્ર ગ્રંથમાંનો કોઈ વિષય રહી ન જાય, તેની ખાસ સંભાળ લેવામાં આવી છે; એટલું જ નહિ પણ એમાંના વેદાંતને લગતા કેટલાક શબ્દોનું સ્પષ્ટીકરણ વગેરે ટીકામાંથી અથવા બીજા ગ્રંથોમાંથી લેવામાં આવ્યું છે, તે પણ તે તે સ્થળે છાપવામાં આવ્યું છે. વેદાંતના બીજા ગ્રંથો વાંચનારને તેના પારિભાષિક શબ્દો સમજવા અનુકૂળ પડે; માટે મેં વેદાંત અને ન્યાયનાં વાંચેલાં પુસ્તકોમાંથી સંગ્રહ કરેલો એક કોશ પણ આ પુસ્તકને અંતે આપવાનો વિચાર હતો; પણ ગ્રંથનું કદ વધી જવાના ભયથી તેને અનુકૂળતાએ સ્વતંત્ર પુસ્તક તરીકે પ્રસિદ્ધ કરવાનો વિચાર રાખ્યો છે.

આ પુસ્તકમાં કેટલાક હિતૈષીઓની સૂચનાને અનુસરી મળગ્રંથના દોહા વગેરે હિંદી ભાષામાં આપ્યા છે તથા તેના અર્થ ગુજરાતી ભાષામાં આપ્યા છે. આ અર્થ પ્રાયઃ શ્રી ૫૦ ૫૦ સ્વામી શ્રીમુકુંદાશ્રમજીએ રચી પ્રસિદ્ધ કરાવેલા પુસ્તકને આધારે આપેલા છે. શ્રી ૫૦ ૫૦ સ્વામીશ્રી મુકુંદાશ્રમજી એક સારા વિદ્વાન અને વેદાંતશાસ્ત્રોના અભ્યાસી છે. આ ભાષાંતર તેમણે કૃપા કરી અક્ષરશઃ તપાસી જોયું છે, તે બદલ તેમનો પરમ ઉપકાર માનું છું. ખંભાતના સાહિત્ય-વાચસ્પતિ કવિશ્રી દયાશંકર રવિશંકરભાઈએ પણ આ ગ્રંથ વાંચી પરમ સંતોષ જણાવ્યો છે.

× × × ×

વેદાંતજિજ્ઞાસુ સામાન્ય જનતાને આ પુસ્તક ઉપયોગી થાય એ જ આ પુસ્તક લખવાના શ્રમની કૃતાર્થતા તથા સફળતા છે.

કાર્તિક સુ. ૫, સંવત ૧૯૮૬,
ઠે. વાડી રંગમહાલ, વડોદરા

છોટાલાલ નરભેરામ ભટ્ટ

[ બીજી આવૃત્તિમાંથી ]

# મહાત્માશ્રી નિશ્ચલદાસજીનું જીવનચરિત્ર

કોઈ સાધનસંપન્ન પુરુષ શ્રવણાદિક કરતેકરતે વખતે સ્થૂળ શરીરનો ત્યાગ કરીને અન્ય શરીર ધારણ કરે છે, ત્યારે તેવા પુરુષને ગત જન્મમાં રહી ગયેલી સાધનોની ન્યૂનતા તેના વર્તમાન જન્મમાં ન રહેતાં તેને શીઘ્ર જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તે જ જન્મમાં તેને સાક્ષાત્કાર પણ થાય છે. એને માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં લખ્યું છે કે—

**प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।**
**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥** અ. ૬-શ્લો. ૪૧ ॥
**अथवा योगिनामेव कुले भवति धीमताम् ।**
**एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥** „ ૪૨ ॥
**तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।**
**यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥** „ ૪૩ ॥

સર્વ કર્મના સંન્યાસપૂર્વક વેદાંતાદિનું શ્રવણ કરતાંકરતાં જેનું શરીર પડી ગયું હોય છે, તે યોગભ્રષ્ટ પુરુષ અશ્વમેધાદિ પુણ્યકર્મ કરનારાઓને જે લોકની પ્રાપ્તિ થાય છે, તે લોકમાં ઘણાં વર્ષો સુધી રહ્યા પછી કાં તો પવિત્ર અને વિભૂતિમંપન્ન એવા ચક્રવર્તી રાજાને ત્યાં અથવા યોગવિદ્ દરિદ્ર બ્રાહ્મણને ત્યાં જન્મે છે. આ પ્રમાણે દરિદ્ર અને બ્રહ્મવિદ્ બ્રાહ્મણના કુળમાં જન્મ થવો એ આ લોકમાં પરમ દુર્લભ છે. ઉપર પ્રમાણે એમાંથી કોઈ પણ એક સ્થાનમાં જન્મ્યા પછી ત્યાં તેને પૂર્વજન્મનો બુદ્ધિ-સંસ્કાર પ્રાપ્ત થાય છે અને તે મોક્ષ-પ્રાપ્તિ અર્થે ફરીથી પાછો વિશેષ પ્રયત્ન કરે છે.

આ પ્રમાણેના શ્રીમદ્ ભગવદ્‌ગીતાના વચનાનુસાર મહાત્માશ્રી નિશ્ચલદાસજીનો પણ જાણે કોઈ યોગભ્રષ્ટ પુરુષનો જન્મ થયો હોય, એ રીતે પંજાબમાં આવેલા ,ધણુના નામના ગામમાં વિક્રમ સંવત ૧૮૪૯ના શ્રાવણ વદ અષ્ટમી જેવી ભગવાન યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્ર જેવા પૂર્ણાવતાર પુરુષને જન્મ આપનારી પુણ્ય-તિથિએ જન્મ થયો હતો. એમના પિતાશ્રીની સ્થિતિ પરમ દરિદ્ર હતી, તો પણ ભાવે તે અપાર સાત્ત્વિક પ્રકૃતિના હતા. તેમને સ્વાભાવિક રીતે પ્રાપ્ત થયેલું મુક્તો' એ નામ જાણે એમની મુક્ત દશા સૂચવતું હોય એવું હતું. આ ઉદ્દરત્નને જન્મ આપનારી જનેતા પોતાના પુત્રનો પ્રભાવ જોવાને રહી નહિ ને શ્રીનિશ્ચલદાસને માતૃસ્નેહનું બંધન પણ રખેને મોક્ષસુખમાં અંતરાયરૂપ ઈ પડે એમ ધારી જાણે અનુકૂળ સંયોગો મેળવી આપવા હોય, તેમ દૈવે નો શ્રીનિશ્ચલદાસજીની બાલ્યાવસ્થામાં જ દેહાન્ત કર્યો. તે વખતે આ મહાત્માનું ય માત્ર ત્રણ વર્ષનું જ હતું. સ્ત્રીના સ્વર્ગવાસ પછી મુક્તાજી ત્રણ વર્ષના ાળક નિશ્ચલદાસજીને પોતાને ખભે બેસાડી ધણુનાથી આશરે છત્રીસ ગાઉને અંતરે આવેલા દિલ્હીમાં ગયા. ત્યાં દાદૂજી નામના કોઈ મહાપુરુષે પ્રવર્તાવેલા સંપ્રદાયવાળાઓનું સ્થાન હતું. તે સ્થાનના અમરદાસજી નામના સાધુ તે વખતે

અધિકારી હતા. મુક્તાનંદજીએ તેમના ગિરાનુના ગરાગુમાં નિશ્ચલદાસજીને મૂકવાનો નિશ્ચય કરીને સાધુની દીક્ષા અપાવી. દાદૂપંથની દીક્ષા લીધા પછી નિશ્ચલદાસજીએ પોતાનું ચૌદ વર્ષનું વય થતાં સુધી ત્યાં જ રહી વિદ્યાભ્યાસ કર્યો અને ગુરુસેવાનો પણ લાભ લીધો.

નિશ્ચલદાસજીની વિદ્યા ગ્રહણ–ધારણ કરવાની અસામાન્ય શક્તિ અને અભિરુચિ જોઈને કેટલાક દીર્ઘદર્શી પુરુષો તે વખતે એવું અનુમાન કરતા, કે આ કોઈ મહાતીવ્રબુદ્ધિમાન્ બાળક અલૌકિક પાંડિત્ય સંપાદન કરીને મહાપુરુષ તરીકે ગણાશે. ઈશકૃપાએ પરિણામે એમ જ બન્યું; અને એ ઉદારચરિત દૂરદર્શી પુરુષોનાં અનુમાન સાચાં પડ્યાં.

આ વખતે પોતાના જ ગામના રહીશ સ્વરૂપાનંદ નામના કોઈ એક પરમહંસનો મેળાપ નિશ્ચલદાસજીને દિલ્હીમાં જ થયો અને 'मनो हि जन्मान्तरसंगतिज्ञम्' એ ન્યાયે જન્માન્તરના સંબંધને જાણે એ બેયનાં મન જાણી ગયાં હોય, તેમ તેમની વચ્ચે સહજ મિત્રતા બંધાઈ ગઈ. દિલ્હીમાં અધિક અભ્યાસની અનુકૂળતાનો અભાવ હોવાથી વિદ્યાના સ્થાયી નિવાસસ્થાનરૂપ શ્રીવિશ્વનાથની પુરી વારાણસી–કાશીમાં જવાનો એ બેય મિત્રોએ સંકલ્પ કર્યો. જ્યાં મુરારિચરણચ્યુત નિર્મળ જળના અકળ પ્રભાવથી ભગવતી ભાગીરથી અનેક ભવ્ય જીવોનો સમુદ્ધાર કરવા ગંભીર ગર્જના કરી રહી છે; જ્યાં સકળ વિદ્યાઓના નિયંતા ભગવાન હરિ અને હર સ્વયં પરમતત્ત્વજ્ઞાનનો સંવાદ એક વખતે કરી લોકોને મુક્તિનું સુખ આપતા હોવાથી તે મુક્તિપુરીને નામે પ્રસિદ્ધિ પામી છે. જ્યાં ચરાચર ગુરુ ભગવાન વિશ્વનાથ સાક્ષાત્ નિવાસ કરી તારકમંત્રનો સદુપદેશ આપી અમાપ પાપનો પરિતાપ નષ્ટ કરી રહ્યા છે. જ્યાં અદ્યાપિ કોઈ કોઈ પરમશાન્ત બ્રહ્મનિષ્ઠ જીવન્મુક્ત મહાત્માઓ પ્રારબ્ધશેષ ભોગવતા નિરંતર બ્રહ્માનંદમાં નિમગ્ન થઈ પરમશાંતિનું સુખ અનુભવી રહ્યા છે, એવી કલિકલ્મષનિવારિણી શ્રીકાશીજી તરફ જવાને બેય મિત્રોએ પ્રયાણ કર્યું.

કાશીમાં પગ મૂકતાંની સાથે જ શ્રીનિશ્ચલદાસજીને પ્રતીતિ થઈ, કે 'બીજાં સ્થાનોમાં જે પંડિત તરીકે પંકાય છે અને પોતાને પણ પાછા જે પંડિત જેવા માને છે, તે પંડિતો આ કાશીના નિવાસી મૂર્ખાઓની કોટિમાં પણ મુકાવાને લાયક હોતા નથી, તેમ જ પોતે પણ દિલ્હીમાં રહીને કરેલા અભ્યાસથી જે દિલ્હીના પંડિત સાધુસમુદાયમાંના એક તરીકે ગણાતા હતા, તે પણ નિરર્થક જ હતું' બુદ્ધિમાન્ પુરુષોને આમ પોતાની ન્યૂનતાનું ભાન થવું તે પણ અભ્યુદયના નિદાનરૂપ હોય છે, એ યથાર્થ જ છે. નિશ્ચલદાસજીએ પ્રથમ નિખિલાગમ–નિગમનિષ્ણાત મહાત્મા શ્રી વિશુદ્ધાનંદજીના આશ્રમમાં શાસ્ત્રશ્રવણ કરવાની વૃત્તિથી જવાનું શરૂ કર્યું. તે ઉપરથી ત્યાંના સજ્જન વિદ્વાનોનો સહવાસ થતાં એમને સમજાયું, કે 'હજુ મારામાં શાસ્ત્રશ્રવણ કરવાની પણ યોગ્યતા આવી નથી, ત્યાં તેના અધ્યયનની આશા તો રાખવી જ શી રીતે?' આવો વિચાર કરીને આત્મપુરાણ ઉપર ટીકા કરનારા પંડિતશિરોમણિ શ્રીકાકારામજીની પાસે પ્રથમથી જ

અધ્યયન કરવાનો આરંભ કર્યો. પોતાના ઉત્સાહ, સ્વાશ્રય અને નિશ્ચયના બળે નિશ્ચલદાસજીએ કાકારામજીના શિષ્યની પાસે કોશ, વ્યાકરણાદિક ગ્રંથોનો અભ્યાસ કરી લીધો. એમની અસાધારણ ધારણ-શક્તિ જોઈને કાકારામજીએ એમના ઉત્સાહમાં અભિવૃદ્ધિ કરી. તે વખતે ત્યાં છએ શાસ્ત્રોનો અભ્યાસ ચાલતો હતો, તેથી નિશ્ચલદાસજીએ સર્વે શાસ્ત્રોના પાઠ સાંભળવા માંડ્યા અને એમ કરવાથી કાકારામજીનું છાયાની પેઠે અનુસરણ કરનારા અને તેથી જ તેમની પરમ દુર્લભ કૃપાનું પાત્ર થયેલા નિશ્ચલદાસજી તે તે શાસ્ત્રોમાં પારંગત થઈ ગયા ન્યાય શાસ્ત્રનો અભ્યાસ એમણે વિદ્વન્મૂર્ધન્ય દામોદર શાસ્ત્રીની પાસે કર્યો.

એક એવી લોકોક્તિ છે, કે કાશીમાં એક વખતે કોઈ સ્થાનમાં પંડિતોની સભા મળી હતી, તેમાં અનેક વિષયો ઉપર શાસ્ત્રાર્થ થતાં કોઈ એવો કઠિન પ્રસંગ આવી પડ્યો, કે તેનું સમાધાન કરવા તે સભામાંનો કોઈ પણ પંડિત સમર્થ થઈ શક્યો નહિ. એ વખતે નિશ્ચલદાસજી પણ ત્યાં બેઠા હતા, તેમણે પંડિતોની નમ્રતાપૂર્વક આજ્ઞા મેળવી એ કઠિન પ્રસંગનું શાસ્ત્રસંમત એવું સુંદર સમાધાન કર્યું, કે તે સાંભળીને તમામ પંડિતો ચકિત થઈ ગયા અને આ વિજયી શિષ્યની વિદ્વત્તાથી કાકારામજીની કીર્તિચંદ્રિકા પણ પૂર્ણિમાની ચંદ્રપ્રભા જેવી સર્વત્ર પ્રસરી રહી.

કાશી જેવા સ્થાનમાં વિદ્યા સંપાદન કરવા જવાની વૃત્તિ થવી, ત્યાં સમર્થ વિદ્વાન સદ્ગુરુનો સમાગમ થવો, તેમની કૃપા મેળવવી અને વિદ્વાન સાધુપુરુષોનો સહવાસ થવો—એ ઉત્તરોત્તર સદ્ભાગ્યની અભિવૃદ્ધિનાં ચિહ્નો છે. આવું સદ્ભાગ્ય શ્રીનિશ્ચલદાસજીનું પણ હતું, કે જેને યોગે તેમને આવા સમગ્ર અનુકૂળ સંયોગો પ્રાપ્ત થયા હતા

નિશ્ચલદાસજીને જન્મથી જ રાગના બંધનોમાં રહેવાનું નિર્માણ નહિ થયેલું હોવાથી બાલ્યાવસ્થામાં જ ત્યાગ પ્રાપ્ત થયો હતો, પણ શાસ્ત્રજ્ઞાન મેળવવાની ન્યૂનતા હતી, તે પણ ન રહી અને સમગ્ર શાસ્ત્રનું તેમણે તત્ત્વપરાયણ અને માર્મિક જ્ઞાન સંપાદન કરી પોતાના ગુરુવર્ય કાકારામજીના અને કાશીના અન્ય વિદ્વદ્વર્ગનો શુભાશીર્વાદ પણ મેળવ્યો તે પછી પરમહંસ નિશ્ચલદાસજી સંતની પેઠે લોકહિતાર્થે ઉપદેશ આપવાના ઉદ્દેશથી ત્યાંથી વિદાય થયા

જ્ઞાન ગ્રહણ કરવાની અને જ્ઞાનદાન કરવાની બેય શક્તિઓ તેમનામાં અસામાન્ય હતી. તેમણે છએ શાસ્ત્રોનો યથાવત્ અભ્યાસ કર્યો છતાં સર્વોત્તમ અને પરમપુરુષાર્થની પ્રાપ્તિ કરનારું તો વેદાંતશાસ્ત્ર જ છે એવો તેમનો દૃઢ નિશ્ચય હોવાથી તેના ઉપર તેમની અત્યંત પ્રીતિ હતી, અને તેથી જ વેદાંત શાસ્ત્રનું અધ્યયન તેઓ પ્રાતઃકાલમાં જ કરાવતા હતા, કારણ કે તે વખતે મનોવૃત્તિઓ શાંત હોય છે અને તત્ત્વજ્ઞાનના ગંભીર વિચારોના સંસ્કારો પણ તે વખતે બરાબર લાગી રહે છે.

આમ વેદાંતશાસ્ત્રનું પઠન-પાઠન કરાવતા મહાત્માશ્રી નિશ્ચલદાસજી દિલ્હીમાં પોતાના ગુરુસ્થાનમાં આવી પહોંચ્યા. ત્યાં તેમણે વેદાંતનું શ્રવણ કરાવવા માંડ્યું,

પણ ત્યાંના સાધુએ એની ગહનતામાં પ્રવેશ કરી શકે એવા ન હોવાથી, તેમની તેમાં અભિરુચિ થઈ નહિ. આમ છતાં નિશ્ચલદાસજીની ગુરુસ્થાન ઉપર બહુ પ્રીતિ હતી; તેથી તેઓએ દાદૂપંથી સંપ્રદાયના સાધુઓના જ્ઞાનમાં વધારો કરી તેમનો ઉત્કર્ષ કરવાની પ્રવૃત્તિ ચાલુ રાખી. **સુંદરવિલાસ**ના કર્તા પં. સુંદરદાસજીએ અને આ મહાત્મા નિશ્ચલદાસજીએ દાદૂપંથના મહિમામાં ઘણો વધારો કર્યો છે.

નિશ્ચલદાસજીના શિષ્યવર્ગમાં અનેક પંથના સાધુઓ હતા. તેમાં એક વખત એવો કલેશ ઉત્પન્ન થયો, કે કોઈ એક વિદ્યાર્થીએ દાદૂપંથી વિદ્યાર્થીને કહ્યું, કે 'તારા ગુરુ તો કૂકડા જેવા હતા.' આ ગુરુનિંદા, દાદૂપંથી વિદ્યાર્થીને દુઃસહ થઈ પડવાથી તેણે નિશ્ચલદાસજીને એ વાત કરી. તે સાંભળીને મંદમંદ હાસ્યપૂર્વક નિશ્ચલદાસજીએ કહ્યું, કે 'ભાઈ! એમાં ખોટું શું લગાડે છે? વાત ખરી છે; જેમ કૂકડો સર્વ લોકોને નિદ્રામાંથી જગાડે છે, તેમ શ્રીદાદૂજીએ પણ અનેક લોકોને મોહનિદ્રામાંથી જગાડ્યા છે; માટે એણે જે કૂકડાના જેવા કહ્યા છે તે યથાર્થ જ છે.'

નિશ્ચલદાસજીની વિદ્વત્તા, ઉપદેશ કરવાની અપ્રતિમ શક્તિ અને તીવ્ર ત્યાગવૃત્તિની સર્વત્ર પ્રસિદ્ધિ થતાં, બૂંદીના નરેશ રામસિંહજીએ એમને આમંત્રણ મોકલ્યું. રાજા રામસિંહના આગ્રહથી પોતે બૂંદીમાં પધાર્યા. એમનો સમાગમ થતાં રામસિંહજીનો ભક્તિભાવ બહુ વધી ગયો; અને સમસ્ત રાજકુટુંબે નિશ્ચલદાસજીને ગુરુરૂપે ગણી એમની આજ્ઞાનુરૂપ વર્તન શરૂ કર્યું; તેમ જ રાજા રામસિંહજીએ એમની આજ્ઞાને અનુસરીને સત્કાર્યો કરવા માંડ્યાં. એક વખત દેશદેશાંતરના પંડિતોનો સમાજ પોતાના શહેરમાં ભરી, તેમનો ઉત્તમ પ્રકારે આદરસત્કાર કર્યો. નિશ્ચલદાસજી જેવા સમર્થ મહાત્માના સત્સંગના રંગથી રાજા રામસિંહજીએ પણ સ્વભાવથી જ સાથે નહિ રહેનારી શ્રી અને સરસ્વતીના એકાધિકરણનું પદ સંપાદન કર્યું.

પ્રતિદિન પઠનપાઠનના પ્રભાવથી નિશ્ચલદાસજીની વિદ્યા પૂર્ણ પરિપાકને પામી હતી અને શક્તિ તો તેમનામાં સ્વાભાવિક હતી જ; તેમાં રાજા રામસિંહજીની અને કેટલાક શિષ્યોની પ્રાર્થનાથી એમણે ગ્રંથ રચવાનું લોકોપકારક કાર્ય આરંભ્યું.

એમના રચેલા **વિચારસાગર** અને **વૃત્તિપ્રભાકર** એ બે ગ્રંથો પ્રસિદ્ધ છે. તે ઉપરાંત કઠવલ્લિ ઉપનિષદ ઉપર એમણે સંસ્કૃતમાં ટીકા લખી છે. વૈદકશાસ્ત્રનો પણ એક ગ્રંથ રચ્યો છે; અને નિશ્ચલદાસજીના સમકાલીન કેવલાશ્રમ નામના સાધુ એમ કહેતા હતા, કે **ઈશાવાસ્ય** ઉપનિષદ ઉપર પણ એમણે સંસ્કૃતમાં ટીકા કરી છે. એમ કહેવાય છે, કે એમણે સત્તાવીસ લાખ શ્લોકોનો સંગ્રહ કર્યો હતો. આ સર્વ એમની ગ્રંથસમૃદ્ધિ કીહડોલી ગામમાં નિશ્ચલદાસજીનાં જ્યાં ગુરુદ્વારો છે ત્યાં છે એવું લોકો માને છે.

'વિચારસાગર' એ વેદાંતનો પ્રમેય ગ્રંથ ગણાય છે. એ ગ્રંથ વિક્રમ સંવત [illegible] વિચારનો સાગર હોવાથી

તેનાં માન પ્રકરણોનું 'તરંગ' એવું અન્વર્થ નામ રાખ્યું છે પ્રત્યેક તરંગમાં શું શું છે, તે આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર કરનાર વિદ્વદ્વર શ્રીયુત છોટાનાન બાઈએ ગ્રંથવિવેચનમા વિસ્તારપૂર્વક દર્શાવ્યુ છે, તેથી તેની પુનરુક્તિ અહીં કરી નથી.

આ ગ્રંથના બંગાળી, હિંદી, મરાઠી અને અંગ્રેજી ભાષામા ભાષાંતરો થયા છે, એ ઉપરથી એની લોકપ્રિયતા અને લોકોપયોગિતા સિદ્ધ થાય છે.

'વૃત્તિપ્રભાકર' એ વેદાંતનો પ્રમાણ ગ્રંથ છે. એમા વૃત્તિના કારણ, વૃત્તિનુ ભેદયુક્ત સ્વરૂપ અને વૃત્તિનું વ્યવહારની તથા મોક્ષની સિદ્ધિરૂપ ફળ એ ત્રણ પ્રકારના પદાર્થોનું નિરૂપણ કરવામા આવ્યુ છે. એ ગ્રંથનું પ્રથમ નામ **વૃત્તિદીપિકા** હતુ નિશ્ચલદાસજી જ્યારે બૂંદીમા બિરાજતા હતા, તે વખતે રામસિંહજીની વૃત્તિને અનુસરી તેમણે એ ગ્રંથ રચેલો; અને ત્યાં જ તે છપાયો પણ હતો. તેમા પ્રથમ સાત પ્રકાશ હતા, તે પછી એક આઠમો પ્રકાશ ઉમેરી 'વૃત્તિદીપિકા'ને 'વૃત્તિપ્રભાકર' એ નામે પ્રસિદ્ધ કરી એ ગ્રંથ સંવત ૧૯૧૬મા બૂંદીકોટામા જ પૂરો કર્યો હતો.

યદ્યપિ અમુક જાતિમા જન્મ થાય તો જ અમુક પુરુષાર્થ કરી શકાય, એવો કોઈ નિયમ નથી. 'दवायत्त कुले जन्म मदायत्त तु पारुषम्' અમુક કુલમા જન્મ થવો એ દૈવાધીન છે અને પુરુષાર્થ વ્યક્તિને અધીન છે' એવુ વેદવ્યાસનુ પણ વચન છે, એટલે મહાપુરુષોની જાતિનો વિચાર કરવો અસ્થાને છે, એમ છતા તે વાત તેમણે જણાવી હોય અથવા કોઈ પ્રમાણાંતરથી સિદ્ધ થઈ શકતી હોય, તો તે તેમના ઉજ્જ્વલ ચરિત્રો વગી વિશેષ પ્રકાશિત કરે છે યુક્તિપ્રકાશની ભૂમિકા ઉપરથી મહાત્માશ્રી નિશ્ચલદાસજી જાટ જાતિના હતા એમ જણાય છે, ત્યારે બીજી તરફથી એ બ્રાહ્મણ હતા, એમ પણ સમજાય છે. એમના રચેલા 'વૃત્તિપ્રભાકર' ગ્રંથના અનુપલબ્ધિ પ્રકરણમા નસર્થનિરૂપણનો પ્રસંગ લખતા લખ્યુ છે, કે 'अब्राह्मणो नाचार्य्य—જે બ્રાહ્મણથી ભિન્ન એટલે અબ્રાહ્મણ છે, તે આચાર્ય થવાને યોગ્ય નથી' આ ઉપરથી એ પોતે બ્રાહ્મણ હોવા જોઈએ, એવુ કેટલાક વિદ્વાનો અનુમાન કરે છે, તેમ જ અદ્વૈતસિદ્ધિનો હિન્દી ભાષામા અનુવાદ કરનારા ન્યાય-વેદાંતના પરમ ધુરંધર વિદ્વાન પૂજ્ય બ્રહ્મચારીશ્રી રામેશ્વર દત્ત શર્મા ઉક્ત ગ્રંથની પ્રસ્તાવનામા જણાવે છે, કે કોઈ વખતે પૂજ્ય બ્રહ્મચારીજી પંજાબમા આવેલી રાવી નામની નદીના તટ ઉપર પર્યટન કરતા હતા, તેવામાં રાવીથી કંઈક દૂર દક્ષિણ તરફ તુલંબા નામના ગામમા એક વૃદ્ધ સાધુનો એમને મેળાપ થયો તે દાદૂ સંપ્રદાયનો હતો અને તેનુ નામ શીતળદાસ હતુ એ શીતળદાસ સાધુએ અસગોપાન બ્રહ્મચારીજીને કહ્યું 'નિશ્ચલદાસજી જાતે સારસ્વત બ્રાહ્મણ હતા હુ એમની સેવામા ઘણા વખત સુધી રહ્યો હતો, અને એમણે (નિશ્ચલદાસે) ઘણા વખત સુધી માથે જટા રાખેલી હોવાથી, તેની ગરમીથી એમનુ શરીર બહુ સારુ રહેતુ નહિ' આ પ્રમાણે નિશ્ચલદાસજીના સહવાસમા રહેલા સાધુ

શીનગદામજીએ સ્વયં બ્રહ્મચારીજીને કહેલું. ત્યાર પછી મગરભીમમાં કોઈ રામદાસ નામના ઉદાસીન સંપ્રદાયના સાધુનો એમને (બ્રહ્મચારીજીને) મેળાપ થયો તે સાધુએ જ્ઞાની મૂળચંદજીના સહવાસમાં ઘણો સમય ગાળેલો હતો આ જ્ઞાની મૂળચંદજી પોતાના સમયમાં એક પ્રતિષ્ઠિત મહાત્મા જેવા મનાતા હતા, તે ઉપરાંત તે વિદ્વાન પણ સારા હતા. એમણે વેદાન્તપદાર્થ મંજૂષા નામનો વેદાન્તવિષયક એક બહુ ઉત્તમ ગ્રંથ પણ રચ્યો છે પોતે સિદ્ધદેશમાં ઘણું ભાગે રહેતા તે જ્ઞાની મૂળચંદજી મહાત્મા નિશ્ચલદાસજીને બહુ માનની દૃષ્ટિએ જોતા હતા. આ બેય મહાત્માઓ સમકાલીન ગણાય છે, એવું રામદાસ સાધુએ બ્રહ્મચારીજીને કહેલું. આ ઉપરથી મહાત્માશ્રી નિશ્ચલદાસજીની જાતિ વિષે વિદ્વાનો જે યોગ્ય લાગે તે અનુમાન કરે, અમે તો માત્ર સત્ય લખીને અટકીએ છીએ

નિશ્ચલદાસજીમાં નિઃસંદિગ્ધ જ્ઞાન અને પરમ ઉત્કૃષ્ટ વક્તૃત્વશક્તિ એ બે હતાં તે નિર્વિવાદ છે, અને તેથી જ તેઓ જ્યારે યોગવાસિષ્ઠાદિ વેદાન્ત ગ્રંથો વાંચતા હતા, ત્યારે શ્રોતાઓ ચકિત બની જતા હતા જે ભાગ્યશાળીઓને એમની જ પાસે 'વિચારસાગર'નો અભ્યાસ કરવાનો અલભ્ય લાભ મળ્યો હશે, તે પણ એમની કૃપાથી સિદ્ધ જેવા જ બની ગયા હશે એમાં કંઈ આશ્ચર્ય નથી

જે પુણ્યશાળી પુરુષોને એમના પ્રત્યક્ષ દર્શન કરવાનો પ્રસંગ મળેલો, તેઓ કહેતા, કે મહાત્મા નિશ્ચલદાસજી શરીરે કૃશ હતા, પચકો રાખતા, એમની મુખાકૃતિ લંબગોળ હતી, આન્તરશત્રુઓનો નિગ્રહ કર્યાના અભ્યાસથી રહેતો હોય, એમ એમના શરીરમાં સર્વદા જ્વર રહ્યા કરતો કટી ઉપર માત્ર એક જ વસ્ત્ર વીંટાળી રાખતા ગરીબ કે ગૃહસ્થ, રાજા કે રૈયત, પંડિત કે પામર, સહુની ઉપર એ સમદૃષ્ટિવાળા દેખાતા શિષ્યસમૂહની સંખ્યા મોટી હોવા છતાં પોતાનું કાર્ય પોતે જ કરી લેતા અને હમેશાં પોતાના સંગ્રહિત સાહિત્યનું ચિંતન કર્યા કરતા હતા

આવા પરમવિરક્ત અને 'વિચારસાગર' તથા 'વૃત્તિપ્રભાકર' જેવા આકર ગ્રંથોના રચનારા પ્રાતઃસ્મરણીય પૂજ્ય મહાત્માશ્રી નિશ્ચલદાસજીએ પ્રતિપાર ગતિ આરબ્ધ ભોગવી દિલ્હીમાં પોતાના ગુરુસ્થાનમાં જ વિક્રમ સંવત ૧૯૧૯-૨૦ના ફાગણ વદ ૦))ને દિવસે સિત્તેર વર્ષની વયે મધ્યાહ્ન પછી પોતાના સ્થૂળ શરીરનો ત્યાગ કરી પરમપદ પ્રાપ્ત કર્યું

'વિચારસાગર'ને ભાષાન્તર કરી પ્રસિદ્ધ કરનારા શ્રીયુત મનસુખરામ ભાઈએ લખેલા તથા અન્ય ગ્રંથોમાંથી મળી આવેલા જીવનચરિત્રને આધારે આ જીવનચરિત્ર લખ્યું છે, તેથી તે વિદ્વાનોનો અન્તઃકરણપૂર્વક ઉપકાર માનીને વિરમીએ છીએ તા ૨-૧૦-'૩૦

કે અતિંગ, ખંભાત,<br>વિજ્યાદશમી, સં ૧૯૮૬ } કવિ દયાશંકર રવિશંકર

[બીજી આવૃત્તિમાંથી]

# ગ્રંથવિવેચન

શ્રીશંકરાચાર્ય ભગવાન પોતાના 'અપરોક્ષાનુભૂતિ' નામે ગ્રંથમાં લખે છે, કે—'नोत्पद्यते विना ज्ञानं विचारेणान्यसाधनैः।' એટલે વિચાર વિના બીજાં કર્મઉપાસનાદિ સાધનો વડે જ્ઞાન ઉત્પન્ન થતું નથી;' કેમ કે જ્ઞાન એ જ અજ્ઞાનનું નાશક છે, અજ્ઞાનથી બ્રહ્મ સંસારરૂપે ભાસે છે અને જ્ઞાનથી સંસાર બ્રહ્મરૂપે ભાસે છે; માટે મોક્ષનું સાધન જ્ઞાન છે.

'હું કોણ છું? આ જગત શી રીતે થયું? એનો કર્તા કોણ છે? જગતનું ઉપાદાન કારણ શું છે?' આવી શંકાઓ વિચારવાળા માણસને સહજ સ્ફુરી આવે છે. એવી શંકાઓનું યથાર્થ સમાધાન થાય એવા વિચારો, તે જ શ્રીશંકરાચાર્ય ભગવાન 'વિચાર' શબ્દથી સૂચવે છે. ઉપર કહેલી શંકાઓનું સમાધાન થાય એવા વિચારોનો સમૂહ આ ગ્રંથમાં એકત્ર કર્યો છે. એ વિચારો પૂર્વના પંડિતોએ એટલા બધા કર્યા છે, કે તે બધાનો સમાવેશ આવડા ગ્રંથમાં થાય નહિ; તથાપિ જેમનો પ્રવેશ સંસ્કૃત શાસ્ત્રીય ગ્રંથોમાં નથી તથા જેમને શાસ્ત્રોની પરિભાષાનું જ્ઞાન નથી, એવા અનેક મુમુક્ષુ પુરુષો સમજી શકે એવા, એટલા બધા વિચારો આ ગ્રંથમાં જણાવ્યા છે, કે જેથી તેને 'વિચારસાગર' નામ આપવામાં ગ્રંથકારે કાંઈ અયોગ્ય કર્યું નથી.

સાધુશ્રી નિશ્ચલદાસ મોટા વિદ્વાન હતા તથા તે ધારત તો સંસ્કૃતમાં જ ઉત્તમ વેદાંતનો ગ્રંથ લખી શકત; પરંતુ અત્યાર સુધીમાં તેવા ગ્રંથો અનેક થયા છે, પણ પ્રાકૃત ભાષાઓ જાણનાર માટે એવો એકે ગ્રંથ થયો નથી, એમ જાણી તેમણે જિજ્ઞાસુઓ ઉપર દયા કરી આ ગ્રંથ લખ્યો છે, એ વાત તેઓ પોતે આ ગ્રંથના અંતમાં લખે છે:-

सांख्य न्यायमें श्रम कियो, पढि व्याकरन अशेष ।
पढे जु ग्रंथ अद्वैतके, रह्यो न एक हु शेष ॥ १११ ॥
तिन यह भाषा ग्रंथ किय, रंच न उपजी लाज ।
तामें यह इक हेतु है दया धर्म सिरताज ॥ ११२ ॥

આ આખો ગ્રંથ સાત વિભાગ પાડીને લખ્યો છે. એ વિભાગના દરેકને તરંગ નામ આપ્યું છે; કેમ કે ગ્રંથને સાગરનું રૂપ આપ્યું, ત્યારે તેના વિભાગ તો તરંગ જ હોઈ શકે. મૂળ ગ્રંથ દોહા, ચોપાઈ અને છંદોમાં લખ્યો છે તથા તેની સંખ્યા બધી મળીને લગભગ ૫૫૦ જેટલી છે. આ દોહા વગેરે થોડામાં ઘણો અર્થ બતાવનારાં સૂત્રો જેવા હોવાથી તેના ઉપર પોતે જ ભાષ્ય લખ્યું છે; અને એ ભાષ્ય દ્વારા વેદાંતની બહુધા બધી પ્રક્રિયાઓનું સહેલાઈથી નિરૂપણ કર્યું છે.

વેદાંતના પ્રક્રિયા ગ્રંથો લખવાની શૈલી બહુધા સર્વત્ર એવી જોવામાં આવે છે, કે તેનું દરેક પ્રકરણ જાણે પૂરો ગ્રંથ હોય, એ રીતે આ ગ્રંથમાં પણ પ્રાયશઃ એવું જ જોવામાં આવે છે; એટલે ઉત્તમાધિકારીને જ્ઞાનોપદેશ માત્રથી

કૃતાર્થ માની ચોથો તરંગ સમાપ્ત કર્યો છે; મધ્યમાધિકારીને જ્ઞાન સાથે ઉપાસના પણ બતાવી પાંચમો તરંગ પૂરો કર્યો છે; અને કનિષ્ઠ અધિકારીને સર્વ શાસ્ત્ર ભણવાની આવશ્યકતા માની છઠ્ઠો તરંગ પૂરો કર્યો છે.

ગ્રંથના પહેલા તરંગમાં જ બ્રહ્મવિદ્યાનો અધિકારી કોણ હોઈ શકે વગેરે ચાર અનુબંધ બતાવ્યા છે; ત્યાં લખ્યું છે, કે મનુષ્યોમાં મળ (રાગ, દ્વેષાદિ પાપદોષ), વિક્ષેપ (નાના પ્રકારની કલ્પનાઓથી જગત અને તદંતર્ગત સુખદુઃખ ભયાદિની પ્રતીતિ) અને આવરણ (એટલે આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થવામાં વિઘ્નરૂપ અજ્ઞાન) એ ત્રણ દોષ હોય છે. એ ત્રણ પૈકી મળદોષ પૂર્વજન્મે કરેલાં કર્મોના સંસ્કારરૂપ હોય છે; માટે તેને મટાડવા આ જન્મે તેથી બળવાન શુભ કર્મો કરવાં જોઈએ; અર્થાત્ પરમેશ્વરપ્રીત્યર્થ નિષ્કામ કર્મ કરવાથી એ પાપદોષ મટે છે. મનમાં રાગ, દ્વેષ અથવા કામ, ક્રોધ વગેરે દોષો રહેલા હોય છે, તે દૂર કરવાનો ઉપાય 'મહાભારત'માં શ્રીવ્યાસજીએ પણ તેના વિરોધી ગુણોનું સેવન કરવું એ જ કહ્યો છે. ઉષ્ણતાનું શમન શીતથી અને શીતનું શમન ઉષ્ણતાથી જ થાય છે. તેમ કામાદિ દોષથી ઉત્પન્ન થયેલા રાગાદિ વ્યાધિનું શમન નિષ્કામ કર્માદિથી જ થાય એ સંભવિત છે; અને મનુષ્યના નિર્બળ મનને ઈશ્વર ઉપરની શ્રદ્ધા વડે બળ મળે છે; માટે એ નિષ્કામ કર્મ ઈશ્વરપ્રીત્યર્થે કરવાં એમ પણ કહ્યું છે.

આવી જ રીતે દીન અને દુઃખીના સુખ માટે શ્રમ કરવો, દ્રવ્યનો ત્યાગ કરવો વગેરે પરોપકારનાં કૃત્યો છે. એથી કરીને પરમેશ્વર પ્રસન્ન થાય છે તથા પોતાના દેહ વગેરે ઉપરથી તથા પોતાનાં સ્વજન, મિત્ર, ધન, ધામ, ધરા, સુખ, વૈભવ, અભિમાન, લોભ વગેરે ઉપરથી રાગરૂપી મળ અંતઃકરણમાંથી નાશ પામે છે.' શત્રુ ઉપરનો ક્રોધ દૂર કરવા વડે દ્વેષ નામનો મળદોષ નાશ પામે છે તથા અંતઃકરણ શુદ્ધ થાય છે. શ્રીભગવાન પણ ગીતામાં વારંવાર એ જ વાત કહે છે; જેમ—

'रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन्
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ।

જે માણસ શાસ્ત્રની આજ્ઞાને અધીન રહી રાગ અને દ્વેષના દોષ વિનાની તથા પોતાના કબજામાં રહેલી ઇંદ્રિયો વડે પ્રાપ્ત થયેલા વિષયો ભોગવે છે, તેનું અંતઃકરણ નિર્મળ થાય છે.'

*બધાં જ શાસ્ત્રો અને વેદાંતનાં પુસ્તકો એ જ વાત કહે છે.* રાગ, દ્વેષ વગેરે મેલ મન ઉપર ચઢ્યો હોય, તે મનમાં જ્ઞાનરૂપ પરમેશ્વરનો સાક્ષાત્કાર થતો જ નથી. 'મારે કાંઈ ફળની ઇચ્છા નથી પણ આ વિષ્ણુયાગ કરવા વડે પરમેશ્વર પ્રસન્ન થાઓ' એમ માની એ ઘણું દ્રવ્ય ખરચીને યજ્ઞયાગાદિ કર્મ કરે છે. ને જો કે નિષ્કામ કર્મ જ કહેવાય છે, તથાપિ તેમાં છૂપી રીતે લોકૈષણા રહેલી છે; તથા કાંઈક રૂપમાં છૂપી પુત્રવાસના પણ રહેલી છે. જો કે તેમાં પોતાના દ્રવ્યના વધારાનો ત્યાગ થાય છે, તથાપિ અંતઃકરણમાંથી દ્રવ્યમાત્રની ઇચ્છાનો

ત્યાગ થતો નથી અને એટલા માટે જ સર્વસ્વનો ત્યાગ કરી સંન્યાસ લેવાથી જ ખરી રીતે રાગદ્વેષરૂપ મળનો ત્યાગ થઈ શકે છે, અન્યથા થતો નથી, આ કારણથી જ શ્રીશંકરાચાર્ય ભગવાન વારંવાર 'निजगृहात् तूर्णं विनिर्गम्यताम्–પોતાના ઘરમાંથી ઝટપટ નીકળી જાઓ' એવો ઉપદેશ કરે છે, તથા સંન્યાસાશ્રમને જ ઉત્તમ ગણ્યા માને છે.

જે લોકો શ્રીમદ્ ભગવદ્ગીતા વગેરે શાસ્ત્રોમાંથી અને જનકાદિના ઉદાહરણો માંથી સંસારમાં રહીને તેના ભોગ ભોગવતાં છતાં રાગદ્વેષરહિત હોઈને સંસારી કર્મો કર્યા કરી આયુષ્ય વિતાવવાનું કહે છે, તેઓના કહેવામાં પણ અર્જુનની પેઠે મોતને હાથમાં લઈને સ્વધર્મ આચરવો એ જ આશય હોવો જોઈએ એવી રીતે શુદ્ધ થયેલું અંતઃકરણ વિક્ષેપરહિત થાય અને પછી તે તત્ત્વજ્ઞાન મેળવે, તો તે અંતઃકરણમાં જ્ઞાનનો પ્રકાશ પડી સાક્ષાત્કાર થતાં વાર લાગતી નથી માટે તે અંતઃકરણ ફરીથી મલિન ન થવું જોઈએ

સાધુની નિવૃત્તિમાં મહાત્મા એ રીતે પહેલા તરંગના આરંભમાં મળ દોષ દૂર કરવાનો ઉપદેશ કર્યા પછી અંતઃકરણનો વિક્ષેપ-દોષ ઉપાસનાથી દૂર કરવાનું કહે છે. નિર્મળ પાણી પણ ચાલતું હોય, ત્યારે તેમાં સૂર્ય વગેરેનું પ્રતિબિંબ જણાતું નથી, તેમ નાના પ્રકારની કલ્પનાઓથી ચંચળ થતા મનમાં આત્મસાક્ષાત્કાર થતો નથી આ ચંચળતા મટાડવાનો ઉપાય યોગશાસ્ત્ર વગેરે ગ્રંથોમાં તથા શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ કહ્યો છે, કે—

'अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते–અભ્યાસ અને વૈરાગ્ય વડે મનને સ્થિર કરી શકાય છે' રાગથી ઊલટો વિરાગ છે, માટે અંતઃકરણ નિર્મળ કરતી વખતે જ વૈરાગ્ય પ્રાપ્ત થયો હોય છે પણ મનને સ્થિર કરવાનો અભ્યાસ નથી કરેલો હોતો, તેથી નિર્મળ મનનો પણ વિક્ષેપ ચાલુ રહે છે, અર્થાત્ મનને સ્થિર કરવાનો અભ્યાસ કરવાની જરૂર છે એને જ **ઉપાસના** કહે છે

ઉપાસના પણ ક્રિયાયોગ છે, તેથી તેના અસંખ્ય પ્રકારો અનુભવીઓએ ગોઠવી કાઢેલા છે, તેમાંથી જે પોતાને અનુકૂળ આવે તેનો અભ્યાસ કરવાથી મન સ્થિર થાય છે એમની એક ક્રિયા વારંવાર કરી તેને **અભ્યાસ** કહે છે અભ્યાસથી ટેવ પડે છે મનને સ્થિર રહેવાની ટેવ પડી, એટલે પરમેશ્વરનું ચિદાનંદસ્વરૂપ તેમાં નિરંતર ભાસે છે અને સાધક કૃતકૃત્ય થાય છે

પણ હજી આવરણનો નાશ થવો બાકી છે, તે થયા વિના કૃતકૃત્ય થવાતું નથી આત્મસ્વરૂપનું અજ્ઞાન એ જ આવરણ છે જ્ઞાન મેળવવા માટે વેદાંત ગ્રંથોનું શ્રવણ કરવું જોઈએ ખરું પૂછો તો જેમ લોકો 'મહાભારત' કે પુરાણની કથાઓનું શ્રવણ કરે છે, તે રીતે વેદાંત ગ્રંથો પૈકી **આત્મપુરાણ** કે **યોગવાસિષ્ઠ** જેવા ગ્રંથોનું શ્રવણ કરી શકાય બાકી તે વેદાંતની શાસ્ત્રીય પ્રક્રિયાના ગ્રંથોનું શ્રવણ, તે તો અધ્યયનરૂપે જ થવું જોઈએ આ 'વિચારસાગર' પણ પ્રક્રિયાનો ગ્રંથ છે, માટે તે પણ અધ્યયનરૂપે થોડેથોડે વાંચવો ને સમજવો, વાંચવા

સહેલાઈથી સમજી શકીએ એવી રીતે શ્રીનિશ્ચલદાસજીએ તે લખી બતાવ્યું છે, તે તેમનો આપણા ઉપર પરમ ઉપકાર છે.

ટૂંકમાં કહીએ તો **ભ્રમ એ જ અધ્યાસ છે. ભ્રમ અનાદિકાળનો હોવા છતાં જ્ઞાનથી નાશ પામે એવો છે.** જેમ દોરડીમાં સાપ દેખાય છે, છીપમાં રૂપું દેખાય છે, આકાશમાં નીલતા દેખાય છે, ખારભૂમિમાં સૂર્યના તાપથી જળ દેખાય છે—એ સઘળાં મિથ્યા છે, એમ જાણ્યા છતાં પણ દેખાયા કરે છે, તેમ બ્રહ્મમાં જગત દેખાય છે તે પણ મિથ્યા છે; એમ છતાં તે દેખાયા જ કરવાનું. જેમ મૃગજળનો સમુદ્ર દેખીને ડૂબી મરવાના ભયથી અજાણ્યો માણસ દૂરથી જ ઊભો રહી જાય છે પણ જાણીતો માણસ બેધડક આગળ ચાલ્યો જાય છે; જેમ દોરડીને સાપ માનનાર તેથી બીને નાસે છે, પણ જાણીતો માણસ તેના પર પગ મૂકીને ચાલ્યો જાય છે; એ જ રીતે બ્રહ્મને સંસારરૂપે માનનાર તેનાં સુખદુઃખને ખરાં માનીને વિહ્વળ થાય છે, પણ તેને બ્રહ્મરૂપે માનનાર સુખ-દુઃખાદિ મનના ધર્મ છે, ક્ષુધાતૃષાદિ પ્રાણના ધર્મ છે, **જન્મમરણાદિ દેહના ધર્મ** છે ઇત્યાદિ સમજીને તથા 'હું' એ પણ બુદ્ધિમાં કલ્પેલો ભ્રમ છે–'હું' જેવું કાંઈ છે જ નહિ, એમ સમજી સદા શાંત રહે છે; તે દેહના જીવન અને મરણને સમાન માને છે; કેમ કે દેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી એમ તે દૃઢ સમજે છે.

જીવનું સ્વરૂપ ઓળખાવતાં તેઓ એમ પણ કહે છે, કે સત્ચિત્આનંદરૂપ તત્ત્વ–જેને બ્રહ્મ, પરમાત્મા એવાં નામથી લોકો ઓળખે છે–તે તો સર્વત્ર વ્યાપ્ત છે; તેને બુદ્ધિ, ઇંદ્રિયો વગેરે ન હોવાથી તેને કોઈ પ્રકારનું વિશેષ જ્ઞાન હોતું નથી. તે સૂર્યના પ્રકાશ જેવું સામાન્ય જ્ઞાનરૂપ છે પણ તે સૂર્યનો પ્રકાશ કોઈ કાચ જેવી ચળકતી વસ્તુ પર પડે, ત્યારે જેમ બેવડો પ્રકાશ થઈને તે પ્રકાશ વિશેષ ચકચકિત દેખાય છે, તેમ બ્રહ્મનું સામાન્ય જ્ઞાનસ્વરૂપ બુદ્ધિમાં પ્રતિફલિત થવાથી તે વિશેષ જ્ઞાનસ્વરૂપે જોવામાં આવે છે અને તેને જ લોકો **જીવ** કહે છે; અર્થાત્ જીવ એ વિશેષ ચૈતન્ય છે અને બ્રહ્મ એ સામાન્ય ચૈતન્ય છે.

આ બીજા તરંગમાં વળી એક ભવિકવાદનો પણ સમાવેશ કર્યો છે. કર્મથી જ મોક્ષ મળે છે, એવી વ્યવસ્થા ઘટાવી બતાવનાર કર્મવાદીઓ એક ભવિકવાદી કહેવાય છે. તેનું ખંડન કરી કર્મથી મોક્ષ થતો નથી, એમ આ ગ્રંથકારે સિદ્ધ કરી બતાવ્યું છે. આ રીતે આ બીજા તરંગમાં પણ અધ્યાસની નિવૃત્તિ દ્વારા આત્મસ્વરૂપનું જ્ઞાન થવાથી મોક્ષ થાય છે એમ કહ્યું છે.

આ બીજો તરંગ પણ શ્રીમદ્ ભગવદ્ગીતાના બીજા અધ્યાયની પેઠે જાણે આખા ગ્રંથના સિદ્ધાંતોના બીજરૂપ હોય એવો છે. એના જ વિસ્તારરૂપે તથા સંબંધીરૂપે બીજી પ્રક્રિયાઓ પછીના તરંગમાં કહેલી છે.

ત્રીજા તરંગમાં ગુરુશિષ્યનાં લક્ષણ, ગુરુભક્તિ તથા તે કરવાની રીત બતાવી છે; કેમ કે તે પછીના ચોથા તરંગથી ગુરુશિષ્યના સંવાદ દ્વારા ગ્રંથનો આરંભ કર્યો છે.

પછી વળી કેટલીક વારે શું શું વાંચ્યું તેનું ચિંતન કરવું અને તે યુક્તિ તથા અનુભવ સાથે ઘટાવવું, એને **મનન** કહે છે. મનન કરેલો અર્થ ભૂલી ન જતાં દરેક ક્ષણે મનમાં ઉપસ્થિત રહે, એને જ **નિદિધ્યાસન** કહે છે. આવી રીતે શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી અસંભાવના તથા વિપરીત ભાવના દૂર થાય છે. પરમાત્મા દેખાતો નથી માટે તે નથી, એવા વિચારને **અસંભાવના** કહે છે. શ્રવણ અને મનનથી તે દૂર થાય છે. જ્યાં પરમાત્મા જણાશે જોઈએ ત્યાં જગત્ જણાય છે, એ **વિપરીત ભાવના** છે અને તે નિદિધ્યાસનથી મટે છે. આ અસંભાવના અને વિપરીત ભાવના મટે, ત્યારે સર્વત્ર એક અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે; એટલી વાત પહેલા તરંગમાંથી જાણવામાં આવે છે; અને તેથી મુમુક્ષુ કૃતકૃત્ય થાય છે.

એમ છતાં ઉપર કહેલી બાબતોમાં અનેક શંકાઓને અવકાશ રહે છે. તેનુ નિરાકરણ કરવા બીજો તરંગ રચવામાં આવ્યો છે. આ બીજા તરંગમાં મોક્ષનું સ્વરૂપ બતાવ્યું છે, કે–એક તો જગતનું કારણ જે અજ્ઞાન તથા તે અજ્ઞાનમાંથી ઊપજેલું જે જગત એ બન્નેની નિવૃત્તિ થાય અને બીજું પરમ આનંદની પ્રાપ્તિ થાય તે મોક્ષ. પણ અજ્ઞાન શી વસ્તુ છે? જગતની નિવૃત્તિ શું ખરેખર થઈ શકે છે? થઈ શકતી હોય તો તે કેવા પ્રકારની નિવૃત્તિ? અને કેવી રીતે? આ વિચાર મોક્ષના પ્રથમ અંશ વિષે કરવો રહ્યો; અને ત્રણ પ્રકારના દુઃખથી ભરેલા સંસારમાં પરમ આનંદની પ્રાપ્તિ સંભવે છે કે કેમ? એ બીજો વિચાર કરવાનો રહ્યો. આ વિચારોને લગતી બીજી અનેક બાબતો જાણવી પડે છે.

જે મોક્ષની ઇચ્છાવાળો હોય, તેને મુમુક્ષુ કહેવો. બધા લોકો મુમુક્ષુ હોતા નથી પણ તેમાંના કેટલાક પામર જીવો હોય છે–જેઓ સંસારની ભાંગફોડ સિવાય બીજું કાંઈ જાણતા જ નથી. કેટલાક તેથી લગાર ઊંચા દરજ્જાના હોય છે, તેઓ સંસારનાં જ સુખ અને વૈભવ ઇચ્છે છે, પણ તે ઈશ્વર દ્વારા ઇચ્છે છે–તેમને શાસ્ત્રકારો 'વિષયી' ગણે છે. એનાથી ઊંચા દરજ્જાના કેટલાક એવા હોય છે, કે તેઓએ સંસારનાં સુખો દુઃખથી મિશ્રિત છે અને વળી ક્ષણભંગુર છે એમ અનુભવથી નક્કી કર્યું હોય છે. તેથી તેઓ દુઃખના મિશ્રણ વગરનું અને અવિનાશી સુખ ઇચ્છતા હોય છે, આવા લોકોને જિજ્ઞાસુ કહે છે. કેટલાક લોકોએ એવું અવિનશ્વર સુખ મેળવ્યું હોય છે, તેમને મુક્ત કહે છે.

વળી પાછળ કહ્યું, કે સંસાર દુઃખથી ભરેલો છે. એ દુઃખનું કારણ પાંચ પ્રકારના ક્લેશ છે, એ ક્લેશ એટલે શું અને તે કોને થાય છે, તે પણ ગ્રંથના આ તરંગમાં સંક્ષેપમાં જણાવ્યું છે. એનો વિસ્તાર સાતમા તરંગમાં છે, જેને એ ક્લેશ થાય છે, તેને જીવ કહે છે. જીવ શી વસ્તુ છે, તેને આ સંસાર શી રીતે પ્રાપ્ત થયો તથા સંસાર એ પણ વસ્તુતઃ શું છે, એ વિચાર હવે ઉપસ્થિત થાય છે. એ વાત સારી રીતે સમજાવવા ગ્રંથકારે અધ્યાસવાદનું નિરૂપણ કર્યું છે. અધ્યાસ ઉપર ઘણાઘણા શાસ્ત્રાર્થ છે. એમ છતાં આપણે તેને

સહેલાઈથી સમજી શકાએ એવી રીતે શ્રીનિશ્ચલદાસજીએ તે લખી બનાવ્યું છે, તે તેમનો આપણા ઉપર પરમ ઉપકાર છે.

**ટૂંકમાં કહીએ તો ભ્રમ એ જ અધ્યાસ છે. ભ્રમ અનાદિકાળનો હોવા છતાં જ્ઞાનથી નાશ પામે એવો છે.** જેમ દોરડીમાં સાપ દેખાય છે, છીપમાં રૂપું દેખાય છે, આકાશમાં નીલતા દેખાય છે, ખારભૂમિમાં સૂર્યના તાપથી જળ દેખાય છે—એ સઘળાં મિથ્યા છે, એમ જાણ્યા છતાં પણ દેખાયા કરે છે, તેમ બ્રહ્મમાં જગત દેખાય છે તે પણ મિથ્યા છે; એમ છતાં તે દેખાયા જ કરવાનું. જેમ મૃગજળનો સમુદ્ર દેખીને ડૂબી મરવાના ભયથી અજાણ્યો માણસ દૂરથી જ ઊભો રહી જાય છે પણ જાણીતો માણસ બેધડક આગળ વધ્યો જાય છે; જેમ દોરડીને સાપ માનનાર તેથી બીને નાસે છે, પણ જાણીતો માણસ તેના પર પગ મૂકીને ચાલ્યો જાય છે; એ જ રીતે બ્રહ્મને સંસારરૂપે માનનાર તેનાં સુખદુઃખને ખરાં માનીને વિહ્વળ થાય છે, પણ તેને બ્રહ્મરૂપે માનનાર સુખ-દુઃખાદિ મનના ધર્મ છે, ક્ષુધાતૃષાદિ પ્રાણના ધર્મ છે, **જન્મમરણાદિ દેહના ધર્મ** છે ઇત્યાદિ સમજીને તથા 'હું' એ પણ બુદ્ધિમાં કલ્પેલો ભ્રમ છે–'હું'' જેવું કાંઈ છે જ નહિ, એમ સમજી સદા શાંત રહે છે; તે દેહના જીવન અને મરણને સમાન માને છે; કેમ કે દેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી એમ તે દૃઢ સમજે છે.

જીવનું સ્વરૂપ ઓળખાવતાં તેઓ એમ પણ કહે છે, કે સત્‌ચિત્‌આનંદ રૂપ તત્ત્વ–જેને બ્રહ્મ, પરમાત્મા એવાં નામથી લોકો ઓળખે છે–તે તો સર્વત્ર વ્યાપ્ત છે; તેને બુદ્ધિ, ઇંદ્રિયો વગેરે ન હોવાથી તેને કોઈ પ્રકારનું વિશેષ જ્ઞાન હોતું નથી. તે સૂર્યના પ્રકાશ જેવું સામાન્ય જ્ઞાનરૂપ છે પણ તે સૂર્યનો પ્રકાશ કોઈ કાચ જેવી ચળકતી વસ્તુ પર પડે, ત્યારે જેમ બેવડો પ્રકાશ થઈને તે પ્રકાશ વિશેષ ચકચકિત દેખાય છે, તેમ બ્રહ્મનું સામાન્ય જ્ઞાનસ્વરૂપ બુદ્ધિમાં પ્રતિફલિત થવાથી તે વિશેષ જ્ઞાનસ્વરૂપે જોવામાં આવે છે અને તેને જ લોકો **જીવ** કહે છે; અર્થાત્ જીવ એ વિશેષ ચૈતન્ય છે અને બ્રહ્મ એ સામાન્ય ચૈતન્ય છે.

આ બીજા તરંગમાં વળી એક ભવિકવાદનો પણ સમાવેશ કર્યો છે. કર્મથી જ મોક્ષ મળે છે, એવી વ્યવસ્થા ઘટાવી બતાવનાર કર્મવાદીઓ એક ભવિકવાદી કહેવાય છે. તેનું ખંડન કરી કર્મથી મોક્ષ થતો નથી, એમ આ ગ્રંથકારે સિદ્ધ કરી બતાવ્યું છે. આ રીતે આ બીજા તરંગમાં પણ અધ્યાસની નિવૃત્તિ દ્વારા આત્મસ્વરૂપનું જ્ઞાન થવાથી મોક્ષ થાય છે એમ કહ્યું છે.

આ બીજો તરંગ પણ શ્રીમદ્ ભગવદ્‌ગીતાના બીજા અધ્યાયની પેઠે જાણે આખા ગ્રંથના સિદ્ધાંતોના બીજરૂપ હોય એવો છે. એના જ વિસ્તારરૂપે તથા સંબંધીરૂપે બીજી પ્રક્રિયાઓ પછીના તરંગમાં કહેલી છે.

ત્રીજા તરંગમાં ગુરુશિષ્યનાં લક્ષણ, ગુરુભક્તિ તથા તે કરવાની રીત બતાવી છે; કેમ કે તે પછીના ચોથા તરંગથી ગુરુશિષ્યના સંવાદ દ્વારા ગ્રંથનો આરંભ કર્યો છે.

ગ્રંથનો વિષય સમજાવવાને અનુકૂળ પડે માટે અહીં એક શુભસંતતિ રાજા તથા તેના ત્રણ પુત્રો કલ્પ્યા છે. તે ત્રણમાં પણ એક ઉત્તમ અધિકારી, બીજો મધ્યમ અને ત્રીજો કનિષ્ઠ એવી કલ્પના કરી છે.

ચોથા તરંગથી ગ્રંથના મુખ્ય વિષયનો આરંભ થાય છે. આ તરંગમાં ઉત્તમ અધિકારીના ઉપદેશનો સમાવેશ કરેલો છે. જે મનુષ્યે પરોપકાર વગેરે નિષ્કામ કર્મ કરી અંતઃકરણનો રાગદ્વેષાદિ મળ દૂર કર્યો છે તથા ધ્યાનાદિ ઉપાસના કરીને વિક્ષેપ દોષ દૂર કર્યો છે, તેને માત્ર અજ્ઞાનરૂપ આવરણ દૂર કરવાનું રહે છે. માટે જ આ તરંગમાં શિષ્યનો પ્રથમ પ્રશ્ન એ છે, કે સંસાર-રૂપી દુઃખનો નાશ અને પરમાનંદની પ્રાપ્તિનો ઉપાય શો છે? એના ઉત્તરમાં ગુરુ તેને કહે છે, કે—

'પરમાનંદની પ્રાપ્તિની અને સંસાર-દુઃખના નાશની તારી ઇચ્છા એ ભ્રાંતિથી ઉત્પન્ન થયેલી છે; અર્થાત્ તું જાતે જ પરમ આનંદસ્વરૂપ છે અને સંસાર ઉત્પન્ન જ થયો નથી, તો તેનું દુઃખ અને વળી તે દુઃખની નિવૃત્તિની ઇચ્છા થાય જ ક્યાંથી?'

વેદાંત શાસ્ત્રનો છેવટનો સિદ્ધાંત આ રીતે ગુરુએ કહી દીધો, પણ શિષ્યના હૃદયમાં ઉતારવા માટે તેને સિદ્ધ કરવાનો બાકી રહે છે અને તેમાં જ ચોથો તરંગ પૂરો થાય છે. 'મનુષ્યમાત્રને વિષયના યોગથી આનંદની પ્રતીતિ થાય છે, એમ જોવામાં આવે છે: જો આત્મા જ આનંદરૂપ હોત, તો તેને આનંદ મેળવવા માટે વિષયોનો યોગ કરવાની જરૂર પડત નહિ' આવી શિષ્યની શંકા થઈ. અને ગુરુએ તેનું સમાધાન કર્યું, કે 'મનુષ્ય અજ્ઞાનથી ઉપજેલા આવરણ-દોષને લીધે જ્યાં પરમાત્મા જોવો જોઈએ, ત્યાં દેહ, ઘર વગેરે વિષયો દેખે છે; અને આત્મા પરમ પ્રેમનું સ્થાન છે, તે પણ આવરણને લીધે ન જાણી શકાયાથી આત્માને ઠેકાણે ભ્રાંતિ-કલ્પિત બીજી વસ્તુઓને પરમ પ્રેમરૂપ જાણી, તે મેળવવાની ઇચ્છા કરે છે. આ ઇચ્છા પણ અજ્ઞાનજન્ય છે. આ ઇચ્છાને લીધે તેનું મન ચંચળ થઈ જાય છે તથા એવા ચંચળ મનમાં આનંદરૂપ આત્મા પ્રતિબિંબિત થતો નથી; જ્યારે તે ઇચ્છિત વિષયને પ્રાપ્ત કરે છે, ત્યારે ક્ષણવાર તેનું અંતઃકરણ સ્થિર થઈ જાય છે, અને તેમાં પોતાના આનંદરૂપ આત્માનું પ્રતિબિંબ દેખી, વિષયથી પોતાને આનંદ પ્રાપ્ત થયો એમ ભૂલથી માને છે. ખરું જોતાં તો આત્મા જ આનંદરૂપ છે, એ વાતનું જો ભાન થાય, તો પછી તે વિષયો પછવાડે દોડે જ નહિ.'

એક વાત અહીં જાણવા જેવી છે, કે શરીર ધારણ કર્યું ત્યારથી જ વિક્ષિપ્ત અવસ્થા પ્રાપ્ત થયેલી જાણી લેવી. જેમ મૃગજળને મિથ્યા જાણ્યા છતાં, પણ તે તેવું ને તેવું દેખાયા કરે છે, તેમ જ્ઞાન પ્રાપ્ત થયા છતાં પણ દેહ, ઘર વગેરે જણાયા કરશે અને તેને માટે સ્વાભાવિક ઇચ્છાઓ પણ ઉત્પન્ન થશે તથા તે વખતે તેને પણ વિષયમાંથી આનંદ મળતો ભાસશે; પરંતુ તે આત્માને આનંદનું મૂળ જાણતો હોવાથી વિષયોને આનંદરૂપ નહિ માને અને તેથી તેમાં તે આસક્ત નહિ થાય.

હવે શિષ્ય એક નવો પ્રશ્ન કરે છે, કે 'સંસાર મિથ્યા છે એમ છતાં તે પ્રતીત કેમ થાય છે?' અને ગુરુ તેનો ઉત્તર એવો એ જ આપે છે, કે 'દોરડીમાં સાપ જેમ મિથ્યા દેખાય છે, તેમ પરમાત્મામાં સંસાર પણ મિથ્યા પ્રતીત થાય છે.'

દોરડીમાં સાપ દેખાવાનું શું કારણ છે? એ જો નક્કી કરી શકાય, તો બ્રહ્મમાં જગત દેખાવાનું કારણ પણ સમજી શકાય, એ હેતુથી હવે ગ્રંથકારે 'ખ્યાતિ પ્રકરણ'નો આરંભ અહીંથી કર્યો છે. જુદાજુદા શાસ્ત્રકારોએ આ દૃષ્ટાંત ઉપર વિચાર ચલાવ્યો છે અને તેમણે દોરડીમાં સાપ દેખાવાનાં કારણ જુદાંજુદાં નક્કી કર્યાં છે, તેને 'ખ્યાતિ' એટલે 'કથન' કહે છે. શૂન્યવાદી બૌદ્ધો જગત જ અસત્ માને છે—એટલે જગત એવી વસ્તુ છે જ નહિ, એવો તેમનો મત છે; તેથી તેઓ દોરડીમાં દેખાતા સાપને પણ અસત્ કહે છે તેથી તેમની '**અસત્ ખ્યાતિ**' કહેવાય છે.

વિજ્ઞાનવાદી બૌદ્ધો ક્ષણિક વિજ્ઞાનરૂપ આત્મા જ બધા પદાર્થરૂપે દેખાય છે, એમ માનીને તેને '**આત્મખ્યાતિ**' કહે છે.

ન્યાયવૈશેષિક શાસ્ત્રનો એમ માને છે, કે દોરડીમાં સાપ દેખનારો માણસ ખરી રીતે તો જંગલ વગેરે કોઈ અન્ય જગ્યાએ સાપ દેખી રહ્યો હોય છે; પણ નેત્રના દોષ વગેરેને લીધે તે સાપને દોરડીમાં દેખે છે. આવી રીતે સાપને જુદે પ્રકારે દેખે છે; માટે દોરડીમાં સાપ દેખાય છે, તેને '**અન્યથા ખ્યાતિ**' કહેવી. બીજા કેટલાક નવીન નૈયાયિકો '**અન્યથા ખ્યાતિ**' શબ્દનો અર્થ ઉપર કહ્યો, તે કબૂલ ન રાખતાં જુદી રીતે અર્થ કરે છે. તેઓ કહે છે, કે–દોરડીનું અન્યથા એટલે બીજી રીતે (સાપરૂપે) કથન તે '**અન્યથા ખ્યાતિ**' માનવી.

સાંખ્ય અને મીમાંસાને માનનાર '**અખ્યાતિ**' માને છે. તેઓ એમ માને છે, કે જ્યાં દોરડીમાં સાપ દેખાય છે, ત્યા જોનારને બે જ્ઞાન થાય છે, તેમાં 'આ કાંઈક છે' એવું એક 'સામાન્ય જ્ઞાન' થાય છે; અને તે પદાર્થ સાપ જેવો લાંબો દેખાવાથી પૂર્વે જોયેલા સાપનું 'સ્મૃતિજ્ઞાન' થાય છે; પણ ભય તથા અંધકારના દોષથી જોનારને એવો વિવેક નથી રહેતો, કે 'મને બે જ્ઞાન થયાં છે' અને તેથી તે એવું માની લે છે, કે 'આ સાપ છે.' આ જ્ઞાનને તેઓ **ભ્રમ** કહે છે. આ ભ્રમને પંડિતો '**અખ્યાતિ**' શબ્દથી ઓળખે છે.

વેદાંતીઓ એ ચારે ખ્યાતિઓને ન સ્વીકારતાં પાંચમી '**અનિર્વચનીય ખ્યાતિ**' માને છે. જે વસ્તુને સત્ (ત્રણે કાળમાં અસ્તિત્વવાળી) કહેવાય નહિ, તેમ અસત્ પણ કહેવાય નહિ, તેને 'અનિર્વચનીય' કહે છે. દોરડીમાં સાપ દેખાય છે, પણ દોરડીનું જ્ઞાન થયા પછી સાપ દેખાતો નથી; માટે દોરડીમાં સાપને સત્ કહેવાય નહિ; તેમ જ વર્તમાનકાળમાં સાપ દેખાય છે અને તેથી ભય વગેરે પણ થાય છે; માટે તેને અસત્ પણ કહેવાય નહિ; તેથી દોરડીમાં સાપ એ **અનિર્વચનીય ખ્યાતિ** છે.

આ અનિર્વચનીય ખ્યાતિ સમજવા માટે પરિણામ, વિવર્ત, અધિષ્ઠાન, આશ્રય વગેરે શબ્દો પણ સાથે જ ગ્રંથમાં સમજાવ્યા છે. વળી સ્વપ્નમાં અને

ભ્રમમાં શો તફાવત છે, તે પણ અહીં જ સમજાવ્યું છે; પણ તે સમજતા પહેલાં 'અવિદ્યા' અને તેમાં 'ક્ષોભ થાય છે' એ બે વાતો બરાબર સમજવી જોઈએ. વેદાંતીઓએ એમ માનેલું છે, કે જેને બ્રહ્મ કહે છે, તે સત્તાત્મક ચૈતન્ય સર્વત્ર વ્યાપ્ત છે. સામાન્ય લોકો જેમ આકાશને સૃષ્ટિમાં અને સૃષ્ટિ બહાર પણ કલ્પનાથી વ્યાપ્ત માને છે, તેમ વેદાંતીઓ બ્રહ્મને વ્યાપ્ત માને છે તથા આકાશ તો બ્રહ્મના એક ભાગમાં આપણે કલ્પીએ છીએ, એમ માને છે. એ બ્રહ્મ નિર્વિકાર છે, એટલે તેમાં ફેરફાર ન થતાં સદા એકરૂપે રહે છે. તે જ્ઞાન સત્તારૂપ છે, એટલે સૂર્ય જેમ પ્રકાશરૂપ હોઈ બીજાને પ્રકાશિત કરે છે તેમ બ્રહ્મ જ્ઞાનરૂપ હોઈ બીજા પદાર્થોનું જ્ઞાન થવાનું સામર્થ્ય આપે છે. તે વળી નિર્વિકાર હોવાથી સદા એકરૂપ છે અને સદા એકરૂપ હોવાથી ત્રણે કાળમાં સત્ છે. જે ત્રણે કાળમાં હોય તેને જ સત્ કહે છે; પણ એકાદ કાળમાં હોય ને બીજા કાળમાં ન હોય, તેને અસત્ કહે છે.

એ બ્રહ્મની શક્તિ માયા છે. જે ન હોય તે દેખાડવાનું સામર્થ્ય તે જ માયા છે. આપણે કલ્પનામય પદાર્થો સ્વપ્નમાં અથવા મનોરાજ્યમાં દેખીએ છીએ, તે જે શક્તિથી દેખીએ છીએ તે જ માયાશક્તિ; એ માયાશક્તિ બ્રહ્મમાં સદા રહેલી છે, તેમ છતાં તે કોઈક વખત પ્રકટ થાય છે અને કોઈક વખત નિગૂઢ રહે છે. એ માયાનું બીજું નામ અવિદ્યા છે; કેમ કે તે જે વસ્તુ વિદ્યમાન નથી તેને પ્રકટ કરી બનાવે છે અને સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં પાછી તે વસ્તુ અદૃશ્ય થાય છે અથવા તત્ત્વશૂન્ય જણાય છે.

એ અવિદ્યાશક્તિ જ્યાં સર્વત્ર બ્રહ્મતત્ત્વ ભરેલું છે, ત્યાં નાના પ્રકારનું જગત બતાવે છે; અને તેનું કારણ પ્રાણીઓનાં કર્મ અથવા તેમના મનમાં અનાદિ કાળથી રહેલી ભોગની વાસનાઓ છે. સામાન્ય રીતે એ વાસનાઓથી જ કલ્પનાઓ ઊપજે છે; અર્થાત્ જીવોની કલ્પનાઓથી તે અવિદ્યામાં ક્ષોભ થાય છે. ક્ષોભ એટલે શાંત પડી રહેલી અવિદ્યાનું જાગી ઊઠવું અથવા પોતાનો પ્રભાવ બતાવવા તત્પર થઈ જવું તે, જેમ જીવોની કલ્પનાઓ (ખરું જોતાં વાસનાઓ) અવિદ્યામાં ક્ષોભ ઉત્પન્ન કરે છે, તેમ જડ પદાર્થોમાં રહેલી અવિદ્યામાં અંધકાર વગેરે નિમિત્તથી પણ ક્ષોભ ઉત્પન્ન કરે છે; અને તે જેમાં રહેલી હોય, તે પદાર્થને ઢાંકી તેને બદલે બીજો પદાર્થ બતાવે છે. બ્રહ્મમાં રહેલી અવિદ્યા બ્રહ્મને ઢાંકી જગત બતાવે છે, ત્યારે દોરડીમાં રહેલી અવિદ્યા દોરડીને ઢાંકી સાપ બનાવે છે.

આવી રીતે અનિર્વચનીય ખ્યાતિનું સ્વરૂપ છે. ખરું જોતાં માયા અથવા અવિદ્યા અથવા પ્રમાણ અનિર્વચનીય છે, ત્યારે તેનું કાર્ય ભ્રમ અથવા જગત અથવા પ્રમેય પણ અનિર્વચનીય હોય એમાં શું આશ્ચર્ય? તેને જોનારો પ્રમાતા પણ અનિર્વચનીય છે. એ ત્રણે એકસાથે દેખાય છે અને જ્ઞાન થતાં એ ત્રણે દૂર થાય છે.

જગત દેખાય છે, માટે તેને અસત્ તો ન જ કહેવાય; તેમ તેનો નાશ થાય છે, માટે તેને સત્ પણ ન કહેવાય. ત્યારે શું કહેવાય? સત્ અને અસત્થી વિલક્ષણ અથવા અનિર્વચનીય જ કહેવાય.

જેવી રીતે દોરડીમા સાપ અનિર્વચનીય ઉત્પન્ન થાય છે, તેવી જ રીતે તે સાપનું જ્ઞાન પણ અનિર્વચનીય ઉત્પન્ન થાય છે. તે જ રીતે સ્વપ્ન તથા તેનુ જ્ઞાન અને સ્વપ્નનો પ્રમાતા પણ અનિર્વચનીય ઊપજે છે, અને તે જ પ્રમાણે જગત તથા તેનુ જ્ઞાન અને તેનો પ્રમાતા પણ અનિર્વચનીય ઊપજે છે, તેથી દોરડીમાંનો સાપ, તેનું જ્ઞાન અને તેનો પ્રમાતા, સ્વપ્ન અને તેનુ જ્ઞાન અને તેનો પ્રમાતા તથા જગત અને તેનું જ્ઞાન અને તેનો પ્રમાતા મિથ્યા છે.

અહીં કેટલાને એવો સવાલ થશે, કે જે સ્વપ્ન એકને પ્રતીત થાય છે, તે સ્વપ્ન તેની પાસેના બીજા જાગતા કે ઊંઘનારાને પ્રતીત થતુ નથી, માટે તે ભ્રમરૂપ હોઈ શકે વળી દોરડીમા પણ એકને સાપ દેખાય તો બીજાને પાણીનો રેલો, ત્રીજાને જમીનની ફાટ, ચોથાને લાકડી એમ ભિન્નભિન્ન કલ્પના થવાથી ભિન્ન ભિન્ન વસ્તુઓ દેખાવાનો સભવ છે, પણ જગત તો સઘાને સરખુ જ દેખાય છે અને તે મિથ્યા છે, એવુ જ્ઞાન શાસ્ત્રથી કે વિચારથી થતા છતા પણ તે દોરડીમાના સાપની પેઠે નાશ પામતુ નથી, તેનુ શુ કારણ છે?

આ પ્રશ્નનુ સમાધાન સમજવા માટે વળી જીવનુ, સાક્ષીનુ, બ્રહ્મનુ અને માયાનુ સ્વરૂપ જાણવુ પડશે.

સમુદ્રનો કોઈ ભાગ જ્યારે શાન્ત હોય છે, ત્યારે તેના કોઈ ભાગમા વળી તરગ ઉત્પન્ન થાય છે, તેમ સર્વત્ર પરિપૂર્ણ બ્રહ્મતત્ત્વ કોઈ સ્થળે શાન્ત હોય છે, ત્યારે તેના કોઈ ભાગમા બ્રહ્મની પ્રકૃતિરૂપ શક્તિ ઉદ્‌ભૂત થાય છે. (પ્રશ્નના સમાધાન માટે જ બ્રહ્મમા સ્થળ-કલ્પના આપણે કરીએ છીએ, કેમ કે અદ્વૈત બ્રહ્મમા પ્રકૃતિ અને જગત તથા તે સબધી શકાઓરૂપ કલ્પના પણ આપણે કરીએ છીએ ) એ ઉદ્‌ભૂત શક્તિ ત્રિગુણાત્મક છે તેમા સત્ત્વગુણના પ્રાધાન્યવાળી શક્તિ તે માયા કહેવાય છે અને રજસ્-તમોગુણના પ્રાધાન્ય વાળી શક્તિ તે અવિદ્યા કહેવાય છે માયાઉપાધિવાળા બ્રહ્મને ઈશ્વર કહે છે એ ઈશ્વર અનેકરૂપે થવાની ઇચ્છા કરે છે અને અવિદ્યા ઉપાધિ ધારણ કરે છે, એટલે અનેક વ્યષ્ટિ અતઃકરણો વિદ્યાના સત્ત્વગુણમાથી ઉત્પન્ન થાય છે એ અતઃકરણરૂપ વ્યષ્ટિ ઉપાધિવાળુ ચૈતન્ય, તે સાક્ષી અને અતઃકરણમા પ્રતિબિંબિત આભાસરૂપ ચૈતન્ય તે જીવ આ વાત અગ્નિમા નાખેલા તપાવેલા લોઢાના ગોળાના દૃષ્ટાન્તથી વિશેષ સ્પષ્ટ થશે લોઢાના ગોળાથી અગ્નિ જુદો સમજી જેમ અગ્નિની જ વાત કરીએ છીએ, તેમ અતઃકરણથી ચૈતન્યને જુદુ કરી સમજવુ, તે સાક્ષીનું સ્વરૂપ છે, અને અગ્નિ સહિત લોઢાના ગોળાને એક વસ્તુ માની વાત કરવાની પેઠે જીવનુ સ્વરૂપ છે, તેને ચિદાભાસ અથવા પ્રમાતા કહે છે આ રીતે જીવ વ્યષ્ટિ અતઃકરણનો અભિમાની એટલે હુ જ વ્યષ્ટિ અતઃકરણ છુ અથવા મારુ અતઃકરણ છે એમ માનનારો છે, અને ઈશ્વર હુ જ સમષ્ટિ અતઃકરણ છુ અથવા સમષ્ટિ અતઃકરણો મારા છે એમ માનનારો છે વ્યષ્ટિ અતઃકરણોના અભિમાની જીવોની ભોગવાસનાઓથી પ્રેરાઈ સમષ્ટિ અતઃકરણોનો અભિમાની ઈશ્વર, એક ઈશ્વરની ઇચ્છાને અધીન જીવ થઈ તેની વાસના

પૂરી પાડે છે, વિચિત્ર ભોગનાં સાધનરૂપ વ્યષ્ટિ કલ્પે છે અને સમષ્ટિ ઈશ્વરની કલ્પના પ્રત્યેક અંતઃકરણાભિમાની જીવને પ્રતીત થાય છે. જીવ પણ અવિદ્યાના સત્ત્વ અંશરૂપ અંતઃકરણનો અભિમાની હોવાથી, પોતપોતાની નોખીનોખી કલ્પના પણ કરે છે, તે સ્વપ્નરૂપે કે ભ્રમરૂપે તે જીવ એકલાને જ પ્રતીત થાય છે. આ રીતે ઈશ્વરકલ્પિત જગત ભ્રમરૂપ હોવા છતાં સર્વને પ્રતીત થાય છે, અને જીવકલ્પિત સ્વપ્નમય જગત એકને જ પ્રતીત થાય છે, તેનું કારણ ટૂંકમાં સમજવું.

એ સિવાય બીજી પણ કેટલીક શાસ્ત્રીય શંકાઓ તથા તેનાં સમાધાનો આ ગ્રંથમાં આપેલાં છે, તેનો ઉલ્લેખ વિસ્તારભયથી અહીં કર્યો નથી. એક વાત શાસ્ત્રીય છતાં પણ જાણવા જેવી છે, તે બ્રહ્મનું સામાન્યરૂપ અને વિશેષરૂપ છે. શાસ્ત્રમાં સામાન્યરૂપને 'આધાર' અને વિશેષરૂપને 'અધિષ્ઠાન' એવાં નામ આપેલાં છે. જેમ દોરડીમાં સાપ દેખાય છે, તે વખતે 'આ સાપ' એમ કહેવામાં આવે છે; તેમાં 'આ' શબ્દ દોરડીનું વિશેષણ છતાં અને તેનું ખરું વિશેષ્ય દોરડી છતાં પણ તે 'આ' વિશેષણ સાપને પણ લાગુ પાડવામાં આવે છે, માટે 'આ' વિશેષણને સામાન્યરૂપ કહે છે, અને દોરડીને વિશેષરૂપ કહે છે. બધાં ભ્રમસ્થળમાં સામાન્યરૂપ દેખાય છે અને વિશેષરૂપ તિરોહિત થાય છે. (ઢંકાઈ જાય છે.) જગતમાં પણ બ્રહ્મનું સત્ એ સામાન્યરૂપ છે અને તે દરેક પદાર્થમાં સત્તા(અસ્તિત્વ)રૂપે દેખાય છે; અને અસંગતા, નિત્યમુક્તતા, વ્યાપકતા આદિ વિશેષરૂપ, ભ્રમરૂપ જગતના પદાર્થોથી ઢંકાયેલું રહે છે, માટે દેખાતું નથી, જેમ દૃષ્ટાંતમાં દોરડી એ વિશેષરૂપનું જ્ઞાન થવાથી સર્પભ્રમ દૂર થઈ જાય છે, તેમ અસંગતા વગેરે બ્રહ્મના વિશેષરૂપનું જ્ઞાન થવાથી જગતભ્રમ પણ દૂર થઈ સર્વત્ર બ્રહ્મ દેખાય છે.

એક બીજો સિદ્ધાંત પણ જાણવા જેવો છે, કે જ્યાં અધિષ્ઠાન જડ વસ્તુ હોય, ત્યાં તેનો (ભ્રાંતિનો) દ્રષ્ટા તેનાથી ભિન્ન હોય છે, અને જ્યાં અધિષ્ઠાન ચેતન વસ્તુ હોય, ત્યાં ભ્રાંતિનો દ્રષ્ટા ચેતનથી ભિન્ન હોતો નથી. જેમ દોરડી અધિષ્ઠાન માનીએ તો સાપરૂપ ભ્રમનો દ્રષ્ટા ચેતન–જીવ તેનાથી ભિન્ન છે, પણ સ્વપ્ન જગતનું અધિષ્ઠાન સાક્ષી–ચેતન છે; માટે તેનો દ્રષ્ટા પણ સાક્ષીચેતન છે. અને એ જ રીતે આખું જગત કલ્પિત હોવાથી જે તેનો દ્રષ્ટા છે તે જ તેનું અધિષ્ઠાન છે; અર્થાત્ આ જગત આપણા પોતાના આત્મસ્વરૂપમાં જ કલ્પિત છે.

પુણ્યપાપના ફળ સુખદુઃખ કોણ ભોગવે છે? એવી શંકાના નિરાસ માટે જીવ, સાક્ષી–કૂટસ્થ, ઈશ્વર અને બ્રહ્મનાં સ્વરૂપ ઘટાકાશાદિ દૃષ્ટાંતથી સમજાવીને ખુલાસો કર્યો છે, કે આભાસરૂપ જીવ એ ફળનો ભોક્તા છે, અને દરેક વ્યષ્ટિ શરીરમાં રહેલો અંતઃકરણઉપહિતસાક્ષી તેનો અંતર્યામી દ્રષ્ટા છે. એ જ વાત વધારે સ્પષ્ટ થવા માટે અજ્ઞાન, આવરણ, ભ્રાંતિ, પરોક્ષજ્ઞાન, અપરોક્ષજ્ઞાન, શોકનાશ અને તૃપ્તિ એવી આભાસની સાત અવસ્થાઓ વર્ણવી છે. અહીં પણ પાછો સંશય થાય છે, કે આભાસ મિથ્યા છે, માટે બ્રહ્મથી ભિન્ન છે. તે

આભાસને 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન થાય, તો તે પણ મિથ્યા કહેવાય આ મતાયના નિરાસ માટે ગુરુ શિષ્યને 'હું' શબ્દનો પ્રયોગ ક્યાંકવા કરવામા આવે છે તે સમજાવે છે એનુ તાત્પર્ય એટલુ છે, કે યદ્યપિ જ્ઞાન આભાસને થાય છે, તથાપિ આભાસ પોતાને તથા કૂટસ્થને બન્નેને પોતાનો આત્મા જાણે છે, તેમા કૂટસ્થનું બ્રહ્મની સાથે મુખ્ય સમાનાધિકરણ્ય છે અને આભાસનું બ્રહ્મની સાથે બાધ સમાનાધિકરણ્ય છે, અર્થાત્ કૂટસ્થ અને બ્રહ્મ તો એક જ વસ્તુ છે, પણ આભાસમા તો આભાસનો બાધ કરીને વિચાર કરતા આભાસમા જણાતુ ચૈતન્ય અને બ્રહ્મ પણ એક જ વસ્તુ છે .

આ રીતે અંતઃકરણની 'હું' એવી વૃત્તિમા સાક્ષી અને આભાસ બન્નેનુ ભાન થાય છે અને તે તે એક જ વખતે થાય છે, તેમા પણ અંતઃકરણ સહિત આભાસને તો સાક્ષી જાણે છે, અને સાક્ષી તો સ્વયંપ્રકાશ અનુભવરૂપ છે

અંતઃકરણ અને તેમા ચૈતન્યનો આભાસ એને જ સામાન્યતઃ લોકો 'હું' શબ્દથી ઓળખે છે, અર્થાત્ જે જે પદાર્થો અંતઃકરણની વૃત્તિના વિષયરૂપ હોય, તે તે પદાર્થોને 'હું' જાણુ છુ એવો વ્યવહાર થાય છે એ રીતે ઘટાદિ તમામ બાહ્ય પદાર્થોને નેત્રાદિ સાધનથી જીવ જાણે છે એ રીતે વદાન્તિઓ પ્રમાણુ કરે છે નેત્રાદિક સિવાય બીજા પણ કેટલાક સાધનથી બાહ્ય પદાર્થોનું જ્ઞાન થાય છે, માટે તેમને પણ પ્રમાણુ કહે છે એવા પ્રમાણો બધા મળીને પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શાબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ, એમ છ માનેલા છે, અને તે ઉપરથી પ્રમાતા, પ્રમેય, પ્રમા અને પ્રમાણ એવા ચાર પ્રકારના ચેતનશાસ્ત્ર સમજાવવા માટે કહ્યા છે એ સિવાય સ્મૃતિજ્ઞાન અને પ્રમાજ્ઞાનમા શો ભેદ છે, કરણ અને કારણની વ્યાખ્યા, સાધારણ કારણ અને અસાધારણ કારણની સમજ, વિશેષણ અને ઉપાધિમા ભેદ, અવચ્છેદવાદ અને આભાસવાદમા ભેદ ઇત્યાદિ અનેક શાસ્ત્રીય વિષયો આ ગ્રથમા સહેલી ભાષામા સમજાવ્યા છે

વેદાન્તના મતમા કેટલાક ઉપનક જોનારા જાણે છે, તેમ ઈશ્વરનો નિરાસ કર્યો નથી, કે ભક્તિને નિરુપયોગી માની નથી, એ આ ગ્રથમાના ઈશ્વરના સ્વરૂપના વર્ણનથી સમજાશે ગ્રથમા લખે છે, કે બીજા પ્રાણીઓના શરીર જેમ પાચ મહાભૂતોના પરિણામ છે, તેમ રામકૃષ્ણાદિના શરીર નથી, પણ તે માયાના પરિણામ છે માટે અવતાર-શરીર બીજા પ્રાણીઓના શરીરની પેઠે જન્મતા નથી, પણ તેનુ ઉપાદાન કારણ સાક્ષાત્ માયા છે વળી જીવોને દેહાદિમા આત્માની ભ્રાન્તિ છે, તેવી ઈશ્વરને નથી વળી ઈશ્વરને અજ્ઞાનરૂપ આવરણ નથી, માટે તેમને પોતાના સ્વરૂપનો (બ્રહ્મનો) સદા સાક્ષાત્કાર બનતો રહે છે જીવોને તો વેદના શબ્દથી બ્રહ્મનુ પરોક્ષ જ્ઞાન થયા પછી અંતઃકરણની બ્રહ્માકાર વૃત્તિ દ્વારા અજ્ઞાનકૃત આવરણ દૂર થવાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે બીજા પદાર્થોનો સાક્ષાત્કાર થવામા નેત્રાદિ ઇંદ્રિયોની જરૂર પડે છે.

કોઈ કહેશે, કે ઇંદ્રિયોની સહાય વિના કોઈ પદાર્થ પ્રત્યક્ષ થતો હોય

એમ જોવામાં આવતું નથી, તો બ્રહ્મ પણ ઇંદ્રિયોની મદદ વિના કેમ પ્રત્યક્ષ થાય? એનું સમાધાન એવું છે, કે સુખદુઃખ વગેરેનું પ્રત્યક્ષ જેમ બહારનાં ઇંદ્રિયાદિક સાધન વિના થાય છે તેમ બ્રહ્મનું પ્રત્યક્ષ પણ થાય છે. જ્ઞાન થવામાં માત્ર વૃત્તિનો વિષય સાથે સંબંધ એ જ મુખ્ય હેતુ છે, તે ધ્યાનમાં રાખવું. આ વિષય સૂક્ષ્મ હોવા છતાં ગ્રંથમાં બહુ સારી રીતે સમજાવ્યો છે. આ રીતે બ્રહ્મનો સાક્ષાત્કાર સમજાવી ચોથો તરંગ પૂરો કર્યો છે.

પાંચમા તરંગમાં મધ્યમાધિકારીને ઉપાસના વગેરેનો ઉપદેશ વર્ણવ્યો છે; તેમાં પણ આરંભમાં ભેદવાદ તજવા જેવો છે, એ વિષે ભર્તૃનું એક દૃષ્ટાંત આપ્યું છે. ભર્તૃ નામના રાજાના મંત્રીનો નાશ કરવાના હેતુથી ખટપટીઓએ રાજાને સમજાવ્યું, કે ભર્તૃ મરીને પ્રેત થયો છે તથા જેને દેખે તેને મારી નાખે છે. આ ઠગોના વચન ઉપર વિશ્વાસ રાખી જીવતા ભર્તૃને પ્રેત જાણી રાજાએ તેના નરક જોવાની સુદ્ધાં હિંમત કરી નહિ. એ રીતે દ્વૈતવાદી ઠગોના વચન ઉપર વિશ્વાસ રાખી અદ્વૈતથી ભય પામી મુમુક્ષુઓ ઠગાય છે. ભર્તૃના દૃષ્ટાંતથી વૈરાગ્યનો પણ સારો ઉપદેશ કર્યો છે.

શિષ્યે એક એવો પ્રશ્ન કર્યો હતો, કે વેદ અને ગુરુ સત્ય હોય તો દ્વૈત થાય અને અસત્ય હોય તો તેમનાથી સંસાર-દુઃખ મટી શકે નહિ. આ પ્રશ્નના ખુલાસા માટે ગુરુએ એક રાજાના સ્વપ્નની વાત કહી, મિથ્યા દુઃખનો નાશ મિથ્યા ઉપાયથી જ થાય છે-સત્ય ઉપાય ત્યાં કામ આવતા જ નથી, એમ કહી મિથ્યા સંસારદુઃખનો મિથ્યા વેદગુરુથી નાશ થાય છે, એમ સમજાવ્યું છે.

અહીં વળી શિષ્ય બીજી એક શંકા કરે છે, કે મિથ્યા વેદગુરુથી કલ્યાણ થાય, ત્યારે મિથ્યા મૃગજળથી તરસ પણ મટવી જોઈએ-પણ તે તો મટતી નથી! આના ઉત્તરમાં ગુરુ સમજાવે છે, કે મિથ્યા ગુરુ મિથ્યા જ્ઞાનનો નાશ કરે છે, એવો સિદ્ધાંત છે. અને દૃષ્ટાંતમાં મિથ્યા પાણી સાચી તરસને કેમ મટાડતુ નથી, એવો પ્રશ્ન છે; માટે એ દૃષ્ટાંતરૂપ પ્રશ્ન બરોબર નથી. આ પ્રસંગથી વ્યાવહારિક પ્રાતિભાસિક અને પારમાર્થિક એવી ત્રણ સત્તાઓ સમજાવી છે. વ્યવહારમાં આપણે ઘણા માણસો એવા જોઈએ છીએ, કે જેઓ શાસ્ત્રકારના વચનનું રહસ્ય સમજ્યા વિના જ આક્ષેપ કરે છે, કે 'તમે બ્રહ્મ છો, ત્યારે ખાઓ છો શા માટે?' ઇત્યાદિ. તેઓ પારમાર્થિક અને વ્યાવહારિક સત્તાનો ભેદ સમજતા નથી માટે જ એવા પ્રશ્નો કરે છે.

એ જ રીતે ઘણાક બાધ અને નાશમાં રહેલો તફાવત જાણતા નથી, તેમ જ મિથ્યા, અસત્ (ન હોવું)માં તફાવત સમજતા નથી; તેથી પણ એવા જ તરેહવાર પ્રશ્નો કરી પોતાનું શાસ્ત્રવિષયક અજ્ઞાન બતાવે છે અને વિદ્વાનોને હસાવે છે! ગ્રંથકારે આ સઘળું ત્રણ સત્તાઓનાં સ્વરૂપ સમજાવીને અહીં સ્પષ્ટ કર્યું છે.

આ જગતને વિદ્વાનો **પારમાર્થિક સત્ય તો માનતા જ નથી**; પણ કેટલાક તેને વ્યાવહારિક સત્ય માને છે, ત્યારે કેટલાક તેને સ્વપ્નની પેઠે પ્રાતિ-

ભાસિક સત્ય માને છે. પ્રાતિભાસિક સત્ય માનનારા તેને સ્વપ્નની પેઠે ક્રમ વગર જ ઉત્પન્ન થયેલું માને છે, ત્યારે વ્યાવહારિક સત્ય માનનારા તેમાં ઉત્પત્તિનો ક્રમ ઘટાવે છે. ગ્રંથકારે અહીં જગદુત્પત્તિનો ક્રમ હોવો જોઈએ કે નહિ, એનો સારો વિચાર કર્યો છે અને બન્ને પક્ષ માન્ય રાખ્યા છે—જો કે સ્વપ્નની પેઠે જગત પણ પ્રાતિભાસિક છે, એવા વસિષ્ઠ મહામુનિના મતને જ તેઓ આખરે વેગ આપે છે.

લોકોમાં વ્યાવહારિક સત્ય રૂઢ થઈ ગયું હોય છે તથા જગતમાં કાર્ય–કારણભાવ શોધવાની ટેવ પડી ગઈ હોય છે; તેથી સામાન્ય લોકોને જગતની પ્રાતિભાસિકતા એકદમ ગળે ઊતરતી નથી; માટે તેમને વ્યાવહારિક સત્તા દ્વારા જ જગતનું મિથ્યાત્વ સમજાવવાનો જગદુત્પત્તિનો ક્રમ કહેવો પડ્યો છે. વળી ઉપાસકોને લયચિંતન કરાવવામાં પણ જગદુત્પત્તિનો ક્રમ સમજવાની જરૂર છે. જગદુત્પત્તિનો ક્રમ ભિન્નભિન્ન કહેલો હોવાનું પણ એ જ કારણ છે, કે સ્વપ્ન તુલ્ય અસત્ જગતની ઉત્પત્તિમાં વળી ક્રમ કેવો હોય? એમ છતાં લયચિંતન કરનારને અનુકૂળ પડે, માટે કોઈ પણ ક્રમ કહેવો. જે જેમાંથી ઉત્પન્ન થાય તે તેમાં જ લય પામે છે, એવો નિયમ હોવાથી પાર્થિવ દશ્ય પદાર્થો છેવટે પૃથ્વીમાં લય પામે છે; પૃથ્વી પોતાના કારણરૂપ જળમાં, જળ અગ્નિમાં, અગ્નિ વાયુમાં, વાયુ આકાશમાં, આકાશ મહત્તત્ત્વમાં (સમષ્ટિ બુદ્ધિ તત્ત્વમાં), મહત્તત્ત્વ પ્રકૃતિમાં અને પ્રકૃતિ પુરુષમાં લય પામે છે; અને છેવટે એક પુરુષ (બ્રહ્મતત્ત્વ) માત્ર અવશિષ્ટ રહે છે, તે જ હું છું; એવું ધ્યાન કરવાના પ્રકારને **લયચિંતન** કહે છે.

જગદુત્પત્તિનો ક્રમ કહેતાં માયાના અનિર્વચનીય સ્વરૂપનું પ્રથમ પ્રતિપાદન કર્યું છે. પછી અજ્ઞાન અને આવરણ એવી માયાની બે શક્તિઓ. પૈકી અજ્ઞાનની સ્વાશ્રય સ્વવિષયતા સમજાવી છે. જેમ ઘરમાંનો અંધકાર ઘરને આશરે રહે છે, અને તે ઘરને જ ઢાંકે છે—તે માંહેલા ભાગને જાણવા દેતો નથી, તેમ અજ્ઞાન બ્રહ્મને આશરે રહે છે અને તે બ્રહ્મને જ ઢાંકી બ્રહ્મને ન જણાવા દેતાં ભળતું જ કાંઈ–જગત–દેખાડે છે. એને 'સ્વાશ્રય–વિષયતા' કહે છે.

એ અજ્ઞાન સંબંધી કેટલીક બીજી પણ ચર્ચા કર્યા પછી ગ્રંથકારે ઉપાદાન અને નિમિત્ત કારણ કોને કહે છે, તે સમજાવ્યું છે; અને ઈશ્વર જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે એમ કહ્યું છે. અહીં વળી જીવનું સ્વરૂપ સમજાવીને ઈશ્વરમાં વિષમ દૃષ્ટિ તથા ક્રૂરતા નથી, પણ જીવોના ભોગ માટે સૃષ્ટિ ઉપજાવવાની ઈશ્વરને ઇચ્છા થાય છે, એમ કહી પાંચ સૂક્ષ્મ ભૂતોની સૃષ્ટિ, સ્થૂલ સૃષ્ટિ તથા જીવ અને ઈશ્વરના પાંચ કોશોનાં સ્વરૂપનું નિરૂપણ કર્યું છે. આ સઘળી વાતો સામાન્યતઃ પંચીકરણ વગેરે જાણનારને નવી નહિ લાગે.

હવે મહાવાક્યના અર્થનો ઉપદેશ કર્યો છે, કે પાંચ કોશથી ભિન્ન આત્મા એ જ બ્રહ્મ છે. બંધ–મોક્ષ એ માત્ર કલ્પના જ હોવાથી પોતાને કર્તા–ભોક્તા ન માનતાં અસંગ હોઈને વ્યવહાર કર્યા કરવો ઇત્યાદિ.

આ તરંગમા મુખ્યત્વે ઉપાસનાનુ નિરૂપણ કરવાનુ હોવાથી પ્રથમ લય ચિંતનરૂપ ઉપાસના સમજાવ્યા પછી માણ્ડૂક્ય ઉપનિષદાદિને આધારે પ્રણવની ઉપાસના વિસ્તારથી સમજાવી છે. ૐકારની નિર્ગુણ ઉપાસના કરવાનો પરમ હંસને જ અધિકાર છે, એમ પણ પ્રસંગવશાત્ ગ્રંથકારે અહી કહ્યુ છે. આ તરંગના છેવટના ભાગમા ત્રણ પ્રકારનો પ્રતિબંધ, ધ્યાન અને જ્ઞાનમા ભેદ અહંગ્રહ ધ્યાન, નિર્ગુણ અને સગુણ ઉપાસના, ચૌદ ત્રિપુટીઓ, ચાર અવસ્થા, ચાર પ્રકારની મુક્તિ, અર્ચિમાર્ગ અને ધૂમમાર્ગ વગેરે સમજાવી તરંગ પૂરો કર્યો છે.

છઠ્ઠો તરંગ કનિષ્ટ અધિકારી માટે છે. તર્કપ્રધાન બુદ્ધિવાળાને અહી કનિષ્ટ કહ્યો છે આ તરંગના આરંભમા સ્વપ્ન વિષે વિચાર ચલાવ્યો છે અને એમ સાબિત કર્યુ છે, કે સ્વપ્નમા દેશકાળ વગેરે સામગ્રી વિના સૃષ્ટિ જોવામા આવે છે અર્થાત્ નિદ્રાદિ સાદિ (આદિ વાળા) દોષ સહિત અવિદ્યાને લીધે ચૈતન્યમા કલ્પિત સૃષ્ટિ જોવામાં આવે છે તે પ્રાતિભાસિક—સૃષ્ટિ છે, અને જે સૃષ્ટિ અનાદિ અવિદ્યાને લીધે બ્રહ્મમા દેખાય છે, તે વ્યાવહારિક છે. જાગ્રતની સૃષ્ટિ વ્યાવહારિક છે ત્રણ સત્તાઓ માનીને આ સિદ્ધાંત કહ્યો છે, પણ ઘણા આચાર્યો બે સત્તા જ માને છે અને શ્રીનિશ્ચલદાસજી પણ બે સત્તાવાદને જ સ્વીકારે છે, એટલે પ્રાતિભાસિક તથા પારમાર્થિક બે જ સત્તા છે. (વ્યાવહારિક સત્તાનો સમાવેશ પ્રાતિભાસિકમા જ કરવો એમ કહે છે.) બ્રહ્મની સત્તા પારમાર્થિક છે અને તે વિનાના તમામ દશ્યો—જાગ્રત અને સ્વપ્ન બધુય—પ્રાતિભાસિક છે, કેમ કે જેમ સ્વપ્નમા દેશકાળ વિના સૃષ્ટિ પ્રતીત થાય છે, તેમ જાગ્રત સૃષ્ટિ પણ દેશકાળ વિના જ પ્રતીત થાય છે, બ્રહ્મમાં દેશકાળ નથી, અર્થાત્ જાગ્રતના દેશકાળ પણ બ્રહ્મમા કલ્પનામા આવ્યા છે આને દૃષ્ટિ સૃષ્ટિવાદ કહે છે

અહી શિષ્ય શંકા કરે છે, કે જાગ્રત પણ સ્વપ્ન સમાન મિથ્યા હોય, તો જાગ્રતમા પ્રતીત થતા વેદ—ગુરુ વગેરે પણ મિથ્યા હોવા જોઈએ બંધ ને મોક્ષ પણ મિથ્યા થશે અને તેમ થશે તો પછી શ્રવણાદિક સાધન પણ નકામા છે,

આ શંકાના સમાધાન માટે એક 'અગૃધદેવનુ સ્વપ્ન' નામે કલ્પિત આખ્યાયિકા લખી છે અગૃધદેવને સ્વપ્નમા જન્મપરંપરા થાય છે, તથા તેમા છેવટે સ્વપ્નના જન્મમરણાદિ સૃષ્ટિની નિવૃત્તિ માટે સ્વપ્નના ગુરુને શરણે જઈ સ્વપ્નનો ગ્રંથ સાભળે છે અને છેવટે સ્વપ્નના ગુરુએ કહેલી સ્વપ્નની યુક્તિથી તે જાગી ઊઠે છે આ રીતે શિષ્યની શંકાનુ સમાધાન આપવાના નિમિત્તથી વેદાતની બાળની પ્રક્રિયાઓ સક્ષેપમા અહી ગ્રંથકારે કહી બતાવી છે તેમા પ્રથમ આત્માનુ નિરૂપણ કરતા અસ્તિ, ભાતિ, પ્રિય, નામ, રૂપ એવા પદાર્થના પાચ અંશનુ નિરૂપણ કરી, તેમાથી પહેલા ત્રણ સત્ય અને છેલ્લા બે કલ્પિત છે એમ સમજાવ્યુ છે, અને એ રીતે સત્યાસત્યનો વિવેક કરવાનુ શીખવ્યુ છે, તે સિવાય જન્મ, સત્તા, વૃદ્ધિ, વિપરિણામ, અપક્ષય અને વિનાશ એવા નિરુક્તકારે કહેલા

તો વિકારોરહિત આત્મા છે; તેમ જ સજાતીય, વિજાતીય અને સ્વગત એવા ત્રણ ભેદરહિત આત્મા છે એમ સમજાવ્યું છે.

કર્મથી આત્માની પ્રાપ્તિ થતી નથી; કેમ કે ઉત્પત્તિ, નાશ, પ્રાપ્તિ અને સંસ્કાર એવો ચાર પ્રકારનો જ કર્મનો ઉપયોગ થઈ શકે છે. આત્મા કર્મ વડે ઉત્પન્ન કરવા જેવો નથી; આત્મા પોતાનું સ્વરૂપ છે અને તેથી તે નિત્ય પ્રાપ્ત હોવાથી કર્મ વડે પ્રાપ્ત કરવા જેવો નથી; કર્મ વડે આત્માનો વિનાશ કરવાનો નથી; તેમ આત્મા મલિન નથી કે જેથી તેને સંસ્કાર આપવામાં આવે. આ રીતે કહ્યા પછી કર્મ અને જ્ઞાન સાથે હોય, તો મોક્ષ થાય એવા સમુચ્ચયવાદનું પણ ખંડન કર્યું છે. ઉપાસના પણ માનસ કર્મ છે; માટે તેની પણ જ્ઞાન માટે જરૂર નથી; કેમ કે કર્મ તથા ઉપાસના જ્ઞાનનાં વિરોધી છે.

તે પછી શક્તિવાદનું નિરૂપણ કર્યું છે, અને લક્ષણાનું પ્રકરણ સમજાવ્યું છે; કેમ કે મહાવાક્યનો અર્થ લક્ષણા માન્યા વગર બંધબેસતો નથી. અહીં જ પ્રસંગોપાત્ત આભાસવાદ અને પ્રતિબિંબવાદમાં શો તફાવત છે, તે પણ જણાવ્યું છે. આ વિષયો ગ્રંથમાંથી જ જોઈ લેવા જેવા હોવાથી અહીં તે ફરી બતાવીને પુનરાવર્તન કર્યું નથી.

સાતમા તરંગમાં એમ કહ્યું છે, કે જ્ઞાનીને કાંઈ કર્તવ્ય રહેતું નથી, તેથી તેના વર્તનનો કાંઈ નિયમ નથી; પ્રારબ્ધ પ્રમાણે તેનો દેહ વ્યવહાર કરે છે; પણ કેટલાકનું માનવું એમ છે, કે જ્ઞાનીએ પણ બ્રહ્માનંદમાં થતા વિક્ષેપને ટાળવા સમાધિ કરી ત્રિપુટીઓનો લય કરવો જોઈએ. આ પ્રસંગથી યમ-નિયમાદિથી આરંભીને સમાધિ સુધીનાં આઠ અંગનું નિરૂપણ કર્યું છે તથા તેને અંગે સંચિત, આગામી અને પ્રારબ્ધ કર્મનું પણ વર્ણન કર્યું છે. સવિકલ્પ નિર્વિકલ્પ એમ બે પ્રકારની સમાધિ છે—

ત્રિપુટીના ભાન સહિત અદ્વિતીય બ્રહ્મમાં અંતઃકરણની સ્થિતિ તે સવિકલ્પ સમાધિ કહેવાય છે. 'હું બ્રહ્મ છું' એવા શબ્દ સહિત સવિકલ્પ સમાધિને 'શબ્દાનુવિદ્ધ' કહેવાય છે, અને તે વિનાની તે 'શબ્દાનનુવિદ્ધ' કહેવાય છે. નિર્વિકલ્પ સમાધિમાં ત્રિપુટીનું ભાન થતું નથી.

નિર્વિકલ્પ સમાધિમાં લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદ એવાં ચાર વિઘ્નો થાય છે; તેનાં સ્વરૂપ તથા તે દૂર કરવાના ઉપાય પણ સાથેસાથે બતાવ્યા છે.

પ્રસંગવશાત્ ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ, એવી ચિત્તની પાંચ અવસ્થાઓનું પણ વર્ણન કર્યું છે.

સમાધિમાં નિર્વિકલ્પ આનંદનો અનુભવ કરનારને **જીવન્મુક્ત** કહે છે. વ્યવહારમાં જીવન્મુક્તિનું સુખ જ્ઞાનીને પણ મળતું નથી; માટે જીવન્મુક્તિનું સુખ ઇચ્છનાર જ્ઞાની સંન્યાસ ધારણ કરે છે, પણ એમાં પ્રારબ્ધયોગ બળવાન છે; તેથી બધા જ જ્ઞાની જીવન્મુક્ત ન થવા છતાં પણ વિદેહમુક્ત થઈ શકે છે, એવો આ ગ્રંથકારનો અભિપ્રાય છે.

ગ્રંથનો ઉપસંહાર કરવાના હેતુથી હવે ગ્રંથકારે ત્રણે શિષ્યોની વ્યવસ્થા કરી બતાવી છે. તત્ત્વદૃષ્ટિ કેટલાક દેશ ભ્રમણ કરી પ્રારબ્ધ ભોગવી છૂટતા દેહ તજે છે, બીજો શિષ્ય અદૃષ્ટિ એકાંતમાં ધ્યાન ધરી શાસ્ત્રીય રીતે દેહ તજે છે, ત્રીજો તર્કદૃષ્ટિ તમામ વિદ્યા ભણી છેવટે ફરતોફરતો પિતાને જઈ મળે છે અને તેના મનના સંશયોનો નિરાસ કરી રાજ્ય ભોગવી પછી મુક્તિ પામે છે. અહીં વિદ્યાના અઢાર પ્રસ્થાનોનું સંક્ષિપ્ત વર્ણન આપ્યું છે, તે પણ જાણવા જેવું છે.

શુભસંતતિ રાજાને એવો વિચાર થાય છે, કે કયો દેવ ઉપાસ્ય છે? જુદાજુદા શાસ્ત્રોમાં વિરોધ શાથી દેખાય છે? આ વાતનો નિર્ણય કરવા તે પંડિતોના મત માગે છે. આ દ્વારા ભિન્નભિન્ન મતાગ્રહીઓના મત કરી બતાવ્યા છે. છેવટે તમામ ગ્રંથોમાં કારણબ્રહ્મ ઉપાસ્ય છે અને કાર્યબ્રહ્મ ઉપાસ્ય નથી, એવું સૂચવવાનો અભિપ્રાય છે, એમ પોતાના પુત્રના મુખથી જાણી તેને સંતોષ થયો, અને પુત્રને રાજ્ય સોંપી પોતે કારણબ્રહ્મની ઉપાસના કરી કૃતાર્થ થયો.

આ રીતે આ ગ્રંથ સમાપ્ત થાય છે. **પંચદશી** વગેરે પ્રકરણ ગ્રંથોમાંથી સાર ખેંચીને પ્રાકૃત ભાષામાં આ ગ્રંથ એવો લખ્યો છે, કે જેથી વેદાંતનું સારું જેવું જ્ઞાન થાય છે, તેમ જ પોતાના મનને શાંતિ આપી વ્યવહાર કરવા ઇચ્છનારને પણ આ ગ્રંથની પ્રક્રિયાઓ ઠીક સહાય આપે છે, માટે પણ આ ગ્રંથ સહુ કોઈએ આદર કરવા યોગ્ય છે.

**—છોટાલાલ નરભેરામ ભટ્ટ**

## અનુક્રમ

| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|


**૧ : અનુબંધ સામાન્ય નિરૂપણ ... ૧–૨૨**

| | | |
|---|---|---|
| વસ્તુનિર્દેશરૂપમંગળાચરણ | ... | ૧ |
| બાળગ્રંથ રચવાનો હેતુ | ... | ૨ |
| ગ્રંથમહિમા | ... | ૩ |
| અનુબંધનું સ્વરૂપ | ... | ,, |
| અધિકારીવર્ણન | ... | ૪ |
| ચાર સાધન | ... | ૫ |
| વિવેકનું લક્ષણ | ... | ,, |
| સાધારણ અને અસાધારણ કારણો | ... | ૬ |
| ઉપાદાન અને નિમિત્ત કારણો | ... | ,, |
| વૈરાગ્યનું લક્ષણ | ... | ,, |
| શમ વગેરે ૭ સાધનનાં નામ | ... | ,, |
| શમદમનાં લક્ષણ | ... | ૭ |
| શ્રદ્ધા અને સમાધાનનું લક્ષણ | ... | ,, |
| ઉપરામનું લક્ષણ | ... | ,, |
| તિતિક્ષાનું લક્ષણ | ... | ,, |
| શમાદિ સાધનોની પરસ્પર અપેક્ષા | ... | ,, |
| મુમુક્ષુતાનું લક્ષણ | ... | ૮ |
| અંતરંગ અને બહિરંગ સાધનો | ... | ,, |
| બહિરંગ સાધનો | ... | ૯ |
| વિવેકાદિ અંતરંગ સાધનો | ... | ,, |
| જ્ઞાનનું મુખ્ય અંતરંગ સાધન | ... | ૧૦ |

યુક્તિ અથવા અનુમાનાદિ ... ... ... ... ... ,,
ષડ્લિંગ ... ... ... ... ... ... ... ,,

**અભેદની સાધક અને ભેદની બાધક યુક્તિઓ:**

અભેદની સાધક યુક્તિઓ ... ... ... ... ... ૧૧
ભેદની બાધક યુક્તિઓ ... ... ... ... ... ૧૨
નિદિધ્યાસન, સાક્ષાત્કાર અને સમાધિમાં ભેદ ... ... ,,
અસંભાવના અને વિપરીત ભાવના ... ... ... ... ૧૩
શ્રવણાદિક પરંપરાથી જ્ઞાનના હેતુ છે ... ... ... ... ,,
પ્રમાણ, પ્રમા, પ્રમેય ... ... ... ... ... ,,
અવાંતરવાક્ય અને મહાવાક્ય ... ... ... ... ... ૧૪
વેદાંતના એકદેશીનો મત તથા તેનું ખંડન ... ... ... ,,
અપરોક્ષ વસ્તુમાં પણ અસંભાવનાદિક ... ... ... ૧૬
વ્યવહિત અને અવ્યવહિત ... ... ... ... ... ,,
અજ્ઞાનની સાત અવસ્થા ... ... ... ... ... ૧૭
ભર્તૃનું દૃષ્ટાંત ... ... ... ... ... ... ,,
સંબંધવર્ણન ... ... ... ... ... ... ૧૮
વિષય-વર્ણન ... ... ... ... ... ... ,,
પ્રયોજન-વર્ણન ... ... ... ... ... ... ૧૯
પ્રયોજન વિષે શંકાસમાધાન ... ... ... ... ૨૦
પ્રાપ્તની પ્રાપ્તિ શી રીતે ? ... ... ... ... ... ,,
નિત્ય નિવૃત્તની નિવૃત્તિ શી રીતે ? ... ... ... ... ૨૧
એક જ પદાર્થમાં ભાવ અને અભાવરૂપ વિરુદ્ધ પદાર્થો શી રીતે હોઈ શકે ? ,,

૨: અનુબંધ વિશેષ નિરૂપણ ૨૨-૬૫

**અધિકારી વિષે પૂર્વપક્ષ:**

કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષના પ્રથમ અંશની ઇચ્છાનો અસંભવ ૨૩
અધિકારી ખંડન ... ... ... ... ... ... ,,
દુઃખના ત્રણ પ્રકાર ... ... ... ... ... ,,
બ્રહ્મપ્રાપ્તિરૂપ મોક્ષના બીજા અંશની ઇચ્છા કોઈને સંભવતી નથી ... ૨૪
વૈરાગ્યાદિનો અસંભવ ... ... ... ... ... ,,

**વિષયખંડન:**

બ્રહ્મજીવની એકતાનો અસંભવ ... ... ... ... ૨૫
પાંચ કલેશનું વર્ણન ... ... ... ... ... ,,

સાક્ષીની અનેકતા ... ... ... ... ... ... ૨૬
અંતઃકરણાદિ સાક્ષીના વિષય છે ... ... ... ... ,,
અંતઃકરણાદિ પોતાની વૃત્તિઓના વિષય નથી ... ... ... ૨૭

**પ્રયોજન-ખંડન ( અધ્યાસવાદ ):**

પૂર્વપક્ષ—અધ્યાસની સામગ્રી નથી ... ... ... ... ૨૮
અધ્યાસનાં લક્ષણો ... ... ... ... ... ... ,,
અધ્યાસના પ્રકાર ... ... ... ... ... ૨૯
સત્યબંધની નિવૃત્તિ જ્ઞાનથી થાય નહિ ... ... ... ,,
અધ્યાસની સામગ્રી ... ... ... ... ... ... ,,

**બંધના અધ્યાસમાં સામગ્રીનો અભાવ:**

(૧) બંધના અધ્યાસમાં સત્ય વસ્તુના જ્ઞાનથી ઊપજેલા સંસ્કારની અસિદ્ધિ ૩૧
(૨) બંધના અધ્યાસમાં પ્રમેયના દોષની અસિદ્ધિ... ... ... ,,
(૩) બંધના અધ્યાસમાં પ્રમાતા અને પ્રમાણદોષની અસિદ્ધિ ... ૩૨
(૪) બંધના અધિષ્ઠાનરૂપ બ્રહ્મના વિશેષ રૂપથી અજ્ઞાનનો અસંભવ... ,,

**એક ભવિકવાદ (એટલે એક જ જન્મમાં એકલા કર્મથી મોક્ષની સિદ્ધિ):**

નિત્યકર્મથી મોક્ષ ... ... ... ... ... ... ૩૩
કર્મના પ્રકાર ... ... ... ... ... ... ,,
વિહિત કર્મના પ્રકાર ... ... ... ... ... ,,
મુમુક્ષુએ નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત્ત કર્મ કરવાં ... ૩૪
પ્રાયશ્ચિત્ત કર્મના પ્રકાર ... ... ... ... ... ૩૫
મુમુક્ષુએ સાધારણ પ્રાયશ્ચિત્ત કામનારહિત થઈને કરવું ... ... ,,
નિષ્કામ કર્મ ફળ આપતાં નથી ... ... ... ... ૩૬
કર્મથી મોક્ષ મળવાના પ્રકાર... ... ... ... ... ,,
જ્ઞાન દ્વારા બંધ-નિવૃત્તિ એ ગ્રંથનું પ્રયોજન નથી ... ... ૩૭
સંબંધખંડન ... ... ... ... ... ... ,,

**પૂર્વપક્ષીના ક્રમથી ઉત્તર-અધિકારી મંડન:**

કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષના પ્રથમ અંશની ઇચ્છા સંભવે છે ૩૮
બ્રહ્મ એ જ સુખરૂપ છે, બીજું બધું દુઃખરૂપ છેઃ એ વિષે નારદ અને સનત્કુમારનો સંવાદ ... ... ... ... ૩૯
બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છા સંભવે છે... ... ... ... ... ,,
ગ્રંથારંભ સફળ છે; કેમ કે ગ્રંથથી જ્ઞાન અને જ્ઞાનથી મોક્ષ મળે છે... ૪૦
શ્રવણાદિનું ફળ ... ... ... ... ... ... ૪૧

ભાષ્યગ્રંથની સફળતા... ... ... ... ... ... ૪૨
પામર અને વિષયીનાં લક્ષણો... ... ... ... ... „
જિજ્ઞાસુ અને મુક્તનાં લક્ષણો... ... ... ... ... ૪૩
બધાં શરીરો મિશ્ર કર્મનાં ફળ છે ... ... ... ... ૪૪
મિશ્ર કર્મફળ રૂપ શરીરો નિવૃત્ત થવાનો ઉપાય... ... ... ૪૫
જિજ્ઞાસુની ગ્રંથમાં પ્રવૃત્તિ થાય છે માટે અધિકારી સંભવે છે ... ૪૬
**વિષયમંડન :**
સાક્ષી અને જીવમાં તફાવત ... ... ... ... ... „
ઉપાધિ અને સાક્ષીનું સ્વરૂપ ... ... ... ... ... ૪૭
વિશેષણ અને જીવનું સ્વરૂપ ... ... ... ... ... „
રાગદ્વેષ સાક્ષીમાં નથી ... ... ... ... ... ૪૮
સાક્ષી નાના છતાં બ્રહ્મ સાથે એકતા સંભવે છે... ... ... „
સુખદુઃખાદિ સાક્ષીભાસ્ય કેવી રીતે? ... ... ... ... ૪૯
**પ્રયોજન-મંડન ( કાર્યાધ્યાસનું નિરૂપણ ):**
અધ્યાસનો હેતુ ... ... ... ... ... ... ૫૦
અધ્યાસનો હેતુ વ્યવહિત પૂર્વકાળમાં હોય છે (પૂર્વપક્ષ)... ... ૫૨
અધ્યાસનો હેતુ અવ્યવહિત પૂર્વકાળમાં હોય છે (સિદ્ધાંત)... ... „
અપૂર્વ અથવા અદૃષ્ટની સમજ ... ... ... ... ૫૩
ઉપસંહાર-સજાતીય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર અધ્યાસનો હેતુ છે ... „
મિથ્યા વસ્તુના જ્ઞાનનો સંસ્કાર અધ્યાસનો હેતુ છે, એના સમર્થનમાં
દૃષ્ટિ-સૃષ્ટિવાદનું દિગ્દર્શન ... ... ... ... ... ૫૪
અધ્યાસનું અનાદિપણું ... ... ... ... ... ૫૫
પ્રમેયની સાથે મિથ્યા વસ્તુનો સાદૃશ્ય દોષ અધ્યાસનો હેતુ નથી ... ૫૭
પ્રમાતાનો દોષ અધ્યાસનો હેતુ નથી ... ... ... ... ૫૮
પ્રમાણનો દોષ અધ્યાસનો હેતુ નથી ... ... ... ... „
**કારણ-અધ્યાસનું નિરૂપણ :**
સામાન્ય ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી નથી... ... ... ... ૫૯
સામાન્ય રૂપથી જણાયેલા આત્મામાં અધ્યાસ બને છે ... ... ૬૧
આત્માના સામાન્ય અને વિશેષ રૂપની સમજ ... ... ... „
**એક ભવિકવાદનું ખંડન :**
નિત્ય-નૈમિત્તિક કર્મથી સ્વર્ગફળ થાય છે ... ... ... ૬૨
ઇચ્છાના અભાવથી ફળ થતું અટકતું નથી ... ... ... ૬૩

એ પ્રકારના આત્મવિમુખ વિષયાનંદ સ્વરૂપાનંદથી જુદા નથી ... ૮૩
આત્માના અજ્ઞાનથી જન્માદિ દુઃખ પ્રતીત થાય છે ... ... ૮૪
રજ્જુસર્પ-દૃષ્ટાંતમાં રહેલું રહસ્ય ... ... ... ... ૮૬
અધ્યાસ વિષે ચાર મત અથવા ખ્યાતિઓ ... ... ... ,,
અખ્યાતિ-ઉક્ત ત્રણ ખ્યાતિઓનું ખંડન ... ... ... ૮૭
અખ્યાતિ (સાંખ્યાચાર્યોનો પોતાનો મત) ... ... ... ૮૮
અખ્યાતિ-મતખંડન ... ... ... ... ... ૮૯
અનિર્વચનીય શબ્દનો ખુલાસો ... ... ... ... ૯૦
ભ્રમસ્થળમાં ભ્રમનો વિષય અને તેનું જ્ઞાન અવિદ્યાનું પરિણામ છે અને તે એક જ વખતે ઉત્પન્ન થાય છે તથા લીન થાય છે અને તે સાક્ષીભાષ્ય છે ... ... ... ... ... ૯૧
સ્વપ્ન અને ભ્રમમાં તફાવત ... ... ... ... ... ,,
પરિણામ અને વિવર્ત ... ... ... ... ... ૯૨
અધિષ્ઠાન-રજ્જુ અને અંતઃકરણ ઉપહિત ચેતન સર્પભ્રમનું અધિષ્ઠાન છે-રજ્જુજ્ઞાનથી સર્પ અને સર્પજ્ઞાનની નિવૃત્તિ ... ... ,,
ઉપાધિ અને વિશેષણ વગેરે ... ... ... ... ... ૯૩
દોરડીનું જ્ઞાન અને સર્પના અધિષ્ઠાનનું જ્ઞાન એક જ છે ... ... ૯૪
અધ્યસ્તના અભાવથી જ અધ્યસ્તના જ્ઞાનની નિવૃત્તિ થાય છે ... ૯૫
એ પ્રકારની નિવૃત્તિ ... ... ... ... ... ,,
દોરડીનું જ્ઞાન થતી વખતે સાક્ષીનું ભાન ... ... ... ૯૬
સર્વ ત્રિપુટીઓનાં જ્ઞાનમાં સાક્ષીનું જ્ઞાન ... ... ... ,,
સર્પ અને તેના જ્ઞાનનું અધિષ્ઠાન સાક્ષી છે ... ... ... ૯૭
વૃત્તિઉપહિતચેતન (સાક્ષી) કલ્પિતનું અધિષ્ઠાન છે ... ... ૯૮
મિથ્યા જગતનો આધાર અને અધિષ્ઠાન તું પોતે છે ... ... ,,
આત્માનું સામાન્યરૂપ આધાર છે ને વિશેષરૂપ અધિષ્ઠાન છે ... ૯૯
તમામ કલ્પિત વસ્તુનું અધિષ્ઠાન એ જ તેનો દ્રષ્ટા છે ... ... ૧૦૦
મિથ્યા સંસારની નિવૃત્તિની ઇચ્છા સંભવતી નથી ... ... ૧૦૧
જન્માદિક સંસારની નિવૃત્તિ આત્મજ્ઞાનથી થાય છે ... ... ,,
અજ્ઞાનનો નાશ કેવળ જ્ઞાનથી, કર્મ-ઉપાસનાથી નહિ ... ... ૧૦૨
ઉક્ત અર્થના અનુવાદપૂર્વક વક્ષ્યમાણ શંકાનું સૂચન ... ... ૧૦૩
બ્રહ્મ અને જીવનું સ્વરૂપ પરસ્પર વિરુદ્ધ છે માટે બ્રહ્મ અને જીવનો અભેદ સંભવે નહિ ... ... ... ... ... ૧૦૪

**આભાસવાદ :**

ચાર આકાશ અને ચાર ચેતન ... ... ... ... ૧૦૫
ઘટાકાશનું વર્ણન ... ... .. ... ... ૧૦૬
જલાકાશનું વર્ણન ... ... .. ... ... ... ,,
રૂપરહિત આકાશનું પ્રતિબિંબ સંભવે નહિ એવી શંકાનું સમાધાન .. ,,
મેઘાકાશનું વર્ણન ... ... ... ... ... ૧૦૭
મહાકાશનું વર્ણન . ... . ... .. .. ,,
કૂટસ્થનું વર્ણન ... ... ... ... .. ,,
વાચ્યાર્થ અને લક્ષ્યાર્થનું સંક્ષિપ્ત કથન .. ... ૧૦૮

**જીવનું વર્ણન :**

કૂટસ્થનું કે બ્રહ્મનું પ્રતિબિંબ જીવ છે . . . ૧૦૯
વ્યાપક અને રૂપરહિત વસ્તુનું પણ પ્રતિબિંબ પડી શકે છે. .. ૧૧૦
જીવ એ 'ત્વં' તથા 'અહં' પદનું વાચ્ય છે અને કૂટસ્થ લક્ષ્ય છે ... ,,
ભ્રાંતિ વગેરે ધર્મ ચિદાભાસના છે ... . . ,,
સુખદુઃખાદિ ભ્રાંતિ ખરું જોતાં બુદ્ધિમાં છે ... ૧૧૧
જીવનું સ્વરૂપ . . ,,
જીવના સ્વરૂપનું બીજા પ્રકારે કથન . ... ,,
ઈશવર્ણન ... . ... ... ૧૧૨
જીવ-ઈશ્વર બન્ને આભાસરૂપ છે ત્યારે જીવ બદ્ધ અને ઈશ્વર મુક્ત હોવાનું કારણ . .. ૧૧૩
માયા અને અવિદ્યામાં ફેર .. ... ,,
ઈશ્વર 'તત્'પદનું વાચ્ય છે ને બ્રહ્મ લક્ષ્ય છે .. ,,
જગતની ઉત્પત્તિ, પાલન, સંહાર વગેરે ઈશ્વર કરે છે ,,

**બ્રહ્મસ્વરૂપ-વર્ણન :**

બ્રહ્મ શબ્દનો વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ ... ... ૧૧૪
બ્રહ્મ અને ઈશ્વર શબ્દના ઉપયોગમાં ભેદ ... ,,
કૂટસ્થ પ્રકાશમાન છે અને આભાસ ભોગવે છે ૧૧૫
આભાસ કર્મ કરે છે અને ફળ આપે છે ચેતન નહિ . . ,,
જીવ-બ્રહ્મના લક્ષ્ય-અર્થનો અભેદ છે ... .. .. ૧૧૬
'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન કોને થાય છે? ... ૧૧૭

**આભાસની સાત અવસ્થાઓ :**

આભાસની સાત અવસ્થાનાં નામ . . ૧૧૮
અજ્ઞાન અને આવરણનું વર્ણન . . ... ... ,,
ભ્રાંતિનું વર્ણન ... . ,,
પરોક્ષ ને અપરોક્ષ બે પ્રકારનાં જ્ઞાન ... ... ... ,,

ભ્રાંતિનાશવર્ણન ... ... ... ... ... ... ૧૧૯
દર્પસ્વરૂપવર્ણન ... ... ... ... ... ... ૧૨૦
શંકા–બ્રહ્મથી ભિન્ન મિથ્યા આભાસને 'હું બ્રહ્મ' એવું જ્ઞાન થાય તો તે મિથ્યા હોવું જોઈએ ... ... ... ,,

**મુખ્ય સામાનાધિકરણ્ય અને બાધ સામાનાધિકરણ્ય:**

મુખ્ય સામાનાધિકરણ્ય ... ... ... ... ... ૧૨૨
બાધ સામાનાધિકરણ્ય ... ... ... ... ... ,,
અહંવૃત્તિમાં કૂટસ્થ અને આભાસનું ભાન ક્રમથી અથવા ક્રમ વિના થાય છે ... ... ... ... ... ... ૧૨૩
સાક્ષી અને આભાસનું એકી વખતે જ ભાન થાય છે ... ... ,,
ચેતન એ અજ્ઞાનનો આશ્રય છે તેમ વિષય પણ છે ... ... ૧૨૪
બહારના પદાર્થોમાં વૃત્તિ અને આભાસ બંનેનો ઉપયોગ છે, એ વિશે અજ્ઞાનથી આવૃત ઘડાનું ઉદાહરણ ... ... ... ૧૨૫
પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાનનું સ્વરૂપ ... ... ... ... ,,
છ પ્રમાણોના માનનારા આચાર્યો ... ... ... ... ૧૨૬
પ્રમાણ અને પ્રમાજ્ઞાનનું લક્ષણ ... ... ... ... ૧૨૮
છ પ્રકારનું પ્રમાજ્ઞાન ... ... ... ... ... ૧૨૯
ચાર પ્રકારનું ચેતન–પ્રમાતા, પ્રમાણ, પ્રમિતિ અને પ્રમેય–ચેતન ... ૧૩૦
અવચ્છેદવાદની રીતિથી પ્રમાતા, સાક્ષી સહિત વિશેષણ અને ઉપાધિનું લક્ષણ ... ... ... ... ... ૧૩૧
આભાસવાદ અને અવચ્છેદવાદમાં ફેર ... ... ... ૧૩૨
આભાસવાદની શ્રેષ્ઠતા ... ... ... ... ... ૧૩૩
અંતઃકરણમાં બે પ્રકારનો પ્રકાશ ... ... ... ... ,,
પ્રમાણ અને પ્રમાનું સ્વરૂપ; અને તેથી વિષયનો સાક્ષાત્કાર ... ૧૩૪
ઇંદ્રિયસંબંધ વિના 'હું બ્રહ્મ છું' એવું પ્રત્યક્ષજ્ઞાન શી રીતે થાય?... ૧૩૫
બ્રહ્મ નેત્રનો વિષય નથી ... ... ... ... ,,
રામકૃષ્ણાદિકનાં શરીર બ્રહ્મ નથી ... ... ... ,,
જીવનાં શરીરો અને રામકૃષ્ણાદિકનાં શરીરોમાં ફેર ... ... ૧૩૬
રામકૃષ્ણાદિકનાં શરીર માયાનું પરિણામ ... ... ૧૩૭
ઈશ્વરને દેહમાં આત્મભ્રાંતિ નથી ... ... ... ,,
ઈશ્વરને ભ્રાંતિનાશ માટે જ્ઞાનોપદેશ લેવાની જરૂર નથી ... ... ૧૩૮
ઈશ્વરને આવરણભંગની જરૂર નથી ... ... ... ,,
બ્રહ્મ જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયોનો વિષય નથી ... ... ... ,,

**પૂર્વપક્ષનો ઉત્તર:**

ઇંદ્રિયના સંબંધ વિના પ્રત્યક્ષજ્ઞાન થાય નહિ એવો નિયમ નથી ... ૧૩૯
સુખદુઃખાદિની સાક્ષીભાસ્યતા તથા તેમાં વૃત્તિની મદદ ... ... ૧૪૦
બ્રહ્મનું જ્ઞાન પ્રત્યક્ષ સંભવે છે... ... ... ... ... ,,

વિષયનો વૃત્તિ સાથે સંબંધ ન હોય એવાં અનુમાનાદિ પરોક્ષ છે ... ૧૪૧
શબ્દજન્ય જ્ઞાન પ્રત્યક્ષ હોઈ શકે ... ... ... ... ૧૪૨

**૫: શ્રીગુરુવેદાદિ વ્યાવહારિક પ્રતિપાદન અને મધ્યમાધિકારી સાધન-નિરૂપણ ... ... ૧૪૨-૨૧૨**

**ભેદવાદનું ખંડન:**

વેદ અને ગુરુ સત્ય હોય કે મિથ્યા હોય બંને રીતે અદ્વૈતજ્ઞાન સંભવતું નથી ૧૪૨
ભેદવાદની અપ્રમાણતા ... ... ... ... ... ૧૪૫
ભેદવાદનો નિરસ્કાર ... ... ... ... ... ... ,,
વેદવચનથી પણ ભેદમત વિરુદ્ધ છે, તે કહે છે:- ... ... ,,
ભર્તૃનું આખ્યાન અને તેનો સિદ્ધાંત ... ... ... ... ૧૪૬
ભર્તૃનો ત્યાગ-વૈરાગ્ય તથા સ્ત્રીવિષય-વૈરાગ્ય ... ... ... ૧૪૮
ભર્તૃને બીજા પદાર્થોનો વૈરાગ્ય... ... ... ... ... ૧૫૦
સર્વ સુખ એકાંતમાં છે ... ... ... ... ... ,,

**સ્ત્રીના સંગના દુઃખનું વર્ણન:**

સ્ત્રીસંગથી ધનનો નાશ ... ... ... ... ... ૧૫૩
સ્ત્રીસંગથી ધર્મનો અભાવ ... ... ... ... ... ,,
સ્ત્રીસંગથી સિદ્ધિનો નાશ ... ... ... ... ... ૧૫૪

**પુત્રના સંગનું દુઃખવર્ણન:**

**ધનસંગ-દુઃખવર્ણન:**

રાજાની ભર્તૃમાં પ્રેતબુદ્ધિ ... ... ... ... ... ૧૬૧
ભર્તૃના દૃષ્ટાંતનો સિદ્ધાંત ... ... ... ... ... ૧૬૨
મિથ્યા દુઃખનો મિથ્યા ઉપાયથી નાશ-એ વિષે એક રાજાના સ્વપ્નનું દૃષ્ટાંત ૧૬૩
રાજાને આવેલું સ્વપ્નઃ પગે શિયાળ કરડ્યું ... ... ... ૧૬૪
રાજાનો સ્વપ્નમાં શોક-સંસાર સ્વાર્થી છે ... ... ... ૧૬૫

**ત્રણ પ્રકારની સત્તા:**

મૃગજળથી તરસ કેમ મટતી નથી? ... ... ... ... ૧૬૭
મૃગજળ અને તરસમાં સત્તાનો ભેદ છે ... ... ... ,,
સમસત્તાની પોતામાં સાધકબાધકતા ... ... ... ... ૧૬૮
કોનો બાધ કોણ કરી શકે? ... ... ... ... ... ૧૬૯
જેના અજ્ઞાનથી જે કલ્પાય તેના જ્ઞાનથી તેનો બોધ ... ... ૧૭૦

**સંસારોત્પત્તિના ક્રમ:**

સ્વપ્નની પેઠે વિના ક્રમથી જગતનો ભાસ ... ... ... ,,
સૂત્રભાષ્યકારનો શ્રુતિવચનથી જગતની ઉત્પત્તિ કહેવાનો અભિપ્રાય ... ૧૭૧
માયાના સ્વરૂપનું પ્રતિપાદન ... ... ... ... ... ૧૭૨
અજ્ઞાનની સ્વાશ્રયતા અને સ્વ-વિષયતા ... ... ... ... ૧૭૩
એ વિષે વાચસ્પતિનો મત (અજ્ઞાન અનેક છે) ... ... ... ,,
વાચસ્પતિ-મતની અસમીચીનતા (અજ્ઞાન એક જ છે) ... ... ૧૭૪

સ્વાશ્રય સ્વવિષય પક્ષનો સ્વીકાર ... ... ... ... ,,
એક અજ્ઞાન પક્ષમાં બંધનમોક્ષની વ્યવસ્થા ... ... ... ,,
માયાનું નામભેદથી સ્વરૂપ ... ... ... ... ... ૧૭૫
ઈશ્વરનું સ્વરૂપ ... ... ... ... ... ... ,,
કારણના બે પ્રકાર ... ... ... ... ... ... ,,
ઈશ્વર જગતનું ઉપાદાન કારણ છે અને નિમિત્ત કારણ પણ છે ... ,,

**જીવનું સ્વરૂપ:**

ઈશ્વરમાં વિષમ દૃષ્ટિ અને ક્રૂરતા નથી ... ... ... ... ૧૭૬

**સૃષ્ટિની ઉત્પત્તિ:**

પંચભૂત અને તેના ગુણોની ઉત્પત્તિ ... ... ... ... ૧૭૭
અંતઃકરણની ઉત્પત્તિ ... ... ... ... ... ૧૭૮
પ્રાણોની ઉત્પત્તિ ... ... ... ... ... ... ૧૭૯
જ્ઞાનેંદ્રિય અને કર્મેંદ્રિયની ઉત્પત્તિ ... ... ... ... ,,
સ્થૂલ સૃષ્ટિનું નિરૂપણ ... ... ... ... ... ૧૮૦
પંચીકરણનો પ્રકાર ... ... ... ... ... ... ,,
સ્થૂલ બ્રહ્માંડાદિકની ઉત્પત્તિ ... ... ... ... ૧૮૧

**પંચકોશ નિરૂપણ:**

પાંચ કોશ અને તેનાથી આત્માનું ઢંકાવું ... ... ... ૧૮૨
ઈશ્વરના પાંચ કોશ ... ... ... ... ... ,,
પંચકોશ વિવેક ... ... ... ... ... ... ૧૮૩

**વિરોચનનો સિદ્ધાંત (અન્નમય કોશ આત્મા છે):**

ઇંદ્રિયાત્મવાદીનો મત: ઇંદ્રિય આત્મા ... ... ... ૧૮૪
હિરણ્યગર્ભના ઉપાસકનો મત: પ્રાણ આત્મા ... ... ... ,,
મન-આત્મવાદીનો મત: મન આત્મા ... ... ... ... ૧૮૫
વિજ્ઞાનવાદી બૌદ્ધોનો મત: બુદ્ધિ આત્મા ... ... ... ,,
ભટ્ટનો મત—આનંદમય કોશ: આત્મા ... ... ... ... ૧૮૬
માધ્યમિક બૌદ્ધનો મત (આનંદમય કોશ આત્મા) ... ... ,,
પ્રભાકર અને નૈયાયિકનો મત (આનંદમય કોશ આત્મા) ... ... ૧૮૭
જીવના પંચકોશ પેઠે ઈશ્વરના પંચકોશ વડે ઈશ્વરના સ્વરૂપનું આચ્છાદન ૧૮૮
પાંચ કોશનો વિવેક કરવાનો પ્રકાર ... ... ... ... ૧૮૯
મહાવાક્યના અર્થનો ઉપદેશ ... ... ... ... ... ૧૯૦
આત્માનો બ્રહ્મથી અભેદ ... ... ... ... ... ,,
જીવન્મુક્તનો નિશ્ચય: વેદાંતશ્રવણનું ફળ ... ... ... ૧૯૧
જ્ઞાની અને અજ્ઞાનીનું લક્ષણ (કર્તવ્ય અને અકર્તવ્ય) ... ... ૧૯૨
ગોપ્ય તત્ત્વનો ઉપદેશ ... ... ... ... ... ૧૯૩
લયચિંતન સર્વ જગતની ઈશ્વરરૂપતા ... ... ... ... ૧૯૪

**લયચિંતનનો ક્રમ:**


બધી સૂક્ષ્મ સૃષ્ટિ અપંચીકૃત ભૂતરૂપ છે ... ... ... ૧૯૫
તમામ અનાત્મ પદાર્થોનું ક્રમથી બ્રહ્મમાં લયચિંતન ... ... ,,
માયાનાં જુદાંજુદાં નામ તથા તેનાં કારણ ... ... ... ૧૯૬
ત્રણ પ્રકારના પ્રતિબંધનાં સ્વરૂપ ... ... ... ... ,,
ધ્યાન અને જ્ઞાનમાં ભેદ ... ... ... ... ... ,,
ધ્યાનના પ્રકાર ... ... ... ... ... ... ૧૯૭
પ્રણવની ઉપાસના તથા અહંગ્રહ ધ્યાન ... ... ... ૧૯૮
નિર્ગુણ અને સગુણ પ્રણવની ઉપાસનાનું ફળ સહિત કથન ... ,,
નિર્ગુણરૂપ પ્રણવઉપાસનાના પ્રકાર ... ... ... ... ,,
કારણરૂપ અને કાર્યરૂપ વસ્તુ ૐકાર છે ... ... ... ૧૯૯
ઓમ્કાર અને બ્રહ્મનો અભેદ... ... ... ... ... ૨૦૦
ઓમ્કારના ચાર પાદનું કથન ... ... .. ... ,,
ચૌદ ત્રિપુટીઓનું સ્વરૂપ ... ... ... ... ... ૨૦૧
વિશ્વ–વિરાટ અને અકારનું અભેદ ચિંતન .. ... ... ૨૦૨
વિશ્વ અને તૈજસની વિલક્ષણતા ... ... ... ... ,,
તૈજસ, હિરણ્યગર્ભ અને ઉકારનું અભેદ ચિંતન... ... ... ૨૦૩
પ્રાજ્ઞ, ઈશ્વર અને મકારનો અભેદ–પ્રાજ્ઞનાં વિશેષણ ... ... ,,
વિશ્વ આદિક ત્રણની વાસ્તવિક એકતા તુરિય ઈશ્વરસાક્ષી (બ્રહ્મ) સાથે એકતા ... ... ... ... ... ... ૨૦૪
બે સ્વરૂપવાળા ૐકાર અને આત્માનું માત્રા અને પાદરૂપથી અભેદ–ચિંતન... ... ... ... ... ... ,,
લયચિંતનનો અનુવાદ (એક માત્રારૂપ વિશ્વ આદિકની અન્ય માત્રારૂપતા) ૨૦૫
ઓમ્કારનું ચિંતન કરવાનો પરમહંસને અધિકાર છે ... ... ૨૦૬
ૐકારના ધ્યાનનું ફળ ... ... ... ... ... ,,
બ્રહ્મલોકના માર્ગનો ક્રમ ... ... ... ... ... ,,
ચાર પ્રકારની મુક્તિ: સાયુજ્ય મોક્ષનું વર્ણન ... ... ... ૨૦૭
ૐકારના અહંગ્રહ ધ્યાનથી બ્રહ્મલોકની પ્રાપ્તિનો નિયમ ... ... ૨૦૮
ઉત્તરાયણમાર્ગે બ્રહ્મલોકમાં જનારને પુનઃ સંસારની અપ્રાપ્તિ અને જ્ઞાન દ્વારા મોક્ષની પ્રાપ્તિ ... ... ... ... ૨૦૯
હિરણ્યગર્ભ લોકના વાસીઓને અસંગ નિર્વિકાર બ્રહ્મરૂપ આત્માનું ભાન થાય છે તેનું કારણ ... ... ... ... ... ,,
ૐકાર અને મહાવાક્યના અર્થની એકતા ... ... ... ૨૧૧
નિર્ગુણ–ઉપાસનાના અનધિકારીનું કર્તવ્ય ... ... ... ,,
સગુણ–ઉપાસનાના અનધિકારીનું કર્તવ્ય ... ... ... ૨૧૨


**૬: ગુરુવેદાદિ સાધન–મિથ્યા વર્ણન ૨૧૨-૩૩૦**


તર્કદૃષ્ટિની શંકાઓ ... ... ... ... ... ૨૧૩

**શંકાનું સમાધાન:**

જાગ્રતના પદાર્થોની સ્વપ્નમાં સ્મૃતિ થતી નથી ... ... ... „
સ્વપ્નમાં લિંગ શરીર બહાર જઈને જાગ્રતના પદાર્થો જોતું નથી ... ૨૧૫

**સિદ્ધાંત-જાગ્રત અને સ્વપ્નની તુલ્યતા:**

બધો ત્રિપુટીસમુદાય સ્વપ્નમાં ઊપજે છે ... ... ... ... ૨૧૭
સમાધાન: સ્વપ્નપદાર્થ સામગ્રી વિના ઊપજે છે માટે મિથ્યા છે ... ૨૧૯
ત્રિવિધ સત્તાપક્ષમાં જાગ્રત અને સ્વપ્નનું વિલક્ષણપણું ... ... ૨૨૦
પહેલી શંકા-બ્રહ્મજ્ઞાન વિના સ્વપ્નનિવૃત્તિ કેમ થાય? ... ... „
બીજી શંકા-જાગ્રત અને સ્વપ્નની સત્તા સમાન હોવી જોઈએ ... „
પહેલી શંકાનું સમાધાન: નિવૃત્તિ બે પ્રકારની છે-માટે કારણમાં લયરૂપ નિવૃત્તિ સ્વપ્નની થઈ શકે ... ... ... ૨૨૧
બીજી શંકાનું સમાધાન: જાગ્રતમાં વ્યાવહારિક અને સ્વપ્નમાં પ્રાતિભાસિક સત્તા છે ... ... ... ... „
ત્રિસત્તાવાદીનો મત ... ... ... ... ... „

**દૃષ્ટિ-સૃષ્ટિવાદ:**

દ્વિવિધ સત્તાપક્ષમાં જાગ્રત-સ્વપ્નની એકતા ... ... ... ૨૨૩
દેશકાળ માયાનું પરિણામ છે અને બ્રહ્મનું વિવર્ત છે, એવો મધુસૂદન સ્વામીનો મત... ... ... ... ... ૨૨૪

**દેશકાળનું કારણ બ્રહ્મ છે, એમ જણાતું હોય તેવાં સ્થળે અન્યથા ખ્યાતિનો સ્વીકાર:**

પૂર્વપક્ષીની શંકા-જગતનું કારણ દેશકાળ છે ... ... ... ૨૨૫
સમાધાન: બ્રહ્મનું કારણપણું અન્યથા ખ્યાતિથી દેશકાળમાં પ્રતીત થાય છે ૨૨૭
જાગ્રત પ્રપંચ સામગ્રી વિના થાય છે; માટે સ્વપ્નની પેઠે મિથ્યા છે ... ૨૨૮
પૂર્વપક્ષ: એક સ્વપ્નના પદાર્થો બીજા સ્વપ્નમાં રહેતા નથી માટે જાગ્રત સ્વપ્નની સમાનતા હોઈ શકે નહિ ... ... ... ૨૨૯
સિદ્ધાંત: જાગ્રતના પદાર્થો તેના જ્ઞાનની સાથે જ ઉત્પન્ન થાય છે; માટે તે પણ બીજા જાગ્રતમાં રહેતા નથી ... ... ... ૨૩૦
જાગ્રતના પદાર્થોનો પરસ્પર કાર્યકારણભાવ નથી... ... ... ૨૩૧
દૃષ્ટિ-સૃષ્ટિવાદનો અંગીકાર ... ... ... ... ... ૨૩૨
નિત્યમુક્ત ચેતનમાં અવિદ્યાના પરિણામથી એવો ભ્રમ પ્રતીત થાય છે ૨૩૪
શાસ્ત્ર, ગુરુ વગેરે અનિર્વચનીય ઉત્પન્ન થયેલું હોવાથી સ્વપ્ન જેવો ભ્રમ છે ૨૩૫

**અગૃધ્રદેવનું સ્વપ્ન:**

અગૃધદેવને સ્વપ્નમાં થયેલી પ્રતીતિ ... ... ... ... ૨૩૫
અગૃધદેવનો સ્વપ્નમાં ગુરુ સાથે મેળાપ ... ... ... ... ૨૩૭
મિથ્યા આચાર્યનો મિથ્યા શિષ્યને મિથ્યા સંસ્કૃત ગ્રંથનો ઉપદેશ ... ૨૩૮
ગણેશ, દેવી વગેરેની ઈશ્વરતા ... ... ... ... „

**ઉક્ત ગ્રંથારંભ:**

નિર્ગુણ-વસ્તુનિર્દેશરૂપ મંગળ ... ... ... ... ૨૩૯
સગુણ-વસ્તુનિર્દેશરૂપ મંગળ ... ... ... ... ,,
નમસ્કારરૂપ મંગળ ... ... ... ... ... ૨૪૦
સ્વવાંછિત પ્રાર્થનારૂપ આશીર્વાદ મંગળ... ... ... ... ,,
શિષ્યવાંછિત પ્રાર્થનારૂપ આશીર્વાદ ... ... ... ... ,,
વેદાંતશાસ્ત્રના આચાર્યને નમસ્કારરૂપ મંગળ ... ... ... ,,
વેદાંતશાસ્ત્રના કર્તા આચાર્યને નમસ્કાર ... ... ... ,,
વેદવાક્યોનો વિભાગ કરવામાં વ્યાસનો હેતુ ... ... ... ૨૪૧
ગુરુદેવના ત્રણ પ્રશ્ન ... ... ... ... ... ,,

**'હું કોણ છું?' એવા પહેલા પ્રશ્નનો ઉત્તર:**

આત્મ સંઘાત-(સમુદાય)નો સાક્ષી છે ... ... ... ... ૨૪૨
આત્મા એક છે–ભોક્તા અનેક છે ... ... ... ... ૨૪૩
સાંખ્યમતના સિદ્ધાંતની સમજ અને આત્માનું નાનાત્વ ... ... ,,
સાંખ્યોક્ત આત્માના અનેકપણાનું ખંડન ... ... ... ૨૪૫
ન્યાયમતમાં કહેલા આત્માનું વર્ણન ... ... ... ... ,,
ન્યાયના એકદેશીનો મત ... ... ... ... ... ૨૪૭
ન્યાયમતમાં આત્મા નાના છે અને વ્યાપક છે ,,
પાછળ કહેલા ન્યાયમતનું ખંડન ... ... ... ... ૨૪૮

**આત્માનું પરિમાણ:**

સિદ્ધાંતમતમાં અંતઃકરણનું પરિમાણ ... ... ... ૨૫૦
નવીન નૈયાયિકોને મતે આત્માનું મધ્યમ પરિમાણ ... ... ,,
આત્માના મધ્યમ પરિમાણનું ખંડન ... ... ... ... ૨૫૧
આત્માના અણુત્વનું ખંડન ... ... ... ... ,,
બુદ્ધિ વગેરે આત્મામાં અધ્યસ્ત છે ... ... ... ૨૫૩
ઉપાધિ અને વિશેષણ ... ... ... ... ... ,,
સુખદુઃખાદિક આત્માના ધર્મ નથી ... ... ... ... ૨૫૪
આત્મા સત્ છે ... ... ... ... ... ... ,,
આત્મા ચિત્ છે ... ... ... ... ... ... ૨૫૫
જ્ઞાન એ આત્માનો ગુણ નથી પણ સ્વરૂપ છે ... ... ... ,,
જ્ઞાનમાં ઉત્પત્તિ અને વિનાશ નથી ... ... ... ... ૨૫૬
આત્મા આનંદરૂપ છે ... ... ... ... ... ૨૫૭
મુખ્ય પ્રેમ આત્મામાં જ છે... ... ... ... ... ૨૫૯
આનંદ એ આત્માનો ગુણ નથી ... ... ... ... ૨૬૦
સત્, ચિત્, આનંદ પરસ્પર ભિન્ન નથી ... ... ... ,,
બ્રહ્મ અને આત્મા એવાં ભિન્ન નામનો હેતુ ... ... ... ૨૬૧
બ્રહ્મરૂપ આત્મા અજન્મા છે... ... ... ... ... ,,

ભ્રાંતિના બે અંશ ... ... ... ... ... ... ,,
પદાર્થમાત્રના પાંચ અંશ અને છ વિકાર ... ... ... ૨૬૨
છ વિકાર ... ... ... ... ... ... ... ૨૬૩
આત્મા અસંગ છે ... ... ... ... ... ... ,,

**સંસારનો કર્તા કોણ છે? એ બીજા પ્રશ્નનો ઉત્તર:**

જગતનો કર્તા ઈશ્વર છે ... ... ... ... ... ૨૬૪
ઈશ્વર સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સ્વતંત્ર છે ... ... ... ,,
જીવ અલ્પજ્ઞ, અલ્પશક્તિમાન અને પરાધીન છે... ... ... ,,
ઈશ્વર વ્યાપક અને નિત્ય છે... ... ... ... ... ૨૬૫
ઈશ્વર અને જીવનો સ્વરૂપથી ભેદ નથી... ... ... ... ૨૬૬

**મુક્તિનો હેતુ કોણ? એ ત્રીજા પ્રશ્નનો ઉત્તર:**

કર્મ-ઉપાસના મુક્તિનાં હેતુ નથી ... ... ... ... ૨૬૭
કર્મનો પાંચ પ્રકારનો ઉપયોગ ... ... ... ... ,,

**સમુચ્ચયવાદનું મંડન:**

આક્ષેપ-કર્મ અને ઉપાસના એ જ્ઞાનનાં અને મોક્ષનાં હેતુ છે ... ૨૭૦

**સમુચ્ચયવાદનું ખંડન:**

કર્મ-ઉપાસના સાથે જ્ઞાનનો વિરોધ-દૃષ્ટાંત ... ... ... ૨૭૧
જ્ઞાનીને કર્મ-ઉપાસનાનો અધિકાર નથી તેનાં કારણો ... ... ૨૭૩
પક્ષીની બે પાંખોનું દૃષ્ટાંત સંભવતું નથી ... ... ... ,,
મોક્ષની ઉત્પત્તિ માટે કર્મનો ઉપયોગ નથી ... ... ... ,,
આત્મવિદ્યાને ફળની ઉત્પત્તિ માટે કર્મ-ઉપાસનાની જરૂર નથી ... ૨૭૪
મોક્ષ એ લોકવિશેષ અદૃષ્ટ નથી ... ... ... ... ,,
જળસિંચનના દૃષ્ટાંતનું ખંડન... ... ... ... ... ,,
કર્મ-ઉપાસનાથી જ્ઞાનનું રક્ષણ ... ... ... ... ૨૭૫
જ્ઞાનીને પાપ અને ચંચળતા હોતાં નથી; માટે તેને કર્મ-ઉપાસનાનો ઉપયોગ નથી... ... ... ... ... ... ૨૭૬
ઉપરના કથનનું તાત્પર્ય ... ... ... ... ... ,,
જ્ઞાનીને પ્રારબ્ધની વિલક્ષણતા અને જીવન્મુક્તિના સુખ માટે તેની ઉપાસનામાં અપ્રવૃત્તિ ... ... ... ... ... ૨૭૭
કર્મ-ઉપાસનાનું જ્ઞાન વિરોધી છે, દૃઢ-અદૃઢ જ્ઞાની અને ઉત્તમ-મંદ જિજ્ઞાસુનો કર્મ-ઉપાસનામાં અધિકાર નથી ... ... ૨૭૮
ઉત્તમ કે મંદ જિજ્ઞાસુને કર્મ-ઉપાસના કર્તવ્ય નથી ... ... ,,
કર્મ-ઉપાસના દૃઢ બોધનાં વિરોધી નથી પણ મંદ બોધનાં વિરોધી છે ૨૭૯
આભાસરૂપ કર્મ-ઉપાસના દૃઢ બોધનાં વિરોધી નથી ... ... ,,
મંદ બોધવાળાને આભાસરૂપ કર્મ અને ઉપાસના વિરોધી છે ... ૨૮૦
પૂર્વોક્ત અર્થ સર્વ વેદનો સાર છે ... ... ... ... ૨૮૧

ભાષાનો સંપ્રદાય ... ,,
ઉક્ત અર્થનો સંગ્રહ ... ,,
જ્ઞાનનાં સાધન ... ૨૮૨

**અથ ઉપમાન-ઉપમા-ઉપમેયનું સ્વરૂપ:**

મહાવાક્ય અનુસાર જ્ઞાનનું સ્વરૂપ ... ૨૮૩
અજ્ઞાની અને જ્ઞાનીના બંધમોક્ષનું કથન ... ૨૮૪

**લક્ષણા-સામાન્ય નિરૂપણ:**

લક્ષણાના ત્રણ પ્રકાર ... ૨૮૭
લક્ષણા એટલે શું?... ... ,,
શક્તિવૃત્તિ અને લક્ષણાવૃત્તિ... ... ,,
વૃત્તિ એટલે શું? ... ૨૮૮
શબ્દના બીજા અર્થો અહીં લેવાના નથી ... ,,
શક્તિ એટલે શું?... ... ૨૮૯
શક્તિવૃત્તિના ત્રણ ભેદ ... ,,
લક્ષણાવૃત્તિ ... ૨૯૦
અનુક્રમે ઉદાહરણો ... ,,

**શક્તિવાદ:**

ન્યાયરીતિથી શક્તિનું લક્ષણ... ... ૨૯૧
સિદ્ધાંતીની પોતાની રીતે શક્તિનું લક્ષણ ... ,,
પૂર્વપક્ષ : ઈશ્વરની ઈચ્છા એ જ શક્તિ છે ... ૨૯૨
શક્તિનું પ્રતિપાદન ... ૨૯૩
શક્તિનું પ્રયોજન અને પ્રમાણ ... ૨૯૪
ન્યાયમતની શક્તિનું ખંડન ... ,,
વૈયાકરણની રીતે શક્તિનું લક્ષણ ... ૨૯૫
વૈયાકરણમતની શક્તિનું ખંડન ... ,,
ભટ્ટની રીતે શક્તિનું લક્ષણ ... ૨૯૭
ભેદાભેદ વિષે પ્રમાણ: વ્યાપ્ય-વ્યાપકની સમજ ... ૨૯૯
ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધનું કથન ... ૩૦૦
ભટ્ટમતના ભેદાભેદવાદનું ખંડન ... ૩૦૧
ૐકાર તથા બ્રહ્મના ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધનું ખંડન ... ૩૦૨
શબ્દનો અર્થ સાથે તાદાત્મ્યસંબંધ સંભવતો નથી ... ૩૦૩
ભટ્ટને મતે કેવળ ભેદ માનવાથી જે દોષ આવે છે, તે નૈયાયિક અને શક્તિવાદીના મતમાં નથી ... ૩૦૪
કેવળ ભેદપક્ષના દોષનો નૈયાયિકને મતે પરિહાર ... ,,
કેવળ ભેદપક્ષના દોષનો શક્તિવાદીને મને પરિહાર ... ૩૦૫
સિદ્ધાંત: અનિર્વચનીય-તાદાત્મ્યસંબંધ ... ૩૦૬

**લક્ષણાનિરૂપણ :**


શક્યનું લક્ષણ ... ... ... ... ... ... ૩૦૭
લક્ષણા અને જહતી આદિ ભેદલક્ષણ ... ... ... ... ,,
લક્ષ્યાર્થ અને લક્ષણાનું સામાન્ય સ્વરૂપ... ... ... ... ૩૦૮
જહતી લક્ષણાનું લક્ષણ ... ... ... ... ... ,,
જહતી લક્ષણાનાં ઉદાહરણો ... ... ... ... ... ,,
ટીકાકારે આપેલાં બીજાં ઉદાહરણો ... ... ... ... ૩૦૯
અજહતી લક્ષણા ... ... ... ... ... ... ૩૧૦
ઉદાહરણો ... ... ... ... ... ... ... ,,
ભાગત્યાગ લક્ષણા ... ... ... ... ... ... ૩૧૧
મહાવાક્યમાં લક્ષણા... ... ... ... ... ... ૩૧૩
तत् પદનો વાચ્યાર્થ ... ... ... ... ... ... ,,
त्वं પદનો વાચ્યાર્થ ... ... ... ... ... ... ,,
વાચ્યાર્થમાં એકતાનો વિરોધ અને લક્ષણા કરવાની જરૂર ... ... ૩૧૪
મહાવાક્યમાં જહતીનો અસંભવ ... ... ... ... ૩૧૫
મહાવાક્યમાં અજહતીનો અસંભવ ... ... ... ... ,,
મહાવાક્યમાં ભાગત્યાગનો સ્વીકાર ... ... ... ... ,,
જીવ અને ઈશ્વરના સ્વરૂપમાં પંચદશીકાર તથા વિવરણકાર વગેરેના મત(આભાસવાદ, પ્રતિબિંબવાદ, અવચ્છેદવાદ) ... ... ૩૧૬
આભાસવાદ ... ... ... ... ... ... ,,
પ્રતિબિંબવાદ ... ... ... ... ... ... ૩૧૭
આભાસ અને પ્રતિબિંબવાદમાં ભેદ ... ... ... ... ,,
અવચ્છેદવાદ ... ... ... ... ... ... ૩૨૧
આભાસવાદની રીતે ચારે મહાવાક્યોમાં ભાગત્યાગ લક્ષણા... ... ,,
સામવેદનું મહાવાક્ય 'तत्त्वमसि' ... ... ... ... ,,
અથર્વવેદનું મહાવાક્ય 'अयमात्मा ब्रह्म' ... ... ... ૩૨૨
યજુર્વેદનું મહાવાક્ય 'अहं ब्रह्मास्मि' ... ... ... ... ,,
ઋગ્વેદનું મહાવાક્ય 'प्रज्ञानमानन्दं ब्रह्म' ... ... ... ,,
લક્ષણા પ્રકરણનો સારાંશ ... ... ... ... ... ૩૨૩


**લક્ષણા વિશે શંકા–સમાધાન :**


શંકા: બંને પદમાં લક્ષણા માનવી સયુક્તિક નથી ... ... ૩૨૪
સમાધાન: બંને પદમાં લક્ષણા સફળ છે ... ... ... ૩૨૫
એકલા 'ઈશ્વર' પદમાં લક્ષણા સંભવતી નથી ... ... ... ૩૨૬
એકલા જીવ પદમાં લક્ષણા સંભવતી નથી ... ... ... ૩૨૭
મહાવાક્યનાં બંને પદોમાં પરસ્પર ઓતપ્રોત ભાવ ... ... ૩૨૮
અનુબંધદેવને તેના સ્વપ્નના મિથ્યા ગુરુએ કહેલા ગ્રંથની સમાપ્તિ ... ૩૨૯

વનના નાશનો ઉપાય અને અગૃધદેવના સ્વપ્નની સમાપ્તિ ... ... ૩૨૯

**ઉપસંહાર :**

મિથ્યા ગુરુ–વેદથી અજ્ઞાનજન્ય મિથ્યા જગતનો પરિહાર થાય છે ... ૩૩૦

## ૭: જીવન્મુક્તિ અને વિદેહમુક્તિનું વર્ણન ૩૩૧–૩૬૧

જ્ઞાનીના વ્યવહારમાં નિયમ નથી ... ... ... ... ૩૩૧
અનેક શરીરો આપનારું એક કર્મ ... ... ... ... ૩૩૫
જ્ઞાનીનું મન સમાધિ વડે જિતાયેલું હોય છે ... ... ... ૩૩૬
સમાધિ–યોગનાં આઠ અંગ ... ... ... ... ... ,,
અદ્વૈતાવસ્થાન નિર્વિકલ્પ સમાધિનો સુષુપ્તિથી ભેદ... ... ... ૩૪૦
નિર્વિકલ્પ સમાધિમાં વિઘ્ન ... ... ... ... ... ૩૪૦
શંકા: રાગાદિ દોષયુક્ત સમાધિનું વિઘ્ન કહેવાય નહિ ... ... ૩૪૨
સમાધાન: વિદ્યારણ્યસ્વામીના મતે રાગાદિના પ્રકાર ... ... ,,
વિક્ષેપ અને કષાયમાં તફાવત ... .. ... ... ... ૩૪૩

**રસાસ્વાદનું સ્વરૂપ :**

રસાસ્વાદનો બીજો અર્થ ... ... ... ... ૩૪૪
જ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિના અસંભવ વિષે આક્ષેપની સમાપ્તિ... ... ,,
જ્ઞાનીના વ્યવહારમાં નિયમ હોવો જોઈએ, એવા આક્ષેપનું સમાધાન ... ૩૪૫
જ્ઞાની નિરંકુશ છે તથા પ્રારબ્ધથી તેનો વ્યવહાર સિદ્ધ થાય છે ... ,,
જ્ઞાનીને વિદેહમોક્ષના ત્યાગની કે પરલોકની ઇચ્છા થતી નથી ... ૩૪૬
મંદ પ્રારબ્ધને લીધે જ્ઞાનીની જીવન્મુક્તિસુખની વિરોધી પ્રવૃત્તિ ... ૩૪૭
જ્ઞાનીની વ્યવહારમાં મિથ્યા બુદ્ધિ છતાં પણ પ્રવૃત્તિ . ... ,,
જ્ઞાનીની રાગ ન છતાં પણ પ્રવૃત્તિ ... ... ... ... ૩૪૮
પ્રારબ્ધના ત્રણ પ્રકાર ... ... ... ... ... ,,
પ્રારબ્ધ અને પુરુષાર્થના વાદનો નિરાસ ... ... ... ૩૪૯
જ્ઞાનીના મરણનો પ્રકાર તેને દેશકાલાદિકની અપેક્ષા નથી તત્ત્વદૃષ્ટિનો દેહપાત ૩૫૦
ઉપાસકના મરણનો પ્રકાર–તેને દેશકાલાદિકની અપેક્ષા છે .. ,,
અદૃષ્ટિ નામે શિષ્યનો દેશાદિક અપેક્ષા સહિત દેહપાત ... ... ૩૫૧

**તર્કદૃષ્ટિનો નિશ્ચય :**

સઘળાં શાસ્ત્રો બ્રહ્મજ્ઞાનના હેતુ છે ... ... ... ... ૩૫૨
સંસ્કૃત વૈખરી વાણીનાં અઢાર પ્રસ્થાન ... ... ... ... ૩૫૩
ચારે વેદોનું બ્રહ્મજ્ઞાનમાં તાત્પર્ય ... ... ... ... ,,
ચારે ઉપવેદનું બ્રહ્મજ્ઞાનમાં તાત્પર્ય ... ... ... ... ૩૫૪
વેદનાં ૭ અંગનું પ્રયોજન ... ... ... ... ... ૩૫૫
અઢાર પુરાણ તથા ઉપપુરાણ ... ... ... ... ૩૫૬
ન્યાય અને વૈશેષિક સૂત્રોનું ફળ ... ... ... ... ૩૫૭
મીમાંસા અને સંકર્ષણ કાંડનું ફળ ... ... ... ... ,,

સ્મૃતિ આદિ ગ્રંથોના કર્તાઓ અને પ્રયોજન ... ... ... ૩૫૮
સાંખ્યશાસ્ત્રનું ફળ ... ... ... ... ... ... ,,
યોગશાસ્ત્રનું ફળ અને શારીરક ઉક્તિ સાથે અવિરોધ ... ... ૩૫૯
પંચરાત્ર અને પાશુપત-તંત્ર વગેરેનું ફળ ... ... ... ,,
શૈવગ્રંથાદિકનું ફળ તથા વામમાર્ગ ... ... ... ,,
નાસ્તિક મત ... ... ... ... ... ... ૩૬૦
સાહિત્યશાસ્ત્ર ... ... ... ... ... ... ૩૬૧

**જ્ઞાનીનો પ્રારબ્ધાનુસાર વ્યવહાર:**

તર્કદૃષ્ટિનો એક વિદ્વાન સાથે મેળાપ ... ... ... ... ૩૬૨
જ્ઞાનીને ઇચ્છાનો સંભવ ... ... ... ... ,,

**ભિન્નભિન્ન મતોનું પ્રતિપાદન:**

શુભસંતતિ રાજાનો ખેદ ... ... ... ... ... ૩૬૩
શુભસંતતિનો વૃત્તાંત ... ... ... ... ... ,,
શુભસંતતિનો પંડિતોને પ્રશ્ન—એવો કયો દેવ છે, જે સૂતો નથી પણ જાગે છે? ... ... ... ... ... ૩૬૪
વિષ્ણુ-ઉપાસકનો ઉત્તર ... ... ... ... ... ,,
શિવસેવકનો ઉત્તર ... ... ... ... ... ... ૩૬૬
ગણેશ-પૂજકનો ઉત્તર ... ... ... ... ... ૩૭૦
દેવીભક્તનો ઉત્તર ... ... ... ... ... ૩૭૧
સૂર્યભક્તનો ઉત્તર ... ... ... ... ... ૩૭૪
સ્માર્ત મત ... ... ... ... ... ... ૩૭૬
૬૪ નામાપરાધ ... ... ... ... ... ૩૭૭
૭ શાસ્ત્રોની પરસ્પર વિરુદ્ધતા ... ... ... ... ,,

**ભિન્નભિન્ન મતોનું ખંડન અને અદ્વૈતનું પ્રતિપાદન:**

તર્કદૃષ્ટિનો પિતાની સાથે મેળાપ ... ... ... ... ૩૭૮
કારણરૂપની ઉપાસ્યતા અને કાર્યરૂપની નિકૃષ્ટતા... ... ... ૩૭૯
પુરાણોમાં કહેલી સ્તુતિ-નિંદા કરવાનો વ્યાસનો અભિપ્રાય... ... ૩૮૦
પાંચે દેવોના ઉપાસકોને સમાન લોક (બ્રહ્મલોક)ની પ્રાપ્તિ ... ,,
એક પરમાત્મામાં અનેક નામરૂપ સંભવે છે ... ... ... ૩૮૧
બધાં પુરાણોનું તાત્પર્ય—કારણ બ્રહ્મની ઉપાદેયતા (ગ્રહણયોગ્યતા) અને કાર્યબ્રહ્મની હેયતા (ત્યાગયોગ્યતા) ... ... ... ૩૮૨

પુરાણોમાં બ્રહ્મવાચકાદિ પદોનાં ઉદાહરણ ... ... ... ,,
મૂર્તિપ્રતિપાદનનો અભિપ્રાય ... ... ... ... ૩૮૩
કાર્યબ્રહ્મની ઉપાસના કારણ બ્રહ્મના જ્ઞાન માટે છે ... ... "
આકારમાં આગ્રહવાળા શૈવાદિકને ભેદની પ્રાપ્તિ ... ... ૩૮૪
શાસ્ત્રોના વિરોધ વિષે પ્રશ્ન ... ... ... ... ૩૮૫
ઉત્તરમીમાંસાની પ્રમાણતા ... ... ... ... ... ,,
વેદાનુસારી શાસ્ત્રની પ્રમાણતા ... ... ... ... ૩૮૬
બીજાં શાસ્ત્રોની ઉપયોગિતા સારગ્રાહી દૃષ્ટિથી છે ... ... ૩૮૭
અંધગોલાંગૂલન્યાયનો ખુલાસો ... ... ... ... ,,
રાજાનો મોક્ષ તથા ગ્રંથસમાપ્તિ ... ... ... ... ,,
શુભસંતતિનો મોક્ષ ... ... ... ... ... ૩૮૮
તર્કદૃષ્ટિનો દેહપાત અને પરમાત્મા સાથે અભેદ ... ... ... ,,

**વિદેહમુક્તિ વિષે ભિન્નભિન્ન મતો:**

સિદ્ધાંતમાં ઈશ્વર સાથે ભેદાભેદને વિદેહમુક્તિ કહે છે ... ... ,,
ઈશ્વર અને શુદ્ધ ચૈતન્યનો અભેદ ... ... ... ... ૩૮૯
ભાષાગ્રંથ રચવાનું પ્રયોજન ... ... ... ... ૩૯૦
મંગલાચરણપૂર્વક ગ્રંથની સમાપ્તિ ... ... ... ... ૩૯૧
**પરિશિષ્ટ** ૩૯૨

# શુદ્ધિપત્ર

## પાન ૫માં ૧૪મી લીટી તરીકે ઉમેરો:

ટીકા—જે પુરુષે નિષ્કામ કર્મ અને ઉપાસના કરી મળ અને વિક્ષેપ નાશ દૂર કર્યા હોય અને એકલું અજ્ઞાન એટલે સ્વરૂપનું આવરણ માત્ર જેના ચિત્તમાં રહ્યું હોય અને જે ચારે સાધનથી સંયુક્ત હોય, તે પુરુષ આ ગ્રંથ ભણવાનો અધિકારી થાય છે.

## પાન ૨૫ની ૩૦મી લીટીમાં ઉમેરો:

એ અવિદ્યા બે પ્રકારની છે· મૂલાવિદ્યા અને તુલાવિદ્યા.

**क. મૂલાવિદ્યા**—શુદ્ધ ચૈતન્યને ઢાંકે તેને મૂલાવિદ્યા કહે છે.

**ख. તુલાવિદ્યા**—જે ઘટાદિ ઉપાધિવાળા ચૈતન્યને ઢાંકે તેને તુલાવિદ્યા કહે છે.

મૂલાવિદ્યા બે પ્રકારની છે: **क. કારણરૂપ** અવિદ્યા અને **ख. કાર્યરૂપ** અવિદ્યા.

**(क)** જે આવરણ અને·વિક્ષેપશક્તિવાળી અનાદિ ભાવરૂપ હોય, તે કારણ અવિદ્યા કહેવાય છે. **(ख)** અન્ય વસ્તુમાં અન્ય વસ્તુની પ્રતીતિરૂપ અવિદ્યા તે કાર્યાવિદ્યા કહેવાય છે.

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૯ | ज्ञिहि | हे ज्ञिहि |
| ૩૯ | ૨૨ | બ્રહ્માપ્રાપ્તિ | બ્રહ્મપ્રાપ્તિ |
| ૭૯ | ૩૦ | સાધન | મોક્ષનું સાધન |
| ૯૮ | ૩૨ | મિથ્યા જગતનો | અપાર મિથ્યા જગતનો |
| ૧૦૪ | ૨૨ | જીવ અને બ્રહ્મ વિલક્ષણ હોવાથી | પક્ષીરૂપે વેદમાં વર્ણવેલા જીવ અને બ્રહ્મ વિલક્ષણ હોવાથી |
| ૧૮૨ | ૫ | અને મસ્ત્વ | અને મલિન સત્ત્વ- |
| ૨૨૫ | ૨૮ | કાર બ્રહ્મણ છે. | કારણ બ્રહ્મ છે. |
| ૨૨૯ | ૨૪ | પૂર્પવક્ષ | પૂર્વપક્ષઃ |

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# શ્રી વિચારસાગર

## ૧ : અનુબંધ સામાન્ય નિરૂપણ

### વસ્તુનિર્દેશરૂપમંગળાચરણ

दोहा—जो सुख नित्य प्रकाश विभु, नाम रूप आधार ।
मति न लखै जिहिं मति लखै, सो मैं शुद्ध अपार ॥ १ ॥

જે પરમાત્મા સુખરૂપ, નિત્ય, પ્રકાશરૂપ (જ્ઞાનરૂપ) અને વ્યાપક છે, જે નામ અને રૂપમાત્રનો આધાર છે તથા બુદ્ધિ વડે જે જાણી શકાય તેવો નથી, પરંતુ બુદ્ધિ જેની સત્તાથી બીજા પદાર્થો જાણી શકવાને સમર્થ થાય છે, તે અનંત અને શુદ્ધ ચૈતન્ય મારું સ્વરૂપ છે. ૧

દોહરાના ત્રીજા ચરણનો અર્થ પંડિતો આ પ્રમાણે પણ કરે છેઃ 'શબ્દની શક્તિવૃત્તિ વડે બુદ્ધિ જે બ્રહ્મને જાણી શકતી નથી, પણ લક્ષણાવૃત્તિ વડે જેને જાણી શકે છે.' અથવા 'મલિન મતિ જે બ્રહ્મને જાણી શકતી નથી, પણ શુદ્ધ મતિ જેને જાણી શકે છે.' ઇત્યાદિ.

अब्धि अपार स्वरूप मम, लहरी विष्णु महेश ।
विधि रवि चंदा वरुण यम, शक्ति धनेश गणेश ॥ २ ॥

મારું સ્વરૂપ અનંત સમુદ્ર જેવું છે; વિષ્ણુ, મહેશ્વર, બ્રહ્મા, સૂર્ય, ચંદ્ર, વરુણ, યમ, શક્તિ, કુબેર અને ગણપતિ એ સઘળા મારા અપાર ચૈતન્યસ્વરૂપસમુદ્રના તરંગો છે. ૨

શંકા—વિષ્ણુ, શિવ વગેરે ઈશ્વરની (માયા વિશિષ્ટ ચેતનની) લહરીઓ સંભરે છે, પણ તમારા પ્રત્યક્ષ આત્માની લહરીઓ સંભરતી નથી. માટે ઈશ્વરનું મંગળ કરવું જોઈએ, તમારા પ્રત્યક્ષ આત્માનું મંગળ કરવાથી સર્વ દેવના મંગળની સિદ્ધિ થાય નહિ. એના સમાધાન માટે કહે છે, કે—

जा कृपालु सर्वज्ञको, हिय धारत मुनि ध्यान ।
ताको होत उपाधितैं मोमैं मिथ्या भान ॥ ३ ॥

જે કૃપાળુ સર્વજ્ઞ(ઈશ્વર)નું મુનિઓ હૃદયમાં ધ્યાન ધરે છે, તે ઈશ્વરનું માયાઉપાધિથી, જેમ રજ્જુમાં સર્પાદિનું અને સ્વપ્નમાં નગરાદિનું

ભાન થાય છે, તેમ મારા સ્વરૂપમાં (પ્રત્યક્ આત્માતત્ત્વમાં) મિથ્યા જ ભાન થાય છે; માટે મારા મંગળથી ઈશ્વરાદિક સર્વના મંગળની સિદ્ધિ થાય છે. ૩

શંકા—ઈશ્વર તો શુદ્ધ બ્રહ્મમાં અધ્યસ્ત છે, તમારા સ્વરૂપમાં (પ્રત્યક્ આત્મામાં) અધ્યસ્ત નથી; માટે નિર્ગુણ બ્રહ્મનું મંગળ કરવાથી સર્વના મંગળની સિદ્ધિ થશે, પણ તમારા મંગળથી નહિ થાય. એના સમાધાન માટે કહે છે:

जिहिं जानैं बिन जगत, मनहु जेवरी साप।
नसैं भुजंग जग जिहिं लहे, सोऽहं आपे आप ॥ ४ ॥

જેમ દોરડાને જાણ્યા વિના સાપ પ્રતીત થાય છે, તેમ જે બ્રહ્મને જાણ્યા વિના આ જગત પ્રતીત થાય છે, અને જેમ દોરડાને જાણવાથી સાપ નિવૃત્તિ પામે છે, તેમ જે બ્રહ્મને જાણવાથી આ જગત નિવૃત્ત થાય છે, તે અધિષ્ઠાનરૂપ શુદ્ધ બ્રહ્મ હું પોતે જ છું. ૪

હવે સંપ્રદાય પરંપરા ગુરુ દાદુજી તથા સંપ્રદાયના ઇષ્ટદેવ શ્રીરામચંદ્રને નમસ્કારરૂપ મંગળ કરતાં કહે છે, કે—

बोध चाहि जाको सुकृति, भजत राम निष्काम।
सो मेरो है आतमा, काकूं करूं प्रनाम ॥ ५ ॥

જે પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પુણ્યશાળી પુરુષો કામના રહિત થઈને જે રામચંદ્રજી(ઈશ્વર)ને ભજે છે, તે રામચંદ્રજી તો મારો આત્મા જ છે; હવે હું કોને પ્રણામ કરું? ૫

## ભાષાગ્રંથ રચવાનો હેતુ

मर्यो वेद सिद्धांत, जल जामें अतिगंभीर।
अस विचार सागर कहुं, पेखि मुदित व्है धीर ॥ ६ ॥

આ વિચારસાગર એટલે વિચારનો સમુદ્ર એવો છે, કે જેમાં વેદના સિદ્ધાંતરૂપી અતિ ઊંડું પાણી ભરેલું છે. એ વિચારસાગર હું (નિશ્ચળદાસ) કહું છું કે જેને જોઈને (વિચારીને–સમજીને) બ્રહ્મચર્ય વગેરે સાધનસંપત્તિવાળા ધીર પુરુષો આનંદ પામશે. ૬

सूत्र भाष्य वार्तिक, प्रभृति ग्रंथ बहुत सुरवानि।
तथापि मैं भाषा करूं, लखि मतिमंद अजानि ॥ ७ ॥

જો કે સૂત્ર, ભાષ્ય અને વાર્તિક વગેરે સંસ્કૃત ભાષાના ગ્રંથો અનેક છે, તથાપિ તે સંસ્કૃત ગ્રંથોથી મંદબુદ્ધિવાળા અજ્ઞાની માણસોને બોધ થઈ શકે નહિ એમ જાણીને હું આ ભાષાગ્રંથની રચના કરું છું. ૭

સૂત્ર—જે વાક્ય થોડા અક્ષરોમાં કહેલું છતાં સંદેહ રહિત હોય, વળી જેનો અર્થ સર્વ તરફ વ્યાપ્ત થનારો હોઈને કોઈથી રોકી શકાય નહિ, તે વાક્યને 'સૂત્ર' કહે છે જેવાં કે શારીરિક વગેરે શાસ્ત્રોનાં સૂત્રો છે

ભાષ્ય—સૂત્રના પદોના અર્થ પર્યાયરૂપ બીજા પદોથી આપ્યા પછી મૂળ પદોને અનુસરીને પોતે પર્યાયરૂપે આપેલા પદોનું વિવરણ તે 'ભાષ્ય' કહેવાય છે શંકરાચાર્ય આદિએ શારીરસૂત્રો ઉપર ભાષ્ય લખ્યું છે અને બીજાઓએ પણ લખ્યાં છે અહીં શંકરભાષ્યને ઉદ્દેશીને ભાષ્ય શબ્દ વાપર્યો છે

વાર્તિક—જે ગ્રંથમાં મૂળ ગ્રંથકારે કહેલું, નહિ કહેલું કે વિરુદ્ધ કહેલું હોય, તેના ઉપર જેમાં વિચાર ચલાવેલો હોય, એવું જેનું સ્પષ્ટ વ્યાખ્યાન તે 'વાર્તિક' કહેવાય છે જેમ બૃહદારણ્ય ભાષ્ય ઉપર શ્રી સુરેશ્વરાચાર્યનું વાર્તિક છે બીજાં પણ અનેક શાસ્ત્રો ઉપર અનેક વાર્તિક છે, પણ અહીં સુરેશ્વરાચાર્ય કૃત વાર્તિકને ઉદ્દેશીને કથન છે

## ગ્રંથમહિમા

**कविजन कृत भाषा, बहुत ग्रंथ जगत विख्यात।**
**बिन विचार सागर लखें, नहिं संदेह नसात ॥ ८॥**

**કવિલોકોએ વેદાંત વિષયક ગ્રંથો ઘણા કર્યા છે અને તે ગ્રંથો પ્રસિદ્ધ પણ છે, તથાપિ વિચારસાગર ગ્રંથ જાણ્યા વિના બીજા ભાષાગ્રંથોથી આત્મવસ્તુ વિષેનો સંદેહ દૂર થઈ શકતો નથી ૮**

ટીકા—તેનું કારણ એવું છે, કે—(૧) કેટલાક તો વેદાંતનું શ્રવણમાત્ર કરીને ભાષાના ગ્રંથો રચ્યા છે એવા ગ્રંથથી સંદેહ દૂર થઈ શકે નહિ (૨) કેટલાક ભાષાગ્રંથો થોડાં શાસ્ત્ર શીખીને રચેલા હોય છે એવા ગ્રંથથી પણ સંદેહ રહિત બોધ થતો નથી કેમ કે તેમાં વેદાંતની સંપૂર્ણ પ્રક્રિયાઓ આવી નથી

આ ગ્રંથમાં સંપૂર્ણ પ્રક્રિયાઓ છે અને તે વેદાંતશાસ્ત્રને અનુસરીને છે કોઈ પણ વિરુદ્ધ નથી અને વળી આત્મજ્ઞાનમાં જેટલા ઉપયોગી પદાર્થો છે તેનું નિરૂપણ વિસ્તારથી એમાં કર્યું છે માટે આ ગ્રંથ બીજા ભાષાગ્રંથો જેવો નથી પણ સઘળા ભાષાગ્રંથોમાં ઉત્તમ છે

### અનુબંધનું સ્વરૂપ

**नहिं अनुबंध पिछानै जौलौं। है न प्रवृत्त सुघरनर तौलौं।**
**जानि जिनैं यह सुनै प्रबंधा, कहु च यातैं ते अनुबंधा ॥ ९॥**

**કોઈ પણ પુસ્તકનો અનુબંધ જાણ્યા સિવાય વિચારશીલ માણસો તે પુસ્તક વાંચવાને પ્રવૃત્ત થતા નથી. પણ અનુબંધ જાણ્યા પછી પુસ્તક વાંચવામાં પ્રવૃત્ત થાય છે, માટે આ ગ્રંથનો અનુબંધ પ્રથમ કહીએ છીએ ૯**

સોરઠા—અધિકારી સંબંધ વિષય, પ્રયોજન મેલિ ચવ।
फहत सुकवि अनुबंध, तिनमें अधिकारी सुनहु ॥ १० ॥

અધિકારી, સંબંધ, વિષય અને પ્રયોજન—એ ચારેને એકઠા કરીને (એટલે એ ચારેને) વિદ્વાનો અનુબંધ કહે છે. તેમાંથી પ્રથમ અધિકારીનું સ્વરૂપ સાંભળો. ૧૦

**ટીકા**—અધિકારી, સંબંધ, વિષય અને પ્રયોજનનું નામ અનુબંધ છે ગ્રંથ વાંચી-સમજીને તેનું ફળ પ્રાપ્ત કરવાની યોગ્યતાવાળો માણસ કોણ હોઈ શકે? ગ્રંથમાં શો વિષય પ્રતિપાદન કર્યો છે, અધિકારી વગેરેને અને પ્રતિપાદન કરેલા વિષય વગેરેને શો સંબંધ છે તથા ગ્રંથનું પ્રયોજન શું છે, એ ચાર બાબતોને અનુબંધ કહે છે.

## અધિકારીવર્ણન

દોહા—मल विच्छेप जाके नहीं, किंतु एक अज्ञान।
है चव साधन सहित नर, सो अधिकृत मतिमान ॥ ११ ॥

જેના અંતઃકરણમાં મળ અને વિક્ષેપ હોય નહિ, પણ એટલું અજ્ઞાન જ હોય, તથા જે ચાર સાધનોથી યુક્ત હોય, તે બુદ્ધિમાન પુરુષ આ ગ્રંથનો અધિકારી કહેવાય છે. ૧૧

**ટીકા**—અર્થાત્ નિષ્કામ કર્મ અને ઉપાસના વડે અંતઃકરણના મળ અને વિક્ષેપ પ્રથમ દૂર કર્યા પછી તથા સાધનસંપન્ન થયા પછી જ, એક અજ્ઞાન એટલે સ્વરૂપનું આવરણ માત્ર રહ્યું હોય તેને દૂર કરવા માટે વેદાંતશાસ્ત્રના ગ્રંથો સમજવાથી બ્રહ્મસાક્ષાત્કાર થાય છે; માટે જ તેને વેદાંતશાસ્ત્રનો અધિકારી કહે છે. (તે સિવાય માત્ર વાંચવા-સમજવાથી પંડિતાઈ સિવાય બીજું ફળ થતું નથી.)

**અંતઃકરણના ત્રણ દોષ**—અંતઃકરણમાં ત્રણ દોષ હોય છે. (૧) મળ, (૨) વિક્ષેપ અને (૩) આવરણ.

(૧) **મળ**—અંતઃકરણમાં રજોગુણ વગેરેથી થયેલી મલિનતાને જેવી કે કામ, ક્રોધ, લોભ વગેરે વાસનાઓના હેતુરૂપ પાપને મળ કહે છે. મળથી અશુભ વાસનાઓ પેદા થાય છે; માટે જ્યાં સુધી અંતઃકરણમાં મળ (પાપ) હોય, ત્યાં સુધી અશુભ વાસનાઓ પણ રહે છે. જ્યારે અશુભ વાસનાઓ નાશ પામે ત્યારે જાણવું કે, અંતઃકરણનો મળદોષ દૂર થયો છે..

**મળદોષ દૂર કરવાનો ઉપાય**—શાસ્ત્રમાં કહેલાં નિષ્કામ કર્મો કરવાથી અંતઃકરણનો મળદોષ દૂર થાય છે. (માટે જ્યાં સુધી વાસનાઓ જણાય, ત્યાં સુધી નિષ્કામ કર્મ કર્યા કરવાં.)

(૨) **વિક્ષેપ**—મનની ચંચળતાને વિક્ષેપ કહે છે. વિક્ષેપને લીધે જ ધ્યાન વગેરેમાં ચિત્ત સ્થિર રહી શકતું નથી.

**વિક્ષેપ નાશ કરવાનો ઉપાય**—શાસ્ત્રમાં કહેલી ઉપાસના કરવાથી વિક્ષેપદોષ દૂર થઈ મન સ્થિર થાય છે.

(૩) આવરણ—વસ્તુનું ભાન ન થવારૂપ અજ્ઞાનને આવરણ કહે છે.

**આવરણ દૂર કરવાનો ઉપાય**—જ્ઞાનથી આવરણદોષ દૂર થાય છે.

## ચાર સાધન

પાછળ કહ્યું છે કે, જેના મળવિક્ષેપ દૂર થયા હોય અને જે ચાર સાધન-સંપન્ન હોય, તે આ ગ્રંથનો [બ્રહ્મવિદ્યાના ગ્રંથનો] અધિકારી એટલે યોગ્યતાવાળો થઈ શકે છે, એ ચાર સાધન નીચે પ્રમાણે છે:

**प्रथम विवेक विराग पुनि, शमादि षट् संपत्ति ।**
**कही चतुर्थ मुमुक्षुता, ये चव साधन सत्ति ॥ १२ ॥**

(૧) વિવેક, (૨) વૈરાગ્ય, (૩) શમાદિ છ સંપત્તિ અને (૪) મુમુક્ષુતા—એ ચાર સાધનોરૂપ સંપત્તિ કહેવાય છે. ૧૨

## વિવેકનું લક્ષણ

**अविनाशी आतम अचल, जग तातैं प्रतिकूल ।**
**एसो ज्ञान विवेक है, सब साधनको मूल ॥ १३ ॥**

આત્મા અવિનાશી એટલે નાશ રહિત છે અને અચળ એટલે ક્રિયા રહિત છે; અને જગત આત્માથી પ્રતિકૂળ એટલે વિપરીત સ્વભાવવાળું છે એટલે વિનાશી અને ચળ છે. આવા જ્ઞાનને વિવેક કહે છે અને તે સઘળાં સાધનોનું મૂળ છે. ૧૩

**ટીકા**—વિવેક જ સઘળાં સાધનોનું મૂળ છે; કેમ કે પ્રથમ વિવેક હોય તો પછી વૈરાગ્ય આદિ પછીના સાધન બને છે. વિવેક ન હોય તો બનતાં નથી; માટે વિવેક જ વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ, અને મુમુક્ષુતાનો હેતુ છે.

(૧) **શંકા**—શાસ્ત્રજ્ઞાન મેળવીને પંડિતાઈ બતાવવા માટે જેઓ વેદાંતનો અભ્યાસ કરે છે, તેમને પણ આત્મા નિત્ય છે તથા આત્માથી ભિન્ન દેહાદિક જગત અનાત્મા હોવાથી અનિત્ય છે એવો જ્ઞાનરૂપ વિવેક તો થાય છે, તથાપિ તેમનો એ વિવેક વૈરાગ્ય વગેરેમાં હેતુરૂપ કેમ થતો નથી?

**સમાધાન**—ઉપર કહ્યા તેવા પંડિતોને શાસ્ત્રાભ્યાસથી વિવેક તો થાય છે, તથાપિ નિષ્કામ કર્મ ઉપાસના વડે શુદ્ધ નહિ થયેલા મલિન અંતઃકરણમાં એ વિવેક ઊપજે છે; માટે ખારવાળી ભૂમિમાં વાવેલા કેળના છોડની પેઠે તે સુકાઈ જાય છે. પણ ખાર વગરની અને ખાતર વગેરે પૂરીને તૈયાર કરેલી ભૂમિમાં વાવેલો છોડ જેમ ફાલીફૂલી ફળે છે, તેમ નિષ્કામ કર્મ, ઉપાસના વગેરેથી શુદ્ધ કરેલા અંતઃકરણમાં જ એ વિવેક, વૈરાગ્ય વગેરે સાધનો ઉત્પન્ન કરી શકે છે.

એ રીતે શુદ્ધ થયેલા અંતઃકરણમાં ઉત્પન્ન થયેલો વિવેક એ વૈરાગ્યનું

અસાધારણ કારણ છે; અને વૈરાગ્ય એ શમાદિ છ સંપત્તિઓનું અસાધારણ કારણ છે. એ પ્રમાણે દરેક પૂર્વનું સાધન તેની પછીના સાધનનું નિમિત્ત કારણ છે અને શુદ્ધ થયેલું અંતઃકરણ બધાનું ઉપાદાન કારણ છે.

## સાધારણ અને અસાધારણ કારણો

ઉપરના વાક્ય ખંડમાં અસાધારણ કારણ વગેરે શબ્દો આવ્યા છે, માટે ટૂંકામાં તે અહીં સમજાવીએ છીએ:

**(૧) સાધારણ કારણ**—જે બધાં કાર્યનું કારણ હોય, તેને સાધારણ કારણ કહે છે. જેમ ધર્મ અને અધર્મ એ સઘળાં કાર્યનું કારણ હોવાથી સાધારણ કારણ કહેવાય છે.

**(૨) અસાધારણ કારણ**—જે બધાં કાર્યનું કારણ ન હોય, પણ કોઈ એકાદ કાર્યનું કારણ હોય, તે અસાધારણ કારણ કહેવાય છે. જેમ દંડ એ બધા કાર્યનું કારણ નથી, પણ ઘડો વગેરે કેટલાંક કાર્યનું કારણ છે; માટે તે અસાધારણ કારણ છે.

## ઉપાદાન અને નિમિત્ત કારણો

ઉપર કહેલાં સાધારણ અને અસાધારણ કારણો બે પ્રકારનાં હોય છે" (૧) ઉપાદાન કારણ તથા (૨) નિમિત્ત કારણ.

**(૧) ઉપાદાન કારણ**—જે કારણ કાર્યમાં પ્રવેશ કરી રહ્યુ હોય તથા જેના વિના કાર્ય બને જ નહિ, તે ઉપાદાન કારણ કહેવાય. જેમ માટી એ ઘડાનું ઉપાદાન કારણ છે; કેમ કે માટી એ ઘડાના સ્વરૂપમાં પ્રવેશ કરીને રહેલી છે તથા માટી વિના ઘડો બને પણ નહિ; માટે માટી એ ઘડાનું ઉપાદાન કારણ છે.

**(૨) નિમિત્ત કારણ**—જે કારણનો કાર્યના સ્વરૂપમાં પ્રવેશ હોય નહિ પણ કાર્યથી જુદું રહીને કાર્યને ઉત્પન્ન થવામાં મદદ કરે, તથા જેનો નાશ થવાથી કાર્યને કાંઈ હાનિ પહોંચે નહિ, તે નિમિત્ત કારણ. જેમ-કુંભાર, દંડ, ચાક-એ બધાં ઘડાનાં નિમિત્ત કારણો છે. કુંભાર વગેરે કાંઈ ઘડાના સ્વરૂપમાં પ્રવેશ કરી રહ્યા નથી પણ ઘડાથી જુદા રહીને ઘડાને ઉત્પન્ન કરે છે, તથા કુંભાર વગેરેનો નાશ થવાથી ઘડાને કાંઈ હાનિ પહોંચતી નથી; માટે કુંભાર વગેરે ઘડાનાં નિમિત્ત કારણો કહેવાય છે.

## વૈરાગ્યનું લક્ષણ

ब्रह्मलोक लौं भोग जो, चहै सबनको त्याग ।
वेदअर्थ ज्ञाता मुनि, कहत ताहि वैराग ॥ १४ ॥

બ્રહ્મલોક પર્યંતના સઘળા ભોગને છોડી દેવાની ઈચ્છાને વેદના અર્થ જાણનારા મુનિઓ વૈરાગ્ય કહે છે. ૧૪

## શમ વગેરે છ સાધનનાં નામ

शम दम श्रद्धा तीसरी, समाधान उपराम ।
छठी तितिच्छा जानिये, भिन्नभिन्न यह नाम ॥ १५ ॥

(૧) શમ, (૨) દમ, (૩) શ્રદ્ધા, (૪) સમાધાન, (૫) ઉપરામ અને (૬) તિતિક્ષા: એ શમાદિષટ્ સંપત્તિનાં જુદાંજુદાં નામ છે. ૧૫

### શમદમનાં લક્ષણ

मन विषयनतें रोकनों, सम तिहीं कहत सुधीर।
इंद्रियगनको रोकनों, दम भाखत बुधवीर ॥ १६ ॥

(૧) વિષયોથી મનને રોકવું તેને ધીર પુરુષો 'શમ' કહે છે. (૨) વિષયોથી ઇંદ્રિયોના સમુદાયને રોકવો તેને સમર્થ જ્ઞાનીઓ 'દમ' કહે છે. ૧૬

### શ્રદ્ધા અને સમાધાનનું લક્ષણ

सत्य वेद गुरु वाक्य हैं, श्रद्धा अस विश्वास।
समाधान ताकुं कहत, मन विछेपको नास ॥ १७ ॥

(૩) ગુરુ અને વેદનાં વચન સાચાં જ છે, એવા વિશ્વાસને 'શ્રદ્ધા' કહે છે. (૪) મનના વિક્ષેપ(ચંચળતા)ના નાશને 'સમાધાન' કહે છે. ૧૭

### ઉપરામનું લક્ષણ

चौपाई—साधन सहित कर्म सब त्यागै, लखि विषसम विषयनतैं भागै।
दृग नारी लखि है जिय ग्लाना, यह लच्छन उपराम बखाना ॥१८॥

સ્ત્રી, ધન, જાતિ, અભિમાન આદિ કર્મનાં સાધનો સહિત સઘળાં કર્મનો ત્યાગ કરવો, તથા શબ્દાદિ વિષયોને ઝેરના જેવા જાણીને તેનાથી દૂર નાસવું; તેમ જ આંખો વડે સ્ત્રીને જોઈ મનમાં ગ્લાનિ ઊપજવી—એ ઉપરામનાં લક્ષણોને પંડિતોએ વખાણ્યાં છે. ૧૮

ટીકા—એક વખત ત્યાગ કર્યા પછી પ્રાપ્ત થયેલા વિષયોની ઇચ્છા ન કરવી તેને 'ઉપરામ' કહે છે. ઉપરામનું બીજું નામ 'ઉપરતિ' પણ છે. (બીજા બધા વિષયો કરતા સ્ત્રીવિષય પ્રબળ હોવાથી ગ્રંથકારો તે વિષે વારંવાર ચેતવણી આપે છે.)

### તિતિક્ષાનું લક્ષણ

दोहा—आतप सीत क्षुधा तृषा, इनको सहन स्वभाव।
ताहि तितिच्छा कहत हैं, कोविद मुनिवर राव ॥ १९ ॥

તાપ, ટાઢ, ભૂખ, તરસ—એ સર્વને સહન કરવાના સ્વભાવને વિદ્વાન એવા ઉત્તમ સંન્યાસીઓ 'તિતિક્ષા' કહે છે. ૧૯

### શમાદિ સાધનોની પરસ્પર અપેક્ષા

दोहा—समादिषट् संपत्तिको, भाखत साधन एक।
इम नय नहि साधन भनै, किन्तु च्यारि सविवेक ॥ २० ॥

**ઉપર જે શમ આદિ છ સાધનોની પ્રાપ્તિ કહી, તે બધાં મળીને વિદ્વાનો એક જ સાધન માને છે; માટે બધાં મળીને નવ નહિ પણ ચાર જ સાધન છે એમ વિવેકી પુરુષો કહે છે. ૨૦**

ટીકા—જેમ સોનાના અનેક મણકાઓની માળાને એક જ અલંકાર કહેવામાં આવે છે, તેમ આ સાધનો પણ એક બીજા ઉપર આધાર રાખનારાં હોવાથી એક જ સાધન તરીકે ગણાય છે. એ સાધનો પરસ્પરની અપેક્ષા કેવી રીતે રાખે છે, તે નીચે બતાવ્યું છે:

(૧) મનને રોકવા રૂપ શમ વિના ઇંદ્રિયોને રોકવા રૂપ દમ બની શકે નહિ; માટે દમને શમની અપેક્ષા છે.

(૨) મનને રોક્યા સિવાય સ્ત્રીપુત્રાદિમાં આસક્ત મન વેદ અને ગુરુ પર શ્રદ્ધા રાખી શકે નહિ; માટે શ્રદ્ધાને પણ શમની અપેક્ષા છે.

(૩) મન રોક્યા વિના ચિત્તની બ્રહ્મમાં એકાગ્રતા બને નહિ; માટે સમાધાનને પણ શમની જરૂર છે.

(૪) વિષયથી નિવૃત્ત થયેલું મન ઘણા દિવસનો અભ્યાસ હોવાથી વિષયને દેખીને ચંચળ થઈ તે તરફ ખેંચાય છે; માટે ઉપરામને પણ શમની અપેક્ષા છે.

(૫) અંતર્મુખ થયેલું મન શીત, ઉષ્ણાદિક સહન કરી શકે છે, બહિર્મુખ મન સહન કરી શકતું નથી; માટે તિતિક્ષાને પણ શમની અપેક્ષા છે.

એ જ રીતે, શમને દમ વગેરેની પણ અપેક્ષા છે, શ્રદ્ધાને પણ શમાદિકની અપેક્ષા છે, અને સમાધાન તથા ઉપરામને પણ શમાદિક સર્વ સાધનોની અપેક્ષા છે; એ સમજાય એવું છે. તિતિક્ષાને પણ એ જ રીતે, શમાદિકની જરૂર છે. એવી રીતે શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરામ અને તિતિક્ષા એ સાધનો એક બીજાનાં સહાયક હોવાથી તે બધાનું એક જ સાધન ગણવામાં આવ્યું છે.

## મુમુક્ષુતાનું લક્ષણ

दोहा—ब्रह्मप्राप्ति अरु बंधकी, हानि मोछको रूप।
ताकी चाह मुमुच्छुता, भाखत मुनिवरभूप ॥ २१ ॥

**બ્રહ્મની પ્રાપ્તિ અને બંધની નિવૃત્તિને મોક્ષ કહે છે. મોક્ષની ઇચ્છાને મુમુક્ષુતા કહે છે; એનું જ બીજું નામ મુમુક્ષુત્વ છે, (મોક્ષની ઇચ્છાવાળાને મુમુક્ષુ કહે છે.) ૨૧**

## અંતરંગ અને બહિરંગ સાધનો

दोहा—ये चव साधन ज्ञानके, श्रवनादिक त्रय मेलि।
तत्पद त्वंपद अर्थको, सोधन अष्टम मेलि ॥ २२ ॥
अंतरंग ये आठ हैं, यज्ञादिक बहिरंग।
अंतरंग धारे तजे, बहिरंगनको संग ॥ २३ ॥

**પૂર્વોક્ત વિવેકાદિ ચાર જ્ઞાનનાં સાધન છે. તથા તેમાં શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ ત્રણ મેળવવાં, તથા તત્ પદ અને ત્વં પદના અર્થના શોધનરૂપ આઠમું સાધન ઉમેરવું (૨૨) એટલે એ આઠ અંતરંગ સાધન કહેવાય છે. યજ્ઞાદિકને બહિરંગ સાધન કહે છે. મુમુક્ષુએ અંતરંગસાધનો રાખવાં અને બહિરંગનો સંગ છોડી દેવો.૨૩**

ટીકા —જેનું શ્રવણમા અથવા જ્ઞાનમા પ્રત્યક્ષ ફળ હોય (એટલે જેનો શ્રવણાદિમા શીવા—નાટકનો ઉપયોગ હોય) તે અંતરંગ સાધન કહેવાય.

વિવેક વગેરે ચાર સાધનોનો શ્રવણમા ઉપયોગ છે, કેમકે વિવેકાદિ વિના બહિર્મુખથી શ્રવણ થઈ શકે નહિ

શ્રવણ, મનન, નિદિધ્યાસનનો જ્ઞાનમા ઉપયોગ છે, કેમકે શ્રવણાદિ વિના જ્ઞાન થાય નહિ.

તેમજ તત્ પદ અને ત્વં પદનો અર્થ સમજી વિવેક કર્યા વિના અભેદ જ્ઞાન થાય નહિ, માટે તત્ત્વમસિ મહાવાક્ય સમજવાનો પણ જ્ઞાનમા ઉપયોગ છે

એ રીતે વિવેકાદિ નો શ્રવણમા ઉપયોગ છે અને શ્રવણાદિનો જ્ઞાનમા ઉપયોગ છે, માટે એ આઠે અંતરંગ સાધનો કહેવાય છે

## બહિરંગ સાધનો

જેનું જ્ઞાનમા અથવા શ્રવણમા પ્રત્યક્ષ ફળ હોય નહી, પણ અંતઃકરણની શુદ્ધિ એ જ જેનું ફળ હોય, તે જ્ઞાનનુ બહિરંગ સાધન કહેવાય છે યજ્ઞાદિ કર્મ તેના સાધનો છે

જો કે યજ્ઞાદિક કર્મ સંસારનુ સાધન છે, તેનાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે એમ કહેવુ પણ સંભવતુ નથી, તથાપિ સકામ પુરુષને તે સંસારનો હેતુ છે અને નિષ્કામ પુરુષને અંતઃકરણની શુદ્ધિનો હેતુ છે એ રીતે નિષ્કામ પુરુષના અંતઃકરણની શુદ્ધિ દ્વારા જ્ઞાનનો હેતુ હોવાથી યજ્ઞાદિ બહિરંગ સાધન કહેવાય છે.

બહિરંગ એટલે દૂર અને અંતરંગ એટલે સમીપ, યજ્ઞાદિક કર્મ અને તેના સાધન સ્ત્રી, પુત્ર, ધનાદિકનો જે ત્યાગ કરે, તે જ્ઞાનનો અધિકારી છે જ્ઞાનના અધિકારમા યજ્ઞાદિક સંભવતા નથી, માટે તેને દૂરના સાધન કહ્યા છે

## વિવેકાદિ અંતરંગ સાધનો

વિવેક વગેરે સાધનો જ્ઞાનના અધિકારીઓમા સંભવે છે, માટે સમીપ (હોવાથી અંતરંગ સાધન) છે તેમા પણ આટલો ભેદ છે વિવેકાદિનો શ્રવણમા ઉપયોગ છે અને શ્રવણાદિનો જ્ઞાનમા ઉપયોગ છે, માટે વિવેકાદિકની અપેક્ષાથી શ્રવણાદિ અંતરંગ છે, અને શ્રવણાદિની અપેક્ષાથી વિવેકાદિ બહિરંગ છે, જો કે વિવેકાદિને પણ સઘળા ગ્રંથોમા જ્ઞાનના અંતરંગ સાધન જ કહેલા છે, બહિરંગ નથી કહ્યા તો પણ વિવેકાદિનું જ્ઞાનના સાધનરૂપ શ્રવણમા પ્રત્યક્ષ ફળ છે વળી શ્રવણાદિની પેઠે વિવેકાદિ પણ જિજ્ઞાસુએ ગ્રહણ કરવા જેવા છે, પણ યજ્ઞાદિની પેઠે

ત્યાગ કરવાં જેવાં નથી; માટે વિવેકાદિકને અંતરંગ સાધન કહે છે. વળી, તે યજ્ઞાદિની અપેક્ષાથી પણ અંતરંગ છે; માટે પણ તેની ગણના અંતરંગ સાધનોમાં કરવામાં આવી છે.

## જ્ઞાનનું મુખ્ય અંતરંગ સાધન

ખરું જોતાં જ્ઞાનનું મુખ્ય અંતરંગ સાધન *તત્ત્વમસિ* આદિ મહાવાક્યનો વિચાર કરવો એ છે. શ્રવણાદિ પણ બીજા દરજ્જાનાં અંતરંગ સાધનો છે.

( ૧ ) **શ્રવણનું લક્ષણ**—યુક્તિથી વેદાંતવાક્યના તાત્પર્યનો નિશ્ચય કરવો તેને 'શ્રવણ' કહે છે.

( ૨ ) **મનનનું લક્ષણ**—જીવબ્રહ્મના અભેદની સાધક ( સિદ્ધ કરનારી ) અને ભેદની બાધક ( બાધ કરનારી–મિથ્યા ઠરાવનારી ) યુક્તિઓ વડે અદ્વિતીય બ્રહ્મનું ચિંતન કરવું તેને 'મનન' કહે છે.

( ૩ ) **નિદિધ્યાસનનું લક્ષણ**—અનાત્માકારવૃત્તિના વ્યવધાન રહિત બ્રહ્માકારવૃત્તિની સ્થિતિને 'નિદિધ્યાસન' કહે છે.

આત્મા સિવાયના બાકીના જડ પદાર્થ માત્રને '**અનાત્મા**' કહે છે. 'હું બ્રહ્મ છું' એવી મનની વૃત્તિ થાય તેને 'બ્રહ્માકારવૃત્તિ' કહે છે. વચમાં અંતરાય આવવો તેને '**વ્યવધાન**' કહે છે. મતલબ કે 'હું બ્રહ્મ છું' એવી એકાગ્રતાનો પ્રયત્ન જે વખતે ચાલતો હોય તે વખતે 'હું મનુષ્ય છું–આ મારું છે' ઇત્યાદિ વિચારોનું વ્યવધાન ( અડચણ ) વચમાં ન આવે ત્યારે તેને 'નિદિધ્યાસન' કહે છે. નિદિધ્યાસનની પરિપક્વ અવસ્થાને જ '**સમાધિ**' કહે છે; માટે સમાધિનો પણ નિદિધ્યાસનમાં જ અંતર્ભાવ છે; સમાધિ એ જુદું સાધન નથી.

## યુક્તિ અથવા અનુમાનાદિ

શ્રવણનું લક્ષણ કહેતાં લખ્યું છે કે 'યુક્તિથી વેદાંતવાક્યના તાત્પર્યનો નિશ્ચય કરવો તેને 'શ્રવણ' કહે છે.' એમાં 'યુક્તિ' શબ્દ વાપર્યો છે તે સમજવા જેવો છે.

તર્કશાસ્ત્ર વગેરેમાં જે અનુમાન વગેરે પ્રમાણો કહેવાય છે તેને 'યુક્તિ' કહે છે. જેમ પર્વતમાં ધુમાડો જોઈને ત્યાં અગ્નિ હોવો જોઈએ, એવો સિદ્ધાંત કરવો તે યુક્તિ કહેવાય, એ યુક્તિનું સ્વરૂપ આ રીતે છે :—

**અ.** પર્વતમાં અગ્નિ છે. ( સિદ્ધ કરવાની બાબત–પ્રતિજ્ઞા )

**આ.** ત્યાં ધુમાડો દેખાય છે. ( માટે સાધનો હેતુ )

**ઇ.** જેમ રસોડું. એટલે જેમ રસોડામાં ધુમાડો હોય છે તેથી ત્યાં અગ્નિ આપણે જોયો છે, તેમ પર્વતમાં પણ ધુમાડો દેખીને અગ્નિનો નિશ્ચય કરી શકીએ છીએ. ( દષ્ટાંત ) આવી રીતે પ્રતિજ્ઞા, હેતુ અને દષ્ટાંતવાળા વાક્યને યુક્તિ કહે છે. એવી જ રીતે, ઉપમાન, અર્થાપત્તિ વગેરેની યુક્તિઓ પણ સમજવી.

### ષડ્લિંગ

એ જ રીતે વેદના અર્થનો નિશ્ચય કરવામાં જે છ વાનાં વપરાય છે, તેને

પડ્‌લિંગ કહે છે, અને તેને પણ વેદાંતનું તાત્પર્ય નક્કી કરવામાં યુક્તિ તરીકે ગણવામાં આવે છે

એ ષડ્‌લિંગ આ પ્રમાણે છે —(૧) ઉપક્રમ ને ઉપસંહાર, (૨) અભ્યાસ, (૩) અપૂર્વતા, (૪) ફળ, (૫) અર્થવાદ અને (૬) ઉપપત્તિ

(૧) **ઉપક્રમ**—કોઈ પણ પ્રકારનો આરંભ, જેમ જગત બ્રહ્મ છે **ઉપસંહાર**—પ્રકરણની સમાપ્તિ જેમ–એટલા માટે જગત બ્રહ્મ છે, જે ઉપક્રમ હોય, તે જ ઉપસંહાર હોવો જોઈએ.

(૨) **અભ્યાસ**—જે પ્રતિપાદન કરવાનું હોય તે અર્થનું વારંવાર કથન. જેમ કે આકાશ બ્રહ્મનું વિવર્ત છે, આકાશ એ જગત છે, માટે જગત બ્રહ્મ છે. ચૈતન્યની સત્તામાં જ જગતનું અસ્તિત્વ ભાસે છે, માટે જગત એ ચૈતન્ય બ્રહ્મ છે ઇત્યાદિ.

(૩) **અપૂર્વતા**—શ્રુતિથી ભિન્ન પ્રમાણ ન હોવા તે જેમ બ્રહ્મને પ્રતિપાદન કરવાને પ્રત્યક્ષ અનુમાન વગેરે પ્રમાણો કામમાં આવતા નથી પણ માત્ર શ્રુતિથી જ બ્રહ્મનું જ્ઞાન થઈ શકે છે જે વસ્તુ લૌકિક હોય તેને સાબિત કરવામાં પ્રત્યક્ષ, અનુમાન વગેરે લૌકિક પ્રમાણો કામ લાગે છે, પણ બ્રહ્મ અલૌકિક હોવાથી શ્રુતિ જ કામ લાગે છે, એ રીતે શ્રુતિથી પૂર્વે બીજા પ્રમાણ ન હોવા તે અપૂર્વતા છે (વ્યાવહારિક વિષયોમાં અપૂર્વતાનો અર્થ કેટલાક 'નવીનતા' એવો કરે છે.)

(૪) **ફળ**—અદ્વૈત તત્ત્વના જ્ઞાનનું ફળ જે શોક મોહાદિની નિવૃત્તિ, તેનું પ્રતિપાદન તે ફળ કહેવાય છે

(૫) **અર્થવાદ**—સ્તુતિ કે નિંદારૂપ વાક્યોને 'અર્થવાદ' કહે છે જેમ અભેદ બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં અભેદના વખાણ અને ભેદની નિંદા કરવી તે

(૬) **ઉપપત્તિ**—યુક્તિ (હેતુ દૃષ્ટાન્ત વગેરે) સહિત વિષયની સમજૂતી તે 'ઉપપત્તિ' કહેવાય છે જેમ કાર્ય–કારણના અભેદની સમજૂતી આપીને અદ્વૈત જ્ઞાનને અનુકૂળ દૃષ્ટાંતો આપવા તે ઉપપત્તિ છે

આ રીતે કોઈ પણ શાસ્ત્રીય વિષય પ્રતિપાદન કરી નિર્ણય કરવામાં આ ષડ્‌લિંગનો ઉપયોગ થાય છે તેવી જ રીતે વેદાંતવાક્યોને બ્રહ્મનું પ્રતિપાદન કરી અદ્વૈત બ્રહ્મનો નિર્ણય કરી શકાય એવી રીતે સમજવા તે શ્રવણ કહેવાય છે વેદાન્તશાસ્ત્રનો અભ્યાસ એ તેનું સાધન હોવાથી તે પણ શ્રવણ કહેવાય છે.

## અભેદની સાધક અને ભેદની બાધક યુક્તિઓ

### (૧) (અભેદની સાધક યુક્તિઓ)

क જીવ–બ્રહ્મથી અભિન્ન છે (પ્રતિજ્ઞાવાક્ય)
ख સચ્ચિદાનંદરૂપ હોવાથી (હેતુ)
ग જે જે સચ્ચિદાનંદ હોય તે બ્રહ્મથી અભિન્ન હોય (અન્વયવ્યાપ્તિ)
घ જેમ ઈશ્વર (દૃષ્ટાન્ત)

અથવા

क. જીવ-બ્રહ્મથી અભિન્ન છે. (પ્રતિજ્ઞા)

ख. સચ્ચિદાનંદ હોવાથી. (હેતુ)

ग. જે જે સચ્ચિદાનંદરૂપ નથી, તે તે બ્રહ્મથી અભિન્ન પણ નથી. (વ્યતિરેકવ્યાપ્તિ)

घ. જેમ ઘડો (દૃષ્ટાંત)

ङ જીવ એવો નથી (ઘડાની પેઠે સચ્ચિદાનંદરૂપથી ભિન્ન નથી), માટે બ્રહ્મથી ભિન્ન નથી, પણ અભિન્ન છે.

## (૨) ભેદની બાધક યુક્તિઓ

क. જીવ-બ્રહ્મનો ભેદ મિથ્યા છે (પ્રતિજ્ઞાનારૂપ)

ख. ઉપાધિથી થયેલો હોવાને લીધે (હેતુ)

ग. જે ભેદ ઉપાધિથી થયેલો હોય છે તે મિથ્યા હોય છે (અન્વયવ્યાપ્તિ)

घ. જેમ ઘટાકાશ-મહાકાશનો ભેદ મિથ્યા છે તેમ. (દૃષ્ટાંત)

અથવા

क. જીવ-બ્રહ્મનો ભેદ મિથ્યા છે. (પ્રતિજ્ઞા)

ख. ઉપાધિથી થયેલો હોવાને લીધે (હેતુ)

ग. જે ભેદ ઉપાધિથી થયેલો નથી હોતો, તે ભેદ મિથ્યા પણ નથી હોતો (વ્યતિરેકવ્યાપ્તિ)

घ. જેમ ઘટ અને પટનો ભેદ (વ્યવહારમાં) (દૃષ્ટાંત)

ङ. જીવ-બ્રહ્મનો ભેદ ઘટપટના ભેદ જેવો નિરુપાધિક નથી, માટે તે મિથ્યા છે

એ સિવાય બીજી પણ ઘણી યુક્તિઓ વિચારસાગરના ટીકાકાર પંડિત પીતામ્બરદાસજીએ ટીકાના અંક ૩૧માં બતાવી છે, પણ અહીં સાધકબાધક યુક્તિઓનું સ્વરૂપમાત્ર સમજાવવાનું હોવાથી બધી યુક્તિઓ લખી નથી.

## નિદિધ્યાસન, સાક્ષાત્કાર અને સમાધિમાં ભેદ

નિદિધ્યાસન, સાક્ષાત્કાર અને સમાધિ-એ ત્રણ બાબતો જુદી જુદી સ્પષ્ટ સમજાવવાને થોડોક ખુલાસો કરવાની જરૂર હોવાથી તે અહીં ટૂંકમાં કર્યો છે

**નિદિધ્યાસનમાં** મનની વૃત્તિ બ્રહ્માકાર કરવાની છે તથા વચ્ચે અનાત્મ પદાર્થોમાં વૃત્તિ જતી રહેવી ન જોઈએ

**સાક્ષાત્કારમાં** પણ વૃત્તિ સદા બ્રહ્માકાર રહે છે, અને તેમાં અનાત્માકાર વૃત્તિનો અંતરાય હોતો નથી

પણ નિદિધ્યાસનમાં અનાત્મપદાર્થ તરફથી વૃત્તિને બળાત્કારે ખેંચી લાવવી પડે છે, અને તે પ્રયત્ન પડતો મૂકવામાં આવે છે, તો વૃત્તિ પાછી અનાત્મ પદાર્થોમાં ભટકવા લાગે છે એટલે નિદિધ્યાસન એ બ્રહ્માકારવૃત્તિ કરવાનો અભ્યાસ છે, અને સાક્ષાત્કાર એ નિદિધ્યાસનની પરિપાક અવસ્થા છે. (સમાધિ વિષે સાતમા તરંગમાં વિસ્તારથી કહેવાશે, માટે અહીં વિવેચન કર્યું નથી)

## અસંભાવના અને વિપરીત ભાવના

શ્રવણ, મનન, નિદિધ્યાસન—એ જ્ઞાનનાં સાક્ષાત્ સાધન નથી; પણ બુદ્ધિમાં રહેલા અસંભાવના અને વિપરીત ભાવના નામના દોષનો નાશ કરવાનાં સાધન છે,

(૧) **અસંભાવના** એટલે સંશય. આ સાપ છે કે દોરડી છે, એવી રીતે બે પ્રકારનું જ્ઞાન થવાથી નિર્ણય ન થઈ શકે, તેને 'સંશય' કહે છે.

(૨) **વિપરીત ભાવના** એટલે મિથ્યા જ્ઞાન. એનું જ બીજું નામ વિપર્યય છે. એને જ જ્ઞાનાધ્યાસ કે ભ્રાંતિજ્ઞાન કહે છે. જેમ દોરડી દેખીને આ સાપ હશે કે દોરડી એવું બે પ્રકારનું જ્ઞાન ન થતાં, આ સાપ જ છે, એવું મિથ્યા જ્ઞાન થવું તે વિપરીત ભાવના છે. આપણે પણ દેહાદિને જોઈને તેને આત્મા માનીએ છીએ; તે પણ એવું જ વિપરીત જ્ઞાન અથવા વિપરીત ભાવના છે.

## શ્રવણાદિક પરંપરાથી જ્ઞાનના હેતુ છે

(૧) **શ્રવણનું ફળ**—શ્રવણથી પ્રમાણનો સંશય દૂર થાય છે. જેમ વેદાંતવાક્ય અદ્વિતીય બ્રહ્મનાં પ્રતિપાદક છે કે કોઈ બીજા અર્થનાં પ્રતિપાદક છે, એવો વેદાંતવાક્યરૂપ પ્રમાણમાં સંદેહ થાય, તે શ્રવણથી દૂર થાય છે.

(૨) **મનનનું ફળ**—મનનથી પ્રમેયનો સંદેહ દૂર થાય છે. જેમ જીવ-બ્રહ્મનો અભેદ સત્ય છે કે ભેદ સત્ય છે એવો પ્રમેય(પ્રમાણથી નક્કી કરવાનો વિષય)માં સંશય થાય તેને મનન દૂર કરે છે.

(૩) **નિદિધ્યાસનનું ફળ**—દેહાદિક સત્ય છે તથા જીવબ્રહ્મનો ભેદ પણ સત્ય છે; એવા જ્ઞાનને વિપરીત ભાવના કહે છે. એને વિપર્યય પણ કહે છે. નિદિધ્યાસનથી એ વિપરીત ભાવના દૂર થાય છે.

(૪) **શ્રવણાદિક જ્ઞાનના સાક્ષાત્ હેતુ નથી**—આ રીતે શ્રવણાદિક ત્રણ સાધનો અસંભાવના અને વિપરીત ભાવનાને દૂર કરે છે. અસંભાવના અને વિપરીત ભાવના જ્ઞાનનાં પ્રતિબંધક છે. (એટલે જ્ઞાન થવામાં અડચણ કરનારાં છે.) એ પ્રતિબંધકનો શ્રવણાદિક નાશ કરે છે; એટલે પ્રતિબંધકના નાશ દ્વારા તેઓ જ્ઞાનના હેતુ છે, સાક્ષાત્ હેતુ નથી.

## પ્રમાણ, પ્રમા, પ્રમેય

(૧) **પ્રમાણ**—નેત્ર આદિક ઇંદ્રિયો જ્ઞાન થવાનાં સાધન છે માટે તેને 'પ્રમાણ' કહે છે. સાધનને શાસ્ત્રમાં 'કરણ' કહે છે. પ્રત્યક્ષ જ્ઞાન થવાનું કારણ નેત્ર આદિક ઇંદ્રિયો છે; માટે નેત્ર આદિક ઇંદ્રિયો પ્રમાણ કહેવાય છે.

(૨) **પ્રમાણના બીજા પ્રકારો**—એ જ પ્રમાણે કેટલેક સ્થળે કાર્ય ઉપરથી કારણનો નિર્ણય કરી શકાય છે. જેમ અગ્નિ અને લીલા બળતણનો સંયોગ થવાથી ધુમાડો નામે કાર્ય ઉત્પન્ન થાય છે. માટે ધુમાડાને જોઈને અગ્નિનું અનુમાન કરી શકાય છે. એ અનુમાન પણ એક પ્રમાણ છે. અનુમાનનો વિષય કઠણ હોવાથી અહીં વિસ્તારથી લખ્યો નથી.

એ જ રીતે, સરખાપણું પણ વસ્તુનું જ્ઞાન થવામાં સાધન બને, ત્યાં તે સરખાપણું પણ પ્રમાણ ગણાય છે. એને ઉપમાન પ્રમાણ કહે છે.

વળી કેટલીક બાબતો એવી હોય છે કે, તેનું જ્ઞાન પ્રત્યક્ષ, અનુમાન કે ઉપમાન વગેરે પ્રમાણોથી થતું નથી; એવી બાબતોનું જ્ઞાન વેદ વગેરેથી થાય માટે તે વેદ વગેરે પણ પ્રમાણ ગણાય છે. એને શબ્દપ્રમાણ કહે છે. અને વેદના શબ્દથી જે જ્ઞાન થાય, તે 'શાબ્દી પ્રમા' કહેવાય છે.

**(૩) પ્રમા**—એટલે પ્રમાણથી થયેલું જ્ઞાન.

આપણે પાછળ જે 'પ્રમાણનો સંશય શ્રવણથી દૂર થાય છે' એમ લખ્યું છે, ત્યાં તે આ ઉપનિષદ્રૂપ શબ્દપ્રમાણ સમજવાનું છે; કેમ કે વેદમાં પ્રતિપાદન કરેલા મોક્ષ વગેરે પદાર્થોનો યથાર્થ અનુભવ વેદના શબ્દોથી જ થાય છે.

**(૪) પ્રમેય**—પ્રમાણ વડે જાણવાયોગ્ય મોક્ષ વગેરે સ્થાને 'પ્રમેય' કહે છે.

## અવાંતરવાક્ય અને મહાવાક્ય

જ્ઞાનનું સાક્ષાત્ સાધન શ્રોત્રઇંદ્રિય સાથે સંબંધ પામેલું વેદાંતવાક્ય છે. અર્થાત્ કાને સાંભળેલા વેદાંતવાક્યથી તત્કાળ જ્ઞાન થાય છે. એ વેદાંતવાક્યો બે પ્રકારનાં છે: (૧) અવાંતરવાક્ય અને (૨) મહાવાક્ય.

**(૧) અવાંતરવાક્ય**—પરમાત્મા અથવા જીવના સ્વરૂપનું બોધક વાક્ય તે 'અવાંતરવાક્ય' કહેવાય છે. એ અવાંતરવાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે. જેમ 'બ્રહ્મ છે' એ પરોક્ષ જ્ઞાન કહેવાય.

**(૨) મહાવાક્ય**—જીવ અને પરમાત્માની એકતાનું બોધક વાક્ય 'મહાવાક્ય' કહેવાય છે. એ મહાવાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે. જેમ 'હું બ્રહ્મ છું' એ અપરોક્ષ જ્ઞાન કહેવાય છે. એને જ સાક્ષાત્કાર કહે છે.

આ રીતે 'તું બ્રહ્મ છે' એવું ગુરુએ કહેલું મહાવાક્ય સાંભળીને 'હું બ્રહ્મ છું' એવો જે શિષ્યને દૃઢ બોધ થાય છે, તેને અપરોક્ષ જ્ઞાન કહે છે. એ અપરોક્ષ જ્ઞાન કેવળ ગુરુએ કહેલા મહાવાક્યનો શિષ્યના કાન સાથે સંબંધ થવાથી થાય છે; માટે શ્રોત્રઇંદ્રિયની સાથે સંબંધ પામેલું મહાવાક્ય જ્ઞાનનું સાક્ષાત્ સાધન કહેવાય છે. અર્થાત્—

૧. શ્રોત્રના સંબંધવાળું અવાંતરવાક્ય **પરોક્ષ જ્ઞાનનો** હેતુ છે.

૨. શ્રોત્રના સંબંધવાળું મહાવાક્ય **'અપરોક્ષ જ્ઞાન'નો** હેતુ છે.

મહાવાક્યથી સૌને અપરોક્ષ જ્ઞાન જ થાય છે. પરોક્ષ જ્ઞાન થતું નથી.

## વેદાંતના એકદેશીનો મત તથા તેનું ખંડન

વેદાંતના સિદ્ધાંતના એક ભાગને ગ્રહણ કરીને જેઓ સ્વતંત્ર રીતે અધિક અર્થનું નિરૂપણ કરે છે, એવા આચાર્યોને 'એકદેશી' કહે છે. અહીં પંચદશી વગેરેના કર્તા વિદ્યારણ્ય વગેરેને એકદેશી માની તેમનો મત નીચે જણાવ્યો છે; ભર્તૃપ્રપંચના અનુસારીનો મત અહીં એકદેશી તરીકે રહ્યો નથી.

તેમનું કહેવું એવું છે કે, એકલા વાક્યથી તો પરોક્ષ જ્ઞાન થાય છે અને શ્રવણાદિ સહિત વાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે.

જો એકલા વાક્યથી અપરોક્ષ જ્ઞાન થતું હોય, તો શ્રવણાદિક સાધનની જરૂર રહેશે નહિ.

**સિદ્ધાંતી**—એકલા મહાવાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે અને શ્રવણાદિકથી અસંભાવના તથા વિપરીત ભાવના દૂર થાય છે; માટે શ્રવણાદિક નકામાં નથી.

**એકદેશી**—જે વસ્તુનું અપરોક્ષ જ્ઞાન થાય તેમાં અસંભાવના ને વિપરીત ભાવના કોઈને થાય જ નહિ. માટે 'तत्त्वमसि (તે તું છો)' વગેરે વાક્યથી અપરોક્ષ જ્ઞાન થયા પછી અસંભાવના વિપરીત ભાવના સંભવતી જ નથી; અને તેથી જ શ્રવણાદિક પણ તમારે મતે નકામાં જ થશે.

**સિદ્ધાંતી**—ત્યારે તમારું શું કહેવું છે?

**એકદેશી**—એ તો અમે કહ્યું જ છે કે, એકલા વાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે, અને શ્રવણ, મનન, નિદિધ્યાસનથી અપરોક્ષ જ્ઞાન થાય છે. માટે અમારા મત પ્રમાણે શ્રવણાદિક નકામાં નથી.

**સિદ્ધાંતી**—જો કે તમે કહો છો તેવો ઘણા ગ્રંથકારોનો મત છે, તથાપિ આ તમારો મત સમીચીન-(યથાર્થ) નથી.

**એકદેશી**—કેમ?

**સિદ્ધાંતી**—સાંભળો. શબ્દનો આવો સ્વભાવ છે:

જે વસ્તુ વ્યવહિત હોય, તેનું વાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે, વ્યવહિત વસ્તુનું તો કોઈ રીતે અપરોક્ષ જ્ઞાન થાય જ નહિ. જેમ સ્વર્ગ અથવા ઇંદ્રાદિક દેવો આપણાથી વ્યવહિત છે, એટલે આપણી અને તેમની વચ્ચે દેશ (જગ્યા)નો અંતરાય છે; માટે શાસ્ત્રના શબ્દોથી તેમનું પરોક્ષ જ્ઞાન થાય છે, પણ અપરોક્ષ જ્ઞાન થતું નથી.

જે વસ્તુ અવ્યવહિત હોય. એટલે તેની અને આપણી વચ્ચે જગ્યાનું કે વખતનું અંતર ન હોય, મતલબ કે પ્રત્યક્ષ હોય, તે વસ્તુનું શબ્દ વડે અપરોક્ષ જ્ઞાન થાય તેમ પરોક્ષ જ્ઞાન પણ થાય.

**એકદેશી**—અપરોક્ષ જ્ઞાન તો થાય; પણ પ્રત્યક્ષ વસ્તુનું પરોક્ષ જ્ઞાન થાય એમ કહો છો, તે શી રીતે સંભવે?

**સિદ્ધાંતી**—સંભવે, જ્યારે અવ્યવહિત વસ્તુનું પણ શબ્દ વડે 'તે છે' એટલો જ બોધ થાય, ત્યારે તેનું પરોક્ષ જ્ઞાન થાય છે. જેમ 'દસમો માણસ છે.' એ રીતે 'અસ્તિ' રૂપથી જણાવેલા દસમા પુરુષનું પરોક્ષ જ્ઞાન જ થાય છે; પણ અવ્યવહિત એટલે નજર આગળ રહેલી તે વસ્તુને 'તે આ છે' એમ કોઈ જણાવી દે, એટલે તેનું અપરોક્ષ જ્ઞાન છે. જેમ 'દસમો માણસ તું પોતે જ છે' એ રીતે વાક્યથી દસમા માણસનું અપરોક્ષ જ્ઞાન થાય છે.

એ જ રીતે બ્રહ્મ સર્વનો આત્મા હોવાથી અત્યંત અવ્યવહિત છે. અવાંતરવાક્યથી 'ब्रह्म अस्ति-બ્રહ્મ છે' એવો બોધ થાય છે; એટલે બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન થાય છે.

હવે મહાવાક્ય કહે છે કે, 'તત્ત્વમસિ—તે બ્રહ્મ તુંજ છો,' એટલે તેજ અવ્યવહિત બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે.

**એકદેશી**—એ વાત ખરી પણ જો વસ્તુનું અપરોક્ષ જ્ઞાન થયું હોય, તેમાં અસંભાવના અને વિપરીત ભાવના રહે નહિ, તેથી શ્રવણાદિક સાધન તમારે મતે નકામાં થાય એ પ્રશ્ન તો ઊભો જ રહે છે.

## અપરોક્ષ વસ્તુમાં પણ અસંભાવનાદિક

**સિદ્ધાંતી**—તમે બહુંનું દૃષ્ટાન્ત તો સાંભળ્યું હશે. એ બહુને રાજાએ પ્રત્યક્ષ જોયો, એટલે રાજાને બહુનું અપરોક્ષ જ્ઞાન થયું; તથાપિ એ બહુ નથી પણ ભૂત છે, એવી રાજાના મનની વિપરીત ભાવના દૂર થઈ નહિ. એ જ રીતે મહાવાક્યથી અવ્યવહિત વસ્તુનું અપરોક્ષ જ્ઞાન થતા છતાં પણ મનુષ્યની બુદ્ધિમાં અસંભાવના અને વિપરીત ભાવના રહી જવાનો સંભવ છે. એ દોષોને લીધે અપરોક્ષ જ્ઞાન થયા છતાં પણ તેનું ફળ—જે પરમાનંદ તે પ્રાપ્ત થતું નથી માટે તે દોષની નિવૃત્તિ માટે જેની બુદ્ધિમાં અસંભાવનાદિક દોષ હોય, તેને શ્રવણાદિક સાધનની આવશ્યકતા રહે છે. જેની બુદ્ધિમાં એ દોષો ન હોય, તેમને શ્રવણાદિકની જરૂર નથી

આ ઉપરથી સમજાશે કે, જ્ઞાનનું સાધન મહાવાક્ય છે—શ્રવણાદિ નથી, પણ તે શ્રવણાદિક જ્ઞાનના પ્રતિબંધક દોષના નાશક હોવાથી શ્રવણાદિકને પણ પરંપરાથી જ્ઞાનના હેતુરૂપે ગણવામાં આવ્યા છે. તે જ રીતે, શ્રવણાદિકના હેતુ, વિવેક વગેરે ચાર સાધનો છે, માટે તે પણ જ્ઞાનના જ સાધનો કહેવાય છે અને એ રીતે વિવેકાદિ ચાર સાધન સંયુક્ત જે માણસ હોય, તે અધિકારી કહેવાય છે.

## વ્યવહિત અને અવ્યવહિત

(પાછળ વ્યવહિત વગેરે શબ્દો તથા 'દશમો તું છો' અને બહુનું દૃષ્ટાન્ત—એ બાબતો કહેવામાં આવી છે તેનો કાંઈક વિશેષ ખુલાસો થવાની જરૂર હોવાથી અહીં કહીએ છીએ)

વ્યવહિત—બે વસ્તુની વચમાં જે આડરૂપે આવે, તેને વ્યવધાન કે અંતરાય કહે છે અને એ આડ જે બે વસ્તુઓ વચ્ચે આવી હોય, તેમને વ્યવહિત એટલે વ્યવધાનથી છૂટી પડેલી કહેવાય છે.

એ વ્યવધાન ત્રણ પ્રકારે હોઈ શકે દેશથી, કાળથી અને વસ્તુથી

દૂર દેશની વસ્તુ અને આપણી વચ્ચે બીજું વ્યવધાન ન હોય, તથાપિ જગાના અંતરરૂપ વ્યવધાન હોવાથી તે દેશકૃત વ્યવધાન કહેવાય છે

ભૂત અથવા ભવિષ્યકાળની વસ્તુ સાથે કાળકૃત વ્યવધાન કહેવાય છે.

વચમાં ભીંત, પર્વત અથવા બીજો કોઈ પદાર્થ હોવાથી તે અંતર નડતું હોય, ત્યારે તેને વસ્તુકૃત વ્યવધાન કહેવામાં આવે છે

જે બે વસ્તુઓની વચમાં કોઈ પણ પ્રકારનું વ્યવધાન ન હોય, તેને અવ્યવહિત એટલે વ્યવધાન વગરની કહેવામાં આવે છે.

## અજ્ઞાનની સાત અવસ્થા

**દૃષ્ટાંત**—કોઈ દસ બાળકો એકઠાં થઈને જંગલમાં રમવા જતાં હતાં. તેમણે આડી નદી જોઈ અને તેમાં થઈને પેલે પાર ગયાં. પછી એક મુખ્ય બાળકે બધાં બાળક ગણી જોયાં; [ પણ પોતાને ગણ્યો નહિ ] તે નવ થયાં, ત્યારે તે બોલ્યો, કે ભાઈઓ !

૧ હું દસમા છોકરાને જાણતો નથી. ( અજ્ઞાનાવસ્થા )

૨ માટે દસમો છોકરો નથી. [ અસત્વાપાદક આવરણ ]

૩ કેમ કે તે મને દેખાતો નથી. [ અભાનાપાદક આવરણ ]

૪ એમ કહી રડવા લાગ્યો. [ વિક્ષેપ ]

૫ પછી આપ્ત એટલે યથાર્થ વક્તા માણસ ત્યાં આવી ચડ્યો. તેણે રડવાની હકીકત પૂછી. મુખ્ય છોકરે .કહ્યું કે, અમે દસ જણ ઘેરથી નીકળ્યા હતા, પણ હમણાં નવ છીએ; માટે દસમો નદીમાં તણાઈ ગયો હશે. કયો છોકરો તણાયો તેનું મને જ્ઞાન નથી. આપ્ત પુરુષે કહ્યું કે, રડશો નહીં. ' દસમો છે. ' એ અવાંતર વાક્ય સાંભળીને છોકરાને જ્ઞાન થયું કે, ' દસમો છે. ' [ પરોક્ષ જ્ઞાન ]

૬ છોકરે પૂછ્યું કે. દસમો ક્યાં છે ? પુરુષે કહ્યું કે, ' દસમો તું છો ' આ મહાવાક્ય સાંભળીને છોકરાને જ્ઞાન થયું કે, ' દસમો હું છું. ' [ અપરોક્ષ જ્ઞાન ]

૭ અપરોક્ષ જ્ઞાન થવાથી અજ્ઞાનથી થયેલું આવરણ મટી ગયું અને તેથી થયેલો રુદન વગેરે વિક્ષેપ પણ મટી ગયો અને હર્ષરૂપ તૃપ્તિ થઈ. [ તૃપ્તિ ]

એ જ રીતે ખોવાયેલા છોકરાને ઠેકાણે બ્રહ્મ, આપ્ત પુરુષને ઠેકાણે ગુરુ અને મુખ્ય છોકરાને ઠેકાણે ચિદાભાસરૂપ જીવ મૂકવાથી દૃષ્ટાંત સમજાશે.

### ભર્થુનું દૃષ્ટાંત

આના પાંચમા તરંગમાં એ દૃષ્ટાંત વિસ્તારથી કહેવાશે; અહીં માત્ર એટલું જાણવું બસ થશે, કે—

એક રાજાનો ભર્થુ નામનો પ્રામાણિક મંત્રી હતો. તેના ઉપર રાજાની બહુ મહેરબાની હતી; તેથી બીજા મંત્રીઓ તેની અદેખાઈ કરવા લાગ્યા. પછી તેમણે તરકટ કરીને રાજાની આજ્ઞાથી ભર્થુને લુટારાઓ સામે લડાઈ કરવા મોકલ્યો; અને તે પાછો આવે તે પહેલાં એવો બંદોબસ્ત કર્યો કે, ભર્થુ ગામમાં આવી શકે નહિ તથા રાજાને મળી શકે નહિ. ભર્થુ આ વાત તરત સમજી ગયો; અને તેને પણ રાજધાનીમાં રહેવું જોખમ ભરેલું લાગ્યું, તેથી જંગલમાં જઈ તપ કરવા લાગ્યો. અહીં મંત્રીઓએ રાજાને સમજાવ્યું કે, ભર્થુ લડતાં મરાયો છે ને તે ભૂત થઈ તપસ્વી વેષે જંગલમાં ભટકે છે !

એક વખત અકસ્માત્ જંગલમાં રાજાએ ભર્થુને જોયો; રાજાને ભર્થુ ઉપર બહુ પ્રેમ હતો. ભર્થુ પણ રાજાને મળીને ખરી હકીકત કહેવા ધારતો હતો, પરંતુ ભર્થુને જોતાં જ રાજાને પાછલી વાત યાદ આવી; ને ભર્થુ

દેખાય છે તે સાચું નથી પણ ભૂત જ છે, એવી વિપરીત ભાવના થઈ આવવાથી રાજા ત્યાંથી તરત જ નાસી ગયો.' અર્થાત્ સાક્ષાત્ મુલાકાત થવા છતાં-અપરોક્ષ જ્ઞાન થવા છતાં અસંભાવના અને વિપરીત ભાવના હોઈ શકે છે, એ આ દૃષ્ટાંતનો આશય છે.

## સંબંધવર્ણન

ગ્રંથમાં ચાર અનુબંધ જોઈએ એમ શરૂઆતમાં જ કહ્યું છે. એ ચાર અનુબંધમાંનો પહેલો અનુબંધ અધિકારી છે અધિકારીનું નિરૂપણ અત્યાર સુધી કર્યું છે, હવે બીજો અનુબંધ 'સંબંધ' નામે છે ગ્રંથમાં વર્ણવેલા પદાર્થો અસંગદ્ધ એટલે એક બીજાની સાથે સંબંધ વગરના હોય, તો તેમાંથી કાંઈ અર્થ સમજાય નહિ અને તેથી તેવા ગ્રંથનો કોઈ આદર કરે નહિ, માટે ગ્રંથમાં સંબંધપૂર્વક પદાર્થોનું કથન કરેલું હોવું જોઈએ. ગ્રંથનો દરેક વિષય જોઈને વિચાર કરતાં તરત જ માલૂમ પડી આવશે કે, તે વિષય કોઈની સાથે પણ સંબંધ રાખે છે એના ઉદાહરણ તરીકે નીચે થોડાક સંબંધ બતાવ્યા છે

दोहा—**प्रतिपादक प्रतिपाद्यता, ग्रंथब्रह्मसंबंध ।**
**प्राप्य प्रापकता कहत, फल अधिकृतको फंद ॥ २४ ॥**

**ગ્રંથ અને બ્રહ્મનો પ્રતિપાદક-પ્રતિપાદ્યતા રૂપ સંબંધ છે, તેમ જ મોક્ષફળ પ્રાપ્ય છે અને અધિકારી તેનો પ્રાપક (પ્રાપ્ત કરનારો) છે, માટે એ પ્રાપ્ય-પ્રાપકતા રૂપ સંબંધ છે. ૨૪**

**ટીકા— (૧) પ્રતિપાદ્ય-પ્રતિપાદકતા સંબંધ**—ગ્રંથમાં પ્રતિપાદન કરવાની વસ્તુ જીવ તથા બ્રહ્મની એકતા છે અને ગ્રંથ તેનું પ્રતિપાદન કરે છે, માટે ગ્રંથ અને ગ્રંથનો વિષય, એ બે વચ્ચે પ્રતિપાદ્ય-પ્રતિપાદકતા સંબંધ કહેવાય છે પ્રતિપાદન કરવાની વસ્તુ પ્રતિપાદ્ય કહેવાય છે અને પ્રતિપાદન કરનારને પ્રતિપાદક કહે છે.

(૨) ગ્રંથનું ફળ એ છે કે, તેના શ્રવણ કરનારના દુઃખની નિવૃત્તિ થાય અને પરમ આનંદની પ્રાપ્તિ થાય એ ફળની પ્રાપ્તિ શ્રવણ કરનાર અધિકારીને થાય છે, માટે અધિકારી તથા ફળ વચ્ચે **પ્રાપ્ય-પ્રાપકભાવ** સંબંધ છે.

(૩) ગ્રંથ સમજવા માટે અધિકારીએ વિચાર કરવાનો હોય છે, માટે અધિકારી અને વિચારનો **કર્તૃ-કર્તવ્યભાવ** સંબંધ છે

(૪) ગ્રંથ સમજવા વડે જ્ઞાન ઉત્પન્ન થાય છે, માટે જ્ઞાન અને ગ્રંથનો **જન્ય-જનકભાવ** સંબંધ કહેવાય ઉત્પન્ન થનારી વસ્તુને જન્ય કહે છે અને ઉત્પન્ન કરનારને જનક કહે છે.

એવી જ રીતે બીજા સંબંધ પણ કલ્પી શકાય

## વિષય-વર્ણન

दोहा—**जीवब्रह्मकी एकता, कहत विषय जन बुद्धि ।**
**तिनको जे अंतर लहै, ते मतिमंद अशुद्धि ॥ २५ ॥**

**જીવ અને બ્રહ્મની એકતા એ આ ગ્રંથનો વિષય છે, એમ બુદ્ધિમાન પુરુષો કહે છે; ને જીવ અને બ્રહ્મમાં જે ભેદ માને છે, તે મંદમતિવાળો તથા જ્ઞાનહીન છે એમ જાણવું. ૨૫**

ટીકા—ગ્રંથનો વિષય જીવ અને બ્રહ્મની એકતા છે. જે બાબત અનેક પ્રકારની યુક્તિઓ અને પ્રમાણોથી સિદ્ધ કરી હોય, તેને મુખ્ય પ્રતિપાદ્ય વિષય કહે છે. (એ મુખ્ય વિષય પ્રતિપાદન કરવાને ગ્રંથમાં અનેક દૃષ્ટાન્તો, પ્રમાણો, શંકા-સમાધાન વગેરે સમજાવવામાં આવે છે, તે બધાં મુખ્ય વિષયના સહાયક વિષયો હોવાથી તે ગ્રંથના વિષય તરીકે કહેવાતાં નથી.)

જીવ અને બ્રહ્મનો અભેદ પ્રતિપાદન કરવા માટે જ આ ગ્રંથ લખાયલો હોવાથી તે જ તેનો વિષય છે, અને વેદમાં પણ અભેદ જ પ્રતિપાદન કરવામાં આવ્યો છે; માટે જેઓ ભેદનું પ્રતિપાદન કરતા હોય, તેમને વેદાર્થ બરાબર સમજાયો નથી એમ જાણવું.

## પ્રયોજન-વર્ણન

दोहा—**परमानन्द स्वरूपकी, प्राप्ति प्रयोजन जानि ।**
**जगत समूल अनर्थ पुनि, व्है ताकी अतिहानि ॥ २६ ॥**

**પરમ આનંદરૂપ બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ અને આ જગત તેના કારણ સહિત અનર્થરૂપ છે; માટે તેની નિવૃત્તિ એ આ ગ્રંથનું પ્રયોજન છે. ૨૬**

ટીકા—ચાર અનુબંધમાં છેલ્લો અનુબંધ પ્રયોજન છે. પ્રયોજન એટલે ફળ. પરમ આનંદની પ્રાપ્તિ અને અનર્થની નિવૃત્તિ એ આ ગ્રંથનું ફળ છે; અર્થાત્ જેમને એ ફળની ઇચ્છા હોય, તે જ આ ગ્રંથ સમજવાનો અધિકારી કહેવાય છે.

જગતનું કારણ અજ્ઞાન તથા જગત એ જન્મમરણ રૂપી દુ:ખનો હેતુ છે માટે તે બન્નેને 'અનર્થ' કહે છે. તે અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિને મોક્ષ કહે છે. એ મોક્ષ આ ગ્રંથનું પરમ પ્રયોજન છે અને **જ્ઞાન** એ અવાંતર પ્રયોજન છે.

**(૧) પરમ પ્રયોજન**—જે પ્રાપ્ત કરવાની પુરુષની ઇચ્છા હોય, તે પરમ પ્રયોજન કહેવાય છે; એને કોઈ પુરુષાર્થ પણ કહે છે. હવે બધા જ માણસોની ઇચ્છા દુ:ખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ માટે હોય છે; માટે એ બે વાનાં જ પરમ પ્રયોજન છે. એને જ મોક્ષ કહે છે, એમ પાછળ કહ્યું છે.

માટે મોક્ષ એ પરમ પ્રયોજન છે—જ્ઞાન પરમ પ્રયોજન નથી; કેમ કે જ્ઞાન તો સુખની પ્રાપ્તિ અને દુ:ખની નિવૃત્તિનું સાધન છે. પણ સુખની પ્રાપ્તિ અને દુ:ખની નિવૃત્તિરૂપ જ્ઞાન નથી; માટે જ્ઞાન અવાંતર પ્રયોજન છે.

**(૨) અવાંતર પ્રયોજન**—જે વસ્તુ દ્વારા પરમ પ્રયોજનની પ્રાપ્તિ થાય, તેને અવાંતર પ્રયોજન કહે છે. એવું અવાંતર પ્રયોજન જ્ઞાન છે; કેમ કે

જ્ઞાન દ્વારા મુક્તિરૂપી પરમ પ્રયોજનની પ્રાપ્તિ થાય છે.

(આ ઉપરથી સમજાશે કે, ગ્રંથમાંથી જ્ઞાન મેળવવું એ જ ગ્રંથનું મુખ્ય ફળ નથી; કેમ કે જ્ઞાન એ કાંઈ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ નથી, પણ તેનું સાધન માત્ર છે.)

## પ્રયોજન વિષે શંકાસમાધાન

(कवित)

जीवको स्वरूप अति आनन्द कहत वेद,
 ताकू सुख प्रातिको असंभव बखानिये ।
आगे जो अप्राप्त वस्तु ताकी प्राप्ति संभवत,
 नित्य प्राप्त वस्तुकी तौ प्राप्ति किम मानिये ?
ऐसी शंका लेस आनि कीजै न विश्वासहानि,
 गुरुके प्रसादतैं कुतर्क भले भानिये,
करको कंकन खोयो ऐसो भ्रम भयो जिहिं ।
 ज्ञान तैं मिलत इम प्राप्तप्राप्ति जानिये ॥ २७ ॥

જીવ અતિ આનંદસ્વરૂપ છે, એમ વેદ કહે છે. તે આનંદસ્વરૂપ જીવને આનંદની પ્રાપ્તિ કહેવી એ તો અસંભવ વાત છે; પહેલાં જે વસ્તુની પ્રાપ્તિ ન હોય, તેની પ્રાપ્તિ સંભવે છે; પણ જે વસ્તુ નિત્ય પ્રાપ્ત હોય, તેની પ્રાપ્તિ શી રીતે મનાય? એવી લગાર પણ શંકા લાવીને વેદ–ગુરુવાક્યમાંથી વિશ્વાસ ઓછો કરવો નહિ, પણ ગુરુની કૃપાથી વાદીઓના એવા કુતર્કોનો ભલી રીતે નાશ કરવો. જેમ કોઈના હાથમાં કંકણ છતાં 'મારા હાથનું કંકણ ખોવાયું છે,' એવો કોઈને ભ્રમ થાય, ત્યારે તેને કોઈ તેના હાથમાં કંકણ બતાવીને કંકણનું જ્ઞાન થવાથી કંકણ ખોવાયાની ભ્રાંતિ ટળી જાય છે, તેમ હું આત્મા બ્રહ્મ છું એવું ગુરુ પાસેથી જ્ઞાન મળવાથી પોતાની પ્રાપ્તિ પોતાને થાય છે. એવી રીતે પ્રાપ્તની પ્રાપ્તિ થઈ શકે છે. ૨૭

### (૧) પ્રાપ્તની પ્રાપ્તિ શી રીતે?

**શંકા**—તમે કહો છો કે, 'અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ એ ગ્રંથનું પ્રયોજન છે' એ વાત સંભવતી નથી; કેમ કે જે વસ્તુ અપ્રાપ્ત હોય તેની પ્રાપ્તિ સંભવે છે. સદાકાળ પ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ સંભવતી નથી. વેદમાં જીવને પરમાનંદરૂપ વર્ણવેલો છે, અને તમે પણ તેમ જ માનો છો. ત્યારે સદાકાળ પરમાનંદસ્વરૂપ આત્માને પરમાનંદની પ્રાપ્તિ કહેવી શી રીતે સંભવે?

**સમાધાન**—પ્રાપ્તની પ્રાપ્તિ પણ આ રીતે સંભવે છે; જેમ કોઈના હાથમાં કંકણ હોય તેને એમ ભ્રાંતિ થઈ જાય કે, 'મારું કંકણ ખોવાઈ ગયું છે;' અને તે ખોળવા માટે તે મહેનત કરે છે. એવામાં કોઈના કહેવાથી તેને

એમ જ્ઞાન થઈ જાય કે, 'મારુ કકણ તો મારા હાથમા જ છે' ત્યારે તે એમ કહે કે, 'મારુ કકણ મળી આવ્યુ છે' એ રીતે પ્રથમથી જ 'પ્રાપ્ત કકણની પ્રાપ્તિ' થઈ એમ કહેવામા આવે છે

એ જ રીતે, પરમાનંદસ્વરૂપ આત્મા વિષે અવિદ્યાના બળથી એવી ભ્રાન્તિ થાય છે કે, આત્મા પરમાનદસ્વરૂપ નથી પણ પરમાનંદસ્વરૂપ તો બ્રહ્મ છે તે બ્રહ્મનો ને મારો વિયોગ થયો છે, માટે ઉપાસના કરીને હુ તે બ્રહ્મને પ્રાપ્ત કરીશ

આવી ભ્રાન્તિ ઘણા મૂર્ખ પ્રાણીઓને થઈ રહી છે તેઓ પડિત હોય તથાપિ મૂર્ખ જ જાણવા કેમ કે જીવ બ્રહ્મનો વિયોગ માનતા હોય, તેમને મૂર્ખ કહે છે એવા મૂર્ખ માણસોને ઉત્તમ સસ્કારથી કદાચિત્ બ્રહ્મજ્ઞાની આચાર્ય પાસેથી વેદાન્ત ગ્રથ સાભળવાનો પ્રસગ મળી જાય ત્યારે તેઓ સાભળેલા અર્થનો નિશ્ચય કરીને કહે, કે વેદાન્ત ગ્રથ તથા ગુરુની કૃપાથી અમને પરમાનદ પ્રાપ્ત થયો છે'

એમના એમ કહેવાનુ તાત્પર્ય આ પ્રમાણે છે આત્મા તો પ્રથમથી જ પરમાનદરૂપ હતો, પણ 'મારો આત્મા પરમ આનદરૂપ છે' એવુ મને ભાન નહોતુ માટે તે પરમાનદ હોવા છતા પણ અપ્રાપ્ત જેવો હતો, હવે ગુરુ પાસેથી ગ્રથ શ્રવણ થવાથી પરમાનદનુ બુદ્ધિમા ભાન થયુ છે માટે પરમાનદની પ્રાપ્તિ થઈ એમ કહેવામા આવ્યુ છે

આ રીતે 'પ્રાપ્તની પ્રાપ્તિ' સભવે છે અને તેથી તે ગ્રથનુ પ્રયોજન પણ સભવે છે તે જ રીતે, અનર્થની નિવૃત્તિ પણ ગ્રથનુ પ્રયોજન સમજવુ

## (૨) નિત્ય નિવૃત્તની નિવૃત્તિ શી રીતે ?

**શંકા**—તમે કહો છો કે અનર્થની નિવૃત્તિ પણ ગ્રથનુ પ્રયોજન સમજવુ પણ પરમાનદરૂપ બ્રહ્મને વિષે અજ્ઞાન અને તેમાથી થયેલો જગતરૂપ અનર્થ છે જ નહિ સદાકાળ નિવૃત્ત જ છે તો વળી તેની નિવૃત્તિ શી રીતે સભવે '

**સમાધાન**—એ વાત પણ દૃષ્ટાતથી સમજવી શકાશે જેમ દોરડીમા સર્પ સદાકાળ નિવૃત્ત જ છે—કોઈ વખત છે જ નહિ એમ છતા ભ્રાતિથી તે ભાસે છે, ત્યારે તેને પ્રકાશ વગેરે સાધનથી નિવૃત્ત કરવો પડે છે એ જ રીતે, આત્મામા સસારરૂપી અનર્થ નિત્ય નિવૃત્ત છે, તથાપિ ભ્રાતિથી ભાસે છે, તેને જ્ઞાનથી નિવૃત્ત કરી શકાય છે માટે નિત્ય નિવૃત્તની નિવૃત્તિ પણ સભવે છે એ રીતે નિત્ય નિવૃત્તિની નિવૃત્તિ અને નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિ, એ ગ્રથનું પ્રયોજન સભવે છે

## એક જ પદાર્થમાં ભાવ અને અભાવ રૂપ વિરુદ્ધ પદાર્થો શી રીતે હોઈ શકે ?

दोहा—अधिष्ठान तें भिन्न नहीं, जगतनिवृत्ति बखान ।
सर्पनिवृत्ति रज्जु जिम, भये रज्जु को ज्ञान ॥ २८ ॥

જેમ દોરડીનુ જ્ઞાન થયા પછી સર્પની નિવૃત્તિ તે દોરડીથી

ભિન્ન નથી, તેમ જગતની નિવૃત્તિ તે તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મથી ભિન્ન નથી. ૨૮

શંકા—જે વસ્તુનું અસ્તિત્વ હોય, તે ભાવરૂપ વસ્તુ કહેવાય છે; જે વસ્તુ નષ્ટ થઈ હોય, અથવા હોય નહિ, તે સ્થિતિને વસ્તુનો અભાવ કહે છે. એમ દરેક પદાર્થ કાં તો ભાવરૂપ હોય, અથવા તો અભાવરૂપ હોય. ભાવ અને અભાવ એ દિવસ અને રાતની પેઠે વિરુદ્ધ ધર્મવાળા હોવાથી એક વખતે એક જ પદાર્થમાં રહી શકે નહિ.

તમે કહો છો, કે પરમાનંદની પ્રાપ્તિ અને અનર્થની નિવૃત્તિરૂપી મોક્ષ એ ગ્રંથનું પ્રયોજન છે. એક જ મોક્ષ પદાર્થમાં પ્રાપ્તિરૂપ ભાવ અને નિવૃત્તિ રૂપ અભાવ શી રીતે સંભવે?

**સમાધાન**—દોરડીમાં ભ્રાંતિથી દેખાતા સાપનું અધિષ્ઠાન દોરડી છે. જે પદાર્થમાં ભ્રાંતિથી અન્ય પદાર્થનું ભાન થાય, તે મૂળ પદાર્થને અધિષ્ઠાન કહે છે. દોરડીમાં ભ્રાંતિથી સાપનું ભાન થાય છે; માટે દોરડી સાપના ભ્રમનું અધિષ્ઠાન કહેવાય છે.

હવે પ્રકાશાદિ સાધન વડે કલ્પિત સાપની નિવૃત્તિ કહો કે દોરડીનું જ્ઞાન કહો, પણ એ એક જ પદાર્થ છે. એ જ રીતે, કારણ સહિત જગતની નિવૃત્તિ એ અધિષ્ઠાન બ્રહ્મરૂપ છે; કેમકે બ્રહ્મમાં જ અજ્ઞાનથી જગતનો ભ્રમ થયો છે. તે ભ્રમની નિવૃત્તિ જ બ્રહ્મરૂપ છે; માટે તે બ્રહ્મથી ભિન્ન નથી, આવો ભાષ્યકારનો સિદ્ધાંત છે.

આ જગ્યાએ અનર્થની નિવૃત્તિ બ્રહ્મરૂપ છે; કેમ કે સર્વ અનર્થનું અધિષ્ઠાન બ્રહ્મ છે. તે બ્રહ્મ ભાવરૂપ છે; માટે અનર્થની નિવૃત્તિ, જેને તમે અભાવરૂપ કહો છો, તે પણ ભાવરૂપ હોવાથી ગ્રંથનું પ્રયોજન સંભવી શકે છે.

દોહા—**जो जन प्रथम तरंग यह, पढै ताहि ततकाल ।**
**करहु मुक्त गुरुमूर्ति व्है, दादु दीनदयाल ॥ २९ ॥**

જે મનુષ્ય આ પ્રથમ તરંગ ભણે, તેને ગરીબો ઉપર દયા કરનાર શ્રી દાદુજી ગુરુરૂપ થઈને તત્કાળ મુક્ત કરે છે. ૨૯

## ૨ : અનુબંધ વિશેષ નિરૂપણ

દોહા—**याके प्रथम तरंगमें, किय अनुबंध विचार ।**
**कहुं च द्वितीय तरंगमें, तिनहीको विस्तार ॥ १ ॥**

પહેલા તરંગમાં ચાર અનુબંધનું નિરૂપણ કર્યું છે. એ જ વિષયને દૃઢ કરવાને આ તરંગમાં તેના જ વિસ્તારરૂપે વિશેષ નિરૂપણ કર્યું છે.૧

ટીકા—પહેલા તરંગમાં વિવેકાદિ ચાર સાધનયુક્ત મનુષ્યને વેદાંત-શ્રવણનો અધિકારી માન્યો છે. પૂર્વપક્ષી (શંકા ઉઠાવનાર) કહે છે, કે એવો

અધિકારી કોઈ હોઈ શકે નહિ, તેમ જ વિષય, સંબંધ અને પ્રયોજન પણ કોઈ હોઈ શકે નહિ માટે વેદાન્ત ગ્રંથનો આરંભ કરવો જ ઘટતો નથી એ રીતે પૂર્વપક્ષીએ ખંડન કર્યા પછી અનુક્રમે સિદ્ધાંતી એ અધિકારી વગેરે બની શકે છે એમ સિદ્ધ કર્યું છે.

## અધિકારી વિષે પૂર્વપક્ષ

### (૧) કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષના પ્રથમ અંગની ઇચ્છાનો અસંભવ

પાછળ કહ્યું છે કે વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ અને મુમુક્ષુતા, એ ચાર સાધનયુક્ત હોય તેને અધિકારી કહેવો. એ ચાર સાધનમાં 'મુમુક્ષુતા' ગણાવવામાં આવી છે. મોક્ષની ઇચ્છાનું હોવાપણું એ મુમુક્ષુતા કહેવાય છે, કારણ (એટલે અજ્ઞાન) સહિત જગતરૂપ અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિને મોક્ષ કહ્યો છે એટલે એમાં બે બાબતો આવી (૧) જગતની નિવૃત્તિ અને (૨) સુખની પ્રાપ્તિ. તેમાંથી કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષનો અંશ કોઈ ઇચ્છતું નથી, એ વાત પૂર્વપક્ષી પ્રતિપાદન કરે છે.

### (૨) અધિકારી ખંડન

दोहा—मूलसहित जगध्वंसकी, कोउ करत नहि आस ।
किंतु विवेकी चहत हैं, त्रिविध दुःखनको नास ॥ २ ॥

**મૂળ અવિદ્યા સહિત જગતની નિવૃત્તિની ઇચ્છા કોઈ કરતું નથી પણ વિવેકી પુરુષો ત્રણ પ્રકારના દુઃખનો નાશ ચાહે છે.૨**

### દુઃખના ત્રણ પ્રકાર

ટીકા—દુઃખ ત્રણ પ્રકારનાં છે (૧) અધ્યાત્મ, (૨) અધિભૂત અને (૩) અધિદૈવ

(૧) રોગ, ભૂખ વગેરે જે દુઃખ દેહમાં જ ઉત્પન્ન થાય છે, તેને 'અધ્યાત્મ દુઃખ' કહે છે

(૨) ચોર, વાઘ, સર્પ વગેરે દેહથી ભિન્ન અને જોઈ શકાય એવા બીજા ભૂતો (પ્રાણીઓ)થી જે દુઃખ થાય તેને 'અધિભૂત દુઃખ' કહે છે

(૩) યક્ષ, રાક્ષસ, પ્રેત, ગ્રહ વગેરે દૈવી જીવો, જેઓ સૂક્ષ્મ શરીરમય હોવાથી નજરે પડી શકતા નથી, તેમનાથી થતું દુઃખ તે 'અધિદૈવ દુઃખ' કહેવાય છે

એવી રીતે, ત્રણ પ્રકારના દુઃખના નાશની સહુ ઇચ્છા કરે છે પણ જગતના નાશની ઇચ્છા કોઈ કરતું નથી.

**સિદ્ધાંતી**—આ વાત ખરી, પણ અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિ વિના એ દુઃખોની નિવૃત્તિ થાય નહિ માટે દુઃખોની નિવૃત્તિરૂપ હેતુથી પણ અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિની ઇચ્છા વિવેકી માણસો કરે છે

પૂર્વપક્ષી—દુઃખની નિવૃત્તિ જો જગતની નિવૃત્તિ વિના ન જ થઈ શકતી હોત, તો તમારું કહેવું સંભવત; પણ રોગાદિ દુઃખ વૈદ્યશાસ્ત્રમાં કહેલા ઉપાયોથી મટી શકે છે; ભોજનથી ક્ષુધાજન્ય દુઃખની નિવૃત્તિ થાય છે. એવી રીતે અધિભૂત દુઃખ તથા અધિદૈવ દુઃખ ટાળવાના પણ જે જે ઉપાયો છે, તેથી બધાં દુઃખોની નિવૃત્તિ થઈ શકે છે; માટે અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિ વિના પણ દુઃખની નિવૃત્તિ બની શકે છે; તેથી દુઃખની નિવૃત્તિ માટે અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિની ઇચ્છા કોઈને થાય નહિ.

'કારણ સહિત જગતની નિવૃત્તિ અને બ્રહ્મની પ્રાપ્તિને 'મોક્ષ' કહે છે'; એમાંથી કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષના અંશની ઇચ્છા કોઈને થાય નહિ. એ વાત પ્રથમ દોહામાં કહી. હવે—

## બ્રહ્મપ્રાપ્તિરૂપ મોક્ષના બીજા અંશની ઇચ્છા કોઈને સંભવતી નથી

એ વાત પૂર્વપક્ષી કહે છે—

દોહા—किय अनुभव जा वस्तुको, ताकी इच्छा होई ।
ब्रह्म नहीं अनुभूत इम, चहै न ताकू कोई ॥ ३ ॥

જે વસ્તુનો અનુભવ કર્યો હોય તે વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે; બ્રહ્મનો એવો અનુભવ પ્રથમ કોઈએ કર્યો નથી, માટે તેને કોઈ ઇચ્છે નહિ. ૩

ટીકા—બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષના બીજા અંશની ઇચ્છા તો કોઈને બને જ નહિ; કેમ કે જે વસ્તુનો પ્રથમ અનુભવ કર્યો હોય (એટલે જ્ઞાન થયું હોય) તે વસ્તુની પ્રાપ્તિની ઇચ્છા થાય છે, પણ જે વસ્તુનું જ્ઞાન ન હોય તેની પ્રાપ્તિની ઇચ્છા પણ થાય નહિ. જેમ બીજા દેશોમાં અનંત પદાર્થો એવા છે કે જે આપણા જાણવામાં આવ્યા નથી, તેથી તે પદાર્થોની આપણને ઇચ્છા પણ થતી નથી; એ જ રીતે, તમે કહો છો તેવા અધિકારને બ્રહ્મનું જ્ઞાન તો પહેલાં કદી થયુ નથી (જો થયું હોત તો તેને 'અધિકારી' ન કહેત પણ 'મુક્ત જ' કહેત) તેથી તેને બ્રહ્મની પ્રાપ્તિની ઇચ્છા કદી થાય જ નહિ; માટે વેદાંત શ્રવણ થયા પહેલાં અજ્ઞાત જે બ્રહ્મ, તેની પ્રાપ્તિની ઇચ્છારૂપ મોક્ષનો બીજો અંશ સંભવતો નથી; તેથી કોઈ મુમુક્ષુ પણ થઈ શકે નહિ; અને મુમુક્ષુ કોઈ હોય નહિ, ત્યારે અધિકારી પણ હોઈ શકે નહિ.

### (૩) વૈરાગ્યાદિનો અસંભવ

ઉપર કહ્યા પ્રમાણે મુમુક્ષુતા સંભવતી નથી; તેથી વૈરાગ્ય, શમાદિ છ સાધનો વગેરે પણ સંભવતા નથી, એમ બીજી રીતે પૂર્વપક્ષી અધિકારીના અભાવનું પ્રતિપાદન કરે છે.

દોહા—चहत विषय सुख सकल जन, नहीं मोक्षको पंथ ।
अधिकारी यातैं नहीं, पढै सुनै जो ग्रंथ ॥ ४ ॥

સઘળા લોકો વિષયસુખની ઇચ્છા કરે છે, પણ મોક્ષના માર્ગની કોઈ ઇચ્છા કરતું નથી; તેથી કોઈ અધિકારી જ સંભવતો નથી કે જે ગ્રંથ ભણે કે સાંભળે ! ૪

ટીકા—બધા માણસો વિષયસુખની ઇચ્છા કરે છે. જે લોકો વિષયસુખ છોડી તપ કરે છે, તેઓ પણ સ્વર્ગમાં ઉત્તમ વિષયસુખની લાલચથી જ કરે છે; અર્થાત્ બધા લોકો આ લોકના કે પરલોકના વિષયસુખની ચાહના કરે છે. એ વિષયસુખ મોક્ષમાં તો છે નહિ; માટે મોક્ષનું સાધન કોઈ માણસ ઇચ્છે નહિ. આ રીતે મોક્ષની ઇચ્છારૂપ મુમુક્ષુતા સંભવતી નથી અને સઘળા માણસો વિષયસુખ ઇચ્છે છે; તેથી વૈરાગ્ય, શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરામ, તિતિક્ષા વગેરે સાધનો પણ સંભવતાં નથી. એમ થવાથી સાધનસંપન્ન અધિકારી હોવાનો પણ સંભવ નથી; અને અધિકારી ન હોય, તો ગ્રંથ કોને માટે ? માટે ગ્રંથનો આરંભ પણ નિષ્ફળ છે,

એ રીતે અધિકારીનું ખંડન કર્યા પછી પૂર્વપક્ષી ગ્રંથના વિષયનું ખંડન કરે છે :

## વિષયખંડન

## જીવબ્રહ્મની એકતાનો અસંભવ

दोहा—जीवब्रह्मकी एकता, कह्यो विषय सो कूर ।
क्लेशरहित विभु ब्रह्म इक, जीव क्लेशको मूर ॥ ५ ॥

તમે પૂર્વે જીવ અને બ્રહ્મની એકતા એ ગ્રંથનો વિષય છે, એમ કહ્યું છે તે ખોટું છે; કેમ કે બ્રહ્મ તો પાંચ કલેશોથી રહિત, વિભુ અને એક છે; તથા જીવ તો પાંચ કલેશવાળો (પરિચ્છિન્ન અને અનેક) છે. ૫

ટીકા—(પૂર્વપક્ષી)—તમારા કહેવા પ્રમાણે જિજ્ઞાસુ હોય, તે ગ્રંથનો અધિકારી હોય; પણ ગ્રંથનો વિષય–જીવબ્રહ્મની એકતા–સંભવતો નથી; કેમ કે બ્રહ્મ તો (૧) અવિદ્યા, (૨) અસ્મિતા, (૩) રાગ, (૪) દ્વેષ અને (૫) અભિનિવેશ, એવા પાંચ કલેશથી રહિત છે, વળી વિભુ (વ્યાપક) છે અને એક છે.

### પાંચ કલેશનું વર્ણન

(૧) અવિદ્યા–વિચાર કરવાથી જેનું અસ્તિત્વ રહે નહિ, તેને ‘અવિદ્યા’ કહે છે.

અથવા (૧) અનાત્મા દેહ વગેરેમાં આત્મબુદ્ધિ, (૨) અનિત્ય આકાશાદિકમાં નિત્યબુદ્ધિ, (૩) દુઃખરૂપ ધનાદિકમાં સુખબુદ્ધિ, (૪) અશુચિ સ્ત્રીપુત્રનાં શરીરમાં શુચિ બુદ્ધિ.

(તે આ ચાર પ્રકારની અવિદ્યા જાણવી.)

(૨) અસ્મિતા—બુદ્ધિ અને આત્માને એક સમજવાં, તેને ‘અસ્મિતા’ કહે છે. એને ‘સામાન્ય અહંકાર’ પણ કહેવામાં આવે છે.

(૩) રાગ—પદાર્થમાં અનુકૂળતાના જ્ઞાનથી ઉત્પન્ન થયેલી બુદ્ધિની વૃત્તિને 'રાગ' કહે છે.

(૪) દ્વેષ—પ્રતિકૂળ વસ્તુના જ્ઞાનથી ઉત્પન્ન થયેલી બુદ્ધિની વૃત્તિને 'દ્વેષ' કહે છે.

(૫) અભિનિવેશ—મરણના ભયથી શરીરનું રક્ષણ કરવાના આગ્રહને 'અભિનિવેશ' કહે છે.

(૧) બ્રહ્મ ઉપર કહ્યા તે પાંચ કલેશથી રહિત છે, અને જીવ એ પાંચ કલેશવાળો છે, માટે તે બેની એકતા બને નહિ.

(૨) બ્રહ્મ વિભુ (વ્યાપક) છે અને જીવ પરિચ્છિન્ન છે. (જે પદાર્થ બીજાથી જુદો બનાવી શકાતો હોય, તેને 'પરિચ્છિન્ન' કહે છે.)

(૩) બ્રહ્મ એક છે તથા સજાતીય ભેદ રહિત છે (કેમ કે બ્રહ્મનું સજાતીય બીજું બ્રહ્મ છે નહિ), અને જીવ અનેક છે તથા પરિચ્છિન્ન છે. જો બધા શરીરોમાં એક જ જીવ હોય, તો એક શરીરનું સુખ-દુઃખ બધા શરીરોમાં થવું જોઈએ.

## સાક્ષી*ની અનેકતા

**સિદ્ધાંતી**—સુખદુઃખ વગેરે અંતઃકરણના ધર્મ છે તે અંતઃકરણ અનેક છે, માટે એકના સુખી-દુઃખી થવાથી બધા સુખી-દુઃખી થતા નથી.

અને સાક્ષી તો સુખદુઃખથી રહિત છે, એક છે અને બધા ક્લેશથી રહિત છે, માટે સાક્ષી સાથે બ્રહ્મની એકતા બને છે

**વાદી**—શરીરમાં કર્તા ભોક્તા જીવ છે. એ જીવ સિવાય જીવથી જુદો કોઈ સાક્ષી તો વાંઝણીના છોકરાની પેઠે છે જ નહિ એમ છતાં તમારે સાક્ષી જેવું કાંઈ માનવું જ હોય, તો ભલે માનો; પણ બધા શરીરોમાં સાક્ષી એક જ છે, એમ તો કહેવાશે જ નહિ અનેક સાક્ષી જ માનવા પડશે, કેમ કે વેદાંતનો આવો સિદ્ધાંત છે —

## અંતઃકરણાદિ સાક્ષીના વિષય છે

'અંતઃકરણ અને સુખ-દુઃખ વગેરે અંતઃકરણના ધર્મો, એ ઇંદ્રિય અને અંતઃકરણના વિષય નથી, પણ સાક્ષીના વિષય છે, કેમ કે ઇંદ્રિયો તો પાંચ ભૂતને જ જાણી શકે છે.'

'તેમાં પણ'—

નેત્ર ઇંદ્રિય તો રૂપ અને રૂપના આશ્રય, એ બન્ને જુએ છે, એટલે કાળું કે રાતું ઘડાનું રૂપ અને તે રૂપનો આશ્રય (જેને આધારે તે રૂપ રહેલું છે તે) ઘડાને પણ જુએ છે. ત્વચા ઇંદ્રિય પણ સ્પર્શ અને સ્પર્શનો આશ્રય એ બન્નેને વિષય કરે છે—જાણે છે.

---

* અંતઃકરણમાં રહેલા નિર્લેપ ચૈતન્યને સાક્ષી કહે છે એ વિષે હવે પછી તેમાં પણ કહેવાશે

પણ રસના, ઘ્રાણ અને શ્રવણ–એ ત્રણ ઇંદ્રિયો તો રસ, ગંધ અને શબ્દ માત્રને જાણે છે, પણ તેના આશ્રયને જાણતાં નથી.

આ રીતે રસના, ઘ્રાણ અને શ્રવણનો વિષય જે રસ, ગંધ અને શબ્દથી અંતઃકરણ ભિન્ન હોવાથી, એ ત્રણ ઇંદ્રિયો અંતઃકરણને જાણી શકે નહિ.

એ જ રીતે, તેની અને ત્વચા ઇંદ્રિય વડે પણ અંતઃકરણનું જ્ઞાન થઈ શકે નહિ; કેમ કે પંચીકૃત ભૂત અથવા પંચીકૃત ભૂતોનું કાર્ય જે રૂપવાળું અને સ્પર્શવાળું હોય, તે જ નેત્ર અને ત્વચાનો વિષય થઈ શકે છે; પણ અંતઃકરણ તો અપંચીકૃત ભૂતોનું કાર્ય છે; માટે નેત્ર અને ત્વચાનો વિષય નથી. એ જ કારણથી નેત્ર ઇંદ્રિય પણ નેત્રનો વિષય થઈ શકશે નહિ; કેમ કે નેત્ર ઇંદ્રિય પણ અપંચીકૃત ભૂતોનું કાર્ય છે. વળી બહારની વસ્તુઓ હોય તે જ ઇંદ્રિયોનો વિષય થઈ શકે છે; અંતઃકરણ તો ઇંદ્રિયોની અપેક્ષાથી (ઇંદ્રિયોને મુકાબલે) અંદર છે, માટે પણ અંતઃકરણ ઇંદ્રિયોનો વિષય થઈ શકે નહિ.

## અંતઃકરણાદિ પોતાની વૃત્તિઓના વિષય નથી

અંતઃકરણ જેમ ઇંદ્રિયોનો વિષય નથી, તેમ અંતઃકરણની પોતાની વૃત્તિઓનો પણ તે વિષય નથી; કેમ કે અંતઃકરણ પોતાની વૃત્તિઓના ઉપાદાન રૂપ આશ્રય છે, માટે અંતઃકરણ પોતાની વૃત્તિઓનો વિષય બને નહિ. જેમ અગ્નિ એ પોતાનામાં રહેલી દાહકતાનો આશ્રય છે, માટે અગ્નિ દાહકતાનો વિષય થતો નથી, પણ અગ્નિથી ભિન્ન જે કાષ્ઠાદિક છે તે દાહનો વિષય થઈ શકે છે; તેમ અંતઃકરણથી ભિન્ન જે વસ્તુ હોય તે અંતઃકરણની વૃત્તિનો વિષય થઈ શકે છે, અંતઃકરણ પોતાની વૃત્તિઓનો વિષય થઈ શકે નહિ.

**સિદ્ધાંતી**—વાદી મહારાજ, તમે કહો છો કે જે આશ્રય હોય, તે આશ્રિતનો વિષય થાય નહિ, પણ ઘરનો મધ્ય ભાગ અંધકારનો આશ્રય છે, તથા વિષય પણ છે. ચેતન અજ્ઞાનનો આશ્રય છે તથા વિષય પણ છે; તેમ અહીં કેમ ન થાય?

**વાદી**—અંધકાર ઘરના મધ્ય ભાગથી ભિન્ન છે. એવી રીતે આશ્રિત (અંધકાર) અને આશ્રય (ઘરનો મધ્ય ભાગ) જ્યાં ભિન્ન હોય, ત્યાં આશ્રય અને વિષય એક હોઈ શકે; પણ જ્યાં આશ્રિત અને આશ્રય એક જ હોય, ત્યાં એમ થઈ શકે નહિ.

એ જ રીતે અંતઃકરણના ધર્મ પણ અંતઃકરણની વૃત્તિનો વિષય બને નહિ; કેમ કે જો અંતઃકરણની વૃત્તિ અંતઃકરણને વિષય કરતી હોય, તો તેના ધર્મો જે સુખદુઃખાદિક તેને પણ વિષય કરત એટલે જાણત–પણ અંતઃકરણની વૃત્તિ તો અંતઃકરણને વિષય કરવાને સન્મુખ થતી નથી; તો પછી તેના ધર્મોને તો શી રીતે જાણી શકે?

એક એવો નિયમ છે, કે જે વસ્તુ વૃત્તિના આશ્રયથી કાંઈક દૂર હોય, તે વસ્તુ વૃત્તિનો વિષય થઈ શકે છે; પણ જે વસ્તુના આશ્રયસ્થાનની છેક જ પાસે હોય, તે વૃત્તિનો આશ્રય થઈ શકતી નથી. જેમ નેત્રની વૃત્તિનું આશ્રય જે નેત્ર, તેની છેક જ પાસે અંજન હોય છે; તેથી તે અંજન નેત્રની વૃત્તિનો

વિષય થતું નથી, તેમ જ અંતઃકરણની વૃત્તિનો આશ્રય જે અંતઃકરણ તેની અત્યંત સમીપમાં રહેનારા તેના સુખાદિક ધર્મો અંતઃકરણની વૃત્તિનો વિષય બની શકતા નથી. આ રીતે અંતઃકરણ તથા તેના ધર્મોનું ભાન ઇંદ્રિયોથી કે અંતઃકરણથી થતું નથી પણ સાક્ષીથી થાય છે.

હવે જો એ સાક્ષી બધા દેહોમાં એક જ છે એમ માનીએ, તો જેમ એક અંતઃકરણના સુખદુઃખનું સાક્ષીથી ભાન થાય છે, તેમ બધા અંતઃકરણોના સુખદુઃખનું ભાન પણ તે એક જ સાક્ષીથી થવું જોઈએ, પણ તે થતું નથી, તેથી સાક્ષી ભિન્નભિન્ન છે, એમ માનીએ તો જ તે દોષ આવે નહિ, એટલે જે સાક્ષીની ઉપાધિ જે અંતઃકરણ હોય, તે ઉપાધિના સુખદુઃખનું ભાન તે સાક્ષીને થાય, બધા અંતઃકરણનું ભાન એક જ સાક્ષીને થાય નહિ.

આ રીતે સાક્ષી અનેક હોવાથી એક બ્રહ્મની સાથે તેની એકતા સંભવે નહિ, માટે ગ્રંથનો વિષય જે જીવબ્રહ્મની એકતા તે બનતો નથી.

## પ્રયોજન-ખંડન (અધ્યાસવાદ)

### પૂર્વપક્ષ-અધ્યાસની સામગ્રી નથી

હવે વાદી પૂર્વપક્ષ કરે છે, કે મિથ્યાબંધની સામગ્રી નથી, માટે તેની નિવૃત્તિ પણ સંભવે નહિ.

दोहा—बंधनिवृत्ति ज्ञानतें, बनै न विन अध्यास ।
सामग्री ताकी नहिं, तजो ज्ञानकी आस ॥ ६ ॥

**જો બંધ અધ્યાસથી થયો હોય તો જ્ઞાનથી તેની નિવૃત્તિ સંભવે, પણ *અધ્યાસ થવાની જ સામગ્રી જ નથી,* તો પછી અધ્યાસ પણ ન હોય, અધ્યાસથી થયેલો બંધ ન હોય અને જ્ઞાનથી તેની નિવૃત્તિ થાય છે, એમ પણ ન હોય, માટે બંધની નિવૃત્તિ કરવા માટે જ્ઞાનની આશા છોડી દેવી. ૬**

**ટીકા**—અહંકારથી માંડીને જેટલી અનાત્મ (આત્મા ન હોય તે) વસ્તુ તે જ અનર્થ છે એનું જ બીજું નામ બંધ છે. તે બંધ જો અધ્યાસરૂપ હોય, તો જ્ઞાનથી નિવૃત્ત થાય-અને અધ્યાસરૂપ ન હોય, તો જ્ઞાનથી નિવૃત્ત થાય નહિ. કેમકે જ્ઞાનનો આવો સ્વભાવ છે, કે જે વસ્તુનું જ્ઞાન થાય તે વસ્તુમાંના અધ્યાસને અને અજ્ઞાનને દૂર કરે છે-જેમ દોરડીનું જ્ઞાન દોરડીમાં રહેલા સર્પાધ્યાસને તથા દોરડીના અજ્ઞાનને દૂર કરે છે.

### અધ્યાસનાં લક્ષણો

**અધ્યાસનું સામાન્ય લક્ષણ:**—ભ્રાંતિથી થયેલા જ્ઞાનનો વિષય જે મિથ્યા વસ્તુ અને ભ્રાંતિજ્ઞાન એ બંનેનું નામ અધ્યાસ છે.

અધ્યાસ સંબંધી વિશેષ વિવેચન આ પ્રમાણે છે.

**અધ્યાસનું બીજી રીતે લક્ષણ:**—પોતાના અભાવના અધિકરણમાં

જે અવભાસ (વિષય અને તેના જ્ઞાનને 'અવભાસ' કહે છે) તે અધ્યાસ' જેમ, કલ્પિત સર્પનો વ્યાવહારિક અને પારમાર્થિક જે અભાવ (ન હોનાપણું) તેનુ અધિકરણ એટલે આશ્રય જે રજ્જુ, તેમા પ્રાતિભાસિક સર્પનો અવભાસ એટલે સર્પ અને તેનુ જ્ઞાન, એ અધ્યાસ કહેવાય છે

(૧) **પ્રાતિભાસિક:**— જે વસ્તુ હોય નહિ છતા તે દેખાય તે જેમ કે ઝાંઝવાનુ પાણી, સ્વપ્નના દેખાવ વગેરે

(૨) **વ્યાવહારિક**—દુનિયામા બધા લોકો જે વસ્તુઓને ખરી માનીને વ્યવહાર કરે છે તે જેમ ઘર, ખેતર, સ્ત્રી, પુત્ર, ધન, સૂર્ય, ચદ્ર અને ટૂકામા જાગ્રત અવસ્થામા જણાતુ આખુ જગત

(૩) **પારમાર્થિક**—શાસ્ત્રીય તત્ત્વજ્ઞાનથી જે વસ્તુ ખરી ઠરતી હોય તે જેમ આત્મા અને પરમાત્મા રૂપ ચૈતન્ય

**જુદી રીતે અધ્યાસનુ લક્ષણ**—અધિષ્ઠાનથી વિષમ સત્તાવાળો જે અવભાસ, તે અધ્યાસ જેમ વ્યાવહારિક સત્તાવાળા દોરડીરૂપ અધિષ્ઠાનથી વિષમ એટલે પ્રાતિભાસિક રૂપ વિપરીત સત્તાવાળો અવભાસ સર્પ અને તેનુ જ્ઞાન છે, માટે સર્પ અને તેનુ જ્ઞાન એ અધ્યાસ કહેવાય છે

(૪) **અધિષ્ઠાન**—જે વસ્તુમા અધ્યાસ થાય તેને '**અધિષ્ઠાન**' કહે છે ઉપરના ઉદાહરણમા દોરડીમા અધ્યાસ થાય છે, માટે દોરડી એ અધિષ્ઠાન છે

### અધ્યાસના પ્રકાર

અધ્યાસ બે પ્રકારના છે (૧) અર્થાધ્યાસ અને (૨) જ્ઞાનાધ્યાસ

(૧) ભ્રાતિજ્ઞાનનો વિષય જે સર્પાદિક મિથ્યા વસ્તુ તેને '**અર્થાધ્યાસ**' કહે છે

(૨) ભ્રાતિજ્ઞાન એટલે મિથ્યા વસ્તુનુ મિથ્યા જ્ઞાન તેને '**જ્ઞાનાધ્યાસ**' કહે છે

### સત્યબધની નિવૃત્તિ જ્ઞાનથી થાય નહિ

જેને વિષે (જે સ્થાનમા) જે વસ્તુ મિથ્યા નહિ પણ સત્ય હોય, તેની નિવૃત્તિ જ્ઞાનથી થતી નથી

એ જ રીતે આત્મા વિષે અહકાર આદિક બધ જો અધ્યાસરૂપ એટલે મિથ્યા હોત, તો જ્ઞાનથી તેની નિવૃત્તિ થાત પણ આત્મામા મિથ્યા બધની સામગ્રી છે નહિ અને બધ પ્રતીત થાય છે, તે માટે બધ સત્ય છે બધની જ્ઞાનથી નિવૃત્તિ થાય નહિ

૧ અનર અને
ા અધ્યાસ થાય
મ પોતાના દેહમા
। નથી
ારી કરતો હોય, તે
હોય તે વિષય કહેવાય
ા થાય નહિ જેમ દીવો

### અધ્યાસની સામગ્રી

દોહા—सत्य वस्तुके ज्ञानतैं, संसकार इक जान ।
त्रिविध दोष अज्ञान पुनि, सामग्री पहिचान ॥

**સત્ય વસ્તુના જ્ઞાનથી ઊપજેલા સસ્કાર, ત્રણ પ્રકારના દોષ અને અજ્ઞાન એ અધ્યાસની સામગ્રી છે ૭**

પ્રકાશ કરનારો હોવાથી વિષયી છે અને ઘડો પ્રકાશિત થનારો હોવાથી વિષય છે દીવાનો ઘડામા અને ઘડાનો દીવામા અધ્યાસ થતો નથી

આ રીતે સરખાપણુ ન હોવાથી પ્રત્યક્ અને વિષયી જે આત્મા તેમા પરાક્ અને વિષય જે બધ, તેનો અધ્યાસ બનતો નથી, કેમ કે પ્રત્યક્ અને પરાક્નો વિરોધ છે તથા વિષય અને વિષયીનો વિરોધ છે—સાદૃશ્ય (સરખાપણુ) નથી માટે આત્મામા બધનો અધ્યાસ બને નહિ

## (૩) બંધના અધ્યાસમાં પ્રમાતા અને પ્રમાણદોષની અસિદ્ધિ

**વાદી** એ જ રીતે, પ્રમાતાના દોષનો તથા પ્રમાણના દોષનો પણ અભાવ છે, કેમ કે—'પ્રમાતા વગેરે સઘળો પ્રપચ (જગત) અધ્યાસરૂપ છે, અને તે જ બધ છે' એવો વેદાતનો સિદ્ધાત છે એટલે—

વેદાતીઓ એમ માને છે, કે—બ્રહ્મ ચૈતન્યથી ભિન્ન જે અજ્ઞાન અને તેનુ કાર્ય સ્થૂળ સૂક્ષ્મ જગત એ સઘળુ ચૈતન્યમા અધ્યસ્ત છે (અધ્યાસથી મિથ્યા પ્રતીત થાય છે એ જગતમા જ અતઃકરણરૂપ પ્રમાતા અને ઇંદ્રિયરૂપ પ્રમાણ છે, માટે પ્રમાતા અને પ્રમાણ અને પ્રમાણ પણ અધ્યસ્ત છે અને તેથી જ જગતના અધ્યાસની પહેલા તે ન હોતા, તો પછી પ્રમાતામા કે પ્રમાણમાં રહેલા દોષથી અધ્યાસ થયો, એમ શી રીતે કહેવાય?

આ રીતે બધનો અધ્યાસ થયા પહેલા પ્રમાતા અને પ્રમાણ અને તેનો દોષ પણ અસિદ્ધ છે, માટે પ્રમાતા અને પ્રમાણના દોષથી અધ્યાસ બનતો નથી. તેથી બધ સત્ય છે

## (૪) બંધના અધિષ્ઠાનરૂપ બ્રહ્મના વિશેષ રૂપથી અજ્ઞાનનો અસંભવ

**વાદી**—ઉપર કહ્યા પ્રમાણે બધના ચાર કારણો સિદ્ધ થતા નથી હવે છેલ્લુ કારણ—અધિષ્ઠાનનું વિશેષ રૂપથી અજ્ઞાન રહ્યુ, તે પણ સભવતુ નથી કેમ કે બધનુ અધિષ્ઠાન બ્રહ્મ છે, તે સ્વય પ્રકાશ જ્ઞાનરૂપ છે જેમ સૂર્યમા અધાર હોઈ શકે નહિ, તે જ રીતે સ્વય પ્રકાશ જ્ઞાનરૂપ બ્રહ્મમા અજ્ઞાન પણ હોઈ શકે નહિ જેમ પ્રકાશમાન સૂર્યનો અધકાર સાથે વિરોધ છે, તેમ ચેતનપ્રકાશ અને અજ્ઞાનરૂપ અધકારનો પણ પરસ્પર વિરોધ છે

વારુ, કદાપિ અધિષ્ઠાન બ્રહ્મનુ અજ્ઞાન કબૂલ રાખીએ, તોપણ બધનો અધ્યાસ સભવે નહિ કેમ કે છેક જ અજ્ઞાત અથવા છેક જ જ્ઞાત વિષે અધ્યાસ બનતો નથી પણ જે વિશેષ રૂપથી અજ્ઞાત હોય અને સામાન્ય રૂપથી જ્ઞાત હોય તેમા અધ્યાસ થાય છે પણ બ્રહ્મ બીજા પદાર્થોની પેઠે સામાન્ય વિશેષ ભાવ વગરનુ છે—નિર્વિશેષ છે એવો વેદાતનો સિદ્ધાત છે, માટે બ્રહ્મ સામાન્ય રૂપથી જ્ઞાત અને વિશેષ રૂપથી અજ્ઞાત સભવતુ નથી

અધ્યાસ ખરો ઠરાવવાના લોભથી બ્રહ્મમા સામાન્ય વિશેષ ભાવ અગીકાર કરશો, તો તમારે પોતાના સિદ્ધાતનો ત્યાગ કરવો પડશે

એ રીતે સામાન્ય વિશેષપણાથી રહિત પ્રકાશરૂપ બ્રહ્મનુ વિશેષ રૂપથી અજ્ઞાન અને સામાન્ય રૂપથી જ્ઞાન કહેવુ સભવતુ નથી માટે બ્રહ્મમા બધનો

અભ્યાસ પણ સંભવતો નથી; તેથી બંધ સત્ય છે, એમ જ માનવું પડશે.

એવી રીતે જ્યારે બંધ સાચો ઠરે છે, ત્યારે જ્ઞાનથી તેની નિવૃત્તિ પણ સંભવતી નથી; માટે જ્ઞાન દ્વારા મોક્ષની પ્રાપ્તિ, એવું પ્રથમનું પ્રયોજન કહો છો તે પણ બરાબર નથી, માટે જ્ઞાનથી મોક્ષ થાય છે, એવો તમારો સિદ્ધાંત સમીચીન નથી; પણ કર્મથી મોક્ષ થાય છે, એ વાત એક **ભવિકવાદની** રીતિથી પ્રતિપાદન કરે છે —

## એક ભવિકવાદ (એટલે એક જ જન્મમાં એકલા કર્મથી મોક્ષની સિદ્ધિ)

### નિત્યકર્મથી મોક્ષ

दोहा—सत्य बंधकी ज्ञानतें, नहीं निवृत्ति सयुक्त ।
निल्यकर्म सतत करें, भयो चहै जो मुक्त ॥ ८ ॥

**બંધ સત્ય છે. તેની નિવૃત્તિ જ્ઞાનથી માનવી એ યુક્તિસિદ્ધ નથી, પણ અયુક્ત છે; માટે જે પુરુષ મુક્ત થવા ઇચ્છતો હોય, તેણે નિરંતર નિત્યકર્મ કર્યા કરવાં. ૮**

### કર્મના પ્રકાર

એનો અભિપ્રાય એવો છે, કે—

કર્મ બે પ્રકારનાં છેઃ (૧) વિહિત કર્મ અને (૨) નિષિદ્ધ કર્મ

(૧) **વિહિત કર્મ**—મનુષ્યે આચરવા માટે જે કર્મના સ્વરૂપનો વેદે ઉપદેશ કર્યો છે, તે 'વિહિત કર્મ' કહેવાય.

(૨) **નિષિદ્ધ કર્મ**—જે કર્મ ન કરવાનો વેદે ઉપદેશ કર્યો છે, તે 'નિષિદ્ધ કર્મ' કહેવાય

એ રીતે મનુષ્યની કર્મમાં પ્રવૃત્તિ અથવા નિવૃત્તિના હેતુથી વેદે જેનો ઉપદેશ કર્યો હોય, તે જ 'કર્મ' કહેવાય. તે સિવાય સ્વાભાવિક ક્રિયા અથવા ઉદાસીન ક્રિયા (વેદે જેનો વિધિ કે નિષેધ કર્યો નથી એવી) એ કર્મ નથી, અર્થાત્ રાગદ્વેષ રહિત જે ગમન, શૌચ, આદિક ક્રિયાઓ તે કર્મ નથી. એ રીતે બે પ્રકારનાં જ કર્મ છે—ત્રણ પ્રકારનાં નથી.

### વિહિત કર્મના પ્રકાર

**વાદી**—વિહિત કર્મ ચાર પ્રકારનાં છેઃ (૧) પ્રાયશ્ચિત્ત, (૨) કામ્ય, (૩) નૈમિત્તિક અને (૪) નિત્ય

(૧) **પ્રાયશ્ચિત્ત**—પાપનો નાશ થવાના હેતુથી વેદે વિધાન કરેલું કર્મ, તે 'પ્રાયશ્ચિત્ત' કહેવાય છે. જેમ સંન્યાસી પ્રમાદથી પણ દ્રવ્ય ગ્રહણ કરે, તો તેને પાપ લાગે છે, એ પાપનો નાશ કરવા માટે—'દ્રવ્યનો ત્યાગ કરીને ત્રણ ઉપવાસ કરવા' એવું જે વિધાન કર્યું છે તે પ્રાયશ્ચિત્ત કર્મ છે.

(આ કર્મવાદીનો મત છે)

**પ્રમાદ**—અવશ્ય કરવા યોગ્ય કાર્યનું વિસ્મરણ 'પ્રમાદ' કહેવાય છે; અથવા શાસ્ત્રમાં જે કરવાની આજ્ઞા કરી છે અને તે કરવાની ઇચ્છા પણ છે. એમ છતાં તે આળસથી કે ટાઢ, તાપ વગેરેના ભયથી તે કાર્ય ન કરવું તે પણ પ્રમાદ કહેવાય છે.

(૨) **કામ્ય કર્મ**—ફળ મળવાના હેતુથી જે કર્મનું વિધાન કર્યું હોય તે 'કામ્ય કર્મ' કહેવાય, જેમ વૃષ્ટિની ઇચ્છાવાળા રાજાએ કારીરી યાગ કરવો; સ્વર્ગની ઇચ્છાવાળાએ અગ્નિહોત્ર, સોમયાગ વગેરે કરવા, તે કામ્ય કર્મ છે.

**કારીરી યાગ**—વાંસના અંકુરને 'કરીર' કહે છે. તેનો હોમ જે યાગમાં કરવામાં આવે છે, તે 'કારીરી યાગ' કહેવાય છે. જ્યારે વરસાદ ન થતો હોય ત્યારે રાજા પ્રજા પાસેથી પૈસા લઈને એ યજ્ઞ કરે છે; તેથી વરસાદ આવે છે.

(૩) **નૈમિત્તિક કર્મ**—જે કર્મ કોઈ નિમિત્તને લઈ ને કરવાનું વિધાન શાસ્ત્રે કર્યું હોય, તથા જે કરવાથી પુણ્યપાપ કાંઈ થાય નહિ, પણ ન કરવાથી પાપ થાય, તથા જે હમેશાં કરવાનું ન હોય, તેને નૈમિત્તિક કર્મ કહે છે. જેમ ગ્રહણશ્રાદ્ધ, વૃદ્ધના આગમનને જોઈને ઊભા થવું વગેરે. વૃદ્ધશબ્દ વડે અવસ્થાવૃદ્ધ, જાતિવૃદ્ધ, આશ્રમવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ, ધર્મવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ સમજવા. વિદ્યાવૃદ્ધ એટલે શાસ્ત્રજ્ઞાનમાં ચઢિયાતો. જ્ઞાનવૃદ્ધ એટલે અપરોક્ષ વિદ્યા એટલે બ્રહ્મનિષ્ઠામાં અધિક આરૂઢ વૃત્તિવાળો. જે વૃદ્ધો ઉપર ગણાવ્યા છે, તેમાં પૂર્વના વૃદ્ધ કરતાં ઉત્તરનો (પછીથી જણાવેલો) શ્રેષ્ઠ છે. જેમ અવસ્થાવૃદ્ધ કરતાં જાતિવૃદ્ધ શ્રેષ્ઠ, તેના કરતાં આશ્રમવૃદ્ધ શ્રેષ્ઠ ઇત્યાદિ. એ કર્મ ગ્રહણ, એકાદશી વગેરે નિમિત્તથી કરવાનાં હોય છે, માટે નૈમિત્તિક કહેવાય છે.

(૪) **નિત્યકર્મ**—જે કર્મ ન કરવાથી પાપ થાય, કરવાથી પુણ્ય-પાપ કાંઈ થાય નહિ, તથા જે હમેશાં જ કરવાની આજ્ઞા વેદે કરી હોય, તે 'નિત્યકર્મ' કહેવાય છે. જેમ સ્નાન, સંધ્યા વગેરે. આ રીતે ચાર પ્રકારનાં વિહિત કર્મ અને એક નિષિદ્ધ કર્મ મળીને પાંચ પ્રકારનાં કર્મ છે.

### મુમુક્ષુએ નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત્ત કર્મ કરવાં

મોક્ષની ઇચ્છાવાળાએ કામ્ય અને નિષિદ્ધ કર્મ કરવાં નહિ; કેમ કે કામ્ય કર્મથી ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે અને નિષિદ્ધ કર્મથી નીચા લોકની પ્રાપ્તિ થાય છે; માટે એ બન્ને કર્મ છોડીને નિત્યકર્મ સદા કરવાં; તથા જ્યારે નૈમિત્તિક કર્મનો પ્રસંગ આવે, ત્યારે નૈમિત્તિક કર્મ પણ કરવાં; કેમ કે નિત્ય અને નૈમિત્તિક કર્મ કરે નહિ તો પાપ થાય, તેથી નીચ યોનિમાં જવું પડે, માટે તે પાપને રોકવા નિત્ય, નૈમિત્તિક કર્મ તો કરવાં જ; કેમ કે નિત્ય અને નૈમિત્તિક કર્મનું બીજું કોઈ તો ફળ નથી, પણ તે કર્મ ન કરવાથી પાપ થવાનું તે ન થાય, એ જ ફળ છે; માટે મુમુક્ષુએ નિત્ય, નૈમિત્તિક કર્મ અવશ્ય કરવાં.

અને જો કદાચિત્ પ્રમાદથી નિષિદ્ધ કર્મ થઈ જાય, તો તેનો દોષ દૂર કરવાને મુમુક્ષુએ પ્રાયશ્ચિત્ત કર્મ પણ કરવું. જો નિષિદ્ધ કર્મ ન કર્યું હોય, તો પણ જન્માંતરનું જે પાપ છે, તેને દૂર કરવા માટે પણ પ્રાયશ્ચિત્ત કર્મ કરવું.

## પ્રાયશ્ચિત્ત કર્મના પ્રકાર

પ્રાયશ્ચિત્ત કર્મ બે પ્રકારનાં છેઃ (૧) અસાધારણ પ્રાયશ્ચિત્ત અને (૨) સાધારણ પ્રાયશ્ચિત્ત.

**(૧) અસાધારણ પ્રાયશ્ચિત્ત**—કોઈ પણ ખાસ પાપ દૂર કરવાને શાસ્ત્રે જે કર્મનું વિધાન કર્યું હોય, તેને 'અસાધારણ પ્રાયશ્ચિત્ત' કહે છે. જેમ પાછળ કહ્યું છે તેમ-યતિએ દ્રવ્ય લીધું હોય, તો તે દ્રવ્યનો ત્યાગ કરીને ત્રણ ઉપવાસ કરવા ઇ૦.

**(૨) સાધારણ પ્રાયશ્ચિત્ત**—સર્વ પાપ દૂર કરવાને શાસ્ત્રે વિધાન કરેલું કર્મ તે 'સાધારણ પ્રાયશ્ચિત્ત' કહેવાય. જેમ ગંગાસ્નાન, ઈશ્વરના નામનું ઉચ્ચારણ વગેરે.

(૧) જે પાપ જાણવામાં હોય, તેનો નાશ અસાધારણ પ્રાયશ્ચિત્તથી થાય છે.

(૨) જે જન્માંતરનું અજ્ઞાત પાપ છે, તેને દૂર કરવા માટે સાધારણ પ્રાયશ્ચિત્ત કરવું; કેમ કે—

(૧) જે પાપનો નાશ કરવા માટે શાસ્ત્રે જે પ્રાયશ્ચિત્તનું વિધાન કર્યું છે, તે પાપ તે પ્રાયશ્ચિત્તથી દૂર થાય છે, બીજું પાપ દૂર થતું નથી; માટે જાણેલાં પાપ માટે તો શાસ્ત્રોક્ત અસાધારણ પ્રાયશ્ચિત્ત કરવું.

(૨) પણ જન્માંતરનાં પાપનું એવું જ્ઞાન હોતું નથી, કે કઈ જાતનું પાપ છે ને તે કયા પ્રાયશ્ચિત્તથી દૂર થઈ શકે? માટે એવે સ્થળે સાધારણ પ્રાયશ્ચિત્ત કરવું.

### મુમુક્ષુએ સાધારણ પ્રાયશ્ચિત્ત કામનારહિત થઈને કરવું

**વાદી**—સાધારણ પ્રાયશ્ચિત્તથી સર્વ અજ્ઞાત પાપ દૂર થાય છે એ વાત ખરી; પણ ગંગાસ્નાનાદિક સાધારણ પ્રાયશ્ચિત્ત કેવળ પ્રાયશ્ચિત્ત કર્મ જ નથી, પણ તે કામ્ય કર્મ પણ છે; કેમ કે ગંગાસ્નાનથી તથા ઈશ્વરનામોચ્ચારણથી ઉત્તમ લોકની પ્રાપ્તિ શાસ્ત્રમાં કહી છે; તેથી તે કામ્ય રૂપ છે અને તે પાપનાં નાશક હોવાથી પ્રાયશ્ચિત્ત પણ છે.

જેમ અશ્વમેધ-યજ્ઞ બ્રહ્મહત્યાદિ પાપનો નાશક છે અને સ્વર્ગની પ્રાપ્તિ રૂપ ફળનો હેતુ પણ છે, તેવાં જ ગંગાસ્નાનાદિક છે, પણ ગંગાસ્નાનાદિકથી ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે, તે તો મુમુક્ષુને ઇષ્ટ નથી. જેમને ઉત્તમ લોકપ્રાપ્તિની ઇચ્છા છે, તેમને તો ગંગાસ્નાન પાપનાશ કરીને ઉત્તમ લોકની પ્રાપ્તિ કરી આપે છે, પણ જેમને ઉત્તમ લોકની કામના નથી, તેમના તો કેવળ પાપનો જ નાશ કરે છે; માટે ગંગાસ્નાનાદિક કામના સહિત કર્યાં હોય, તો કામ્યરૂપ પ્રાયશ્ચિત્ત છે, અને કામનારહિત કર્યાં હોય, તો કેવળ પ્રાયશ્ચિત્ત છે.

જેમ વેદાન્ત મતમાં બધાં જ કર્મ સકામ મનુષ્યને જન્મમરણરૂપ સંસાર આપનારાં થાય છે, પણ નિષ્કામ મનુષ્યને અંતઃકરણની શુદ્ધિ કરીને મોક્ષ આપે છે, એમ માનેલું છે; તે જ પ્રમાણે ગંગાસ્નાનાદિક સકામ મનુષ્યને કામ્ય પ્રાયશ્ચિત્ત છે અને નિષ્કામ મનુષ્યને કેવળ પ્રાયશ્ચિત્ત છે; માટે મુમુક્ષુએ સાધારણ પ્રાયશ્ચિત્તકર્મ કરવું.

એ રીતે જન્માતરના તમામ પાપનો જ્ઞાન વિના કર્મથી પણ નાશ થઇ શકે છે

## નિષ્કામ કર્મ ફળ આપતાં નથી

વાદી—જન્માતરમા (એટલે પાછના જન્મોના) પાપકર્મનો જેમ પ્રાયશ્ચિત્તથી વિનાશ થાય છે, તેમ મુમુક્ષુએ પાછના જન્મમા કરેના કામ્યકર્મ પણ વાઝણી સ્ત્રીની પેરે ફળ આપતા નથી કેમ કે જેમ વેદાત મતમા કર્મ કરતી વખતે કરનારની ઇચ્છા એ ફળનો હેતુ માનેની છે એટલે ઇચ્છા સહિત કરેનુ કર્મ સ્વર્ગાદિ ફળ આપે છે, પણ નિ કામભાવે કરેનુ કર્મ સ્વર્ગાદિ ફળ આપતુ નથી, એવો સિદ્ધાત છે, તેમ અમારા એક ભવિકમનમા કર્મની સિદ્ધિ થયા પછી પણ પુરુષની ઇચ્છા જ ફળનો હેતુ છે પણ જે વખતે એ કર્મ કરનારો પુરુષ મુમુક્ષુ થાય છે, તે જ વખતે એ ફળની ઇચ્છા દૂર થઈ જાય છે માટે જન્માતરમા કરેના કામ્ય કર્મ પણ ફળના હેતુ નથી, ફળ આપતા નથી જેમ કોઈ માણસે ધનપ્રાપ્તિની ઇચ્છાથી કોઈ ધનવાન માણસની નોકરી કરી હોય અને તે નોકરી પૂરી થઈ ગયા પછી પણ જો નોકરમાણસની ધનની ઇચ્છા દૂર થઈ જાય તો તેને નોકરી કર્યા છતા પણ ધનની પ્રાપ્તિ થતી નથી એ જ રીતે પૂર્વજન્મના કામ્ય કર્મનું ફળ પણ મુમુક્ષુને તે ફળની ઇચ્છા નહિ હોવાથી મળતું નથી એ રીતે કેવળ કર્મથી પણ મોક્ષ થાય છે

### કર્મથી મોક્ષ મળવાના પ્રકાર

વાદી—(૧) મુમુક્ષુ મનુષ્યને સ્વર્ગાદિ લોકમા જવાની ઇચ્છા હોતી નથી માટે તે વર્તમાન જન્મમા કામ્ય અને નિષિદ્ધ કર્મ કરતો નથી પૂર્વજન્મના જે કામ્ય અને નિષિદ્ધ કર્મથી પ્રારબ્ધ રૂપે વર્તમાન શરીર મળ્યુ હોય છે, તે પ્રારબ્ધનો ભોગથી નાશ થાય છે નિત્ય અને નૈમિત્તિ કર્મ ન કરવાથી પાપ ઉત્પન્ન થાય છે પણ મુમુક્ષુ નિત્ય નૈમિત્તિક કર્મ કરતો રહે છે એટલે પાપ ઉત્પન્ન થતુ નથી જન્માતરનુ સચિત જે નિષિદ્ધ કર્મ છે તેનો સાધારણ પ્રાયશ્ચિત્તથી નાશ થાય છે જન્માતરનુ સચિત જે કામ્ય કર્મ છે તેના ફળની મુમુક્ષુને ઇચ્છા ન હોવાથી તે ફળ આપતુ નથી માટે મુમુક્ષુએ નિત્ય, નૈમિત્તિક અને સાધારણ પ્રાયશ્ચિત્ત એટના કર્મ કરવા અને જો વર્તમાન

(૨) અથવા—સાધારણ અને અસાધારણ પ્રાયશ્ચિત્ત કર્મ કરતા મુમુક્ષુને બહુ શ્રમ જેવુ લાગતુ હોય તો તેણે એકલા નિત્ય નૈમિત્તિક કર્મ જ કરવા— પ્રાયશ્ચિત્ત કર્મ ન કરવા કેમ કે મુમુક્ષુના સચિત નિષિદ્ધ કર્મ અને કામ્ય કર્મનો નાશ થઈ જાય છે જેમ વેદાત મતમા જ્ઞાનીના સચિત કર્મનો નાશ માનેલો છે, તે જ પ્રમાણે એક ભવિકમતમા પણ નિષિદ્ધ તથા કામ્ય કર્મને છોડીને નિત્ય નૈમિત્તિક કર્મ કરનાર મુમુક્ષુના પણ સચિત કર્મનો નાશ થાય છે એમ માનેલુ છે

(૩) એમ છતા કોઈને લાગતુ હોય, કે કોઈ પણ કર્મ ભોગવ્યા વિના નાશ થતુ નથી, એવો શાસ્ત્રનો સિદ્ધાત છે, માટે સચિત કર્મ પણ ભોગવવા

જ પડશે અને તેને માટે મુમુક્ષુને પણ નવો જન્મ ધારણ કરવો પડશે. એ વાત કબૂલ રાખીએ, તો પૂર્વના કામ્ય અને નિષિદ્ધ એવા બધા સંચિત કર્મ મળીને એક જન્મ આપશે, અર્થાત્ મુમુક્ષુને એક જન્મ વધારે લેવો પડશે, પણ તે પછી તો મોક્ષ જ થશે

(૪) કોઈ કહેશે, કે અનંત જન્મના સંચિત ફળ એક જ જન્મમા ભોગવાઈ જાય, એમ શી રીતે બને ? એ શંકા ખરી માનીએ, તો તેનો ખુલાસો આ રીતે કરીશું યોગી પોતે એક છતા પોતાની યોગસિદ્ધિથી એક જ વખતે અનેક શરીરો ધારણ કરી અનેક ભોગો ભોગવી શકે છે (યોગીના આવા) અનેક શરીરોને 'કાયવ્યૂહ' કહે છે ) એ રીતે મુમુક્ષુના સંચિત કર્મો પણ એક જ વખતે તેને અનેક શરીરો આપીને પુણ્યપાપ રૂપ સંચિત કર્મો ભોગવાવશે અને એ રીતે સંચિત કર્મોનો ક્ષય થવાથી એક જન્મ પછી તે મોક્ષ પામશે.

(૫) કોઈ કહેશે, કે અનંત જન્મના સંચિત પાપકર્મો ભોગવવાને એક જ વખતે અનંત શરીર ધારણ કરવા પડે, એવા ભયથી કોઈ મુમુક્ષુ આ મતમા પ્રવૃત્ત થશે નહિ, તો તે ભય દૂર કરવાને અમે (એક ભવિકવાદી) કહીએ છીએ, કે મુમુક્ષુ જે નિત્ય અને નૈમિત્તિક કર્મ કરવામા ક્લેશ સહન કરે છે, તે જ પૂર્વજન્મોના સંચિત નિષિદ્ધ કર્મનું ફળ છે માટે જન્માતરનું સંચિત નિષિદ્ધ કર્મ તો દુ ખ ભોગવવા માટે નવો જન્મ આપશે નહિ હવે રહ્યું જન્માતરનુ સંચિત કામ્ય કર્મ એ સંચિત કામ્ય કર્મ એક જન્મમા અથવા એક કાળમા અનંત શરીરો ઉત્પન્ન કરે છે, માટે મુમુક્ષુને ઉત્તર જન્મમા લગાર પણ દુ ખ ભોગવવાનુ રહેશે નહિ—કેવળ સુખનો જ ભોગ પ્રાપ્ત થશે કેમ કે એ શરીર જન્માતરના સંચિત વિહિત કર્મથી થયેલુ છે અને સંચિત નિષિદ્ધ કર્મ તો નિત્ય, નૈમિત્તિક કર્મ કરવાનો ક્લેશ વેઠવાથી ભોગવાઈ ગયુ છે

આ રીતે પ્રાયશ્ચિત્ત કર્મ વિના કેવળ નિત્ય, નૈમિત્તિક કર્મ કરવાથી જ મોક્ષ થાય છે માટે મુમુક્ષુએ નૈમિત્તિ કર્મ ને વખતે નૈમિત્તિક કર્મ કરવુ અને નિત્ય કર્મ સદૈવ કરવુ આ મતને શાસ્ત્રમા એક ભવિકવાદ કહે છે, કેમ કે એક જ જન્મમા કર્મ રના વડે મોક્ષ આપે છે

### જ્ઞાન દ્વારા બંધ-નિવૃત્તિ એ ગ્રંથનું પ્રયોજન નથી

વાદી—બંધની નિવૃત્તિ એ ગ્રંથનુ પ્રયોજન સંભવતુ નથી, કેમ કે જે વસ્તુ બીજી કોઈ પ્રકારે થાય નહિ તે વસ્તુ મુખ્ય પ્રયોજન કહેવાય છે જેમ રૂપનુ જ્ઞાન નેત્ર વિના થાય નહિ માટે પ્રયોજન રૂપજ્ઞાન કહેવાય છે, પણ બંધની નિવૃત્તિ તો ગ્રંથ સિવાય કર્મથી પણ થાય છે માટે બંધનિવૃત્તિ ગ્રંથનુ પ્રયોજન નથી

#### સંબંધ ખંડન

વાદી—અમારા મત પ્રમાણે ગ્રંથનો અધિકારી, વિષય અને પ્રયોજન ન હોવાથી તેમનો સંબંધ પણ હોઈ શકે નહિ જેમ—

(૧) વિષય ન હોવાથી ગ્રંથનો અને વિષયનો પ્રતિપાદ્ય-પ્રતિપાદકભાવ

સંબંધ બને નહિ.

( ૨ ) અધિકારી અને પ્રયોજન ( ફળ ) ન હોવાથી તેમનો પ્રાપ્ય–પ્રાપકભાવ સંબંધ બને નહિ.

( ૩ ) અધિકારી ન હોવાથી તેનો અને વિચારનો કર્તૃ–કર્તવ્યભાવ સંબંધ બને નહિ.

( ૪ ) જ્ઞાન નિષ્ફળ હોવાથી ગ્રંથનો અને જ્ઞાનનો જન્ય–જનકભાવ સંબંધ બને નહિ. જે વસ્તુ ફળવાન હોય તે જન્ય કહેવાય છે. પાછળ એક ભવિક-વાદમાં કહ્યા પ્રમાણે જ્ઞાન સફળ નથી.

( ૫ ) જ્ઞાનના સ્વરૂપનો પણ અભાવ છે, માટે જ્ઞાનનો અને ગ્રંથનો સંબંધ બને નહિ; કેમ કે સિદ્ધાંતમાં જીવ અને બ્રહ્મના અભેદનિશ્ચયનું નામ જ્ઞાન છે. એવો અભેદ નિશ્ચય સંભવી શકતો નથી; કેમ કે જીવબ્રહ્મનો અભેદ છે જ નહિ. એ વાત પાછળ વિષયના નિરાકરણમાં પ્રતિપાદન કરી છે.

આ રીતે અધિકારી આદિક અનુબંધના અભાવથી ગ્રંથનો આરંભ બનતો નથી.

## પૂર્વપક્ષીના ક્રમથી ઉત્તર

### અધિકારી મંડન

### કારણ સહિત જગતની નિવૃત્તિ રૂપ મોક્ષના પ્રથમ અંશની ઇચ્છા સંભવે છે

પૂર્વપક્ષીએ પ્રથમ કહ્યું છે, કે–' મોક્ષની ઇચ્છા થવી કોઈને સંભવતી નથી, કેમ કે મોક્ષના બે અંશ છે : ( ૧ ) એક તો કારણ સહિત જગતની નિવૃત્તિ એ મોક્ષનો પ્રથમ અંશ છે; અને ( ૨ ) બીજો અંશ બ્રહ્મની પ્રાપ્તિ છે. '

' તેમાંથી કારણ સહિત જગતની નિવૃત્તિ રૂપ મોક્ષના પ્રથમ અંશની ઇચ્છા કોઈને હોતી નથી, પણ ત્રણ પ્રકારનાં દુ:ખની નિવૃત્તિની ઇચ્છા સર્વ પુરુષોને હોય છે. એ દુ:ખની નિવૃત્તિ પોતપોતાના ઉપાયથી થઈ જાય છે; માટે મૂળ સહિત જગતની નિવૃત્તિની ઇચ્છાવાળો મુમુક્ષુ અધિકારી સંભવતો નથી. '

પૂર્વપક્ષીએ કરેલા એવા પૂર્વપક્ષના સમાધાન માટે કહે છે, કે–

**दोहा—मूलसहित 'जगहानि' विन, व्है न त्रिविध दुःखध्वंस ।**
**यातें जन चाहत सकल, प्रथम मोक्षको अंस ॥ ९ ॥**

*જગતના કારણ રૂપ અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિ થયા વિના* ત્રણ પ્રકારનાં દુઃખનો નાશ થતો નથી; માટે સઘળા લોકો મોક્ષના પહેલા અંશ ( જે કારણ સહિત જગતની નિવૃત્તિ તે )ને ચાહે છે. ૯

ટીકા—અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિ થયા વિના ત્રણ પ્રકારનાં દુ:ખનો બીજા ઉપાયોથી નાશ થતો નથી, પણ મૂળ અવિદ્યાના નાશથી સર્વ દુઃખ, દુઃખનું કારણ રાગાદિ અને રાગાદિનો આશ્રય શરીરાદિ–એ સર્વનો નાશ થાય છે; તેથી ત્રિવિધ દુઃખના નાશ માટે કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષના

પ્રથમ અશની મદુ મનુષ્યો ઇચ્છા કરે છે અમારા કહેવાનુ તાત્પર્ય એ છે, કે જે લોકો ઔષધાદિક ઉપાયો કરવા સમર્થ છે, તેમના દુખ પણ ઔષધાદિકથી નિયમપૂર્વક નાશ થતા નથી, કોઈકનુ દુખ ઔષધાદિકથી મટે છે. કોઈકનું નથી પણ મટતુ માટે ઔષધાદિ ઉપાયોથી રોગાદિ દુખ મટશે જ, એવો નિયમ થઈ શકે નહિ. વળી જેમનુ દુખ ઔષધાદિ ઉપાયથી મટે છે, તેમનુ દુખ પણ ફરી નહિ જ થાય, એવી કાઈ જામીનગીરી નથી, અર્થાત્ ઔષધાદિક ઉપાયોથી દુખની આત્યતિક (ફરીને દુખ ન ઉપજે એવી રીતે) નિવૃત્તિ થતી નથી ઔષધાદિક ઉપાયોથી દુખની નિવૃત્તિ નિયમે કરીને થતી નથી, પણ નિવૃત્ત થયેલા દુખની ફરી પણ ઉત્પત્તિ થાય છે, માટે તે ઉપયોગી દુખની અત્યંત નિવૃત્તિ થાય નહિ.

### બ્રહ્મ એ જ સુખ રૂપ છે, બીજું બધું દુ:ખ રૂપ છે: એ વિષે નારદ અને સનત્કુમારનો સંવાદ

ખરી વાત તો એ છે, કે દુખના બધા સાધનોનો નાશ થાય, તો જ બધા દુખ નિયમપૂર્વક નાશ પામે, અને ફરી ઉત્પન્ન થાય નહિ; માટે દુખની નિવૃત્તિના હેતુથી દુખના સાધનની નિવૃત્તિની ઇચ્છા સર્વને થાય છે એ દુખનુ સાધન અજ્ઞાન અને અજ્ઞાનનું કાર્ય—આ જગત છે આ વાત છાદોગ્ય ઉપનિષદમા *ભૂમાવિદ્યામા પ્રસિદ્ધ છે તે વાત આવી છે

એક વખત નારદ સનત્કુમાર પાસે ગયા અને કહ્યુ, કે 'હે ભગવન્' જે માણસ આત્મજ્ઞાની છે, તેમને શોક થતો નથી પણ મને તો શોક થાય છે. તેથી હુ અજ્ઞાની છુ, માટે મને એવો ઉપદેશ કરો, કે જેથી મારુ અજ્ઞાન દૂર થાય '

ત્યારે સનત્કુમારે કહ્યુ —' હે નારદ ' ભૂમા (બ્રહ્મ) શોક રહિત છે સુખ રૂપ છે અલ્પમા સુખ નથી, તેથી અલ્પ દુખ રૂપ છે '

આ રીતે જે વસ્તુ અલ્પ હોય, તે બધી વસ્તુ દુખનું સાધન છે અજ્ઞાન અને તેનુ કાર્ય જગતકલ્પિત છે અને અલ્પ છે, માટે દુખનુ સાધન છે જો અજ્ઞાન અને તેના કાર્યરૂપ જગતની નિવૃત્તિ થાય, તો બધા દુખની પણ નિવૃત્તિ થાય, માટે સમગ્ર દુખની નિવૃત્તિ માટે અજ્ઞાન અને તેના કાર્ય રૂપ જગતની નિવૃત્તિની ઇચ્છા વિવેકી પુરુષો કરે, એમા કાઈ અસભવિત નથી, માટે સઘળા દુખના નાશ માટે અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિ રૂપ મોક્ષના પ્રથમ અશની ઇચ્છા સભવે છે

### બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છા સભવે છે

વળી પૂર્વપક્ષીએ કહ્યુ છે, કે 'જે વસ્તુનો અનુભવ કર્યો હોય, તેની પ્રાપ્તિની ઇચ્છા થાય છે બ્રહ્મનો અનુભવ કોઈએ કર્યો નથી માટે બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષના બીજા અશની ઇચ્છા કોઈને થાય નહિ ' તેના સમાધાન માટે કહે છે, કે

* ભૂમા એવુ નામ 'બ્રહ્મ'નુ છે અને તે પરિપૂર્ણ છે

दोहा—किय अनुभव सुखको सबहि, ब्रह्म सुन्यो सुखरूप ।
ब्रह्मप्राप्ति या हेतु तैं, चहत विवेकी भूप ॥ १० ॥

સર્વ માણસોએ સુખનો અનુભવ તો કર્યો હોય છે, માટે સુખની ઇચ્છા સર્વને થાય છે અને 'બ્રહ્મ નિત્ય સુખસ્વરૂપ છે' એવું સત્ શાસ્ત્રોમાં સાંભળ્યું છે, માટે વિવેકી પુરુષો બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છા કરે છે. ૧૦

दोहा—केवल सुख सबजन चहैं, नहीं विषयकी चाह ।
अधिकारी यातें बनै, व्है जु विवेकी नाह ॥ ११ ॥

સર્વ લોકો કેવળ સુખ જ ઇચ્છે છે, વિષયો કોઈ ઇચ્છતું નથી, માટે જે મનુષ્ય ઉત્તમ વિવેકી હોય, તે આ ગ્રંથનો અધિકારી હોઈ શકે છે. ૧૧

ટીકા:

**સિદ્ધાંતી**—તમે કહો છો, કે 'સઘળા માણસ વિષયસુખની ઇચ્છા કરે છે, તે વિષયસુખ મોક્ષમાં મળતું નથી પણ જગતમાં મળે છે, માટે મોક્ષની ઇચ્છાવાળો અધિકારી ન હોવાથી ગ્રંથનો આરંભ નિષ્ફળ છે' હવે તમને પૂછવાનું, કે—

(૧) કોઈ જ મુમુક્ષુ નથી કે (૨) મુમુક્ષુ તો છે, પણ તેની ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી?

**વાદી**—મુમુક્ષુ નથી

**સિદ્ધાંતી**—એ વાત ખોટી છે, કેમ કે સઘળા માણસો સર્વ દુઃખનો નાશ અને નિત્યસુખની પ્રાપ્તિ ઇચ્છે છે, માટે સર્વ કોઈ મુમુક્ષુ છે

**વાદી**—પણ મેં કહ્યું છે, કે બધા માણસો વિષયસુખ ઇચ્છે છે

**સિદ્ધાંતી**—એમ નથી, સુખમાત્ર ઇચ્છે છે એમ કહેવું જોઈએ પછી તે સુખ વિષયમાંથી મળતું હોય કે વિષય વિના મળતું હોય જો વિષયથી મળતું સુખ જ બધા ઇચ્છતા હોય, તો સુષુપ્તિ(સુખનિદ્રા)ની ઇચ્છા કોઈને નહિ થવી જોઈએ, કેમ કે સુષુપ્તિનું સુખ વિષયજન્ય નથી માટે સૌ વિષયજન્ય સુખ ઇચ્છે છે, એમ ન કહેતાં સુખમાત્ર ઇચ્છે છે, એમ જ કહેવું યોગ્ય છે ખરું પૂછો તો બધા આત્મસુખની ઇચ્છા કરે છે, વિષયજન્ય સુખની ઇચ્છા કરતા નથી કારણ કે સઘળા માણસોને ઓછુંવધતું વિષયસુખ તો પ્રાપ્ત જ છે પણ તેઓ હમેશાં એવી ઇચ્છા કર્યાં કરે છે, કે 'અમને એવું સુખ પ્રાપ્ત થાઓ, કે જેનો કદી નાશ થાય નહિ' એવું સુખ તો આત્મસ્વરૂપમોક્ષ છે અને તેને બધા ઇચ્છે છે માટે બધા જ મુમુક્ષુ છે તમે કહ્યું કે કોઈ જ મુમુક્ષુ નથી, એ વાત સંભવતી નથી

**ગ્રંથારંભ સફળ છે; કેમ કે ગ્રંથથી જ્ઞાન અને જ્ઞાનથી મોક્ષ મળે છે**

**વાદી**—બધા જ મુમુક્ષુ છે, એ તમે સાબીત કર્યું તોપણ હજી એક

શંકા છે કે મુમુક્ષુ તો છે, પણ તેમની ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી; માટે ગ્રંથારંભ નિષ્ફળ છે.

**સિદ્ધાંતી**—(૧) ગ્રંથ મોક્ષનું સાધન નથી, માટે ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી; અથવા (૨) ગ્રંથથી બીજું પણ કોઈ સાધન છે, કે જેમાં પ્રવૃત્તિ થવાથી ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી? અથવા (૩) જે શમાદિથી ગ્રંથનો અધિકાર પ્રાપ્ત થાય છે તે શમાદિવાળો જ્ઞાનને યોગ્ય કોઈ અધિકારી નથી; તેથી ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી?

**વાદી**—ગ્રંથ મોક્ષનું સાધન નથી.

**સિદ્ધાંતી**—એ વાત ખોટી છે, કેમ કે 'મોક્ષ જ્ઞાનથી નિયમે કરીને થાય છે' એવો વેદનો સિદ્ધાંત છે. એ જ્ઞાન શ્રવણથી થાય છે. શ્રવણ બે પ્રકારનાં છે:

(૧) વેદાંત વાક્યોનો શ્રોત્ર સાથે સંબંધ
(૨) વેદાંત વાક્યોનો વિચાર

તેમાં જ્ઞાનનો હેતુ પ્રથમ શ્રવણ છે, બીજું નહિ; કેમ કે જે જ્ઞાન શબ્દથી થાય છે, તેમાં શબ્દનો ઇંદ્રિયની સાથે સંયોગ જ સર્વત્ર હેતુ છે. માટે વેદાંત વાક્યના અને શ્રોત્રના સંયોગરૂપ પ્રથમ શ્રવણ બ્રહ્મજ્ઞાનનો હેતુ છે. આપણે પાછળ પ્રતિપાદન કરી ગયા છીએ, કે અવાંતર વાક્યનું શ્રવણ પરોક્ષ જ્ઞાનનો હેતુ છે અને મહાવાક્યનું શ્રવણ અપરોક્ષ જ્ઞાનનો હેતુ છે.

જેને જ્ઞાન થયા છતાં પણ અસંભાવના અને વિપરીત ભાવના રહેતી હોય, તેણે ઉપર કહેલું (૧) બીજા પ્રકારનું શ્રવણ (વેદાંત વાક્યોનો વિચાર) કરવું; વળી (૨) મનન કરવું અને (૩) નિદિધ્યાસન પણ કરવું.

### શ્રવણાદિનું ફળ

(૧) વેદાંત વાક્યના વિચારરૂપ શ્રવણથી વેદાંત વાક્યોમાં અસંભાવના દેખાતી હોય, તો તે દૂર થાય છે. વેદાંત વાક્યો બ્રહ્મનાં પ્રતિપાદક છે, કે બીજા અર્થનાં પ્રતિપાદક છે, એવા સંશયને વેદાંત વાક્યોની અસંભાવના કહે છે.

(૨) મનનથી પ્રમેયની અસંભાવના દૂર થાય છે. 'જીવબ્રહ્મની એકતા' એ વેદાંતનો પ્રમેય કહેવાય છે. જીવબ્રહ્મની એકતા સત્ય છે કે જીવબ્રહ્મનો ભેદ સત્ય છે? એવા સંશયને પ્રમેયની અસંભાવના કહે છે. મનનથી તે દૂર થાય છે.

(૩) નિદિધ્યાસનથી વિપરીત ભાવના દૂર થાય છે.

આ રીતે પહેલા પ્રકારનું શ્રવણ જ્ઞાન દ્વારા મોક્ષનો હેતુ છે; અને વિચારરૂપ બીજા પ્રકારનું શ્રવણ તથા મનન તથા નિદિધ્યાસન એ સંભાવના અને વિપરીત ભાવનાની નિવૃત્તિ દ્વારા મોક્ષનો હેતુ છે.

વેદાંત નામ ઉપનિષદનું છે. તે આ ગ્રંથથી ભિન્ન છે; તથાપિ તેના સમાન અર્થવાળાં ભાષાવાક્યો આ ગ્રંથમાં છે. તેના શ્રવણથી પણ જ્ઞાન થાય છે, એ વાત આગળ ત્રીજા તરંગમાં પ્રતિપાદન કરીશું.

આ રીતે જ્ઞાન દ્વારા ગ્રંથ મોક્ષનો હેતુ છે અને આ ગ્રંથ વિચારરૂપ

તથા મનનરૂપ છે; માટે અસંભાવના દોષની નિવૃત્તિ દ્વારા મોક્ષનો હેતુ છે; માટે ગ્રંથથી મોક્ષ થાય નહિ, એ કેવળ દુરાગ્રહ માત્ર છે.

### ભાષાગ્રંથની સફળતા

**વાદી**—ભલે ગ્રંથ મોક્ષનો હેતુ હોય, પણ ગ્રંથ સિવાય બીજા સાધનથી પણ મોક્ષ થાય છે, તો પછી ગ્રંથનું શું પ્રયોજન છે?

**સિદ્ધાંતી**—તે સાધન ક્યાં છે?

**વાદી**—ઉપનિષદ, સૂત્રભાષ્ય આદિક ઘણાક ગ્રંથો જીવબ્રહ્મની એકતા પ્રતિપાદન કરે છે; તેના જ્ઞાનથી પણ મોક્ષ થાય છે, ત્યારે આ પ્રાકૃત ગ્રંથનું શું પ્રયોજન?

**સિદ્ધાંતી**—એ વાત ખરી છે; તથાપિ જેમની બુદ્ધિ એ સંસ્કૃત ગ્રંથો સમજવા જેટલી સમર્થ નથી, તેમને તે ગ્રંથોથી જ્ઞાન થાય નહિ; માટે મંદબુદ્ધિને જ્ઞાન થવાને આ ભાષાગ્રંથ ઉપયોગી છે.

**વાદી**—ગ્રંથથી મોક્ષ થાય છે એ વાત ખરી; વળી સંસ્કૃત ગ્રંથોથી મંદબુદ્ધિને બોધ ન થાય, તેથી આ ગ્રંથ પણ ઉપયોગી થઈ શકે. મુમુક્ષુ પણ છે, તથાપિ ગ્રંથમાં પ્રવૃત્તિ થાય નહિ; કેમ કે વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સાધનવાળો અધિકારી દુર્લભ છે, માટે પોતાનામાં સાધનોનો અભાવ દેખીને ગ્રંથમાં પ્રવૃત્તિ કરે નહિ.

**સિદ્ધાંતી**—વારુ, ઘણા અધિકારી નથી? કે કોઈ જ અધિકારી નથી?

**વાદી**—ઘણા અધિકારી નથી.

**સિદ્ધાંતી**—તે તો અમારે પણ કબૂલ છે.

**વાદી**—અરે, કોઈ પણ જ્ઞાનને યોગ્ય અધિકારી નથી! એમ જ હું કહું છું.

**સિદ્ધાંતી**—એ વાત ખોટી છે; કેમ કે અંતઃકરણમાં ત્રણ દોષ હોય છે (૧) મળ, (૨) વિક્ષેપ, (૩) સ્વરૂપનું આવરણ.

(૧) મળ નામ પાપનું છે અને તે શુભ કર્મથી દૂર થાય છે.

(૨) વિક્ષેપ નામ ચંચળતાનું છે અને તે ઉપાસનાથી દૂર થાય છે.

(૩) આવરણ નામ અજ્ઞાનતાનું છે, અને તે જ્ઞાનથી દૂર થાય છે

હવે જેના અંતઃકરણમાં મળ અને વિક્ષેપદોષ છે, તેને કદાચ અધિકારી ન કહો તો તે સમજે છે, પણ આ જન્મમાં કે પૂર્વજન્મમાં શુભ કર્મ તથા ઉપાસના કરવા વડે જેના મળ અને વિક્ષેપદોષ દૂર થયા હોય, એવો માણસ જ્ઞાનને યોગ્ય અધિકારી હોઈ શકે, માટે તેની ગ્રંથમાં પ્રવૃત્તિ થાય છે, તેથી ગ્રંથનો આરંભ સફળ છે.

### પામર અને વિષયીનાં લક્ષણો

**વાદી**—પણ જગતમાં તો બધા જ વિષયસુખની ઇચ્છાવાળા દેખાય છે, અને વિષયસુખ મળે તો બીજું કાંઈ ઇચ્છતા જણાતા નથી આ ઉપરથી તમે કહો છો તેવું નિત્યસુખ કોઈ ઇચ્છતું નથી, એમ જ કહેવું જોઈએ.

**સિદ્ધાંતી**—એમ નથી; કેમ કે મનુષ્યો ચાર પ્રકારનાં છે: (૧) પામર-

(૨) વિષયી, (૩) જિજ્ઞાસુ, (૪) મુક્ત

**(૧) પામર**—આ લોકના નિષિદ્ધ*અને વિહિત+ભોગમાં આસક્ત એવો શાસ્ત્રના સંસ્કારથી રહિત પુરુષ હોય તેને 'પામર' કહીએ છીએ. એ પામર પણ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ, એમ ત્રણ પ્રકારના જોવામાં આવે છે.

**ક. ઉત્તમ પામર**—જે શાસ્ત્રવેત્તા હોવા છતાં પણ આ લોકના ભોગમાં આસક્ત હોય, તે ઉત્તમ પામર કહેવાય.

**ખ. મધ્યમ પામર**—જે પોતે શાસ્ત્ર જાણતો નથી અને બીજાના મુખથી સાંભળેલા શાસ્ત્રના અર્થ ઉપર વિશ્વાસ રાખતો નથી તથા આ લોકના જ ભોગમાં આસક્ત છે, તે મધ્યમ પામર કહેવાય.

**ગ. કનિષ્ઠ પામર**—જે બધી જ રીતે શાસ્ત્રના સંસ્કાર રહિત છે–શાસ્ત્રની બાબતમાં કાંઈ જ સમજતો નથી અને આ લોકના જ ભોગમાં આસક્ત છે, તે કનિષ્ઠ પામર કહેવાય.

**(૨) વિષયી**—જે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિષયોને ભોગવે છે તથા આ લોક તથા પરલોકના વિષયભોગની પ્રાપ્તિ માટે શાસ્ત્રમાં કહેલાં કર્મ કરે છે, તે 'વિષયી' કહેવાય છે.

એ વિષયી પણ ત્રણ પ્રકારના જોવામાં આવે છે —

**ક. ઉત્તમ વિષયી**—જે વૈકુંઠ અથવા બ્રહ્મલોકની ઇચ્છા મનમાં રાખીને સકામ ઉપાસનામાં પ્રવૃત્ત થાય છે, તેને ઉત્તમ વિષયી જાણવો.

**ખ. મધ્યમ વિષયી**—સ્વર્ગલોકના સુખની ઇચ્છા વડે સકામ કર્મ કરે, તે મધ્યમ વિષયી.

**ગ. કનિષ્ઠ વિષયી**—આ લોકના રાજ્યાદિ ભોગની ઇચ્છા વડે જે પુણ્યકર્મમાં પ્રવૃત્ત થાય છે, તે કનિષ્ઠ વિષયી.

## જિજ્ઞાસુ અને મુક્તનાં લક્ષણો

જે માણસને ઉત્તમ સંસ્કારથી સત્ શાસ્ત્રનું શ્રવણ થાય, તે માણસને આવો વિવેક થાય છે, કે

(૧) વિષયસુખ અનિત્ય છે. જેટલો વખત વિષયસુખ મળે છે, તે વખતે કોઈક દુઃખ તો અવશ્ય રહે છે જ, અને પરિણામે નાશવંત સુખ તે પણ દુઃખનો હેતુ છે, અને સુખભોગ વખતે પણ તેનો નાશ થશે એવો ભય રહે છે. તે પણ દુઃખ જ છે. એ રીતે વિષયસુખની ચારેપાસ દુઃખ જ વીંટાઈ રહેલું છે, માટે વિષયસુખ પણ ખરું જોતાં દુઃખરૂપ જ છે.

(૨) દુઃખની નિવૃત્તિ લૌકિક ઉપાયથી થતી જ નથી, કેમ કે જેઓ દુઃખની

* જે ભોગ ભોગવવાની કે કર્મ કરવાની શાસ્ત્રે ના પાડી હોય, તે 'નિષિદ્ધ' કહેવાય છે.

+ જે ભોગ ભોગવવાની કે કર્મ કરવાની શાસ્ત્રે રજા આપી હોય કે આજ્ઞા કરી હોય, તે 'વિહિત' કહેવાય છે.

નિવૃત્તિના ઉપાય કરે છે, તેમનાં પણ બધાં દુઃખ નિવૃત્ત થતાં નથી; કદાચ નિવૃત્ત થાય છે, તો પાછાં ફરી થઈ આવે છે.

(૩) જ્યાંસુધી શરીર છે, ત્યાંસુધી દુઃખની નિવૃત્તિ સંભવતી પણ નથી; કેમ કે શરીરમાત્ર પુણ્યપાપથી થયેલાં છે. તેમાં પણ 'મનુષ્યશરીર તો મિશ્રિત કર્મનું ફળ છે. એ પ્રસિદ્ધ જ છે.

### બધાં શરીરો મિશ્ર કર્મનાં ફળ છે

દેવનું શરીર પણ મિશ્રિત કર્મનું જ ફળ છે.

**વાદી**—દેવનું શરીર તો કેવળ પુણ્યનું ફળ હોવું જોઈએ.

**સિદ્ધાંતી**—જો એમ હોય, તો પોતાના કરતાં બીજા દેવોનું વધારે ઐશ્વર્ય જોઈને દેવોના મનમાં જે પરિતાપ થાય છે તે ન થવો જોઈએ. બધા દેવોમ મુખ્ય દેવ જે ઇંદ્ર, તેને પણ અનેક દૈત્યદાનવના ભયથી દુઃખ થયું છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. જો દેવનું શરીર એકલા પુણ્યથી જ રચાયું હોત, તો દેવોને દુ:ખ ન થવું જોઈએ; માટે દેવોનું શરીર પણ પુણ્યપાપ બંનેનું ફળ છે.

**વાદી**—પણ શ્રુતિમાં કહ્યું છે, કે 'દેવો પાપ રહિત છે' તેનો શો અભિપ્રાય છે?

**સિદ્ધાંતી**—એ શ્રુતિનો અભિપ્રાય એવો છે, કે કર્મનો અધિકાર કેવળ મનુષ્યશરીરમાં છે, બીજામાં નથી; માટે દેવશરીર વડે કરેલું જે શુભ કે અશુભ કર્મ, તેનું ફળ દેવને થાય નહિ પણ દેવશરીર મળતાં પહેલાંના પૂર્વના શરીરમાં કરેલું જે શુભ કે અશુભ કર્મ, તેનું ફળ તો દેવશરીરમાં હોવું જ જોઈએ. આ રીતે દેવશરીર મિશ્રિત કર્મનું ફળ છે.

તિર્યક* પશુપક્ષીનું શરીર પણ મિશ્રિત કર્મનું ફળ છે; કેમ કે તેમને જે પ્રસિદ્ધ દુઃખ જોવામાં આવે છે, તે તો પાપનું ફળ છે, અને મૈથુનાદિકનું સુખ છે, તે પુણ્યનું ફળ છે.

આ રીતે બધાં શરીર પુણ્ય અને પાપથી બનેલાં છે. તેમાં પણ કોઈક શરીર તો થોડા પાપથી અને અધિક પુણ્યથી રચાયેલાં છે. જેવાં કે દેવનાં શરીર. પાપ અલ્પ અને પુણ્ય અધિક હોવાથી દેવનાં શરીર પુણ્યથી રચેલાં કહેવામાં આવે છે. જેમ જે ગામમાં ઘણા બ્રાહ્મણ રહેતા હોય, તેને બ્રાહ્મણનું ગામ કહે છે તેની પેઠે. ખરું જોતાં દેવનું શરીર પણ કેવળ પુણ્યનું ફળ નથી–થોડું પણ પાપ તેમાં ભળેલું છે.

તિર્યક પશુપક્ષીનું શરીર અધિક પાપ અને અલ્પ પુણ્યથી રચાયેલું છે. ઉત્તમ મનુષ્યોનાં શરીર દેવની પેઠે વિશેષ પુણ્યના ફળરૂપ છે અને અધમ મનુષ્યોનાં શરીર તિર્યક પ્રાણીની પેઠે ન્યૂન પુણ્યના ફળરૂપ છે, એમ જાણવું.

આ રીતે બધાં જ શરીર પુણ્યપાપથી રચાયેલાં છે અને પાપનું ફળ દુઃખ છે; માટે શરીર રહે ત્યાંસુધી દુઃખની નિવૃત્તિ થાય જ નહિ.

---

* જે પેટે ચાલે તે 'તિર્યક' કહેવાય છે. પાંખોથી ઊડે તે પક્ષી અને ચાર પગે ચાલે તે પશુ કહેવાય છે. કોઈ વખત પશુપક્ષી વગેરેને પણ તિર્યક કહે છે.

## મિથ્ય કર્મફળ રૂપ શરીરો નિવૃત્ત થવાનો ઉપાય

વાદી—ત્યારે એ શરીર ક્યારે નિવૃત્ત થાય?

**સિદ્ધાંતી**—શરીર એ ધર્મ અને અધર્મનું ફળ છે, માટે ધર્મ અને અધર્મની નિવૃત્તિ થયા વિના શરીરની નિવૃત્તિ થાય નહિ. કદાચ વર્તમાન શરીર નિવૃત્ત થાય, તોપણ બાકી રહેલા ધર્મ-અધર્મ વડે બીજું શરીર અવશ્ય થવાનું.

વાદી—ત્યારે એ ધર્મ કે અધર્મ (પુણ્ય-પાપ) શી રીતે દૂર થાય?

**સિદ્ધાંતી**—(૧) એ પુણ્ય-પાપ રાગદ્વેષનો નાશ થયા વિના દૂર થાય નહિ. કદાચ વર્તમાન પુણ્ય-પાપનાં ફળ ભોગવી છૂટવાથી તે નિવૃત્ત થાય તથાપિ રાગદ્વેષથી બીજાં પુણ્ય-પાપ થવાનાં; માટે રાગદ્વેષની નિવૃત્તિ થાય ત્યારે જ પુણ્ય-પાપ દૂર થાય.

(૨) તે રાગદ્વેષની ઉત્પત્તિ અનુકૂળ-પ્રતિકૂળ જ્ઞાનથી થાય છે એટલે જેના સંબંધી અનુકૂળ જ્ઞાન હોય, તેના ઉપર રાગ થાય છે અને જેના સંબંધી પ્રતિકૂળ જ્ઞાન હોય, તેના ઉપર દ્વેષ થાય છે, માટે અનુકૂળ-પ્રતિકૂળ જ્ઞાનની નિવૃત્તિ થયા વિના રાગદ્વેષ મટે નહિ.

તે અનુકૂળ-પ્રતિકૂળ જ્ઞાન ભેદજ્ઞાનથી થાય છે, એટલે જે વસ્તુને પોતાના સ્વરૂપથી જુદી જાણે, તેને વિષે અનુકૂળ કે પ્રતિકૂળ જ્ઞાન થાય છે, પોતાના સ્વરૂપમાં કોઈને અનુકૂળ કે પ્રતિકૂળ જ્ઞાન થતું નથી. સુખના સાધનનું નામ અનુકૂળ છે અને દુઃખના સાધનનું નામ પ્રતિકૂળ છે.

પોતાનું સ્વરૂપ સુખનું કે દુઃખનું 'સાધન' નથી—જો કે તે સુખરૂપ છે, પણ સુખનું 'સાધન' નથી, માટે જે વસ્તુને સ્વરૂપથી ભિન્ન જાણી છે, તેને વિષે અનુકૂળ-પ્રતિકૂળ જ્ઞાન થાય છે, આ રીતે પદાર્થોમાં પોતાના સ્વરૂપથી જે ભેદજ્ઞાન, એ જ અનુકૂળ જ્ઞાન અને પ્રતિકૂળ જ્ઞાનનો હેતુ છે, માટે તે ભેદ જ્ઞાનની નિવૃત્તિ વિના અનુકૂળ-પ્રતિકૂળ જ્ઞાનની નિવૃત્તિ થાય નહિ.

એ ભેદજ્ઞાન અવિદ્યાથી ઉત્પન્ન થયેલું છે, કેમ કે સંપૂર્ણ જગત અને તે જગતનું જ્ઞાન, સ્વરૂપના અજ્ઞાનકાળમાં છે—એટલે જ્યાંસુધી સ્વરૂપનું અજ્ઞાન હોય ત્યાંસુધી સઘળું જગત અને તેનું જ્ઞાન રહેવાનું જ—એવો સંપૂર્ણ વેદ અને શાસ્ત્રનો ઢંઢેરો છે, એ રીતે સંપૂર્ણ દુઃખનો હેતુ સ્વરૂપનું અજ્ઞાન છે. સ્વરૂપનું એ અજ્ઞાન સ્વરૂપના જ્ઞાન વિના દૂર થાય નહિ, કેમ કે જે વસ્તુનું અજ્ઞાન હોય, તે તેના જ્ઞાનથી જ દૂર થાય છે. જેમ દોરડીનું અજ્ઞાન દોરડીના જ્ઞાનથી દૂર થાય છે, બીજાથી થતું નથી, માટે સ્વરૂપનું જ્ઞાન જ અજ્ઞાન દૂર કરીને દુઃખની નિવૃત્તિ કરે છે.

વળી સ્વરૂપજ્ઞાનથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. તે બ્રહ્મ નિત્ય છે, આનંદ સ્વરૂપ છે અને દુઃખના સંબંધ વિનાનું છે, માટે સ્વરૂપજ્ઞાનથી નિત્ય અને દુઃખના સંબંધથી રહિત જે બ્રહ્મસ્વરૂપ આનંદ તેની પ્રાપ્તિ પણ થાય છે.

આ રીતે દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિનો હેતુ સ્વરૂપનું જ્ઞાન

છે; માટે સ્વરૂપ જાણવા યોગ્ય છે એવો જેને વિવેક હોય, તે 'જિજ્ઞાસુ' કહેવાય છે.

સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરથી ભિન્ન જે પોતાનું સ્વરૂપ, તેનું બ્રહ્મરૂપે કરીને અપરોક્ષ જ્ઞાન જેને થાય, તે 'મુક્ત' કહેવાય છે.

**જિજ્ઞાસુની ગ્રંથમાં પ્રવૃત્તિ થાય છે માટે અધિકારી સંભવે છે**

પાછળ ચાર પ્રકારના પુરુષ કહ્યા, તેમાંથી જિજ્ઞાસુની જ ગ્રંથમાં પ્રવૃત્તિ થાય છે, બાકીના ત્રણની થતી નથી; કેમ કે–

પામર અને વિષયીને તો બહુ કરીને વિષયસુખમાં જ બધાં સુખ પૂરાં થયેલાં લાગે છે; કદાચ કોઈક વિષયી પુરુષ પરમસુખની ઇચ્છા કરે છે, તો તે પરમસુખનો ઉપાય જાણતો નથી હોતો, તેથી ગમે તે માર્ગે લાગી જાય છે; કેમ કે પરમસુખ મેળવવાનો ખરો ઉપાય તો સત્સમાગમ અને સત્ શાસ્ત્રનું શ્રવણ છે, જે એને પ્રાપ્ત થતાં નથી; માટે પામર અને વિષયીની સુખની પ્રાપ્તિ માટે ગ્રંથમાં પ્રવૃત્તિ સંભવતી નથી. એ જ પ્રમાણે દુઃખની નિવૃત્તિ માટે પણ તેઓ બીજા ઉપાયોથી પ્રવૃત્ત થાય છે, પણ ગ્રંથમાં પ્રવૃત્ત થતા નથી.

પણ જિજ્ઞાસુ પુરુષને વિષયસુખમાં પરિપૂર્ણતા ભાસતી નથી; કેમ કે તેને પરમ સુખની ઇચ્છા હોય છે, તથા દુઃખની અત્યંત નિવૃત્તિ થવાની ઇચ્છા હોય છે; એ પરમ સુખની પ્રાપ્તિ અને દુઃખની અત્યંત નિવૃત્તિ જ્ઞાનથી થાય છે; એવો સત્સમાગમથી તેને વિવેક થયેલો હોય છે માટે તેની ગ્રંથમાં પ્રવૃત્તિ સંભવે છે.

મુક્ત પુરુષની પણ પહેલા બેની પેઠે ગ્રંથમાં પ્રવૃત્તિ ઘટતી નથી; કેમ કે જ્ઞાનવાનને મુક્ત કહીએ છીએ. એવો મુક્ત પુરુષ કૃતકૃત્ય હોય છે—તેને કાંઈ કર્તવ્ય હોતું નથી. કદાચ પોતાના મનની મોજની ખાતર તેની ગ્રંથમાં પ્રવૃત્તિ થાય, તોપણ તેથી તેને કોઈ પ્રયોજન સિદ્ધ કરવાનું હોતું નથી; માટે મુક્તની પણ ગ્રંથમાં પ્રવૃત્તિ થાય નહિ.

આ રીતે મોક્ષની ઇચ્છાવાળો અધિકારી સંભવી શકે છે.

इति अधिकारी निरूपणम् ।

**વિષયમંડન**

**સાક્ષી અને જીવમાં તફાવત**

दोहा—साक्षी ब्रह्मस्वरूप इक, नहीं भेदको गंध ।
राગद्वेष मतिके धरम, तामें मानत अंध ॥ १२ ॥

**સાક્ષી બ્રહ્મસ્વરૂપ છે અને એક છે; તેમાં લગાર પણ ભેદ નથી. રાગ અને દ્વેષ એ બુદ્ધિના ધર્મ છે, તે અજ્ઞાનથી આંધળો થયેલો મનુષ્ય સાક્ષીમાં માને છે. ૧૨**

ટીકા—પૂર્વે પૂર્વપક્ષીએ કહ્યું છે, કે 'જીવ રાગ વગેરે પાંચ ક્લેશવાળો છે અને બ્રહ્મ પાંચ ક્લેશ રહિત છે; માટે જીવબ્રહ્મની એકતા ગ્રંથનો વિષય બને

નહિ' એ વાત જો કે સાચી છે, તથાપિ સાક્ષી રાગદ્વેષાદિ કનેથી રહિત છે, માટે તેની સાથે મજાની એમના બને છે.

**વાદી**—તે પણ મે કહ્યુ છે, કે કર્તાભોક્તા જે જીવ, તેનાથી બીજી કોઈ સાક્ષી નામની વસ્તુ વંધ્યાપુત્રની પેઠે ભિન્ન છે જ નહિ.

**સિદ્ધાંતી**—એમ નથી. કર્તાભોક્તા જે પ્રમાતા (જીવ) તેના વિશેષ+ ભાગનું નામ સાક્ષી છે. જો સાક્ષી જ નથી એમ કહેશો, તો પ્રમાતાના વિશેષ ભાગનો નિષેધ થવાથી કર્તાભોક્તા પ્રમાતા પણ રહેશે નહિ

**વાદી**—સાક્ષી શી વસ્તુ છે?

**સિદ્ધાંતી**—એક જ અંતઃકરણ વિવેકની દૃષ્ટિથી ચેતનની ઉપાધિ છે અને અવિવેકની દૃષ્ટિથી ચેતનનુ વિશેષણ છે, એટલે એક જ ચેતન વિવેકને સાક્ષીરૂપે ભાસે છે અને અવિવેકને જીવરૂપે ભાસે છે

## ઉપાધિ અને સાક્ષીનું સ્વરૂપ

**વાદી**—વિશેષણ શુ અને ઉપાધિ શુ?

**સિદ્ધાંતી**—જે વસ્તુ જેટલી જગ્યામા રહેતી હોય તેટલી જગ્યામા રહેલી બીજી વસ્તુને જણાવે અને પોતે જુદી રહે, તેને 'ઉપાધિ' કહે છે જેમ નૈયાયિકો કાનના પોલાણમા રહેલા આકાશને 'શ્રોત્ર-ઇંદ્રિય' કહે છે આ દૃષ્ટાંતમા કાનનુ પોલાણ એ ઉપાધિ છે, કેમ કે કાનનુ પોલાણ જેટલી જગ્યામા છે, તેટલી જગ્યામા રહેલા આકાશને શ્રોત્રરૂપે જણાવે છે અને પોતે જુદુ જ રહે છે

એ જ રીતે અંતઃકરણ જેટલી જગ્યામા પોતે રહે છે, તેટલી જગ્યામા રહેલા ચેતનને 'સાક્ષી' નામથી જણાવે છે અને પોતે જુદુ રહે છે માટે અંતઃકરણ એ સાક્ષીની ઉપાધિ કહેવાય છે અને અંતઃકરણમા રહેલું ચેતન માત્ર તે સાક્ષી કહેવાય છે.

## વિશેષણ અને જીવનુ સ્વરૂપ

**વાદી**—વારુ, અંતઃકરણની ઉપાધિવાળુ ચેતન તે અંતઃકરણોપહિત ચેતન અથવા સાક્ષી કહેવાય છે, એ વાત તો જાણી ઠીક પણ અંતઃકરણને વિશેષણ કહેવાથી શો ફેર પડે છે?

**સિદ્ધાંતી**—પોતાના સહિત જે વસ્તુને જણાવે, તેને વિશેષણ કહે છે 'જેમ 'કુંડળવાળો પુરુષ આવ્યો છે' આ ઉદાહરણમા કુંડળ વિશેષણ છે કેમ કે તે પોતાના સહિત પુરુષ આવ્યો છે, એમ જણાવે છે બીજુ ઉદાહરણ 'કાળા રૂપવાળા ઘડાને હું જોઉં છુ' આમા પણ નીલ રૂપ ઘડાનુ વિશેષણ છે, કેમ કે કાળા રૂપ સહિત ઘડાને જોવામા આવે છે

એ જ રીતે અંતઃકરણ પણ કર્તાભોક્તા જે જીવ, તેનું વિશેષણ છે, કેમ કે અંતઃકરણ પોતાના સહિત ચેતનને કર્તાભોક્તા જીવ તરીકે જણાવે છે, માટે

+ અંતઃકરણ વિશેષણ અને ચેતન્ય વિશેષ્ય છે અંતઃકરણવાળુ ચેતન્ય તે જીવ, આ વાત હવે પછી કહેવાશે

સસારી એવા જીવનું અંત:કરણ વિશેષણ છે. વિશેષણવાળુ ચેતન તે વિશિષ્ટ કહેવાય છે, માટે અંત,કરણ વિશિષ્ટ ચેતનને જીવ કહે છે.

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે. કે અત કરણ તથા તેમા રહેલુ ચેતન—એ બન્ને મળીને જીવ કહેવાય છે. એનુ જ બીજુ નામ સંસારી છે. આ બાબત આગળ વિસ્તારથી કહેવાશે

(પણ એ જ ચેતનને અંત કરણથી છૂટુ કહી બતાવવુ હોય, ત્યારે અત કરણને ઉપાધિ માનમા આવે છે એ વખતે એ જ ચેતન સાક્ષી નામથી ઓળખાય છે.)

## રાગદ્વેષ સાક્ષીમાં નથી

**સિદ્ધાંતી**—રાગદ્વેષ વગેરે ક્લેશ જે તમે પાછળ કહ્યા છે, તે સસારીમાં છે, સાક્ષીમા નથી. સમારીમા છે, એ કહેવાનું તાત્પર્ય એ છે, કે તેમાં પણ વિશેષ્ય જે ચેતન તેમા રાગદ્વેષાદિક નથી, પણ વિશેષણ જે અંત કરણ તેમા છે, કેમ કે સસારી(જીવ)નો વિશેષ્ય જે ચેતનભાગ (ચૈતન્ય) અને સાક્ષી એક જ વસ્તુ છે.

અહી સમજવાનુ એ છે, કે એક જ ચૈતન્ય અંત કરણ સહિત કહેલુ હોય, ત્યારે તેને સસારી (જીવ) નામથી ઓળખવામાં આવે છે, અને અંત કરણ વગરનુ એકલુ કહેલુ હોય, ત્યારે સાક્ષી નામથી ઓળખવામાં આવે છે.

(આ રીતે અવિવેકી લોકો અત કરણના સુખદુ ખાદિક ધર્મ ચેતનમા માને છે અને ચેતનના જ્ઞાન વગેરે ધર્મ અત કરણમા માને છે. વિવેકીઓ અત કરણ અને ચેતનને જુદા સમજીને સુખદુ ખાદિક અત કરણના ધર્મ ચેતનમા માનતા નથી.)

આથી સમજાશે કે સાક્ષીનો અને સસારીના વિશેષ્ય ભાગનો ભેદ નથી. જો વિશેષ્ય ભાગમા પાછળ કહેના ક્લેશો રહેના છે એમ માનીએ, તો સાક્ષીમા પણ તે ક્લેશો માનવા પડે, પણ 'સાક્ષી સર્વ ક્લેશ રહિત છે' એવો વેદનો સિદ્ધાત છે, માટે મસારીના વિશેષ્ય ભાગમા ક્લેશ નથી. પણ વિશેષણ માત્રમા જ—અત કરણમા જ—છે અને એથી જ રાગદ્વેષાદિક બુદ્ધિના ધર્મ કહેવામા આવે છે—જીવના નહિ

આ રીતે અત કરણ વિશિષ્ટ જીવની બ્રહ્મ સાથે એકતા ન બની શકે, તોપણ અત કરણ ઉપહિત જે સાક્ષી તેની સાથે તો બ્રહ્મની એકતા બની શકે છે.

## સાક્ષી નાના છતાં બ્રહ્મ સાથે એકતા સંભવે છે

**વાદી**—પણ સાક્ષી નાના એટલે ભિન્નભિન્ન અનેક છે, અને બ્રહ્મ તો એક છે, તે બેની એકતા શી રીતે સંભવે? અને જો વ્યાપક એક બ્રહ્મ સાથે સાક્ષીનો અભેદ માનશો, તો બ્રહ્મની પેઠે સાક્ષી પણ બધાં શરીરોમા વ્યાપક એક જ છે, એમ માનવુ પડશે. અને એમ થશે તો એક જ સાક્ષીને બધા શરીરોના સુખદુ ખનુ ભાન થવુ જોઈએ. (મારા આ પ્રશ્નનો હજી ખુલાસો થયો નથી.)

**સિદ્ધાંતી**—જો કે ઈશ્વરસાક્ષી એક છે, અને જીવસાક્ષી નાના (જુદા જુદા અનેક) અને પરિચ્છિન્ન છે, તોપણ તે વ્યાપક બ્રહ્મથી ભિન્ન નથી. જેમ ઘટાકાશ નાના છે અને પરિચ્છિન્ન છે, તથાપિ તે મહાકાશથી ભિન્ન નથી, પણ ઘટાકાશ એ મહાકાશરૂપ જ છે, અને એ જ રીતે નાના અને પરિચ્છિન્ન સાક્ષી તે પણ બ્રહ્મરૂપ જ છે.

આ જગ્યાએ એક સુંદર ઉદાહરણ પંડિત શ્રી પીતાંબરદાસજીએ આપ્યું છે. જેમ કોરા કાગળ ઉપર શાહી ચોપડીને, તેની વચમાં અક્ષરો જેટલી જગ્યા કોરી રાખી ધોળા અક્ષર પાડવામાં આવ્યા હોય, ત્યાં તે ધોળા અક્ષર અને કોરો કાગળ, એ બેમાં નામમાત્રનો જ તફાવત છે. એ જ રીતે સાક્ષીનો અને શુદ્ધ ચૈતન્યનો ભેદ છે. જેમ શાહીરૂપ ઉપાધિ વિના 'અક્ષર' નામ હોઈ શકે નહિ, તેમ અંતઃકરણરૂપ ઉપાધિની દૃષ્ટિ વિના 'સાક્ષી' નામ પણ સંભવતું નથી, પરંતુ તે શુદ્ધ ચૈતન્ય જ છે.

## સુખદુઃખાદિ સાક્ષીભાસ્ય કેવી રીતે?

**વાદી**—'સુખદુઃખાદિ અંતઃકરણની વૃત્તિનો વિષય નથી, પણ સાક્ષીભાસ્ય છે' એમ પૂર્વે કહેવામાં આવ્યું છે.

**સિદ્ધાંતી**—જો કે સુખદુઃખ સાક્ષીભાસ્ય છે અને સાક્ષી અનેક છે, તથાપિ જ્યારે અંતઃકરણનું પરિણામ સુખરૂપ અથવા દુઃખરૂપ થાય છે તે વખતે જ અંતઃકરણની જ્ઞાનરૂપ વૃત્તિ સુખદુઃખ જાણે છે, અને તે વૃત્તિમાં આરૂઢ સાક્ષી તેને પ્રકાશે છે, અર્થાત્ સાક્ષી ચૈતન્યના પ્રકાશથી પ્રકાશિત થયેલી અંતઃકરણની જ્ઞાનરૂપ વૃત્તિ સુખદુઃખ જાણે છે, આ રીતે ગ્રંથકારોએ સુખદુઃખ સાક્ષીનો વિષય છે એમ કહ્યું છે, પણ વૃત્તિ વિના કેવળ સાક્ષીનો વિષય નથી એમ જાણવું.

આ જગાએ આ રહસ્ય છે જેમ આકાશમાં ઘટાકાશ નામ અને જળ લાવવા રૂપ કાર્ય જે પ્રતીત થાય છે, તે ઘટરૂપ ઉપાધિની દૃષ્ટિથી પ્રતીત થાય છે, ઘટરૂપ ઉપાધિની દૃષ્ટિ વિના ઘટાકાશ નામ અને જળ લાવવા રૂપ કાર્ય પ્રતીત થાય નહિ, પણ માત્ર આકાશ જ પ્રતીત થાય, માટે ઘટાકાશ એ મહાકાશરૂપ છે.

એ જ રીતે ચેતનમાં સાક્ષી એવું નામ અને અંતઃકરણ તથા તેના ધર્મોનો પ્રકાશ કરવાનું કાર્ય અંતઃકરણરૂપ ઉપાધિની દૃષ્ટિથી પ્રતીત થાય છે. અંતઃકરણરૂપ ઉપાધિની દૃષ્ટિ વિના સાક્ષી એવું નામ અને અંતઃકરણ તથા તેના ધર્મોનો પ્રકાશ કરવા રૂપ કાર્ય પ્રતીત થાય નહિ, પણ ચૈતન્યમાત્ર બ્રહ્મ જ પ્રતીત થાય, માટે સાક્ષી એ બ્રહ્મરૂપ છે.

એ અભિપ્રાયથી જ દોહાના પહેલા પાદમાં સાક્ષીને એક કહ્યો છે, કેમ કે ઉપાધિની દૃષ્ટિ વિના સાક્ષીમાં નાનાપણું અને પરિચ્છિન્નપણું પ્રતીત થતું નથી.

એ સાક્ષી જીવપદનું લક્ષ્ય છે, એ વાત આગળ કહેવાશે. આ રીતે જીવબ્રહ્મની એકતા એ આ ગ્રંથનો વિષય બને છે.

## પ્રયોજન-મંડન
## ( કાર્યાધ્યાસનું નિરૂપણ )
### અધ્યાસનો હેતુ
( कवित )

सजातीय ज्ञान संसकारतें अध्यास होत,
सत्यज्ञान जन्य संसकारको न नेम है ।
दोपको न हेतुता अध्यास विषै देखियत,
पटविषै हेतु जैसे तुरी तंतु वेम है ॥
आतमा द्विजाति, संख पीत सीता कटु भासै,
सीपमें विरागी रूप देखै विन प्रेम है ।
नभ नील रूपवान भासत कटाह तंबू,
जिनके न कोउ पित्त प्रभृति अछेम है ॥ १३ ॥

સજાતીય વસ્તુના જ્ઞાનના સંસ્કારથી અધ્યાસ થાય છે. અધ્યાસ થવામાં સાચી જ વસ્તુના જ્ઞાનજન્ય સંસ્કાર જોઈએ એવો કોઈ નિયમ નથી; તેમ જ વસ્ત્રના હેતુ જેમ કાંઠલો, તાંતણા અને સાળ છે, તેમ અધ્યાસના હેતુ નેત્રાદિકનો દોષ છે, એમ પણ જોવામાં આવતું નથી. આત્મા જાતિરહિત છતાં તેને બ્રાહ્મણ કહેવામાં આવે છે, શંખ ધોળો છતાં તે નેત્રદોષથી પીળો જણાય છે, સાકર ગળી છતાં પિત્તાદિના દોષથી તે કડવી ભાસે છે, એવાં દોષને અધ્યાસનો હેતુ જણાવનારાં ઉદાહરણો છતાં, તેથી વિરુદ્ધ ઉદાહરણો પણ મળી આવે છે; એટલે જેમ રાગરહિત સંન્યાસીને રૂપામાં પ્રીતિ ન છતાં પણ તેને છીપમાં રૂપું દેખાય છે; વળી જેને પિત્તરોગ આદિક કોઈ વ્યાધિ ન છતાં પણ તેને આકાશ આસમાની રંગનું અને કડાઈ કે તંબૂ જેવા આકારનું ભાસે છે; માટે દોષ પણ અધ્યાસનો હેતુ નથી.૧૩

ટીકા—પૂર્વે વાદીએ કહ્યું છે: 'બંધ સત્ય છે, તેની જ્ઞાનથી નિવૃત્તિ થાય નહિ; પણ મિથ્યા વસ્તુ હોય તેની જ્ઞાનથી નિવૃત્તિ થાય છે. આત્મામાં મિથ્યા બંધની સામગ્રી નથી, માટે બંધ સત્ય છે; તેની જ્ઞાનથી નિવૃત્તિ થાય નહિ.'

સિદ્ધાંતી—એ વાત સંભવતી નથી; કેમ કે બંધ મિથ્યા છે અને જ્ઞાનથી તેની નિવૃત્તિ થાય છે.

વાદી—બંધ અજ્ઞાનથી થયેલો અધ્યાસ હોત, તો તેની જ્ઞાનથી નિવૃત્તિ થાત, પણ બંધ સત્ય છે; કેમ કે અધ્યાસનાં પાંચ કારણો મેં હમણાં જ ગણાવ્યાં છે, તેમાંનું એકે કારણ આત્મામાં મિથ્યા બંધનો અધ્યાસ થવામાં જણાતું નથી.

**સિદ્ધાંતી**—તમે જે અધ્યાસની સામગ્રી જણાવી છે તે ખરી નથી. પ્રથમ તો સત્ય વસ્તુના જ્ઞાનથી ઊપજેલો સંસ્કાર જ અધ્યાસનો હેતુ નથી.

**વાદી**—કેમ નહિ? સંસ્કાર દ્વારા સત્ય વસ્તુનું જ્ઞાન અધ્યાસનો હેતુ છે. જેમ સાચા સાપના જ્ઞાનનો મનમાં સંસ્કાર પડ્યો હોય, તો જ દોરડી દેખીને સાપની ભ્રાંતિ થાય છે. એ જ રીતે કોઈ પણ ઠેકાણે સત્ય બંધ હોય, તો જ તેનું જ્ઞાન થાય; પણ તમારે મતે તો અનાત્મ વસ્તુ કોઈ સત્ય જ નથી; તેથી સત્ય વસ્તુનું જ્ઞાન પણ થતું નથી, તો તેનો સંસ્કાર તો ક્યાંથી જ હોય? આવી રીતે સત્ય વસ્તુના જ્ઞાનના સંસ્કારનો અભાવ હોવાથી જગતરૂપી બંધ દેખાય છે, તે અધ્યાસ નથી, પણ સાચો જ છે; એમ હું પ્રથમ કહી જ ગયો છું.

**સિદ્ધાંતી**—તમે કહો છો તેમ સંસ્કાર દ્વારા સત્ય વસ્તુનું જ્ઞાન અધ્યાસનો હેતુ નથી; પણ માત્ર વસ્તુનું જ્ઞાન જ અધ્યાસનો હેતુ છે. પછી તે વસ્તુ સત્ય હોય કે મિથ્યા હોય તે જોવાનું નથી. આ વાત એક ઉદાહરણથી સ્પષ્ટ સમજાશે. જેમ—

એક માણસે સિંઘણીનું વૃક્ષ કદી જોયુ નથી. (જેની સાવરણીઓ કરવામાં આવે છે, તે સિંઘણીની ડાળ હોય છે.) તે માણસ એકવાર બાજીગરનો તમાશો જોવા ગયો. બાજીગરે મિથ્યા સિંઘણીનું વૃક્ષ બનાવ્યુ. ને કહેવા લાગ્યો, 'જુઓ, આ સિંઘણીનું ઝાડ થયું! [આ તેને સિંઘણાં (ફળ) આવ્યાં છે! આ પાકયાં છે, જુઓ, ખાઈ જુઓ!' પછી તરત જ બાજી સંકેલી લીધી અને સિંઘણીનું ઝાડ અલોપ થઈ ગયું! લોકો બાજીગરની ચતુરાઈ વખાણતા ચાલ્યા ગયા!]

પેલા માણસે સિંઘણીનું ઝાડ પહેલવહેલું જોયું અને તે પણ બાજીગરે બનાવેલું માયાવી મિથ્યા સિંઘણીનું ઝાડ જોયુ. હવે તેણે કોઈ વખત ખજૂરીનું ઝાડ જોયું નથી. કોઈક વખત જંગલમાં ફરતાં તેની નજરે ખજૂરીનુ ઝાડ પડ્યું; એટલે તે તરત જ બોલ્યો, 'આ સિંઘણીનું ઝાડ છે!'

આ દૃષ્ટાંતમાં ખજૂરીના ઝાડમાં સિંઘણીના ઝાડનો અધ્યાસ થયો. તે કાંઈ સાચું સિંઘણીનું ઝાડ જોયુ હતું તેથી નહિ; પણ મિથ્યા સિંઘણીનું ઝાડ જોયું હતું, તેથી જ થયો છે! અર્થાત્ અધ્યાસ થવાને માટે સત્ય જ વસ્તુના જ્ઞાનનો સંસ્કાર જોઈએ, એમ કાંઈ નિયમ નથી. માત્ર **સજાતીય વસ્તુના જ્ઞાનથી ઉત્પન્ન થયેલો સંસ્કાર જ અધ્યાસનો હેતુ છે.** પછી તે સંસ્કારનું જનક જ્ઞાન અને તેનો વિષય મિથ્યા હો કે સત્ય હો, તેની કાંઈ અપેક્ષા નથી. સંસ્કાર દ્વારા જ્ઞાન અધ્યાસનો હેતુ છે.

અધ્યાસનો હેતુ 'જ્ઞાનજન્ય સંસ્કાર' અથવા 'સંસ્કાર દ્વારા જ્ઞાન' છે, એમ બન્ને રીતે કહેવામા એક જ અર્થ છે; કેમ કે સંસ્કાર દ્વારા જ્ઞાન અધ્યાસનો હેતુ છે. એનો અર્થ એવો છે, કે જ્ઞાન સંસ્કારનો હેતુ છે અને સંસ્કાર અધ્યાસનો હેતુ છે; એટલે જ્ઞાનથી ઊપજેલો સંસ્કાર અધ્યાસનો હેતુ છે, એવો જ અર્થ થાય છે. સૂક્ષ્મ અવસ્થાનું નામ સંસ્કાર છે.

### અધ્યાસનો હેતુ વ્યવહિત પૂર્વકાળમાં હોય છે. (પૂર્વપક્ષ)

**વાદી**—સજાતીય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર અધ્યાસનો હેતુ છે, એમ કહેવા કરતાં કેવળ વસ્તુનું જ્ઞાન જ અધ્યાસનો હેતુ છે, એમ કહેવામાં શી અડચણ છે?

**સિદ્ધાંતી**—કેવળ વસ્તુનું જ્ઞાન અધ્યાસનો હેતુ કહેવાય નહિ; કેમ કે આવો એક નિયમ છે: **કાર્યનો હેતુ કાર્યના અવ્યવહિત પૂર્વકાળમાં હોય છે.** જેમ ઘટનો હેતુ દંડ છે, તે ઘટથી અવ્યવહિત પૂર્વકાળમાં હોય છે. એ જ રીતે અધ્યાસનો હેતુ જો જ્ઞાન માનીએ, તો તે પણ અધ્યાસથી અવ્યવહિત પૂર્વકાળમાં હોવું જોઈએ.

જ્યારે બે વસ્તુઓ વચ્ચે દેશ, કાળ, કે વસ્તુનું વ્યવધાન (અંતરાય) ન હોય, ત્યારે તે બે વસ્તુઓ અવ્યવહિત કહેવાય; વ્યવધાન હોય તો વ્યવહિત કહેવાય.

ચાલતા પ્રસંગમાં કાર્ય (અધ્યાસ) અને તેનો હેતુ (વસ્તુનું જ્ઞાન)–એ બે વસ્તુઓ છે. તેમાં કાર્યના પૂર્વકાળમાં કારણ હોવું જોઈએ એ તો સહુ કોઈ જાણે છે. પણ કારણ અને કાર્યની વચ્ચે વખતનું વ્યવધાન (અંતરાય) ન હોવું જોઈએ; એટલે કારણ મળી આવતાં તરત જ કાર્ય થવું જોઈએ. એટલા માટે જ એ નિયમ કહ્યો, કે કાર્યના અવ્યવહિત પૂર્વકાળમાં કારણ હોવુ જોઈએ.

**વાદી**—કાર્યના અવ્યવહિત પૂર્વકાળમાં કારણ હોવું જોઈએ, એવો તમારો નિયમ સંભવતો નથી; કેમ કે જે માણસને સર્પનું જ્ઞાન થાય છે, તેને મહિના પછી પણ દોરડી જોઈને તેમાં સર્પનો અધ્યાસ થાય છે. તે તમારા નિયમ પ્રમાણે થવો ન જોઈએ; કેમ કે અધ્યાસનું કારણ જ્ઞાન અવ્યવહિત પૂર્વકાળમાં નથી પણ વ્યવહિત પૂર્વકાળમાં છે; એટલે તે જ્ઞાન તો ઉત્પન્ન થઈને નષ્ટ પણ થઈ ગયું હોય છે; માટે એમ કહો, કે કાર્યથી પૂર્વકાળમાં હેતુ હોવો જોઈએ, પછી તે વ્યવહિત પૂર્વકાળમાં હો કે અવ્યવહિત પૂર્વકાળમાં હો. વળી 'કાર્યથી અવ્યવહિત પૂર્વકાળમાં જ હેતુ હોવો જોઈએ' એ નિયમ જો માનીએ, તો 'વિહિત કર્મ સ્વર્ગપ્રાપ્તિનો હેતુ છે અને નિષિદ્ધ કર્મ નરકપ્રાપ્તિનો હેતુ છે' એવી શાસ્ત્રની વાત અપ્રમાણ થઈ જશે; કેમ કે કાયિક, વાચિક, માનસિક ક્રિયાનું નામ કર્મ છે. તે ક્રિયા કરી રહ્યા પછી નાશ પામી જાય છે, અને તે ક્રિયાનું ફળ જે સ્વર્ગ અને નરક તે તો ક્રિયા નષ્ટ થઈ ગયા પછી લાંબે કાળે મળે છે. આ ઉપરથી માલૂમ પડશે કે સ્વર્ગ કે નરકની પ્રાપ્તિના અવ્યવહિત પૂર્વકાળમાં વિહિત કે નિષિદ્ધ કર્મ હોતાં નથી; પણ વ્યવહિત પૂર્વકાળમાં હોય છે. જેમ વ્યવહિત પૂર્વકાળમાં શુભ કે અશુભ કર્મ સ્વર્ગપ્રાપ્તિ કે નરકપ્રાપ્તિના હેતુ છે, એવી જ રીતે વ્યવહિત પૂર્વકાળમાં થયેલું જે સર્પનું જ્ઞાન તે પણ દોરડીમાં સાપના અધ્યાસનો હેતુ હોઈ શકે.

### અધ્યાસનો હેતુ અવ્યવહિત પૂર્વકાળમાં હોય છે (સિદ્ધાંત)

**સિદ્ધાંતી**—અધ્યાસનો હેતુ વ્યવહિત પૂર્વકાળમાં હોતો નથી; કેમ કે જો નાશ પામેલા જ્ઞાન અને કર્મથી અધ્યાસ અને સ્વર્ગનરકની પ્રાપ્તિ માનશો, તો મરી ગયેલા કુંભારથી અને બળી ગયેલા દંડથી ઘડો થવો જોઈએ! કેમ કે

જેમ દોરડીમા સાપનો અધ્યાસ થયા પહેલા વ્યવહિત પૂર્વકાળમા સાપનુ જ્ઞાન હોય છે, અને સ્વર્ગનરકની પ્રાપ્તિ પહેલા વ્યવહિત પૂર્વકાળમા શુભ-અશુભ કર્મ હોય છે, તેમ જ ઘટ ઉત્પન્ન થયા પહેલા વ્યવહિત પૂર્વકાળમા મરી ગયેલો કુંભાર અને બળી ગયેલો દંડ પણ છે, માટે તેમનાથી ઘડો પણ ઊપજવો જોઈએ, પણ ઊપજતો નથી એ તો સૌ જાણે છે, માટે વ્યવહિત પૂર્વકાળમા જે વસ્તુ હોય તે હેતુ નહિ, પણ અવ્યવહિત પૂર્વકાળમા જે વસ્તુ હોય તે જ હેતુ હોઈ શકે છે

વળી શુભ-અશુભ કર્મ કર્યા પછી કાળાંતરે મળનારા સ્વર્ગ કે નરકનો હેતુ તે શુભાશુભ કર્મ જ નથી, પણ શુભ કર્મ પોતાના અવ્યવહિત ઉત્તર કાળમા ધર્મની ઉત્પત્તિ કરે છે અને અશુભ કર્મ અધર્મની ઉત્પત્તિ કરે છે. તે ધર્મ-અધર્મ અંતઃકરણમા જીવતા સુધી રહે છે તેનાથી કાળાંતરે સ્વર્ગ નરકની પ્રાપ્તિ થાય છે, અને તે પછી તે ધર્મ-અધર્મ નાશ પામે છે આવા અભિપ્રાયથી શાસ્ત્રમા શુભાશુભ કર્મ અપૂર્વ દ્વારા ફળના હેતુ કહ્યા છે-સાક્ષાત્ નહિ

### અપૂર્વ અથવા અદૃષ્ટની સમજ

**અપૂર્વ**—એ ધર્મ-અધર્મનુ નામ છે, એને જ અદૃષ્ટ અને પુણ્યપાપ પણ કહે છે કોઈ વખત ધર્મ-અધર્મને ઉત્પન્ન કરનારી શુભ કે અશુભ ક્રિયાને પણ ધર્મ-અધર્મ લોકો કહે છે જેમ કોઈ શુભ ક્રિયા કરતો હોય તેને લોકો એમ કહે છે, કે 'આ માણસ ધર્મ કરે છે' અને અશુભ ક્રિયા કરનારને એમ કહે છે, કે 'આ માણસ અધર્મ કરે છે' તેમા શુભ-અશુભ ક્રિયાનુ નામ ધર્મ-અધર્મ નથી પણ શુભ-અશુભ ક્રિયા ધર્મ-અધર્મની જનક છે, માટે ક્રિયાને ધર્મ-અધર્મ કહે છે જેમ ઘી આયુષ્ય વધારનાર હોનાથી શાસ્ત્રમા ઘીને જ આયુષ્ય કહ્યુ છે, તેવુ આ સમજવુ

આ રીતે કાર્યના અવ્યવહિત પૂર્વકાળમા જ હેતુ હોય છે, એ સિદ્ધ થયુ

### ઉપસંહાર-સજાતીય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર અધ્યાસનો હેતુ છે

**સિદ્ધાંતી**—દોરડીમા સાપનો અધ્યાસ થતા પહેલા અવ્યવહિત પૂર્વકાળમા સર્પનુ જ્ઞાન હોતુ નથી માટે સર્પનુ જ્ઞાન એ રજ્જુમા સર્પના અધ્યાસનો હેતુ નથી પણ સર્પના જ્ઞાનનો સંસ્કાર જ રજ્જુમા સાપના અધ્યાસનો હેતુ છે તેમ છીપમા રૂપાના અધ્યાસનો હેતુ રૂપાના જ્ઞાનથી ઊપજેલો સંસ્કાર છે એ રીતે બધા સંસ્કારો જ અધ્યાસના હેતુ છે માટે સંસ્કારનો હેતુ વસ્તુનું જ્ઞાન છે જેમ શુભ-અશુભ કર્મથી ઊપજેલો ધર્મ-અધર્મ અંતઃકરણમા રહે છે, તેમ વસ્તુના જ્ઞાનથી ઉત્પન્ન થયેલો સંસ્કાર પણ અંતઃકરણમા રહે છે

જે માણસને પૂર્વે સર્પનુ જ્ઞાન નથી થયુ તેના અંતઃકરણમા પણ બીજી વસ્તુઓના જ્ઞાનના સંસ્કાર તો રહેલા જ હોય છે પણ તે સંસ્કારોથી દોરડીમા સાપનો અધ્યાસ થાય નહિ કેમ કે જે વસ્તુનો અધ્યાસ થાય, તેની સજાતીય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર અધ્યાસનો હેતુ છે, પણ વિજાતીય વસ્તુના જ્ઞાનનો

સંસ્કાર અધ્યાસનો હેતુ હોઈ શકતો નથી સાપનો સજાતીય સાપ જ હોય છે, બીજુ કોઈ હોતું નથી સાપનુ જ્ઞાન જેને પૂર્વે હોતું નથી, પણ અન્ય વસ્તુનુ જ્ઞાન તેને હોય છે, તેને સજાતીય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર નહિ હોવાથી દોરડીમા સાપનો અધ્યાસ થાય નહિ આ રીતે અધ્યાસની પૂર્વે સજાતીય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર અધ્યાસનો હેતુ છે.

વાદી—પણ સત્ય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર જ અધ્યાસનો હેતુ છે, મિથ્યા વસ્તુના જ્ઞાનનો સંસ્કાર હેતુ નથી, એ વાત તો ખરી છે ને ?

સિદ્ધાંતી—એવો કોઈ નિયમ નથી, એ વાત પાછળ સિંધણીના દૃષ્ટાંતથી પ્રતિપાદન કરેલી જ છે, માટે મિથ્યા વસ્તુના જ્ઞાનનો સંસ્કાર પણ અધ્યાસનો હેતુ હોઈ શકે છે

## મિથ્યા વસ્તુના જ્ઞાનનો સંસ્કાર અધ્યાસનો હેતુ છે, એના સમર્થનમાં દૃષ્ટિ-સૃષ્ટિવાદનું દિગ્દર્શન

સિદ્ધાંતી—મિથ્યા વસ્તુના જ્ઞાનથી જન્ય સંસ્કાર બંધના અધ્યાસમા પણ હોય છે પાઠગ કહ્યુ છે, કે અહંકારથી આરંભીને તમામ અનાત્મ વસ્તુઓ અને તેના જ્ઞાનને બંધ કહે છે 'એ અનાત્મ વસ્તુઓ દોરડીમા સાપની પેઠે જ્યારે પ્રતીત થાય ત્યારે જ હોય છે, અને પ્રતીત ન થતી હોય ત્યારે નથી હોતી ' એવો અમારો વેદસંમત સિદ્ધાંત છે આ કારણથી જ સુષુપ્તિમા સઘળા પ્રપંચનો અભાવ પ્રતિપાદન કર્યો છે સુષુપ્તિમા કોઈ પદાર્થ પ્રતીત થતો નથી, માટે સર્વ પ્રપંચનો સુષુપ્તિમા લય થાય છે, એને જ શાસ્ત્રમા દૃષ્ટિ-સૃષ્ટિવાદ કહે છે

દૃષ્ટિ એટલે અવિદ્યાની વૃત્તિરૂપ જ્ઞાન એ જ્ઞાન જે સમયે થાય તે જ સમયે સૃષ્ટિ( પદાર્થ-વિષય )ની ઉત્પત્તિ તેનો વાદ એટલે કથન તે દૃષ્ટિ-સૃષ્ટિવાદ કહેવાય છે આ વિષે વિશેષ વિવેચન આગળ છઠ્ઠા તરંગમા કરવામા આવશે.

આ રીતે અનંત અહંકારાદિક અને તેનુ જ્ઞાન ઊપજે છે અને લય થાય છે. વળી અહંકારાદિક અને તેના જ્ઞાનની એક સાથે જ ઉત્પત્તિ અને લય થાય છે એટલે જ્યારે અહંકારાદિક પ્રતીત થવા લાગે છે, ત્યારે જ અહંકારાદિકની ઉત્પત્તિ થાય છે અને તે પ્રતીતિ લય પામે છે ત્યારે અહંકારાદિકનો પણ લય થાય છે

( નાશમા અને લયમા ભેદ છે તે ધ્યાનમા રાખવો નાશમા વસ્તુ અસત્ થઈ જાય છે અને લયમા વસ્તુનો નાશ થતો નથી, પણ તે અવિદ્યામા લીન થઈ જાય છે-દેખાતી બંધ પડે છે જેમ ગાઢ અંધકારમા નગરના ઘર દેખાતા બંધ પડે ત્યારે એમ કહેવાય, કે નગર અંધકારમા લય પામી ગયું છે અને પાછો પ્રકાશ થતા દેખાવા માંડે ત્યારે 'ઉત્પન્ન થયુ છે એમ કહેવાય છે, તેવું જ અહીં છે )

અહંકારાદિક અને તેના જ્ઞાનનુ નામ અધ્યાસ છે, એ વાત અનિર્વચનીય ખ્યાતિના પ્રસંગમા કહેવામા આવશે

જો કે અહંકાર સાક્ષીભાસ્ય છે, એ વાત વિષય–પ્રતિપાદનમાં કહી છે; માટે અહંકારની પ્રતીતિ સાક્ષીરૂપ છે. તેની ઉત્પત્તિ અને લય થાય નહિ, તથાપિ અહંકારનો પ્રકાશ પણ સાક્ષી વૃત્તિ દ્વારા કરે છે—સાક્ષાત્ કરતો નથી– અને વૃત્તિનો તો ઉત્પત્તિમાં લય થાય છે: માટે અહંકારની પ્રતીતિની ઉત્પત્તિ અને લય કહી શકાય છે.

આ રીતે પૂર્વપૂર્વ મિથ્યા અહંકારાદિકના જ્ઞાનથી ઊપજેલા સંસ્કારને લીધે ઉત્તરોત્તર (એટલે પછીના) અહંકારાદિક અને તેના જ્ઞાનની ઉત્પત્તિ થાય છે; તાત્પર્ય કે મિથ્યા વસ્તુના જ્ઞાનનો સંસ્કાર અધ્યાસનો હેતુ બને છે.

## અધ્યાસનું અનાદિપણું

**વાદી**—તમે કહો છો તેમ પૂર્વપૂર્વ અધ્યાસનો સંસ્કાર ઉત્તરોત્તર અધ્યાસનો હેતુ સંભવે છે, પણ સૌથી પ્રથમ ઉત્પન્ન થયેલો જે અહંકાર અને તેનું જ્ઞાન, તેનો હેતુ તો પૂર્વઅધ્યાસનો સંસ્કાર હોઈ શકે નહિ; કેમ કે જો પ્રથમ અધ્યાસની પહેલાં કોઈક અધ્યાસ હોત, તો તેનો સંસ્કાર એ પ્રથમ અધ્યાસનો હેતુ બનત; પણ પ્રથમ અધ્યાસની પહેલાં કોઈ અધ્યાસ હોય જ નહિ; માટે સઘળી વસ્તુઓના પ્રથમ અધ્યાસનો હેતુ સંસ્કાર હોઈ શકે નહિ.

**સિદ્ધાંતી**—આ શંકા પણ તમને સિદ્ધાંતના અજ્ઞાનથી ઊપજી છે; કેમ કે વેદાંતનો આવો સિદ્ધાંત છે —× (૧) બ્રહ્મચૈતન્ય, (૨) ઈશ્વર, (૩) જીવ, (૪) અવિદ્યા, (૫) અવિદ્યા અને ચૈતન્યનો સંબંધ, (૬) એ પાંચેયનો પરસ્પર ભેદ–એ છ વસ્તુ સ્વરૂપથી અનાદિ છે. જે વસ્તુની ઉત્પત્તિ હોય નહિ, તે વસ્તુ સ્વરૂપથી અનાદિ કહેવાય છે. એ છની ઉત્પત્તિ થતી નથી, માટે એ છ વસ્તુઓ સ્વરૂપથી અનાદિ છે. પં. પીતામ્બરદાસજી એનું વિશેષ વિવરણ કરે છે·

**(૧) બ્રહ્મનું અનાદિત્વ**—બ્રહ્મ અવિદ્યાનું અધિષ્ઠાન છે; માટે બ્રહ્મની અવિદ્યાથી (મૂળ પ્રકૃતિથી) ઉત્પત્તિ સંભવે નહિ. જીવ, ઈશ્વર વગેરે બીજા ચારની સિદ્ધિ તો બ્રહ્મ વિના થાય એમ નથી; માટે તે ચારથી પણ બ્રહ્મની ઉત્પત્તિ સંભવે નહિ; માટે બ્રહ્મ ઉત્પત્તિરહિત હોવાથી અનાદિ છે.

**(૨) અવિદ્યાનું અનાદિત્વ**—બ્રહ્મ નિર્વિકાર છે, માટે તેનાથી અવિદ્યાની ઉત્પત્તિ થાય નહિ; અને ઈશ્વર વગેરે ચારની સિદ્ધિ તો અવિદ્યાને આધીન છે; તેથી તેમનાથી પણ અવિદ્યાની ઉત્પત્તિ સંભવે નહિ; માટે અવિદ્યા પણ અનાદિ છે.

**(૩–૪) ઈશ્વર અને જીવનું અનાદિત્વ**—એકલા બ્રહ્મથી કે એકલી અવિદ્યાથી, અથવા ઈશ્વરથી જીવની કે જીવથી ઈશ્વરની ઉત્પત્તિ સંભવતી નથી; તેમ જ એ ચારેનાં પરસ્પરના ભેદથી પણ જીવ–ઈશ્વરની ઉત્પત્તિ સંભવતી નથી. માત્ર અવિદ્યા અને ચૈતન્યના સંબંધથી જીવ અને ઈશ્વરને સિદ્ધ કરી શકાય છે; પરંતુ તે સંબંધ પણ અનાદિ હોવાથી ઉત્પત્તિરહિત છે; માટે તે સંબંધથી ઈશ્વર–જીવની ઉત્પત્તિ કહી શકાય નહિ, અર્થાત્ સંબંધ અનાદિ છે; માટે

× जीवईशो विशुद्धाचित् विभागश्च तयोर्द्वयोः। अविद्या तच्चित्तोर्योगः षडस्माकमनादयः ॥

જીવ-ઈશ્વર પણ અનાદિ છે.

**(૫) અવિદ્યા અને ચેતનના સંબંધનું અનાદિત્વ**—બ્રહ્મ અને અવિદ્યા અનાદિ છે, તેથી તેમનો તાદાત્મ્ય સંબંધ પણ અનાદિ છે; માટે તેમનાથી સંબંધની ઉત્પત્તિ થઈ શકે નહિ; અને ઈશ્વર, જીવ અને દરેકનો પરસ્પર ભેદ, એ ત્રણની સિદ્ધિનો આધાર એ સંબંધ ઉપર છે; તેથી એ ત્રણથી પણ સંબંધની ઉત્પત્તિ સંભવે નહિ; માટે અવિદ્યા અને ચેતનનો તાદાત્મ્ય સંબંધ અનાદિ છે.

**(૬) પરસ્પર ભેદનું અનાદિત્વ**—બ્રહ્મ, ઈશ્વર, જીવ, અવિદ્યા અને ચૈતન્ય તથા અવિદ્યાનો સંબંધ, એ પાંચે વસ્તુઓની ઉત્પત્તિ પોતપોતાનામાંથી થયેલી માનીએ, તો 'આત્માશ્રય' દોષ આવે; માટે તેમની ઉત્પત્તિ નથી થઈ એમ જ માનવું જોઈએ; અને તેથી જ તેમના પરસ્પરના ભેદની ઉત્પત્તિ પણ ન થયેલી હોવાથી તે ભેદ પણ અનાદિ છે.

એ રીતે એ ૭ વસ્તુઓની ઉત્પત્તિ નથી; તેથી તે સ્વરૂપથી અનાદિ છે. તેમાં—

(૧) બ્રહ્મ ત્રણે કાળમાં અબાધ્ય (બાધરહિત) છે; માટે અનાદિ છે અને અનંત પણ છે.

(૨) અવિદ્યા વગેરે પાંચ જ્ઞાન વડે બાધ થઈ શકે એવાં છે; માટે અનાદિ છતાં પણ સાંત (અંતવાળાં) છે.

**વાદી**—અહંકારાદિકની તો શ્રુતિમાં ઉત્પત્તિ કહી છે!

**સિદ્ધાંતી**—અમે અહંકારને ક્યારેક સ્વરૂપથી અનાદિ કહીએ છીએ! અહંકારાદિક સર્વ વસ્તુ પ્રવાહરૂપથી અનાદિ છે; કેમ કે સર્વ વસ્તુઓનો પ્રવાહ કોઈ દૂર થઈ શકતો નથી. અનાદિ કાળમાં એવો કોઈ સમય નથી આવ્યો. કે જેમાં કોઈ ઘડો થયો ન હોય! માટે ઘડાનો પ્રવાહ અનાદિ છે; અને એ રીતે બધી વસ્તુઓનો પ્રવાહ અના[illegible] આગળ છતાં [illegible] પણ સુષુપ્તિની પેઠે સર્વ વસ્તુઓ સંસ્કારરૂપ થઈ રહે [illegible] અને તેનં [illegible]

સંસારનો પ્રવાહ અના[illegible] સારને પ્રવાહરૂપથી અનાદિ કહેવામાં આવે છે. વળી જેમ દોરડીમા[illegible] ભ્રમ થાય છે. ત્યારે દોરડીમાં પણ અનાદિ કાળથી સાપ હોય એવો ભાસ થાય છે; પરંતુ દોરડીનું જ્ઞાન થવાથી દોરડીમાં ત્રણે કાળમાં સાપ નહોતો એવો પણ નિશ્ચય થઈ જાય છે; તેમ જ પ્રપંચ પણ આરોપદશામાં (અધ્યાસ થયો હોય ત્યારે) પ્રવાહરૂપે અનાદિ સિદ્ધ ભાસે છે; પણ અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું જ્ઞાન થયા પછી ત્રણે કાળમાં પ્રપંચ હતો જ નહિ, એવો (ત્રિકાલાભાવ નિશ્ચયરૂપ) બાધ થાય છે. આમ હોવાથી પ્રપંચને પ્રવાહરૂપથી અનાદિ સાંત કહેવામાં આવે છે.—પ. પી.

આવું જ્ઞાન જેને નથી હોતું, તેને આવી શંકા થાય છે, કે 'પ્રથમ અધ્યાસનો હેતુ 'સંસ્કાર' સંભવતો નથી;' પણ સિદ્ધાંતમાં તો કોઈ અહંકારાદિક વસ્તુનો અધ્યાસ સર્વથી પ્રથમ છે જ નહિ; પણ સઘળા અધ્યાસ પોતપોતાની પહેલાંના અધ્યાસની પછીથી જ થયેલા હોય છે.

આ રીતે પૂર્વના સજાતીય વસ્તુના જ્ઞાનથી ઊપજેલા સંસ્કારને લીધે અહંકારાદિક બંધનો અધ્યાસ બને છે, એવો કવિતના પ્રથમ પાદનો અર્થ છે.

**પ્રમેયની સાથે મિથ્યા વસ્તુનો સાદશ્ય દોષ અધ્યાસનો હેતુ નથી**

**વાદી**— વારુ, સજાતીય પૂર્વજ્ઞાનજન્ય સંસ્કારથી અધ્યાસ સંભવે છે એમ તમે સિદ્ધ કર્યું, પણ બંધનો અધ્યાસ થવામા પ્રમેયગત દોષ, પ્રમાણગત દોષ અને પ્રમાતાગત દોષ હોવાની જરૂર છે, એમ મેં પાછળ કહ્યું છે. તમારા કહેવામા એવો કોઈ દોષ હેતુરૂપે તમે બતાવ્યો નથી, માટે બંધ અધ્યાસ-રૂપ નહિ, પણ સત્ય હોવો જોઈએ

**સિદ્ધાંતી**—એ તમારી શંકા બરાબર નથી, કેમ કે જો તમે કહ્યા તેવા દોષ વિના અધ્યાસ ન જ બનતો હોત, તો તમારી શંકા ખરી ઠરત. જેમ કપડું બનવાના માળ, કાઠલો અને સૂતર–એ ત્રણ વસ્તુની ખાસ જરૂર હોય છે, જો એ ત્રણમાથી એકાદ ન હોય, તો કપડુ બને નહિ, તેમ દોષ વિના અધ્યાસ ન બનતો હોત, તો દોષને અધ્યાસનો હેતુ કહી શકાત, પણ તમે પ્રમેયમા સાદશ્ય (સરખાપણા)નો દોષ અધ્યાસનો હેતુ કહ્યો છે, તે સાદશ્ય દોષ પણ અધ્યાસનો હેતુ નથી, કેમ કે સાદશ્ય વિના પણ આત્મામા જાતિનો અધ્યાસ થાય છે.

**વાદી**—શી રીતે?

**સિદ્ધાંતી**—જુઓ, બ્રાહ્મણ વગેરે ‘જાતિ’ કહેવાય છે (અનેક વ્યક્તિઓમા રહેલો એક ધર્મ તે જાતિ કહેવાય છે જેમ તમામ ઘડાઓમા ઘટત્વ અથવા ઘડાપણુ, તમામ ગાયોમા ગોત્વ અથવા ગાયપણુ. એના સામાન્ય ધર્મને ‘જાતિ’ કહે છે ) આ બ્રાહ્મણત્વ વગેરે જાતિ સ્થૂળશરીરનો ધર્મ છે આત્માનો કે સૂક્ષ્મ શરીરનો ધર્મ નથી કેમ કે જ્યારે બીજો જન્મ થાય છે, ત્યારે આત્મા અને સૂક્ષ્મ શરીર તો તેના તે જ રહે છે, અને જાતિ બદલાઈ પણ જાય છે એવો કોઈ નિયમ નથી, કે પૂર્વશરીરમા જે જાતિ હોય, તે જ પછીના શરીરમા પણ હોવી જોઈએ, અર્થાત્ જો બ્રાહ્મણત્વ વગેરે જાતિ આત્માનો કે સૂક્ષ્મ શરીરનો ધર્મ હોત, તો પછીના શરીરમા બીજી કોઈ જાતિ ન થવી જોઈએ આથી સ્પષ્ટ સમજાશે, કે આત્મા કે જાતિ સૂક્ષ્મ શરીરનો ધર્મ નથી, પણ સ્થૂળ શરીરનો ધર્મ છે

એમ છતા હું બ્રાહ્મણ છુ, હુ ક્ષત્રિય છુ, હુ વૈશ્ય છુ ઇત્યાદિ બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ, વૈશ્યત્વ જાતિનુ આત્મામા ભાન થાય છે, માટે આત્મામા જાતિનો અધ્યાસ છે. જેમ દોરડીમા સાપ ખરી રીતે ન હોવા છતા પણ તેમા (દોરડીમા) સાપનુ ભાન થાય છે, માટે તે અધ્યાસ કહેવાય છે, તેમ જ આત્મામા જાતિ ન છતા તેમા જાતિનુ ભાન થાય છે, તે પણ આત્મામા જાતિનો અધ્યાસ જ છે.

આત્મા સાથે જાતિનુ સાદશ્ય નથી, કેમ કે—

(૧) આત્મા વ્યાપક છે અને જાતિ પરિચ્છિન્ન છે.

(૨) આત્મા પ્રત્યક્ છે અને જાતિ પરાક્ છે

(૩) આત્મા વિષયી છે અને જાતિ વિષય છે.

આ રીતે આત્માથી વિરોધી 'જાતિ 'નો પણ આત્મામાં અધ્યાસ થાય છે જેવી રીતે આત્મામા સાદૃશ્ય વિના પણ જાતિનો અધ્યાસ થાય છે, તે જ રીતે સાદૃશ્ય વિના અહંકારાદિક બંધ છે, તેનો પણ અધ્યાસ આત્મામાં સંભવે છે

આ રીતે સાદૃશ્ય દોષ અધ્યાસનો હેતુ નથી જો સાદૃશ્ય દોષ અધ્યાસનો હેતુ હોત, તો—

(૧) આત્મામા જાતિનો અધ્યાસ ન થવો જોઈએ,
(૨) શંખમા પીળાપણાનો અધ્યાસ ન થવો જોઈએ,
(૩) સાકરમા કડવાશનો અધ્યાસ ન થવો જોઈએ,

કેમ કે એ ત્રણે ઉદાહરણોમા અધિષ્ઠાન (પ્રમેય) અને મિથ્યા વસ્તુ સાથે સાદૃશ્ય નથી, પણ વિરોધ છે, માટે અધિષ્ઠાનમા મિથ્યા વસ્તુ સાદૃશ્ય અધ્યાસનો હેતુ નથી.

### પ્રમાતાનો દોષ અધ્યાસનો હેતુ નથી

**સિદ્ધાંતી**—એ જ પ્રમાણે પ્રમાતામા રહેલા લોભ, ભય આદિ દોષ પણ અધ્યાસના હેતુ નથી, કેમ કે જે લોભ રહિત વૈરાગ્યવાન પુરુષો છે, તેમને પણ છીપમા રૂપાનો અધ્યાસ થાય છે. જો લોભ વગેરે અધ્યાસનો હેતુ હોત, તો તેવા વૈરાગ્યશીલ પુરુષોને રૂપાનો અધ્યાસ ન થવો જોઈએ, માટે પ્રમાતાદોષ અધ્યાસનો હેતુ નથી

### પ્રમાણનો દોષ અધ્યાસનો હેતુ નથી

એ જ પ્રમાણે પ્રમાણનો દોષ પણ અધ્યાસનો હેતુ નથી, કેમ કે આકાશ રૂપરહિત છે, એટલે તેમા રંગ વગેરે રૂપ નથી એમ છતા તે બધા માણસોને નીલ રૂપવાળુ પ્રતીત થાય છે, તેમ કડાયાના આકારનુ અથવા ઘુમ્મટના આકારનુ પ્રતીત થાય છે, માટે બધા મનુષ્યોને આકાશમા નીલરૂપનો તથા કડાયાના કે ઘુમ્મટના આકારનો અધ્યાસ થાય છે, અને બધા જ માણસોના નેત્રરૂપી પ્રમાણમા દોષ કહેવો સભવતો નથી, માટે પ્રમાણદોષ અધ્યાસનો હેતુ નથી

આકાશમા જે નીલરૂપ વગેરેનો અધ્યાસ થાય છે, તેમા ફક્ત પ્રમાણદોષનો જ અભાવ છે એમ નથી, પણ બીજા બધા દોષોનો અભાવ છે, એટલે પ્રમેયગત સાદૃશ્ય દોષ પણ નથી અને પ્રમાતાનો લોભ-ભયાદિ દોષ પણ નથી જેમ બધા દોષનો અભાવ છતા પણ આકાશમા નીલરૂપતા વગેરેનો અધ્યાસ થાય છે, તે જ પ્રમાણે આત્મામા પણ પ્રમાણ વગેરેના દોષ વિના જ બંધરૂપ અધ્યાસ બની શકે છે માટે દોષ વિના અધ્યાસ બને નહિ એવી શકા કરવી નકામી છે

આ રીતે બધના અધ્યાસમા દોષની અપેક્ષા નથી, માટે દોષ અધ્યાસનો હેતુ નથી એમ છતા સક્ષેપ શારીરિક, વગેરે ગ્રંથોમા બધના અધ્યાસનુ નિરૂપણ કરતા દોષનું પણ પ્રતિપાદન કર્યું છે, પરતુ વિસ્તારના ભયથી તે અમે અહીં લખતા નથી અને વળી જો અધ્યાસનો હેતુ દોષ હોત, તો અમે

તેનુ નિરૂપણ અહી કરત, પણ દોષ અધ્યાસનો હેતુ નથી, માટે પણ દોષનુ નિરૂપણ કર્યું નથી

## કારણ-અધ્યાસનું નિરૂપણ

### સામાન્ય ચૈતન્ય અજ્ઞાનનુ વિરોધી નથી

दोहा—चित्सामान्य प्रकाशतें, नहीं नसै अज्ञान ।
लहै प्रकाश सुषुप्तिमें, चेतन त अज्ञान ॥ १४ ॥

**ચૈતન્યના સામાન્ય પ્રકાશથી અજ્ઞાનનો નાશ થતો નથી, કેમ કે સુષુપ્તિમાં ચૈતન્ય વડે અજ્ઞાન પ્રકાશ પામે છે. ૧૪**

**સિદ્ધાંતી**—અત્યાર સુધી કાર્યઅધ્યાસનુ નિરૂપણ કર્યું છે કેમ કે અધ્યાસનુ કારણ અજ્ઞાન છે અને તેનુ કાર્ય અહકારાદિક સઘળો પ્રપચ છે આત્મામા આત્મા દેખાવો જોઈએ, તેને ઠામે અહકારાદિક પ્રપચ દેખાય છે, તે અધ્યાસ છે અને તેનુ કારણ અજ્ઞાન છે, એ અજ્ઞાન પણ અધ્યાસરૂપ છે, કેમ કે આત્મા ન દેખાતા અજ્ઞાન જ દેખાય છે આ રીતે અધ્યાસનુ કારણ પણ અધ્યાસરૂપ હોવાથી તેને કારણઅધ્યાસ કહેવામા આવે છે

**વાદી**—એમ કહેશો તો અજ્ઞાનરૂપી અધ્યાસનુ કારણ વળી બીજુ અજ્ઞાન કલ્પવુ પડશે!

**સિદ્ધાંતી**—એમ કલ્પવાની જરૂર નથી દીવો જેમ પોતાને પ્રકાશરૂપ જણાવવાની સાથે બીજી વસ્તુઓનો પણ પ્રકાશ કરે છે, તેમ જ તેથી ઊલટી રીતે અજ્ઞાન પોતે ઢંકાઈને બીજી વસ્તુ(આત્મા)ને પણ ઢાકે છે, અર્થાત્ પોતે અધ્યાસરૂપ બનીને બીજી વસ્તુઓને અધ્યાસરૂપ બનાવે છે

**વાદી**—અધકાર જેવુ અજ્ઞાન પ્રકાશરૂપ આત્માને ઢાકે, એ તો શી રીતે બને? મે પહેલા કહ્યું જ છે, કે વિશેષ રૂપથી અજ્ઞાન (ન જાણેલી) વસ્તુમા અજ્ઞાનથી અધ્યાસ થાય છે, આત્મા સ્વયપ્રકાશ છે, માટે તેનામા અજ્ઞાન હોય નહિ કેમ કે અધકાર અને પ્રકાશનો પરસ્પર વિરોધ છે માટે જેમ અત્યત પ્રકાશમા પડેલી દોરડીમા સાપનો અધ્યાસ થતો નથી, તેમ સ્વયપ્રકાશ આત્મામા બધનો અધ્યાસ બને નહિ

**સિદ્ધાંતી**—તમે જે શકા કરો છો તે સભવતી નથી કેમ કે જો કે આત્મા પ્રકાશરૂપ છે, તથાપિ આત્માનુ એ પ્રકાશરૂપ અજ્ઞાનનુ વિરોધી નથી જો આત્મારૂપી પ્રકાશ અજ્ઞાનનો વિરોધી હોય, તો સુષુપ્તિકાળમા પ્રકાશરૂપ આત્મા વિષે અજ્ઞાન પ્રતીત થાય છે, તે ન થતુ જોઈએ

ગાઢ નિદ્રામાથી જાગેલા માણસને આવુ જ્ઞાન થાય છે કે 'હુ સુખથી ઊઘ્યો અને મે કાઈ પણ જાણ્યુ નથી' એ જ્ઞાનનો વિષય–સુખ અને અજ્ઞાન છે એ સુખ અને અજ્ઞાનનુ જે જાગ્યા પછી જ્ઞાન થાય છે, તે પ્રત્યક્ષ જ્ઞાન નથી કેમ કે જ્ઞાનનો વિષય સન્મુખ હોય, તે પ્રત્યક્ષ જ્ઞાનરૂપ કહેવાય છે પણ જાગ્રતકાળમા તો તે 'સુખ અને અજ્ઞાન' છે નહિ માટે જાગ્રતમા 'સુખ અને અજ્ઞાન'નુ જ્ઞાન પ્રત્યક્ષ નહિ, પણ સ્મૃતિરૂપ કહેવાય. હવે એ

સ્મૃતિ અજ્ઞાત (ન જાણેલી) વસ્તુની હોતી નથી, પણ જાણેલી વસ્તુની હોય છે, માટે સુષુપ્તિમાં સુખ અને અજ્ઞાન જાણેલું છે અથવા તેનું જ્ઞાન હોય છે એ સુષુપ્તિનું જ્ઞાન અંતઃકરણ અને ઇંદ્રિયોથી ઊપજેલું નથી કેમ કે સુષુપ્તિમાં અંતઃકરણ તથા ઇંદ્રિયો હોતાં નથી તેથી સુષુપ્તિનું જ્ઞાન આત્મસ્વરૂપ જ હોય છે જ્ઞાન અને પ્રમાણનો એક જ અર્થ છે

આ રીતે સુષુપ્તિમાં આત્મા પ્રકાશરૂપ છે તથા તે પ્રકાશરૂપ આત્માથી સ્વરૂપસુખ અને અજ્ઞાનની પ્રતીતિ થાય છે જો આત્મસ્વરૂપપ્રકાશ અજ્ઞાનનો વિરોધી હોય, તો સુષુપ્તિમાં અજ્ઞાનની પ્રતીતિ ન થવી જોઈએ માટે આત્મા પ્રકાશરૂપ છતાં આત્માનું સ્વરૂપ જે પ્રકાશ તે અજ્ઞાનનો વિરોધી નથી ઊલટું આત્માનું સ્વરૂપ જે પ્રકાશ તે અજ્ઞાનનો સાધક (પ્રકાશક) છે

આ અભિપ્રાયથી જ વેદાંતશાસ્ત્રમાં કહ્યું છે, કે સામાન્ય ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી નથી, પણ વિશેષ ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી છે

વ્યાપક ચૈતન્યને સામાન્ય ચૈતન્ય કહે છે

અંતઃકરણની વૃત્તિમાં રહેલા ચૈતન્યને વિશેષ ચૈતન્ય કહે છે

જેમ લાકડામાં રહેલો જે સામાન્ય અગ્નિ છે, તે અંધકારનો વિરોધી નથી, પણ તે લાકડાના મથનથી પ્રકટ થયેલો અગ્નિ દીવાની વાટમાં રહેલો હોય, ત્યારે અંધકારનો વિરોધી હોય છે એ જ પ્રમાણે વ્યાપક ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી નથી, પરંતુ વેદાંતના વિચારથી અંતઃકરણની જે બ્રહ્માકાર વૃત્તિ થઈ હોય છે, તેમાં રહેલું ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી છે

આ રીતે કેવળ ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી નથી, પણ—

(૧) વૃત્તિ સહિત ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી છે અથવા—

(૨) ચૈતન્ય સહિત વૃત્તિ અજ્ઞાનની વિરોધી છે

(૧) પ્રથમ પક્ષમાં અજ્ઞાનના નાશનો હેતુ ચૈતન્ય છે અને વૃત્તિ તેમાં સહાય કરનારી છે

(૨) બીજા પક્ષમાં અજ્ઞાનના નાશનો હેતુ વૃત્તિ છે અને ચૈતન્ય તેમાં સહાયક છે

આ અવચ્છેદવાદની રીતિ છે, (અવચ્છેદવાદ શું છે તે વિષે આગળ કહેવાશે) પણ એ બે પક્ષમાં બીજો પક્ષ શ્રેષ્ઠ છે કેમ કે અજ્ઞાનકૃત આવરણભંગની વૃત્તિ હેતુ છે

આભાસવાદમાં (એ પણ આગળ કહેવાશે) તો સામાન્ય ચૈતન્યની પેઠે વિશેષ ચૈતન્યને અજ્ઞાનનું વિરોધી માનેલું નથી પણ વૃત્તિ સહિત આભાસ અથવા આભાસ સહિત વૃત્તિને અજ્ઞાનની વિરોધી માનેલી છે

આ રીતે પ્રકાશરૂપ ચૈતન્ય અજ્ઞાનનું વિરોધી નથી માટે ચૈતન્યને આશ્રિત અજ્ઞાન છે તે અજ્ઞાનથી દશ્યમાન આત્મામાં બંધનો અધ્યાસ સંભવે છે

તમે (વાદીએ) કહ્યું હતું કે સૂર્યમાં જેમ અંધકાર ઘટતો નથી તેમ સ્વ-પ્રકાશરૂપ આત્મામાં અજ્ઞાન ઘટતું નથી તેનો ખુલાસો પણ થઈ ગયો છે કેમ કે સૂર્યાદિક પ્રકાશ તેજ નામના મહાભૂતનું વિશેષ રૂપ છે, સામાન્યરૂપ

નથી અને તેથી અધકારનું વિરોધી છે અને આત્માનુ સ્વરૂપ સામાન્ય પ્રકાશરૂપ છે, વિશેષ પ્રકાશરૂપ નથી તેથી અજ્ઞાનન વિરોધી નથી, માટે દષ્ટાંત(સૂર્ય) અને સિદ્ધાંત(ચેતન)ની વિષમતાને લીધે તમે કરેલી શકાને સ્થાન નથી—પં. પી.

## સામાન્ય રૂપથી જણાયલા આત્મામાં અધ્યાસ બને છે

વાદી—મે પહેલા કહ્યુ છે, કે સામાન્ય રૂપથી જ્ઞાત અને વિશેષ રૂપથી અજ્ઞાત વસ્તુમા અધ્યાસ બને છે, પરતુ આત્મામા સામાન્ય-વિશેષભાવ નથી માટે નિર્વિશેષ એવો આત્મા સામાન્ય રૂપે જ્ઞાત અને વિશેષ રૂપે અજ્ઞાત સભવતો નથી, માટે આત્મામા અધ્યાસ હોઈ શકે નહિ

**સિદ્ધાંતી**—એ કહેવુ યથાર્થ નથી, કેમ કે 'આત્મા છે' એવી પ્રતીતિ સહુ કોઈને થાય છે આત્મા એવુ નામ પોતાના સ્વરૂપનુ છે 'હુ નથી' એવી પ્રતીતિ કોઈને થતી નથી, પણ 'હુ છુ' એવીજ પ્રતીતિ સર્વને થાય છે, માટે સતરૂપે કરીને આત્માનુ ભાન સર્વને થાય છે, પણ 'આત્મા ચૈતન્ય, આનંદ, વ્યાપક, નિત્યશુદ્ધ, નિત્યમુક્ત છે' એવી પ્રતીતિ સર્વને થતી નથી, માટે ચૈતન્ય, આનદ, વ્યાપક, નિત્યશુદ્ધ, નિત્યમુક્તરૂપથી આત્મા અજ્ઞાત છે અને સતરૂપે કરીને જ્ઞાત છે, એ વાત અનુભવસિદ્ધ છે અને અનુભવસિદ્ધ બાબત હોય તે યુક્તિથી ખોટી ઠરાવી શકાય નહિ, તેથી—

## આત્માના સામાન્ય અને વિશેષ રૂપની સમજ

(૧) આત્માનું જે સતરૂપ સહુને પ્રતીત થાય છે, તે આત્માનુ સામાન્ય રૂપ છે.

(૨) ચૈતન્ય, આનદ ઇત્યાદિ આત્માનુ જે રૂપ ફક્ત જ્ઞાનીને જ પ્રતીત થાય છે, તે આત્માનુ વિશેષ રૂપ છે

(૧) જે અધિક દેશમા અને અધિક કાળમા હોય, તે સામાન્ય રૂપ કહેવાય છે.

(૨) જે ન્યૂન દેશમા અને ન્યૂન કાળમા હોય, તે વિશેષ રૂપ કહેવાય છે.

જો કે આત્માનું સ્વરૂપ જ ચેતન, આનદ વગેરે છે, માટે 'સત'ની પેઠે ચેતન, આનંદાદિક પણ સર્વત્ર વ્યાપક છે. સતની અપેક્ષાથી ચેતન, આનદાદિકને ન્યૂન દેશમા અને ચેતન આનદાદિકની અપેક્ષાથી સતરૂપને અધિક દેશમા વ્યાપક કહેવુ સભવતુ નથી અને તેથી 'સતરૂપ' આત્માનો સામાન્ય અશ છે અને ચેતન આનદાદિક વિશેષ અશ છે, એમ કહેવુ પણ સભવતુ નથી, તથાપિ સતની પ્રતીતિ સર્વને અવિદ્યાકાળમા પણ થાય છે અને 'ચેતન-આનદ રૂપ આત્મા છે' એવી પ્રતીતિ સર્વને અવિદ્યાકાળમા થતી નથી-ફક્ત જ્ઞાનીને જ થાય છે અવિદ્યાકાળમા ચેતન, આનદ, મુક્તતા, શુદ્ધતા છે તો ખરા, પણ પ્રતીત થતા નથી, માટે તે હોઈને ન હોવા સમાન છે આવા અભિપ્રાયથી-

(૧) ચૈતન્ય, આનદ વગેરે ન્યૂન કાળવૃત્તિ (થોડો વખત પ્રતીત થનારા) કહીએ છીએ અને—

(૨) સતરૂપ અધિક કાળવૃત્તિ કહીએ છીએ

આ રીતે સતરૂપનો અને ચેતન, આનંદાદિક રૂપનો સામાન્ય-વિશેષભાવ ન છતાં પણ અલ્પકાળ કે અધિકકાળમાં પ્રતીતિ થવાથી, સામાન્ય-વિશેષભાવની પેઠે જણાય છે; અને તેથી જ—

(૧) આત્માનું 'સતરૂપ' સામાન્ય અંશ કહેવાય છે; અને—

(૨) ચેતન, આનંદ વગેરે વિશેષ અંશ કહેવાય છે.

આ રીતે હોવાથી 'આત્મા નિર્વિશેષ છે.' એ સિદ્ધાંતની હાનિ થતી નથી. જો આત્મામાં ખરેખર સામાન્ય-વિશેષભાવ અંગીકાર કરીએ, તો 'આત્મા નિર્વિશેષ છે,' એ સિદ્ધાંતની હાનિ થાય; પણ આત્મામાં સામાન્ય-વિશેષભાવ ન માનતાં અવિદ્યાથી સામાન્ય વિશેષની પેઠે પ્રતીત થાય છે; માટે સામાન્ય-વિશેષભાવ કહ્યો છે.

આ રીતે સતરૂપે કરીને જ્ઞાન અને ચેતન, આનંદ, નિત્યશુદ્ધ, નિત્યમુક્ત બ્રહ્મરૂપે અજ્ઞાન આત્મામાં બંધનો અધ્યાસ સંભવે છે તથા અધ્યાસરૂપ બંધની જ્ઞાનથી નિવૃત્તિ પણ સંભવે છે; માટે ગ્રંથનું પ્રયોજન પણ સંભવે છે.

## એક ભવિકવાદનું ખંડન

### નિત્ય-નૈમિત્તિક કર્મથી સ્વર્ગફળ થાય છે

**વાદી**—પાછળ મેં કહ્યું છે, કે નિષિદ્ધ કર્મનો તથા કામ્ય કર્મનો ત્યાગ કરીને નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત કર્મ કરવાં.

**સિદ્ધાંતી**—શા માટે?

**વાદી**—નિષિદ્ધ કર્મ ન કરવાથી નીચા લોકની પ્રાપ્તિ ન થાય; કામ્ય કર્મ નહિ કરવાથી ઉત્તમલોકની પ્રાપ્તિ નહિ થાય; નિત્ય-નૈમિત્તિક કર્મ નહિ કરવાથી જે પાપ થાય છે, તે નિત્ય-નૈમિત્તિક કર્મ કરવાથી નહિ થાય તથા આ જન્મ કે પાછલા જન્મોમાં જે પાપ કર્યાં હશે, તેનો સાધારણ તથા અસાધારણ પ્રાયશ્ચિત્ત કર્મ કરવાથી નાશ પામશે; તેમ જ પૂર્વે કરેલાં કામ્ય કર્મના ફળની ઇચ્છા નિવૃત્ત થઈ જવાથી મુમુક્ષુને તેનું ફળ ભોગવવા જન્મ લેવો નહિ પડે. આ રીતે મુમુક્ષુને જ્ઞાન વિના જ જન્મમરણનો ફેરો ટળી જવારૂપ મોક્ષ મળે છે.

**સિદ્ધાંતી**—તમે કહી તે વાત બરાબર નથી; કેમ કે નિત્ય-નૈમિત્તિક કર્મોનું પણ સ્વર્ગફળ થાય છે. આ વાત ભાષ્યકારે પણ યુક્તિ અને પ્રમાણથી પ્રતિપાદિત કરી છે; માટે *નિત્ય-નૈમિત્તિક કર્મથી ઉત્તમલોકની પ્રાપ્તિ થશે*, પણ જન્મમરણ મટશે નહિ.

જો નિત્ય-નૈમિત્તિક કર્મનું ફળ થાય છે, એમ માન્ય નહિ રાખો, તો તેવાં કર્મનો ઉપદેશ કરનારો વેદ નિષ્ફળ થશે; કેમ કે જો નિત્ય-નૈમિત્તિક કર્મ નહિ કરવાથી પાપ થતું હોત, તો તે પાપની અનુત્પત્તિ (ન ઊપજવું તે) તે કર્મનું ફળ કહેવાત; પણ ખરું જોતાં તો નિત્ય-નૈમિત્તિક કર્મ નહિ કરવાથી પાપ થતું જ નથી; કેમ કે નિત્ય-નૈમિત્તિક કર્મ ન કરવાં તે અભાવરૂપ છે અને પાપ ભાવરૂપ છે. અભાવથી ભાવની ઉત્પત્તિ થતી નથી; માટે નિત્ય-નૈમિત્તિક કર્મ

નહિ કરવાથી પાપ થાય છે, એમ કહેવું સંભવતું નથી. જો નિત્ય–નૈમિત્તિક કર્મ નહિ કરવાથી પાપની ઉત્પત્તિ થાય છે એમ માનીએ, તો શ્રી ભગવદ્ગીતાના બીજા અધ્યાયમાં ભગવાને કહ્યું છે, કે 'અભાવની ભાવથી ઉત્પત્તિ થતી નથી,' એ વાક્ય સાથે વિરોધ આવશે; માટે નિત્ય–નૈમિત્તિક કર્મના અભાવથી ભાવરૂપ પાપની ઉત્પત્તિ સંભવતી નથી.

આ રીતે નિત્ય–નૈમિત્તિક કર્મનું ફળ પાપની અનુત્પત્તિ નથી, પણ નિત્ય–નૈમિત્તિક કર્મ વિના પણ પાપની અનુત્પત્તિ સિદ્ધ જ છે; માટે નિત્ય–નૈમિત્તિક કર્મનું ફળ સ્વર્ગ છે, એ વાત કબૂલ નહિ રાખો, તો તે કર્મ નિષ્ફળ કહેવાશે, અને એવા નિષ્ફળ કર્મના બોધક વેદને પણ નિષ્ફળ કહેવાનો વારો આવશે; માટે નિત્ય–નૈમિત્તિક કર્મથી સ્વર્ગફળ થાય છે, એમ માનવું જ સંભવે છે.

### ઇચ્છાના અભાવથી ફળ થતું અટકતું નથી

**વાદી**—નિત્ય–નૈમિત્તિક કર્મનું ફળ સ્વર્ગ છે, એમ માન્ય રાખીએ તોપણ જન્માંતરમાં કરેલાં કામ્ય કર્મોનું ફળ ભોગવવાની ઇચ્છા ન હોય, તો તે ફળ મળતું નથી એમ મેં કહ્યું છે, એમાં તો તમને વાંધો નહિ હોય?

**સિદ્ધાંતી**—એ વાત પણ સંભવતી નથી; કેમ કે કર્મરૂપી બીજમાંથી બે અંકુર ફૂટે છેઃ એક વાસના અને બીજો અદષ્ટ. ધર્મ–અધર્મનું નામ અદષ્ટ છે. શુભ કર્મ કરવાથી શુભ વાસના અને ધર્મરૂપી બે અંકુર થાય છે અને અશુભ કર્મથી અશુભ વાસના અને અધર્મરૂપી બે અંકુર થાય છે.

શુભ વાસનાથી આગળ ઉપર શુભ કર્મમાં પ્રવૃત્તિ થાય છે અને ધર્મથી સુખભોગ મળે છે; અશુભ વાસનાથી અશુભ કર્મમાં પ્રવૃત્તિ થાય છે અને અધર્મથી દુઃખ ભોગવવું પડે છે. આ રીતે કર્મરૂપી બીજમાંથી વાસના અને અદષ્ટરૂપી અંકુર ઉત્પન્ન થાય છે.

(૧) વાસનારૂપી અંકુરનો તો ઉપાયથી નાશ થાય છે, પણ–

(૨) અદષ્ટરૂપી અંકુરનો તો ફળની ઉત્પત્તિ વિના કોઈ પ્રકારે નાશ થઈ શકતો નથી, એવો શાસ્ત્રનો નિર્ણય છે.

(૧) અશુભ કર્મથી ઉત્પન્ન થયેલા અશુભ વાસનારૂપી અંકુરનો સત્સંગ આદિ ઉપાયથી નાશ થઈ શકે છે.

(૨) શુભ કર્મથી ઉત્પન્ન થયેલા શુભ વાસનારૂપી અંકુરનો કુસંગ આદિથી નાશ થાય છે.

શુભ–અશુભ કર્મમાં પ્રવૃત્તિ કરાવનારી વાસના છે. એ વાસનાનો નાશ કરવાને શાસ્ત્રમાં અનેક પુરુષાર્થ (પુરુષે કરવાના યત્ન) કહ્યા છે. એવા પુરુષાર્થથી વાસનાનો નાશ થાય છે; માટે પુરુષાર્થ નિરુપયોગી નથી અને ભોગનો હેતુ જે અદષ્ટ, તેનો તો નાશ થતો નથી; માટે—ફળ આપ્યા વિના કર્મનો ક્ષય થતો નથી—એવું જે શાસ્ત્રમાં કહ્યું છે, તેની સાથે પુરુષાર્થનો વિરોધ પણ આવતો નથી. આ રીતે અજ્ઞાનીના કર્મની નિવૃત્તિ ફળભોગ વિના થતી નથી.

જ્ઞાનીનાં કર્મ તો ભોગવ્યા વિના નિવૃત્ત થઈ જાય છે; કેમ કે—કર્મ, કર્તા

તથા ફળ પરમાર્થથી (વાસ્તવિક રીતે) તો છે જ નહિ, પણ અવિદ્યાથી કલ્પિત છે. તે અવિદ્યાનું વિરોધી જ્ઞાન છે; માટે અવિદ્યાએ કલ્પેલાં જે કર્મ વગેરે છે, તેનો પણ જ્ઞાનથી નાશ થાય છે, જેમ સ્વપ્નમાં નિદ્રાથી જે પદાર્થો પ્રતીત થાય છે, તેનો જાગ્રત કાળમાં નિદ્રાની નિવૃત્તિથી અભાવ થાય છે, તેમ અવિદ્યારૂપ નિદ્રાથી જે કર્મ, કર્તા અને ફળ પ્રતીત થાય છે, તેનો પણ જ્ઞાનદશારૂપી જાગ્રતમાં અવિદ્યાની નિવૃત્તિથી અભાવ થાય છે. જ્ઞાન વિના એવો અભાવ બનતો નથી.

તમે કહ્યું છે, કે ઇચ્છા ન હોય તો કર્મનું ફળ ભોગવવું પડે નહિ. જો એમ થાય તો ઈશ્વરનો સંકલ્પ મિથ્યા થાય; કેમ કે 'ફળ ભોગવ્યા વિના અજ્ઞાનીના કર્મની નિવૃત્તિ થતી નથી,' એવો ઈશ્વરનો સંકલ્પ છે. 'ઈશ્વર સત્ય સંકલ્પ છે' એવી વાત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે; માટે ઇચ્છાના અભાવથી પૂર્વે કરેલાં કામ્ય કર્મનું ફળ થાય નહિ, એ વાત વિરુદ્ધ છે—ખરી નથી.

વળી જો ઇચ્છા ન હોય તો કામ્ય કર્મનું ફળ થાય નહિ, તો અશુભ કર્મનું ફળ કોઈને પણ મળવું ન જોઈએ; કેમ કે અશુભ કર્મનું ફળ દુઃખ છે, તેની ઇચ્છા તો કોઈને જ હોતી નથી!

માટે જ્ઞાન વિના કર્મના ફળનો અભાવ થાય નહિ.

### જ્ઞાન વિના કર્મના ફળનો ભોગ મટે નહિ

**વાદી**—મેં પહેલાં એમ કહ્યું છે. 'કર્મ કરતી વખતે તે કર્મના ફળની ઇચ્છા ન રાખે, તેને તે કર્મનું ફળ મળતું નથી, એમ વેદાંત મતમાં કહ્યું છે; તેમ જ કર્મ કર્યા પછી પણ તેનું ફળ લેવાની ઇચ્છા મટી જાય, તો કર્મનું ફળ મળતું નથી.'—એમ કહેવામાં શું ખોટું છે?

**સિદ્ધાંતી**—વેદાંત મત નહિ સમજવાથી જ એવી વાત તમે કહી છે; કેમ કે ફળની ઇચ્છા રાખીને કે રાખ્યા વિના પણ જે કોઈ કર્મ કરે છે, તેને તેનું ફળ તો અવશ્ય ભોગવવું જ પડે છે. એમાં ફેર એટલો છે, કે જે ઇચ્છારહિત કર્મ કરે છે, તેનું અંતઃકરણ શુદ્ધ થાય છે અને જે ઇચ્છા સહિત કર્મ કરે છે, તેને તે કર્મનું ફળ મળે છે, પણ અંતઃકરણ શુદ્ધ થતું નથી; એટલે—

(૧) જો ઇચ્છારહિત કર્મ કરવાથી અંતઃકરણ શુદ્ધ થઈને શ્રવણ કરવાથી જ્ઞાન થઈ જાય, તો તેને કર્મનું ફળ ભોગવવું પડતું નથી; પણ—

(૨) જેણે ઇચ્છારહિત કર્મ કર્યાં છે, પણ શ્રવણ કરવાનો યોગ ન આવવાથી અથવા બીજા કોઈ કારણથી તેને જ્ઞાન થયું નહિ હોય, તો તેને તે ઇચ્છારહિત કર્મનાં ફળનો ભોગ ભોગવવો પડે છે, એવો વેદાંતનો સિદ્ધાંત છે; માટે જ્ઞાન વિના કર્મના ફળનો ભોગ દૂર થતો નથી.

### જ્ઞાનથી સર્વ પાપનો નાશ થાય છે

**વાદી**—મારું કહેવું એમ છે, કે પ્રાયશ્ચિત્તથી તમામ અશુભ કર્મનો નાશ થાય છે.

**સિદ્ધાંતી**—એ વાત પણ ન બનવા જેવી છે; કેમ કે અનંત કલ્પના જે અશુભ કર્મ છે, તેનું એક જન્મમાં પ્રાયશ્ચિત્ત થઈ શકે નહિ. વળી ગંગાસ્નાન

અને ઈશ્વરનાં નામોચ્ચારણ વગેરે સર્વ પાપનાં નાશક જે સાધારણ પ્રાયશ્ચિત્ત કહ્યાં છે, તે પણ જ્ઞાનનાં સાધન છે; તેથી જ સર્વ પાપનાં નાશક કહ્યાં છે; માટે જ્ઞાનથી જ સર્વ પાપનો નાશ થાય છે.

વાદી—નિત્ય-નૈમિત્તિક કર્મ કરવાથી જે ક્લેશ થાય છે, તેથી પૂર્વના સંચિત નિષિદ્ધ કર્મ ભોગવાઈ જાય છે; માટે સંચિત નિષિદ્ધ કર્મનું ફળ બીજું (નોખું) ભોગવવું પડતું નથી.

**સિદ્ધાંતી**—એમ ન બને; કેમ કે અનંત પ્રકારનાં સંચિત નિષિદ્ધ કર્મ છે, અને તેનું ફળ પણ અનંત પ્રકારનું દુઃખ છે. કેવળ કર્મના અનુષ્ઠાનનો ક્લેશ જ તેનું ફળ હોઈ શકે નહિ.

### સંચિત કર્મો એક જ જન્મમાં ભોગવાય નહિ

**સિદ્ધાંતી**—વળી તમે કહ્યું છે, કે 'તમામ સંચિત કામ્ય કર્મથી એક શરીરની પ્રાપ્તિ થાય છે' એ વાત અશક્ય છે; કેમ કે સંચિત કામ્ય કર્મ અનંત છે, તેનો એક જ જન્મમાં ભોગ ભોગવી લેવાય નહિ.

વળી તમે એક માણસ એક જ વખતે અનેક શરીરો ધારણ કરીને અનેક જન્મનાં સંચિત કર્મો ભોગવી લેશે એવી કલ્પના કરી છે; પણ સિદ્ધ યોગી વિના બીજાથી તે બની શકે એવું નથી. વળી તેવા સિદ્ધ યોગીમાં બીજું સામર્થ્ય હોય છે; પણ જ્ઞાન વિના મોક્ષ તો તેને પણ મળતો નથી, એવો વેદનો સિદ્ધાંત છે.

આ રીતે કામ્ય કર્મ અને નિષિદ્ધ કર્મને છોડીને કેવળ નિત્ય-નૈમિત્તિક કર્મ અજ્ઞાની કરે, તો તેનું ફળ ભોગવવા માટે તે અજ્ઞાનીને પણ અનંત શરીર લેવાં પડશે, પણ મોક્ષ નહિ થાય; માટે જ્ઞાન દ્વારા ગ્રંથનું પ્રયોજન બને છે. જેમ સ્વપ્નમાં મિથ્યા પદાર્થ પ્રતીત થાય છે, તેની નિવૃત્તિ જાગ્રત વિના થાય નહિ; તેમ બંધ પણ મિથ્યા પ્રતીત થાય છે, તેની નિવૃત્તિ પણ જ્ઞાનરૂપ જાગ્રત વિના થાય નહિ.

### સંબંધમંડન

આ રીતે ગ્રંથના અધિકારી વિષય અને પ્રયોજન સંભવે છે; માટે તેમનો સંબંધ પણ સંભવે છે; અને તેથી ગ્રંથનો આરંભ બને છે.

દોહા—दादू दीनदयाल जू, सतरूप परमप्रकाश ।
जामें मतिकी गति नहि, सोइ निश्चलदास ॥ १५ ॥

દીન મનુષ્યો ઉપર દયા કરનાર દાદૂજી સતરૂપ, આનંદરૂપ અને પરમપ્રકાશ ચિતસ્વરૂપે છે; જે સચ્ચિદાનંદરૂપ દાદૂમાં બુદ્ધિની ગતિ પહોંચતી નથી; (અર્થાત્ બુદ્ધિની વૃત્તિઓ વડે જે પરમાત્મ ચૈતન્યને જાણી શકાતું નથી), તે સચ્ચિદાનંદસ્વરૂપ એ જ હું નિશ્ચળદાસ છું. ૧૫

## ૩ : ગુરુશિષ્યલક્ષણ અને ગુરુભક્તિફળ

પ્રકારનું નિરૂપણ

### (૧) ગ્રંથારંભની પ્રતિજ્ઞા

दोहा—पेख चारि अनुबंधयुत, पढै सुनै यह ग्रंथ ।
ज्ञानसहित गुरुसे जु नर, लहै मोक्षको पंथ ॥ १ ॥

ચારે અનુબંધ સહિત ગ્રંથને જાણી જ્ઞાની ગુરુ પાસેથી આ ગ્રંથ ભણે અથવા એકાગ્ર ચિત્ત કરી સાંભળે, તેને મોક્ષ માર્ગ જે જ્ઞાન તે પ્રાપ્ત થાય છે. ૧

दोहा—अनायास मति भूमिमैं, ज्ञान चिमन आवाद ।
व्है इहि कारन करत हूं, गुरुशिष्यसंवाद ॥ २ ॥

શ્રોતાની બુદ્ધિરૂપી પૃથ્વીમાં જ્ઞાનરૂપી બાગ વિના પ્રયા આબાદ થાય (અર્થાત્ ગ્રંથનો બોધ શ્રોતાને સુખથી થાય); મા ગુરુશિષ્યના સંવાદરૂપે આ ગ્રંથનો આરંભ કરીએ છીએ. ૨

### (૨) ગુરુનું લક્ષણ

चौपाई—वेद अर्थकूं भले पिछानै, आतम ब्रह्मरूप इक जानै ।
भेद पंच की बुद्धि नशावै, अद्वय अमल ब्रह्म दरशावै ॥ ३
भव मिथ्या मृगतृषा समाना, अनुलव इम भाषत नहि आना
सो गुरु दे अद्‌भुत उपदेशा, छेदक शिखा न लुंचित केशा ॥४॥

જે ગુરુ વેદના અર્થને ભલા પ્રકારે જાણતા હોય તથા આત્મા અને બ્રહ્મને એકરૂપે જાણતા હોય, જે ગુરુ પાંચ પ્રકારના ભેદની બુદ્ધિનો નાશ કરે તથા દ્વૈતરહિત અને નિર્મળ બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવે, (૩) વળી જે ગુરુ સંસારને મૃગતૃષ્ણા સમાન મિથ્યા છે અને બ્રહ્મભિન્ન બીજું કાંઈ છે નહિ, એમ સર્વદા કહ્યા કરે છે, એવો ગુરુ અદ્‌ભુત ઉપદેશ આપવાને યોગ્ય છે. તે સિવાય શિષ્યની શિખા કાપનારા અથવા માથાના વાળનો લોચ કરનારા (તોડીને બોડું કરનારા) ગુરુ ઉપદેશ આપવાને યોગ્ય નથી. ૪

ટીકા—'વેદના અર્થને ભલા પ્રકારે જાણતા હોય' એમ કહેવાથી આચાર્ય વેદ ભણેલો જોઈએ એમ કહ્યું તથા જીવબ્રહ્મની એકતા જાણનારો જોઈએ, એમ કહેવાથી આચાર્ય બ્રહ્મનિષ્ઠ જોઈએ એમ કહ્યું; અર્થાત્ બ્રહ્મવિદ્યાના આચાર્યે વેદાધ્યયન કરેલું હોવું જોઈએ તથા આત્મજ્ઞાનમાં તેની સ્થિતિ જોઈએ.

જે વેદ ભણ્યો હોય, પણ જ્ઞાનમાં જેની સ્થિતિ ન હોય, તે આચાર્ય

કહેવાય નહિ; તેમ જ જ્ઞાનમાં સ્થિતિ હોય, તથાપિ વેદ ભણ્યો ન હોય, તે પોતે તો મુક્ત છે; પરંતુ ઉપદેશ કરવાને યોગ્ય આચાર્ય તે કહેવાય નહિ; કેમ કે જિજ્ઞાસુ શિષ્યોની શંકા દૂર કરવાની યુક્તિ તેને આવડતી નથી. એમ છતાં જેના ચિત્તમાં શંકા ઉત્પન્ન થાય નહિ, એવા ઉત્તમ સંસ્કારવાળા જિજ્ઞાસુને ઉપદેશ કરવામાં તો તે યોગ્ય છે, તથાપિ સર્વને ઉપદેશ કરવાને તે યોગ્ય હોતો નથી; માટે તેને આચાર્ય કહેવાય નહિ.

## પાંચ પ્રકારના ભેદ

શિષ્યની બુદ્ધિમાં પાંચ પ્રકારના ભેદ ભાસમાન થાય છે, તેમને નાના પ્રકારની યુક્તિથી જે દૂર કરવાને સમર્થ હોય, તે આચાર્ય કહેવાય. તે પાંચ પ્રકારના ભેદ આ પ્રમાણે છે: (૧) જીવ-ઈશ્વરનો ભેદ, (૨) જીવ-જીવનો પરસ્પર ભેદ, (૩) જીવ-જડનો ભેદ, (૪) ઈશ્વર અને જડનો ભેદ; (૫) જડ અને જડનો પરસ્પર ભેદ. આ ભેદ ભયનો હેતુ છે. માટે તે ભેદનું ખંડન આચાર્યે અવશ્ય કરવું જોઈ એ. એ ભેદના ખંડનની અનુમાનરૂપ યુક્તિઓ વિચારસાગરના ટીકાકાર પંડિત પીતામ્બરદાસજી આ પ્રમાણે લખે છે:

(૧) જીવ અને ઈશ્વરનો ભેદ કલ્પિત છે; અવિદ્યા અને માયારૂપ ઉપાધિથી થયેલો હોવાને લીધે, ઘટાકાશ અને મહાકાશના ભેદની પેઠે. (આ અનુમાનમાં ત્રણ બાબતો છે: પ્રથમ પ્રતિજ્ઞા, બીજો હેતુ અને ત્રીજું ઉદાહરણ છે. બધાં અનુમાનમાં અનુક્રમે એ ત્રણ વાનાં સમજી લેવાં.)

(૨) જીવ-જીવનો પરસ્પર ભેદ કલ્પિત છે, સાભાસ અંતઃકરણરૂપ ઉપાધિથી થયેલો હોવાને લીધે; જુદાજુદા ઘટાકાશોના ભેદની પેઠે. (જેમ, તપાવેલા લોઢાના ગોળાને લીધે અગ્નિનો ગોળો ભાસે છે, તેમ ચૈતન્યથી પ્રકાશિત થયેલું અંતઃકરણ ચૈતન્યરૂપે ભાસે છે, તેને જ જીવ કહે છે; અર્થાત્ જીવને ઓળખાવવા માટે 'ચૈતન્યના આભાસવાળું અંતઃકરણ' એમ કહેવું જોઈએ. આ કારણથી સાભાસ-આભાસ સહિત અંતઃકરણને ઉપાધિ કહે છે.)

(૩) જીવ અને જડનો ભેદ કલ્પિત છે; સાભાસ અંતઃકરણ અને નિરાભાસ નામરૂપમય ઉપાધિથી થયેલો હોવાથી, સ્વપ્નમાં દેખાતા સ્થાવર-જંગમ પદાર્થની પેઠે, (જડપદાર્થમાં અંતઃકરણ વ્યક્ત ન હોવાથી, તેમાં ચૈતન્યનો આભાસ દેખાતો નથી; માટે તેને નિરાભાસ કહે છે. વળી જીવનું રૂપ જણાતું નથી, પણ જડ પદાર્થનું તો નામ અને રૂપ બંને જોવામાં આવે છે, એથી પણ જીવ અને જડનો ભેદ સમજાય છે.)

(૪) ઈશ્વર અને જડનો ભેદ કલ્પિત છે; સાભાસ માયા અને નામ-રૂપમય ઉપાધિએ કરેલો હોવાથી, સાક્ષી અને સ્વપ્ન જગતના ભેદની પેઠે. [શુદ્ધ સત્ત્વગુણી પ્રકૃતિ માયા કહેવાય છે અને મલિન સત્ત્વગુણી પ્રકૃતિ અવિદ્યા કહેવાય છે. શુદ્ધ સત્ત્વગુણી પ્રકૃતિમાં (માયામાં) ચૈતન્યનો આભાસ પડેલો છે; માટે તે આભાસ સહિત માયાને ઈશ્વર કહે છે. સ્વપ્નમાંનું જગત અપંચીકૃત હોવાથી, તેનો દ્રષ્ટા સાક્ષી છે અને વળી સ્વપ્ન-જગતથી જુદો છે;

તેમ જ ઈશ્વર આ વ્યાવહારિક જગતનો દ્રષ્ટા છે અને તેનાથી જુદો છે. ]

(૫) જડ-જડનો ભેદ. નામરૂપમય ઉપાધિથી થયેલો હોવાથી, દોરડીમ કલ્પેલો પાણીનો રેલો, લાકડી, સાપ વગેરેની પેઠે કલ્પિત છે.

ઉપર કહ્યા પ્રમાણે અનેક પ્રકારે ભેદ દૂર કરીને, અદ્વય અને અવિદ્યાદિ મળથી રહિત શુદ્ધ બ્રહ્મનો આત્મરૂપે સાક્ષાત્કાર કરાવે, તે આચાર્ય કહેવાય; તેમ જ સંસારનો મિથ્યા રૂપે જે ઉપદેશ કરે, તે આચાર્ય કહેવાય. આવી રીતે અદ્‌ભુત ઉપદેશ આપનારા આચાર્ય કહેવાય છે; પણ જેઓ પોતે માથું મૂંડાવીને શિષ્યની ચોટલી માત્ર કાપી નાખનારા હોય અથવા કોઈ સંપ્રદાયના ચિહ્નમાત્રથી અંકિત કરનારા હોય, તેમને આચાર્ય કહેવાય નહિ.

दोहा—करत मोक्ष भवग्राहते, दे असि निज उपदेश ।
सो दैशिक बुध जन कहत, नहि कृत गैरिकवेश ॥ ५ ॥

જે પોતાની ઉપદેશરૂપી તરવારથી સંસારરૂપી મગરને મારીને તેનાથી શિષ્યને છોડાવે છે, તેને પંડિતો આચાર્ય કહે છે; માત્ર ભગવાં લૂગડાં ધારણ કરનારને નહિ. ૫

## શિષ્યનાં લક્ષણ

दोहा—दैशिक के लक्षण कहे, श्रुति मुनि वच अनुसार ।
सो लक्षण हैं शिष्यके, व्है जिनते अधिकार ॥ ६ ॥

વેદ અને શાસ્ત્રનાં વચનોને અનુસરીને ઉપર ગુરુનાં લક્ષણો કહ્યાં છે. હવે જે સાધનોથી ગ્રંથ સમજવાનો અધિકાર (યોગ્યતા) પ્રાપ્ત થાય, તે સાધનો શિષ્યનાં લક્ષણો જાણવાં; અર્થાત્ પાછળ પહેલા તરંગમાં વિવેકાદિ અધિકારીનાં લક્ષણો કહ્યાં છે, તે જ લક્ષણો શિષ્યનાં જાણી લેવાં. ૬

## ગુરુભક્તિના ફળનું વર્ણન

दोहा—ईश्वरते गुरुमें अधिक, धारे भक्ति सुजान ।
बिन गुरुभक्ति प्रवीण हूं, लहै न आतमज्ञान ॥ ७ ॥

શિષ્યે ઈશ્વર કરતાં પણ ગુરુની વધારે ભક્તિ કરવી; કેમ કે કોઈ માણસ સઘળાં શાસ્ત્રોમાં પ્રવીણ હોય, તથાપિ ગુરુભક્તિ વિના આત્મજ્ઞાન મેળવી શકતો નથી. ૭

એ જ વાત દૃષ્ટાંતથી પ્રતિપાદન કરે છે:

दोहा—वेद उदधि विनगुरू लखै, लागै लौन समान ।
बादर गुरुमुख द्वार व्है, अमृतसे अधिकान ॥ ८ ॥

વેદરૂપી સમુદ્રનું પાન જો ગુરુ વિના કરે, તો તે લવણ સમાન ખારું લાગે છે; પણ તે જ જળ ગુરુમુખરૂપી વાદળને દ્વારે આવે છે, ત્યારે અમૃતથી પણ વધારે મીઠું લાગે છે. ૮

**ટીકા**—વેદરૂપી મોટો સમુદ્ર છે, તે ગુરુ વિના લવણના જેવો ખારો લાગે છે જેમ ખારા સમુદ્રમા જઈને તેના જળનુ જે પાન કરે છે, તે કેવળ ખારાશનો જ અનુભવ કરે છે અને તેથી ક્લેશ પામે છે, તેમ ગુરુ વિના જે વેદનો અર્થ વિચારે છે, તે ભેદરૂપી ખારાશનો અનુભવ કરીને જન્મમરણરૂપી ક્લેશ પામે છે, એ જ કારણથી રામાનુજ અને મધ્વ આદિ જે અનેક પુરુષો થયા છે, તેમણે વેદના અર્થનો વિચાર તો કર્યો છે, પણ ગુરુ દ્વારા કર્યો નથી, માટે ભેદનો નિશ્ચય કરીને જન્મમરણરૂપી ખેદને પ્રાપ્ત થાય છે મુક્તિરૂપી આનદ તેમને પ્રાપ્ત થયો નથી

જો કે રામાનુજ આદિક જે થયા છે, તેમણે પણ વેદ પોતાના ગુરુઓ પાસેથી જ ભણીને વિચાર્યો છે અને વિચાર્યા પછી વ્યાખ્યાન પણ કર્યા છે તથાપિ જેમની પાસે તેઓ વેદ ભણ્યા, તે ગુરુ નથી કેમ કે ‘જે જીવ–બ્રહ્મની એકતાનો ઉપદેશ કરે, તે ગુરુ હોઈ શકે છે એ વાત પાછળ ગુરુના લક્ષણમા કહેલી છે, પણ એમના ભણાવનારા તો જીવ–બ્રહ્મના ભેદનો ઉપદેશ આપનારા હતા માટે તેમને વિષે જેઓ ગુરુશબ્દનો પ્રયોગ કરે છે તે અર્હતની પેઠે કરે છે જેમ અર્હતના શિષ્યો અર્હતને ગુરુ કહે છે, પણ અર્હત એ ગુરુ શબ્દનો વિષય (અર્થ) નથી તેમ જ ભેદવાદી પુરુષો પોતાના ભણાવનારને ગુરુ કહે છે, પરતુ તેઓ ગુરુ નથી માટે રામાનુજ આદિ જે ભેદવાદી થયા છે, તેમણે ગુરુ દ્વારા વેદનો વિચાર કર્યો નથી તેથી તેઓ ભેદમા આગ્રહ રાખીને જન્મમરણરૂપી ક્લેશને પામ્યા છે

તે જ પ્રમાણે બીજો પણ કોઈ પાછળ કહેલા લક્ષણવાળા ગુરુ સિવાય પોતાની મેળે વેદના અર્થનો વિચાર કરે અથવા ભેદવાદી પુરુષની પાસે ભણીને વિચાર કરે, તે પણ ભેદરૂપી ક્ષારનો અનુભવ કરીને જન્મમરણરૂપી ક્લેશનો જ અનુભવ કરે છે, એવો આ દોહાના પૂર્વાર્ધનો અર્થ છે

માટે વાદળરૂપી બ્રહ્મવેત્તા ગુરુના મુખ દ્વારા સાભળીને જે વેદના અર્થનો વિચાર કરે, તેને વેદ અમૃતથી પણ વધારે આનદનો હેતુ થાય છે જેમ સમુદ્રનુ પાણી સ્વભાવથી ખારુ છે, પણ વાદળ દ્વારા મધુર થાય છે, તેમ વેદનો અર્થ બ્રહ્મજ્ઞાની ગુરુ દ્વારા આનદનો હેતુ છે

### જ્ઞાની ગુરુ પાસેથી વેદાર્થના પઠન અને શ્રવણની યોગ્યતા

પાછળ કહેવામા આવ્યુ છે, કે ગુરુ પાસેથી પઠન કરેલા વેદના અર્થનો વિચાર કરવાથી મુક્તિરૂપી ફળ પ્રાપ્ત થાય છે પણ તેમા ગુરુ જ્ઞાની હોવા જોઈએ કે અજ્ઞાની તે કહ્યુ નથી, તે હવે કહે છે જો કે ‘જ્ઞાનહીન ગુરુ હોવો જ ન જોઈએ,’ એમ પહેલા કહી ગયા છીએ, તથાપિ એ જ વાતને દૃષ્ટાન્તથી પ્રતિપાદન કરે છે

દોહા—દૃતિપુટ ઘટ સમ અજ્ઞજન, મેઘ સમાન સુજાન ।
પઢૈ વેદ ઇહિ હેતુતે, જ્ઞાનીપૈ તજિ આન ॥ ૭ ॥

અજ્ઞાની માણસો ચામડાની બોખ અથવા મસક જેવા છે.

ચામડાની બોખથી સમુદ્રનું પાણી આણીએ, તેમાં કોઈ વિલક્ષણ સ્વાદ આવતો નથી, તેમ અજ્ઞાની માણસ પાસેથી ગ્રહણ કરેલા વેદરૂપી સમુદ્રનું અર્થરૂપી જળ, પણ વિલક્ષણ આનંદ આપતું નથી, માટે અજ્ઞાની ગુરુઓ ચામડાની બોખ જેવા છે

જ્ઞાની ગુરુ મેઘ જેવા છે, તે વાત પાછળ કહેવાઈ છે, માટે ચર્મપાત્ર જેવા અજ્ઞાની ગુરુઓને છોડીને મેઘ સમાન જ્ઞાની ગુરુ પાસેથી વેદના અર્થ શીખવા અથવા સાંભળવા. ૯

### ભાષાગ્રંથથી પણ જ્ઞાન થાય છે

'જ્ઞાનવાન ગુરુ પાસે વેદ ભણવા' એમ કહેવાથી એવી શંકા થાય છે, કે જે વેદની શ્રુતિ છે, તે દ્વારા જ જીવ-બ્રહ્મનો વિચાર કરવાથી જ્ઞાન થાય છે બીજા સંસ્કૃત કે પ્રાકૃત ગ્રંથો ભણવાથી જ્ઞાન થાય નહિ અને એમ હોય, તો આ ભાષાગ્રંથનો આરંભ નિષ્ફળ થાય તેના સમાધાન માટે કહે છે

દોહા—ब्रह्मरूप अहि ब्रह्मवित, ताकी वाणी वेद ।
भाषा अथवा संस्कृत, करत भेदभ्रमछेद ॥ १० ॥

બ્રહ્મવેત્તા પુરુષ બ્રહ્મરૂપ છે, એ વાત શ્રુતિમાં પ્રસિદ્ધ છે, માટે તેની વાણી વેદરૂપ છે, પછી તે પ્રાકૃત ભાષારૂપ હોય કે સંસ્કૃતરૂપ હોય, તથાપિ તે ભેદરૂપી ભ્રમનો નાશ કરે છે, અર્થાત્ આત્માના સ્વરૂપના પ્રતિપાદક વાક્યોથી જ્ઞાન થાય છે, પછી તે વેદના હોય કે બીજા હોય, માટે ભાષાગ્રંથથી પણ જ્ઞાન થાય છે ૧૦

### ટીકા

**શંકા**—વેદના વચન સિવાય જ્ઞાન થાય નહિ

**સમાધાન**—એવો નિયમ નથી જેમ આયુર્વેદમાં કહેલા રોગ અને તેના નિદાન અને ઔષધ, તે સઘળાનું જ્ઞાન બીજા સંસ્કૃત ગ્રંથોથી અથવા ભાષાના કે ફારસી ગ્રંથોથી થઈ શકે છે, તેમ સર્વનો આત્મા જે બ્રહ્મ તેનું જ્ઞાન પણ ભાષા વગેરેના ગ્રંથથી થાય છે

એટલા માટે સર્વજ્ઞ એવા જે ઋષિમુનિઓ થયા છે, તેમણે સ્મૃતિ, પુરાણ અને ઇતિહાસ-ગ્રંથોમાં બ્રહ્મવિદ્યાના પ્રકરણ કહ્યાં છે જો વેદ સિવાય જ્ઞાન થતું ન હોય તો એ સઘળાં પ્રકરણ નકામાં થઈ જશે માટે આત્માના સ્વરૂપના પ્રતિપાદક જે વાક્યો છે તેનાથી જ્ઞાન થાય છે-પછી તે વાક્ય વેદના હોય કે બીજા હોય-માટે ભાષાગ્રંથથી પણ જ્ઞાન થાય છે, એ વાર્તા સિદ્ધ થઈ

### આચાર્ય-સેવાની આવશ્યકતા

દોહા—वानी जाकी वेद सम, कीज ताकी सेव ।
व्है प्रसन्न जब सेवतें, तब जानें निज भेव ॥ ११ ॥

બ્રહ્મવેત્તા આચાર્યની વાણી વેદ સમાન છે, માટે તેની જિજ્ઞાસુએ

**સેવા કરવી; કેમ કે જ્યારે સેવાથી આચાર્ય પ્રસન્ન થાય છે, ત્યારે જ પોતાના સ્વરૂપનું જ્ઞાન શિષ્ય ગુરુ પાસેથી મેળવી શકે છે. ૧૧**

ટીકા—એમ કહેવાનું તાત્પર્ય આ પ્રમાણે છે: આચાર્યની સેવા ઈશ્વરની સેવાથી પણ અધિક છે; કેમ કે ઈશ્વરની સેવા અદષ્ટ ફળનો હેતુ છે અને આચાર્યની સેવા દષ્ટ તથા અદષ્ટ બન્ને ફળનો હેતુ છે.

(૧) જે વસ્તુ ધર્મ કે અધર્મની ઉત્પત્તિ દ્વારા ફળ આપનારી હોય, તે 'અદષ્ટ ફળનો હેતુ' કહેવાય છે. (ઈશ્વરની સેવા ધર્મની ઉત્પત્તિ દ્વારા અંતઃકરણની શુદ્ધિરૂપ ફળનો હેતુ છે, માટે ઈશ્વરની સેવા અદષ્ટ ફળનો હેતુ છે.)

(૨) જે વસ્તુ ધર્મ કે અધર્મની ઉત્પત્તિ કર્યા સિવાય સાક્ષાત્ ફળનો હેતુ હોય, તે 'દષ્ટ ફળનો હેતુ' કહેવાય છે. (આચાર્યની સેવા ધર્મની અપેક્ષા વિના આચાર્યની પ્રસન્નતામાત્રથી ઉપદેશરૂપી ફળનો હેતુ છે, માટે દષ્ટ ફળની હેતુ છે; અને ધર્મની ઉત્પત્તિ દ્વારા અંતઃકરણની શુદ્ધિરૂપ ફળનો હેતુ છે, માટે અદષ્ટ ફળની પણ હેતુ છે.

આ રીતે આચાર્યની સેવા ઈશ્વરની સેવાથી પણ ઉત્તમ છે, માટે જિજ્ઞાસુએ સર્વ પ્રકારથી બ્રહ્મવેત્તા આચાર્યની સેવા કરવી.

## આચાર્ય-સેવાનો પ્રકાર

सोरठा—व्है जबही गुरु संग, करै दंड जिम दंडवत् ।
घारै उत्तम अंग, पावन पादसरोजरज ॥ १२ ॥

**જ્યારે ગુરુની મુલાકાત થાય, ત્યારે તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા અને તેમના ચરણની પવિત્ર રજ માથે ચડાવવી.** (બે પગ, બે ઘૂંટણ, બે હાથ, છાતી અને માથું—એ આઠ અંગ પૃથ્વીને અડકાડી, લાકડીની પેઠે લાંબા પડી નમસ્કાર કરવો, તેને 'સાષ્ટાંગ દંડવત્ પ્રણામ' કહે છે.) ૧૨

चौपाई—गुरु समीप पुनि करिये वासा, जो अति उत्कट व्है जिज्ञासा ।
तन मन धन वच अर्पी देवै, जो चाहै हिय बंधन छेवै ॥ १३ ॥

**જો શિષ્યની જિજ્ઞાસા (જ્ઞાન મેળવવાની ઇચ્છા) અતિશય ઉત્કટ હોય, તો તેણે ગુરુની પાસે જ નિવાસ કરવો; અને જો હૃદયમાં રહેલો સંસારરૂપી બંધ કાપી નાખવો હોય, તો શરીર, મન, ધન અને વાણી ગુરુને અર્પણ કરવાં. ૧૩**

## શરીર તથા મન-અર્પણના પ્રકાર

चोपाई—तन करि बहु सेवा विस्तारै, आज्ञा गुरुकी कबहु न टारे ।
मनमैं प्रेम रामसम राखै, व्है प्रसन्न गुरु इम अभिलाखै ॥ १४ ॥
दोपदृष्टि स्वपनै नहि आनै, हरि हर ब्रह्म गंग रवि जानै ।
गुरुमूरतिको हियमें ध्याना धारै चाहै जो कल्याना ॥ १५ ॥

શરીર વડે ગુરુની ઘણી સેવા કરવી અને તેમની આજ્ઞાનો કદી લોપ ન કરવો, એ શરીર અર્પણ કર્યું કહેવાય.

પોતાના મનમાં ગુરુ ઉપર પરમેશ્વર જેવી પ્રીતિ રાખવી અને ગુરુ શી રીતે પ્રસન્ન થાય, એ જ ઇચ્છામાત્ર મનમાં રાખવી; વળી ગુરુના દોષ કદાપિ જોવા નહિ, અથવા તેમનાં આચરણમાં દોષદૃષ્ટિ કરવી નહિ; પણ ગુરુને વિષ્ણુ, મહાદેવ, બ્રહ્મા, ગંગાજી કે સૂર્યદેવ જેવા જાણવા. જે શિષ્ય પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય, તેણે ગુરુની મૂર્તિનું હૃદયમાં ધ્યાન કરવું. ૧૪,૧૫

## ધન-અર્પણ પ્રકાર

चौपाई—पत्नी पुत्र भूमि पशु दासी, दास द्रव्य ग्रह व्रीहि विनाशी ।
घनपद इन सबहिनकुं भाखै, व्है गुरु सरन दूरि तिहि नाखै ॥ १६ ॥

सोरठा—धन अर्पनको भेव, एक कह्यो सुन दूसरो ।
व्है गृहस्थ गुरुदेव, याज्ञवल्क्य सम देह तिहिं ॥ १७ ॥

સ્ત્રી, પુત્ર, પૃથ્વી, પશુ, દાસ, દાસી, દ્રવ્ય, ઘર, અનાજ-એ સઘળી નાશવંત વસ્તુઓને ધન કહે છે. તે સર્વનો ત્યાગ કરીને ગુરુને શરણે જવું, તેને ધન-અર્પણ કહે છે; કેમ કે ગુરુ તો ત્યાગી હોવાથી, તે સઘળાનો ગુરુ પોતે તો અંગીકાર કરે નહિ; પણ એવા ત્યાગી ગુરુની પ્રાપ્તિ માટે ધનનો ત્યાગ કર્યો હોય, તો તે પણ ગુરુને અર્પણ કર્યું કહેવાય. ધન-અર્પણનો એ એક પ્રકાર કહ્યો. બીજો સાંભળ:

ગુરુ જો ગૃહસ્થાશ્રમી હોય, તો તે સઘળું ધન ગુરુને આપી દેવું. એ ધન-અર્પણનો બીજો પ્રકાર છે. ૧૬,૧૭

### ટીકા

**શંકા**—બ્રહ્મવિદ્યાનો આચાર્ય ગૃહસ્થ હોય નહિ.

**સમાધાન**—બ્રહ્મવિદ્યાના આચાર્ય યાજ્ઞવલ્ક્ય, ઉદ્દાલક વગેરે ગૃહસ્થાશ્રમીઓ પણ વેદમાં સાંભળ્યા છે; માટે ગૃહસ્થ પણ આચાર્ય સંભવે છે.

## વાણી-અર્પણનો પ્રકાર

छंद—भाखत गुनगन गुरुके बानी सुद्ध ।
दोष न कबहु अर्पन करि इम बुद्ध ॥ १८ ॥

વાણી વડે ગુરુના ગુણોનું વર્ણન કરવું, પણ દોષ કદાપિ બોલવા નહિ; એ ગુરુને વાણી અર્પણ કરવાનો પ્રકાર છે. ૧૮

## શિષ્યનો ગુરુના સંબંધમાં વ્યવહાર

सोरठा—जो चाहै कल्यान, तनमनधनवच अरपि इम ।
वसै वहुत गुरुस्थान, भिच्छा तैं जीवन करै ॥ १९ ॥

જે માણસ પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય, તેણે પાછળ કહ્યું તેમ ગુરુને શરીર, મન, ધન અને વાણી અર્પણ કરીને ઘણા કાળ સુધી ગુરુ હોય ત્યાં અથવા સમીપમાં રહેવું; અને બ્રહ્મચારી કે ત્યાગી શિષ્ય હોય, તો તેણે ભિક્ષા માગી જીવન ચલાવવું. ૧૯

चौपाई-सो भिक्षा धरि दैशिक आगे, निज भोजनकुं नाहि पुनि मागे ।
जो गुरु देइ तु जाठर डारे, नहि दूजे दिनवृत्ति संभारे ॥ २० ॥

શિષ્યે જે ભિક્ષા માગી આણી હોય, તે પોતે જ ખાઈ લેવી નહિ, પણ તે ગુરુની પાસે મૂકી દેવી; જો ગુરુ તેમાંથી કાંઈ આપે તો તે શિષ્યે લઈ ને ખાઈ લેવું; ન આપે તો બીજે દિવસે પણ એ જ પ્રમાણે ભિક્ષા માગી લાવીને ગુરુને આપવી. એક દિવસમાં બે વખત ભિક્ષા માગવા જવું નહિ. ૨૦

दोहा—पुनि गुरुके आगे धरै, भिक्षा शिष्य सुजान ।
निर्वेद न जियम करै, जो निज चहै कल्यान ॥ २१ ॥

બીજે દિવસે પણ શિષ્ય-ધર્મને સારી રીતે જાણનારો તે શિષ્ય-ભિક્ષા માગી લાવીને ગુરુની પાસે મૂકે, જો તે પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય, તો તેણે તેમ કરતાં મનમાં કોચવાવું નહિ. ૨૧

चौपाई-इम व्यवहृत अवसर जब पेखै, मुख प्रसन्न गुरु सन्मुख लेखै ।
विनति करै दोउ कर जोरी, गुरु आज्ञातैं प्रश्न वहोरी ॥ २२ ॥

આ રીતે વ્યવહાર કરતાં કરતાં જ્યારે ગુરુને અવકાશ છે એમ માલૂમ પડે અને ગુરુ પ્રસન્ન મુખથી પોતાના તરફ જુએ, ત્યારે હાથ જોડી ગુરુની સ્તુતિ કરી વિનતિ કરવી, કે 'હે ભગવન્! મારે કાંઈક પૂછવાની ઇચ્છા છે.' પછી ગુરુ પૂછવાની આજ્ઞા કરે તો પ્રશ્ન કરવો. ૨૨

ટીકા—કદાચિત્ જન્માન્તરના ઉત્તમ કર્મથી ગુરુકૃપા કરીને શિષ્યને તનઅર્પણ આદિ સેવા વિના પણ ઉપદેશ કરી દે, તો તેથી પણ શુદ્ધ અધિકારીનું કલ્યાણ થાય છે, કેમ કે ગુરુસેવાના બે ફળ છે (૧) ગુરુની પ્રસન્નતા અને (૨) અંતઃકરણની શુદ્ધિ, એ બન્ને વાના એવા શિષ્યને સિદ્ધ છે.

दोहा—तनमनधनवानी अरपि, जिहिं सेवत चितलाय ।
सकलरूप सो आप है, दादु सदा सहाय ॥ २३ ॥

જે પુરુષ પાછળ કહ્યા પ્રમાણે તન, મન, ધન અને વાણીનું અર્પણ કરીને ગુરુની ખરા ભાવથી (એક ચિત્તથી) સેવા કરે છે, તે પોતે જ સર્વ જગતરૂપ છે અને દાદુ સદા તેને સહાય કરે છે. ૨૩

## ૪ · ઉત્તમાધિકારી ઉપદેશ-નિરૂપણ

### શુભસંતતિ અને તેના ત્રણ પુત્રોની કથા

दोहा—गुरु शिषके सवादकी, कहु व गाथ नवीन ।
पेखि जाहि जिज्ञासु जन, होत विचार प्रवीन ॥ १ ॥

ગુરુ-શિષ્યના સવાદ દ્વારા ગ્રથ સારો સમજાય છે, માટે તે વિષે હુ એક કલ્પિત નવીન કથા કહુ છુ, એ વાત સાભળવાથી જિજ્ઞાસુ મનુષ્યો વિચાર કરવામા પ્રવીણ થશે ૧

तीन सहोदर बाल शुभ, चक्रवर्ती सतान ।
शुभसतति पितु तिहिंनमं, स्वर्गपाताल जहान ॥ २ ॥

એક ચક્રવર્તી રાજાના ત્રણ સારા પુત્રો સગા ભાઈઓ હતા. તેમના પિતાનુ નામ શુભસતતિ હતુ, અને સ્વર્ગ, મૃત્યુ અને પાતાળના લોક તેને નમતા હતા, અર્થાત્ તે ત્રણે લોકમા તેનુ રાજ્ય હતુ ૨

तत्त्वदृष्टि इक नाम अहि, दूजो कहत अदृष्ट ।
तर्कदृष्टि पुनि तीसरो, उत्तम, मध्य, कनिष्ट ॥ ३ ॥

તે ત્રણ બાળકના નામ સૌથી મોટાનુ નામ તત્ત્વદૃષ્ટિ હતુ, બીજાનુ નામ અદૃષ્ટ હતુ અને ત્રીજાનુ નામ તર્કદૃષ્ટિ હતુ તેઓ અનુક્રમે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ અધિકારી હતા ૩

चापाई—बालपनो सब खेलत खोयो, तरुण पाय पुनि मदन विगोयो ।
धारि नारि गृह मार प्रकाशी, भोग ल्है तिहु सब सुखराशि ॥४॥

તે રાજાએ પોતાનુ બાળપણ રમતારમતા ગુમાવ્યું તે જુવાન થયો ત્યારે કામદેવે તેને સતાવવા માડ્યો, તેથી તેણે સ્ત્રીનુ પાણી ગ્રહણ કર્યું અને કામદેવનો પ્રકાશ અનુભવ્યો એવી રીતે તે ગૃહસ્થાશ્રમી થઈ સર્વ સુખભોગ ભોગવવા લાગ્યો ૪

#### શુભસતતિનો વૈરાગ્ય

दोहा—स्वर्गभूमि पाताल क भोगहिं सर्व समाज ।
शुभसतति निज तेजवल, करत राजक काज ॥ ५ ॥

આ રીતે ત્રણલોકનું રાજ્ય, વૈભવ, સારા સતાન વગેરે પામીને શુભસતતિ રાજા સુખ ભોગવતાભોગવતા પોતાના પ્રતાપ વડે રાજ્યકાજ કરતો હતો ૫

ल्हि अवसर इक तिहिं पिता, निज हिय रच्यो विचार ।
सुखस्वरूप अज आतमा, तासु भिन्न असार ॥ ६ ॥

इहिं कारन तजि राज यह, जानूं आतमरूप ।
स्वर्गभूमि पातालके, तिहुं पुत्रहिं करि भूप ॥ ७ ॥

એક દિવસ શુભસંતતિના મનમાં વિચાર આવ્યો, કે સુખરૂપ તો ફક્ત આત્મા છે; આત્માથી ભિન્ન તમામ વસ્તુઓ તુચ્છ (સાર-વગરની) છે. આટલા માટે મારા ત્રણ છોકરાઓને ત્રણ લોકનું રાજ્ય વહેંચી આપીને હું આ રાજ્ય ત્યજીને ચાલ્યો જાઉં; અને આત્માના સ્વરૂપનો અનુભવ કરું. ૬,૭

चौपाई—अस विचार शुभसंतति कीना, मंत्रि पेखि तिहुं पुत्र प्रवीना ।
देश इकंत समीप बुलाये, निज विरागके वचन सुनाये ॥ ८ ॥
भाख्यो पुनि यह राज संभारहु, इक पताल इक स्वर्ग सिधारहु ।
अपर वसहु काशी भुवि स्वामी, रहत जहां शिव अंतरयामी ॥ ९ ॥
जिहिं मरतहिं सुनि शिव उपदेशा, अनयासहिं तिहिं लोकप्रवेशा ।
गंग अंग मनु कीर्ति प्रकाशै, उत्तर वाहिनि अधिक उजासै ॥ १० ॥

આવો વિચાર કરીને પોતાના મંત્રીને એ વાત સમજાવી અને પછી ત્રણે પુત્રોને એકાંતમાં બોલાવી કહ્યું, કે મને સંસાર ઉપરથી વૈરાગ્ય થયો છે; માટે હવે તમે ત્રણે જણ આ રાજ્ય સંભાળી લો. એક જણ સ્વર્ગનું, એક જણ પાતાળનું અને એક જણ કાશી-નગરમાં રહીને ભૂલોકનું* રાજ્ય કરજો.

કાશીનગરી અતિ ઉત્તમ છે. તેમાં અંતર્યામી મહાદેવજી નિવાસ કરી રહ્યા છે. એ નગરીમાં જે મરણ પામે છે, તેને મહાદેવજી મૃત્યુ વખતે તારકમંત્રનો ઉપદેશ કરે છે; તેથી તે અનાયાસે મહાદેવના લોક(કૈલાસ)માં જાય છે. ત્યાં આગળ ઉત્તર ભણી વહેનારી ગંગા-નદીનાં શ્વેત પાણી, તે જાણે એ નગરીની કીર્તિનો પ્રકાશ ન કરી રહ્યાં હોય, તેવાં શોભે છે. ૮-૧૦

दोहा—करहु राज इम भिन्न तिहुं, पालहु निज निज देश ।
विन विभाग भ्रातान को, भूमि काज व्है क्लेश ॥ ११ ॥

તમે ત્રણે એ પ્રમાણે જુદાજુદા દેશમાં રાજ્ય કરજો અને પોતપોતાના દેશનું રક્ષણ કરજો. પૃથ્વી માટે ભાઈઓમાં ટંટો ન થાય, માટે આ રીતે મેં વહેંચણી કરી આપી છે. ૧૧

सवैया—राजसमाज तजौं सब मैं अब, जान हिये दु:ख ताहि असारा ।
और तु लोक दु:खी अपने दु:ख, मैं भुगत्यो जगक्लेश अपारा ॥
जे भगवान प्रधान अजान, समान दरिद्रिन ते जन सारा ।
हेतु विचार हिये जगके भग, त्यागि लगुं निजरूप सुखारा ॥१२॥

* મૃત્યુલોક : પૃથ્વી.

હવે રાજકાજ વગેરેમાં જે અનેક દુઃખ રહ્યાં છે, તે જાણીને તથા તેને અસાર સમજીને હું તેને છોડી દેવા ઇચ્છું છું; કેમ કે બીજા લોકો તો માત્ર પોતપોતાનાં દુઃખથી દુઃખી હોય છે, પણ હું તો મારા પોતાના તથા આખા જગતના દુઃખે દુઃખી થઈ રહ્યો છું. જે મનુષ્ય મોટા ઐશ્વર્યવાન છતાં પણ અજ્ઞાની હોય, તે માણસો દરિદ્રી માણસોના જેવા જ જાણવા. આવો વિચાર કરીને જગતનું ઐશ્વર્ય છોડીને હવે સુખરૂપ આત્માનો જ અનુભવ કરવા હું ઇચ્છું છું. ૧૨

## ત્રણે રાજપુત્રોનો વિચાર

वाक्य अनंत कहे इम तात, सुने तिहुं भ्रात सुबुद्धि निधाना ।
बैठी इकंत विचार अपार, भनै पुनि आपसमांहि सुजाना ॥
दे दुःखमूल समाज हमें यह; आप भयो चह ब्रह्म समाना ।
सो जन नागर बुद्धिक सागर, आगर दुःख तजै जु जहाना ॥ १३ ॥

આવી રીતે પિતાશ્રીએ અનંત વાતો કહી, તે ત્રણે પુત્રોએ સાંભળી, અને તેઓ મોટા બુદ્ધિમાન હતા, તેથી તે ત્રણે જણ એકાંતમાં વિચાર કરવા ગયા; અને વિચાર કરીને એકબીજાને કહેવા લાગ્યા, કે પિતાશ્રી આ દુઃખના મૂળરૂપ સંસાર આપણને આપીને પોતે બ્રહ્મરૂપ થવા ઇચ્છે છે; માટે જે માણસ આ દુઃખની ખાણરૂપ સંસાર છોડી દે, તે જ માણસ ચતુર અને બુદ્ધિનિધાન સમજવો. ૧૩

### ત્રણે રાજપુત્રોનો ગૃહત્યાગ તથા ગુરુ-સમાગમ

दोहा—यातें तजि दुःख मूल यह राज, करौं निजकाज ।
फरि विचार इम गेहतें, निकस्यो भ्रातसमाज ॥ १४ ॥
तिहुं खोजत सद्गुरु चले, धारी मोक्ष हिय काम ।
अर्थ सहित किय तातको, शुभसंतति यह नाम ॥ १५ ॥

માટે આ દુઃખના મૂળરૂપ રાજ્યને છોડી, આપણે આપણું કામ કરવું એ જ ઉત્તમ છે, એવો વિચાર કરી ત્રણે ભાઈઓ ઘેરથી ચાલી નીકળ્યા અને મનમાં મોક્ષ મેળવવાની ઇચ્છાથી કોઈ સદ્ગુરુની શોધ કરતાકરતા પ્રવાસ કરવા લાગ્યા. તેઓ આવા સુપુત્ર હોવાથી તેમણે પોતાના પિતાના શુભસંતતિ (સારી સંતતિવાળો) એ નામને સાર્થક કર્યું. ૧૪,૧૫

खोजत खोजत देश बहु, सुर सरि तीर इकंत ।
तरुपल्लव शाखा सघन, वन तामें इक संत ॥ १६ ॥
बैठयो वटविटपहि तहँ, भद्रामुद्रा धारि ।
जीव ब्रह्मकी एकता, उपदेशत गुन टारि ॥ १७ ॥

ઘણા દેશ શોધતાંશોધતાં એક વખતે ગંગા નદીના કાંઠા ઉપર

એકાંતમાં એક વન હતું, ત્યાં તેઓ આવી પહોંચ્યા. તે વનમાં ઘણાં વૃક્ષો હોવાથી તે વન શોભી રહ્યું હતું; વૃક્ષોને અનેક ડાળાં-ડાળીઓ હોવાથી વૃક્ષો શોભી રહ્યાં હતાં; અને ડાળાં-ડાળીઓ પાંદડાંથી ભરપૂર હોવાથી તે ડાળાં શોભી રહ્યાં હતાં. એવા સઘન વનમાં એક વડના ઝાડ નીચે એક સંત ભદ્રામુદ્રા કરીને બેઠા હતા તથા પાસે બેઠેલા શિષ્યોને જીવ-બ્રહ્મની એકતાનો ઉપદેશ કરી રહ્યા હતા અને ત્રિગુણાત્મક માયાનું મિથ્યાત્વ સમજાવી રહ્યા હતા. ૧૬,૧૭

(હાથનો અંગૂઠો અને તર્જનીનો સંયોગ કરવાથી ભદ્રામુદ્રા થાય છે. એને જ લોપામુદ્રા, તર્કમુદ્રા કે જ્ઞાનમુદ્રા પણ કહે છે.)

### શિષ્યના દસ દોષ

दोष रहित एकाग्रचित्त, शिष्यसंघपरिवार ।
लखि दैशिक उपदेश हिय, चहुंघा करत विचार ॥ १८ ॥
मनहु शंभु कैलासमें, उपदेशत सनकादि ।
पेखि ताहि तिहिं लहि शरन, करी दंडवत् आदि ॥ १९ ॥
कियो मास षटमास पुनि, शिष्यरीति अनुसार ।
करी अधिक गुरुसेव तिहुं, मोक्ष काम हिय धार ॥ २० ॥
व्है प्रसन्न श्री गुरु तबै, ते पूछे मृदु बानि ।
किहिं कारण तुम तात तिहुं, बसहु कौन कहआनि ॥ २१ ॥
तत्त्वदृष्टि तब लखि हिये, निज अनुजनकी सैन ।
कहै उभय कर जोरी निज, अभिप्राय के बैन ॥ २२ ॥

તેમની પાસે બેઠેલા શિષ્યો બધા દોષરહિત હતા; એટલે કે નૃસિંહતાપિની ઉપનિષદમાં જે દસ દોષ કહ્યા છે, તે દોષો તેમનામાં નહોતા.

તે દોષો આ પ્રમાણે છે:

(૧) ચોરી, જારી, હિંસા-આ ત્રણ શરીરના દોષ છે.
(૨) નિંદા, જૂઠ, કઠોર ભાષણ અને વાચાળતા-એ ચાર વાણીના દોષ છે.
(૩) તૃષ્ણા, ચિંતા અને બુદ્ધિની મંદતા-એ ત્રણ મનના દોષ છે.

આવા દોષરહિત અને એકાગ્ર ચિત્તવાળા શિષ્યોનો સમૂહ તથા ગુરુનો ઉત્તમ ઉપદેશ જોઈને ત્રણે રાજપુત્રોને એમ લાગ્યું, કે કૈલાસમાં વડનાં ઝાડ નીચે દક્ષિણામૂર્તિ મહાદેવજી બેઠા છે અને સનકાદિક શિષ્યોને ઉપદેશ કરી રહ્યાં છે!

આ સઘળું જોઈને તે રાજપુત્રો એ જ ગુરુને શરણે ગયા તથા તેમને દંડવત્ પ્રણામ આદિ કરીને ત્યાં જ છ માસ પર્યંત શિષ્યની રીતિ પ્રમાણે રહ્યા. તેમણે મોક્ષ મેળવવાની ઇચ્છા મનમા રાખીને

ગુરુની ઘણીઘણી સેવા કરી. એક વખત શ્રીગુરુ પ્રસન્ન થઈને તેમને પૂછવા લાગ્યાઃ 'હે પુત્રો! તમે અહીં કેમ આવી રહ્યા છો? તમે કોણ છો? અને તમે કોના પુત્ર છો?' ૧૮–૨૧

આ પ્રશ્ન સાંભળી તેનો ઉત્તર આપવાને બન્ને નાના ભાઈઓએ મોટા ભાઈને ઈશારત કરી, જેથી તત્ત્વદૃષ્ટિએ બે હાથ જોડીને આ પ્રમાણે કહ્યું: ૨૨

तत्त्वदृष्टिरुवाच ।

दोहा—भो भगवन्! हम भ्रात तिहुं, शुभसंतति संतान ।
लख्यो चहैं यहुमेव हिय, दीन नवीन अजान ॥ २३ ॥
जो आज्ञा व्है रावरी, तौ व्है पूछि प्रवीन ।
आप दयानिधि कल्पतरु, हम अति दुःखित अधीन ॥ २४ ॥

તત્ત્વદૃષ્ટિ અને ગુરુનું સંભાષણ

તત્ત્વદૃષ્ટિ–હે મહારાજ! અમે ત્રણ ભાઈઓ છીએ અને શુભસંતતિ રાજાના પુત્રો છીએ. અમે દીન છીએ, નવીન છીએ અને અજ્ઞાની હોઈ જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખીએ છીએ. જો આપની આજ્ઞા હોય, તો અમે અમારી શંકા આપને પૂછીને પ્રવીણ થઈએ. આપ તો કલ્પવૃક્ષના જેવા દયાના ભંડાર છો અને અમે તો અતિ દુખિયારા તથા પરાધીન છીએ. ૨૩, ૨૪

श्रीगुरुरुवाच ।

सोरठा—सुनहु शिष्य मम बात, जो पूछहु तुम सो कहूं ।
लहो हिये कुशलात, संशय कोऊ ना रहै ॥ २५ ॥

ગુરુ–હે શિષ્ય! સાંભળ; તું જે પૂછીશ તે બધું હું તને કહીશ. તારા મનમાં કોઈ જાતનો સંશય રહી જશે નહિ અને તેથી તારા મનમાં શાંતિ થશે. ૨૫

दोहा—गुरुकी लखी दयालुता, शिष्य हिये भो चैन ।
कार्य सिद्ध निज मानि हिय, भाषे सविनय बैन ॥ २६ ॥

ગુરુનું દયાળુંપણું જોઈને શિષ્યના હૃદયમાં આનંદ થયો અને પોતાનું કાર્ય સિદ્ધ થયું એમ માની તે વિનય સહિત બોલ્યો: ૨૬

તત્ત્વદૃષ્ટિના ત્રણ પ્રશ્નો

तत्त्वदृष्टिरुवाच ।

चौपाई—भो भगवन्! तुम कृपानिधाना, हो सर्वज्ञ महेशसमाना ।
हम अज्ञान मति कछू न जानैं, जन्मादिकसंसृति भय मानैं ॥२७॥

હે ભગવન્! આપ તો કૃપાના ભંડાર છો અને મહાદેવજીના

જેવા સર્વજ્ઞ છો. હે મહારાજ! અમે અજ્ઞાની છીએ અને કાંઈ પણ જાણતા નથી. જન્મમરણરૂપ સંસારથી અમે ડરીએ છીએ. ૨૭

कर्म उपासन कीने भारी, और अधिक जगपाशी डारी ।
आप उपाय कहो गुरुदेवा, व्है जाते भवदुःखको छेवा ॥२८॥

હે ગુરો! અમે કર્મ તથા ઉપાસના ઘણી કરી, પણ તેનાથી અમને ઇચ્છિત ફળ ન મળ્યું; એટલું જ નહિ, પણ સંસાર એથી ઊલટો વધતો ગયો; માટે એવો ઉપાય બતાવો, કે જેથી અમારા સંસારરૂપી દુઃખનો નાશ થાય. ૨૮

पुनि चाहत हम परमानन्दा, ताको कहो उपाय सुछंदा ।
जबहिं कृपाकरी कहिहौं ताता, तब व्है है हमरैं कुशलाता ॥२९॥

વળી અમને પરમાનંદ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે; માટે તેનો પણ ઉપાય કહો. હે ગુરો! કૃપા કરીને જ્યારે અમને તે કહેશો, ત્યારે અમારું કલ્યાણ થશે. ૨૯

ટીકા—શિષ્યે નીચે પ્રમાણે ત્રણ પ્રશ્ન કર્યા

૧ જન્મ-મરણ વગેરે સંસાર દુઃખરૂપ છે, તેનો ભય કેવી રીતે મટે?

૨ પરમાનંદની પ્રાપ્તિ કેવી રીતે થાય?

૩ આપ કહેશો, કે કર્મ અને ઉપાસના કરો તેથી સંસારદુઃખનો નાશ થશે અને પરમાનંદની પ્રાપ્તિ થશે, પણ તેમ નથી. કર્મ-ઉપાસનાથી તો સંસાર વધતો જાય છે, માટે એ બે સિવાય ત્રીજો કોઈ ઉપાય હોય તો તે કહો.

### મોક્ષની ભ્રાંતિજન્ય ઇચ્છા; મોક્ષ સદા પ્રાપ્ત જ છે

दोहा—मोक्षकाम गुरु शिष्य लखि, ताको साधन जान ।
वेदउक्त भाषन लगे, जीवब्रह्म भिद भान ॥ ३० ॥

દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિને મોક્ષ કહે છે. શિષ્યના મનમાં એવા મોક્ષની ઇચ્છા સમજીને તેનું સાધન જે વેદોક્તજ્ઞાન તે કહેવાનો ગુરુએ આરંભ કર્યો, જેથી જીવ અને બ્રહ્મના ભેદનો નાશ થાય. ૩૦

ટીકા—જો કે જ્ઞાનનું સ્વરૂપ અનેક શાસ્ત્રોમાં ભિન્નભિન્ન વર્ણવેલું છે; તથાપિ જીવ અને બ્રહ્મના ભેદને દૂર કરનારું જે જ્ઞાન છે તે જ્ઞાનને જ વેદમાં સાધન કહ્યું છે, માટે તેવા જ્ઞાનને કહેવાનો આરંભ કર્યો.

श्रीगुरुरुवाच ।

दोहा—परमानंद मिलाप तू, जो शिष चहै सुजान ।
जन्मादिक दुःख नाशपुनि, भ्रांतिजन्य तिहिं मान ॥ ३१ ॥
परमानन्द स्वरुप तू, नहि तोमें दुःखलेश ।
अज अविनाशी ब्रह्म चित्, जिन आनै हिय क्लेश ॥ ३२ ॥

ગુરુ કહે છેઃ 'હે શિષ્ય! પરમાનંદપ્રાપ્તિ માટે તથા જન્મ-મરણ આદિક જે સંસાર છે, તેની નિવૃત્તિ માટે તને જે ઇચ્છા થઈ છે, તે ભ્રાંતિથી થયેલી છે, એમ તારે જાણવું. (૩૧) તું પોતે જ પરમાનંદસ્વરૂપ છે. તારામાં લગાર પણ દુઃખ નથી. તારો જન્મ નથી, તેમ નાશ પણ નથી; પણ તું કેવળ ચૈતન્ય બ્રહ્મ છે. ૩૨

ટીકા—૧. જે વસ્તુ અપ્રાપ્ત હોય તેની પ્રાપ્તિ કરવાની ઇચ્છા સંભવે છે; પણ જે વસ્તુ હમેશાં પોતાની પાસે જ હોય, તેની પ્રાપ્તિની ઇચ્છા સંભવતી નથી. તારું પોતાનું સ્વરૂપ જે આત્મા, તે તને હમેશાં પ્રાપ્ત જ છે; માટે તેની પ્રાપ્તિની ઇચ્છા તુ કરે છે, તે તારી ભ્રાંતિ જ છે.

૨. જન્મમરણ વગેરે સંસાર જો કદી ખરેખર હોય, તો તેની નિવૃત્તિની ઇચ્છા સંભવત, પણ તારામાં એટલે આત્મામાં જન્માદિક સંસાર છે જ નહિ; તો પછી જે દુઃખ નથી, તેની નિવૃત્તિની ઇચ્છા તું કરે છે, એ પણ ભ્રાંતિ જ છે.

હે શિષ્ય! જન્મ અને નાશ રહિત જે ચેતનરૂપ બ્રહ્મ છે, તે તું જ છે; માટે તું તારા મનમાં જન્મમરણનું દુઃખ ધરીશ નહિ.

## વિષયના યોગથી આનંદ કેમ ભાસે છે?

तत्त्वदृष्टिरुवाच ।

दोहा—विषयसंग क्यूं भान व्है, जो मैं आनन्दरूप ।
अब उत्तर याको कहौ, श्रीगुरु मुनिवरभूप ॥ ३३ ॥

**શિષ્ય**:—હું (આત્મા) જો આનંદરૂપ હોઉં, તો મને વિષયના સંગથી આનંદ કેમ ભાસે છે? હે ગુરો! હે મુનિવરોમાં શ્રેષ્ઠ! એનો ઉત્તર મને કહો. ૩૩

ટીકા—કેમ કે આત્મા આનંદરૂપ હોય, તો વિષયના સંબંધથી આત્મામાં આનંદનું ભાન ન થવું જોઈએ; માટે આત્મા આનંદરૂપ નથી, પણ વિષયના સંબંધથી આત્મામાં આનંદ થાય છે.

## અંતર્મુખ વૃત્તિમાં આનંદ, વિષયમાં આનંદ નથી

श्रीगुरुरुवाच ।

चौपाई—आतमविमुख बुद्धिजन जोई, इच्छा ताहि विषयकी होई ।
तासूं चंचल बुद्धि बखानी, सुख आभास होई तहां हानि ॥३४॥
जब अभिलषित पदारथ पावै, तब मति छनक विछेप नशावै ।
तातें व्है आनंदप्रतिबिंबा, पुनि छनमें बहु चाह विडंबा ॥३५॥
तातें व्है थिरताकी हानि, सो आनंदप्रतिबिंब नशानी ।
विषयसंग आनंदजु होई, बिन सतगुरु यह लखै न कोई ॥३६॥

જે માણસની બુદ્ધિ આત્માથી વિમુખ હોય છે, તેને વિષયની

ઇચ્છા થાય છે, તેથી તેની બુદ્ધિ ચચળ થાય છે અને એ ચચળ બુદ્ધિમા સુખરૂપ આભાસ નાશ પામે છે (૩૪) જ્યારે તે માણસ પોતાના ઇચ્છેલા પદાર્થ પામે છે, ત્યારે ક્ષણવાર તેની બુદ્ધિમાથી વિક્ષેપ નાશ પામવાથી બુદ્ધિ સ્થિર થાય છે અને તેમા આનદનુ પ્રતિબિબ પડે છે, એટલે તેને વિષયથી સુખ મળ્યું હોય, એમ ભ્રાતિ થાય છે, તેથી તે વિષયોની ફરી ઇચ્છા કરે છે (૩૫) એમ થવાથી તેની બુદ્ધિની સ્થિરતા વળી નાશ પામે છે અને તે વખતે તે આનદનું પ્રતિબિબ પણ નાશ પામે છે એવી રીતે વિષયના સગથી આનદ કેવી રીતે પ્રાપ્ત થાય છે, તે સદ્ગુરુ વિના કોઈ જાણતુ નથી ૩૬

ટીકા—જે લોકો આત્મસ્વરૂપને જાણતા નથી, તેમની બુદ્ધિ બહાર ના પદાર્થોમા ભટકે છે અર્થાત્ તેમને ભોગના સાધન મેળવવાની ઇચ્છા થાય છે ભોગના સાધનને વિષય કહે છે જેમ કે ધન, પુત્રી, સ્ત્રી, ઘર વગેરે વિષયો કહેવાય છે

વિષયોની ઇચ્છાને લીધે બુદ્ધિ ચચળ રહે છે—સ્થિર રહેતી નથી (જેમ હાલતા પાણીમા ચદ્રનું પ્રતિબિબ ચોખ્ખુ પડતુ નથી,) તેમ ચચળ બુદ્ધિમા આત્મસ્વરૂપ આનદનુ પ્રતિબિબ પડતુ નથી

પણ જે વિષયની ઇચ્છા હોય, તે વિષય મળી આવે, ત્યારે ક્ષણવાર તે માણસની બુદ્ધિ સ્થિર થઈ જાય છે—બહારના વિષયોમા ભટકતી નથી, પણ પોતાના સ્થાનમા જ સ્થિર રહે છે બુદ્ધિની એવી વૃત્તિને અતર્મુખવૃત્તિ કહે છે અતર્મુખ બુદ્ધિની વૃત્તિમા આત્મસ્વરૂપ આનદનુ પ્રતિબિબ પડે છે, એટલે તે માણસને આનદ ભાસે છે ખરુ જોતા એ આનદ આત્માનો જ દેખાય છે, પણ અજ્ઞાની માણસ ભ્રાતિથી એમ માને છે, કે મને આનદ વિષયમાથી મળ્યો છે ખરુ જોતા વિષયમા આનદ નથી

### વિષયમા આનદ ન હોવાના ચાર કારણો

૧ જો વિષયમા આનદ હોત, તો બીજા વિષયની ઇચ્છા થયા છતા પણ પહેલા વિષયનો આનદ કાયમ હોવો જોઈએ, પણ તેમ થતુ નથી એથી જણાય છે કે વિષયમા આનદ નથી

જે લોકો આત્મામા આનદ માને છે, તેમના મતે આ વાધો આવતો નથી કેમ કે એક વિષયમા તૃપ્ત થયા પછી જ્યારે બીજા વિષયની તે ઇચ્છા કરે છે ત્યારે વળી બુદ્ધિ ચચળ થાય છે તેથી આત્માનદનુ પ્રતિબિબ ભાસતું નથી તેથી કાયમ આનદ રહેતો નથી

૨ જો કદાચિત્ વિષયમા આનદ હોય, તો જે પુરુષનો પ્રિય પુત્ર અથવા બીજુ કોઈ અચત વહાલુ ઘણા કાળ પછી અકસ્માત્ મળે, ત્યારે તેને દેખીને પ્રથમ ક્ષણે જે આનદ થાય છે, તેવો પછીથી હમેશા રહેવો જોઈએ કેમ કે આનદનો હેતુ-વિષય તો હાજર જ હોય છે, માટે પ્રથમ ક્ષણના જેવો આનદ

રહેવો જ જોઈતો હતો પણ રહેતો નથી, માટે વિષયમાં આનંદ નથી

આત્મામાં આનંદ માનીએ, તો એ વાંધો આવશે નહિ કેમકે પહેલી ક્ષણે વૃત્તિ સ્થિર થવાથી આનંદ ભાસે છે અને પછી વૃત્તિ ચચળ થવાથી આનંદ નથી ભાસતો માટે નિરવરૂપ પદાર્થમાં આનંદ નથી

૩ સમાધિમાંઆમાં કોઈ વિષય હોતો નથી માટે વિષયમાં આનંદ હોય, તો સમાધિમાં યોગીઓને આનંદ ન થવો જોઈએ પણ થાય છે તો ખરો માટે આનંદ વિષયમાં નથી—આત્મામાં જ છે

૪ એ જ રીતે સુષુપ્તિમાં પણ વિષય નથી માટે તેમાં પણ આનંદ ન ભાસવો જોઈએ, પણ ત્યાંનું નિદ્રાનું સુખ તો સૌને માલુમ છે, માટે વિષયમાં આનંદ નથી પણ આત્મામાં છે, અને તેના જ આનંદસ્વરૂપનું બધા આનંદોમાં ભાન થાય છે માટે જ વેદમાં કહ્યું છે, કે આત્મસ્વરૂપ આનંદને લીધે બધું આનંદવાળું થાય છે

दोहा—विषयसंगत व्है प्रगट, आतम आनंदरूप ।
शिष्य सुनायो तोहि मैं, यह सिद्धांत अनूप ॥ ३७ ॥
सोरठा—सो तू मोहि व भाख, जो यामैं शंका रही ।
निज मतिमें मति राख, मैं ताको उत्तर कहूं ॥ ३८ ॥

ગુરુ કહે છે, કે હે શિષ્ય ! વિષયના સંગથી આત્માનું આનંદરૂપ શી રીતે પ્રકટ થાય છે, તેનો અનુપમ સિદ્ધાંત મેં તને સંભળાવ્યો. (૩૭) જો તને એમાં કાંઈ શંકા રહી હોય, તો તે હવે તારા મનમાં ને મનમાં ન રાખતાં મને કહી દે, કે જેથી હું તેનો ઉત્તર તને કહું ૩૮

**જ્ઞાનીને વિષયના સંબંધથી આનંદનું ભાન થાય કે નહિ ?**

तत्त्वदृष्टिरुवाच ।

चोपाई—भो भगवन् ! तुम दीनदयाला मेट्यो मम संशय ततकाला ।
यामैं कछुक रही आशंका, सो भाखों अब व्है निर्बंका ॥ ३९॥
आतमविमुख बुद्धि अज्ञानी, ताकी यह सब रीति बखानी ।
ज्ञानी जनको कहैं विचारा, कोउ न तुम सम और उदारा ॥४०॥

શિષ્ય કહે છે, કે હે ભગવન્ ! આપ તો દીનદયાળ છો, તેથી આપે મારો સંશય તત્કાળ દૂર કર્યો છે, પણ એમાં કાંઈક શંકા મને રહી છે, તે હું આપને નમ્રપણે વિદિત કરું છું (૩૯) જે લોકો આત્માને જાણતા નથી, એટલે જેમની બુદ્ધિ આત્મા તરફ નથી, પણ આત્માથી વિરુદ્ધ દિશાએ એટલે બહારના વિષયો તરફ છે, તેમને તો આત્મામાંથી મળતો આનંદ વિષયોમાંથી મળે છે, એવા ભ્રમથી તેઓ વિષયની ઇચ્છા કરે, પણ જેઓ જ્ઞાની છે, તેમને વિષયોની ઇચ્છા વતી હશે કે નહિ ? અને તેમને પણ વિષયોમાંથી આનંદ મળતો

**હશે કે નહિ ? હે ભગવન્ ! તમારા સમાન ઉદાર બીજા કોઈ નથી. ૪૦**

## બે પ્રકારના આત્મવિમુખ વિષયાનંદ સ્વરૂપાનંદથી જુદા નથી

श्रीगुरुरुवाच ।

દોહા—सुनहु शिष्य इक बात मम, सावधान मन कान ।
 द्वै विध आतमविमुख, अज्ञानी रू सुजान ॥ ४१ ॥
 व्है विस्मृत व्यवहारमें, कबहुक ज्ञानी संत ।
 अज्ञानी विमुख हि रहै, यह तू ज्ञान सिद्धंत ॥ ४२ ॥

હે શિષ્ય ! મન અને કાનને સાવધ રાખીને મારી એક વાત સાંભળ; આત્મવિમુખ બે પ્રકારના છે :-(૧)અજ્ઞાની અને (૨) જ્ઞાની. (૪૧) જ્ઞાની સંત પુરુષ પણ કોઈક વખત વ્યવહારમાં આત્મસ્વરૂપને ભૂલી જાય છે; પણ અજ્ઞાની તો સદૈવ આત્મસ્વરૂપથી વિમુખ જ હોય છે, એવો સિદ્ધાંત તારે જાણી લેવો. ૪૨

ટીકા—ગુરુ કહે છે, કે હે શિષ્ય ! તું ચિત્ત અને શ્રવણને સાવધાન રાખીને સાંભળ. પાછળ જે અમે આત્મસ્વરૂપને જ જાણનારા આત્મવિમુખ કહ્યા છે, તે આત્મવિમુખ અજ્ઞાની જ હોય છે, એમ નથી, પણ જ્ઞાનીની બુદ્ધિ પણ જ્યારે વ્યવહારમાં પરોવાઈ જાય છે, ત્યારે તે પણ તત્ત્વ ભૂલી જાય છે; અને તે વખતે જ્ઞાની પણ આત્મવિમુખ થાય છે. જો જ્ઞાનીની બુદ્ધિ સદા આત્માકાર જ રહે, તો જ્ઞાનીથી ભોજનાદિક વ્યવહાર પણ ન બની શકે; માટે જ્ઞાની અને અજ્ઞાની બન્નેની બુદ્ધિ આત્મવિમુખ હોઈ શકે છે.

(જેમ) જ્યારે મનની વૃત્તિ જાગૃતરૂપ હોય છે, ત્યારે તે સ્વપ્નરૂપ હોતી નથી; અને જ્યારે સ્વપ્નરૂપ હોય છે, ત્યારે જાગૃતરૂપ હોતી નથી. (તેમ) તત્ત્વજ્ઞાનીની બુદ્ધિ પણ જ્યારે આત્માકાર હોય છે, ત્યારે અનાત્માકાર હોતી નથી; અને જ્યારે અનાત્માકાર હોય છે, ત્યારે આત્માકાર હોતી નથી.

અદ્યપિ એક અંતઃકરણમાં એક જ વખતે ભિન્ન વિષયરૂપ સામાન્ય અને વિશેષ એવી બે વૃત્તિઓ રહે છે, તથાપિ બન્ને વિશેષ વૃત્તિઓ એકે વખતે રહેતી નથી; માટે જ બીજા વ્યવહારમાં લાગેલા મનુષ્યને પેટીમાં જાણીબૂઝીને રાખેલા ધનની પણ વિસ્મૃતિ થાય છે; અને જ્યારે તે બીજા વ્યવહારમાથી પરવારે છે, ત્યારે તેને તે ધનની સ્મૃતિ થાય છે. તે જ રીતે જ્ઞાનીની બુદ્ધિ પણ વ્યવહારમાં વિશેષ પરોવાઈ હોય, ત્યારે તેને તત્ત્વનું વિસ્મરણ થાય છે, પણ જ્યારે તે વ્યવહારથી પરવારે છે, ત્યારે પાછું તેને જેવું ને તેવું જ તત્ત્વનું સ્મરણ થાય છે.

અને એથી જ ભગવાન ભાષ્યકારે શારીરિક ભાષ્યના પ્રથમ અધ્યાયના પ્રથમ પાદમાં કહ્યું છે. કે 'વ્યવહાર વિષે જ્ઞાનવાન પણ પશુ એટલે અવિવેકી માણસની પેઠે વ્યવહાર કરે છે' માટે ઉપર લખેલો અર્થ ઘટે છે.

અર્થાત્ જેમ અજ્ઞાની સદાકાળ આત્માથી વિમુખ રહે છે, તેમ જ્ઞાની

પણ વ્યવહાર કરતો હોય તેટલી વાર આત્માથી વિમુખ રહે છે; તેથી તેને પણ તે વખતે વિષયથી આનંદ ભાસે છે અને વિષયની ઇચ્છા પણ થાય છે.

પણ જ્ઞાની તથા અજ્ઞાનીમાં ફેર એટલો જ છે, કે વિષયના સંબંધથી જે આનંદનું ભાન થાય છે, તેને જ્ઞાની એમ જાણે છે, કે આ જે આનંદ છે તે મારા સ્વરૂપથી ભિન્ન નથી, પણ તેનો જ આભાસ છે; માટે જ્ઞાનીને વિષયભોગમાં પણ સમાધિ છે.

આ સમાધિ સ્વરૂપના અનુસંધાનરૂપ સમાધિના ગુણની સમાનતાને લઈને કહેલી છે; માટે 'આ પુરુષ સિંહ છે' એની પેઠે ગૌણ (ઉપચારમાત્ર) છે.

ચોરને જાણ્યા પછી તેના સંગમાં રહેનાર જેમ સદા જાગ્રત રહે છે, તેમ વિષયોમાં દોષદૃષ્ટિરૂપ વિવેકના જાગરણ વડે અને વિષયોમાં મિથ્યાત્વ બુદ્ધિરૂપ દૃઢ વૈરાગ્ય હોવાથી વિષય ભોગવતાં છતાં પણ જ્ઞાનીનું સ્વરૂપાનુસંધાન કાયમ રહે છે.

વળી શત્રુએ કેદમાં નાખેલો રાજા છૂટે અને તે વખતે તે થોડો ભોગ મેળવીને પણ જેમ સંતોષ પામે, અથવા વધ કરવા યોગ્ય પુરુષને ખાનપાન વગેરે ભોગ આપે તેમાં જેમ તેની પ્રીતિ હોતી નથી, તેમ ભોગમાત્ર પરિણામે દુઃખના હેતુ છે, એવું જ્ઞાન હોવાથી વિષયોમાં દૃઢ રાગનો અભાવ હોવાથી, તેમ જ વિષયાનંદ અને સ્વરૂપાનંદમાં ભેદ નથી એવા ભાનથી—એટલે આત્માનંદના પ્રતિબિંબ સિવાય વિષયમાં સર્વથા આનંદનો અભાવ જ છે—એવા જ્ઞાનથી જ્ઞાનીનું સ્વરૂપાનુસંધાન કાયમ રહે છે

આવી રીતે સ્વરૂપાનુસંધાન ગુણની સમાનતાને લીધે જ્ઞાનીને વિષયભોગમાં પણ સમાધિ છે એમ કહ્યું છે. મતલબ કે, (૧) અજ્ઞાની સદા આત્મવિમુખ રહે છે; અને આનંદ વિષયોમાંથી મળે છે, એમ તે માને છે. (૨) જ્ઞાની વ્યવહારકાળમાં જ આત્મવિમુખ રહે છે; અને વિષયોમાત્ર બુદ્ધિને સ્થિર કરવાનું સાધન છે—આનંદ તો આત્મામાંથી જ મળે છે, એમ તે માને છે.

આમ હોવાથી જ્ઞાની પુરુષ વિષય ભોગવતો હોય, તથાપિ તેને સદાકાળ આત્માના આનંદસ્વરૂપનું વિસ્મરણ થતું નથી; માટે જ્ઞાનીનો વિષયભોગ પણ એક પ્રકારની સમાધિ જ છે. માત્ર અજ્ઞાની જાણતો નથી, કે મારું સ્વરૂપ આનંદ છે, ખરું જોતાં બન્નેનું સ્વરૂપ આનંદ છે; વિષયથી કેવળ અજ્ઞાનીને ભ્રાંતિ થાય છે.

## આત્માના અજ્ઞાનથી જન્માદિ દુઃખ પ્રતીત થાય છે

शिष्य उवाच ।

चौपाई—हे प्रभु ! परमानन्द बखान्यो, मेरो रूप सु मैं पहिचान्यो ।
नहि तोमैं भवबंधन लेशा, कह्यो आप पुनि यह उपदेशा ।४३॥
यामें शंका मुहि यह आवे, जात तव वच हिय न सुहावे ।
नहि मोमैं यह बंधपसारो, कहो कौन तौ आश्रय न्यारो ॥४४॥

શિષ્ય કહે છે, કે હે ભગવન્! આપે કહ્યું, કે તું પરમાનંદ-સ્વરૂપ છે, તે મેં સારી રીતે જાણ્યું; પણ આપે કહ્યું, કે જન્મમરણ વગેરે સંસારદુઃખ તારામાં નથી. માટે તેની નિવૃત્તિ સંભવતી નથી તેમાં મને એક શંકા થાય છે; જેથી આપનાં વચન હૃદયમાં ઊતરતાં નથી. મારામાં (એટલે આત્મામાં) જન્માદિક દુઃખ નથી, ત્યારે તે જેનામાં હોય એવો મારાથી જુદો આશ્રય આપ કૃપા કરી બતાવો, કે જે સંસારદુઃખ જાણીને હું મારા પોતાનામાં માનું નહિ. ૪૩, ૪૪

श्रीगुरुरुवाच ।

सोरठा—सुनहु शिष्य मम वानि, जाते तव शंका मिटे ।
है जगकी अति हानि, तो मोमैं नहि और मैं ॥ ४५ ॥

ગુરુ કહે છે, કે હે શિષ્ય! મારી વાત સાંભળ, કે જેથી તારી શંકા નાશ પામે. જન્માદિ દુઃખરૂપ સંસાર તારામાં, મારામાં કે કોઈનામાં પણ નથી; (કેમ કે જગત થયુ નથી ને છે પણ નહિ; તો તેનાથી થતું દુઃખ શી રીતે હોય?) ૪૫

तत्त्वदृष्टिरुवाच ।

दोहा—हे भगवन्! कहुं है नहीं, जन्ममरण जगखेद ।
है प्रत्यक्ष प्रतीति क्यों? कहो आप यह भेद ॥ ४६ ॥

શિષ્ય પૂછે છે, હે ભગવન્! જ્યારે જન્મમરણ વગેરે સંસારદુઃખ મારામાં કે બીજા કોઈનામાં નથી, ત્યારે તે દુઃખની પ્રત્યક્ષ પ્રતીતિ કેમ થાય છે? એ ભેદ સમજાવો. ૪૬

ટીકા—જે વસ્તુ હોય નહિ તે જોવામાં આવતી નથીઃ જેમ વાંઝણીનો છોકરો કે આકાશમાં ફૂલ હોતું નથી, તેથી તે પ્રતીત પણ થતું નથી, તેમ સંસાર પણ હોય નહિ તો પ્રતીત પણ થાય નહિ, પણ જન્મ વગેરે સંસાર તો જોવામાં આવે છે, અને તેનું સુખદુઃખ પણ અનુભવમાં આવે છે, માટે 'જન્માદિક સંસારરૂપી દુઃખ નથી' એમ કહેવું સંભવતું નથી.

श्रीगुरुरुवाच ।

दोहा—आतमरुप अज्ञानतें, वह मिथ्या परतीति ।
जगत स्वप्न नभनीलता, रज्जुभुजंगकी रीति ॥ ४७ ॥

ગુરુ કહે છેઃ જેમ સ્વપ્નના પદાર્થ, આકાશમાં નીલતા અને દોરડીમાં સાપ વસ્તુતઃ છે જ નહિ; તથાપિ મિથ્યા રૂપે દેખાય છે ખરાં (અને તેથી સુખદુઃખ પણ ઊપજે છે); તેમજ જન્મમરણ વગેરે જગત વસ્તુતઃ છે જ નહિ; તથાપિ આત્માના ખરા સ્વરૂપના અજ્ઞાનને લીધે મિથ્યા પ્રતીત થાય છે, અને મિથ્યા જગતથી ઊપજતાં સુખ-દુઃખ પણ મિથ્યા જ પ્રતીત થાય છે. ૪૭

## રજ્જુસર્પ-દૃષ્ટાંતમાં રહેલું રહસ્ય

तत्त्वदृष्टिरुवाच ।

चौपाई—मिथ्या सर्प रज्जुमें जैसें, भाख्यो भव आतममें तैसे ।
कैसे सर्प रज्जुमें भासे, यह संशय मनबुद्धि विनासे ॥४८॥

તત્ત્વદૃષ્ટિ પૂછે છે, કે જેમ દોરડીનો સાપ મિથ્યા ભાસે છે, તેમ આત્મામાં સંસાર મિથ્યા ભાસે છે, એમ આપે કહ્યું. (હવે દૃષ્ટાંત સારી રીતે સમજાયા વિના સિદ્ધાંતનું જ્ઞાન થાય નહિ; માટે હું પૂછું છું, કે) દોરડીમાં સાપ શી રીતે ભાસે છે, એ મને સમજાવો; કેમકે એ સંશય મારા મનને તથા બુદ્ધિને ગૂંચવી નાખે છે. ૪૮

## અધ્યાસ વિષે ચાર મત અથવા ખ્યાતિઓ

असत ख्याति पुनि आतमख्याति, ख्याति अन्यथा अरु अख्याति ।
सुने चारिमत भ्रमकी ठौरा, मानूं कौन कहौं यह ब्यौरा ॥४९॥

દોરડીમાં સાપ, છીપમાં રૂપું ઇત્યાદિ ભ્રમ જ્યાં જ્યાં થાય છે, ત્યાં ત્યાં તે થવા વિષે ચાર પ્રકારના મત મેં સાંભળેલા છે; એટલે અસત્ખ્યાતિ, આત્મખ્યાતિ, અન્યથાખ્યાતિ અને અખ્યાતિ એ ચારમાંથી હું (ભ્રમના સંબંધમાં) કયો મત શ્રેષ્ઠ માનું? ૪૯

ટીકા—(ભ્રમ કેમ થાય છે, તેના ખુલાસાને ખ્યાતિ કહી છે.)

(૧) શૂન્યવાદી **અસત્ખ્યાતિ** કહે છે.

(૨) ક્ષણિક વિજ્ઞાનવાદી **આત્મખ્યાતિ** કહે છે.

(૩) ન્યાય અને વૈશેષિક મતમાં **અન્યથાખ્યાતિ** કહે છે.

(૪) સાંખ્ય અને પ્રભાકર **અખ્યાતિ** કહે છે.

બૌદ્ધમતમાં એક શૂન્યવાદી નામે સમુદાય છે. તેઓ એમ માને છે, કે બધું જગત અસત્ છે, એટલે છે જ નહિ. તેઓ એમ કહે છે, કે દોરડીમાં જેમ સર્પ અત્યંત અસત્ છે, એટલે ખરેખરો સાપ નથી, તેમ બીજી કોઈ જગ્યાએ પણ ખરેખરો સાપ નથી. એવો છેક જ અસત્ સાપ દોરડીમાં જોવામા આવે છે; માટે તેને અસત્ખ્યાતિ કહે છે. અત્યંત અસત્ય સર્પની ખ્યાતિ, એટલે ભાન અને કથન, એ **અસત્ખ્યાતિ**!

બૌદ્ધમતના બીજા કેટલાક અનુયાયીઓ જેઓ બુદ્ધિ એ જ આત્મા એમ માને છે, તેઓ ક્ષણિક વિજ્ઞાનવાદી કહેવાય છે. તેમનો એવો અભિપ્રાય છે, કે દોરડીમાં અથવા બીજે કોઈ ઠેકાણે બુદ્ધિથી બહાર કહીં સર્પ છે નહિ. તમામ પદાર્થો બુદ્ધિથી ભિન્ન નથી, પણ બુદ્ધિ જ બધા પદાર્થોના આકારને ધારણ કરે છે. એ બુદ્ધિ ક્ષણિક વિજ્ઞાનરૂપ છે. ક્ષણેક્ષણે જે વિજ્ઞાન ઉત્પન્ન થઈને નાશ થાય છે, તેને ક્ષણિક વિજ્ઞાન કહે છે. એ વિજ્ઞાન જ સર્પ રૂપે પ્રતીત થાય છે, એને આત્મખ્યાતિ કહે છે. આત્મા એટલે ક્ષણિક વિજ્ઞાનરૂપ બુદ્ધિ, તેની ખ્યાતિ એટલે સાપરૂપે ભાન અને કથન, તે **આત્મખ્યાતિ**!

જેમ નદીના પ્રવાહમા ક્ષણેક્ષણે એક પાણી આવ્યુ-ચાલ્યુ ગયુ, તેની જગ્યાએ બીજુ આવ્યુ-ચાલ્યુ ગયુ, તથાપિ જોનાર ભ્રાંતિથી તેને એક જ પાણી માને છે, તેમ ક્ષણેક્ષણે ઉત્પન્ન થઈને નાશ પામનાર આ બુદ્ધિરૂપી જગતનુ જ્ઞાન પણ ક્ષણિક હોવા છતા એક જ હોય, એમ સમજાય છે

ન્યાયશાસ્ત્રના કર્તા ગૌતમ આચાર્ય તથા વૈશેષિકના કર્તા કણાદ આચાર્ય એ જૂના આચાર્ય એમ માને છે, કે રાફડા વગેરે ઠેકાણે સાચો સર્પ છે દોરડીમા સાપ જોનારો માણસ ખરી રીતે એ સાચા સર્પને જ દેખે છે પણ તેનમા દોષ છે તેથી તે પોતાની સન્મુખ દેખાતો હોય એમ જાણે છે જો કે સાચો સાપ અને તેની વચ્ચે ભીત વગેરે અતરાય છે, તથાપિ દોષવાળા નેત્રોને લીધે અતરાય છતા પણ તે સર્પ તેને નજીક દોરડીને ઠેકાણે દેખાય છે

શકા—દોષોને લીધે તો સામર્થ્ય ઘટે છે—વધે નહિ જેમ વાત-પિત્ત-કફાદિ દોષથી જઠરાગ્નિનુ પાચનસામર્થ્ય ઘટે છે, તેમ તિમિર વગેરે દોષથી નેત્રનુ સામર્થ્ય પણ ઘટવુ જોઈએ અને તમે તો કહો છો કે રાફડા વગેરે સ્થાનમા રહેલા સાપનુ જ્ઞાન દોષવાળા નેત્રથી નજીકમા થાય છે ! પણ દૂર દેશમા રહેલી વસ્તુનુ પ્રત્યક્ષ જ્ઞાન દોષવિનાના શુદ્ધ નેત્રથી જ થતુ નથી, તો પછી દોષવાળા નેત્રથી થાય એ શી રીતે માની શકાય ? માટે 'દોષથી નેત્રનુ સામર્થ્ય વધે છે' એ માનવામા કોઈ દૃષ્ટાંત નથી

**સમાધાન**—એ શકા સભવતી નથી કેમ કે કોઈને પિત્તદોષથી એવો રોગ થાય છે, કે ચારગણુ ખાય તથાપિ તેને તૃપ્તિ થતી નથી જેમ પિત્ત દોષથી જઠરાગ્નિમા પાચનસામર્થ્ય વધે છે તેમ જ નેત્રોમા પણ તિમિરાદિક દોષને લીધે પરદેશમા રહેલા સાપને પ્રત્યક્ષ નજીકમા જોવાનુ સામર્થ્ય વધે છે

આ રીતે રાફડા વગેરે સ્થળમા રહેલા સાપનુ અન્યથા એટલે બીજા આગળ દોરડીસ્થળમા જે ખ્યાતિ એટલે જ્ઞાન અને કથન, તેને **અન્યથા ખ્યાતિ** કહીએ છીએ

આ પ્રાચીનોના મતમા અન્ય દેશમા રહેલી વસ્તુની અન્ય દેશમા પ્રતીતિને જ **ભ્રાંતિ** કહે છે અર્ધ્યાધ્યાસ અથવા જ્ઞાનાધ્યાસને ભ્રાંતિ કહેતા નથી

આ વાત નવા નૈયાયિકોને પસદ પડતી નથી ન્યાયશાસ્ત્રનો ચિંતામણિ નામે ગ્રથ જેણે બનાવ્યો છે તે નવીન નૈયાયિક કહેવાય છે એ ચિંતામણિકાર એમ કહે છે કે જો જૂના નૈયાયિકોના મત પ્રમાણે અન્યથાખ્યાતિ માનીએ તો દોષવાળી આખે દૂરનો સાપ દોરડીમા દેખાવાની સાથે દૂરના રાફડા ઘર વગેરે પણ દોરડી આગળ દેખાવા જોઈએ, પણ તે તો દેખાતા નથી માટે અન્ય દેશમા રહેલી વસ્તુ અન્ય દેશમા દેખાય તેનુ નામ અન્યથા ખ્યાતિ નહિ પણ દોષવાળા નેત્રથી દોરડીનુ દોરડીરૂપે ભાન ન થતા અન્યથા (એટલે બીજે પ્રકારે-સાપરૂપે) જે ભાન અને કથન તેને **અન્યથાખ્યાતિ** કહેવી

**અખ્યાતિ-ઉક્ત ત્રણ ખ્યાતિઓનુ ખડન**

**અખ્યાતિ**—સાખ્યશાસ્ત્રના કર્તા કપિલમુનિ તથા મીમાસાશાસ્ત્રના

એક મોટા પંડિત પ્રભાકર—એ બન્ને એમ માને છે, કે દોરડીમાં સાપ જણાય છે તે અસત્‌ખ્યાતિ નથી, આત્મખ્યાતિ નથી, કે અન્યથાખ્યાતિ પણ નથી. તેનાં કારણો નીચે પ્રમાણે છે :

(૧) અસત્ વસ્તુની પ્રતીતિ થતી હોય તો વાંઝણીના છોકરાની કે સસલાના શિંગડાની પણ પ્રતીતિ થવી જોઈએ, પણ તે તો થતી નથી; ત્યારે અત્યંત અસત સાપની પ્રતીતિ દોરડીમાં થાય છે, એમ કહેવું પણ ઘટતું નથી; માટે દોરડીમાં સાપ દેખાય છે, ત્યાં અસત્ ખ્યાતિ નથી.

(૨) ક્ષણિક વિજ્ઞાનરૂપ આત્માનો આકાર દોરડીમાં સાપરૂપે પ્રતીત થતો હોય, તો તે ક્ષણ કરતાં વધારે વખત દેખાવો ન જોઈએ; પણ દેખાય છે તો ખરો; માટે ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધો માને છે. તેવી આત્મખ્યાતિ પણ દોરડીમાં દેખાતા સાપને લાગુ પડતી નથી.

(૩) નેત્રના દોષને લીધે એક સ્થળનો સાપ બીજા સ્થળમાં (દોરડીમાં) દેખાય છે. એવી રીતે અન્યથાખ્યાતિ સંભવતી નથી, એમ તો પાછળ ચિંતામણિકાર કહી ગયા છે; તેથી જૂના નૈયાયિકના કહેવા પ્રમાણે દોરડીમાં સાપ દેખાય છે, તેને અન્યથાખ્યાતિ કહી શકાય નહિ.

નવીન નૈયાયિક એમ કહે છે, કે નેત્રદોષને લીધે દોરડી જ સાપરૂપે દેખાય છે; એટલે એક વસ્તુ જ બીજા રૂપે દેખાય છે. તેને અન્યથાખ્યાતિ કહેવી, તે પણ યોગ્ય નથી; કેમ કે જ્ઞેયને અનુસાર જ જ્ઞાન થાય છે; જ્ઞેય રજ્જુ અરે જ્ઞાન સર્પનું એ અત્યંત વિરુદ્ધ છે.

## અખ્યાતિ (સાંખ્યાચાર્યોનો પોતાનો મત)

જ્યાં દોરડીમાં સાપનો ભ્રમ થાય છે, ત્યાં બે જ્ઞાન ઉત્પન્ન થાય છે. એક તો દોરડી સાથે નેત્રનો વૃત્તિ દ્વારા સંબંધ થઈને 'આ' કાંઈક છે, એવું દોરડીનું સામાન્ય જ્ઞાન થાય છે; અને બીજું અન્ય જગ્યાએ જોયેલા સાપનું સ્મરણ થાય છે, એટલે 'આ સાપ છે' એ જગ્યાએ બે જ્ઞાન છે.

(૧) 'આ' અંશ તો દોરડીનું **સામાન્ય પ્રત્યક્ષ જ્ઞાન છે.**

(૨) 'સાપ છે' એવું સાપનું **સ્મૃતિરૂપ જ્ઞાન છે.**

પરંતુ પ્રમાતામાં ભયદોષ હોય છે, તેથી મને બે જ્ઞાન થયાં છે; એવો વિવેક જોનારને રહેતો નથી. જો કે 'આ' અંશ દોરડીનું સામાન્ય જ્ઞાન છે તે યથાર્થ છે અને પહેલાં દીઠેલા સાપનું સ્મૃતિજ્ઞાન પણ યથાર્થ છે, તોપણ 'મને બે જ્ઞાન થયા છે તેમાં દોરડીનું સામાન્ય પ્રત્યક્ષ જ્ઞાન છે અને સર્પનું સ્મૃતિજ્ઞાન છે' એવો વિવેક થતો નથી.

એ બે જ્ઞાનના અવિવેકને સાંખ્ય અને પ્રભાકરના મતમાં ભ્રમ કહે છે. આ ભ્રમને લીધે દોરડીમાં સાપ દેખાય છે, એ જ રીત બધા ભ્રમનાં સ્થળોમાં જાણવી.

આવી રીતે દોરડીમાં સાપ દેખાવા વિષે અસત્ ખ્યાતિ, આત્મખ્યાતિ,

અન્યથાખ્યાતિ અને અખ્યાતિ, એવા ચાર મત સાંભળ્યા છે, તેમાંથી સારો મત હોય તે મને કહો કે તેને હું માનું, એવો શિષ્યનો પ્રશ્ન છે.

## અખ્યાતિ-મતખંડન

### श्रीगुरुरुवाच ।

દોહા—ख्याति अनिवर्चनीय लखि, पंचम तिनतैं और ।
युक्तिहीन मत चारि ये, मानहु भ्रमकी ठौर ॥ ५० ॥

**ગુરુઃ—હે શિષ્ય! પાછળ જે ચાર ખ્યાતિઓ કહી, તેનાથી પાંચમી એક અનિર્વચનીય ખ્યાતિ છે; તેને સઘળાં ભ્રમનાં ઠેકાણાંમાં સમજવી; અને અસત્ ખ્યાતિ, આત્મખ્યાતિ, અન્યથા-ખ્યાતિ અને અખ્યાતિ—એ ચારે મત યુક્તિહીન હોવાથી તજવા જેવા છે. ૫૦**

**ટીકા**—એ ચારે ખ્યાતિઓનું નિરૂપણ કરતી વખતે ઉત્તરોત્તર ખ્યાતિના નિરૂપણમાં પૂર્વપૂર્વ ખ્યાતિ અસંગત છે એમ કહ્યું છે. એ જ રીતે ચોથો અખ્યાતિ મત પણ અસંગત છે; કેમ કે 'આ સર્પ છે' એ જ્ઞાનમાં પ્રથમ 'આ' એ અંશ તો દોરડીનું સામાન્ય જ્ઞાન પ્રત્યક્ષ છે, અને 'સર્પ છે' એટલો અંશ પૂર્વે જોયેલા સાપનું સ્મરણજ્ઞાન છે.

આવો અખ્યાતિવાદીઓનો મત છે. તેમા (૧) જો દોરડીમાં સાપ દેખાય છે, ત્યાં મોઢા આગળ પડેલી દોરડીમાં સાપનું જ્ઞાન થાય છે એમ ન માને, પણ પહેલાં જોયેલા સાપનું સ્મરણમાત્ર માને, તો પાસે પડેલી દોરડીને જોઈ માણસને ભય થાય છે અને પાછો ફરીને નાસે છે, તે ભય અને નાસભાગ થવી ન જોઈએ; કેમ કે સાપના સ્મરણમાત્રથી ભય થતો નથી; માટે સન્મુખ પડેલી દોરડીમાં જ સાપ દેખાય છે, પહેલાં જોયેલા સર્પનું સ્મરણ માત્ર થતું નથી; એમ જ માનવું પડશે.

(૨) દોરડીનું સામાન્ય રૂપે (આ કાંઈક છે એવું) જ્ઞાન થયા પછી જ્યારે તેનું વિશેષ રૂપે (આ દોરડી છે) 'મને દોરડીમાં સાપની પ્રતીતિ મિથ્યા જ થઈ' એવું જ્ઞાન થાય છે, ત્યારે દોરડીમાં દેખાતા સર્પનો બાધ થયો કહેવાય છે; એ બાધ પણ દોરડીમાં દેખાતા સાપનો થાય છે—કાંઈ સાપના સ્મરણનો થતો નથી; તેથી પણ સમજાય છે, કે દોરડીમાં સાપનું જ્ઞાન એ સ્મૃતિજ્ઞાન નથી.

(૩) દોરડીમાં 'આ સાપ છે' એવું એક જ જ્ઞાન પ્રતીત થાય છે, બે જ્ઞાન પ્રતીત થતાં નથી.

(૪) એક જ વખતે અંતઃકરણમાં સ્મૃતિજ્ઞાન અને પ્રત્યક્ષજ્ઞાન—એવાં બે જ્ઞાન હોઈ શકે નહિ.

આ રીતે અખ્યાતિમત પણ સમીચીન (યથાર્થ) નથી.

આ ચારે મતનું પ્રતિપાદન અને ખંડન વિવરણ અને સ્વારાજ્યસિદ્ધિ

આદિક ગ્રંથોમાં વિસ્તારથી લખેલું છે. ખંડનની યુક્તિ કઠણ છે; માટે અહીં જિજ્ઞાસુ માટે સંક્ષેપમાં તેની રીતિ જણાવી છે. વિસ્તારથી અમે લખ્યું નથી.

**પદાર્થની પ્રતીતિ કેવી રીતે થાય છે?**—સિદ્ધાંતમાં અનિર્વચનીય ખ્યાતિ માનેલી છે, તેની આ રીત છેઃ અંતઃકરણની વૃત્તિ નેત્રાદિ દ્વારા નીકળીને પદાર્થના જેવો આકાર ધારણ કરે છે; તેથી પદાર્થનું આવરણ દૂર થાય છે, અને પદાર્થની પ્રતીતિ થાય છે. પ્રકાશની તેમાં સહાય હોય છે. પ્રકાશ વિના પદાર્થની પ્રતીતિ થતી નથી.

પદાર્થ અને અંતઃકરણની વૃત્તિની વચમાં જે કાંઈ આડ આવે, તેને આવરણ જાણવું.

દોરડીમાં સર્પ દેખાય છે, ત્યાં આવરણનો ભંગ થતો નથી; કેમ કે અંતઃકરણની વૃત્તિ નેત્રાદિ દ્વારા નીકળીને દોરડી સુધી જાય છે ખરી, પણ મંદ પ્રકાશને લીધે (અથવા પૂરેપૂરો આવરણભંગ ન થયેલો હોવાને લીધે) વૃત્તિ દોરડીના સમાન આકારવાળી થતી નથી.

આવી રીતે દોરડીના આવરણનો (અંધકારરૂપી અંતરાયનો) ભંગ નથી થતો, ત્યારે દોરડીરૂપી ચેતનમાં રહેલી અવિદ્યાને લીધે કોઈ ભળતો જ આકાર દેખાય છે. દોરડી લાંબી હોવાથી તથા જોનારના અંતઃકરણમાં પણ કાળો અને લાંબો સાપ હોય છે, એવી વાસના અનાદિ કાળથી ભરાઈ રહેલી હોવાથી દોરડીમાં સાપ જ દેખાય છે. મતલબ કે, દોરડી ચેતનમાં રહેલી અવિદ્યા સાપનો આકાર ધારણ કરે છે.

એ અવિદ્યાનું કાર્ય સર્પ સત્ હોય, તો દોરડીના જ્ઞાનથી તેનો બાધ થાય નહિ, પણ દોરડીનું ખરું જ્ઞાન થયા પછી બાધ પામે છે, માટે સત્ નથી; તેમ અસત્ હોય તો વાંઝણીના છોકરાની પેઠે અથવા સસલાંનાં શિંગડાંની પેઠે પ્રતીત ન થવું જોઈએ; પણ પ્રતીત તો થાય છે, માટે અસત્ પણ નથી.

આ રીતે દોરડીમાં સાપનું જ્ઞાન, સત્ અને અસત્થી વિલક્ષણ અનિર્વચનીય છે. છીપ વગેરેમાં રૂપુ આદિક પણ એ જ રીતે અનિર્વચનીય દેખાય છે, તે અનિર્વચનીયની ખ્યાતિ એટલે પ્રતીતિ અને કથનને **અનિર્વચનીય ખ્યાતિ** કહે છે.

### અનિર્વચનીય શબ્દનો ખુલાસો

'અનિર્વચનીય' કહેવા વડે 'કહી શકાય એવું' એવો અર્થ ગ્રહણ કરવો નહિ; એનો ખરો અર્થ સમજવા માટે નીચેની વાત પર ધ્યાન આપવું:

શંકા—તમે કહો છો, કે સત્ અને અસત્ બંનેથી વિલક્ષણ હોય તે **અનિર્વચનીય.** પણ 'સત્'થી વિલક્ષણ તો 'અસત્' છે; તે 'અસત્' ને 'અસત્'થી વિલક્ષણ કહેવું ઘટતું નથી; તેમ જ 'અસત્' વિલક્ષણ 'સત્' છે; તે 'સત્' ને 'સત્'થી વિલક્ષણ કહેવું ઘટતું નથી. અને 'સત્' તથા 'અસત્'થી ભિન્ન ત્રીજો પદાર્થ છે નહિ; માટે અનિર્વચનીય શબ્દનો કોઈ અર્થ જ જણાતો નથી.

**સમાધાન**—(૧) ભૂત, વર્તમાન અને ભવિષ્ય- ત્રણે કાળમા જેનો બાધ થઈ શકે નહિ, તેને 'સત્' કહે છે એ ઉપરથી જેનો બાધ થઈ શકતો હોય, તે સત્થી વિલક્ષણ કહેવાય છે

(૨) સ્વરૂપરહિત પદાર્થ (જેવો કે વન્ધ્યાપુત્ર, શશશૃંગ ઇત્યાદિ) ને અસત્ કહે છે, એ ઉપરથી જે સ્વરૂપવાળુ હોય તે અસત્થી વિલક્ષણ કહેવાય

ઉપર કહેલી બે બાબતોથી સમજાશે, કે જે વસ્તુ બાધ યોગ્ય હોય અને તે સાથે જ સ્વરૂપવાળી(આકારવાળી) હોય, તે અનિર્વચનીય કહેવાય

દોરડીમા સાપ બાધયોગ્ય છે, તથા તેનો આકાર દેખાય છે, માટે એ સાપ અનિર્વચનીય છે, અને તેની ખ્યાતિ એટલે જ્ઞાન પણ અનિર્વચનીય છે, એમ સિદ્ધ થયુ

## ભ્રમસ્થળમાં ભ્રમનો વિષય અને તેનું જ્ઞાન અવિદ્યાનુ પરિણામ છે અને તે એક જ વખતે ઉત્પન્ન થાય છે તથા લીન થાય છે અને તે સાક્ષીભાસ્ય છે

દોરડીમા જેમ સાપ અવિદ્યાનુ પરિણામ છે, તેમ તેનુ જ્ઞાન પણ અવિદ્યાનુ જ પરિણામ છે, અન્તઃકરણનુ પરિણામ નથી (અન્તઃકરણનુ પરિણામ જો થાત તો દોરડીરૂપે થાત) કેમ કે જેમ દોરડીનુ જ્ઞાન થવાથી સાપનો બાધ થાય છે, તેમ 'સાપ' એવા જ્ઞાનનો પણ બાધ થાય છે (જેનો બાધ થાય છે, તે અવિદ્યાનુ પરિણામ સમજવુ ) જો 'સાપ' એવુ જ્ઞાન અન્તઃકરણની વૃત્તિનુ પરિણામ હોત તો તેનો બાધ થઈ શકત નહિ માટે અધ્યાસરૂપ જ્ઞાન પણ અવિદ્યાના કાર્યરૂપ સર્પની પેઠે સત્-અસત્થી વિલક્ષણ અનિર્વચનીય છે, પણ તેમા આટલુ ધ્યાનમા રાખવાનુ છે, કે દોરડીરૂપી ઉપાધિવાળા ચેતનમા રહેલી વિદ્યાના તમોગુણરૂપ અંશનુ પરિણામ સર્પ છે અને સાક્ષી ચેતનમા રહેલી અવિદ્યાના સત્ત્વગુણનુ પરિણામ સર્પાકાર વૃત્તિજ્ઞાન છે

એ રીતે અધ્યાસનો વિષય સર્પ તથા અધ્યાસના વિષયનુ જ્ઞાન એ બન્ને અવિદ્યાનુ જ પરિણામ છે, અને એ બન્ને અનિર્વચનીય છે, એમ નક્કી થયુ

હવે બીજી વાત એ રહી, કે સાપ અને તેનુ જ્ઞાન એક જ વખતે ઉત્પન્ન થાય છે, કેમ કે દોરડી-ઉપાધિવાળા ચેતનની અવિદ્યાનો જે વખતે સર્પાકાર પરિણામ થાય છે, તે જ સમયે સાક્ષી આશ્રિત અવિદ્યાનો જ્ઞાનાકાર પરિણામ થાય છે, કેમ કે રજ્જુચેતન આશ્રિત અવિદ્યામા ક્ષોભ ઉત્પન્ન થવાનુ જે નિમિત્ત (આવરણનો ભગ ન થવો તે) છે, તે નિમિત્તથી જ સાક્ષી આશ્રિત અવિદ્યા અંશમા પણ ક્ષોભ ઉત્પન્ન થાય છે માટે ભ્રમસ્થળમા સર્પ વગેરે અને તેનુ જ્ઞાન એક જ સમયે ઉત્પન્ન થાય છે અને જે વખતે દોરડી આદિક અધિષ્ઠાનનુ જ્ઞાન થાય છે, તે જ વખતે અધ્યસ્ત સર્પ અને સર્પનુ જ્ઞાન-બન્ને વાના જોડે જ નાશ પામે છે

## સ્વપ્ન અને ભ્રમમા તફાવત

હવે જેમ દોરડીમા સાપનો ભ્રમ થાય છે, તેમ જ સ્વપ્નમા પણ નાના

પ્રકારના દેખાવો જોવામાં આવે છે, તે પણ ભ્રમ જ છે; તથાપિ એ બેમાં થોડોક ફેર છે; એટલે સાપના ભ્રમમાં (૧) બહારના પદાર્થમાં રહેલો અવિદ્યાઅંશ સર્પાદિક ભ્રમનું ઉપાદાન કારણ છે. (૨) સાક્ષીમાં રહેલો અવિદ્યાઅંશ સર્પાદિક ભ્રમના જ્ઞાનનું ઉપાદાન કારણ છે.

અને સ્વપ્નરૂપ ભ્રમમાં (૧) સાક્ષીને આધારે રહેલી અવિદ્યાના તમોગુણનો અંશ સ્વપ્નપદાર્થોનું ઉપાદાન કારણ છે; અને (૨) સાક્ષી આશ્રિત અવિદ્યાના સત્ત્વગુણનો અંશ સ્વપ્નજ્ઞાનનું ઉપાદાન કારણ છે; માટે સ્વપ્નમાં અંદર રહેલી અવિદ્યા જ વિષય અને જ્ઞાન બન્નેનું ઉપાદાન કારણ છે.

આ ઉપરથી એમ સમજવામાં આવે છે, કે બહારની દોરડીમાં સાપ વગેરે ભ્રમના વિષયો તથા શરીરની અંદરના સ્વપ્નના વિષયો, એ બન્ને **સાક્ષીભાસ્ય** છે.

અવિદ્યાની વૃત્તિ દ્વારા સાક્ષી જે વિષયોનો પ્રકાશ કરે, તે **સાક્ષીભાસ્ય** કહેવાય છે.

## પરિણામ અને વિવર્ત

(૧) દોરડી વગેરેમાં અનિર્વચનીય સર્પ વગેરે અને તેનું જ્ઞાન, એ બન્નેને ભ્રમ અથવા અધ્યાસ કહે છે.

(૨) ભ્રમ એ અવિદ્યાનું પરિણામ છે અને ચેતનનો વિવર્ત છે.

(૩) ઉપાદાન કારણના સમાન સ્વભાવવાળું અન્યથા સ્વરૂપ તે **પરિણામ.** જેમ દોરડીમાં સાપ દેખાય છે, ત્યાં સાપ દેખાવાનું ઉપાદાન કારણ અવિદ્યા છે, એ પાછળ કહી ગયા છીએ. એ અવિદ્યા સત્-અસતથી વિલક્ષણ હોવાને લીધે અનિર્વચનીય છે; અને એમાંથી થયેલા સર્પ અને તેનું જ્ઞાન પણ અનિર્વચનીય છે, માટે ઉપાદાન(અવિદ્યા)ના સરખા સ્વભાવવાળાં (અનિર્વચનીય) છે, તથા અવિદ્યાના સ્વરૂપથી જુદા પ્રકારના સ્વરૂપવાળાં (સાપના આકારવાળાં) પણ છે; માટે તે **પરિણામ** કહેવાય છે.

(૪) અધિષ્ઠાનથી વિપરીત સ્વભાવવાળું અન્યથા સ્વરૂપ **વિવર્ત** કહેવાય છે. જેમ દોરડીએ ચેતનનો જેટલો ભાગ વ્યાપ્ત કર્યો હોય, તે રજ્જુ અવચ્છિન્ન ચેતન કહેવાય છે. એ રજ્જુ અવચ્છિન્ન ચેતન સર્પભ્રમનું અધિષ્ઠાન છે. (જે સત્ વસ્તુમાં ભ્રમ થાય, તે સત્ વસ્તુ **અધિષ્ઠાન** કહેવાય છે.) એ અધિષ્ઠાન સત્ છે અને સાપ તથા તેનું જ્ઞાન સત્થી વિલક્ષણ છે; માટે દોરડીમાં દેખાતો સાપ તથા તેનું જ્ઞાન, અધિષ્ઠાન ચેતનથી વિપરીત સ્વભાવવાળું અને બીજા પ્રકારના આકારવાળું હોવાથી, તે ચેતનનું **વિવર્ત** કહેવાય છે.

## અધિષ્ઠાન-રજ્જુ અને અંતઃકરણ ઉપહિત ચેતન સર્પભ્રમનું અધિષ્ઠાન છે-રજ્જુજ્ઞાનથી સર્પ અને સર્પજ્ઞાનની નિવૃત્તિ

(૧) મિથ્યા સાપનું અધિષ્ઠાન રજ્જુ ઉપાધિવાળું ચેતન છે, રજ્જુ અધિષ્ઠાન નથી; કેમ કે સાપ જેમ દોરડીમાં કલ્પિત છે, તેમ દોરડી પણ ચેતનમાં કલ્પિત છે. એક કલ્પિત વસ્તુ બીજી કલ્પિત વસ્તુનું અધિષ્ઠાન બને

નહિ; માટે રજ્જુ ઉપહિત (ઉપાધિવાળું) ચેતન જ અધિષ્ઠાન છે; રજ્જુ અધિષ્ઠાન નથી.

(૨) કોઈ રજ્જુવિશિષ્ટ ચેતનને અધિષ્ઠાન કહે, તો તે બરાબર નથી; કેમ કે એમ કહેવાથી રજ્જુ અને ચેતન બંને અધિષ્ઠાન થશે, પણ વાસ્તવિક જોતાં રજ્જુ પણ ચેતનમાં અધ્યસ્ત છે, માટે બાધ થવાને યોગ્ય છે, તેથી રજ્જુના બાધની સાથે તેનું અધિષ્ઠાનપણું પણ બાધિત થશે; માટે રજ્જુ ઉપહિત ચેતનમાં જ અધિષ્ઠાનપણું સંભવે છે, રજ્જુવિશિષ્ટ ચેતનમાં નહિ.

## ઉપાધિ અને વિશેષણ વગેરે

અહીં ઉપાધિ અને ઉપહિત તથા વિશિષ્ટ એવા શબ્દો વપરાયેલા છે, તેનો કાંઈ વિશેષ ખુલાસો કરવાની જરૂર છે:

(૧) બીજા પદાર્થોથી જુદું કરીને સ્વરૂપ જે જણાવે, તેને **વ્યાવર્તક** કહે છે અને જે વસ્તુને જુદી કરી જણાવવામાં આવે છે તે વસ્તુને **વ્યાવર્ત્ય** કહે છે. જેમ 'કાળો ઘડો' એમાં કાળાપણું એ વિશેષણ છે અને એ વિશેષણ કાળા ઘડાને બીજા રાતા વગેરે રંગના ઘડાઓથી જુદો કરીને જણાવે છે; માટે કાળાપણું વ્યાવર્તક છે અને ઘડો વ્યાવર્ત્ય છે; કેમ કે ઘડાને જુદો પાડી જણાવવામાં આવ્યો છે.

વસ્તુના સ્વરૂપમાં પ્રવેશ કરીને જે વ્યાવર્તક બને તેને **વિશેષણ** કહે છે. કાળાપણું ઘડામાં પ્રવેશ કરીને ઘડાનું વ્યાવર્તક બન્યુ છે; માટે કાળાપણું એ વિશેષણ છે અને ઘડો એ **વિશેષ્ય** છે, અથવા **વિશિષ્ટ** છે. તેને જ વ્યાવર્ત્ય કહે છે અને **પરિચ્છેદ્ય** પણ કહે છે.

(૨) જે વસ્તુ બીજી વસ્તુમાં પ્રવેશ કર્યા સિવાય તે બીજી વસ્તુને જુદી પાડી બનાવે, તેને **ઉપાધિ** કહે છે. જેમ ઘટાકાશમાં ઘડો એ આકાશની ઉપાધિ છે; કેમ કે ઘડો મોટા આકાશથી ઘડામાં ઘેરાયેલા આકાશને જુદું પાડી બનાવે છે, એમ છતાં આકાશમાં ઘડો પ્રવેશ પામેલો નથી હોતો.

(૩) આ ઉપરથી સમજાશે, કે વિશેષણ પદાર્થ સાથે જોડાઈને પદાર્થનું વ્યાવર્તક બને છે અને ઉપાધિ પદાર્થથી જુદી રહીને વ્યાવર્તક બને છે. વિશેષણ વડે વ્યાવર્ત્ય પદાર્થને **વિશિષ્ટ** કહે છે અને ઉપાધિ વડે વ્યાવર્ત્ય પદાર્થને **ઉપહિત** કહે છે.

(૪) ચાલતા પ્રસંગમાં દોરડી એ ચેતનનું વિશેષણ નથી, પણ ઉપાધિ છે; માટે રજ્જુ ઉપહિત ચેતન સાપનું અધિષ્ઠાન બને છે.

એ જ રીતે સાપના જ્ઞાનનું અધિષ્ઠાન **સાક્ષીચેતન** છે. એ રીતે જ્યાં ભ્રમ થાય છે, ત્યાં ભ્રમના વિષયનું (સર્પાદિકનું) અને તેના જ્ઞાનની (સર્પાદિકના જ્ઞાનનું) ઉપાધિ જુદીજુદી હોવાને લીધે અધિષ્ઠાન પણ જુદુંજુદું હોય છે; એટલે અધ્યસ્ત પદાર્થનું અને અધ્યાસ જ્ઞાનનું એક જ અધિષ્ઠાન હોતું નથી.

આ ઉપરથી એમ સમજાશે, કે (૧) વિશેષ્ય રૂપથી દોરડીની અપ્રતીતિરૂપ નિમિત્તથી, અવિદ્યામાં ક્ષોભ થવા વડે સર્પ અને સર્પજ્ઞાન ઉત્પન્ન

થાય છે. (૨) વિશેષરૂપથી દોરડીનું જ્ઞાન થવાથી સર્પ અને સર્પજ્ઞાનની નિવૃત્તિ થાય છે.

**દોરડીનું જ્ઞાન અને સર્પના અધિષ્ઠાનનું જ્ઞાન એક જ છે**

**શંકા**—દોરડીના જ્ઞાનથી સાપની નિવૃત્તિ થાય નહિ; કેમ કે મિથ્યા વસ્તુનું જે અધિષ્ઠાન હોય, તે અધિષ્ઠાનના જ્ઞાનથી મિથ્યા વસ્તુની નિવૃત્તિ થાય છે, એવો અદ્વૈતવાદનો સિદ્ધાંત છે. અને મિથ્યા સર્પનું અધિષ્ઠાન રજ્જુ ઉપહિત ચેતન છે—રજ્જુ નથી; માટે રજ્જુના જ્ઞાનથી સર્પની નિવૃત્તિ બને નહિ.

**સમાધાન**—દોરડીનું જ્ઞાન એ જ સર્પના અધિષ્ઠાનનું જ્ઞાન છે. દોરડી વગેરે જડ પદાર્થનું જ્ઞાન અંતઃકરણની વૃત્તિરૂપ હોય છે. ત્યાં આવરણભંગ વૃત્તિનું પ્રયોજન છે. એ આવરણ અજ્ઞાનની શક્તિ છે; માટે આવરણ જડનું આશ્રિત નથી, પણ જડનું અધિષ્ઠાન જે ચેતન તેનું આશ્રિત છે. અહીં આ રીતે સમજવું.

કોઈ પણ પદાર્થનું જ્ઞાન ન થવાનું જે કારણ હોય, તેને **આવરણ** કહે છે. એ આવરણ અજ્ઞાનને લીધે થાય છે, માટે આવરણને અજ્ઞાનની શક્તિ કહે છે. અને એ અજ્ઞાન વળી ચેતનની શક્તિ છે. જેમ દાહકત્વ (બાળવાપણું) એ અગ્નિની શક્તિ છે, તેમ જ અજ્ઞાન (માયા, અવિદ્યા, પ્રકૃતિ એ બધાં એ અજ્ઞાનનાં જ નામ છે.) ચેતનની શક્તિ છે; અર્થાત્ અજ્ઞાનની આવરણશક્તિ પણ ચેતનને આશરે રહેલી છે; કેમ કે અજ્ઞાન પોતે જ ચેતનને આશરે રહેલું છે; માટે જ પાછળ કહ્યું છે, કે એ આવરણ જડનું આશ્રિત નથી, પણ જડનું અધિષ્ઠાન જે ચેતન, તેનું આશ્રિત છે; તેથી—

(૧) દોરડીના આકાર જેવા આકારવાળી થયેલી અંતઃકરણની વૃત્તિથી દોરડી વડે અવચ્છિન્ન (જુદા પાડેલા ચેતનના) આવરણનો ભંગ થાય છે.

(૨) વૃત્તિમાં જે ચિદાભાસ રહેલો છે, તેનાથી દોરડીનો પ્રકાશ થાય છે.

(૩) દોરડી અવચ્છિન્ન ચેતન સ્વયંપ્રકાશ છે; માટે તેને પ્રકાશ કરવાને અંતઃકરણની વૃત્તિમાં રહેલા ચિદાભાસનો કાંઈ ઉપયોગ નથી.*

એનું તાત્પર્ય આ પ્રમાણે છે:

(૧) ચિદાભાસ સહિત અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનમાં જે વૃત્તિભાગ છે, તે ચેતનના આવરણનો ભંગ કરે છે; અર્થાત્ વૃત્તિનું આવરણભંગરૂપ ફળ ચેતનમાં થાય છે, અને (૨) વૃત્તિમાં રહેલા ચિદાભાસનું પ્રકાશરૂપ ફળ દોરડીમાં થાય છે; એટલે વૃત્તિમાં રહેલા ચિદાભાસને લીધે દોરડીનું જ્ઞાન થાય છે.

આ ઉપરથી સમજાશે, કે સાભાસ વૃત્તિજ્ઞાનનો કેવળ જડ દોરડી જ વિષય નથી, પણ અધિષ્ઠાન ચેતન સહિત દોરડી એ સાભાસ વૃત્તિજ્ઞાનનો વિષય છે. આ કારણથી જ સિદ્ધાંતગ્રંથોમાં લખ્યું હોય છે, કે 'અંતઃકરણની ઉત્પન્ન થયેલું વૃત્તિજ્ઞાન બન્ને બન્નેને વિષય કરે છે.' એટલે વૃત્તિજ્ઞાનનો વિષય પણ થતા જ છે.

* આ પ્રક્રિયા આગળ આ તરંગમાં સંપૂર્ણ પ્રતિપાદન કરવામાં આવશે.

આ પ્રકારે વૃત્તિ વડે આવરણનો ભંગ થવાથી દોરડીનું જ્ઞાન થાય છે, અને તે જ વખતે સાપનું અધિષ્ઠાન જે રજ્જુ અવચ્છિન્ન ચેતન, તેનું તેના પોતાના પ્રકાશથી જ ભાન થાય છે; માટે દોરડીનું જ્ઞાન એ જ સાપના અધિષ્ઠાનનું જ્ઞાન છે, માટે દોરડીનું જ્ઞાન થવાથી સાપની નિવૃત્તિ સંભવે છે.

**અધ્યસ્તના અભાવથી જ અધ્યસ્તના જ્ઞાનની નિવૃત્તિ થાય છે**

**શંકા**—દોરડીના જ્ઞાનથી સાપના જ્ઞાનની નિવૃત્તિ થાય નહિ. જો કે આ રીતે સાપની નિવૃત્તિ દોરડીના જ્ઞાનથી સંભવે છે, તથાપિ સાપના જ્ઞાનની નિવૃત્તિ સંભવતી નથી; કેમ કે સાપનું અધિષ્ઠાન રજ્જુ અવચ્છિન્ન ચેતન છે, અને સાપના જ્ઞાનનું અધિષ્ઠાન સાક્ષી ચેતન છે; અને તમે પાછળ કહ્યું તે રીતે તો રજ્જુનું જ્ઞાન થવાથી રજ્જુ અવચ્છિન્ન ચેતનનું જ ભાન થાય છે—સાક્ષી ચેતનનું ભાન થતું નથી; માટે રજ્જુનું જ્ઞાન થયા છતાં પણ સાપના જ્ઞાનનું અધિષ્ઠાન સાક્ષી ચેતન અજ્ઞાત જ રહે છે, અને જ્યાંસુધી અધિષ્ઠાનનું જ્ઞાન ન થયું હોય ત્યાંસુધી તેમાં કલ્પિત પદાર્થના જ્ઞાનની નિવૃત્તિ થતી નથી, પણ અધિષ્ઠાનનું જ્ઞાન થયું હોય તો જ કલ્પિતની નિવૃત્તિ થાય છે; માટે રજ્જુનું જ્ઞાન થયા છતાં પણ સર્પના જ્ઞાનની નિવૃત્તિ થઈ શકે નહિ.

**સમાધાન**—સાપના અભાવથી જ સાપના જ્ઞાનની નિવૃત્તિ થાય છે—વિષયને અધીન જ્ઞાન થાય છે; એટલે જો વિષય હોય, તો તેનું જ્ઞાન થાય અને જ્ઞાનનો વિષય ન હોય તો તેનું જ્ઞાન ન થાય. અહીં જ્ઞાનનો વિષય સર્પ છે. દોરડીનું જ્ઞાન થવાની સાથે જ ભ્રાંતિજ્ઞાનનો વિષય જે સર્પ, તેની નિવૃત્તિ થાય છે અને સર્પની નિવૃત્તિ થવાથી પછી સર્પ જ રહેતો નથી; તેથી સર્પના જ્ઞાનની પણ આપોઆપ નિવૃત્તિ થઈ જાય છે.

**બે પ્રકારની નિવૃત્તિ**

**શંકા**—પણ કલ્પિત વસ્તુની નિવૃત્તિ અધિષ્ઠાનના જ્ઞાન વિના થતી નથી; સાપનું જ્ઞાન પણ કલ્પિત છે તથા તેનું અધિષ્ઠાન સાક્ષી-ચેતન છે. એ સાક્ષી-ચેતનનું જ્ઞાન થયા સિવાય કલ્પિત સર્પના જ્ઞાનની નિવૃત્તિ શી રીતે બને?

**સમાધાન**—નિવૃત્તિ બે પ્રકારની છે એક તો અત્યંત નિવૃત્તિ હોય છે; અને બીજું કાર્ય-વસ્તુનો કારણમાં લય થવો, તે પણ નિવૃત્તિ કહેવાય છે.

તમામ કલ્પિત વસ્તુઓનું કારણ અધિષ્ઠાન સંબંધી અજ્ઞાન છે; માટે અજ્ઞાન સહિત કલ્પિત કાર્યની નિવૃત્તિ તો અધિષ્ઠાનના જ્ઞાનથી થાય છે, પણ કારણમાં લયરૂપ જે નિવૃત્તિ તે તો અધિષ્ઠાનના જ્ઞાન વિના પણ થાય છે; જેમ સુષુપ્તિમાં અને પ્રલયમાં તમામ પદાર્થોનો અજ્ઞાનમાં લય થાય છે, તે અધિષ્ઠાનના જ્ઞાન વિના જ થાય છે; એવી રીતે તમામ પદાર્થોનો લય થવાનું કારણ ભોગ આપવાને તત્પર થયેલાં કર્મોનો અભાવ છે.

એ જ રીતે અધિષ્ઠાન સાક્ષીના જ્ઞાન વિના પણ સર્પજ્ઞાનનો લય થાય છે અને તેનું કારણ, સર્પજ્ઞાનનો વિષય જે સર્પ, તેનો અભાવ છે.

આ રીતે સાપની નિવૃત્તિ રજ્જુજ્ઞાનથી થાય છે અને સર્પજ્ઞાનનો વિષય જે સર્પ, તેના અભાવથી સર્પજ્ઞાનનો લય થાય છે.

## દોરડીનું જ્ઞાન થતી વખતે સાક્ષીનું ભાન

દોરડીના જ્ઞાનથી સાપની નિવૃત્તિ તો થાય છે, પણ સાપના જ્ઞાનની નિવૃત્તિ દોરડીના જ્ઞાનથી થતી નથી; એ શંકાનું સમાધાન પાછળ એવું કર્યું, કે દોરડીનું જ્ઞાન થવાની સાથે જ સાપનો અભાવ થયો અને એ અભાવને લીધે જ તેના જ્ઞાનનો પણ અભાવ થયો.

અહીં આગળ એ જ શંકાનું બીજી રીતે સમાધાન કરે છે: સાપ અને તેનું જ્ઞાન–એ બન્નેની નિવૃત્તિ દોરડીના જ્ઞાનથી જ થાય છે; કેમ કે જ્યારે દોરડીનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, ત્યારે આ પ્રકાર બને છે; અંતઃકરણની વૃત્તિ નેત્ર દ્વારા નીકળીને દોરડીના સ્થળમાં પ્રાપ્ત થાય છે અને દોરડીના જેવા આકારની તે વૃત્તિ થઈ જાય છે; તેથી દોરડીની ઉપાધિવાળું ચેતન અને વૃત્તિની ઉપાધિવાળું ચેતન બન્ને એક થઈ જાય છે, તે બેમાં કાંઈ ભેદ રહેતો નથી. એનો હેતુ આ પ્રમાણે છે: ચેતનનો તો કોઈ જગ્યાએ સ્વરૂપથી ભેદ છે જ નહિ, પણ ઉપાધિના ભેદથી ચેતનનો ભેદ કહેવામાં આવે છે. વૃત્તિઉપહિતચેતન અને રજ્જુઉપહિતચેતન, એ બેમાં ભેદ કરનારી ઉપાધિ વૃત્તિ અને રજ્જુ છે.

(૧) એ વૃત્તિ અને રજ્જુ જુદાંજુદાં સ્થળમાં હોય, ત્યારે તો ઉપાધિવાળા ચેતનનો ભેદ માલૂમ પડે છે. (૨) એ બન્ને ઉપાધિઓ એક જ જગ્યાએ હોય, ત્યારે તે બન્ને ઉપાધિઓથી ઉપહિત છતાં પણ ચેતન એક જ હોય છે.

આ વાત વેદાંતપરિભાષાદિક ગ્રંથોમાં લખી છે.

(૧) જુદાંજુદાં સ્થળમાં રહેલી ઉપાધિથી જ ઉપહિતચેતનનો ભેદ થાય છે. (ભેદ કહેવામાં આવે છે.)

જ્યારે બંને ઉપાધિઓ એક જ સ્થળમાં રહેલી હોય, ત્યારે બંને ઉપાધિઓથી ઉપહિતચેતન એક જ હોય છે.

આ રીતે જે વખતે દોરડીનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, તે વખતે રજ્જુ-ઉપહિતચેતન અને વૃત્તિઉપહિતચેતન એક જ હોય છે. હવે વૃત્તિઉપહિત-ચેતન, એ જ સાક્ષી–ચેતન છે; કેમ કે અંતઃકરણ અને તેની વૃત્તિમાં રહીને તેનો જે પ્રકાશ કરે છે, તે સાક્ષી–ચેતન કહેવાય છે. આ રીતે રજ્જુનું જ્ઞાન થતી વખતે સાક્ષી–ચેતન અને રજ્જુઉપહિતચેતનનો અભેદ થાય છે; અને રજ્જુનું જ્ઞાન થવાથી રજ્જુઉપહિતચેતનનું ભાન થાય છે. અને ચેતનથી અભિન્ન એવા સાક્ષીનું પણ ભાન થાય છે.

આ પ્રમાણે રજ્જુનું જ્ઞાન થતી વખતે અધિષ્ઠાન સાક્ષી–ચેતનનું ભાન થવાથી કલ્પિત સર્પજ્ઞાનની નિવૃત્તિ થાય છે.

## સર્વ ત્રિપુટીઓના જ્ઞાનમાં સાક્ષીનું જ્ઞાન

એ જ શંકાની ત્રીજી રીતે નિવૃત્તિ કરે છે:

વિદ્યારણ્ય સ્વામીએ કૂટસ્થદીપમાં આ પ્રક્રિયા કહી છે. આભાસ સહિત અંતઃકરણની વૃત્તિ ઇંદ્રિય દ્વારા નીકળીને ઘટાદિક વિષયોનો પ્રકાશ કરે છે. ઘટાદિક વિષય તેમ જ આભાસ સાહન વૃત્તિરૂપ તેનું જ્ઞાન તથા આભાસ

સહિત અંતઃકરણરૂપ જ્ઞાતા, એ ત્રણેને સાક્ષી પ્રકાશે છે.

(૧) 'આ ઘડો છે' આ રીતે આભાસ સહિત વૃત્તિથી માત્ર ઘડાનો પ્રકાશ થાય છે.

(૨) 'હું ઘડાને જાણું છું' એમાં क. 'હું' શબ્દનો અર્થ જ્ઞાતા, ख. 'ઘટ' એ જ્ઞેય, અને ग. તેનું જ્ઞાન, ત્રિપુટીનો સાક્ષીથી પ્રકાશ થાય છે. આ રીતે. તમામ ત્રિપુટીઓનો પ્રકાશક શાક્ષી છે.

સાક્ષી પોતે અજ્ઞાન હોય, તો ત્રિપુટીનું જ્ઞાન સાક્ષીથી થાય નહિ; માટે સર્વે ત્રિપુટીઓના જ્ઞાનમાં સાક્ષીનું જ્ઞાન અવશ્ય થાય છે.

જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન; કર્તા, કાર્ય અને કર્મ; દ્રષ્ટા, દશ્ય અને દર્શન; ઇત્યાદિ ત્રણત્રણના સમુદાયને ત્રિપુટી કહે છે.

## સર્પ અને તેના જ્ઞાનનું અધિષ્ઠાન સાક્ષી છે

સાક્ષીના જ્ઞાનથી સર્પના જ્ઞાનની નિવૃત્તિ થઈ શકે છે. પ્રથમ એમ કહેવામાં આવ્યું હતું, કે સર્પ અને તેના જ્ઞાનનું અધિષ્ઠાન ભિન્નભિન્ન છે; તેમાં ઉપર કહ્યા પ્રમાણે શંકા–સમાધાન અથવા વિવાદ છે. એ પક્ષમાં બીજા પણ શંકા–સમાધાનરૂપ વિવાદ ઘણા છે; પરંતુ તેમાંથી હવે સર્પ અને તેના જ્ઞાનનું અધિષ્ઠાન એક જ છે, એ પક્ષ કહીએ છીએ.

**વાદીઃ**—સર્પ અને તેના જ્ઞાનનું અધિષ્ઠાન બાહ્ય રજ્જુ–ચેતન છે, એમ કહે તો તે સંભવતું નથી; કેમ કે (૧) જે જે જ્ઞાન થાય છે, તે સર્વ પ્રમાતા અથવા સાક્ષીને આશ્રિત છે; એટલે પ્રમાતા અથવા સાક્ષીને લીધે જ તે જ્ઞાન થાય છે; બહારનું જે રજ્જુ–ચેતન છે, તેને આધારે એ જ્ઞાન થતું નથી.

(૨) હવે જો સર્પ અને સર્પના જ્ઞાનનું અધિષ્ઠાન અંતઃકરણ ઉપહિત સાક્ષી–ચેતનને માને, તો શરીરની અંદર અંતઃકરણના સ્થાનમા સર્પની પ્રતીતિ થવી જોઈએ; દોરડીના સ્થળમાં સર્પની પ્રતીતિ ન થવી જોઈએ. કદાચ શરીરની અંદર ઊપજેલા સાપની માયાના બળથી બહાર પ્રતીતિ થાય છે એમ માનશો, તો વિજ્ઞાનવાદીઓની આત્મખ્યાતિ મંજૂર કરવી પડશે.

આ રીતે, (૧) રજ્જુઉપહિતચેતન સર્પજ્ઞાનનું અધિષ્ઠાન સંભવે નહિ. (૨) અંતઃકરણઉપહિતચેતન સર્પનું અધિષ્ઠાન સંભવે નહિ; માટે સર્પ અને તેના જ્ઞાનનું અધિષ્ઠાન એક જ હોઈ શકે નહિ.

**સિદ્ધાંતીઃ**— તમે કહો છો તે રીતે એક અધિષ્ઠાન હોઈ શકે નહિ. તથાપિ રજ્જુની સમીપ પ્રાપ્ત થયેલી અંતઃકરણની 'આ (કાંઈક) છે' એવી ઇદનાકાર વૃત્તિ, તે વૃત્તિમા રહેલી ચેતનના આશ્રયવાળી અવિદ્યા, તે અવિદ્યા સર્પાકાર પરિણામને પામે છે, તેમ જ સર્પજ્ઞાનાકાર પરિણામને પણ પામે છે.

(૧) વૃત્તિ ઉપહિતચેતનમાં રહેલો અવિદ્યાના તમોગુણનો અંશ, તે સર્પનું ઉપાદાન કારણ છે; અર્થાત્ એ તમોગુણનો અંશ સર્પરૂપે પરિણામ પામે છે, (એને પરિણામી ઉપાદાન કહે છે.)

(ર) તેમા જ રહેલો અવિદ્યાના સત્ત્વગુણનો અંશ, સર્પજ્ઞાનરૂપે પરિણામ પામે છે (એને વિવર્ત ઉપાદાન કહે છે)

સર્પ અને તેના જ્ઞાનનુ વૃત્તિઉપહિતચેતન એ અધિષ્ઠાન છે

(૧) વૃત્તિ રજ્જુદેશમા બહાર ગઈ છે, માટે વૃત્તિઉપહિતચેતન પણ બહાર છે, તેથી સાપનો આશ્રય બને છે

(૨) અંતઃકરણનુ જેવડુ સ્વરૂપ હોય, તેવડુ સ્વરૂપ સાક્ષીનુ પણ હોય છે શરીરની અંદર રહેલુ જે અંતઃકરણ, તે જ વૃત્તિરૂપ પરિણામને પામે છે, માટે વૃત્તિઉપહિતચેતન સાક્ષી હોય છે, અને તેથી જ તે સર્પજ્ઞાનનો આશ્રય બને છે

દોરડીનો જે વખતે સાક્ષાત્કાર થાય છે, ત્યારે રજ્જુચેતન અને વૃત્તિ-ચેતન એક થઈ જાય છે, માટે રજ્જુના જ્ઞાનથી સર્પ અને તેના જ્ઞાનની નિવૃત્તિ થાય છે

### વૃત્તિઉપહિતચેતન (સાક્ષી) કલ્પિતનુ અધિષ્ઠાન છે

જ્યા એક જ દોરડીમા દસ માણસોમાથી કોઈને સાપ, કોઈને નાકડી, કોઈને માળા, કોઈ ને પૃથ્વીની ફાટ, કોઈને પાણીનો રેલો, એમ ભિન્નભિન્ન પ્રતીતિ થતી હોય અથવા બધાને સાપ જ જણાતો હોય, ત્યા જે પુરુષને દોરડીનો સાક્ષાત્કાર થાય, તેના વૃત્તિ–ચેતનમા કલ્પિત અધ્યાસની નિવૃત્તિ થાય છે, પણ જેને દોરડીનુ જ્ઞાન થયુ નથી હોતું, તેના અધ્યાસની નિવૃત્તિ થતી• નથી, માટે વૃત્તિ–ચેતન જ કલ્પિતનુ અધિષ્ઠાન છે–રજ્જુ આદિક વિષય ઉપહિત ચેતન અધિષ્ઠાન નથી.

જે રજ્જુઉપહિતચેતનને સર્પ, દડ વગેરેનુ અધિષ્ઠાન માનીએ, તો દસ માણસોને એક જ વસ્તુમા પ્રતીત થતા જે દસ પદાર્થ, તે દરેકને બધા પ્રતીત થવા જોઈએ અને અમારી રીતે તો જેના વૃત્તિચેતનમા જે પદાર્થ કલ્પિત છે, તે જ તેને પ્રતીત થાય છે, બીજાને નહિ

આ રીતે બહારના સર્પાદિક અને તેમના જ્ઞાનનુ અધિષ્ઠાન વૃત્તિઉપહિત સાક્ષી છે સ્વપ્નના પદાર્થ અને તેના જ્ઞાનનુ અધિષ્ઠાન પણ અંતઃકરણ ઉપહિત સાક્ષી જ છે

આ પ્રકારથી સત્ અને અસત્થી વિલક્ષણ જે અનિર્વચનીય અવિદ્યાનું પરિણામ અનિર્વચનીય સર્પાદિ, તેની ખ્યાતિ એટલે પ્રતીતિ અને કથન તે અનિર્વચનીય ખ્યાતિ કહેવાય છે

## મિથ્યા જગતનો આધાર અને અધિષ્ઠાન તું પોતે છે

शिष्यरुवाच ।

दोहा—यह मिथ्या परतीत ह्वै, जामें जगत अपार ।
सो भगवन मो कूं कहो, को याको आधार ॥ ५१ ॥

શિષ્ય:–આ અપાર જગત જેમા મિથ્યા પ્રતીત થાય છે

તે શી વસ્તુ છે, અર્થાત્ આ મિથ્યા જગતનો આધાર કોણ છે, તે મને કહો. ૫૧

श्रीगुरुरुवाच ।

દોહા—तव निजरूप अज्ञानतै, व्है मिथ्या जगभान ।
अधिष्ठान आधार तू, रज्जु भुजंग समान ॥ ५२ ॥

ગુરુ કહે છે, કે જે અજ્ઞાનને લીધે તું પોતાના બ્રહ્મરૂપને જાણતો નથી, એ અજ્ઞાન વડે જ મિથ્યા જગત પ્રતીત થાય છે; માટે મિથ્યા જગતનો આધાર અને અધિષ્ઠાન તું પોતે જ છે. જેમ, દોરડીના અજ્ઞાનથી મિથ્યા સર્પ પ્રતીત થાય છે; ત્યાં સર્પનું અધિષ્ઠાન અને આધાર દોરડી જ છે. ૫૨

શિષ્ય:—અધિષ્ઠાન સંબંધી આપે બે પક્ષ કહ્યા છે. પ્રથમ પક્ષમાં રજ્જુની ઉપાધિવાળું ચેતન અધિષ્ઠાન કહ્યું છે; અને બીજા અથવા મુખ્ય પક્ષમાં વૃત્તિઉપહિતચેતન અથવા સાક્ષીને અધિષ્ઠાન માન્યું છે; પણ દોરડીને તો અધિષ્ઠાન કોઈ પક્ષમાં માન્યું નથી.

ગુરુ:—એમ છતાં પણ પ્રથમ પક્ષમાં ચેતનના અધિષ્ઠાનપણાની ઉપાધિ રજ્જુ છે; માટે સ્થૂલ દૃષ્ટિથી રજ્જુને અધિષ્ઠાન કહેવામાં આવે છે; તેથી જેમ મિથ્યા સર્પનું અધિષ્ઠાન અને આધાર દોરડી છે, તેમ મિથ્યા જગતનું અધિષ્ઠાન અને આધાર તું પોતે જ છે.

**આત્માનું સામાન્યરૂપ આધાર છે ને વિશેષરૂપ અધિષ્ઠાન છે**

ભાષ્યકારના શિષ્યના શિષ્ય સર્વજ્ઞાત્મ નામે મુનિ થયા છે. તેમણે 'સંક્ષેપ શારીરિક' નામે ગ્રંથ કર્યો છે. તેમણે અધિષ્ઠાન અને આધારમાં કાંઈક ભેદ જણાવ્યો છે; તે તેમના કહેવા પ્રમાણે અહીં લખીએ છીએ:

જેમ દોરડીનાં બે સ્વરૂપ છે: (૧) સામાન્યરૂપ અને (૨) વિશેષરૂપ.

(૧) સામાન્યરૂપ 'इदं-આ' છે. (૨) વિશેષરૂપ 'દોરડી' છે.

(૧) 'આ' સાપ છે. આ રીતે મિથ્યા સાપની અભિન્નપણે ભ્રાંતિકાળમાં જે દોરડીનું 'આ' રૂપ દેખાય છે, તે 'આ' રૂપને **સામાન્યરૂપ** કહે છે.

(૨) જે રૂપ પોતાના રૂપના ભ્રાંતિકાળમાં પ્રતીત ન થાય, પણ જેની પ્રતીતિ થવાથી ભ્રાંતિ દૂર થાય, તે દોરડીનું **વિશેષરૂપ** કહેવાય છે.

એ જ રીતે આત્માનાં પણ બે રૂપ છે: (૧) સામાન્યરૂપ અને (૨) વિશેષરૂપ.

(૧) સતરૂપ **સામાન્યરૂપ** છે.

(૨) અસંગતા, કૂટસ્થતા, નિત્યમુક્તતા વગેરે **વિશેષરૂપ** છે; કેમ કે સ્થૂલ-સૂક્ષ્મ સમુદાય 'છે' એમાં સ્થૂલ-સૂક્ષ્મ સમુદાયના ભ્રાન્તિકાળમાં (એટલે આત્મા ન દેખાતાં તેને ઠેકાણે સ્થૂલ-સૂક્ષ્મ જગતરૂપ સમુદાય દેખાતો હોય તે વખતે) પણ એ મિથ્યા સમુદાયથી અભિન્ન હોઈને 'સતરૂપ' પ્રતીત થાય છે; માટે સતરૂપ એ આત્માનું સામાન્યરૂપ છે; અને સ્થૂલ-સૂક્ષ્મ સમુદાયની

ભ્રાંતિ ચાલુ હોય તે વખતે આત્માનું અસંગ, કૂટસ્થ, નિત્યમુક્ત સ્વરૂપ પ્રતીત થાય નહિ; પણ જ્યારે અસંગ, કૂટસ્થ વગેરે આત્મસ્વરૂપની પ્રતીતિ થાય, ત્યારે જગતરૂપી સ્થૂલ–સૂક્ષ્મ સમુદાય દૂર થઈ જાય છે; માટે અસંગતા, કૂટસ્થપણું, નિત્યમુક્તપણું, વ્યાપકપણું ઇત્યાદિ આત્માનાં વિશેષરૂપ છે.

તમામ ભ્રાંતિઓમાં સામાન્યરૂપને **આધાર** કહે છે. અને વિશેષરૂપને **અધિષ્ઠાન** કહે છે. જેમ સર્પનો આશ્રય જે દોરડી, તેનું સામાન્ય 'આ' એવું સ્વરૂપ સર્પનો આધાર છે.

વિશેષ સ્વરૂપ જે 'દોરડી' તે અધિષ્ઠાન છે, તેમ જ મિથ્યા જગતનો આશ્રય જે આત્મા, તેના સામાન્ય 'સતરૂપ'ને મિથ્યા જગતનો આધાર કહે છે અને અસંગતા, કૂટસ્થતા વગેરે વિશેષરૂપને અધિષ્ઠાન કહે છે.

## તમામ કલ્પિત વસ્તુનું અધિષ્ઠાન એ જ તેનો દ્રષ્ટા છે

### शिष्य उवाच ।

दोहा—भगवन् मिथ्या जगतको, द्रष्टा कहिये कौन ।
अधिष्ठान आधार जो, द्रष्टा होय न तौन ॥ ५३ ॥

**શિષ્ય:—હે ભગવાન ! આ મિથ્યા જગતનો જોનારો કોણ હશે? જે જગતનો આધાર અને અધિષ્ઠાન હોય, તે તો જગતનો દ્રષ્ટા થઈ શકે નહિ; કેમ કે મિથ્યા સર્પનો આધાર અને અધિષ્ઠાન રજ્જુ છે; તે સર્પની દ્રષ્ટા થતી નથી, પણ તેનાથી ભિન્ન એવો પુરુષ સર્પનો દ્રષ્ટા થાય છે. ૫૩**

### श्रीगुरुरुवाच ।

चौपाई—मिथ्या वस्तु जगतमें जे हैं, अधिष्ठानमें कल्पित ते हैं ।
अधिष्ठान सो द्विविध पिछानहु, इक चेतन दूजो जड जानहु ॥५४॥
अधिष्ठान जड वस्तु जहां है, द्रष्टा तातें भिन्न तहां है ।
जहां होय चेतन आधारा, तहां न द्रष्टा होवे न्यारा ॥ ५५ ॥
दोहा—चेतन मिथ्या स्वप्नको, अधिष्ठान निर्धार ।
सोई द्रष्टा भिन्न नहि, तैसे जगत विचार ॥ ५६ ॥

ગુરુ કહે છે, કે જગતમાં જેટલી મિથ્યા વસ્તુઓ હોય છે, તે સઘળી અધિષ્ઠાનમાં કલ્પિત હોય છે. અધિષ્ઠાન બે પ્રકારનાં છે: (૧) ચેતન અધિષ્ઠાન: (૨) જડ અધિષ્ઠાન. ૫૪

(૧) જ્યાં જડ વસ્તુ અધિષ્ઠાન હોય, ત્યાં દ્રષ્ટા અધિષ્ઠાનથી ભિન્ન હોય છે. (૨) જ્યાં ચેતન અધિષ્ઠાન હોય, ત્યાં અધિષ્ઠાન જ દ્રષ્ટા હોય છે–અધિષ્ઠાનથી ભિન્ન કોઈ હોતો નથી. જેમ સ્વપ્નનું અધિષ્ઠાન સાક્ષી–ચેતન છે, તે જ સ્વપ્નનો દ્રષ્ટા છે; તેમ જગતનું અધિષ્ઠાન આત્મા છે; માટે આત્મા જ જગતનો દ્રષ્ટા છે. ૫૫,૫૬

ટીકા—આ શંકાસમાધાન દોરડીને સાપનું અધિષ્ઠાન માનીને સ્થૂલ દૃષ્ટિથી કહેવામાં આવ્યુ છે સિદ્ધાંતમત પ્રમાણે (વાસ્તવિક જોતાં) તો સાપનું અધિષ્ઠાન પણ સાક્ષી-ચેતન છે, તે જ દ્રષ્ટા પણ છે, માટે તમામ કલ્પિત પદાર્થોનું અધિષ્ઠાન, એ જ કલ્પિતનું દ્રષ્ટા છે, જેથી કોઈ રીતે એમાં શંકાસમાધાન કરવાની જરૂર રહેતી નથી

## મિથ્યા સંસારની નિવૃત્તિની ઇચ્છા સંભવતી નથી

દોહા—इम मिथ्या ससार दुख है तो मैं भ्रम मान ।
ताकी कहा निवृत्ति तू, चाहै शिष्य सुजान ॥ ५७ ॥

ગુરુઃ—હે શિષ્ય! આ રીતે તારે વિષે સંસારદુઃખ ભ્રાંતિથી મિથ્યા જ પ્રતીત થાય છે, તે મિથ્યા દુઃખની નિવૃત્તિની ઇચ્છા તું ડાહ્યો છતાં કેમ કરે છે? અર્થાત્ મિથ્યા દુઃખની નિવૃત્તિની ઇચ્છા સંભવતી નથી જેમ કોઈ બાજીગરે કોઈ માણસને મંત્રબળથી મિથ્યા શત્રુ બતાવ્યો હોય, તોપણ તે મિથ્યા શત્રુને મારવાનો ઉદ્યોગ તે પુરુષ કરતો નથી, તેમ મિથ્યા સંસારની નિવૃત્તિની ઇચ્છા પણ સંભવે નહિ ૫૭

## જન્માદિક સંસારની નિવૃત્તિ આત્મજ્ઞાનથી થાય છે

शिष्य उवाच ।

ચોપાઈ—जग यद्यपि मिथ्या गुरुदेवा, तथापि मैं चाहू तिहि छेवा ।
स्वप्न भयानक जाकू भासै, करि साधन जन जिम तिहि नासै ॥५८॥
यातैं है जातै जग हाना, सो उपाय भाषो भगवाना ।
तुम समान सतगुरु नहि आना, श्रवण फूक दे वचक नाना ॥ ५९ ॥

શિષ્યઃ—હે ભગવન્! આપે કહ્યું, કે જગત તારામાં મિથ્યારૂપે ભાસે છે, સત્યરૂપે નથી એ વાત જો કે સાચી છે, તો પણ હે ભગવન્! તે મિથ્યારૂપે કરીને અથવા જે ઉપાય કરીને મરણાદિક સંસાર મારામાં ન જણાય એવો ઉપાય આપ કહો

વળી આપે કહ્યું હતું, કે મિથ્યા વસ્તુની નિવૃત્તિ માટે સાધનની જરૂર નથી તે વાત જો કે સાચી છે, પરંતુ હે ભગવન્! જેને મિથ્યા પદાર્થ પણ દુઃખનો હેતુ થતો હોય, તેણે તો એ મિથ્યા પદાર્થ પણ સાધનો વડે દૂર કરવા યોગ્ય છે જેમ કોઈ માણસને દરરોજ ભયાનક સ્વપ્ન આવતાં હોય, તે મિથ્યા હોય છે, તોપણ તેને દૂર કરવાને પગ ધોવા, જપ કરવા વગેરે અનેક પ્રકારનાં સાધનો તે કરે છે, તેવી જ રીતે આ સંસાર મિથ્યા તો છે, પરંતુ તે જન્માદિક અનેક દુઃખનો હેતુ છે એમ મને જણાય છે, માટે હું

સંસારની નિવૃત્તિ ઇચ્છું છું. કૃપા કરીને મને તે ઉપાય બતાવો. આપના સમાન બીજો કોઈ સદ્ગુરુ નથી. કેટલાક તો માત્ર કાનમાં ફૂંક મારીને ઠગે છે. ૫૮,૫૯

सोरठा—सो मैं कह्यो बखानि, जो साधन तैं पूछियो ।
निज हिय निश्चय आनि, रहै न रंचक खेद जग ॥ ६० ॥

ગુરુઃ—જગતરૂપી દુઃખની નિવૃત્તિનો ઉપાય તો અમે તને પ્રથમથી જ (આ તરંગના આરંભમાં જ ૮મા અને ૧૪મા અંકમાં) કહી દીધો છે. તેનો જ તું દૃઢ નિશ્ચય કર, જેથી તારા મનમાં જગતરૂપી દુઃખ રહેશે નહિ. ૬૦

दोहा—निज आतम अज्ञानतें, है प्रतीत जगखेद ।
नशै सु ताके बोधतें, यह भाखत मुनिवेद ॥ ६१ ॥
जग मोमें नहि 'ब्रह्ममैं' 'अहं ब्रह्म' यह ज्ञान ।
सो तोकूं हिय मैं कह्यो, नहि उपाय को आन ॥ ६२ ॥

પોતાના આત્માના સ્વરૂપના અજ્ઞાનથી જગતરૂપી દુઃખ પ્રતીત થાય છે; અને તે આત્માના જ્ઞાનથી દૂર થાય છે. જે વસ્તુ જેના અજ્ઞાનથી પ્રતીત થતી હોય, તે વસ્તુ તેના જ્ઞાનથી દૂર થાય છે, એવો નિયમ છે. જેમ દોરડીના અજ્ઞાનથી સાપ પ્રતીત થાય છે, તે દોરડીના જ્ઞાનથી થાય છે, તેમ આત્માના જ્ઞાનથી જગત પણ દૂર થાય છે. એ આત્મજ્ઞાન અમે તને કહ્યું છે. એના સિવાય બીજો કોઈ ઉપાય નથી. ૬૧,૬૨

ટીકા—જગત તો તારામાં ત્રણે કાળમાં નથી; કેમ કે તે મિથ્યા છે. જે વસ્તુ મિથ્યા હોય, તે અધિષ્ઠાનની કાંઈ હાનિ કરી શકતી નથી. જેમ ઝાંઝવાંનાં પાણી પૃથ્વીને ભીની કરી શકતાં નથી, તેમ જગત પ્રતીત થવા છતાં પણ મિથ્યા છે. તેથી તે તારી કાંઈ પણ હાનિ કરવાને સમર્થ નથી.

'હું સત્ ચિત્ આનંદરૂપ બ્રહ્મ છું' એના નિશ્ચયને જ્ઞાન કહે છે અને તે જ મોક્ષનું સાધન છે, બીજું એકે ય નથી, એ જ્ઞાન અમે તને પ્રથમથી જ કહી દીધું છે.

### અજ્ઞાનનો નાશ કેવળ જ્ઞાનથી, કર્મ-ઉપાસનાથી નહિ

दोहा—कर्म उपासनतें नहीं, जगनिदान तमनाश ।
अंधकार जिम गेहमें, नशै न विन परकाश ॥ ६३ ॥

જગતના ઉપાદાન કારણરૂપ અજ્ઞાનનો નાશ કર્મ અને ઉપાસનાથી થતો નથી, જેમ ઘરમાં રહેલો અંધકાર પ્રકાશ વિના નાશ પામતો નથી તેમ. ૬૩

દોહા—भाष्यो शिष उपदेश मैं, जगभंजक हियधारि ।
जो याम संशय रह्यो, सो तूं पूछ विचारि ॥ ६४ ॥

હે શિષ્ય! જગતનો નાશ કરનાર ઉપાય મેં તને કહ્યો, તે તું હૃદયમાં ધારણ કર. જો આમાં તને કાંઈ સંશય રહ્યો હોય, તો તેનો વિચાર કરીને તું તે મને પૂછ. ૬૪

ટીકા—ગુરુ કહે છે, કે જગતનું ઉપાદાન કારણ અજ્ઞાન છે; માટે અજ્ઞાનના નાશથી જગતનો પોતાની મેળે જ નાશ થઈ જાય છે; કેમ કે ઉપાદાન કારણનો નાશ થયા પછી તેનું કાર્ય રહે નહિ.

એ અજ્ઞાનનો નાશ કેવળ જ્ઞાન વડે જ થાય છે, કર્મ અને ઉપાસના વડે થતો નથી; કેમ કે અજ્ઞાનનું વિરોધી જ્ઞાન છે, કર્મ-ઉપાસના વિરોધી નથી.

દૃષ્ટાંત—જેમ ઘરમાં અંધકાર હોય તો તે બીજી કોઈ પણ જાતની ક્રિયાથી દૂર થતો નથી-કેવળ પ્રકાશથી જ દૂર થાય છે; તેમ અજ્ઞાનરૂપી અંધકાર પણ જ્ઞાનરૂપી ઉપદેશથી દૂર થાય છે; બીજા કોઈ સાધનથી દૂર થતો નથી.

## ઉક્ત અર્થના અનુવાદપૂર્વક વક્ષ્યમાણ શંકાનું સૂચન

शिष्यउवाच ।

ચૌ૦—भो भगवन् ! जो कछु तुम भाष्यो, सो सब सत्य जानि हिय राख्यो ।
जगनिदान अज्ञान बखान्यो, ताको भंजक ज्ञान पिछान्यो ॥ ६५ ॥
ज्ञानरूप वर्णन पुनि कीना, जग मिथ्या सो मैं भल चीना ।
सुखस्वरूप आतम परकाश्यो, दया तिहारी सौं मुहि भास्यो ॥६६॥
पुनि भाख्यो तूं ब्रह्मस्वरूपं, यह मैं लख्यो न भेद अनूपं ।
यामें मुहि शंका इक आवै, जीवब्रह्मको भेद जनावै ॥ ६७ ॥

શિષ્યઃ—હે ભગવન્! આપે કહ્યાં તે વચનો સત્ય છે, એમ જાણીને તે સઘળાં મેં હૃદયમાં રાખ્યાં છે. આપે કહ્યું, કે જગતનું કારણ અજ્ઞાન છે; અને જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થવાથી અજ્ઞાનનું કાર્ય જે જગત, તેનો પણ નાશ થાય છે; એ વાત પણ મેં જાણી. ૬૫

તે જ્ઞાનનું સ્વરૂપ પણ આપે કહ્યું, તેમ જગત મિથ્યા છે અને જીવ આનંદસ્વરૂપ છે; તે જીવ બ્રહ્મથી ભિન્ન નથી, પણ બ્રહ્મરૂપ છે, એવા નિશ્ચયનું નામ જ્ઞાન છે. તેમાંથી જગત મિથ્યા છે અને જીવ આનંદસ્વરૂપ છે, એ વાત હું તમારી કૃપાથી સારી રીતે સમજ્યો; પરંતુ આપે બ્રહ્મનું સ્વરૂપ વર્ણવતાં કહ્યું, કે તેમાં 'જીવ અને બ્રહ્મ બંને એક જ છે' એ વાતનો અનુપમ ભેદ હું સમજી શક્યો નથી; કેમ કે જીવ અને બ્રહ્મમાં ભેદ જણાવનારી શંકા મારા મનમાં થઈ આવે છે. ૬૬,૬૭

## બ્રહ્મ અને જીવનું સ્વરૂપ પરસ્પર વિરુદ્ધ છે માટે બ્રહ્મ અને જીવનો અભેદ સંભવે નહિ

ચૌપાઈ—पुण्यपापका हूं मैं कर्ता, जन्ममरण औ सुखदुःख धर्ता ।
और अनेकभांति जग भासै, चहूं ज्ञान अज्ञान जु नासै ॥ ६८ ॥
जो याते विपरीत स्वरूपा, ताकूं ब्रह्म कहत मुनि भूपा ।
कहो एकता कैसे जानूं, रूप विरुद्ध हिये पहिचानूं ॥ ६९ ॥

શિષ્યઃ—હે ભગવન્! હું પુણ્યપાપનો કર્તા છું, અને તેનું ફળ જે જન્મમરણ અને સુખદુઃખ તેનો હું ભોગવનાર છું. નાના પ્રકારનું જગત મારામાં એમ પ્રતીત થાય છે. જગતનું કારણ અજ્ઞાન છે; તેને દૂર કરવાને હું જ્ઞાનની ઇચ્છા કરું છું. અને એનાથી જે વિપરીત સ્વરૂપ છે તે બ્રહ્મ છે, એમ મોટા મુનિઓ કહે છે; તો એ બેની એકતા શી રીતે સમજાય? કેમ કે તેમનાં રૂપ પરસ્પર વિરુદ્ધ છે, એમ હું મનમાં જાણું છું. ૬૮,૬૯

ટીકા—એટલે બ્રહ્મમાં પુણ્ય નથી કે પાપ પણ નથી; બ્રહ્મમાં જન્મ, મરણ, સુખ, દુઃખ નથી; બ્રહ્મમાં કોઈ ક્લેશ નથી; અને બ્રહ્મને જ્ઞાનની ઇચ્છા નથી. આ રીતે બ્રહ્મનું અને મારું (જીવનું) સ્વરૂપ પરસ્પર વિરુદ્ધ છે; માટે તે બંનેની એકતા બને નહિ.

જો કે મારામાં જન્માદિક સંસાર વાસ્તવિક રીતે તો નથી; તથાપિ મિથ્યા જન્મ વગેરે મને ભ્રાંતિથી પ્રતીત થાય છે, જ્યારે બ્રહ્મમાં તેવું કાંઈ થતું નથી. આ ભેદને લીધે બ્રહ્મ અને જીવની એકતા સંભવતી નથી.

જીવ અને બ્રહ્મ વિલક્ષણ હોવાથી જો તે બંનેને એક કહેશો, તો કર્મ-ઉપાસનાનો પ્રતિપાદક વેદ નિષ્ફળ થશે.

ચૌપાઈ–सुनहु गुरु दूजो पुनि संशै, जीवब्रह्म एकत्व प्रनंशै ।
एक वृक्षमें सम द्वै पच्छी, फल भोगे इक दूजो स्वच्छी ॥ ७० ॥
भोगरहित परकाश असंगा, वेदवचन यह कहत प्रसंगा ।
कर्मउपासन पुनि बहु भाखै, जीवब्रह्म याते द्वय राखै ॥ ७१ ॥

વળી હે ગુરુ! બીજો એક સંશય છે તે સાંભળો, કે જેથી જીવબ્રહ્મની એકતા નાશ પામે છે. એક વૃક્ષમાં સમાન બે પક્ષી છે. તેમાંથી એક ફળ ભોગવે છે અને બીજો નિર્મળ છે. તે બીજો પક્ષી ભોગરહિત પ્રકાશરૂપ અને અસંગ છે, એમ વેદમાં કહ્યું છે. વળી વેદમાં ઘણા પ્રકારનાં કર્મ અને ઉપાસના કહ્યાં છે, તેથી પણ જીવ અને બ્રહ્મ એવો બેપણાનો ભેદ કાયમ રહે છે. ૭૦,૭૧

ટીકા—શિષ્ય કહે છે, કે એક બીજો પણ સંશય છે તે સાંભળો. વેદમાં એમ કહ્યું છે, કે એક (બુદ્ધિરૂપી) વૃક્ષમાં બે પક્ષી છે. તે બંને સમાન છે.

તેમાં એક તો કર્મફળને ભોગવે છે; બીજો શુદ્ધ છે, ભોગરહિત છે, અસંગ છે અને ફળ ભોગવનારને પ્રકાશે છે. એમાં (૧) ફળ ભોગવનારો જીવ હોય એમ જણાય છે અને (૨) બીજો પરમાત્મા હોય એમ પ્રતીત થાય છે; માટે તે બેની એકતા સંભવે નહિ.

વળી વેદમાં કર્મ અને ઉપાસના અનેક પ્રકારની કહેલી છે. તે જીવબ્રહ્મની એકતા માનીએ, તો નકામી થશે; કેમ કે આપ જે જીવ અને બ્રહ્મની એકતા કહો છો,·તે (૧) બ્રહ્મમાં જીવના સ્વરૂપનો અંતર્ભાવ કહો છો, અથવા (૨) જીવમાં બ્રહ્મના સ્વરૂપનો અંતર્ભાવ કહો છો?

(૧) જો કદાચ બ્રહ્મમાં જીવના સ્વરૂપનો અંતર્ભાવ કહેશો. તો જીવ બ્રહ્મ-સ્વરૂપ હોવાથી વેદાદિનો કોઈ અધિકારી રહેશે નહિ; માટે કર્મ અને ઉપાસના નિષ્ફળ થશે, અને (૨) જો જીવમાં બ્રહ્મના સ્વરૂપનો અંતર્ભાવ કહેશો, તો ક. બ્રહ્મ જીવરૂપ થવાથી જેની ઉપાસના કરવાની વેદમાં કહેલી છે, તે ઉપાસ્ય કોઈ રહેશે નહિ; માટે ઉપાસના નકામી થશે. અને ખ. કર્મનું ફળ આપનાર પરમાત્મા ન રહેવાથી કર્મ પણ નિષ્ફળ થશે.

મીમાંસકો જે એમ કહે છે, કે કર્મ એ જ ઈશ્વર છે, તેનાથી જ ફળ થાય છે એ વાત બરાબર નથી; કેમ કે કર્મ તો જડ છે. તેથી ફળ આપવાનું સામર્થ્ય તેનામાં સંભવતું નથી; માટે કર્મનું ફળ ઈશ્વર આપે છે, એમ જ માનવું જોઈએ. આ રીતે પરમાત્મા અને જીવાત્માની એકતા સંભવતી નથી.

## આભાસવાદ-ચાર આકાશ અને ચાર ચેતન

### श्रीगुरुरुवाच

ચોપાઈ–सुनहु शिष्य इक कहूं विचारा, है जाते शंका निस्तारा ।
घटाकाश इक जलआकाशा, मेघाकाश महाआकाशा ॥ ७२ ॥
च्यारि भेद ये नभके जानहु, पुनि चेतनके तथा पिछानहु ।
इक कूटस्थ जीव पुनि कहिये, ईश ब्रह्म हिय जाने रहिये ॥ ७३ ॥
जब इनको तू रूप पिछाने, निज शंका तबही सब भाने ।
यातैं सुन इनको अब भेदा, नशै सुनत जन्मादिक खेदा ॥ ७४ ॥

ગુરુઃ—હે શિષ્ય! તેં જે શંકા કરી છે, તેનું સમાધાન થવાને આકાશના ચાર ભેદ પાડીને તેને અનુસરતા ચેતનના ચાર ભેદ સમજવા પડશે. જેમ એક આકાશમાં ચાર ભેદ જોવામાં આવે છેઃ (૧) ઘટાકાશ, (૨) જલાકાશ, (૩) મેઘાકાશ અને (૪) મહાકાશ. તે જ રીતે, એક જ ચેતનના પણ ચાર ભેદ પડી શકેઃ (૧) કૂટસ્થ, (૨) જીવ, (૩) ઈશ્વર અને (૪) બ્રહ્મ.

એ રીતે આકાશની પેઠે ચેતનમાં પણ એવા ચાર ભેદ છે. હે શિષ્ય! જ્યારે તું એ ભેદોનાં સ્વરૂપ સારી રીતે જાણીશ, ત્યારે

તારી શંકાનું સમાધાન તું પોતે જ પોતાની મેળે કરી શકીશ, માટે હવે હું એ સઘળાનું સ્વરૂપ કહું છું તે સાંભળ. તે સાંભળવાથી તું સંશયરહિત થઈશ અને જન્મ વગેરે દુઃખનો નાશ થશે. ૭૨-૭૪

## ઘટાકાશનું વર્ણન

दोहा—जलपूरित घटकू जु दे, जितनो नभ अवकाश ।
युक्तिनिपुण पंडित कहै, ताकू घटआकाश ॥ ७५ ॥

જળથી ભરેલો ઘડો આકાશનો જેટલો ભાગ રોકે છે, તેટલા આકાશને યુક્તિમા કુશળ પંડિતો ઘટાકાશ કહે છે. ૭૫

## જલાકાશનું વર્ણન

दोहा—जलपूरित घटमें जु पुनि, है नभको आभास ।
घटाकाशयुत विज्ञजन, भाषत जलआकाश ॥ ७६ ॥

જળથી ભરેલા ઘડામાં (નક્ષત્રાદિ સહિત) આકાશનું પ્રતિબિંબ પડે છે. આકાશનું એ પ્રતિબિંબ અને ઘટાકાશ, બન્ને મળીને જલાકાશ કહેવાય છે ૭૬

શંકા:- આકાશનું તો પ્રતિબિંબ પડતું નથી, કેવળ નક્ષત્ર વગેરેનું પ્રતિબિંબ પડે છે, કેમ કે આકાશ રૂપરહિત છે પ્રતિબિંબ તો રૂપવાળા પદાર્થનું જ પડે છે, માટે આકાશનું પ્રતિબિંબ સંભવતું નથી.

## રૂપરહિત આકાશનું પ્રતિબિંબ સંભવે નહિ એવી શંકાનું સમાધાન

दोहा —जो जलमें आकाशको, नहि प्रतिबिंब लखाई ।
थोरेमें गंभीरता, हैं प्रतीत किहिं भाई ॥ ७७ ॥
यातें जलमें व्योमको, लखि आभास सुजान ।
रूपरहित जिमि शब्दतें, है प्रतिध्वनिको भान ॥ ७८ ॥

જો થોડા જળમાં આકાશનું પ્રતિબિંબ જણાય નહિ, તો ગંભીરતા કેવી રીતે પ્રતીત થાય? જેમ રૂપરહિત શબ્દ છતાં પણ તેના પ્રતિધ્વનિ (પડઘા)નું ભાન થાય છે, તેમ જળમાં પણ આકાશનું પ્રતિબિંબ જોઈને ડાહ્યા માણસે સમજવું કે રૂપરહિત પદાર્થનું પણ પ્રતિબિંબ પડે છે ૭૭,૭૮

ટીકા—ગુરુ કહે છે, કે જો જળમા આકાશનું પ્રતિબિંબ ન પડતું હોય, તો ઘૂંટણપૂર પાણીમા માથોડું પાણી હોય એમ શાથી દેખાય છે? મતલબ કે આકાશમા રહેલી વસ્તુઓના અંતરનું પાણીમા પ્રતિબિંબ દેખાય છે, તેથી જ આકાશના પ્રતિબિંબની ખાતરી થાય છે

(શિષ્ય :—હે ભગવન્! આકાશ તો રૂપરહિત છે, અને રૂપરહિત વસ્તુનું પ્રતિબિંબ પડે છે, તે માટે કાંઈ દૃષ્ટાંત નથી.

ગુરુ :—ઉપરહિત વસ્તુનુ પ્રતિબિંબ ન જ પડે, એવો કોઈ નિયમ નથી. શબ્દ ઉપરહિત છે, એમ છતા તેનો પ્રતિધ્વનિ થાય છે, માટે ઉપરહિત આકાશનુ પણ પ્રતિબિંબ પડે

## મેઘાકાશનું વર્ણન

દોહા—जो मेघ हि अवकाश है, पुनि तामैं आभास।
तिन दोनोंकू कहत है, बुधजन मेघाकाश ॥ ७९ ॥

મેઘ એટલે વાદળા એ વાદળા આકાશનો જેટલો ભાગ રોકે છે તેટલુ આકાશ તથા મેઘમા જે આકાશનુ પ્રતિબિંબ પડે છે, તે બન્નેનું એક 'મેઘાકાશ' એવું નામ છે એમ પંડિતો કહે છે ૭૯

શંકા :—હે ભગવન્! મેઘ તો આકાશમા છે તેમા જળ તથા આકાશનુ પ્રતિબિંબ જોયા સિવાય શી રીતે જાણવામા આવે?

દોહા—वर्षत मेघ अनंत जल, उदक सहित इहि हेत।
दक नहि नभ आभासबिन, इमि प्रतिबिंब समेत ॥ ८० ॥

મેઘ અનંત જળ વરસે છે, તેથી તે જળ સહિત છે એમ સમજાય છે, અને જળ આકાશના પ્રતિબિંબ વગરનુ હોય નહિ એ રીતે મેઘાકાશ આકાશના પ્રતિબિંબ સહિત હોય છે એમ જાણવુ ૮૦

ટીકા—જો કે મેઘમા જળ તથા આકાશનુ પ્રતિબિંબ પ્રત્યક્ષ તો જોવામા આવતું નથી પણ અનુમાનથી સમજાય છે જેમ મેઘ જળની વૃષ્ટિ કરે છે તેથી અનુમાન થાય છે, કે મેઘમા જળ છે જો તેમા જળ ન હોય તો મેઘમાથી જળની વૃષ્ટિ થાય નહિ

મેઘમા જે જળ છે તેમા આકાશનુ પ્રતિબિંબ પડેલુ હોવુ જોઈએ કેમ કે જે જળ હોય તે આકાશના પ્રતિબિંબ વિનાનુ હોતુ નથી માટે મેઘમા જે જળ હોય છે, તે પણ આકાશના પ્રતિબિંબવાળુ છે

આ રીતે મેઘમા જળ અને આકાશના પ્રતિબિંબનુ અનુમાન થાય છે

## મહાકાશનું વર્ણન

દોહા—बाहिर भीतर एक रस, व्यापक जो नभरूप।
महाकाश ताकू कहैं, कोविद बुद्धि अनूप ॥ ८१ ॥

બહાર અને અંદર સઘળે એકરસ વ્યાપક જે આકાશનુ સ્વરૂપ છે, તેને અદ્ભુત બુદ્ધિવાળા પંડિતો મહાકાશ કહે છે ૮૧

## કૂટસ્થનું વર્ણન

દોહા—चतुर्भांति नभके कहे, लक्षण श्रुति अनुसार।
अब चेतनके शिष्य सुन, जासू लहै विचार ॥ ८२ ॥

હે શિષ્ય! જેવા ચાર પ્રકારના આકાશના લક્ષણો શ્રુતિને

અનુસરીને કહ્યાં, તેવાં ચાર પ્રકારનાં ચેતનનાં લક્ષણો પણ સાંભળ, કે જેથી વિચારનું ફળ–જ્ઞાન પ્રાપ્ત થાય. ૮૨

दोहा—मति वा व्यष्टि अज्ञानको, अधिष्ठानचैतन्य ।
घटाकाश सम मानिये, सो कूटस्थ अजन्य ॥ ८३ ॥

બુદ્ધિ અથવા વ્યષ્ટિઅજ્ઞાનનું જે અધિષ્ઠાન ચેતન છે, તેને ઘટાકાશની પેઠે નિત્ય કૂટસ્થ સમજવો. ૮૩

ટીકા—(૧) જે પક્ષમાં બુદ્ધિ સહિત ચેતનને જીવ માને છે. તે પક્ષમા બુદ્ધિના અધિષ્ઠાન ચેતનને કૂટસ્થ કહે છે, અને (૨) જે પક્ષમાં વ્યષ્ટિઅજ્ઞાન સહિત ચેતનને જીવ માને છે, તે પક્ષમા વ્યષ્ટિઅજ્ઞાનના અધિષ્ઠાન ચેતનને કૂટસ્થ કહે છે.

અહીં આવો સિદ્ધાંત છે જીવપણાનું જે વિશેષણ છે (એટલે 'બુદ્ધિ સહિત ચેતન' અથવા 'વ્યષ્ટિઅજ્ઞાન સહિત ચેતન' એ વિશેષણો) તેના અધિષ્ઠાનનુ નામ કૂટસ્થ છે એ કૂટસ્થ ઉત્પત્તિરહિત છે, એટલે બ્રહ્મથી જુદો જેમ ચિદાભાસ ઉત્પન્ન થાય છે, તેમ કૂટસ્થ ઉત્પન્ન થતુ નથી, પણ બ્રહ્મરૂપ જ છે. જેમ ઘટાકાશ મહાકાશથી જુદું જ નથી, પણ મહાકાશરૂપ જ છે, તેમ કૂટસ્થ પણ બ્રહ્મનો આભાસ કે પ્રતિબિંબ નથી પણ બ્રહ્મચૈતન્ય જ છે.

એ કૂટસ્થ આત્મપદનો લક્ષ્યાર્થ છે. એને જ **પ્રત્યક્** કહે છે અને એને જ **નિજરૂપ** કહે છે એ જ **જીવસાક્ષી** કહેવાય છે.

**વાચ્યાર્થ અને લક્ષ્યાર્થનું સંક્ષિપ્ત કથન**

વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ વિષે આગળ છઠ્ઠા તરંગમાં કહેવામા આવશે. અહીં માત્ર આટલુ ધ્યાનમા રાખવુ–શબ્દ બોલવા વડે સામાન્યત જે અર્થ સમજાતો હોય, તે શક્યાર્થ કહેવાય છે. એને જ વાચ્યાર્થ કહે છે. જેમ 'વૃક્ષ' શબ્દ બોલવાથી 'ઝાડ' સમજાય છે, એ 'વૃક્ષ' નો વાચ્યાર્થ છે, પણ એ શક્યાર્થના સબંધવાળો બીજો કોઈ અર્થ શબ્દથી સમજવાનો હોય, ત્યારે તે લક્ષ્યાર્થ કહેવાય છે, જેમ 'ઝાડ ઉપર ચદ્રમા છે' અહીં ઝાડના સંબધવાળુ આકાશ 'ઝાડ' શબ્દ વડે સમજવાનુ હોવાથી 'આકાશ' એ ઝાડનો લક્ષ્યાર્થ છે, એ જ રીતે 'આત્મા' શબ્દ વડે જ્યારે 'જીવ' સમજવામાં આવે, ત્યારે તે 'આત્મા' શબ્દનો વાચ્યાર્થ કહેવાય છે, અને 'આત્મા' શબ્દ વડે 'કૂટસ્થ' સમજવામા આવે, ત્યારે તે આત્મા શબ્દનો લક્ષ્યાર્થ કહેવાય છે.

**જીવનું વર્ણન**

दोहा—काम कर्मयुत बुद्धिमें, जो चेतन प्रतिबिंब ।
जीव कहै विद्वान तिहिं, जलगतसूरज बिंब ॥ ८४ ॥

કૂટસ્થ સહિત ચિદાભાસ જીવ છે. નાના પ્રકારની કામનાઓ અને કર્મ સહિત જે બુદ્ધિ છે, તેમાં પડેલા ચેતનના પ્રતિબિંબને

**જીવ કહે છે–કેવળ પ્રતિબિંબમાત્રને જ જીવ કહેતા નથી; પણ જેમ ઘટાકાશ સહિત આકાશના પ્રતિબિંબને જલાકાશ કહે છે, તેમ ફૂટસ્થ સહિત ચિદાભાસને જીવ કહે છે. ૮૪**

તાત્પર્ય—બુદ્ધિમાં જે ચિદાભાસ અને બુદ્ધિનું અધિષ્ઠાન ચેતન, એ બંનેનું એક નામ 'જીવ' છે. (વિદ્યારણ્ય સ્વામી બુદ્ધિ. બુદ્ધિમાં ચિદાભાસ અને બુદ્ધિનું અધિષ્ઠાન ફૂટસ્થ, એ ત્રણેને 'જીવ' કહે છે.)

પંડિત પીતાંબરદાસજી એનું સ્પષ્ટીકરણ કરતાં લખે છે, કે ઉપર ચિદાભાસ અને ફૂટસ્થ બન્ને મળીને 'જીવ' એમ કહ્યું છે; તથા વિદ્યારણ્ય સ્વામીના મતથી બુદ્ધિ, ચિદાભાસ અને ફૂટસ્થ ત્રણેનું નામ 'જીવ' કહ્યું છે, એથી ભ્રમમાં પડવાનું નથી; કેમ કે બન્નેનું એક જ તાત્પર્ય છે. 'ચિદાભાસ' બુદ્ધિ વિના હોય નહિ; માટે ચિદાભાસ શબ્દથી બુદ્ધિનું ગ્રહણ થઈ જાય છે.

વળી કામના અને કર્મરૂપ જળ સહિત (કર્મની વાસનાઓ સહિત) બુદ્ધિરૂપી ઘડામાં ચેતનનું જે પ્રતિબિંબ તેને 'જીવ' કહે છે, એમ ઉપર લખ્યું છે; તેનો અર્થ સમજવો કઠણ પડે, તો આ રીતે સમજવું; સ્થૂલ દેહરૂપ ઘડામાં નખથી શિખા પર્યંત ભરેલું જે બુદ્ધિરૂપી જળ છે, તેમાં ચેતનનું પ્રતિબિંબ અને ફૂટસ્થ એ બેનું નામ 'જીવ' છે.

૧. અહીં જો કેવળ બુદ્ધિ સહિત ચિદાભાસને જ જીવ કહે (અને ફૂટસ્થને તેમાં ગણે નહિ) તો ભાગલાગલક્ષણા સંભવે નહિ; પણ આખા વાચ્ય ભાગના ત્યાગરૂપ જહલ્લક્ષણા* સંભવે, પણ તેમ માનવુ એ આચાર્યની યુક્તિથી વિરુદ્ધ છે.

૨. અધિષ્ઠાનથી અભિન્ન હોઈને અધિષ્ઠાનને ઢાંકે તેને આરોપ્ય કહે છે. અધિષ્ઠાનથી ભિન્ન હોઈને કોઈ જગ્યાએ પણ આરોપ્યની પ્રતીતિ થતી નથી; માટે ચિદાભાસ સહિત બુદ્ધિ વિશિષ્ટ ફૂટસ્થ ચેતનનું નામ 'જીવ' એમ જ સમજવુ.

## ફૂટસ્થનું કે બ્રહ્મનું પ્રતિબિંબ જીવ છે

દોહા—अधिष्टान कूटस्थसे, है आभास वहाल ।
रक्तपुष्प उपर धर्यो, स्फटिक होइ जिमि लाल ॥ ८५ ॥

**જેમ લાલ પુષ્પ ઉપર સ્ફટિક મૂક્યો હોય તે લાલ દેખાય છે, તેમ અધિષ્ઠાન ફૂટસ્થને વિષે આરોપાયલી બુદ્ધિમાં ફૂટસ્થનો આભાસ પડે છે, તેને 'જીવ' કહે છે. ૮૫**

ટીકા—ઉપર એમ કહેવામાં આવ્યું છે, કે બિંબ જે ફૂટસ્થ તે સહિત આભાસ એ 'જીવ' છે. તે ઉપરથી એમ જણાય છે, કે (૧) બુદ્ધિમાં જે પ્રતિબિંબ પડે છે, તે ફૂટસ્થનું પડે છે–બ્રહ્મના ચેતનનું પડતું નથી; જેનું પ્રતિબિંબ પડે તેને બિંબ કહે છે. ત્યાં ફૂટસ્થને બિંબ કહ્યુ છે, માટે ફૂટસ્થનું જ પ્રતિબિંબ પડે છે એમ સમજાય છે.

---

* જેમાં શબ્દના વાચ્યાર્થનો ત્યાગ થતો હોય તેવી લક્ષણા.

જેમ એક મોટા લાલ પુષ્પ ઉપર સફેદ સ્ફટિક મૂકયો હોય તેમા પેના લાલ ફૂલની લાલાશ જણાય છે એ લાલાશ એ જ પેના લાલ ફૂલનુ પ્રતિબિંબ છે, તેમ કૂટસ્થના આશ્રયથી રહેલી બુદ્ધિમા કૂટસ્થના પ્રકાશની ચમક દેખાય છે (૧) જેમ સ્ફટિક અત્યત ઉજ્જવળ છે, તેમ બુદ્ધિ પણ અત્યત શુદ્ધ કહી છે, કેમકે તે સત્ત્વગુણનુ કાર્ય છે, માટે બુદ્ધિમા કૂટસ્થની ચમકનુ નામ પ્રતિબિંબ છે. અથવા (૨) બુદ્ધિમા બ્રહ્મ–ચેતનનુ પ્રતિબિંબ પડે છે એમ પણ કહી શકાય, જેમ ઘડાના જળમા મહાકાશનુ પ્રતિબિંબ પડે છે—ઘડાની અંદરના આકાશનું પડતુ નથી કારણ કે આકાશના પ્રતિબિંબને લીધે ઘડાના પાણીમા જેટલી ઊંડાઈ માલમ પડે છે, એટલી ઊંડાઈ ઘડાની અંદરના આકાશમા નથી. એ ઊંડાઈ એ જ આકાશનુ પ્રતિબિંબ છે, માટે બહારના આકાશનુ એ પ્રતિબિંબ છે

## વ્યાપક અને રૂપરહિત વસ્તુનું પણ પ્રતિબિંબ પડી શકે છે

**શંકા**—વ્યાપક એવા ચેતનનુ પ્રતિબિંબ પડે નહિ

**સમાધાન**—આકાશના દૃષ્ટાંતથી જ આવી શકા દૂર થાય છે, કેમ કે આકાશ પણ વ્યાપક છે, તેમ છતા તેનુ પ્રતિબિંબ પડે છે

**શંકા**—રૂપવાળા પદાર્થનુ રૂપવાળા પદાર્થમા પ્રતિબિંબ પડે છે

**સમાધાન**—એવો પણ નિયમ નથી, કેમ કે રૂપરહિત શબ્દનુ રૂપરહિત આકાશમા પ્રતિબિંબ પડે છે, એ વાત પાછળ કહેવામા આવી જ છે, માટે ચેતનનુ પણ પ્રતિબિંબ પડે છે આ રીતે બુદ્ધિમા આભાસ અને બુદ્ધિનુ અધિષ્ઠાન ચેતન એ બનેનુ નામ 'જીવ' છે

## જીવ એ 'त्व' તથા 'अहं' પદનું વાચ્ય છે અને કૂટસ્થ લક્ષ્ય છે

વેદનુ મહાવાક્ય છે, કે 'तत् त्व असि–તે તું છે,' એમા 'त्व' પદનો વાચ્યાર્થ જીવ છે અને તેમાથી ચિદાભાસનો ત્યાગ કરતા જે કેવળ કૂટસ્થ રહે છે, તે 'त्व' પદનો લક્ષ્યાર્થ છે

એ જ રીતે 'अहं ब्रह्म अस्मि હુ બ્રહ્મ છુ' એ મહાવાકયમાના 'अहं' પદનો વાચ્યાર્થ જીવ છે અને કેવળ કૂટસ્થ લક્ષ્યાર્થ છે.

## ભ્રાંતિ વગેરે ધર્મ ચિદાભાસના છે

દોહા—बुद्धिमाहि आभास जो, पुण्यपापफलभोग ।
गमन-आगमन सो करे, नहि चेतनमें जोग ॥ ८६ ॥
मिथ्या नभ घट संग ज्यो, लहें क्रिया बहु भाति ।
घटाकाश अक्रिय सदा, रहे एकरस शाति ॥ ८७ ॥

બુદ્ધિમા જે ચેતનનો આભાસ છે, તે જ પુણ્ય–પાપના ફળનો ભોગ ભોગવવા સારુ આ લોક અને પરલોકમા ગમન અને આગમન કરે છે, ચેતનને તે કશાનો સબધ નથી જેમ જલાકાશરૂપ મિથ્યા આકાશ, ઘડાની ક્રિયાની સાથે અનેક પ્રકારની ક્રિયાઓ કરે છે, પણ

**ઘટાકાશ સદૈવ ક્રિયારહિત એકરસ અને શાંત છે, તેમ આભાસ તથા કૂટસ્થ વિષે પણ સમજવું ૮૬,૮૭**

ટીકા—જો કે ચિદાભાસ અને કૂટસ્થ બંનેનું નામ જીવ છે, તથાપિ જીવપણાના તમામ ધર્મો આભાસમાં છે પુણ્ય અને પાપ તથા તેનું ફળ સુખ અને દુઃખ તેમ જ લોકાંતરમાં ગમન અને આગમન, એ વગેરે સર્વે કાંઈ આભાસવાળી બુદ્ધિમાં છે, કૂટસ્થમાં નથી—કૂટસ્થમાં તો કેવળ ભ્રાંતિથી પ્રતીત થાય છે એ ભ્રાંતિ પણ બુદ્ધિ સહિત આભાસને છે, કૂટસ્થને થતી નથી કેમ કે (૧) લુહારની એરણનું નામ કૂટ છે, તેની પેઠે જે નિર્વિકાર રૂપથી રહેવું હોય તે કૂટસ્થ કહેવાય અથવા (૨) કૂટ એટલે મિથ્યા જે બુદ્ધિ અને ચિદાભાસ તેમાં જે અસંગરૂપે રહેવું હોય તે કૂટસ્થ કહેવાય માટે કૂટસ્થમાં ભ્રાંતિ વગેરે સંભવતાં નથી પણ ચિદાભાસમાં જ સંભવે છે

**સુખદુઃખાદિ ભ્રાંતિ ખરું જોતાં બુદ્ધિમાં છે**

ઘણો વિચાર કરી જોઈએ, તો પુણ્યપાપ, સુખદુઃખ, લોકાંતરમાં ગમનઆગમન, એ કેવળ બુદ્ધિમાં જ છે—આભાસમાં નથી આભાસમાં જે ભાય છે, તે બુદ્ધિના સંયોગથી દેખાય છે

જેમ પાણી ભરેલો ઘડો વાંકો થાય છે, સીધો થાય છે આવે છે કે જાય છે, તે વખતે તે ઘડાના સંબંધથી તેમાં પડેલો આકાશનો આભાસ ઘડાના જેવી જ બધી ક્રિયાઓ કરે છે, પણ આકાશનો આભાસ સ્વતંત્રપણે કોઈ ક્રિયા કરી શકતો નથી કામ-કર્મરૂપી પાણીથી ભરેલો જે બુદ્ધિરૂપી ઘડો છે તેમાં પુણ્યપાપ વગેરે તમામ વિકારો હોય છે અને તેના સંબંધથી ચિદાભાસમાં તે દેખાય છે, અને કૂટસ્થ તો બધા વિકારોથી રહિત હોય છે

**જીવનું સ્વરૂપ**

જેમ જળથી ભરેલા ઘડાના વિકારો ઘટાકાશમાં હોતા નથી તેમ બુદ્ધિના વિકારો કૂટસ્થમાં હોતા નથી એમ છતાં જીવપણાના ધર્મ ચિદાભાસમાં હોય છે તે કૂટસ્થમાં અજ્ઞાનથી પ્રતીત થાય છે માટે બુદ્ધિમાં કૂટસ્થ સહિત જે ચિદાભાસ છે, તેને **જીવ** કહે છે

ઉપર જે જીવનું સ્વરૂપવર્ણન કર્યું, તેમાં જાગ્રત દશાનો અભિમાની-વિશ્વ અને સ્વપ્નનો અભિમાની-તૈજસ એ બેનો તો સમાવેશ થઈ જાય છે પણ સુષુપ્તિનો અભિમાની જે પ્રાજ્ઞ તેનો સમાવેશ થતો નથી કેમ કે સુષુપ્તિમાં બુદ્ધિનો અભાવ હોય છે (એટલે બુદ્ધિ પોતાના કારણમાં લય પામી ગયેલી હોય છે) તેથી બુદ્ધિમાં કૂટસ્થનો આભાસ સુષુપ્તિ વખત સંભવતો નથી આથી 'પ્રાજ્ઞ નામે જીવની સ્થિતિનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રની સાથે જીવના એ લક્ષણનો વિરોધ આવશે માટે જીવનું સ્વરૂપ બીજી રીતે પ્રતિપાદન કરીએ છીએ

**જીવના સ્વરૂપનું બીજા પ્રકારે કથન**

दोहा—अथवा व्यष्टिअज्ञानमें, जो चेतन आभास।
अधिष्ठान कूटस्थयुत कहँ जीवपद तास ॥ ८८ ॥

અથવા વ્યષ્ટિ-અજ્ઞાનમાં જે ચેતનનો આભાસ પડે છે, તે આભાસ અને અધિષ્ઠાન કૂટસ્થ મળીને જીવ કહેવાય છે ૮૮

ટીકા—સંપૂર્ણ અજ્ઞાનનુ નામ સમષ્ટિ-અજ્ઞાન છે અને અજ્ઞાનના એક અંશનુ નામ વ્યષ્ટિ-અજ્ઞાન છે

એ વ્યષ્ટિ-અજ્ઞાનમા જે ચેતનનો આભાસ અને તે વ્યષ્ટિ-અજ્ઞાનનુ અધિષ્ઠાન જે કૂટસ્થ, તે બન્નેનુ મળીને જીવ એવુ નામ છે એવુ જીવનુ લક્ષણ કરવાથી 'પ્રાજ્ઞ'નો અભાવ થશે નહિ, કેમ કે સુષુપ્તિમા અજ્ઞાન રહે છે,

સુષુપ્તિ અવસ્થામા ચેતનના પ્રતિબિંબ સહિત જે અજ્ઞાનનો અંશ છે, તે જ બાકીની બે અવસ્થાઓમા બુદ્ધિનુ રૂપ ધારણ કરે છે અને ચેતનનુ પ્રતિબિંબ તો તેમા પ્રથમથી જ હોય છે

એવી ચિદાભાસ સહિત બુદ્ધિમા પુણ્ય-પાપાદિક સંસાર પ્રતીત થાય છે, એવા અભિપ્રાયથી શાસ્ત્રોમા કોઈ જગ્યાએ બુદ્ધિને જ જીવપણાની ઉપાધિ વર્ણવી છે પણ વિચાર કરી જોતા જીવપણાની ઉપાધિ અજ્ઞાન છે

## ઈશવર્ણન

દોહા—**चितछाया माया विषे, अधिष्ठान सयुक्त ।**
**मेघव्योम सम ईश सो, अतर्यामी मुक्त ॥ ८९ ॥**

માયામા ચેતનનો આભાસ અને માયાનુ અધિષ્ઠાન ચેતન, એ બન્નેને ઈશ્વર કહે છે ઈશ્વર મેઘાકાશ સમાન, અંતર્યામી અને મુક્ત છે ૮૯

ટીકા—(૧) એ ઈશ્વર સર્વના અંતરમા રહીને પ્રેરણા કરે છે, માટે તે **અંતર્યામી** છે (૨) ઈશ્વરને પોતાના સ્વરૂપમા આવરણ નથી માટે તેને જન્મ-મરણાદિક બંધની પ્રતીતિ થતી નથી તેથી ઈશ્વર **નિત્યમુક્ત** છે,

(૩) ઈશ્વર **સર્વજ્ઞ** છે, એટલે સર્વ પદાર્થને જાણવાવાળો છે ઈશ્વર સર્વજ્ઞ હોવાનો હેતુ આ પ્રમાણે છે—માયામા શુદ્ધ સત્ત્વગુણ રહેલો છે તમોગુણ તથા રજોગુણથી જે સત્ત્વગુણ દબાયેલો ન હોય, પણ પોતે તમોગુણ અને રજોગુણને દબાવવાવાળો હોય, તે શુદ્ધ સત્ત્વગુણ કહેવાય છે

સત્ત્વગુણથી જ્ઞાનની ઉત્પત્તિ થાય છે માટે સત્ત્વગુણ પ્રકાશ-સ્વભાવવાળો છે એવી સત્ત્વગુણવાળી માયામા ચેતનનો આભાસ તેને પોતાના રૂપમા અથવા બીજા પદાર્થમા આવરણ સંભવે નહિ આ કારણથી ઈશ્વર મુક્ત છે અને સર્વજ્ઞ છે

અધિષ્ઠાન જે ચેતન છે, તે તો જીવ અને ઈશ્વર બન્નેમા બંધમોક્ષભેદથી રહિત છે અને આકાશની પેઠે એકરસ છે પરંતુ આભાસઅંશમા બંધમોક્ષ છે તે બંધમોક્ષ અધિષ્ઠાનમા છે, એમ આભાસ ને ભ્રાંતિથી પ્રતીત થાય છે, (કેમ કે આભાસ પોતાને 'આભાસ' સમજતો નથી, પણ 'ચેતન' સમજે છે ) માટે કેવળ આભાસમા બંધમોક્ષ છે તેમા પણ આટલો ફરક છે

### જીવ-ઈશ્વર બન્ને આભાસરૂપ છે ત્યારે જીવ બદ્ધ અને ઈશ્વર મુક્ત હોવાનુ કારણ

(૪) જે આભાસમા આવરણ છે તેમા બધ છે, અને જે આભાસમા સ્વરૂપનુ આવરણ નથી તે મુક્ત છે ઈશ્વરમા આવરણ નથી, માટે ઈશ્વર સદા મુક્ત છે અને જીવમા આવરણ છે માટે તે બદ્ધ છે, કેમ કે જે અવિદ્યાના અશમા ચેતનનો આભાસ 'જીવ' કહેવાય છે, તે અવિદ્યાનો આવરણ કરવાનો સ્વભાવ છે.

### માયા અને અવિદ્યામાં ફેર

(૫) જો કે અવિદ્યા, અજ્ઞાન અને માયા એક જ વસ્તુ છે, તથાપિ શુદ્ધ સત્ત્વગુણની પ્રધાનતાથી માયા કહેવાય છે અને મલિન સત્ત્વગુણની પ્રધાનતાથી અવિદ્યા તથા અજ્ઞાન કહેવાય છે, અને રજોગુણ અને તમોગુણથી દબાયેલો સત્ત્વગુણ તે મલિન સત્ત્વગુણ કહેવાય છે

આ રીતે અવિદ્યામા તમોગુણ તથા રજોગુણ અધિક હોય છે, તેથી તે અવિદ્યામા જીવનો જે આભાસઅશ હોય છે, (આભાસ, અવિદ્યા અને અધિષ્ઠાન ચેતન—એ ત્રણનુ નામ જીવ છે, માટે એ ત્રણે જીવના અશ થયા તે પૈકી અહીં આભાસઅશ કહેવાનુ તાત્પર્ય છે.) તે સ્વરૂપનુ આવરણ કરે છે એટલે અવિદ્યા આભાસઅશરૂપી જીવને પોતાના ખરા સ્વરૂપનુ (અધિષ્ઠાન ચેતનરૂપ શુદ્ધ સ્વરૂપનુ) ભાન થવા દેતી નથી આ કારણથી જીવમા બધન છે અને ઈશ્વરમા નથી

### ઈશ્વર 'તત્' પદનુ વાચ્ય છે ને બ્રહ્મ લક્ષ્ય છે

(૬) અધિષ્ઠાનચેતન સહિત માયામા આભાસરૂપ જે ઈશ્વર તે 'તત્' પદનું વાચ્ય કહેવાય છે અને કેવળ અધિષ્ઠાનચેતન 'તત્' પદનુ લક્ષ્ય કહેવાય છે

### જગતની ઉત્પત્તિ, પાલન, સહાર વગેરે ઈશ્વર કરે છે

(૭) 'ઈશ્વર જ જગતની ઉત્પત્તિ, પાલન અને સહાર કરે છે' એમ બધા શાસ્ત્રોમા કહેલુ છે તેનો ભાવાર્થ એ, કે ઈશ્વરનો ચેતનઅશ તો આકાશની પેઠે અસગ છે આભાસઅશ જગતની ઉત્પત્તિ વગેરે કરે છે અને તેનામા જ સર્વજ્ઞતા છે, તે જ ભક્તજનો ઉપર અનુગ્રહ કરે છે, વળી જે કાઈ ઐશ્વર્ય છે, તે બધુ આભાસઅશમા છે ચેતનઅશ એકરસ છે તેનામા તો સત્તાસ્ફૂર્તિ (અમુક વસ્તુ છે એવુ જ્ઞાન) આપવા સિવાય બીજુ ઐશ્વર્ય સભવતુ નથી

### બ્રહ્મસ્વરૂપ-વર્ણન

दोहा—अन्तर बाहिर एकरस, जो चेतन भरपूर ।
विभु नभ सम सो ब्रह्म है, नहिं नेरे नहिं दूरि ॥ ९० ॥

બ્રહ્માંડની અદર અને બહાર મહાકાશની પેઠે જે ભરપૂર ચેતન છે, તેને બ્રહ્મ કહે છે. તે બ્રહ્મ પાસે નથી, તેમ દૂર પણ નથી ૯૦

ટીકા—કેમ કે જે વસ્તુ આપણાથી જુદી હોય અને દેશરૂપ ઉપાધિવાળી હોય—અમુક સ્થળમા છે અને અમુક સ્થળમા નથી, એમ જેના વિષે કહેવ હોય—તે વસ્તુને પાસે અથવા દૂર કહી શકાય છે બ્રહ્મ આપણાથી ભિન્ન નથી, પણ સર્વનો આત્મા છે અને દેશ વગેરે સઘળી ઉપાધિઓથી રહિત છે, માટે તેને પાસે કે દૂર કહી શકાય નહિ

બ્રહ્મ શબ્દનો વાચ્યાર્થ સોપાધિક છે, એટલે માયાની ઉપાધિવાળુ ચેતન એવો છે, કારણ કે વ્યાપક વસ્તુનુ નામ બ્રહ્મ છે

**વ્યાપકતા બે પ્રકારની છે:**—(૧) આપેક્ષિક અને (૨) નિરપેક્ષિક વ્યાપકતા

(૧) જે વસ્તુ કોઈ પદાર્થની અપેક્ષાથી વ્યાપક હોય અને કોઈની અપેક્ષાથી ન હોય, તેને **આપેક્ષિક વ્યાપક** કહે છે જેમ પૃથ્વીની અપેક્ષાથી માયા વ્યાપક છે, અને ચેતનની અપેક્ષાથી વ્યાપક નથી, માટે માયામા આપેક્ષિક વ્યાપકતા છે

(૨) જે વસ્તુ સર્વની અપેક્ષાથી વ્યાપક હોય, તેમા રહેલી વ્યાપકતાને **નિરપેક્ષિક વ્યાપકતા** કહે છે. એવી નિરપેક્ષિક વ્યાપકતા ચેતનમા છે, કેમ કે ચેતનની સમાન અથવા ચેતનથી અધિક બીજુ કોઈ વ્યાપક નથી, પણ ચેતન જ સર્વથી વધારે વ્યાપક છે, માટે ચેતનમા નિરપેક્ષિક વ્યાપકતા છે.

આ બન્ને પ્રકારની વ્યાપકતા સહિત જે વસ્તુ છે, તે તે બ્રહ્મ શબ્દનુ વાચ્ય છે. એ બન્ને પ્રકારની વ્યાપકતા માયાવિશિષ્ટ ચેતનમા છે, કેમ કે (૧) માયાવિશિષ્ટ ચેતનમા જે માયાઅંશ છે, તેમા તો આપેક્ષિક વ્યાપકતા છે (૨) ચેતન—અંશમા નિરપેક્ષિક વ્યાપકતા છે

જો કે માયાવિશિષ્ટ ચેતનમા નિરપેક્ષિક વ્યાપકતા સભવે નહિ, કેમ કે માયા ચેતનના એક દેશમા રહેલી છે, તે માયાવિશિષ્ટ ચેતનથી શુદ્ધ ચેતનની વ્યાપકતા અધિક છે, માટે શુદ્ધ ચેતનમા જ નિરપેક્ષિક વ્યાપકતા કહી શકાય. તથાપિ માયાવિશિષ્ટ ચેતન પણ પરમાર્થદષ્ટિથી શુદ્ધ ચેતનથી ભિન્ન નથી, પણ શુદ્ધરૂપ જ છે, માટે માયાવિશિષ્ટમા પણ જે ચેતન અંશ છે, તેમા નિરપેક્ષિક વ્યાપકતા જ છે આ રીતે—

**બ્રહ્મ શબ્દનો વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ**

(૧) માયાવિશિષ્ટ ચેતન એ બ્રહ્મ શબ્દનુ વાચ્ય છે.

(૨) શુદ્ધ ચેતન બ્રહ્મ શબ્દનુ લક્ષ્ય છે.

આ ઉપરથી ઈશ્વર અને બ્રહ્મ એ બન્ને શબ્દોનો સમાન અર્થ જ પ્રતીત થાય છે, ભિન્ન અર્થ પ્રતીત થતો નથી, તથાપિ—

**બ્રહ્મ અને ઈશ્વર શબ્દના ઉપયોગમાં ભેદ**

(૧) બ્રહ્મ શબ્દનો આવો સ્વભાવ છે, કે ઘણે ઠેકાણે તે લક્ષ્યાર્થનો જ બોધ કરે છે અને કોઈક ઠેકાણે વાચ્યાર્થનો બોધ કરે છે (૨) ઈશ્વર શબ્દનો આવો સ્વભાવ છે, કે ઘણે ઠેકાણે તે વાચ્યાર્થનો બોધ કરે છે

આટલો ભેદ હોવાથી લક્ષ્ય અર્થ ઉપર આધાર રાખીને બ્રહ્મ શબ્દનો અર્થ ભિન્ન નિરૂપણ કર્યો છે.

## કૂટસ્થ પ્રકાશમાન છે અને આભાસ ભોગવે છે

દોહા—चतुभाँति चेतन कह्यो, तामें मिथ्या जीव ।
पुण्यपापफल भोगवै, चित् कूटस्थ सुशीव ॥ ९१ ॥

**હે શિષ્ય! ચાર પ્રકારનું ચેતન કહ્યું, તેમાં જીવ મિથ્યા છે, તે પુણ્ય-પાપનાં ફળને ભોગવે છે: અને કૂટસ્થ ચેતન શિવરૂપ છે. ૯૧**

ટીકા—(૧) જીવના સ્વરૂપમાં જે આભાસઅંશ છે, તે પુણ્યપાપ કરે છે અને તેનાં ફળને ભોગવે છે. (૨) કૂટસ્થ જે ચેતન છે તે શિવ(કલ્યાણ)રૂપ છે; માટે તેં જે પ્રથમ શંકા (આ તરંગના ૪૫મા અંકમાં) કરી હતી, કે 'બુદ્ધિરૂપી વૃક્ષમાં બે પક્ષી છે—એક પરમાત્મા અને એક જીવ' તેનો ઉત્તર આ રીતે ઉપર કહ્યો, કે બે પક્ષી એટલે પરમાત્મા ને જીવ નહિ સમજવાં, પણ કૂટસ્થ અને આભાસ સમજવા. તેમાં કૂટસ્થ પ્રકાશમાન છે અને આભાસ ભોગવે છે.

## આભાસ કર્મ કરે છે અને ફળ આપે છે: ચેતન નહિ

कर्मी छाया देत फल, नहि चेतनमें योग ।
सो असंग इक रूप है, जानें भिन्न कुलोग ॥ ९२ ॥

**જીવના સ્વરૂપમાં જે ચેતનનો આભાસઅંશ છે, તે જ કર્મ કરે છે; અને તે કર્મ કરનારા આભાસઅંશને ઈશ્વરનો આભાસઅંશ ફળ આપે છે. ચેતનને તેનો સંબંધ નથી; તે તો અસંગ અને એકરૂપ છે. એ બંને ચેતનને જે ભિન્નભિન્ન જાણે, તે નિંદવા-યોગ્ય માણસો છે. ૯૨**

ટીકા-(૧) જીવના સ્વરૂપમાં જે આભાસઅંશ છે, તે પુણ્યપાપ કરે છે; અને તેનું ફળ ભોગવે છે. (૨) ઈશ્વરમાં જે આભાસઅંશ છે, તે કર્મનું ફળ આપે છે. આ બન્નેમાં જે ચેતનઅંશ છે. તેમાં કોઈ વાતનો સંબંધ નથી.

(૧) જીવમાં જે ચેતનઅંશ છે, તેને કર્મ અને ફળની સાથે સંબંધ નથી. (૨) ઈશ્વરમાં જે ચેતનઅંશ છે; તેને ફળ આપવાની સાથે સંબંધ નથી.

ચેતનમા જે કર્મનો, તેનાં ફળનો તથા તે ફળ આપવાનો સંબંધ માને છે, તેઓ મૂર્ખ છે. કેમ કે જીવ અને ઈશ્વર બન્નેમાં ચેતનભાગ તો અસંગ છે અને એકરૂપ છે. ચેતનમાં કાંઈ ભેદ નથી; માટે જે લોકો જીવ–ચેતનને ઈશ્વર–ચેતનથી અથવા ઈશ્વર–ચેતનને જીવ–ચેતનથી જુદું માનતા હોય તે અજાની જ છે.

હે શિષ્ય! તેં જે બીજો એવો પ્રશ્ન કર્યો હતો, કે 'જીવ અને પરમાત્માની એકતા માનવાથી કર્મ અને ઉપાસનાનો પ્રતિપાદક વેદ નિષ્ફળ થશે' તેનું ઉપરના કથનથી સમાધાન થઈ જશે; એટલે-જીવ અને ઈશ્વરમાં જે ચેતન-ભાગ છે તેનો અભેદ છે; માટે બન્ને પ્રકારનાં વચન સંભવે છે.

ટીકા—કેમ કે જે વસ્તુ આપણાથી જુદી હોય અને દેશરૂપ ઉપાધિવાળી હોય—અમુક સ્થળમાં છે અને અમુક સ્થળમાં નથી, એમ જેના વિષે કહેલ હોય—તે વસ્તુને પાસે અથવા દૂર કહી શકાય છે. બ્રહ્મ આપણાથી ભિન્ન નથી, પણ સર્વનો આત્મા છે અને દેશ વગેરે સઘળી ઉપાધિઓથી રહિત છે; માટે તેને પાસે કે દૂર કહી શકાય નહિ.

બ્રહ્મ શબ્દનો વાચ્યાર્થ સોપાધિક છે, એટલે માયાની ઉપાધિવાળું ચેતન એવો છે; કારણ કે વ્યાપક વસ્તુનું નામ બ્રહ્મ છે.

**વ્યાપકતા બે પ્રકારની છે:**—(૧) આપેક્ષિક અને (૨) નિરપેક્ષિક વ્યાપકતા.

(૧) જે વસ્તુ કોઈ પદાર્થની અપેક્ષાથી વ્યાપક હોય અને કોઈની અપેક્ષાથી ન હોય, તેને **આપેક્ષિક વ્યાપક** કહે છે. જેમ પૃથ્વીની અપેક્ષાથી માયા વ્યાપક છે, અને ચેતનની અપેક્ષાથી વ્યાપક નથી; માટે માયામાં આપેક્ષિક વ્યાપકતા છે.

(૨) જે વસ્તુ સર્વની અપેક્ષાથી વ્યાપક હોય, તેમાં રહેલી વ્યાપકતાને **નિરપેક્ષિક વ્યાપકતા** કહે છે. એવી નિરપેક્ષિક વ્યાપકતા ચેતનમાં છે; કેમ કે ચેતનની સમાન અથવા ચેતનથી અધિક બીજું કોઈ વ્યાપક નથી, પણ ચેતન જ સર્વથી વધારે વ્યાપક છે; માટે ચેતનમાં નિરપેક્ષિક વ્યાપકતા છે.

આ બન્ને પ્રકારની વ્યાપકતા સહિત જે વસ્તુ છે, તે તે બ્રહ્મ શબ્દનું વાચ્ય છે. એ બન્ને પ્રકારની વ્યાપકતા માયાવિશિષ્ટ ચેતનમાં છે; કેમ કે (૧) માયાવિશિષ્ટ ચેતનમાં જે માયાઅંશ છે, તેમાં તો આપેક્ષિક વ્યાપકતા છે (૨) ચેતન-અંશમાં નિરપેક્ષિક વ્યાપકતા છે.

જો કે માયાવિશિષ્ટ ચેતનમાં નિરપેક્ષિક વ્યાપકતા સંભવે નહિ; કેમ કે માયા ચેતનના એક દેશમાં રહેલી છે; તે માયાવિશિષ્ટ ચેતનથી શુદ્ધ ચેતનની વ્યાપકતા અધિક છે; માટે શુદ્ધ ચેતનમાં જ નિરપેક્ષિક વ્યાપકતા કહી શકાય. તથાપિ માયાવિશિષ્ટ ચેતન પણ પરમાર્થદૃષ્ટિથી શુદ્ધ ચેતનથી ભિન્ન નથી, પણ શુદ્ધરૂપ જ છે; માટે માયાવિશિષ્ટમાં પણ જે ચેતન અંશ છે, તેમાં નિરપેક્ષિક વ્યાપકતા જ છે. આ રીતે—

**બ્રહ્મ શબ્દનો વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ**

(૧) માયાવિશિષ્ટ ચેતન એ બ્રહ્મ શબ્દનું વાચ્ય છે.

(૨) શુદ્ધ ચેતન બ્રહ્મ શબ્દનું લક્ષ્ય છે.

આ ઉપરથી ઈશ્વર અને બ્રહ્મ એ બંને શબ્દોનો સમાન અર્થ જ પ્રતીત થાય છે; ભિન્ન અર્થ પ્રતીત થતો નથી; તથાપિ—

**બ્રહ્મ અને ઈશ્વર શબ્દના ઉપયોગમાં ભેદ**

(૧) બ્રહ્મ શબ્દનો આવો સ્વભાવ છે, કે ઘણે ઠેકાણે તે લક્ષ્યાર્થનો જ બોધ કરે છે અને કોઈક ઠેકાણે વાચ્યાર્થનો બોધ કરે છે. (૨) ઈશ્વર શબ્દનો આવો સ્વભાવ છે, કે ઘણે ઠેકાણે તે વાચ્યાર્થનો બોધ કરે છે.

આટલો ભેદ હોવાથી લક્ષ્ય અર્થ ઉપર આધાર રાખીને બ્રહ્મ શબ્દનો અર્થ ભિન્ન નિરૂપણ કર્યો છે.

## કૂટસ્થ પ્રકાશમાન છે અને આભાસ ભોગવે છે

દોહા—चतुर्भांति चेतन कह्यो, तामें मिथ्या जीव ।
पुण्यपापफल भोगवै, चित् कूटस्थ सुशीव ॥ ९१ ॥

**હે શિષ્ય! ચાર પ્રકારનું ચેતન કહ્યું, તેમાં જીવ મિથ્યા છે, તે પુણ્ય-પાપનાં ફળને ભોગવે છેઃ અને કૂટસ્થ ચેતન શિવરૂપ છે. ૯૧**

ટીકા—(૧) જીવના સ્વરૂપમાં જે આભાસઅંશ છે, તે પુણ્યપાપ કરે છે અને તેનાં ફળને ભોગવે છે. (૨) કૂટસ્થ જે ચેતન છે તે શિવ(કલ્યાણ)રૂપ છે; માટે તેં જે પ્રથમ શંકા (આ તરંગના ૪૫મા અંકમાં) કરી હતી, કે 'બુદ્ધિરૂપી વૃક્ષમાં બે પક્ષી છે—એક પરમાત્મા અને એક જીવ' તેનો ઉત્તર આ રીતે ઉપર કહ્યો, કે બે પક્ષી એટલે પરમાત્મા ને જીવ નહિ સમજવાં, પણ કૂટસ્થ અને આભાસ સમજવાં. તેમાં કૂટસ્થ પ્રકાશમાન છે અને આભાસ ભોગવે છે.

## આભાસ કર્મ કરે છે અને ફળ આપે છેઃ ચેતન નહિ

कर्मो छाया देत फल, नहिं चेतनमें योग ।
सो असंग इक रूप है, जानें भिन्न कुलोग ॥ ९२ ॥

**જીવના સ્વરૂપમાં જે ચેતનનો આભાસઅંશ છે, તે જ કર્મ કરે છે; અને તે કર્મ કરનારા આભાસઅંશને ઈશ્વરનો આભાસઅંશ ફળ આપે છે. ચેતનને તેનો સંબંધ નથી; તે તો અસંગ અને એકરૂપ છે. એ બંને ચેતનને જે ભિન્નભિન્ન જાણે, તે નિંદવા-યોગ્ય માણસો છે. ૯૨**

ટીકા—(૧) જીવના સ્વરૂપમાં જે આભાસઅંશ છે, તે પુણ્યપાપ કરે છે; અને તેનું ફળ ભોગવે છે. (૨) ઈશ્વરમાં જે આભાસઅંશ છે, તે કર્મનું ફળ આપે છે. આ બન્નેમાં જે ચેતનઅંશ છે. તેમાં કોઈ વાતનો સંબંધ નથી.

(૧) જીવમાં જે ચેતનઅંશ છે, તેને કર્મ અને ફળની સાથે સંબંધ નથી. (૨) ઈશ્વરમાં જે ચેતનઅંશ છે; તેને ફળ આપવાની સાથે સંબંધ નથી.

ચેતનમાં જે કર્મનો, તેનાં ફળનો તથા તે ફળ આપવાનો સંબંધ માને છે, તેઓ મૂર્ખ છે. કેમ કે જીવ અને ઈશ્વર બન્નેમાં ચેતનભાગ તો અસંગ છે અને એકરૂપ છે. ચેતનમાં કાંઈ ભેદ નથી; માટે જે લોકો જીવ-ચેતનને ઈશ્વર-ચેતનથી અથવા ઈશ્વર-ચેતનને જીવ-ચેતનથી જુદું માનતા હોય તે અજ્ઞાની જ છે.

હે શિષ્ય! તેં જે બીજો એવો પ્રશ્ન કર્યો હતો, કે 'જીવ અને પરમાત્માની એકતા માનવાથી કર્મ અને ઉપાસનાનો પ્રતિપાદક વેદ નિષ્ફળ થશે' તેનું ઉપરના કથનથી સમાધાન થઈ જશે; એટલે-જીવ અને ઈશ્વરમાં જે ચેતન-ભાગ છે તેનો અભેદ છે; માટે બન્ને પ્રકારનાં વચન સંભવે છે.

## જીવ-બ્રહ્મના લક્ષ્ય-અર્થનો અભેદ છે

ચૌપાઈ—અહો શિષ્ય તૈં પ્રશ્ન જુ કીનં, તિનકે યે ઉત્તર મૈં દીને।
कहे जु तैं तरुमें द्वै पक्षी, इक भोगी इक आहि अनिच्छी ॥९३॥
ते चेतन आभास लखाये, नभ छाया ज्यों भिन्न बताये।
कह्यो भिन्न कर्मी फलदाता, मति माया छाया सो ताता ॥९४॥
जीव ईशमें चेतनरूपं, भेदगंधतैं रहित अनूपं।
यातें 'अहं ब्रह्म' यह जानो, अहं शब्द कूटस्थ पिछानो ॥९५॥
'ब्रह्म' शब्दको अर्थ सुभाख्यो, महाकाश सम लक्ष्य जु राख्यो।
'अहं ब्रह्म' नहि जो लौं जानैं, तौलौं दीन दुखित भय मानैं ॥९६

હે શિષ્ય! તેં જે પ્રશ્નો કર્યા, તેના મેં એ ઉત્તર આપ્યા; તેં કહ્યું, કે વૃક્ષમાં બે પક્ષી છે, તેમાંથી એક ભોગ ભોગવે છે અને બીજો ઇચ્છાથી રહિત છે. હે ભાઈ! તે ચેતન અને આભાસ છે, એમ મેં તને જણાવ્યું અને આકાશ અને તેના પ્રતિબિંબની પેઠે તે ભિન્ન છે, એમ પણ મેં તને બતાવ્યું. વળી કર્મ કરનારો અને ફળ આપનારો ભિન્ન છે એમ કહ્યું, તે બુદ્ધિમાં અને માયામાં આભાસ છે. જીવ અને ઈશ્વરમાં જે ચેતનરૂપ છે, તે બિલકુલ ભેદરહિત અને અનુપમ છે; માટે 'હું બ્રહ્મ છું' એમ જાણવું; અને તેમાં 'હું' શબ્દનો અર્થ કૂટસ્થ સમજવો. વળી મેં તને બ્રહ્મ શબ્દનો અર્થ પણ સારી રીતે કહ્યો; અને તે મહાકાશની પેઠે લક્ષ્યાર્થ છે, એમ સમજવાનું છે. જ્યાંસુધી 'હું બ્રહ્મ છું' એમ તું જાણીશ નહિ, ત્યાંસુધી તું દીન અને દુઃખી થઈને ભય પામ્યા કરીશ. ૯૩-૯૬

ટીકા—હે શિષ્ય! તેં જે પ્રશ્નો કર્યા હતા, તેના ઉત્તર પાછળ હું તને કહી ગયો.

(૧) તેં એમ પ્રશ્ન કર્યો હતો, કે 'એક વૃક્ષમાં બે પક્ષી છે. એક કર્મફળ ભોગવે છે અને બીજો ઇચ્છાથી રહિત છે; માટે જીવ-બ્રહ્મની એકતા સંભવે નહિ.' તેનો ઉત્તર આ રીતે કહ્યો, કે 'આ ઠેકાણે પક્ષી શબ્દ વડે જીવ-બ્રહ્મ સમજવા નહિ, પણ કૂટસ્થ અને બુદ્ધિમાં કૂટસ્થનો આભાસ એમ બે સમજવા. તે બે પરસ્પર ઘટાકાશ અને આકાશની છાયાની પેઠે ભિન્ન છે.

(૨) બીજો પ્રશ્ન તેં એવો કર્યો હતો, કે 'જીવ તો કર્મ-ઉપાસના કરવાવાળો છે અને પરમાત્મા ફળ આપવાવાળો છે, તે બેની એકતા બને નહિ.' એનો પણ અમે ઉત્તર કહ્યો કે, કર્મ કરનારો જીવ નથી અને આપનારો ઈશ્વર નથી; પણ જીવમાં જે આભાસઅંશ છે તે કર્મ કરે છે, અને ઈશ્વરમાં જે આભાસઅંશ છે તે ફળ આપે છે. જીવ-ઈશ્વરમાં જે ચેતન અંશ છે, તે ઘટાકાશ મહાકાશની પેઠે ભેદરહિત છે.

આ રીતે જીવ અને બ્રહ્મની એકતા બને છે માટે 'હું બ્રહ્મ છું' એમ જાણ (૧) 'હું' શબ્દનો અર્થ કૂટસ્થ જાણવો 'બ્રહ્મ' શબ્દનો અર્થ મહાકાશની પેઠે લક્ષ્યાર્થ જાણવો 'હું' શબ્દ અને 'બ્રહ્મ' શબ્દના વાચ્યાર્થમા કદાચ અભેદ ન હોય, તોપણ બન્નેના લક્ષ્યાર્થમા અભેદ જ છે, માટે હે શિષ્ય' જ્યાસુધી તુ 'હું બ્રહ્મ છુ એમ નહિ જાણે, ત્યા સુધી તુ પોતાને દીન અને દુ ખી માનીશ અને તારાથી પરમાત્માને જ્યા સુધી તું જુદો જાણીશ, ત્યાસુધી તે તને ભયનો હેતુ થશે માટે 'હું બ્રહ્મ છુ' એમ જ નક્કી જાણ

## 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન કોને થાય છે?

### तत्त्वदृष्टिरुवाच।

દોહા—कहो गुरु है कोनकू, 'अह ब्रह्म' यह ज्ञान।
नहि जानू म जापक, भाखे विना सुजान ॥ ९७॥

**શિષ્ય —હે ભગવન્! 'હુ બ્રહ્મ છુ' એવું જ્ઞાન કોને થાય છે? હે જ્ઞાનવાનમા શ્રેષ્ઠ! તમારા કહ્યા સિવાય તે હુ જાણી શકીશ નહિ ૮૭**

ટીકા—શિષ્યના મનમા ગૂઢ અભિપ્રાય આવો છે 'હુ બ્રહ્મ છુ' એવુ જ્ઞાન કૂટસ્થને થાય છે, કે (૨) આભાસ સહિત બુદ્ધિને થાય છે?

(૧) જો કૂટસ્થમા એવુ જ્ઞાન થાય છે એમ કહેશો તો કૂટસ્થ વિકારી હરશે અને (૨) જો આભાસ સહિત બુદ્ધિમા કહેશો તો 'હુ બ્રહ્મ છુ' એવુ જ્ઞાન જે આભાસ સહિત બુદ્ધિને થશે તે ભ્રાંતિરૂપ ઠરશે કેમ કે આપે પૂર્વે કહ્યું છે, કે કૂટસ્થ અને બ્રહ્મ એક છે, અને આભાસ ભિન છે માટે બ્રહ્મથી ભિન જે આભાસ, તેનુ બ્રહ્મરૂપે જ્ઞાન, તે ભ્રાંતિ જ કહેવાય જેમ કે સર્પથી ભિન જે દોરડી તેનુ સર્પરૂપે જ્ઞાન એ ભ્રાંતિ જ કહેવાય છે આ રીતે આભાસ સહિત બુદ્ધિને 'હું બ્રહ્મ જ છુ એવુ જ્ઞાન થાય તો ત જ્ઞાન યથાર્થ (ખરેખરુ) નહિ, પણ ભ્રાંતિરૂપ જ થશે જો કદાચ 'હું બ્રહ્મ છુ' એ જ્ઞાનને ભ્રાંતિરૂપ જ માનશો તો એ જ્ઞાનથી મિથ્યા જગતની નિવૃત્તિ થશે નહિ કેમ કે યથાર્થ જ્ઞાનથી જ મિથ્યાની નિવૃત્તિ થાય છે જેમ કે દોરડીના યથાર્થ જ્ઞાનથી જ મિથ્યા સર્પની નિવૃત્તિ થાય છે આ રીતે 'હુ બ્રહ્મ છુ' એવુ જ્ઞાન આભાસ સહિત બુદ્ધિમા પણ સભવતુ નથી

## આભાસની સાત અવસ્થાઓ

### श्रीगुरुरुवाच।

સોરઠા—कहू अवस्था सात, सुन शिष्य व आभासकी।
नहि चेतनकी सात, तिनही मैं यह जान है ॥ ९८॥

**ગુરુ —હે શિષ્ય! આભાસની સાત અવસ્થાઓ છે, તે તુ જાણીશ એટલે આ તારી શકા નિવૃત્ત થશે તે હુ તને કહુ છુ. એ સાત અવસ્થામાથી કોઈ પણ અવસ્થા ચેતનની અથવા કૂટસ્થની**

નથી અને 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન પણ એ સાતમાં જ છે. ૯૮

## આભાસની સાત અવસ્થાનાં નામ

चौपाई—एक अज्ञान आवरण जानौ, भ्रांति द्विविध पुनि ज्ञान पिछानौ।
शोक-नाश अति हर्ष अपारा, सप्त अवस्था इमि निर्धारा॥९९॥

(૧) અજ્ઞાન, (૨) આવરણ, (૩) ભ્રાંતિ, (૪) પરોક્ષ જ્ઞાન, (૫) અપરોક્ષ જ્ઞાન, (૬) શોક-નાશ અને (૭) હર્ષ: એવાં સાત અવસ્થાનાં નામ છે. ૯૯

## અજ્ઞાન અને આવરણનું વર્ણન

दोहा—नहि जानूं मैं ब्रह्मकूं, याकूं कहत अज्ञान।
ब्रह्म है न, नहि भान व्है, यह आवरण सुज्ञान ॥ १०० ॥

હે શિષ્ય! હું બ્રહ્મને જાણતો નથી એને અજ્ઞાન કહે છે; અને બ્રહ્મ છે નહિ તથા તેનું ભાન થતું નથી, એને આવરણ કહે છે. ૧૦૦

ટીકા—'હું બ્રહ્મને જાણતો નથી' એવું કોઈ માણસ કહેતો હોય, ત્યારે એમ કહેવાના હેતુને **અજ્ઞાન** કહે છે. 'બ્રહ્મ છે નહિ તથા તેનું ભાન પણ થતું નથી' એમ કોઈ માણસ કહેતો હોય, ત્યારે એમ કહેવાના હેતુને **આવરણ** કહે છે.

આવરણથી ઉપર કહ્યો તેવો વ્યવહાર થાય છે; એટલે એમ કહેવારૂપ વાણીનો વ્યવહાર થાય છે; કારણ કે અજ્ઞાનની બે પ્રકારની શક્તિ છે: (क) **અસત્ત્વાપાદક** અને (ख) **અભાનાપાદક** છે.

'વસ્તુ નથી' એવી પ્રતીતિ કરાવનારી અજ્ઞાનની શક્તિને **અસત્ત્વાપાદક** કહે છે; અને 'વસ્તુનું ભાન થતું નથી' એવી પ્રતીતિ કરાવનારી અજ્ઞાનની શક્તિને **અભાનાપાદક** કહે છે.

એ જ રીતે 'બ્રહ્મ નથી' એવું જેને લીધે કહેવામાં આવે છે, તે અજ્ઞાનની **અસત્ત્વાપાદક** શક્તિ છે; અને 'બ્રહ્મનું ભાન થતું નથી' એવું જેને લીધે કહેવામાં આવે છે, તેને અજ્ઞાનની **અભાનાપાદક** શક્તિ કહે છે, એ બન્ને આવરણ છે.

## ભ્રાંતિનું વર્ણન

दोहा—जन्ममरण गमनागमन, पुण्यपाप सुखखेद।
निजस्वरूपमें भान व्है, भ्रांति बखानी वेद ॥ १०१ ॥

જન્મ અને મરણ, પરલોકમાં ગમન અને આલોકમાં આગમન, પુણ્ય અને પાપ, સુખ અને દુઃખ ઇત્યાદિ સંસારની પોતાના સ્વરૂપમાં એટલે કૂટસ્થમાં જે પ્રતીતિ થવી તેને જ ભ્રાંતિ કહે છે. એને જ (અધ્યાસ, વિક્ષેપ કે) શોક પણ કહે છે. ૧૦૧

## પરોક્ષ ને અપરોક્ષ બે પ્રકારનાં જ્ઞાન

द्विविध ज्ञान बखानिये, इक परोक्ष अपरोक्ष।
'अस्ति ब्रह्म' परोक्ष है, 'अहं ब्रह्म' अपरोक्ष ॥ १०२ ॥

'नहीं ब्रह्म' या अंशको, करै परोक्ष विनाश ।
सकल अविद्या जालकू, दूजो नशे प्रकाश ॥ १०३ ॥

જ્ઞાન બે પ્રકારનુ છે (૧) પરોક્ષ જ્ઞાન, અને (૨) અપરોક્ષ જ્ઞાન 'બ્રહ્મ છે' એને પરોક્ષ જ્ઞાન કહે છે, 'હુ બ્રહ્મ છુ' એને અપરોક્ષ જ્ઞાન કહે છે 'બ્રહ્મ નથી' એવા આવરણના અશનો 'બ્રહ્મ છે' એવુ પરોક્ષ જ્ઞાન નાશ કરે છે, (કેમ કે સત્ય જ્ઞાન અનતરૂપ બ્રહ્મ છે, એવુ જે જ્ઞાન, તેનુ નામ પરોક્ષ જ્ઞાન છે) અને બીજો અશ જે અપરોક્ષ જ્ઞાન, તે સકળ અવિદ્યાસમૂહનો નાશ કરે છે ૧૦૨,૧૦૩

જે વસ્તુનો દેશથી, કાળથી કે વસ્તુથી અત એટલે પરિચ્છેદ (મર્યાદા-હદ) થાય નહિ, એવી જે સર્વ દેશ, સર્વ કાળ અને સર્વ વસ્તુમા વ્યાપક વસ્તુ તેને અનત કહે છે તેને જ વિભુ અને ભૂમા કહે છે

(क) બ્રહ્મ સર્વ દેશમા વ્યાપક છે તેથી તેનો ઘડાની પેઠે કોઈ દેશથી અત થવાનો નહિ (ख) બ્રહ્મ ઉત્પત્તિ અને નાશથી રહિત છે, તેથી તે નિત્ય છે માટે તેનો દેહની પેઠે કાળથી અત નથી (ग) ઘડો, કડિયા વગેરેમા જેમ માટી અનુગત છે, (માળામા દોરાની પેઠે પરોવાઈ રહેલી છે), તેમ બ્રહ્મ પોતાના સ્વરૂપમા અધ્યાસથી જણાતા તમામ કાર્યોનો આત્મા છે, માટે તેનો ઘટપટાદિકના ભેદની પેઠે કોઈ વસ્તુ સાથે ભેદરૂપ અત નથી આથી બ્રહ્મ દેશ, કાળ અને વસ્તુએ કરેલા અતથી રહિત છે માટે વેદમા બ્રહ્મને અનત કહ્યો છે

અહી અનતરૂપ કહેવાવડે 'આનદરૂપ બ્રહ્મ છે, અર્થાત્ એમ સિદ્ધ થાય છે, કેમકે છાદોગ્ય ઉપનિષદ્મા ભૂમાવિદ્યાના પ્રસગમા સનત્કુમારાદિક ગુરુઓએ નારદને કહ્યુ છે, કે 'જે ભૂમા (પરિપૂર્ણ) છે તે સુખરૂપ છે, અલ્પ(પરિચ્છિન્ન) મા સુખ નથી આથી જે અનતરૂપ છે, તે ભૂમા છે તે આનદરૂપ છે, એમ જાણવુ

'હુ બ્રહ્મ છુ' એવુ જે અપરોક્ષ જ્ઞાન તે સઘળી અવિદ્યાના સમૂહનું વિરોધી છે આ કારણથી (क) 'હુ બ્રહ્મને નથી જાણતો' એ અજ્ઞાન, (ख) 'બ્રહ્મ નથી' અને 'તેનુ ભાન થતુ નથી એ આવરણ, અને (ग) 'હુ બ્રહ્મ નથી પણ પુણ્યપાપનો કર્તા અને સુખદુ ખનો ભોક્તા જીવ છુ એ ભ્રાંતિ, એઓનો જે અવિદ્યાનો સમૂહ છે, તેનો નાશ અપરોક્ષ જ્ઞાનથી થાય છે,

## ભ્રાંતિનાશવર્ણન

जन्ममरण मोमें नहीं, नहि सुखदु खको लेश ।
किन्तु अजन्य कूटस्थम, भ्रांतिनाश यह वेश ॥ १०४ ॥

મારામા જન્મ-મરણ નથી, સુખ અને દુ ખનો લેશ પણ મારામા નથી, બીજો પણ કોઈ સસારધર્મ મારામા નથી, પણ જન્મથી રહિત જે કૂટસ્થ 'તે હુ છુ' એને ઉત્તમ ભ્રાંતિનાશ કહે છે ૧૦૪

ટીકા– એવી રીતે તમામ અનર્થનો નિષેધ સમજવો, તેને ભ્રાંતિનાશ કહે

છે. આ સ્થળે કૂટસ્થના જન્મનો નિષેધ કર્યો છે, તેથી સર્વનો નિષેધ સમજી લેવો, કેમ કે જન્મની પ્રતીતિ થયા પછી જ બીજા અનર્થ પ્રતીત થાય છે, માટે જન્મના નિષેધથી સર્વે અનર્થનો નિષેધ થઈ જાય છે. આ ભ્રાંતિનાશનું બીજું નામ 'શોકનાશ' પણ છે.

### હર્ષસ્વરૂપવર્ણન

दोहा—संशयरहित स्वरूपको, होई जु अद्वय ज्ञान ।
तब उपजै हिय मोद तर, सो तू हर्ष पिछान ॥ १०५ ॥

હે શિષ્ય! જ્યારે તને પોતાના સ્વરૂપનું સંશયરહિત એવું જ્ઞાન થશે, કે 'હું અદ્વય બ્રહ્મરૂપ છું' ત્યારે તને જે આનંદ થશે તે જ હર્ષનું સ્વરૂપ છે.* ૧૦૫

चौपाई—कही अवस्था सातमैं, तोकूं शिष्य सुजान ।
सो सगरी आभासकी, है तिनहीमें ज्ञान ॥ १०६ ॥
'ज्ञान होत है कौनकूं' यह पूछो न बात ।
मैं ताको उत्तर कह्यो, चहै सु पूछर तात ॥ १०७ ॥

હે સુજાણ શિષ્ય! મેં તને સાત અવસ્થાઓ કહી, તે સઘળી આભાસની અવસ્થાઓ છે, અને તેમાં જ જ્ઞાન થાય છે, એટલે તે અવસ્થાવાળા આભાસને જ જ્ઞાન થાય છે. 'જ્ઞાન કોને થાય છે' એવી જે વાત તે પૂછી, તેનો ઉત્તર મેં તને કહ્યો. હવે હે ભાઈ! તારી ઇચ્છા હોય તે તું પૂછ ૧૦૬,૧૦૭

બ્રહ્મથી ભિન્ન આભાસને 'હું બ્રહ્મ' એવું જ્ઞાન મિથ્યા થશે એવા ગૂઢ અભિપ્રાયથી પાછળ શિષ્યે પ્રશ્ન કર્યો હતો, તે હવે શિષ્ય પ્રગટ કરે છે

### શંકા—બ્રહ્મથી ભિન્ન મિથ્યા આભાસને 'હું બ્રહ્મ' એવું જ્ઞાન થાય તો તે મિથ્યા હોવું જોઈએ

शिष्यउवाच।

दोहा—भगवन हे आभासकूं 'अहं ब्रह्म' यह ज्ञान ।
तुम भाख्यो सो मैं लख्यो, पुनि शंका इक ज्ञान ॥ १०८ ॥

હે ભગવન્! 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન આભાસને થાય છે, એ પ્રમાણે તમે કહ્યું તે હું સમજ્યો, પણ વળી એક બીજી શંકા મને થઈ છે ૧૦૮

चौपाई—है आभास ब्रह्मतें न्यारा, अस तुम पूर्व कियो निर्धारा ।
'अह ब्रह्म' सो कैसे जानै, आपहि भिन्न ब्रह्मतें माने ॥१०९॥
जो जान तौ मिथ्या ज्ञाना होय जेवरी भुजग समाना ।
श्रीगुरु यह संदेह मिटाऊ युक्तिसहित निज उक्ति सुनाऊ ॥११०॥

* વિદ્યારણ્યસ્વામી એને 'નિરંકુશા તૃપ્તિ' કહે છે.

આભાસ તો બ્રહ્મથી ભિન્ન છે, એમ તમે પૂર્વે નિર્ણય કર્યો છે; તો જે પોતે પોતાને બ્રહ્મથી ભિન્ન માને છે એવો આભાસ 'તે હું બ્રહ્મ છું' એમ શી રીતે જાણે? જો એ મિથ્યા આભાસ એમ જાણે તો દોરડીમાં સાપ માનવાની પેઠે એ જ્ઞાન પણ મિથ્યા થશે. હે ગુરો! આપનાં યુક્તિ સહિત વચનોથી મારો આ સંદેહ દૂર કરો. ૧૦૯,૧૧૦

ટીકા—શિષ્ય પૂછે છે, કે હે ભગવન્! આપે પહેલાં કહ્યું છે, કે કૂટસ્થ અને બ્રહ્મ બન્ને એક જ વસ્તુ છે અને આભાસ બ્રહ્મથી ભિન્ન છે. એવા બ્રહ્મથી જુદા આભાસને 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન સંભવતું નથી; કેમ કે (૧) મારું અધિષ્ઠાન જે કૂટસ્થ તે બ્રહ્મરૂપ છે, એવું જ્ઞાન જો આભાસને થાય તો તે યથાર્થ જ્ઞાન કહેવાય; પણ (૨) 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન આભાસને થાય તો તે યથાર્થ ન કહેવાય; કેમ કે 'હું' એવું નામ પોતાના સ્વરૂપનું છે; અને આભાસનું સ્વરૂપ મિથ્યા છે; તેથી તેને બ્રહ્મથી ભિન્ન કહ્યું છે; માટે બ્રહ્મથી ભિન્ન જે આભાસનું સ્વરૂપ, તેને 'હું બ્રહ્મ છું' એમ બ્રહ્મરૂપે જ્ઞાન થાય તો તે મિથ્યા જ્ઞાન કહેવાય. જેમ સર્પથી ભિન્ન જે દોરડી, તેનું સર્પરૂપે જ્ઞાન મિથ્યા કહેવાય છે; તેમ અહીં પણ આભાસથી ભિન્ન જે બ્રહ્મ, તેનું આભાસરૂપે જ્ઞાન પણ મિથ્યા જ કહેવાય મિથ્યા શબ્દનો અર્થ ભ્રાંતિ છે; માટે બ્રહ્મજ્ઞાનને ભ્રાંતિ કહેવી બને નહિ.

## મુખ્ય સામાનાધિકરણ્ય અને બાધ સામાનાધિકરણ્ય

સમાધાન—'અહમ્' (હું) શબ્દના બે અર્થ· તેમાં કૂટસ્થનું બ્રહ્મ સાથે મુખ્ય સામાનાધિકરણ્ય અને આભાસનું બાધ સામાન્યાધિકરણ્ય છે.

श्रीगुरुरुवाच ।

दोहा—'अहं' शब्दके अर्थको सुन अब शिष्य विवेक ।
अब हिय के जासु नशै, शंक कलंक अनेक ॥ १११ ॥
है यद्यपि आभासमैं, 'अहं ब्रह्म' यह ज्ञान ।
तथापि सो कूटस्थको, लहै आप अभिमान ॥ ११२ ॥
ताको सदा अभेद है विभु चेतनतैं तात ।
बाध समैं निज रूप ह्व, ब्रह्मरूप दरशात ॥ ११३ ॥

હે શિષ્ય! હવે 'હું' શબ્દના અર્થનો વિવેક સાંભળ, કે જેથી તારા હૃદયના શંકારૂપી અનેક ડાઘ નાશ પામે (ધોવાઈ જાય) જો કે હું બ્રહ્મ છું એવું જ્ઞાન આભાસને થાય છે, તથાપિ તે આભાસ પોતે કૂટસ્થનું અભિમાન ધારણ કરે છે; એટલે કૂટસ્થ સાથે તાદાત્મ્યાભિમાનવાળો પોતાને જાણે છે; અને હે ભાઈ! તે કૂટસ્થનો વ્યાપક ચૈતન્ય સાથે સર્વદા અભેદ છે, તેથી આભાસ પણ પોતાના મિથ્યારૂપનો

બાધ કરતો હોય, તે વખતે પોતાને પણ બ્રહ્મરૂપે જુએ છે. ૧૧૧-૧૧૩

**ટીકા**—ગુરુ કહે, હે શિષ્ય ! હું તને 'અહમ્' (હું) શબ્દનો વિવેક કરી બતાવું છું તે તું સાભળ, એથી કરીને તારા હૃદયમા જે અનેક પ્રકારની શંકાઓ હશે તે નાશ પામશે

હે શિષ્ય ! જો કે 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન બુદ્ધિ સહિત આભાસને થાય છે–કૂટસ્થને થતું નથી, તથાપિ એ આભાસ કૂટસ્થને અને પોતાના સ્વરૂપને–બન્નેને પોતાનો આત્મા જાણે છે, અને તે આત્માનું ગ્રહણ 'હું' શબ્દ વડે કરાય છે 'હું' શબ્દનો એ જ અર્થ છે એ 'હું' શબ્દમા કૂટસ્થનું ભાન થાય છે, તેનો તો બ્રહ્મની સાથે સદા અભેદ જ છે. ઉદા૦—જેમ ઘટાકાશ અને મહાકાશનો સદા અભેદ છે તેમ. આ કારણથી કૂટસ્થનું બ્રહ્મની સાથે **મુખ્ય સામાનાધિકરણ્ય** વેદાંતશાસ્ત્રમા કહેવાય છે.

## મુખ્ય સામાનાધિકરણ્ય

જે વસ્તુનો જે વસ્તુની સાથે સદા અભેદ હોય, તે વસ્તુનું તેની સાથે મુખ્ય સામાનાધિકરણ્ય કહેવાય છે, જેમ ઘટાકાશનો મહાકાશ સાથે સદા અભેદ છે, માટે ઘટાકાશ એ જ મહાકાશ છે એ રીતે ઘટાકાશનું મહાકાશ સાથે મુખ્ય સામાનાધિકરણ્ય છે

બે શબ્દોનું અધિકરણ (એટલે અર્થરૂપી આશ્રય) એક જ હોય અને તે સમાન વિભક્તિ વડે બતાવાતું હોય, ત્યારે તે બે શબ્દો સામાનાધિકરણ્ય કહેવાય છે, અને તે બે શબ્દોનો જે પરસ્પર સબંધ, તેને સામાનાધિકરણ્ય કહે છે, સામાનાધિકરણ્ય એટલે એક અર્થવાળા હોવાપણું.

એ જ રીતે કૂટસ્થનું બ્રહ્મની સાથે મુખ્ય સામાનાધિકરણ્ય છે, કેમ કે કૂટસ્થનો બ્રહ્મની સાથે સદા અભેદ છે, તેથી 'હું' શબ્દમા જે કૂટસ્થનું ભાન થાય છે, તેનો તો બ્રહ્મની સાથે સદા અભેદ છે

## બાધ સામાનાધિકરણ્ય

'હું' શબ્દમા જે આભાસનું ભાન થાય છે, તેનો પોતાના સ્વરૂપનો બાધ કરીને બ્રહ્મની સાથે અભેદ થાય છે જેમ મુખના પ્રતિબિંબનો બિંબસ્વરૂપ મુખની સાથે (પ્રતિબિંબસ્વરૂપનો) બાધ કરીને અભેદ થાય છે, આથી વેદાંતશાસ્ત્રમા આભાસનું બ્રહ્મની સાથે **બાધ સામાનાધિકરણ્ય** કહેવાય છે.

જે વસ્તુનો બાધ થઈને જેની સાથે અભેદ થાય, તે વસ્તુનું તેની સાથે **બાધ સામાનાધિકરણ્ય** કહેવાય છે જેમ મુખના પ્રતિબિંબનો બાધ થઈને મુખની સાથે અભેદ થાય છે તેમ પ્રતિબિંબ મુખ છે–જુદું નથી, એ રીતે પ્રતિબિંબનું મુખની સાથે **બાધ સામાનાધિકરણ્ય** છે અથવા જેમ ઝાંખા ઠૂંઠામા પુરુષનો ભ્રમ થઈને પછી ઠૂંઠાનું જ્ઞાન થવાથી 'પુરુષ ઠૂંઠું છે' એવી રીતે પુરુષનું ઠૂંઠા સાથે **બાધ સામાનાધિકરણ્ય** થાય છે એ જ રીતે આભાસને બાધ થઈને બ્રહ્મની સાથે અભેદ થાય છે માટે 'હું' શબ્દમાં જે આભાસનું ભાન થાય છે, તે જ બ્રહ્મ છે–ભિન્ન નથી. એ રીતે આભાસનું

બ્રહ્મની સાથે બાધ સામાનાધિકરણ્ય થાય છે, તેથી હે શિષ્ય ! (૧) 'હુ' શબ્દમા જે કૂટસ્થનુ ભાન થાય છે તેનો બ્રહ્મની સાથે મુખ્ય અભેદ છે, અને (૨) આભાસનો બાધ કરીને અભેદ થાય છે.

## અહંવૃત્તિમાં કૂટસ્થ અને આભાસનું ભાન ક્રમથી અથવા ક્રમ વિના થાય છે

तत्त्वदृष्टिरुवाच ।

दोहा—अहंवृत्तिमैं भान है, साक्षी अरु आभास ।
सो क्रमतैं वा क्रम विना, याको करहु प्रकाश ॥ ११४ ॥

શિષ્યઃ—હે ભગવન્ ! આપે કહ્યુ, કે 'અહંવૃત્તિમા સાક્ષી અને આભાસ બનેનુ ભાન થાય છે' તેમાં આ વાત મારાથી સમજાતી નથી, કે (૧) કૂટસ્થ અને આભાસનુ ભાન અહંવૃત્તિમા ક્રમથી થાય છે? એટલે જુદેજુદે વખતે થાય છે, કે (૨) ક્રમ વિના એટલે એકી સાથે થાય છે ? એ વાત મને સમજાવો ૧૧૪

## સાક્ષી અને આભાસનું એકી વખતે જ ભાન થાય છે

श्रीगुरुरुवाच ।

दोहा—सावधान ह्वै शिष्य सुन, भाषूं उत्तर सार ।
सुनत नशै अज्ञानतम, बोधभानु उजियार ॥ ११५ ॥
एक समयही भान है, साक्षी अरु आभास ।
दूजो चेतनको विषय, साक्षी स्वयप्रकाश ॥ ११६ ॥

ગુરુઃ—હે શિષ્ય ! તુ એ પ્રશ્નનો ઉત્તર સાવધાન થઈને સાભળ. ખરો ઉત્તર હુ તને કહું છુ; તે સાભળવાથી જ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ થઈને અજ્ઞાનરૂપી અધકારનો નાશ થશે અહંવૃત્તિમા સાક્ષી અને આભાસ—એ બેમાથી બીજો એટલે અતઃકરણ સહિત આભાસ તો સાક્ષી—ચેતનનો વિષય થઈને પ્રકાશિત થાય છે, અને સાક્ષી તો સ્વયપ્રકાશ છે, એટલે તેનુ ભાન થવામા કોઈની સહાયની અપેક્ષા હોતી નથી. ૧૧૫,૧૧૬

ટીકા—ગુરુ કહે છે, કે હે શિષ્ય ! સાક્ષીનુ અને આભાસનુ અહંવૃત્તિમા એકી જ વખતે ભાન થાય છે (આ આખા પ્રકરણમા જ્યા આભાસ શબ્દ કહ્યો હોય ત્યા અતઃકરણ સહિત આભાસ-સમજવો ) પણ તેમા આટલો ફેર છે

(૧) અતઃકરણ સહિત આભાસનુ સાક્ષી—ચેતનનો વિષય થઈને ભાન થાય છે, એટલે અતઃકરણ સહિત આભાસને સાક્ષી—ચેતન પ્રકાશ કરે છે, તેથી તેનુ ભાન થાય છે અને (૨) સાક્ષીનુ સ્વયપ્રકાશરૂપે કરીને ભાન થાય છે, એટલે આભાસ સહિત અતઃકરણની વૃત્તિ વડે સાક્ષીનું ભાન થતુ નથી,

પણ તે પોતે જ પ્રકાશિત હોવાથી જણાઈ જાય છે.

**સમજૂતી**—ઘડો વગેરે બહારના પદાર્થોનું ભાન થવામાં આવી રીત છે, કે જ્યારે ઇંદ્રિયોનો અને ઘડાનો સંયોગ થાય છે, ત્યારે ઇંદ્રિય દ્વારા અંતઃકરણની વૃત્તિ નીકળીને ઘડાના સમાન આકારવાળી થાય છે—જેમ સોની મૂસમાં સોનું રેડે છે, તેની ઢાળકી મૂસના જેવી લાંબી પડે છે, તેમ અંતઃકરણની વૃત્તિનો પણ ઘડાના જેવો આકાર થાય છે. એ વૃત્તિ આભાસવિનાની નથી હોતી, પણ આભાસ સહિત હોય છે; કેમ કે વૃત્તિ એ અંતઃકરણનું જ પરિણામ છે. અંતઃકરણના પરિણામને જ વૃત્તિ કહે છે.

જેમ અંતઃકરણ સત્ત્વગુણનું કાર્ય હોવાથી સ્વચ્છ હોય છે, અને તેથી અંતઃકરણમાં ચેતનનો આભાસ પડે છે; તેમ વૃત્તિ પણ સ્વચ્છ અંતઃકરણનું કાર્ય હોવાથી વૃત્તિમાં પણ ચેતનનો આભાસ પડેલો હોય છે. વળી વૃત્તિ ઉત્પન્ન થાય છે તે પણ આભાસવાળા અંતઃકરણમાંથી જ ઉત્પન્ન થાય છે; આ કારણથી પણ વૃત્તિ આભાસ સહિત હોય છે.

### ચેતન એ અજ્ઞાનનો આશ્રય છે તેમ વિષય પણ છે

વૃત્તિનો વિષય જે ઘડો છે, તે તમોગુણનું કાર્ય છે; માટે સ્વરૂપથી જડ છે અને તેમાં અજ્ઞાન તથા તેનું આવરણ છે.

**શંકા**—અજ્ઞાન અને તેનું આવરણ વિચારદૃષ્ટિથી જોતાં ચેતનમાં છે, ઘડામાં નથી; કેમ કે (૧) અજ્ઞાન ચેતનનું આશ્રિત છે અને (૨) તે ચેતનને જ વિષય કરે છે; એટલે ઢાંકે છે, એવો વેદાંતશાસ્ત્રનો સિદ્ધાંત છે.

(૧) સાત અવસ્થાના પ્રસંગમાં જે અજ્ઞાનનો આશ્રય અંતઃકરણ સહિત આભાસ કહ્યો, તે અજ્ઞાનનો અભિમાની છે. 'હું અજ્ઞાની છું' એવું અભિમાન અંતઃકરણ સહિત આભાસને થાય છે. આ કારણથી તેને (આભાસને) અજ્ઞાનનો આશ્રય કહેવામાં આવે છે; પણ મુખ્ય આશ્રય તો ચેતન છે—આભાસ સહિત અંતઃકરણ નથી; (ઉદા૦ જેમ, ધનનો મુખ્ય આશ્રય પેટી વગેરે છે અને 'હું ધનવાન છું' એવો ધનના અભિમાનરૂપ આશ્રય પુરુષ છે, તેમ અજ્ઞાનનો મુખ્ય આશ્રય ચેતન છે અને અભિમાનીરૂપ આશ્રય સાભાસ અંતઃકરણ છે); કેમ કે આભાસ સહિત અંતઃકરણ અજ્ઞાનનું કાર્ય છે. જે જેનું કાર્ય હોય, તે તેનો આશ્રય બને નહિ; માટે ચેતન જ અજ્ઞાનનો અધિષ્ઠાનરૂપ આશ્રય છે; અને (૨) ચેતનને જ અજ્ઞાન વિષય કરે છે. ચેતનના સ્વરૂપનું જે આવરણ કરવું, તે જ અજ્ઞાન વિષય કરે છે એમ સમજવું. એવું અજ્ઞાને કરેલું આવરણ જડ વસ્તુનું થાય નહિ; કેમ કે જડ વસ્તુ તો સ્વરૂપથી જ આવૃત (ઢંકાયેલી) છે. એને વિષે અજ્ઞાને કરેલા આવરણનો કાંઈ ઉપયોગ નથી.

આ રીતે અજ્ઞાનનો આશ્રય અને વિષય ચૈતન્ય છે. જેમ ઘરની મધ્યે રહેલો અંધકાર તે ઘરના મધ્યભાગનું આવરણ કરે છે; માટે ઘડામાં અજ્ઞાન અને તેનું આવરણ સંભવતું નથી. (આવી શંકા થાય છે.)

### બહારના પદાર્થોમાં વૃત્તિ અને આભાસ બન્નેનો ઉપયોગ છે, એ વિષે અજ્ઞાનથી આવૃત ઘડાનું ઉદાહરણ

**સમાધાન**—જેમ ચેતનના સ્વરૂપથી ભિન્ન સત્-અસત્થી વિલક્ષણ અજ્ઞાન ચેતનને આશ્રિત છે, અને તે અજ્ઞાનથી ચેતન ઢંકાય છે; તેવી રીતે ઘડાના સ્વરૂપથી ભિન્ન અજ્ઞાન જો કે ઘડાનું આશ્રિત નથી, તથાપિ અજ્ઞાને ઘટાદિરૂપ (ઘડો વગેરે) પ્રકાશરહિત જડ સ્વરૂપ રચ્યા છે, માટે આધગાની પેઠે તે સદા ઢંકાયેલા જ છે. ઘડા વગેરેનો એ ઢંકાયેલા હોવાનો સ્વભાવ અજ્ઞાને કરેલો છે, કેમ કે તમોગુણ જેમાં મુખ્ય છે, એવા અજ્ઞાનથી ભૂતોની ઉત્પત્તિ દ્વારા ઘડો વગેરે ઊપજે છે, તે તમોગુણ આવરણ કરવાના સ્વભાવવાળો છે, માટે ઘડો વગેરે પ્રકાશ રહિત સ્વભાવ જ હોય છે

આ રીતે ઘડા વગેરેમાં અજ્ઞાને કરેલું અધપણારૂપ આવરણ સ્વભાવસિદ્ધ છે, અને ઘડા વગેરેનું જે અધિષ્ઠાન ચેતન છે, તે ચેતનને આશરે રહેલું અજ્ઞાન ચેતનને ઢાંકીને સ્વભાવથી આવૃત, ઘડા વગેરેને પણ આવૃત કરે (ઢાંકે) છે.

જો કે સ્વભાવથી જ આવૃત પદાર્થનું આવરણ કરવાનું પ્રયોજન નથી, તથાપિ આવરણ કરનારો પદાર્થ પ્રયોજનની અપેક્ષા રાખ્યા સિવાય જ જેમ આવરણવિનાના પદાર્થોને ઢાંકે છે, તેમ આવરણવાળા પદાર્થોને પણ ઢાંકે છે. એ વાત લોકપ્રસિદ્ધ છે.

એ રીતે અજ્ઞાનથી આવૃત થયેલા ઘડામાં અંતઃકરણની આભાસ સહિત જે ઘટાકાર વૃત્તિ વ્યાપ્ત થયેલી છે, તેમાં (૧) વૃત્તિભાગ તો ઘડાના આવરણને દૂર કરે છે, અને (૨) વૃત્તિમાં જે આભાસભાગ છે, તે ઘડાનો પ્રકાશ કરે છે એ રીતે બહારના પદાર્થોમાં વૃત્તિ અને આભાસ બન્નેનો ઉપયોગ છે.

**દૃષ્ટાંત**—જેમ અંધકારમાં દૂડા વડે માટીનું કે લોઢાનું વાસણ ઢાંકી મૂકયું હોય, તેને કોઈ આવીને લાકડી મારીને (દૂડાને) ફોડી નાખે, પણ દીવા વિના તે ઢાંકેલું પાત્ર પ્રકાશમાં આવતું નથી—દીવો આવે ત્યારે જ પ્રકાશમાં આવે છે, એ જ રીતે અજ્ઞાનથી ઢંકાયેલો જે ઘડો તેના આવરણનો વૃત્તિથી ભંગ થાય છે, તથાપિ ઘડો પ્રકાશમાં આવતો નથી, કેમ કે ઘડો જાતે જ જડ છે અને વૃત્તિ પણ જડ છે વૃત્તિ તો માત્ર આવરણનો ભંગ કરે છે, પણ તેનાથી પ્રકાશ થઈ શકતો નથી, માટે ઘડાનો પ્રકાશક આભાસ છે

### પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાનનું સ્વરૂપ

નેત્રનો વિષય જે વસ્તુ છે, તેના પ્રત્યક્ષજ્ઞાનની રીત અહીં બતાવી, શ્રવણ વગેરે વિષયના પ્રત્યક્ષ જ્ઞાનની રીતિ પણ એ જ રીતે સમજવી, જેમ કે (૧) જ્યારે શ્રોત્ર ઇંદ્રિય વડે શબ્દ વિષયનું પ્રત્યક્ષ થાય છે, ત્યારે શ્રોત દ્વારા નીકળેલી અંતઃકરણની સાભાસ વૃત્તિ, તે દૂર દેશમાં અથવા સમીપના દેશમાં થતા શબ્દના સમાન આકારવાળી થાય છે. તે વખતે વૃત્તિથી આવરણનો ભંગ થાય છે, અને આભાસભાગ શબ્દને પ્રકાશે છે.

(૨) જ્યારે ત્વક્ ઇંદ્રિય વડે સ્પર્શગુણ અને સ્પર્શના આશ્રય ઘડા વગેરેનું

પ્રત્યક્ષ થાય છે, ત્યારે શરીરરૂપ ગોલકને છોડીને વૃત્તિ બહાર જતી નથી (ઇંદ્રિયો જે જે અંગોમાં રહે છે, તેને તેનું ગોલક કહે છે જેમ નેત્ર-ઇંદ્રિયનું ગોલક આંખ શ્રવણ-ઇંદ્રિયનું કાનની નાળો, ત્વક્-ઇંદ્રિયનું ચામડી, રસ-ઇંદ્રિયનું જીભનું ટેરવું ઘ્રાણ-ઇંદ્રિયનું નાકનો અગ્ર ભાગ, એ ગોલકો કહેવાય છે) જેમ નેત્ર-ઇંદ્રિય દ્વારા નીકળેલી વૃત્તિ જોવાનો પદાર્થ જ્યાં હોય ત્યાં જાય છે, કર્ણ-ઇંદ્રિય દ્વારા નીકળેલી વૃત્તિ પણ શબ્દ થતો હોય તે સ્થળે જાય છે, તેમ ત્વક્-ઇંદ્રિય દ્વારા વૃત્તિ પોતાના ગોલકને છોડીને જતી નથી પણ શરીરની ક્રિયાથી કે બીજા કોઈની ક્રિયાથી શરીરની ત્વચા સાથે ઘડા વગેરે વિષયનો સંયોગ થાય છે, ત્યારે તે ઘડાનો તથા ઘડામાં રહેલા કઠિનતા આદિ સ્પર્શ ગુણોને શરીરરૂપ ગોલકમાં રહી આભાસ અંતઃકરણની વૃત્તિ વિષય કરે છે—જાણે છે, એ પણ વૃત્તિથી આશ્રય સહિત સ્પર્શનું આવરણ નાશ પામે છે અને ચિદાભાસ તેમનો પ્રકાશ કરે છે

(૩) જ્યાં રસના ઇંદ્રિય વડે રસવિષયનું પ્રત્યક્ષ થાય છે, ત્યાં પણ જીભ-રૂપ ગોલકને છોડીને વૃત્તિ બહાર જતી નથી પણ જીભરૂપ ગોલક સાથે જ્યારે રસ વિષયનો સંયોગ થાય છે, ત્યારે જીભના અગ્રભાગમાં રહેલા રસના ઇંદ્રિયમાં રહેલી સાભાસવૃત્તિ રસને વિષય કરે છે ત્યાં વૃત્તિથી રસનું આવરણ ભંગ થાય છે, અને ચિદાભાસ મધુરાદિ રસનો પ્રકાશ કરે છે

(૪) જ્યાં ઘ્રાણ-ઇંદ્રિયથી ગંધનું પ્રત્યક્ષ થાય છે, ત્યાં પણ નાસિકારૂપ ગોલક સાથે પુષ્પાદિરૂપ ગંધના આશ્રયનો અથવા તેના સૂક્ષ્મ અવયવોનો જ્યારે સંયોગ થાય છે, ત્યારે નાસિકાના અગ્રભાગમાં રહેનારા ઘ્રાણ-ઇંદ્રિયમાં રહેલી આભાસ અંતઃકરણની વૃત્તિ પુષ્પાદિરૂપ દ્રવ્યને આશરે રહેલા ગંધમાત્રનું ગ્રહણ કરે છે, ત્યાં વૃત્તિભાગથી ગંધના આવરણનો ભંગ થાય છે અને વૃત્તિમાં રહેલો ચિદાભાસભાગ ગંધનો પ્રકાશ કરે છે

શ્રોત્રાદિકના વિષય તથા તેના પ્રત્યક્ષની એ રીત છે

(૧) વૃત્તિ અને ઘડો બંને એક જ સ્થળમાં રહેલા હોવાથી ઘડાનું જ્ઞાન **પ્રત્યક્ષ જ્ઞાન** કહેવાય છે

(૨) અંતઃકરણની વૃત્તિ તો ઘટાકાર થાય પણ ઘડાની સાથે તે વૃત્તિનો સંબંધ ન હોય માત્ર અંતરમાં જ વૃત્તિ હોય—તો તે ઘડાનું પરોક્ષજ્ઞાન કહેવાય છે 'આ ઘડો છે' એવો અપરોક્ષ (પ્રત્યક્ષ) જ્ઞાનનો આકાર (સ્વરૂપ) છે 'ઘડો છે' અથવા 'તે ઘડો છે' એવો પરોક્ષજ્ઞાનનો આકાર છે જો કે સ્મૃતિજ્ઞાન પણ પરોક્ષજ્ઞાન જ છે, તથાપિ સ્મૃતિજ્ઞાન સંસ્કારજન્ય છે, અને અનુમિતિ આદિક પરોક્ષજ્ઞાન પ્રમાણજન્ય છે એટલો એ બેમાં ફેર છે

### છ પ્રમાણોના માનનારા આચાર્યો

પ્રમાણના પ્રસંગથી અમે પ્રમાણોનું નિરૂપણ કરીએ છીએ પ્રત્યક્ષ અનુમાન શબ્દ ઉપમાન અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એવા છ પ્રમાણો છે

(૧) **પ્રત્યક્ષપ્રમાણ**—ચાર્વાક એક પ્રત્યક્ષપ્રમાણ જ માને છે જે

લોકો પાંચ ભૂતમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થયેલી માને છે, તેમને લોકાયત કહે છે. એ પાંચમાંથી આકાશ સિવાયનાં ચાર ભૂતને જ માનનારા લોકાયત તે જ ચાર્વાક કહેવાય છે.

(૨) **અનુમાનપ્રમાણ**—વૈશેષિકશાસ્ત્રના કર્તા કણાદ મુનિ તથા બૌદ્ધ-આચાર્યો પ્રત્યક્ષ અને અનુમાન (બે) પ્રમાણ માને છે. જો એક પ્રત્યક્ષપ્રમાણ જ માનીએ, તો તૃપ્તિની ઇચ્છાવાળાની ભોજન કરવામાં પ્રવૃત્તિ થાય નહિ; કેમ કે જે ભોજન ખાધું નથી તે ભોજનથી તૃપ્તિ થાય છે, એવું પ્રત્યક્ષપ્રમાણથી ઉત્પન્ન થયેલું પ્રત્યક્ષજ્ઞાન તો છે નહિ; માટે ખાધેલા ભોજનમાં તૃપ્તિના હેતુનો જે અનુભવ કરેલો છે, તે જ તૃપ્તિનો હેતુ ન ખાધેલા ભોજનમાં પણ છે, એમ અનુમાનથી જાણીને તૃપ્તિની ઇચ્છાવાળાની ભોજનમાં પ્રવૃત્તિ થતી જોવામાં આવે છે; તેથી અનુમાનપ્રમાણ પણ માન્ય રાખવું જોઈએ. આ રીતે કણાદ અને બૌદ્ધમતવાળા પ્રત્યક્ષ અને અનુમાન એમ બે પ્રમાણ માને છે.

(૩) **શબ્દપ્રમાણ**—સાંખ્યમતના કર્તા જે કપિલ મુનિ છે, તેમના મતના વિદ્વાનો ત્રીજું શબ્દપ્રમાણ પણ માને છે; કેમ કે જો પ્રત્યક્ષ અને અનુમાન બે જ પ્રમાણ અંગીકાર કરીએ તો દેશાંતરમાં જેનો પિતા ગુજરી ગયો હોય તેને કોઈ યથાર્થ વક્તા (સત્યવક્તા) મનુષ્ય આવી કહે, કે 'તારો પિતા મરી ગયો છે' ત્યારે તે સાંભળનાર પુત્રને પિતાના મરણનો નિશ્ચય ન થવો જોઈએ; કેમ કે દેશાંતરમાં રહેલા પિતાના મરણનું જ્ઞાન પ્રત્યક્ષથી કે અનુમાનથી સંભવતું નથી. આ રીતે કપિલના મતને અનુસરનારા પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ-એવાં ત્રણ પ્રમાણો માને છે.

(૪) **ઉપમાનપ્રમાણ**—ન્યાયશાસ્ત્રના કર્તા ગૌતમ મુનિના મતના વિદ્વાનો ચોથું ઉપમાનપ્રમાણ પણ સ્વીકારે છે; કેમ કે જો પ્રત્યક્ષ વગેરે ત્રણ જ પ્રમાણો માનીએ, તો જે માણસે રોઝ દીઠું નથી, પણ જંગલમાં ફરનારાં માણસો પાસેથી સાંભળ્યું હોય, કે 'બળદના જેવું રોઝ હોય છે' તે માણસ વનમાં જાય અને રોઝને જુએ ત્યારે તેને જંગલમાં ફરનારા માણસનું વાક્ય યાદ આવે છે, કે 'બળદના જેવું રોઝ હોય છે.' એવી સ્મૃતિ થયા પછી તેને એવું જ્ઞાન થાય છે, કે આ પશુ રોઝ છે. જો ઉપમાનપ્રમાણ ન માનીએ, તો આવું જ્ઞાન થઈ શકે નહિ; માટે એવા વિલક્ષણ જ્ઞાનનો હેતુ ઉપમાનપ્રમાણ છે.

(૫) **અર્થાપત્તિપ્રમાણ**—પૂર્વમીમાંસાનો એકદેશી જે ભટ્ટનો શિષ્ય પ્રભાકર છે, તે પાંચમું અર્થાપત્તિપ્રમાણ પણ સ્વીકારે છે, દિવસે ન ખાનારા માણસને તાજો જોઈને એવું જ્ઞાન થાય છે, કે 'આ માણસ રાતે ખાય છે' રાતે ન ખાતો હોય તો દિવસે ન ખાનારા માણસનું શરીર પુષ્ટ રહે નહિ. આ રીતે રાત્રિ-ભોજન પુષ્ટિનું સંપાદક છે-(એટલે પુષ્ટિ મેળવી આપનાર છે). પુષ્ટિ એ સંપાદ્ય (રાત્રિ-ભોજન વડે પ્રાપ્ત થવાનો વિષય) છે; અને પુષ્ટિનું જ્ઞાન એ રાત્રિ-ભોજનનું જ્ઞાન થવાનો હેતુ છે. પુષ્ટિનું જ્ઞાન

થયુ એટલે જ રાત્રિ–ભોજનનુ જ્ઞાન પ્રાપ્ત થાય છે, માટે તેને અર્થાપત્તિ કહે છે એ રીતે અર્થાપત્તિ પણ પ્રમાણ છે

**(૬) અનુપલબ્ધિપ્રમાણ**—પૂર્વમીમાંસક ભટ્ટપાદ છઠ્ઠા અનુપલબ્ધિ–પ્રમાણનો પણ સ્વીકાર કરે છે વેદાંતશાસ્ત્રમા પણ એ છ પ્રમાણોનો સ્વીકાર કરેલો છે અનુપલબ્ધિપ્રમાણનુ પ્રયોજન આ રીતે છે–ઘર વગેરેમા ઘડા વગેરેના અભાવનું જ્ઞાન થાય છે જે પદાર્થની પ્રતીતિ ન થાય, તેના અભાવનુ જ્ઞાન થાય છે પ્રતીતિ ન થવી તેને અનુપલબ્ધિ કહે છે ઘડાની જે અનુપલબ્ધિ એટલે અપ્રતીતિ, તેનાથી ઘડાના અભાવનો નિશ્ચય થાય છે એવી રીતે પદાર્થોના અભાવના નિશ્ચયનો હેતુ જે પદાર્થોની અપ્રતીતિ, તેને અનુપલબ્ધિ–પ્રમાણ કહે છે

## પ્રમાણ અને પ્રમાજ્ઞાનનુ લક્ષણ

(૧) પ્રમાજ્ઞાનનુ જે કરણ છે તેને **પ્રમાણ** કહીએ છીએ સ્મૃતિથી ભિન્ન જે અબાધિત અર્થને વિષય કરનારુ જ્ઞાન તેને **પ્રમા** કહે છે

**ખુલાસો**—પ્રમા એ એક પ્રકારનુ જ્ઞાન છે પણ તે જ્ઞાન અબાધિત અર્થને વિષય કરનારુ એટલે જણાવનારુ હોવુ જોઈએ ભ્રાંતિજ્ઞાન હોય તો ખરુ જ્ઞાન થવાથી તેનો (ભ્રાંતિજ્ઞાનનો) બાધ થાય છે, માટે ભ્રાંતિજ્ઞાન વગેરે બાધ પામી શકે એવુ જ્ઞાન એ પ્રમાજ્ઞાન નથી, એમ જણાવવાને 'અબાધિત અર્થ+ને' એવા શબ્દો લક્ષણમા મૂક્યા છે

**સ્મૃતિજ્ઞાન એ પ્રમા નથી**—કેમ કે પ્રમાજ્ઞાન હોય તે પ્રમાતાને આશ્રિત હોય છે (અર્થાત્ પ્રમાજ્ઞાન પ્રમાતાને થાય છે અંતઃકરણ સહિત આભાસને પ્રમાતા કહે છે આભાસ અંતઃકરણની વૃત્તિ દ્વારા પદાર્થને જાણે છે અને કૂટસ્થ સાક્ષી અવિદ્યાની વૃત્તિ દ્વારા પદાર્થને જાણે છે એટલો ફેર ધ્યાનમા રાખવો ) વળી સ્મૃતિજ્ઞાન પ્રમાતાને આશ્રિત નથી, પણ સાક્ષીને આશ્રિત છે એમ સ્વીકારેલુ છે એટલા માટે સ્મૃતિ ભ્રાંતિ અને સંશય–એ ત્રણે જ્ઞાન આભાસ સહિત અવિદ્યાની વૃત્તિરૂપ છે, અંતઃકરણની વૃત્તિરૂપ નથી અને તેથી જ તે પ્રમાતાને આશ્રિત નથી પણ સાક્ષીને આશ્રિત છે જે જ્ઞાન અંતઃકરણની વૃત્તિરૂપ હોય તે પ્રમાતાને આશ્રિત હોય છે અને તે જ્ઞાનને જ પ્રમા કહે છે સ્મૃતિજ્ઞાન અંતઃકરણની વૃત્તિ નથી માટે પ્રમાતાને આશ્રિત નથી અને તેથી તે પ્રમાજ્ઞાન પણ નથી માટે પ્રમાના લક્ષણમા 'સ્મૃતિથી ભિન્ન' એવા શબ્દો મૂક્યા છે

અબાધિત અર્થને વિષય કરનારુ (અર્થાત્ અબાધિત અર્થનુ) જ્ઞાન તો સ્મૃતિજ્ઞાન પણ છે પરંતુ સ્મૃતિજ્ઞાન સ્મૃતિથી ભિન્ન નથી માટે અબાધિત અર્થને વિષય કરનારુ જે સ્મૃતિથી ભિન્ન જ્ઞાન છે તેને પ્રમા કહે છે આ લક્ષણમા કોઈ દોષ નથી

**સ્મૃતિજ્ઞાન વિષે વિશેષ વિચાર**—કેટલાક વિદ્વાનો સ્મૃતિજ્ઞાનને પણ

+ અર્થ એ યે પદાર્થ

પ્રમારૂપ માને છે. તેમના મતમાં પ્રમાનું લક્ષણ કરતાં 'સ્મૃતિથી ભિન્ન' એ શબ્દો કહેવાની જરૂર નથી, પણ 'અબાધિત અર્થને વિષય કરનાર' જ્ઞાન તે પ્રમા' એટલું જ લક્ષણ કહેનાર છે.

ભ્રાંતિજ્ઞાન અબાધિત અર્થને જણાવનારું નથી, પણ બાધિત અર્થને જણાવનારું છે, માટે પ્રમાનું લક્ષણ ભ્રાંતિજ્ઞાનમાં જતું નથી.

જેમના મતમાં સ્મૃતિજ્ઞાન પણ પ્રમા છે, તેમના મતમાં સ્મૃતિજ્ઞાન અંતઃકરણની વૃત્તિ છે—અવિદ્યાની વૃત્તિ નથી; અને સાક્ષીને આશ્રિત પણ નથી, પણ પ્રમાતાને આશ્રિત છે; કેમ કે અંતઃકરણની વૃત્તિનો આશ્રય પ્રમાતા જ બને છે, સાક્ષી બનતો નથી.

આ રીતે સ્મૃતિજ્ઞાન—(૧) કોઈકના મતમાં તો અંતઃકરણની વૃત્તિ છે; માટે પ્રમારૂપ છે. (૨) કોઈકના મતમાં અવિદ્યાની વૃત્તિ છે; માટે પ્રમારૂપ નથી; અને ભ્રાંતિજ્ઞાન તથા સંશયજ્ઞાન એ બંને સર્વના મતમાં અવિદ્યાની વૃત્તિ છે અને સાક્ષીને આશ્રિત છે એમાં કોઈ વિવાદ નથી.

વિચાર કરી જોઈએ તો સ્મૃતિજ્ઞાન પણ અવિદ્યાની વૃત્તિ છે અને સાક્ષીને આશ્રિત છે, પ્રમારૂપ નથી; કેમ કે જેઓ વેદાંત સંપ્રદાયના જાણનારા છે, તેમણે પ્રમાજ્ઞાન છ પ્રકારનું કહ્યું છે; તે છ પ્રકારમાં સ્મૃતિજ્ઞાનનો સમાવેશ થતો નથી; માટે તે પ્રમા તે નથી. વળી મધુસૂદન સ્વામીએ સ્મૃતિજ્ઞાન સાક્ષીને આશ્રિત કહ્યું છે.

અહીં વિચારસાગરના ટીકાકાર પંડિત પીતામ્બરજી આ પ્રમાણે કહે છે.—ભ્રમરૂપ અનુભવના સંસ્કારથી જન્ય જે સ્મૃતિ, તે બાધિત અર્થને વિષય કરાવવાવાળી હોવાથી અયથાર્થ છે; તેથી જ તે અવિદ્યાની વૃત્તિ છે; અંતઃકરણની વૃત્તિ નથી. અને સાક્ષીને આશ્રિત છે—પ્રમાતાને આશ્રિત નથી.

જે યથાર્થ અનુભવના સંસ્કારથી જન્ય સ્મૃતિજ્ઞાન છે, તે અબાધિત અર્થને વિષય કરવાવાળું હોવાથી યથાર્થ જ્ઞાન છે; તેથી તે અંતઃકરણની વૃત્તિ છે, અવિદ્યાની વૃત્તિ નથી; અને પ્રમાતાને આશ્રિત છે, સાક્ષીને આશ્રિત નથી.

પરંતુ સ્મૃતિજ્ઞાનમાં પૂર્વાચાર્યોએ પ્રમા-વ્યવહાર કર્યો નથી; (સ્મૃતિ-જ્ઞાનને પ્રમાજ્ઞાન કહ્યું નથી;) માટે બન્ને પ્રકારની સ્મૃતિ અપ્રમા છે. તેમાં અયથાર્થ સ્મૃતિ તે અયથાર્થ અપ્રમા છે, અને યથાર્થ સ્મૃતિ તે યથાર્થ અપ્રમા છે.

## છ પ્રકારનું પ્રમાજ્ઞાન

છ પ્રમા પૈકી (૧) પ્રત્યક્ષ પ્રમા છે, (૨) અનુમિતિ પ્રમા છે, (૩) ઉપમિતિ પ્રમા છે, (૪) શાબ્દી પ્રમા છે, (૫) અર્થાપત્તિ પ્રમા છે અને (૬) અભાવ પ્રમા છે.

પાછળ જે પ્રત્યક્ષ વગેરે છ પ્રમાણ કહ્યાં છે, તે એ પ્રમાઓનાં અનુક્રમે કરણ જાણવાં. જેમ પ્રત્યક્ષ પ્રમાનું જે કરણ હોય તે પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય.

કરણનું લક્ષણ—અસાધારણ કારણને કરણ કહે છે. (વ્યાપારથી ભિન્ન જે અસાધારણ કારણ તે કરણ, એ લક્ષણ નિર્દોષ છે; કેમ કે એવું લક્ષણ

કરવાથી 'ઉપમાન' વગેરેમાં અવ્યાપ્તિ આવશે નહિ.)

**કારણ**—કાર્યને સાક્ષાત્ ઉપજાવે તેને કારણ કહે છે.

**સાધારણ કારણ**—જે બધા જ કાર્યનું કારણ હોય, તે સાધારણ કારણ કહેવાય; જેમ ધર્મ-અધર્મ આદિક સર્વ કાર્યના કારણ છે, માટે તે સાધારણ કારણ કહેવાય છે.

**અસાધારણ કારણ**—જે બધા કાર્યનું કારણ ન હોય, પણ કોઈક કાર્યનું કારણ હોય, તે અસાધારણ કારણ કહેવાય છે. જેમ દંડ એ બધા કાર્યનું કારણ નથી, પણ ઘડા વગેરેનું જ કારણ છે, માટે દંડ એ ઘડાનું અસાધારણ કારણ છે, અને તેથી ઘડાનુ કરણ પણ છે.

તેમ જ પ્રત્યક્ષ પ્રમાના ઈશ્વર, ઈશ્વરની ઇચ્છા, ઈશ્વરનું જ્ઞાન, ઈશ્વરનો પ્રયત્ન, કાળ, દિશા, અદૃષ્ટ, પ્રાગભાવ, પ્રતિબંધકાભાવ (અડચણ કરનારનો અભાવ) એ નવ સાધારણ કારણ છે, કેમ કે ઈશ્વર વગેરે સર્વ કાર્યના કારણ છે, તેના વિના કોઈ પણ કાર્ય થાય નહિ, માટે ઈશ્વર વગેરે સાધારણ કારણ છે.

આંખ વગેરે ઇંદ્રિયો તે પ્રત્યક્ષ પ્રમાના અસાધારણ કારણ છે માટે નેત્રાદિક ઇંદ્રિયો પ્રત્યક્ષ પ્રમાનાં કરણ કહેવાય છે. આ રીતે નેત્રાદિક ઇંદ્રિયો પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે

## ચાર પ્રકારનું ચેતન-પ્રમાતા, પ્રમાણ, પ્રમિતિ અને પ્રમેય-ચેતન

**શંકા**—વેદાંત સિદ્ધાંતમા ઇંદ્રિયને પ્રમાજ્ઞાનનુ કારણ કહેવું સંભવતું નથી, કેમ કે ચેતનના ચાર ભેદ છે. (૧) પ્રમાતા-ચેતન, (૨) પ્રમાણ-ચેતન, (૩) પ્રમિતિ-ચેતન-એને જ પ્રમા-ચેતન કહે છે અને (૪) પ્રમેય-ચેતન-એને જ વિષય-ચેતન કહે છે. આ રીતે પ્રમા નામ ચેતનનુ છે તે નિત્ય છે, ઇંદ્રિયજન્ય નથી, માટે ઇંદ્રિય તેનુ કારણ સંભવતુ નથી.

**સમાધાન**—એ વાત ખરી છે, તથાપિ ચેતનમા પ્રમાવ્યવહારની સંપાદક વૃત્તિને પણ પ્રમા કહીએ છીએ, એટલે ચેતનમા 'આ પ્રમા છે' એવો વ્યવહાર કરાવનારી અંતઃકરણની વૃત્તિને પણ પ્રમા કહેવામા આવે છે, અને તેનુ કરણ ઇંદ્રિયો થઈ શકે છે

(૧) દેહમા રહેલા અંતઃકરણ વડે અવચ્છિન્ન (જુદું જણાતું) જે ચેતન તેને **પ્રમાતા** કહે છે

(૨) એ જ અંતઃકરણ નેત્રાદિક ઇંદ્રિય દ્વારા નીકળે છે અને જેટલો દૂર ઘડો વગેરે વિષય રહેલો હોય, તેટલુ લાંબુ પરિણામ તે અંતઃકરણનુ થાય છે, અને આગળ જે ઘડો વગેરે વિષય છે, તેની સાથે મળી તે ઘડા વગેરેનો જેવો આકાર હોય તેવો આકાર અંતઃકરણ ધારણ કરે છે. જેમ કૂવાના થાળાની કૂંડીમા જે જળ ભર્યું હોય છે, તે જળ કૂંડીના નળમાથી નીકળીને લાંબી નીકનો આકાર ધારણ કરે છે. પછી ખેતરના ક્યારામા જાય છે તથા ક્યારાનો જેવો આકાર હોય તેવો આકાર તે પાણી ધારણ કરે છે, એ જ રીતે અંતઃકરણ પણ ઇંદ્રિયરૂપી છિદ્ર દ્વારા નીકળીને વિષયરૂપી ક્યારામા જાય છે, અને

વિષયનો આકાર ધારણ કરે છે. અહીં શરીરમાંથી નીકળીને ઘડા વગેરે વિષય સુધી જે અંતઃકરણનું નીક જેવું પરિણામ તેને વૃત્તિમાન કહે છે, અને તે વૃત્તિ વડે અવચ્છિન્ન જે ચેતન, તેને **પ્રમાણ-ચેતન** કહે છે.

(૩) વૃત્તિજ્ઞાનરૂપ જે અંતઃકરણનું પરિણામ તેને પ્રમાણ કહે છે. જેમ ક્યારામાં જળ જઈને ક્યારા જેવા આકારવાળું થાય છે, તેમ ઘડો વગેરે જે વિષય છે, તેમાં વૃત્તિ જઈને ઘડા વગેરેના આકારની થાય છે. તે ઘટાકાર-વૃત્તિ વડે અવચ્છિન્ન જે ચેતન, તેને **પ્રમા-ચેતન** કહે છે.

(૪) જ્ઞાનનો વિષય જે ઘડો વગેરે તેના વડે અવચ્છિન્ન ચેતનને વિષય ચેતન કહે છે, અને એને જ **પ્રમેય-ચેતન** પણ કહે છે.

વેદાંત જાણનારા આચાર્યોની આવી પરિભાષા છે.

**અવચ્છેદવાદની રીતિથી પ્રમાતા, સાક્ષી સહિત**
**વિશેષણ અને ઉપાધિનું લક્ષણ**

જેઓ અવચ્છેદવાદ અંગીકાર કરે છે, તેમના મતમાં તો (૧) અંતઃકરણ વિશિષ્ટ જે ચેતન છે, તે પ્રમાતા છે, અને તે જ કર્તા-ભોક્તા છે અને (૨) અંતઃકરણ ઉપહિત સાક્ષી છે.

એક જ અંતઃકરણ પ્રમાતાનું વિશેષણ છે અને સાક્ષીની ઉપાધિ છે.

**વિશેષણનું સ્વરૂપ**—સ્વરૂપમાં જેનો પ્રવેશ હોય એવી જે વ્યાવર્તક વસ્તુ, તેને વિશેષણ કહે છે. બીજા પદાર્થથી જુદું પાડીને વસ્તુનું સ્વરૂપ જે જણાવે તેને વ્યાવર્તક કહે છે.

જે વસ્તુને જુદી પાડી જણાવે, તેને **વ્યાવર્ત્ય** કહે છે. જેમ 'નીલ ઘટ' છે. આ ઠેકાણે નીલતા એ ઘટનું વિશેષણ છે, કેમ કે નીલ ઘટમાં નીલતાનો પ્રવેશ છે, અને ધોળા તથા પીળા ઘડાથી તેને જુદો પાડીને જણાવે છે, માટે નીલતા એ **વ્યાવર્તક** છે

આ રીતે નીલતા એ ઘડાનું **વિશેષણ** છે, અને વળી ઘડો એ **પરિચ્છેદ્ય** છે, કેમ કે ધોળા તથા પીળા વગેરેથી જુદો પાડીને જણાવાય છે, જેને જુદો પાડીને જણાવીએ તેને **પરિચ્છેદ્ય** કહે છે, અથવા **વ્યાવર્ત્ય** કહે છે, અથવા **વિશેષ્ય** કહે છે. જેમ 'દંડી પુરુષ છે' આ સ્થળમાં દંડ એ પુરુષનું **વિશેષણ** છે. એ રીતે અંતઃકરણ એ પ્રમાતાનું **વિશેષણ** છે, કેમ કે પ્રમાતાના સ્વરૂપમાં અંતઃકરણનો પ્રવેશ છે, અને તે પ્રમેય ચેતનથી જુદું પાડીને પ્રમાતાનું સ્વરૂપ જણાવે છે, માટે અંતઃકરણ **વ્યાવર્તક** છે.

**ઉપાધિનું સ્વરૂપ**—જે વસ્તુનો સ્વરૂપમાં પ્રવેશ ન હોય અને વ્યાવર્તક હોય તેને ઉપાધિ કહે છે, (૧) જેમ નૈયાયિકના મતમાં કર્ણ-શષ્કુલી (કાનમાં રહેલા પોલાણની ચારે પાસ રહેલો કાનનો ભાગ) વડે અવચ્છિન્ન જે આકાશ છે, તેને **શ્રોત્ર** કહે છે. આ ઠેકાણે **કર્ણ-શષ્કુલી** શ્રોત્રની ઉપાધિ છે, કેમ કે શ્રોત્રના સ્વરૂપમાં તો કર્ણ-શષ્કુલીનો પ્રવેશ છે નહિ અને બહારના આકાશથી જુદું પાડીને શ્રોત્રને જણાવે છે, માટે **વ્યાવર્તક** છે. (૨) ઘટાકાશ એક મણ જેટલા દાણાને અવકાશ આપે છે. આ ઠેકાણે **ઘડો** એ આકાશની ઉપાધિ

છે, કેમ કે મઠ દાણાને અવકાશ આપનાર જે આકાશ છે, તેના સ્વરૂપમા તો ઘડાનો પ્રવેશ છે નહિ, ઘડો પૃથ્વીનુ કાર્ય છે। માટે તેનામા અવકાશ આપવાનુ સભવતુ પણ નથી। તેથી ઘડાનો આકાશના સ્વરૂપમા પ્રવેશ સભવતો નથી અને વ્યાપક આકાશથી ઘડામાના આકાશને જુદુ કરી જણાવે છે માટે મણ દાણાને અવકાશ આપનાર જે આકાશ તેની ઘડો ઉપાધિ છે

તેમ જ અત કરણઉપહિત જે ચેતન છે તે સાક્ષી છે આ ઠેકાણે **અંતઃકરણ સાક્ષીની ઉપાધિ** છે કેમ કે સાક્ષીના સ્વરૂપમા તો અત કરણનો પ્રવેશ છે નહિ, અને પ્રમેયચેતનથી સાક્ષીને જુદો કરીને જણાવે છે માટે એક જ અત કરણ સાક્ષીની ઉપાધિ છે અને પ્રમાતાનુ વિશેષણ છે આ રીતે (૧) અત કરણ ઉપહિતચેતન **સાક્ષી** છે (૧) જે ઉપાધિવાળુ હોય તેને **ઉપહિત** કહે છે (૨) અંત કરણ વિશિષ્ટ ચેતન **પ્રમાતા** છે, (૨) જે વિશેષણવાળુ હોય તને **વિશિષ્ટ** કહે છે

જે અંત કરણવિશિષ્ટ પ્રમાતા છે, તે જ કર્તાભોક્તા, સુખી, દુ ખી **સસારી જીવ** છે આ પ્રમાણે અવચ્છેદવાદની રીતિ છે

**આભાસવાદ અને અવચ્છેદવાદમા ફેર**

(૧) આભાસવાદમા આભાસ સહિત અત કરણ **જીવનુ વિશેષણ** છે અને (૨) આભાસ સહિત અત કરણ **સાક્ષીની ઉપાધિ** છે, તેથી–

આભાસ સહિત અત કરણવિશિષ્ટચેતન જીવ છે

આભાસ સહિત અત કરણઉપહિતચેતન સાક્ષી છે

જો કે બન્ને પક્ષમા વિશેષણ સહિત ચેતન જીવ છે અને તે જ સસારી છે તથાપિ વિશેષ્ય ભાગ જે ચેતન છે તેને વિષે તો જન્મ, મરણ વગેરે સસાર હોવાનો સભવ નથી માટે વિશેષણ માત્રમા સસાર છે અને તે જ વિશિષ્ટ ચેતનમા પ્રતીત થાય છે

(૧) કોઈ જગ્યાએ વિશેષણના ધર્મનો વિશિષ્ટમા વ્યવહાર થાય છે અને (૨) કોઈ જગ્યાએ વિશેષ્યના ધર્મનો વિશિષ્ટમા વ્યવહાર થાય છે અને (૩) કોઈ જગ્યાએ વિશેષણ અને વિશેષ્ય બન્નેના ધર્મનો વિશિષ્ટમા વ્યવહાર થાય છે

ઉદાહરણો (૧) જેમ 'દડા વડે ઘટાકાશનો નાશ થાય છે' આ ઠેકાણે વિશેષણ જે ઘડો છે, તેનો દડાવડે નાશ થાય છે અને વિશેષ્ય જે આકાશ છે, તેનો નાશ સભવતો નથી તોપણ વિશિષ્ટ જે ઘટાકાશ છે તેનો નાશ પ્રતીત થાય છે

(૨) 'કુડળવાળો પુરુષ સુએ છે' આ ઠેકાણે કુડળ વિશેષણ છે અને પુરુષ વિશેષ્ય છે વિશેષણ જે કુડળ છે તેનામા તો સુવાનું સંભવતુ નથી પણ વિશેષ્ય જે પુરુષ છે તે માત્ર સુએ છે પણ કુડળવિશિષ્ટ સુએ છે એવો વિશિષ્ટમા વ્યવહાર થાય છે

(૩) 'શસ્ત્રધારી પુરુષ યુદ્ધમાં ગયો છે' આ સ્થળે વિશેષણ જે શસ્ત્ર અને વિશેષ્ય જે પુરુષ તે બન્ને યુદ્ધમા ગયા છે, માટે બન્નેના ધર્મનો વિશિષ્ટમા વ્યવહાર થાય છે

આ ઠેકાણે-(૧) અવચ્છેદવાદમા તો અંતઃકરણ વિશેષણ છે; અને (૨) આભાસવાદમાં આભાસ અંતઃકરણ વિશેષણ છે.

બન્ને પક્ષમાં ચેતન વિશેષ્ય છે. તેમાં તો જન્માદિક સંસાર સંભવે નહિ; પણ વિશેષણ જે અંતઃકરણ અથવા સાભાસ અંતઃકરણ, તેનો ધર્મ જન્માદિક સંસાર છે, તેનો ભ્રાંતિથી વિશિષ્ટચેતનમાં (વિશેષણ સહિત ચેતનમાં) વ્યવહાર કરીએ છીએ, અર્થાત્ જન્માદિક સંસારવિશિષ્ટચેતનમા પ્રતીત થાય છે તથા વિશિષ્ટચેતનમાં છે એમ કહેવામાં આવે છે. પ્રતીતિ થવી અને કહેવું એનું નામ વ્યવહાર છે. આભાસવાદ અને અવચ્છેદવાદમા આટલો ભેદ છે.

### આભાસવાદની શ્રેષ્ઠતા

આભાસવાદમા તો અંતઃકરણ આભાસ સહિત છે, અને અવચ્છેદવાદમા અંતઃકરણ આભાસરહિત છે. એ બન્ને પક્ષમાં આભાસવાદ શ્રેષ્ઠ છે, કારણ કે (૧) ભાષ્યકારે આભાસવાદનો અંગીકાર કર્યો છે વળી (૨) અવચ્છેદવાદમા વિદ્યારણ્ય સ્વામીએ દોષ પણ કહ્યા છે જો આભાસરહિત અંતઃકરણ અવચ્છિન્ન ચેતનને પ્રમાતા માનીએ, તો ઘટ અવચ્છિન્ન ચેતનને પણ પ્રમાતા કહેવો જોઈએ, કેમ કે જેમ અંતઃકરણ ભૂતોનું કાર્ય છે, તેમ ઘડો પણ ભૂતોનું કાર્ય છે, અને જેમ અંતઃકરણ ચેતનનું અવચ્છેદક એટલે વ્યાવર્તક છે, તેમ ઘડો પણ ચેતનનો અવચ્છેદક છે, માટે અંતઃકરણવિશિષ્ટ ચેતનની પેઠે ઘટવિશિષ્ટ ચેતન પણ પ્રમાતા થવું જોઈએ પણ અંતઃકરણમાં આભાસ અંગીકાર કરીએ તો એ દોષ આવે નહિ, કેમ કે—

૧ અંતઃકરણ તો ભૂતોના સત્ત્વગુણનું કાર્ય છે, માટે સ્વચ્છ છે, અને
૨ ઘડો વગેરે ભૂતોના તમોગુણનું કાર્ય છે, માટે સ્વચ્છ નથી
૧ જે પદાર્થ સ્વચ્છ હોય, તે આભાસને યોગ્ય હોય છે.
૨ મલિન પદાર્થ આભાસને યોગ્ય હોતા નથી

જેમ આરસો અને તેનું ઢાંકણ બન્ને પૃથ્વીના કાર્ય છે, પરંતુ—

૧ કાચ તો સ્વચ્છ છે, તેમાં મુખનો આભાસ પડે છે,
૨ ઢાંકણ સ્વચ્છ હોતું નથી, માટે તેમા આભાસ પડતો નથી,
૧ તેમ સત્ત્વગુણનુ કાર્ય હોવાથી અંતઃકરણ સ્વચ્છ છે, તેમા ચેતનનો આભાસ પડે છે.
૨ શરીરાદિક અને ઘટાદિક તમોગુણના કાર્ય હોવાથી સ્વચ્છ નથી, તેમા ચેતનનો આભાસ પડતો નથી.

### અંતઃકરણમાં બે પ્રકારનો પ્રકાશ

આ રીતે અંતઃકરણમા બે પ્રકારનો પ્રકાશ છે. એક તો વ્યાપક ચેતનનો પ્રકાશ અને બીજો આભાસનો પ્રકાશ.

શરીર વગેરેમા અને ઘડા વગેરેમા એક વ્યાપક ચેતનનો પ્રકાશ તો છે, પણ બીજો આભાસનો પ્રકાશ નથી, માટે બે પ્રકારના પ્રકાશ સહિત અંતઃકરણ વિશિષ્ટ જ ચેતનને પ્રમાતા કહેવામા આવે છે

એક જ પ્રકાશ સહિત જે ઘડો વગેરે, તેનાથી યુક્ત ચેતન પ્રમાતા નથી જેમના મતમાં, અંતઃકરણમાં આભાસ પડે છે એવો સ્વીકાર નથી, તેમના મતમાં ઘડા વગેરેની પેઠે અંતઃકરણમાં પણ આભાસનો બીજો પ્રકાશ તો છે નહિ, વ્યાપક ચેતનનો જે એક પ્રકાશ અંતઃકરણમાં છે, તે જ વ્યાપક ચેતનનો ઘડા વગેરેમાં છે માટે અંતઃકરણવિશિષ્ટની પેઠે ઘટવિશિષ્ટ અથવા શરીરવિશિષ્ટ અથવા બીજાવિશિષ્ટચેતન પણ પ્રમાતા થવું જોઈએ।

આ રીતે ઘડો અને શરીર વગેરેથી અંતઃકરણમાં જે વિલક્ષણતા છે, તે આ જ છે —

૧ અંતઃકરણ સત્ત્વગુણનું કાર્ય છે માટે સ્વચ્છ હોવાથી ચેતનનો આભાસ ગ્રહણ કરવાને યોગ્ય છે

૨ બીજો પદાર્થ સ્વચ્છ નથી માટે આભાસ ગ્રહણ કરવાને યોગ્ય નથી

૧ આભાસ ગ્રહણ કરવાને યોગ્ય જે અંતઃકરણ તેનાથી સંયુક્ત ચેતનને પ્રમાતા કહે છે

૨ ઘટાદિક અને શરીરાદિક આભાસ ગ્રહણ કરવાને યોગ્ય નથી માટે તેમનાથી વિશિષ્ટ ચેતન પ્રમાતા કહેવાય નહિ

આ રીતે આભાસવાદ જ ઉત્તમ છે—અવચ્છેદવાદ નહિ જો કે આભાસવાદમાં આભાસની કલ્પના કરવી પડે છે, એ અધિકતા છે—અવચ્છેદવાદમાં તેવું નથી માટે આભાસવાદમાં ગૌરવદોષ આવે છે અને અવચ્છેદવાદમાં લાઘવ ગુણ આવે છે, તથાપિ મંદ બુદ્ધિવાળા જિજ્ઞાસુની બુદ્ધિમાં આભાસવાદનો આરોપ ઠીક બેસે છે એ અભિપ્રાયથી અહીં આભાસવાદની સ્તુતિ કરી છે ભાષ્યકાર વગેરેનું પણ એવું જ તાત્પર્ય છે

**પ્રમાણ અને પ્રમાનું સ્વરૂપ; અને તેથી વિષયનો સાક્ષાત્કાર**

જેમ અંતઃકરણ આભાસ સહિત છે તેમ અંતઃકરણની વૃત્તિ પણ આભાસ સહિત જ હોય છે

આભાસ સહિત વૃત્તિવિશિષ્ટચેતન તે પ્રમાણ—ચેતન કહેવાય છે

અંતઃકરણની ઘટાદિ વિષયાકાર જે વૃત્તિ તેમાં આરૂઢ ચેતનને પ્રમા અથવા યથાર્થ જ્ઞાન કહે છે

પ્રમાનું સાધન જે ઇંદ્રિય તે પ્રમાણ કહેવાય છે કેમ કે વિષયાકાર થયેલી વૃત્તિમાં આરૂઢ ચેતનને પ્રમા કહે છે તેમાં ચેતન જો કે સ્વરૂપથી તો નિત્ય છે માટે તે ઇંદ્રિયથી ઉત્પન્ન થયેલું ન હોવાથી પ્રમા—ચેતનનું સાધન ઇંદ્રિય કહેવાય નહિ તથાપિ ઉપાધિવગરના ચેતનમાં તો 'પ્રમા' એવો વ્યવહાર થતો નથી, પણ વિષયાકાર થયેલી વૃત્તિરૂપ ઉપાધિવાળા ચેતનમાં 'પ્રમા' વ્યવહાર હોઈ શકે છે માટે ચેતનમાં પ્રમા શબ્દની પ્રવૃત્તિ થાય—પ્રમા શબ્દ ચેતનને લાગુ પાડવામાં આવે—તેમાં વિષયાકાર વૃત્તિ ઉપાધિ છે એ વિષયાકાર વૃત્તિ ઇંદ્રિયજન્ય છે માટે ઇંદ્રિય તેનું (પ્રમાનું) સાધન છે

પ્રમાપણાની ઉપાધિ જે વૃત્તિ, તે ઇંદ્રિયજન્ય હોવાથી ઉપહિત (ઉપાધિવાળી) જે પ્રમા તેને પણ ઇંદ્રિયજન્ય કહેવામાં આવે છે અને તેથી જ

ઇંદ્રિયને પ્રમાનુ સાધન કહેવામા આવે છે પરતુ અત કરણના બધા પરિણામને પ્રમા કહેતા નથી પણ શરીરની અદર જે અત કરણ છે, તેનુ ઘટાદિક વિષય સુધી જે પરિણામ તેને પ્રમાણ કહે છે, અને વિષય સાથે મળીને વિષયના જેવુ જે અત કરણનુ પરિણામ, એ જ્ઞાને પ્રમા કહે છે

શરીરની અદર જે અત કરણ છે, ત્યાથી આરભીને તે ઘડા વગેરે વિષય સુધી પહોચેલુ જે અત કરણનુ પરિણામ, તે જ પ્રમારૂપને ધરે છે માટે પ્રમાણરૂપ અત કરણની વૃત્તિથી પ્રમાનો અત્યત ભેદ નથી

(૧) આ રીતે બહારના પદાર્થોનુ પ્રત્યક્ષજ્ઞાન જ્યા થાય છે, ત્યા અત કરણની વૃત્તિ બહાર નીકળીને ઘટાદિક વિષયના સમાન આકારને ધારણ કરે છે, અને (૨) શરીરની અદર જે આત્મા, તે પ્રત્યક્ષ થાય ત્યારે અત કરણની વૃત્તિ બહાર જતી નથી, પણ શરીરની અદર રહીને જ વૃત્તિ આત્માકાર થાય છે

(૧) તે વૃત્તિથી આત્માને આશ્રરે રહેલુ આવરણ દૂર થાય છે અને (૨) આત્મા પોતાના પ્રકાશથી તે વૃત્તિમા પ્રકાશે છે આ કારણથી વૃત્તિનો વિષય આત્મા મનાયો છે પણ વૃત્તિમા ચિદાભાસરૂપ જે ફળ છે, તેનો વિષય આત્મા નથી

આ પ્રકારે સાક્ષી આત્માનુ સ્વયપ્રકાશરૂપે ભાન થાય છે એ સિદ્ધ થયુ

## ઇંદ્રિયસંબંધ વિના 'હું બ્રહ્મ છું' એવું પ્રત્યક્ષજ્ઞાન શી રીતે થાય?

दोहा—इन्द्रियके सबध विन, 'अह ब्रह्म' यह ज्ञान ।
कैसे है प्रत्यक्ष प्रभु, मोकू कहौ बखान ॥ ११७ ॥

**હે પ્રભુ! ઇંદ્રિયના સબધ વિના 'હુ બ્રહ્મ છુ' એવું જ્ઞાન શી રીતે થાય તે મને વિસ્તારથી સમજાવો ૧૧૭**

ટીકા—શિષ્ય પૂછે છે, કે 'બ્રહ્મના અપરોક્ષજ્ઞાનથી તમામ અવિદ્યા-સમૂહનો નાશ થાય છે-પરોક્ષજ્ઞાનથી નથી થતો એમ પાછળ કહેવામા આવ્યુ છે તેમા એવી શકા થાય છે, કે બ્રહ્મનું અપરોક્ષ એટલે પ્રત્યક્ષજ્ઞાન સંભવતુ નથી કેમ કે ઇંદ્રિયજન્ય જ્ઞાન પ્રત્યક્ષ થાય છે બ્રહ્મનું જ્ઞાન ઇંદ્રિયજન્ય સંભવતું નથી કેમ કે—

### બ્રહ્મ નેત્રનો વિષય નથી

નેત્ર-ઇંદ્રિયથી રૂપવાળા પદાર્થનું અથવા નીલ વગેરે રૂપનુ જ્ઞાન થાય છે બ્રહ્મને રૂપ નથી માટે બ્રહ્મનું જ્ઞાન નેત્ર ઇંદ્રિયજન્ય નથી

### રામકૃષ્ણાદિકના શરીર બ્રહ્મ નથી

રામકૃષ્ણાદિકની જે મનુષ્યાકાર મૂર્તિ છે તે જો કે રૂપવાળી છે તથાપિ તે મૂર્તિ માયાથી રચાયેલી હોવાથી મિથ્યા છે તે મૂર્તિ બ્રહ્મ નથી (માટે તેને પ્રત્યક્ષ જોવાથી બ્રહ્મનું પ્રત્યક્ષ જ્ઞાન થયુ કહેવાય નહિ)

પુરાણમા રામકૃષ્ણાદિકને બ્રહ્મરૂપે કહેલા છે તે તેની શરીરરૂપ મૂર્તિ

બ્રહ્મરૂપ છે, એવા અભિપ્રાયથી નથી કહ્યા, પણ તેમના શરીરોનું અધિષ્ઠાન ચેતન-બ્રહ્મ છે એવા અભિપ્રાયથી કહેલા છે.

**શંકા**—બધા શરીરોનું અધિષ્ઠાન ચેતન-બ્રહ્મ છે માટે અધિષ્ઠાન ચેતનને બ્રહ્મ માનીને રામકૃષ્ણાદિકને બ્રહ્મરૂપતા કહી હોય, તો બધા જ શરીરોનું અધિષ્ઠાન ચેતન-બ્રહ્મ હોવાથી મનુષ્ય, પશુ પક્ષી આદિક સર્વ કોઈ બ્રહ્મરૂપ જ છે તેમની જેવા જ રામકૃષ્ણાદિક થશે માટે અધિષ્ઠાન ચેતન-બ્રહ્મ છે, એવા અભિપ્રાયે રામકૃષ્ણાદિકને બ્રહ્મરૂપ કહ્યા નથી પણ બીજા જીવોથી તેમનામાં કાંઈક વિશેષતા છે એ વાત સિદ્ધ થવા માટે તેમના શરીર બ્રહ્મ છે, એમ માનવું જ ઉચિત છે

**સમાધાન**—એ વાત સંભવતી નથી કેમકે તેમનો શરીર તો રૂપવાળા હોવાથી બ્રહ્મરૂપ સંભવે નહિ પણ તેમના શરીરનો બાધ કરીને પછી તેમના શરીરને બ્રહ્મરૂપ માનીએ તો (૧) બધા શરીરોનો બાધ કરીને બધા જ શરીરો બ્રહ્મરૂપ છે, એમ માનવાને શી અડચણ છે? અને (૨) બાધ કર્યા વિના તો બીજા શરીરોની પેઠે હાથ-પગ વગેરે અવયવ સહિત રૂપવાન અને ક્રિયાવાન શરીરનો અવયવરહિત, રૂપરહિત અને ક્રિયારહિત બ્રહ્મની સાથે અભેદ થઈ શકશે નહિ માટે રામકૃષ્ણાદિકના શરીર બ્રહ્મ નથી પરંતુ બીજા જીવોના શરીરોમાં અને રામકૃષ્ણાદિકના શરીરોમાં આટલો ભેદ છે

## જીવના શરીરો અને રામકૃષ્ણાદિકના શરીરોમાં ફેર

(૧) જીવના શરીરો—(क) પુણ્ય-પાપને અધીન છે (ख) ભૂતોના કાર્ય છે અને (ग) જીવોને દેહાદિક અનાત્મ પદાર્થોમાં અવિદ્યાના બળથી 'હું મારું' એવો અધ્યાસ છે અને આચાર્યના ઉપદેશથી તે અધ્યાસની નિવૃત્તિ થાય છે

(૨) અને રામકૃષ્ણાદિકના શરીર પોતાના પુણ્યપાપથી રચાયેલા નથી અને ભૂતોના કાર્ય નથી, પણ (क) સૃષ્ટિના આદિ કાળમાં પ્રાણીઓનાં કર્મ, ભોગ આપવાને સન્મુખ થાય છે, ત્યારે આપ્તકામ (જેને બધા કામ પ્રાપ્ત થયેલા છે—જેને કોઈ કામના નથી એવા) ઈશ્વરને પણ પ્રાણીઓના કર્માનુસાર 'હું જગતની ઉત્પત્તિ કરું' એવો સંકલ્પ થાય છે તે સંકલ્પથી જગતની ઉત્પત્તિરૂપ સૃષ્ટિ થાય છે, (ख) તેમ જ સૃષ્ટિ કર્યા પછી પણ 'હું જગતનું પાલન કરું' એવો ઈશ્વરનો સંકલ્પ થાય છે (પ્રાણીઓના કર્મો પ્રમાણે સુખદુઃખનો સંબંધ તે પાલન કહેવાય છે) (ग) તે પાલન કરતી વખતે ઉપાસક પુરુષોની ઉપાસનાના બળથી ઈશ્વરને એવો સંકલ્પ થાય છે, કે 'રામકૃષ્ણાદિક નામ સહિત મૂર્તિ બધાને પ્રતીત થાઓ' ઈશ્વરના એવા સંકલ્પથી વિશેષ નામરૂપરહિત ઈશ્વરમાં રામકૃષ્ણાદિક નામની અને પીતામ્બરધરાદિ શ્યામસુંદર શરીરરૂપની ઉત્પત્તિ થાય છે, એ શરીર કર્મને અધીન નથી

**શંકા**—યદ્યપિ રામકૃષ્ણાદિક શરીરથી સાધુ અને દુષ્ટોને ક્રમથી સુખ દુઃખ થાય છે પણ જે જેના સુખદુઃખનો હેતુ હોય છે, તે તેના પુણ્યપાપથી રચિત હોય છે માટે શરીરને પુણ્યપાપને અધીન કહેવામાં આવે છે આ રીતે

અવતારનાં શરીર (૧) સાધુ પુરુષના સુખનો હેતુ હોવાથી સાધુ પુરુષોના પુણ્યસમુદાયથી રચાયેલાં છે; તેમ જ (૨) અસુરાદિક અસાધુ પુરુષના દુ:ખનો હેતુ હોવાથી તેમના પાપથી રચાયલાં છે; માટે 'અવતારનાં શરીર પુણ્યપાપને અધીન નથી' એમ કહેવું સંભવતું નથી.

**સમાધાન**—તથાપિ જેમ જીવે પૂર્વશરીરમાં પુણ્યપાપકર્મ કર્યાં હોય છે, તેનું ફળ પછીના શરીરમાં સુખદુ:ખરૂપે થાય છે; અને તેથી જ શરીરના અભિમાની જીવે પોતાના પૂર્વશરીરમાં કરેલાં પુણ્યપાપને અધીન તેનું પછીનું શરીર કહેવામાં આવે છે; તેમ જ રામકૃષ્ણાદિકનાં શરીર પણ યદ્યપિ સાધુ-અસાધુ પુરુષોનાં પુણ્યપાપને અધીન છે અને તેમને (સાધુ-અસાધુને) સુખ-દુ:ખના હેતુ પણ છે; પરંતુ તે શરીર રામકૃષ્ણાદિક પોતાનાં પુણ્યપાપથી બનેલાં અવતાર-શરીરો નથી; અને તેમને પોતાને તે શરીરથી સુખ કે દુ:ખનો ભોગ થતો નથી; તેથી રામકૃષ્ણ વગેરેનાં શરીર તેમનાં પોતાનાં પુણ્યપાપને અધીન નથી, એમ સંભવે છે.

## રામકૃષ્ણાદિકનાં શરીર માયાનું પરિણામ

તે જ પ્રમાણે રામકૃષ્ણાદિકનાં શરીર ભૂતોના પરિણામ નથી, પણ માયાનું પરિણામ છે. (૨) જો રામકૃષ્ણાદિકનાં શરીર પંચીકૃત ભૂતોનું પરિણામ હોય, તો કૃષ્ણનું શરીર દોરડીથી બંધાયું નહોતું એમ શાસ્ત્રમાં કહ્યું છે, તે અસંગત ઠરે. જો કે પંચભૂતથી બનેલા સિદ્ધ યોગીના શરીરનું પણ બંધન થઈ શકે નહિ એ વાત ખરી છે, તથાપિ યોગીના શરીરમાં યોગાભ્યાસ કર્યા પહેલાં તો બંધનાદિક સંભવે છે. પછી જ્યારે યોગાભ્યાસ કરીને સિદ્ધ થાય, ત્યારે તે શરીરમાંથી બંધન, દાહ વગેરેની યોગ્યતા નાશ પામે છે

કૃષ્ણાદિકનાં શરીરમાં યોગીની પેઠે કાંઈ સિદ્ધિ મેળવવાનો પુરુષાર્થ કર્યા પછી બંધન વગેરેની યોગ્યતા નાશ પામે છે, એમ થતું નથી, પણ તેમના શરીર તો સ્વભાવથી જ બંધન વગેરેને યોગ્ય હોતાં નથી; માટે તે ભૂતોના પરિણામ નથી.

(૨) માણ્ડૂક્ય-ભાષ્યની ટીકામાં આનંદગિરિએ રામાદિકનાં શરીરને પણ ભૂતોનાં પરિણામ કહ્યાં છે; તે સ્થૂળ દૃષ્ટિથી-બીજાં શરીરોના જેવાં એ શરીર પ્રતીત થાય છે, એવા અભિપ્રાયથી કહ્યાં છે; જેમ કે—

(૩) ભાષ્યકારે ગીતાભાષ્યમાં આ રીતે કહ્યું છે : 'જીવોના ઉપર અનુગ્રહ કરીને શરીરધારીની પેઠે, માયાના બળથી પરમાત્મા કૃષ્ણરૂપે પ્રતીત થાય છે. તે જન્માદિથી રહિત છે. વસુદેવ અને દેવકી દ્વારા તેમનો જન્મ પણ માયાથી જ પ્રતીત થાય છે'; આ રીતે ભાષ્યકારે પણ કૃષ્ણના શરીરને માયાનું કાર્ય કહ્યું છે, માટે ભૂતોથી અવતાર-શરીરોની ઉત્પત્તિ નથી, પણ તેમનાં શરીરનું ઉપાદાનકારણ સાક્ષાત્ માયા છે.

### ઈશ્વરને દેહમાં આત્મભ્રાંતિ નથી

જીવ પોતાના દેહાદિકને ભ્રાંતિથી આત્માને માને છે; રામકૃષ્ણાદિક દેહાદિને

આત્મા માનતા નથી, કેમ કે (૧) જીવોની ઉપાધિ અવિદ્યા મલિન સત્ત્વગુણવાળી છે, અને રામકૃષ્ણાદિકની ઉપાધિ માયા શુદ્ધ સત્ત્વગુણવાળી છે, માટે જીવને અવિદ્યાએ કરેલી ભ્રાંતિ થાય છે અને રામકૃષ્ણાદિકને માયાએ કરેલી સર્વજ્ઞતા હોય છે

## ઈશ્વરને ભ્રાંતિનાશ માટે જ્ઞાનોપદેશ લેવાની જરૂર નથી

(૨) જીવોને અજ્ઞાનથી થયેલુ આવરણ અને ભ્રાંતિના નાશ માટે આચાર્યની પાસેથી મહાવાક્યના ઉપદેશની અને જ્ઞાનની જરૂર હોય છે, રામકૃષ્ણાદિકને આવરણ અને ભ્રાંતિ હોતા નથી, માટે ઉપદેશજન્ય જ્ઞાનની જરૂર હોતી નથી, પણ જીવને અંત:કરણની વૃત્તિરૂપ જ્ઞાન જેમ થાય છે, તેમ ઈશ્વરને માયાની વૃત્તિરૂપ આત્માનુ જ્ઞાન તો ઉપદેશાદિક વગર જ થાય છે, પણ તે જ્ઞાનથી ઈશ્વરનુ કોઈ પ્રયોજન સિદ્ધ થતું નથી, કેમ કે—

## ઈશ્વરને આવરણભંગની જરૂર નથી

(૧) જીવોને ઘડા વગેરેનું જ્ઞાન થવાથી આવરણભંગ અને ઘટાદિક વિષયનો પ્રકાશ થાય છે, અને જ્યારે જીવોને બ્રહ્મરૂપે આત્માનુ જ્ઞાન થાય છે, ત્યારે (क) જ્ઞાનનો વિષય જે આત્મા, તેનો આવરણભંગ જ્ઞાનથી થાય છે, અને વિષય જે આત્મા તે તો સ્વયપ્રકાશ છે, માટે આત્મજ્ઞાનથી વિષયનો પ્રકાશ થતો નથી (ख) તેમ ઈશ્વરને માયાની વૃત્તિરૂપ જે 'હુ બ્રહ્મ છુ' એવુ જ્ઞાન તથા તેનો વિષય ઈશ્વરનો આત્મા—આવરણરહિત સ્વયપ્રકાશ છે, માટે આવરણ-ભંગ અથવા વિષયનો પ્રકાશ એ ઈશ્વરના જ્ઞાનનુ પ્રયોજન નથી

(૨) જેમ જીવન્મુક્ત વિદ્વાનને, આવરણરહિત આત્માને વિષય કરનારી અંત:કરણની 'હુ બ્રહ્મ છુ' એવી વૃત્તિ, આવરણભંગ વગેરે પ્રયોજન વિના જ થાય છે, તેમ ઈશ્વરને પણ આવરણભંગ વગેરે પ્રયોજન વિના જ માયાની વૃત્તિરૂપ 'હુ બ્રહ્મ છુ' એવુ જ્ઞાન ઉપદેશાદિ વિના જ થાય છે

આ રીતે રામકૃષ્ણાદિકની જીવોથી જે વિલક્ષણતા તે ઈશ્વરતા છે, તો પણ તેમના શરીર માયારચિત છે, માટે તે શરીરો બ્રહ્મ નથી, પણ મિથ્યા છે માયાએ ઉત્પન્ન કરેલુ જે અવતારનુ શરીર, તે હાથ–પગ વગેરે અવયવ સહિત અને રૂપ સહિત મૂર્ત છે—માટે તેમનુ શરીર નેત્ર–ઈંદ્રિયનો વિષય થાય છે, બ્રહ્મને નેત્ર–ઇંદ્રિય જોઈ શકતી નથી

## બ્રહ્મ જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયોનો વિષય નથી

**(૧) બ્રહ્મ ત્વચા–ઈંદ્રિયનો વિષય નથી:** તેમ જ ત્વચા–ઇંદ્રિય પણ સ્પર્શને તથા સ્પર્શના આશ્રયને વિષય કરે છે—જાણે છે, બ્રહ્મ સ્પર્શનો આશ્રય નથી કે સ્પર્શ પણ નથી, માટે ત્વચા–ઈંદ્રિયનો વિષય નથી

**(૨) બ્રહ્મ રસના, ઘ્રાણ અને શ્રોત્રનો વિષય નથી:** રસના ઇંદ્રિયથી રસનુ જ્ઞાન, ઘ્રાણથી ગંધનું જ્ઞાન અને શ્રોત્રથી શબ્દનુ જ્ઞાન થાય છે રસ, ગંધ અને શબ્દ એ સર્વ બ્રહ્મથી વિલક્ષણ છે, માટે રસના, ઘ્રાણ અને શ્રોત્રથી બ્રહ્મનું જ્ઞાન થતું નથી

**(૩) બ્રહ્મ કર્મેંદ્રિયોનો વિષય નથી:** કર્મેંદ્રિયો જ્ઞાનનું સાધન નથી, પણ વચનાદિક ક્રિયાઓનું સાધન છે; માટે તેમનાથી તો કોઈનું જ્ઞાન થઈ શકે જ નહિ. આ રીતે કોઈ પણ ઇંદ્રિયથી બ્રહ્મનું જ્ઞાન સંભવતું નથી.

ઇંદ્રિયોથી જે જ્ઞાન થાય છે તેને પ્રત્યક્ષ કહે છે; અને એ પ્રત્યક્ષને જ અપરોક્ષ કહે છે; માટે બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન સંભવતું નથી; પણ શબ્દથી બ્રહ્મનું જ્ઞાન થાય છે. જે જ્ઞાન શબ્દથી થાય છે તે પરોક્ષ જ હોય છે; માટે બ્રહ્મનું જ્ઞાન પણ પરોક્ષ જ થાય છે.

## પૂર્વપક્ષનો ઉત્તર-ઇંદ્રિયના સંબંધ વિના પ્રત્યક્ષજ્ઞાન થાય નહિ એવો નિયમ નથી

**દોહા—इंद्रिय बिन प्रत्यक्ष नहि, सिष यह नियम न जान ।**
**बिन इंद्रिय प्रत्यक्ष है, जैसे सुखदुःख ज्ञान ॥ ११८ ॥**

**હે શિષ્ય! ઇંદ્રિયો વિના પ્રત્યક્ષજ્ઞાન થાય નહિ એવો કોઈ નિયમ છે, એમ જાણીશ નહિ; કેમ કે જેમ સુખદુઃખનું પ્રત્યક્ષજ્ઞાન ઇંદ્રિય વિના થાય છે, તેમ બ્રહ્મનું પ્રત્યક્ષ જ્ઞાન પણ ઇંદ્રિય વિના બની શકે છે. ૧૧૮**

**ટીકા**—ઇંદ્રિયના સંબંધ વિના પ્રત્યક્ષજ્ઞાન થાય જ નહિ, એવો કાંઈ નિયમ નથી; કેમ કે સુખ અને દુઃખનું જ્ઞાન થાય છે, તે કોઈ ઇંદ્રિય વડે થતું નથી. એમ છતાં તે સુખદુઃખનું જ્ઞાન પ્રત્યક્ષ જ થાય છે, માટે ઇંદ્રિય સંબંધી થાય તે જ્ઞાન જ પ્રત્યક્ષ એવો નિયમ નથી; પણ વિષયની સાથે વૃત્તિનો સંબંધ થઈને જ્યાં વિષયાકારવૃત્તિ થાય ત્યાં પ્રત્યક્ષ જ્ઞાન થયું, એમ કહેવાય છે.

પ્રત્યક્ષજ્ઞાનના સંબંધમાં વિશેષ ખુલાસો પંડિત પીતાંબરદાસજીએ કરેલો છે, તે જાણવા જેવો હોવાથી અહીં આપીએ છીએઃ—

વિષયચેતનનો વૃત્તિચેતન સાથે અભેદ એ જ પ્રત્યક્ષજ્ઞાનનું લક્ષણ છે. તે અભેદ-(૧) કોઈ જગ્યાએ ઇંદ્રિય દ્વારા થાય છે. (૨) કોઈ જગ્યાએ શબ્દ દ્વારા થાય છે અને (૩) કોઈ જગ્યાએ ઇંદ્રિય વગેરે બહારનાં નિમિત્ત વિના જ શરીરની અંદર ઊપજેલી વૃત્તિ દ્વારા થાય છે, એને પ્રત્યક્ષ કહે છે.

ચેતનનો સ્વરૂપથી કોઈ જગ્યાએ ભેદ નથી, પણ વિષય અને વૃત્તિરૂપ ઉપાધિએ કરેલો ભેદ હોય છે; એટલે એ બન્ને ઉપાધિ જ્યારે જુદાજુદા સ્થળમાં હોય, ત્યારે તે ઉપાધિવાળા ચેતનનો ભેદ કહેવાય છે.

જ્યારે વૃત્તિ વિષયાકાર થાય છે, ત્યારે બન્ને ઉપાધિ એક સ્થળમાં સ્થિત હોય છે, માટે તે ઉપાધિવાળા વિષયચેતન અને વૃત્તિચેતનનો અભેદ કહેવાય છે. એવી રીતે વિષયચેતનનો વૃત્તિચેતન સાથે અભેદ એ જ **પ્રત્યક્ષજ્ઞાન** કહેવાય છે. એને જ અપરોક્ષજ્ઞાન અને સાક્ષાત્કાર પણ કહે છે.

પ્રત્યક્ષજ્ઞાનનું આ લક્ષણ-(૧) ઇંદ્રિયજન્ય જ્ઞાન બાહ્ય ઘટાદિકના પ્રત્યક્ષ-જ્ઞાનમાં અનુગત છે. (૨) મહાવાક્યજન્ય જ્ઞાન બ્રહ્મના પ્રત્યક્ષજ્ઞાનમાં અનુગત

છે. (૩) બહારના નિમિત્ત વિના અંદરે ઉપજેલા સુખદુઃખના પ્રત્યક્ષ જ્ઞાનમા અનુગત છે (૪) માયાની વૃત્તિરૂપ ઈશ્વરના જ્ઞાનમા અનુગત છે અને (૫) અવિદ્યાની વૃત્તિરૂપ રજ્જુ સર્પાદિકના જ્ઞાનમા અનુગત છે

(૧) વિષયની સાથે વૃત્તિનો એવો સબધ કોઈ જગ્યાએ ઇંદ્રિય દ્વારા થાય છે અને (૨) કોઈ જગ્યાએ શબ્દ દ્વારા વૃત્તિનો સબધ થાય છે જેમ 'દસમો તુ છે' આ શબ્દોથી દસમો જે પોતે તેની સાથે અત કરણની વૃત્તિનો સબધ થઈ ને 'હુ દસમો છુ' એવા આકારની વૃત્તિ થાય છે માટે 'દસમાનુ' જ્ઞાન શબ્દથી ઉત્પન્ન થયેલુ હોવા છતા પ્રત્યક્ષ હોય છે

## સુખદુઃખાદિની સાક્ષીભાસ્યતા તથા તેમાં વૃત્તિની સહાય

તે જ પ્રમાણે જ્યારે પ્રમાતાને સુખદુઃખ થાય છે, ત્યારે અતઃકરણની વૃત્તિ સુખાકાર કે દુઃખાકાર થાય છે એવી રીતે તે વૃત્તિ સાથે સુખદુઃખનો સબધ થાય છે, તેથી સુખ કે દુઃખનુ જ્ઞાન પ્રત્યક્ષ થાય છે

પહેલા ઉત્પન્ન થયેલા સુખ કે દુઃખ નાશ પામ્યો પછી જ્યારે તે ફરી કોઈ વાર માણસને યાદ આવે છે, ત્યારે વૃત્તિ સુખાકાર કે દુઃખાકાર થાય છે તો પણ તે વૃત્તિ નાશ પામેલા સુખદુઃખ સાથે સબધ રહેતો નથી માટે તે જ્ઞાન સ્મૃતિરૂપ છે પ્રત્યક્ષ નથી

(૧) જો કે અતઃકરણના ધર્મ સુખદુઃખ સાક્ષીભાસ્ય છે, તથાપિ સુખાકાર-દુઃખાકાર અતઃકરણની વૃત્તિ દ્વારા સાક્ષી સુખદુઃખનો પ્રકાશ કરે છે

(૨) જે સાક્ષીભાસ્ય પદાર્થ છે તે પણ સાક્ષી વૃત્તિની અપેક્ષાથી જ પ્રકાશે છે એટલે તેનો પ્રકાશ કરવામા પણ સાક્ષીને વૃત્તિની જરૂર પડે છે જેમ છીપમા રૂપુ દેખાય છે તે સાક્ષીભાસ્ય છે, ત્યા અવિદ્યાની વૃત્તિની અપેક્ષા રાખીને સાક્ષી રૂપાનો પ્રકાશ કરે છે

(૧) સુખદુઃખના પ્રકાશમા અતઃકરણની વૃત્તિ સાક્ષીની સહાયક છે અને (૨) મિથ્યા રૂપુ વગેરેનો પ્રકાશ કરવામા અવિદ્યાની વૃત્તિ સહાયક છે

આ રીતે સાક્ષીભાસ્ય પદાર્થના જ્ઞાનમા પણ વૃત્તિની અપેક્ષા છે

(૧) જ્યારે એ વૃત્તિ ઇંદ્રિયાદિક બહારના સાધનથી વિષયનો પ્રકાશ કરવામા મદદગાર થતી હોય, ત્યારે તે વૃત્તિનો વિષય સાક્ષીભાસ્ય કહેવાતો નથી

(૨) સુખદુઃખને વિષય કરનારી વૃત્તિમા બહારના ઇંદ્રિયાદિક હેતુ નથી પણ જ્યારે સુખાદિક ઉત્પન્ન થાય છે, તે વખતે બીજા સાધનની અપેક્ષા વિના અતઃકરણની વૃત્તિ સુખાકાર કે દુઃખાકાર થાય છે તે વૃત્તિમા આરૂઢ સાક્ષી સુખદુઃખને પ્રકાશે છે માટે સુખદુઃખને સાક્ષીભાસ્ય કહેવામા આવે છે

### બ્રહ્મનુ જ્ઞાન પ્રત્યક્ષ સભવે છે

બહારનો પદાર્થ જે ઘડો વગેરે છે, તેની સાથે નેત્રાદિ ઇંદ્રિયો દ્વારા અતઃકરણની વૃત્તિનો સબધ થાય છે તેથી ઘડો વગેરે સાક્ષીભાસ્ય નથી તેમ બ્રહ્માકાર અતઃકરણની વૃત્તિ થાય છે, તે અતઃકરણની વૃત્તિ બહાર થતી નથી, પણ શરીરની અંદર જ થાય છે તે વૃત્તિ સાથે બ્રહ્મનો સબધ છે માટે બ્રહ્મનુ જ્ઞાન પણ સુખદુઃખના જ્ઞાનની પેઠે પ્રત્યક્ષરૂપ છે

જેમ (૧) નેત્રમાં સૂર્ય અભેદપણે રહેલો છે, એમ છતાં તે નેત્રને આગળીરૂપ સ્વલ્પ આવરણથી ઢાંક્યું હોય તો આખા બ્રહ્માંડમાં પ્રસરી રહેલો સૂર્યનો પ્રકાશ દેખાતો નથી અને (૨) તે આવરણને દૂર કર્યાં પછી નેત્રમાં રહેલી અંતઃકરણની વૃત્તિનો સૂર્યના પ્રકાશ સાથે સંબંધ થતાં જ બ્રહ્માંડમાં પ્રસરી રહેલો સૂર્યનો પ્રકાશ દેખાય છે

તેમ જ (૧) સાક્ષી-આત્મા સાથે બ્રહ્મનો અભેદ છે, તે સાક્ષી-આત્મા અંતઃકરણમાં રહેલા અજ્ઞાનાશરૂપ સ્વલ્પ આવરણ વડે ઢંકાઈ જવાથી સર્વત્ર પરિપૂર્ણ બ્રહ્મ પ્રત્યક્ષ ભાસતું નથી (૨) જ્યારે શરીરની અંદર ઉપજેલી બ્રહ્મ અને આત્માના અભેદરૂપ આકારવાળી વૃત્તિ વડે આવરણનો ભંગ થાય છે, ત્યારે ઘરમાંના આકાશના અસંગપણા વગેરે જ્ઞાનથી મહાકાશના અસંગપણા વગેરેનું જેમ જ્ઞાન થાય છે, તેમ સર્વત્ર પરિપૂર્ણ બ્રહ્મનું સ્વ-પ્રકાશતારૂપે ભાન થાય છે, પરંતુ (૧) સુખદુઃખાકારવૃત્તિમાં બહારના સાધનની અપેક્ષા નથી, માટે સુખદુઃખ સાક્ષીભાસ્ય છે અને (૨) અંતઃકરણની બ્રહ્માકારવૃત્તિમાં તો ગુરુ દ્વારા વેદવચનનો શ્રોત્રની સાથે સંબંધરૂપ સાધન સાધનની અપેક્ષા રહે છે માટે બ્રહ્મ સાક્ષીભાસ્ય નથી

જેમ બ્રહ્મ સાક્ષીભાસ્ય નથી તેમ બ્રહ્મ ચિદાભાસ સહિત અંતઃકરણની વૃત્તિરૂપ પ્રમાતાનો પણ વિષય નથી જેમ દીવાને જોવાને બીજા દીવાની જરૂર પડતી નથી, પણ માત્ર નેત્ર એકલું જ દીવાને વિષય કરી શકે છે (જોઈ શકે છે) તેમ 'અહં બ્રહ્મ-હું બ્રહ્મ છું' એવા આકારવાળી કેવળ વૃત્તિ જ બ્રહ્મને વિષય કરી શકે છે (મતલબ કે, 'હું બ્રહ્મ છું' એવી મનની વૃત્તિ (એને ધારણા કહો કે પછી કલ્પના કહો) થવી એ જ બ્રહ્મનો સાક્ષાત્કાર છે, કેમ કે જેમ સુખદુઃખ, ચિંતા વગેરેનો આકાર મન ધારણ કરે છે ત્યારે સુખદુઃખાદિનો સાક્ષાત્કાર થાય છે, તેમ નિત્ય, શુદ્ધ, જ્ઞાનસ્વરૂપ, અનંત, સત્યરૂપ બ્રહ્મ હું છું, એવી રીતે મન બ્રહ્મના ચિંતનમાત્રથી બ્રહ્માકાર થઈ જાય છે તે જ બ્રહ્મનો સાક્ષાત્કાર છે) માટે બ્રહ્મ પ્રમાતાભાસ્ય પણ નથી, પણ પોતાના પ્રકાશમાં બીજા પ્રકાશની અપેક્ષાથી રહિત સર્વનું પ્રકાશક એવું સ્વયંપ્રકાશ બ્રહ્મ છે

વૃત્તિ પણ વસ્ત્રના મેલને સાબુની પેઠે બ્રહ્મના આવરણભંગ કરે છે અને એને જ 'વૃત્તિ બ્રહ્મને વિષય કરે છે' એમ કહેવામાં આવે છે બીજી કોઈ રીતે વૃત્તિ બ્રહ્મને વિષય કરતી નથી

'અહં બ્રહ્માસ્મિ—હું બ્રહ્મ છું' એવી વૃત્તિરૂપ તત્ત્વજ્ઞાનને બીજા સાધનની અપેક્ષા વિના સાક્ષી પ્રકાશે છે માટે તે તત્ત્વજ્ઞાન સાક્ષીભાસ્ય છે

આ રીતે જ્યાં વિષયની સાથે વૃત્તિનો સંબંધ થાય છે ત્યાં પ્રત્યક્ષ જ્ઞાન હોય છે 'હું બ્રહ્મ છું' એ વૃત્તિનો બ્રહ્મવિષય સાથે સંબંધ છે માટે બ્રહ્મનું જ્ઞાન પ્રત્યક્ષ સંભવે છે

**વિષયનો વૃત્તિ સાથે સંબંધ ન હોય એવા અનુમાનાદિ પરોક્ષ છે**

(ક) જ્યાં ધુમાડાને જોઈને અગ્નિનું જ્ઞાન થાય છે, ત્યાં ધુમાડાનું જ્ઞાન

તો પ્રત્યક્ષ છે અને અગ્નિનું જ્ઞાન પ્રત્યક્ષ નથી; કેમ કે નેત્ર દ્વારા અંતઃકરણની વૃત્તિનો ધુમાડા સાથે સંબંધ છે; માટે ધુમાડાનું જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે.

(ઘ) અનુમાનથી અંતઃકરણની વૃત્તિ શરીરની અંદર અગ્નિના આકારને ગ્રહણ કરવાવાળી તો થાય છે; પરંતુ અગ્નિ સાથે વૃત્તિનો સંબંધ નથી; માટે અગ્નિનું જ્ઞાન 'પ્રત્યક્ષ' નથી કહેવાતું.

આ રીતે જ્યાં વૃત્તિ સાથે વિષયનો સંબંધ હોય ત્યાં પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. જ્યાં વૃત્તિની સાથે વિષયનો સંબંધ થાય નહિ, વિષય બહાર દૂર હોય અથવા ભૂતકાળમાં થઈ ગયેલો હોય, અથવા ભવિષ્યકાળમાં થવાનો હોય અને અનુમાનથી અથવા શબ્દથી વિષયાકારવૃત્તિ અંતરમાં હોય, તે જ્ઞાન પરોક્ષ કહેવાય છે.

### શબ્દજન્ય જ્ઞાન પ્રત્યક્ષ હોઈ શકે

ઇંદ્રિયજન્ય જ્ઞાન જ પ્રત્યક્ષ થાય છે, એવો નિયમ નથી. જેમ સુખદુઃખનું જ્ઞાન ઇંદ્રિયજન્ય ન છતાં પણ પ્રત્યક્ષ છે, તેમ 'દસમા પુરુષ'નું જ્ઞાન શબ્દજન્ય છતાં પણ પ્રત્યક્ષ છે. એ જ રીતે ગુરુ દ્વારા શ્રવણ કરેલા મહાવાક્યરૂપ વેદ શબ્દથી ઊપજેલું બ્રહ્મજ્ઞાન પણ પ્રત્યક્ષ જ સંભવે છે.

दोहा—गुरुको अस उपदेश सुनि, तत्त्वदृष्टि बुधिमंत ।
ब्रह्मरूप लखि आत्मा, कियो भेदभ्रमअंत ॥ ११९ ॥
अहं ब्रह्म या वृत्तिमैं, निरावरण है भान ।
दादू आदूरुप सो, यूं हम लियो पिछान ॥ १२० ॥

ગુરુનો આવો ઉપદેશ સાંભળીને બુદ્ધિમાન તત્ત્વદૃષ્ટિએ પોતાના આત્માને બ્રહ્મરૂપ જાણીને ભેદબુદ્ધિરૂપી ભ્રમનો નાશ કર્યો. ૧૧૯

'હું બ્રહ્મ છું' એવી વૃત્તિમાં આવરણરહિત થયેલા એવા જે વિષયનું ભાન થાય છે, તે સર્વના આદિરૂપ દાદૂ ગુરુ બ્રહ્મ છે એમ અમે સમજી લીધું. ૧૨૦

## ૫ : શ્રીગુરુવેદાદિ વ્યાવહારિક પ્રતિપાદન અને મધ્યમાધિકારી સાધન-નિરૂપણ

### ભેદવાદનું ખંડન–વેદ અને ગુરુ સત્ય હોય કે મિથ્યા હોય બન્ને રીતે અદ્વૈતજ્ઞાન સંભવતું નથી

પાછલા તરંગમાં એમ કહ્યું, કે 'ગુરુના મુખથી શ્રવણ કરેલા વેદવાક્યથી અદ્વૈતબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે' એમ સાંભળીને અદૃષ્ટિ નામનો બીજો શિષ્ય શંકા કરે છેઃ—

(૧) વેદ અને ગુરુ સત્ય હોય, તો અદ્વૈતની હાનિ થશે; એટલે અદ્વૈત રહેશે નહિ. (૨) વેદ અને ગુરુ અસત્ય હોય, તો અસત્ય વેદ અને અસત્ય ગુરુથી

સત્ય જ્ઞાન મળે નહિ; માટે પુરુષાર્થની (અદ્વૈતબ્રહ્મની) પ્રાપ્તિ થશે નહિ.

બન્ને રીતે વેદ અને ગુરુથી અદ્વૈત જ્ઞાન સંભવતું નથી. એ જ વાત શિષ્ય પૂછે છેઃ—

अदृष्टिरुवाच

चोपाई—वेद रु गुरु जो मिथ्या कहिये, तिनते भवदु:ख नश्यो न चहिये ।
जैसे मिथ्या मरुथलको जल, प्यास नाशको नहि तामें बल ॥१॥
सत्य वेदगुरु कहैं तु द्वैत, भयो गयो सिद्धांत अद्वैत ।
यों शंकरमत पेखि अशुद्धा, तज्यो सकल मध्वादि प्रबुद्धा ॥२॥

વેદ અને ગુરુ જો મિથ્યા હોય, તો તેનાથી સંસારદુઃખનો નાશ થાય નહિ. જેમ મિથ્યા મૃગજળમાં કોઈની તરસ મટાડવાનું સામર્થ્ય હોતું નથી; અને જો વેદ અને ગુરુને સત્ય કહીએ, તો બ્રહ્મ સત્ય, વેદ સત્ય, ગુરુ સત્ય, એમ ઘણાં સત્ય હોવાથી દ્વૈત થાય છે, અને અદ્વૈત સિદ્ધાંત નાશ પામે છે. આવી રીતે શંકરભગવાનનો મત દોષવાળો જોઈને, મધ્વસ્વામી વગેરે દ્વૈતાચાર્યોએ તેને છોડી દીધો છે. ૧,૨

यह शंका भगवन् मुहिं उपजै, उत्तर देहु दयाल न कुपिजै ।
गुरु बोले शिषकी सुनि वानी, शंकरको मत परम प्रमानी ॥३॥

હે ભગવન્! આવી શંકા મારા મનમાં ઉપજી છે; માટે ક્રોધ કરશો નહિ, પણ દયા રાખીને તેનું સમાધાન કરો. શિષ્યનાં એવાં વચન સાંભળીને ગુરુ બોલ્યા, કે 'શંકરનો મત પરમ પ્રમાણભૂત છે.' ૩

च्यारि यार मध्वादिक जे हैं, वेद विरुद्ध कहत सब तेहैं ।
यामें व्यासवचन सुनि लीजै, शंकरमत हि प्रमाण करीजै ॥४॥
कलिमें वेद अर्थ बहु करिहैं, श्री शंकरशिव तब अवतरिहैं ।
जैन बुद्धमतमूल उखारै, गंगाते प्रभुमूर्ति निकारै ॥ ५ ॥

મધ્વ વગેરે જે ચાર ભેદવાદીઓ છે તે સઘળા વેદ વિરુદ્ધ સિદ્ધાંત કહે છે. એ બાબતમાં શ્રીવ્યાસ ભગવાનનું વચન તું સાંભળ અને પછી શંકરમતને જ તું પ્રમાણ માનીશ. વ્યાસજી કહે છે, કે કલિકાળમાં જ્યારે આચાર્યો વેદના અર્થ જુદાજુદા પ્રકારે કરશે, ત્યારે કૃપાળુ ભગવાન શિવ અવતાર લેશે. તે વેદબાહ્ય જૈન તથા બૌદ્ધ મતનું ખંડન કરશે; ગંગાજીમાંથી બદરીનાથજીની મૂર્તિનો ઉદ્ધાર કરીને તેનું સ્થાપન કરશે. ૪,૫

जैसे भानु उदयउजियारो, दूरि करे जगमें अंधियारो ।
सब वस्तु हि ज्यों की त्यों भासैं, संशय और विपर्यय नासैं ॥६॥

वेद अर्थमें त्यों अज्ञाना, नसि है श्री शंकर व्याख्याना ॥
फरि हैं ते उपदेश यथारथ, नाशहि संशय अरु अयथारथ ॥७॥
और जु वेदअर्थकूं करिहैं, ते शठ वृथा परिश्रम धरिहैं ।
यों पुराणमें व्यास कहीहैं, शंकरमतमें मान यही है ॥ ८ ॥

જેમ સૂર્યના ઉદય પામવાથી જે અજવાળું થાય છે તે જગતના અંધારાને દૂર કરે છે, ત્યારે બધી વસ્તુઓ જેવી હોય તેવી દેખાય છે, તથા તે વસ્તુઓ વિશે સંશય અને વિપરીત જ્ઞાન નાશ પામે છે, તેમ વેદના અર્થ સમજવામાં રહેલું અજ્ઞાન શ્રીશંકરાચાર્યના ભાષ્યથી દૂર થશે; અને તે ભાષ્ય જે યથાર્થ ઉપદેશ કરશે તેથી સંશય અને ભ્રાંતિ નાશ પામશે. બીજા જે કોઈ વેદના અર્થને કરશે તે શઠ લોકોનો પરિશ્રમ વૃથા થશે, એ રીતે વ્યાસ મુનિએ પુરાણમાં કહ્યું છે; અને શ્રીશંકરના મત માટે તે વ્યાસના વચનો જ પ્રમાણ છે. ૬-૮

चौपाई-मध्वादिकको मत न प्रमानी, यह हम व्यासवचन तें जानी ।
और प्रमाण कहूं सो सुनिये, वाल्मीकि ऋषि मुख्य जु गिनिये ॥९॥
तिन मुनि कियो ग्रंथ वासिष्ठा, तामें मत अद्वैत स्पष्टा ।
श्री शंकर अद्वैत हि गाव्यो, तिनको मत यह हेतु प्रमान्यो ॥ १० ॥

મધ્વાદિકનો મત પ્રમાણરૂપ નથી, એમ અમે વ્યાસના વચનથી જાણ્યું છે. વળી, બીજું પ્રમાણ કહું તે સાંભળો. ઋષિઓમાં મુખ્ય ઋષિ વાલ્મીકિ ગણાય છે. તે મુનિએ યોગવાસિષ્ઠ નામે ગ્રંથ કર્યો છે, તેમાં અદ્વૈતમતનું સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે. શ્રીશંકરે પણ અદ્વૈતમતનું નિરૂપણ કર્યું છે, તેમાં તેમના મતમાં આ હેતુને પ્રમાણ માન્યો છે. ૯,૧૦

ટીકા—બધા પ્રકરણનો ભાવ આ પ્રમાણે છે—વ્યાસ ભગવાને પુરાણમાં એમ કહ્યું છે, કે જ્યારે કલિયુગમાં વેદના અર્થને જુદાજુદા પ્રકારે વિદ્વાનો કરશે, ત્યારે કૃપાળુ શિવ શ્રીશંકર નામ ધારણ કરી અવતાર લઈને કેદની ગંગામાંથી શ્રીબદરીનાથની મૂર્તિનો ઉદ્ધાર કરી, તેનું તેના સ્થાનમાં સ્થાપન કરશે, જૈન અને બૌદ્ધ મતનું ખંડન કરશે, તથા વેદનું યથાર્થ વ્યાખ્યાન કરશે.

(૧) આ વ્યાસવચનથી શ્રી શંકરમત પ્રમાણ છે; (૨) અને મધ્વાદિકનો ભેદમત અપ્રમાણ છે. વળી ઉપનિષદ, ગીતા અને બ્રહ્મસૂત્ર એ ત્રણે જે વેદાંતનાં પ્રસ્થાન કહેવાય છે, તેના મધ્વાદિકોએ ખેંચી તાણીને કોઈ પણ રીતે પોતાના મતને બંધબેસે એવો અર્થ કર્યો છે, તથાપિ વ્યાસજીના વચનથી શ્રીશંકરાચાર્યે કરેલું વ્યાખ્યાન જ પ્રમાણ છે.

## ભેદવાદની અપ્રમાણતા

चौपाई–वाल्मीकि ऋषि वचन विरुद्धं, भेदवाद लखि सकल अशुद्धं ॥ ११ ॥

વળી વાલ્મીકિ ઋષિના વચનથી વિરુદ્ધ એવો જે ભેદવાદ, તે સઘળો અશુદ્ધ એટલે અપ્રમાણ છે એમ જાણવું. ૧૧

ટીકા—વળી આદિ કવિ સર્વજ્ઞ વાલ્મીકિ ઋષિએ ઉત્તર રામાયણ–યોગવાસિષ્ઠ નામે ગ્રંથ કર્યો છે; તેમા અદ્વૈત મતમાં મુખ્ય જે દૃષ્ટિસૃષ્ટિવાદ છે, તે અનેક ઇતિહાસોથી પ્રતિપાદન કર્યો છે; માટે વાલ્મીકિના વચન પ્રમાણે પણ અદ્વૈતમત પ્રમાણ છે; અને વાલ્મીકિના વચન વિરુદ્ધ ભેદમત અપ્રમાણ છે.

આ રીતે સર્વજ્ઞ ઋષિ–મુનિઓના વચનથી વિરુદ્ધ હોવાથી ભેદવાદ અપ્રમાણ છે એમ કહ્યું. હવે યુક્તિથી પણ ભેદવાદ વિરુદ્ધ છે, એમ શ્રીહર્ષ પંડિતે કરેલા 'ખંડન–ખંડ–ખાદ્ય' નામે ગ્રંથમાં પ્રતિપાદન કર્યું છે. એ ભેદવાદ ખંડનની યુક્તિઓ સમજવી કઠણ હોવાથી અહીં લખી નથી.

ભેદવાદ જૈનમતની પેઠે અપ્રમાણ છેઃ કેમ કે તે ઋષિ અને મુનિઓના વચનથી વિરુદ્ધ છે, એવો નિશ્ચય થયા પછી તેનું યુક્તિથી ખંડન કરવાની આસ્તિક અધિકારીને માટે જરૂર પણ નથી. એ વાત કહે છેઃ—

## ભેદવાદનો તિરસ્કાર

चौपाई–कियो ग्रंथ श्री हर्ष जु खंडन, खंडन भेद एकता मंडन ।
लिख्यो तहां यह बहु विस्तारा, भदवाद नहिं युक्ति सहारा ॥१२॥
और भेदधिक्कार जु ग्रंथा, तहां भेदखडनको पथा ।
कठिन दुरुहतर्क हैं ते अति, नहिं पैठहि शिष तिनमें ते मति ॥१३॥
याते कही न ते तुहि उक्ति, करे जु भेद हि खंडनयुक्ति ।
अप्रमाण मतभेद लख्यो जब, खडनमें युक्ति न चहियत तब ॥१४॥

શ્રીહર્ષ નામના પંડિતે "ખંડન–ખંડ–ખાદ્ય" નામે ગ્રંથ લખ્યો છે, તેમાં ભેદનું ખંડન કર્યું છે અને એકતાનું મંડન કર્યું છે. ત્યાં બહુ વિસ્તારથી આ વાત લખી છે, કે ભેદવાદને યુક્તિ સહન કરી શકતી નથી. વળી "ભેદધિક્કાર" કરીને ગ્રથ છે, તેમાં ભેદના ખંડની રીત બતાવી છે. એ ગ્રંથમાંના તર્ક ઘણા કઠણ તથા બુદ્ધિમાં ઘણી મુશ્કેલીથી ઊતરી શકે એવા છે. હે શિષ્ય! એ તર્કોમાં તારી બુદ્ધિ પ્રવેશ કરી શકશે નહિ; માટે જે યુક્તિઓ વડે ત્યાં ભેદનું ખંડન કર્યું છે, તે વચનો હું તને કહેતો નથી. વળી જો ભેદમત અપ્રમાણ છે એમ જ સમજવામાં આવે છે, તો પછી તેનુ ખંડન કરવાને યુક્તિઓની જરૂર નથી. ૧૨–૧૪

## વેદવચનથી પણ ભેદમત વિરુદ્ધ છે, તે કહે છેઃ—

चौपाई–भेदप्रतीति महा दुःखदाता, यमकठमें यह टेरत ताता ।
याते भेदवाद चित त्यागहु, इक अद्वैतवाद अनुरागहु ॥ १५ ॥

હે ભાઈ! ભેદની પ્રતીતિ મહાદુઃખ આપનારી છે, એમ કઠોપનિષદમાં યમરાજાએ નચિકેતા નામે શિષ્યને કહ્યું છે; માટે ભેદવાદનો મનમાંથી ત્યાગ કર અને એક અદ્વૈતવાદમાં જ પ્રીતિ કર.૧૫

(१) 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति।'
(२) 'द्वितीयाद्वै भयं भवति।'
(३) 'अन्योसावन्योऽहमस्मीति न स वेद यथा। पशुरेव स देवानाम्॥'

અર્થાત્ (૧) જે મનુષ્ય આ લોકમાં અનેક (આત્માઓ, પદાર્થો વગેરે ભેદ) જુએ છે, તે મૃત્યુથી મૃત્યુને પામે છે; એટલે જન્મમરણ પામ્યા કરે છે. (૨) જેની બુદ્ધિમાં બ્રહ્મ સિવાય (આત્મા સિવાય) બીજો પદાર્થ છે, એમ જેને જણાય છે, તેને તે બીજા પદાર્થથી ભય થાય છે. (ભેદ ભયનું કારણ છે.) (૩) 'તે અન્ય છે અને હું અન્ય છું' એમ જે જાણે છે—એટલે 'જેને હું જાણું છું તે ભિન્ન છે અને હું જાણનારો તેનાથી ભિન્ન છું', એમ જે જાણે છે તે કશું જ જાણતો નથી. તે દેવોનો પશુ જ છે.

चौपाई–जो द्वितियकूं मतिमें धारै, भय ताकूं यह वेद पुकारै।
ज्ञेय ध्येय मोतैं कछु ओरा, लखै सुपशु यह वेदढंढोरा ॥१६॥
शिष्य यातें मध्वादिक वानी, सुनी सुविसरहू अति दुख दानी।
द्वैतवचन तव हियमें जौलौं, है साक्षात अद्वैत न तौलौं ॥१७॥

જે મનમાં બીજાને ધારણ કરે છે તેને ભય થાય છે, એમ વેદ કહે છે, વળી મારું જ્ઞેય અને ધ્યેયવસ્તુ મારાથી ભિન્ન છે, તેમ કહેનાર મોટો પશુ છે એમ વેદ દાંડી પીટીને કહે છે; માટે હે શિષ્ય! મધ્વાદિક દ્વૈતવાદીઓનાં વચન તેં સાંભળ્યાં હોય તો તેને ભૂલી જા; કેમ કે તે અતિ દુઃખ આપનારાં છે. જ્યાં સુધી તારા હૃદયમાં દ્વૈતવચનોની અસર રહેશે, ત્યાં લગી તને અદ્વૈતનો સાક્ષાત્કાર થશે નહિ. ૧૬,૧૭

## ભટ્ટનું આખ્યાન અને તેનો સિદ્ધાંત

चौपाई–द्वैत वचनको स्मरण जु होवे, है साक्षात तु ताहि विगोवै।
पूर्वस्मृति साक्षात् विनाशत, सुन इक अस तुहि कथा प्रकाशत ॥१८॥

હે શિષ્ય! દ્વૈત વચનનું જો સ્મરણ થાય તો તે સાક્ષાત્કાર થયો હોય તેને પણ બગાડી નાખે છે; અર્થાત્ સાક્ષાત્ વસ્તુને પણ તે ખોટી જાણે છે. વળી તે પૂર્વની સાક્ષાત્ સ્મૃતિનો પણ નાશ કરે છે. એ વિષે તને હું એક કથા કહું તે સાંભળ. ૧૮

चौपाई–राजाको इक भट्ट मंत्री, राजकाज सब ताके तंत्री।
और मुसाहिब मंत्री जेते, करैं ईरषा तासूं तेते ॥ १९ ॥

फरी न सकत भर्तृकी हाना, महाराज निजजिय प्रिय जाना ।
तब सब मिलि यह रचो उपाया, धारि दौर दंगा मचवाया २०
सो सुनि राज हि करी कचहरी, लिये बुलाय मुसाहिब जहरी ।
तिनसूं कह्यो वेग चढि जावहु, दौरत धारि सु धूमनसावहु ॥२१॥
तब सब मिलि उत्तर यह दीना, सदा एक भर्तृ हि तुम चीना ।
मरणलिये अब हम हि पठावतु, भर्तृकूं कहु क्यों न चढावतु ॥२२॥
तब बोल्यो भर्तृ करजोरी, महाराज सुनु विनति मोरी ।
आज्ञा होय मोहि अब तौरी, मारुं सकल धारि जो दौरी ॥२३॥
तब भर्तृकूं बोल्यो राजा, तुम चढि जाहु समारहु काजा ।
ते जात हि भर्तृ सब मारे, वनिक कृषिवल किये सुखारे ॥२४॥

એક રાજાને ભર્તૃ નામે મંત્રી હતો. તમામ રાજકાજ તેના તાબામાં હતાં તથા તે ઘણો પ્રમાણિક અને હોશિયાર હતો; તેથી બીજા પ્રધાનો અને સરદારો તેની અદેખાઈ કરવા લાગ્યા; પણ ભર્તૃની પ્રમાણિકતા તથા કાર્યકુશળતા રાજા જાણતો હતો; તેથી રાજાની તેના ઉપર પોતાના પ્રાણ જેવી પ્રીતિ હતી. આ કારણથી બીજા દ્વેષી સરદારો તેને કાંઈ નુકસાન કરી શકતા નહોતા. ૧૯

પછી બધાએ મળીને એક પ્રપંચ કર્યો અને બહારથી એક લુટારાની ટોળીને બોલાવી ધાડ પડાવી; અને તે વાતની રાજાને ખબર કરી કે કોઈ લુટારાનું ટોળું આપણા શહેર ઉપર ચઢી આવ્યું છે. તે સાંભળીને રાજાએ દરબાર ભર્યો; અને પોતાના સરદારોને કહ્યું, કે 'તમે બધા જલદી તૈયાર થઈ જાઓ અને લુટારાઓને હરાવીને હાંકી કાઢો.' તે વખતે બધાએ મળીને રાજાને ઉત્તર આપ્યો, કે 'મહારાજ! અમે તો સદા તૈયાર જ છીએ; જ્યાં મરવાનું હોય ત્યાં અમને જ જવાની આજ્ઞા કરવામાં આવે છે! પણ આપના પ્રધાનજી જે યુદ્ધકાર્યમાં ઘણા કુશળ છે, તેમને તો કોઈ વખતે તેવી આજ્ઞા આપ કરતા જ નથી!' ૨૦–૨૨

તે સાંભળતાં જ ભર્તૃ તેમનો આશય સમજી ગયો અને રાજા પોતાને હુકમ કરે તે પહેલાં તે હાથ જોડી બોલ્યો, કે 'મહારાજ! મારી એક અરજ સાંભળો; આપની આજ્ઞા હોય, તો હું જ એકલો જઈને તમામ ધાડપાડુને મારીને નસાડી મૂકું!' રાજાએ કહ્યું: 'ભલે તમે ચઢી જાઓ અને કામ સિદ્ધ કરી આવો.' ભર્તૃએ જઈને લુંટારાઓને મારી કાઢ્યા તથા વેપારી ને ખેડૂતોનો ત્રાસ મટાડ્યો. ૨૩,૨૪

चौपाई–भर्तृ विजय सुन्यो तिन जबहीं, राजावैं भाख्यो यह तबहीं ।
भर्तृ मर्यो न सुधर्यो काजा, मिथ्या वचन सुनतही राजा ॥२५॥

और प्रधान मुसाहिब कीनो, छत्र रु पीनस पंखा दीनो ।
बंदोबस्त तिन किने अपनहू, सुनै न राजा भर्तृ(र्ह) सुपनहू ॥२६॥

ભર્તૃએ જીત મેળવી એ સાંભળીને (પેલા સરદારોએ એવી ગોઠવણ કરી, કે ભર્તૃ પાછો નગરમાં આવી રાજાને મળી ન શકે. પછી) તેમણે રાજા પાસે જઈને જૂઠી વાત કહી, કે 'મહારાજ! ભર્તૃ લડાઈમાં મરાયો છે. એ બહુ ખોટું થયું!' આ મિથ્યા વચનને રાજાએ સાચું માની લીધું; અને ભર્તૃની જગ્યાએ બીજાની મુખ્ય પ્રધાન તરીકે નિમણૂક કરી; તથા તેને છત્ર-ચામર, પાલખી અને પ્રધાનપદનો પોશાક આપ્યો. તે પ્રધાને એવો બંદોબસ્ત કર્યો, કે રાજાને કાને સ્વપ્નામાં પણ ભર્તૃ-શબ્દ આવે નહિ. ૨૫,૨૬

ભર્તૃનો ત્યાગ-વૈરાગ્ય તથા સ્ત્રીવિષય-વૈરાગ્ય

सब वृत्तांत भर्तृ तब सुनिके, रूप तपस्वि धर्यो यह गुनिके ।
राजापै मुहि जान न दे हैं, गये द्वारलग प्रानहु ले हैं ॥ २७ ॥
अवलग सबहि पदारथ भोगे, देह रु इंद्रिय रहे अरोगे ।
तिय जो चारि चतुर्पद सोहल, चार फूलफल खग मनमोहत ॥२८॥

હવે ભર્તૃએ વિચાર કર્યો, કે 'આ લોકો મને રાજાની પાસે જવા દેવાના નથી; અને જો જવાનો યત્ન કરીશ તો મને મારી નાખશે' એમ સમજીને, પોતે તપસ્વીનું રૂપ ધારણ કર્યું. તેણે મનમાં વિચાર કર્યો, કે આજ સુધી બધા પદાર્થો ભોગવ્યા, દેહ અને ઇંદ્રિયો પણ નીરોગી રહી. ચાર જાતનાં પશુ, ચાર જાતનાં ફૂલ, ચાર જાતનાં ફળ અને ચાર જાતનાં પક્ષીની જેને ઉપમા આપવામાં આવે છે, એવી સ્ત્રીઓ મેં ભોગવી. ૨૭,૨૮

दोहा—करि करउरु मृगसुरूपुरज, केहरिसी कटि मान ।
लोचन चपल तरंगसे, वरनै परमसुजान ॥ २९ ॥
कमलवदन अलसीकुसुम चिबुकचिह्न मतिधाम ।
तिलप्रसूनसी नासिका, चंपकतनु अभिराम ॥ ३० ॥

**ચાર પશુ**—હાથીની સૂંઢ જેવી જેની જાંઘ, હરણની ખરી જેવું જેનું ગુહ્ય સ્થળ, સિંહના જેવી જેની કટિ અને ઘોડાના જેવાં ચંચળ જેનાં નેત્ર હોય, ૨૯

**ચાર ફૂલ**—કમળ જેવું જેનું મુખ, અળસીના ફૂલ જેવી જેની હડપચી, તલના ફૂલ જેવી જેની નાસિકા અને ચંપાના ફૂલના રંગ જેવું સુંદર જેનું શરીર હોય; ૩૦

दोहा—बिंब अधर दारिमदशन, उरज बिल्वसे धीर ।
कोइरसी पढी कहत, कोविद मति गंभीर ॥ ३१ ॥

है मरालसी मंदगति, कंठ कपोत सुढार ।
पिकसी वाणी अति मधुर, मोरपुच्छ सम वार ॥ ३२ ॥

ચાર ફળ—પાકાં બિંબોડાંનાં ફળ જેવો જેનો નીચલો હોઠ, દાડમની કળી જેવા જેના દાંત, બીલા જેવાં જેના સ્તન અને સલગમ(વિલાયતી મૂળા)ના કંદ જેવી જેની એડી હોય; ૩૧

ચાર પક્ષી—હંસના જેવી જેની મંદ ગતિ, હોલાના જેવો જેનો સુંદર ઢાળવાળો કંઠ, કોયલ જેવી જેની મધુર વાણી અને મોરના પીંછાં જેવા જેના સુંદર વાળ હોય. ૩૨

चौपाई–गंग पयोनिधि कबहुं न त्यागन, जाते रसिक सुमन अनुरागत ।
विधि तिलोत्तमा अपर बनाई, हन्यो सुंद जिन सों न खुटाई ॥३३॥
मिहिंदी जावक करपदरागा, तिनको मैं किय निमिष न त्यागा ।
और भोग तिनके उपकरना, भोगें सबैं निकट भौ मरना ॥३४॥
अहो मूढ को मम सम जगमें, भो लंपट अबलग मैं मगमें ।
गीलो मलिन मूत्रतें निशिदिन, स्रवत मांसमय रुधिर जु छतबिन ३५

મહાદેવના માથા ઉપર રહેલી છતાં પણ ગંગા સમુદ્રને કદી તજતી નથી; માટે સ્ત્રીઓનાં મન રસિકની સાથે જ પ્રેમવાળાં થાય છે. બ્રહ્માએ સૌથી સુંદર સ્ત્રી તિલોત્તમા બનાવી; પણ તેણે સુંદ અને ઉપસુંદ નામના દૈત્યોને મારી નાખ્યા! એમ છતાં મેંદી અને અળતાના રંગ જેવા પગના રંગવાળી સ્ત્રીઓનો મેં ક્ષણ પણ ત્યાગ કર્યો નહિ; એટલું જ નહિ, પણ સ્ત્રી-ભોગનાં બીજાં સાહિત્ય ખાન-પાન આદિ પણ મેં ભોગવ્યાં; પણ હવે મારું મરણ પાસે આવ્યું છે. અરે! મારા જેવો મૂઢ જગતમાં કોણ હશે, કે જે હું આજ સુધી સ્ત્રી-સંગ વિષે લંપટ થઈ રહ્યો! ૩૩-૩૫

चौपाई–चर्म लपेट्यो मांस मलीना, ऊपरि वार अशुद्ध अलीना ।
इनमें कौन पदारथ सुंदर, अति अपवित्र ग्लानिको मंदिर ॥३६॥
तियकी जंघ जघन्य सदाही, रंभा करिकर उपमित जाही ।
आर्द्र मृतको मनु पतनारो, रुधिरमांसत्वक अस्थिपसारो ।३७॥
लगत जु नीके स्थूलनितंबा तिनके मध्य मलिन मलबंबा ।
तट ताकेते अति दुर्गंधा, है आसक्त तहां सो अंधा ॥ ३८ ॥
अधर जो थूकलारसे भीजत, तजि ग्लानि निज मुखमें दीजत ।
दृष्टमदा नारीमदिरा भजि शुद्ध अशुद्ध विवेक दियो तजि ॥३९॥
कहत नारिके अंग जु नीके, करत विचार लगत यों फीके ।
कपट कूटको आकर नारी, मैं जानी अब तजन विचारी ॥४०॥

સ્ત્રીશરીરના મલિન માંસ ઉપર ચામડું લપેટેલું છે,

એમાં કયો પદાર્થ સુંદર છે? જે છે તે અત્યંત અપવિત્ર અને ગ્લાનિનું સ્થાન છે. સ્ત્રીની જે જાંઘને કેળના સ્તંભ અને હાથીની સૂંઢ સાથે સરખાવી છે, તે સદૈવ નિકૃષ્ટ વસ્તુ છે. તે હાડકાં, માંસ, લોહી અને ત્વચાની જ બનાવટ છે; અને ભીના (વહેતા) મૂતરની જાણે પરનાળ હોય તેવી છે. ૩૬,૩૭

સ્ત્રીના સ્થૂલ નિતંબ જે (કામીઓને) સારા લાગે છે, તેમની વચ્ચે મલિન એવી વિષ્ટાના ખાબા જેવું ગુદાસ્થાન આવેલું છે, અને બે નિતંબ તે તેના બે અતિ દુર્ગંધવાળા કિનારા છે. તેમાં જે આસક્ત થાય છે તે આંધળો છે. સ્ત્રીનો નીચલો હોઠ જે હંમેશાં થૂંક અને લાળથી ભીનો રહે છે, તેને (કામી પુરુષ) ગ્લાનિ તજીને પોતાના મુખમાં મૂકે છે! એવી રીતે જેને જોતાં મદ ચઢે એવી સ્ત્રીરૂપ દારૂનું સેવન કર્યું અને મેં શુદ્ધ-અશુદ્ધનો વિવેક છોડી દીધો છે! સ્ત્રીનાં અંગ જે સુંદર કહેવાય છે, તે તો વિચાર કરતાં આવી રીતે તુચ્છ લાગે છે! સ્ત્રી તો કપટ અને કૂડની ખાણ છે, એમ મેં જાણ્યું તેથી હવે તેનો ત્યાગ કરવાનો મેં વિચાર કર્યો છે. ૩૮-૪૦

### ભર્તૃને બીજા પદાર્થોનો વૈરાગ્ય

चौपाई–कलाकंद दधि पायस पेरा, तंदुलघृत व्यंजन बहुतेरा ।
और विविध भोजन जे कीने, तिन सबके रसना रसलीने ॥४१॥
अबलौं भई न तृप्ति जु याकूं, याते वृथा पोषिना ताकूं ।
क्षुधाविनाशहि वनफल कंदा, ह्वै क्यों पराधीन यह बंदा ॥४२
गुहा महल बन बाग घनेरा, क्यों राजाको ह्वै हूं चेरा ।
सेज शिला अरु निज भुज तकिया, निर्झर जल करपात्र न रुकिया ।

આજ સુધી મેં કેળાં, કંદ, દૂધ, દહીં, દૂધપાક, પેંડા, ચોખા, ઘી, શાક, અથાણાં ઇત્યાદિ અનેક સ્વાદિષ્ટ પદાર્થોનું ભોજન કર્યું; તે બધાંનો રસ જીભને ચખાડ્યો, પણ હજી એને તૃપ્તિ થતી નથી; માટે તેનું પોષણ કરવું એ મિથ્યા છે. માત્ર ભૂખ જ મટાડવી હશે તો વનમાં કંદ અને ફળ ઘણાં મળે છે, ત્યારે હવે હું શા માટે પરાધીન રહું? પર્વતની ગુફાઓરૂપી મહેલ છે; અને વનરૂપી બાગ પણ ઘણા છે; પલંગને ઠેકાણે પર્વતની શિલાઓ છે; અને હાથનું ઓશીકું છે; ઝરણાંમાં પાણી છે; અને મારા હાથ એ જ પાત્ર છે; શા માટે હવે હું રાજાનો ગુલામ થાઉં? ૪૧-૪૩

### સર્વ સુખ એકાંતમાં છે

चौपाई—बैठि इकंत होय सुच्छंदा, लहिये भर्तृ परमानंदा ।
बिन एकांत न आनंद कबहूं, मिल अखिलौं पृथ्वी सबहुं ॥४४॥

પછી ભર્તૃહરિ પોતાના મનને કહેવા લાગ્યો, કે સ્વચ્છંદપણે એકાંતમા બેસીને હે ભર્તૃહરિ! તું પરમાનંદનો અનુભવ કર. જો સમુદ્ર પર્યંત બધી પૃથ્વીનુ રાજ્ય મળે, તો પણ એકાંત વગર આનંદ કહી મળતો નથી। ૪૪

દોહા—પૃથ્વીપતિ નીરોગયુવ, દૃઢસ્થૂલ બલ્વત ।
વિદ્યાયુત તિહિ ભૂપમેં માનુષ સુખકો અંત ॥ ૪૫ ॥

મનુષ્યલોકનુ સૌથી અધિક સુખ કયું? જે રાજા હોય, વળી જુવાન હોય, નીરોગી હોય, શરીરે દૃઢ અને કદાવર હોય, બળવાન હોય, અને વળી વિદ્વાન હોય, એવા રાજાને જે સુખ મળે તે માનુષ સુખની સીમા ગણાય ૪૫

ચૌપાઈ-જે માનવગંધર્વ કહાવત, તા નૃપતે શતગુન સુખ પાવત ।
હોત દેવગંધર્વ જુ ઔરા, તિનકેં તહેં સૌગુન સુખ વ્યૌરા ॥૪૬॥
સુખ ગંધર્વદેવકો જો હૈ, તાતે શતગુન પિતરનકો હૈ ।
પુનિ આજાન દેવમેં તિનત, સૌગુન કર્મદેવમેં જિનતેં ॥ ૪૭ ॥
મુખ્ય દેવ જે હૈં પુનિ તિનતેં, કર્મદેવતેં સૌગુન જિનજ ।
જો ત્રિલોકપતિ ઇંદ્ર કહીજે, તામેં પુનિ સૌગુન ગિનિ લીજે ॥૪૮॥
સબ દેવનકો ગુરુ બૃહસ્પતિ, લહૈ ઇંદ્રતેં શતગુન સુખગતિ ।
જાકો નામ પ્રજાપતિ ભાખત ગુરુતેં સુખ સૌગુન સો રાખત ॥૪૯॥
તાહૂતેં સૌગુન બ્રહ્મહીં સુખ, લહૈ ન રંચક સો કબહુ દુખ ।
ઇતને યા ક્રમતે સુખ પાવત, તૈત્તિરીયશ્રુતિ યા સમુઝાવત ॥૫૦

સોરઠા—રાજાતેં બ્રહ્માંત, કહ્યો જુ સુખ સગરો લહૈ ।
રહત સદા એકાંત કામદગ્ધ જાકો ન હિય ॥ ૫૧ ॥

હવે માનુષસુખ કરતા માનવગંધર્વનુ સુખ સોગણુ છે, દેવગંધર્વનુ સુખ તેના કરતા સોગણું છે તેનાથી પિતૃઓનુ સુખ સોગણુ છે તેનાથી આજાન દેવોનુ સુખ સોગણુ છે તેનાથી કર્મજ દેવોનુ સોગણુ છે. તે દેવોમા જે મુખ્ય દેવો છે (એટલે ૧૧ રુદ્ર, ૧૨ આદિત્ય, અને ૮ વસુઓ) તેમનુ સુખ તેનાથી પણ સોગણું છે તેનાથી ત્રિલોકપતિ ઇંદ્રનુ સુખ સોગણું છે તેના કરતા બધા દેવોના ગુરુ બૃહસ્પતિનુ સુખ સોગણું છે તેનાથી પ્રજાપતિદેવનુ સુખ સોગણુ છે અને તેના કરતા બ્રહ્મસુખ સોગણુ છે તેને લગાર પણ દુખ કોઈ વખત થતું નથી એટલા જણુ એ ક્રમથી સુખ પામે છે, એમ તૈત્તિરીય શ્રુતિમા કહ્યુ છે

હવે જે વિદ્વાન પુરુષનુ હૃદય કામના વડે મલિન નથી અને જે એકાંતમા રહે છે, તેને એ સઘળા સુખ પ્રાપ્ત થાય છે ૪૬-૫૧

## સ્રીના સંગના દુઃખનું વર્ણન

चौपाई–है एकांतदेशमें अस सुख, युवती पुत्र धन संग सदा दुःख।
युवती कुरूप कुबोलनि जाके, सदा शोक हिय है यह ताके ॥५२॥

प्रभु पुरीषपडा यह रंडा, दिय मुहि कौन पापको दंडा।
बोलत वैन व्याल कागनिके, भेड भैंसि न्योरि नागनिके ॥५३॥

એકાંત દેશમાં રહેવાથી આ સઘળું સુખ મળે છે; પણ સ્રી, પુત્ર અને ધનના સહવાસમાં સદા દુઃખ જ છે. જેની સ્રી કદરૂપી અને કઠોર બોલનારી હોય, તેના મનમાં સદૈવ આવો શોક થયા કરે છે, કે હે પ્રભુ! આ વિષ્ટારૂપ સ્રી તમે મને કયા પાપના દંડમાં આપી છે? એ બોલ બોલે છે તે વાઘણ, કાગડી, ઘેટી, ભેંસ, નોળવી કે સાપણના જેવા હોય છે. ૫૨,૫૩

भूत मावती ऊठनिको है. बोल खरीको सुनि खर मोहै।
रैनि जु ऊवे खरहि उचारत, स्यार हजारन सुनत पुकारत ॥५४॥

निरपराध तिय बिन वैरागा, तजत न बनत पाप जिय लागा।
रहत दुःखी यों निशिदिन पिय मन, तिय कुबोल सुनि लखि कुरूप तन ॥ ५५ ॥

कामिनि है जु सुरूप सुबानी, सो कुरूपतें सै दुःखदानी।
चमक चामकी पियहि पियारी, अर्थ धर्म नशि मोक्ष बिगारी ॥५६॥

અથવા જેમ (ભૂતની સ્રી) ચુડેલ બોલતી હોય, અથવા ઊંટડી બોલતી હોય, અથવા જેમ ગધેડી ભૂંકતી હોય, છતાં તે સાંભળીને જેમ ગધેડો મોહ પામે, એવો એનો અવાજ છે. રાતે જ્યારે એ ઊંચા સ્વરથી બોલી ઊઠે છે ત્યારે તે સાંભળીને હજારો શિયાળવાં બોલવા મંડી પડે છે! પણ એમાં એ સ્રીનો શો અપરાધ છે? (કેમ કે એનું કુરૂપ અને કુભાષણુ એ તો એને જન્મથી જ મળેલાં છે!) અને મારા મનમાં વૈરાગ્ય પણ નથી, કે જેથી હું એને તજી શકું. આ સ્રી મને મળી તે મારા પૂર્વજન્મના કોઈક પાપનું ફળ મને વળગ્યું છે; માટે એને હું તજી પણ શકતો નથી. એ રીતે સ્રીનાં કઠોર વચનો સાંભળીને તથા એનું કુરૂપ શરીર જોઈ ને પતિનું મન રાતદહાડો એવી રીતે દુઃખી રહે છે. સ્રી જો સુંદર અને મધુર બોલનારી હોય તો તે વળી તેનાથી પણ વધુ દુઃખદાયી છે. એની ચામડીની શોભા જોઈ ને તેનો ધણી એના ઉપર પ્રેમી બની જાય છે; અને તે પરિણામે ધર્મ અને અર્થનો નાશ થાય છે; અને મોક્ષ પણ બગડે છે. ૫૪-૫૬

## (क) સ્ત્રીસંગથી ધનનો નાશ

चौपाई-मीठे बैन जहरयुत लड्डुवा, खाय गमाय बुद्धि भड्डुवा ।
और कछू सुपनहु नहि देखें, कामअंध इक कामिनि लेखै ॥५७॥
धन कछु मिलै जु बाहिर घरमें, सो सब खरचै कामिनि घरमें ।
भूषण वस्त्र ताहि पहिरावै, गुरुपितुमात न यादिहु आवै ॥५८॥
पायस पान मिठाई मेवा, देय भक्तितें तिय निज देवा
नेह नाथ नाथ्यो नहि छूटै, तिय किसान पियबैल हि कूटै ॥५९॥

સ્ત્રીનાં મીઠાં વચન એ ઝેર ભેળવેલા લાડુ જેવાં છે; તે જે ખાય છે, તેની બુદ્ધિ નાશ પામે છે ને તે સ્ત્રીસેવક જેવો થાય છે. તે માત્ર કામિનીને જ દેખી રહ્યો હોય છે-તેને બીજું કશું દેખાતું જ નથી! જે તેના ઘરમાં ધન હોય કે તે બહારથી લાવ્યો હોય, તે બધું સ્ત્રીની ઇચ્છા પ્રમાણે ખરચી નાખે છે. તેને સારાંસારાં વસ્ત્ર-અલંકાર પહેરાવે છે; પણ તેને પોતાના ગુરુ, માતા કે પિતા કદી યાદ પણ આવતાં નથી. સ્ત્રીને ભક્તિથી પોતાનો દેવ માનીને, તેને મેવામીઠાઈ ખવરાવે છે; સ્ત્રીના મોહરૂપી નાથથી નાથેલો પતિરૂપી બળદિયો છૂટતો નથી. પછી સ્ત્રીરૂપી ખેડૂત તેને કૂટ્યા જ કરે ને! ૫૭-૫૯

## (ख) સ્ત્રીસંગથી ધર્મનો બગાડ

ज्यों सूवा पिंजरमें बंधुवा, सिखयो बोलत शुद्ध अशुधवा ।
तैसें जो कछु नारि सिखावत, सो गुरु मात पिता हिं सुनावत ॥६०॥
जैसे मोर मोरनी आगे, नाची रिझाय आप अनुरागे ।
तैसे विविध वेष करि तियको, मन रिझाय रीझत मन पियको ॥६१

જેમ પોપટને પાંજરામાં પૂરી રાખેલો હોય તેને જે શુદ્ધ કે અશુદ્ધ શીખવ્યું હોય તે પ્રમાણે બોલે છે, તેમ (સ્ત્રીજિત) પુરુષ પણ સ્ત્રી જે કાંઈ શીખવે છે, તે પ્રમાણે પોતાના ગુરુ અને માતા-પિતાને સંભળાવે છે. જે મોર ઢેલની આગળ નાચીને તેને પ્રસન્ન કરીને પોતે તેના ઉપર પ્રીતિ કરે છે, તે પ્રમાણે નાના પ્રકારના વસ્ત્રાલંકાર પહેરી-પહેરાવીને સ્ત્રીનું મન રિઝાવીને પતિનું મન પ્રસન્ન થાય છે. ૬૦,૬૧

जब दुहूंनको मन अनुराग्यो, तब हिं मदनमदिरा मद जाग्यो ।
भये बावरे बसनहु त्यागे, अति उन्मत्त घुरन पुनि लागे ॥६२॥
प्रेतरूप धरि नग्न अमंगल, भिरि फिरि भिरत मेप मन दंगल ।
ज्यों लोटत मद्यपि मतवारो, गिनत मलीन गलीन न नारो ॥६३॥
त्यों नरनारि मदनमद अंधे, अतिगेलीन अंगनमें बंधे ।
करत मदनमद भ्रम जे मनकूं, है अचरज सुनि त्यागी जनकूं ॥६४

नशै मदनमदते मति नरकी, लखत न ऊंचनीच परघरकी ।
तियहू बावरी मदन बनाई, क्रिया दुखद जिहिं है सुखदाई ॥६५॥
प्रबल काममदिरामद जागै, तब द्विजतिय धानकतें लागै ।
पिये मदनमदिरा नरनारी, ऐसे करत अनंत खुवारी ॥ ६६ ॥
कामदोष यों नरहिं विगोवत, सोई प्रकट सुंदरी तिय जोवत ।
यातें अति सुरूप तिय दुखदा, ताको त्याग कहत मुनि सुखदा ॥६७
जो सुरूप तियमें अनुरागत, विषसम दुखद पेखि नहि भागत ।
उभय लोककी करत सुहानि, मुनिजनगन गुन साख बखानी ॥६८॥

(હવે પછીની ૬૨, ૬૩ અને ૬૪ એ ત્રણ ચોપાઈનો અર્થ બીભત્સ હોવાથી આપ્યો નથી; પણ તેનો ભાવ એ છે, કે કામના આવેશથી સ્ત્રી-પુરુષ ભાન ભૂલીને એવી રીતે વર્તે છે, કે તે કહેતાં ગ્લાનિ ઊપજે છે!) કામના મદથી પુરુષની બુદ્ધિ નાશ પામે છે અને તેથી તે ઊંચ-નીચ કે પરસ્ત્રીનો ભેદ જોઈ શકતો નથી. સ્ત્રીને પણ કામદેવ એવી બહાવરી બનાવી દે છે, કે જેથી દુઃખદાયક ક્રિયાઓને તે સુખદાયક માને છે. જ્યારે કામરૂપી મદિરાનો બળવાન મદ ચઢે છે, ત્યારે બ્રાહ્મણની સ્ત્રી પણ પારધીની સાથે પ્રેમ કરે છે! સ્ત્રી અને પુરુષ કામરૂપી મદ્ય પીએ છે, અને એવી રીતે અનંત પ્રકારની ખુવારી કરે છે. કામદોષ આ રીતે હેરાન કરે છે. એ કામદોષ સુંદર સ્ત્રીને જોવાથી પ્રકટ થાય છે, માટે અતિશય સુંદર સ્ત્રી દુઃખનો હેતુ છે, અને (સાધુજનો માટે) તેનો ત્યાગ એ જ સુખદાયી છે, એમ મુનિઓ કહે છે જે પુરુષો સુંદર સ્ત્રીઓમાં પ્રેમ કરે છે અને તેમને ઝેરના જેવી દુઃખ આપનારી જાણીને તેનાથી નાસતા નથી, તેઓ આ લોક અને પરલોક બન્નેનો નાશ કરે છે, એમ સઘળા મુનિઓ સાક્ષી આપે છે, અને તેમનું કહેવું પ્રશસ્ત છે. ૬૫-૬૮

### (ग) સ્ત્રીસંગથી બિંદુનો નાશ

जो नानाविध भोजन खावै, रस ताको फल बिंदु उपावै ।
जीवन बिंदु अधीन सबनको, नशत शोक बिंदु हुते मनको ॥६९॥
द्वै जब जनको मन मलवासी, करत शोक अति धरत उदासी ।
रुधिर निवास धरत मन जब हूं, चंचल अधिक रजोगुण तब हू ॥७०॥
जब मन करत बिन्दुमें बासा, तब हि शोक चंचलता नासा ।
पुनि आप हिं बलवत जन जाने, है प्रसन्न शुभ कारज ठाने ॥७१॥
बिन्दु अधिक होवे जा जनमें, सुंदर कांति रूप ता मनमें ।
बिंदु हुको तनमें उजियारो, नशै बिंदु तन मन हतियारो ॥७२॥

जाको विंदु न कयहुं नाशै, वलि न पलित तिहिं तन परकाशै ।
योगी करत खेचरी मुद्रा, ताते विंदु राखि है भद्रा ॥ ७३ ॥
अष्ट सिद्धि जे धारत योगी, विंदु खसै हारत ते भोगी ।
अस अति उत्तम विंदु जु जगमें, तिहिं तिय छीनि लेते निज मगमें॥७४॥
ज्यों किसान वेलनमें ऊखहिं, पीरत लेत निचोरि पियूष हिं ।
वार वार वेलनमें धारहिं, है असार द्रथ्या तव जारहिं ॥७५॥

મનુષ્ય જે નાના પ્રકારનું ભોજન કરે છે, તેના રસમાંથી બિંદુ (વીર્ય) બને છે. સઘળા માણસ એ બિંદુને લીધે જીવે છે અને મનના શોકનો નાશ પણ બિંદુને લીધે જ થાય છે. માણસનું મન જ્યારે શરીરની ધાતુઓના મળમાં નિવાસ કરે છે, ત્યારે તે માણસને બહુ શોક થાય છે ને તેનું મન ઉદાસ થઈ જાય છે. જ્યારે તેનું મન લોહીમાં નિવાસ કરે છે, ત્યારે તે ઘણું ચંચળ (અસ્થિર) થઈ જાય છે અને રજોગુણ વધી જાય છે. જ્યારે મન બિંદુમાં નિવાસ કરે છે, ત્યારે શોક અને ચંચળતા જતાં રહે છે; વળી તે પોતાને બળવાન સમજે છે તથા તેનું મન પ્રસન્ન રહે છે અને સારાં કાર્ય કરે છે. જેના શરીરમાં બિંદુ વધારે હોય તેના શરીરની કાંતિ સુંદર થાય છે; શરીરમાં બિંદુનું જ અજવાળું છે; જો શરીરમાંથી બિંદુ નાશ પામે, તો તે શરીર જાણે હત્યારા જેવું થઈ જાય છે. જેના શરીરમાં બિંદુ વિશેષ હોય, તેના શરીરની ચામડી ઉપર કરચલીઓ પડતી નથી તથા તેને પળિયાં આવતાં નથી; યોગી લોકો ખેચરી મુદ્રા કરીને બિંદુનું રક્ષણ કરે છે, અને પોતાનું કલ્યાણ સાધે છે. યોગી લોકો, જેઓ આઠ સિદ્ધિઓ ધારણ કરે છે, તેમનું પણ જો બિંદુ ખસે છે તો તેઓ સિદ્ધિઓ ગુમાવી બેસે છે. જગતમાં આવું અતિ ઉત્તમ જે બિંદુ તેને સ્ત્રી પડાવી લે છે–જેમ ખેડૂત શેરડીને કોલુમાં પીલીને તેનો સાર નીચોવી લે છે તથા ફરીફરીને કોલુમાં મૂકે છે, જ્યારે રસવગરનું પાકું રહે છે ત્યારે તેને બાળી મૂકે છે. ૬૯–૭૫

चौपाई–ज्यों तिय मींचि भुजनमें पीकूं, भरत योनि घट खीचि अमीकूं।
पुनि पुनि करत क्रिया नित तौलौं, शेष विंदुको विंदु न जौलौं ॥७६॥
कियो असार नारि नरदेहा, खींच फुलेल फूल ज्यों खेहा ।
मौ अकाम सब ताहि जरावै, सूखे वैन मुरार लगावै ॥ ७७ ॥
है जु सुरूप जोर घन भारी, ता नरपै नारी वलिहारी ।
फरि सुरूप धन यलको अंतां, कहत ताहि तू काको कंता ॥७८॥

तिहिं पुनि मिलन चहै जु अनारी, कर धरपै धरतहु दे गारी ।
नाक चढाय आंखि हू मोरै, जाय न पति सेजहुके धौरे ॥७९॥
कोटि वज्रसंघात जु करिये, सबको सार खींचि इक धरिये ।
तियके हियसम सो न कठोरा, ऋषि मुनिगण यह देत ढंडोरा ॥८०॥
करत गुमान हठत तिय ज्यों ज्यों, चिपटत शठमति जनमन त्यों त्यों ।
कबहुंक ताको वांछित करिके, मरण अंत छोडत न पकरिके ॥८१॥
पढ्या पुरान वेद स्मृति गीता, तर्क निपुण पुनि किनहु न जीता ।
करत अधीन ताहि तिय ऐसे, बाजीगर बंदरकूं जैसे ॥ ८२ ॥
सब कछु मन भावत करवावत, पढे पशुहिं भल भांति नचावत ।
उक्तियुक्ति सब तबही बिसरैं, जब पडित पढि तियपै ढिसरैं ॥८३॥
जब कबहु सुमिरत यह वेदा, तब तियमें मानत कछु खेदा ।
तिहिं त्यागनकी इच्छा धारै, पुनि तिय नैन सैन शर सारै ॥८४॥

(૭૬મા શ્લોકનો અર્થ આપ્યો નથી.)

જેમ ફૂલમાંથી ફૂલેલ (ફૂલનું તત્ત્વ) ખેંચી લઈને બાકી નિઃસાર કૂચા રહેવા દે છે, તેમ સ્ત્રી પણ પુરુષના દેહને સારરહિત કરી મૂકે છે. એમ એમ કરતાં જ્યારે તે કામરહિત થઈ જાય છે, ત્યારે તેને કઠોર વચનરૂપી ઉમાડિયાં ચાંપીને બાળ્યા કરે છે. ૭૭

જે પુરુષ રૂપાળો, બળવાન અને ધનવાન હોય, તેના ઉપર સ્ત્રી પ્રીતિ કરે છે; પણ જ્યારે રૂપ, ધન અને બળનો નાશ થાય છે, ત્યારે સ્ત્રી તેને કહે છે, કે 'તું કોનો ધણી છે?' (સ્ત્રીઓ વૃદ્ધ પુરુષ ઉપર રુચિ કરતી નથી, એ વાતને નહિ સમજનારો) મૂર્ખ માણસ ફરીને પોતાની માનેલી તે સ્ત્રી પાસે જાય છે; અને તેના શરીરને હાથ અડકાડતાં તો તે સ્ત્રી નાક ચઢાવીને તથા આંખ ફેરવીને તેને એવાં કઠોર વચનો કહે છે, કે જેથી પતિ સ્ત્રીની શય્યા પાસે જાય જ નહિ. કરોડો વજ્રને એકઠાં કરીને તેનો સાર કાઢીને એકઠો કર્યો હોય, તોપણ તે સ્ત્રીના હૃદય જેટલો કઠણ થતો નથી; એમ ઋષિ અને મુનિઓ ઢંઢેરો પિટાવીને કહે છે. ૭૮-૮૦

જેમ જેમ સ્ત્રી અભિમાન રાખીને પુરુષથી દૂર હઠતી જાય છે, તેમ તેમ મૂર્ખ માણસ તેને વધારે ને વધારે વળગતો જાય છે. કોઈક વાર વળી તે પુરુષના મનની ઇચ્છા પૂરી કરે છે; અને પછી એવી રીતે તેને મરતાં સુધી સાણસામાંથી છોડતી નથી. જે પુરુષ પુરાણ, વેદ, સ્મૃતિ અને ગીતા ભણ્યો હોય છે તથા તર્કશાસ્ત્રમાં એવો નિપુણ હોય છે કે તેને કોઈ પણ જીતી શકે નહિ, તેને પણ જેમ બાજીગર વાંદરાને વશ કરી લે છે, તેમ સ્ત્રી પોતાને વશ કરી

લે છે. તેની પાસે સ્ત્રી પોતાની ઇચ્છા પ્રમાણે કાર્ય કરાવે છે અને શીખવેલા પશુની પેઠે તેને સારી રીતે નચાવે છે. જ્યારે પંડિત ભણીને પછી સ્ત્રીના ઉપર આસક્ત થઈ જાય છે, ત્યારે બધાં વચનો ને યુક્તિઓને ભૂલી જાય છે. ૮૧-૮૩

જ્યારે કોઈ દિવસ તેને વેદશાસ્ત્રનું સ્મરણ થાય છે, ત્યારે સ્ત્રીના સંગમાં તેને લગારેક ખેદ થાય છે અને તેનો ત્યાગ કરવાની તે ઇચ્છા કરે છે; પણ વળી પાછો સ્ત્રીના નેત્ર-કટાક્ષથી તે વિંધાય છે અને પૂર્વની સ્થિતિમાં આવી પડે છે। ૮૪

जहर कटाक्ष नैनशर बोरैं, तानि कमान भौंह जुग जोरैं ।
मारत सारत हिय सब जनको, विज्ञहु बचत न धन शठगणको ॥८५॥
भयो न तिय मैं तीव्र विरागा, यों मतिमंद करत पुनि रागा ।
करत विविध आज्ञा ज्यों चाकर, हुकुम करैं बैठी मनु ठाकर ॥८६॥
जे नर नारीनयनशार बींधे, तिनके हिके होत नहि सीधे ।
भलो बुरो सुखदुःख सब विसरत, ते कैसे भवदु ख ते निसरत ॥८७॥
नारी बुरी वेश्या अरु परकी, तीजी नरक निशानी घरकी ।
तजत विवेकी तिहुं मैं नेहा, करैं नेह तिह शठ मुख खेहा ॥८८॥

दोहा—धर्म अर्थ अरु मोक्षको, नारि बिगारत पेन ।
सब अनर्थको मूल लखि, तजैं ताहि ह्वै चैन ॥ ८९ ॥

જ્યારે સ્ત્રી પોતાની બન્ને ભમરોરૂપી કમાન ખેંચીને નેત્રકટાક્ષરૂપી ઝેરમાં બોળેલાં બાણ મારે છે, ત્યારે સઘળા માણસોનાં હૃદયને તે વીંધી નાખે છે. તેમાંથી જ્ઞાની પણ બચતા નથી; તો પછી મૂર્ખ માણસોનું ધન ન બચે, એમાં શું કહેવું? ૮૫

આવી રીતે જેઓ સ્ત્રીના પાશમાં ફસેલા છે, જેમને તીવ્ર વૈરાગ્ય થયો નથી, તેમના ઉપર મહારાણીની પેઠે બેઠીબેઠી સ્ત્રી હુકમ કરે છે; અને ચાકરની પેઠે તે હુકમનો પુરુષ અમલ કરે છે જે પુરુષો સ્ત્રીનાં નેત્રબાણથી વિંધાયા હોય છે, તેમનુ હૃદય સરલ હોતું નથી; તે માણસો સારું-માઠું, સુખઃદુખ બધું ભૂલી જાય છે. આવા માણસો સંસાર-દુઃખમાથી શી રીતે નીકળી શકે? ૮૬,૮૭

સ્ત્રી વેશ્યા હો કે પારકી હો, પણ તે બન્ને ખરાબ જ છે; અને ત્રીજી ઘરની સ્ત્રી, તે પણ નરકની જ નિશાની છે. જે વિવેકી માણસ હોય છે, તે એ ત્રણેમાંથી સ્નેહને છોડી દે છે; પણ જેઓ તેમનામાં સ્નેહ કરે છે, તેના મુખ ઉપર તો ધૂળ જ પડી સમજવી! ધર્મ, અર્થ અને મોક્ષને સ્ત્રી જરૂર બગાડી નાખે છે; તે સઘળા

અનર્થનું મૂળ છે, એમ જાણીને જ્યારે તેને તજે છે, ત્યારે જ સુખ થાય છે. ૮૮,૮૯

## પુત્રના સંગનું દુઃખવર્ણન

दोहा—पुत्र सदा दुःख देत यों, बिन प्राप्ति दुःख एक ।
गर्भ समय दुःख जन्म दुःख, मरै तु दुःख अनेक ॥ ९० ॥

चौपाई–गर्भ धरत जौं लौं नहि नारी, दुःख दंपती मन तौ लौं भारी ।
ह्वै जु गर्भ यह चिंतन नारी, पुत्री होय की पुत्र प्रकाशी ॥९१॥
गर्भ गिरनके हेतु अनंता, तिनतें डरत करत अति चिंता ।
ह्वै जु पूत नव मास विहाने, जननी जनक अधिक दुःख साने ॥९२॥
नवग्रहमें इकद्वै नहि विगरै, अस जन को न जन्म जग सगरै ।
बिगरे ग्रहकी निशिदिन चिंता, करत मातपित बैठ इकंता ॥९३॥
शिशु उदास ह्वै जब तजि वोवा, तब दोऊ मिलि लागत रोवा ।
यों चिंतत कछु गये महिने, दांत पूतके निकसे झीने ॥ ९४ ॥
भरत बाल बहु निकसत दंता, तब यह चिंता दुःख तिय कंता ।
जिये दूबरो दुःखते बारो, देखि चुराई धरत उतारो ॥ ९५ ॥
म्लेच्छ चमार चूहरे कोरी, तिनते जरवावत द्विज धोरी ।
सैयद ख्वाजा पीर फकीरा, धोकत जोरत हाथ अधीरा ॥ ९६ ॥
जाकूं हिंदु कबहुं नहि मानै, पुत्रहेतु तिहिं इष्ट पिछानै ।
भैरों भूत मनावत नाना, धरत दिवावलि भूमि मसाना ॥ ९७ ॥
धानकको डमरू घरि बाजै, कर जोरत पूजत नहि लाजै ।
और यंत्र तावीज घनेरे, लिखि मढवाय पूतगरगेरे ॥ ९८ ॥

(ભર્તૃ પોતાના મનમાં કહે છે, કે) એ જ રીતે પુત્ર પણ સદા દુઃખનો હેતુ છે. જો પુત્ર ન થાય તો દુઃખ, ગર્ભમાં આવે તો દુઃખ, જન્મે ત્યારે દુઃખ અને મરે તોપણ અનેક દુઃખ થાય છે. ૯૦

જ્યાંસુધી સ્ત્રીને ગર્ભ રહેતો નથી, ત્યાંસુધી પતિપત્નીના મનને ઘણું દુઃખ રહ્યા કરે છે; ગર્ભ રહ્યા પછી પણ 'છોકરો આવશે કે છોકરી?' એ ચિંતા મનમાંથી મટતી નથી. વળી ગર્ભ પડી જવામાં ઘણાં કારણો હોય છે; તેથી પણ તેઓ ડર્યા કરે છે ને ફિકર કર્યા કરે છે. નવ મહિના વીત્યા પછી છોકરો જન્મે છે, ત્યારે પણ માબાપની ચિંતા ઘટતી નથી; કેમ કે નવે ગ્રહમાં એક-બે ગ્રહ પણ જેના માઠા ન હોય, એવું તો કોઈ જન્મતું જ નથી! હવે જે ગ્રહ નબળા હોય, તેની ફિકર માબાપ રાતદહાડો એકાંતમાં બેસીને કર્યા કરે છે. ૯૧-૯૩

હવે છોકરું કદાચ ઉદાસ થઈ જાય કે ધાવે નહિ, ત્યારે બન્ને

મળીને રડવા લાગે છે. એમ કરતા કેટલાક મહિના વીતે છે, એટલે છોકરાને ઝીણાઝીણા દાંત નીકળે છે. ઘણાં છોકરાં દાંત આવતાં મરી જાય છે (તે છોકરું સુકાઈ જાય છે અને તેને અનેક વ્યાધિ થઈ આવે છે), ત્યારે માબાપની ચિંતાનો પાર રહેતો નથી. જો એ દુઃખમાંથી છૂટીને દૂબળો થઈ ગયેલો છોકરો જીવે છે, તો માબાપ ચાર રસ્તાના ચકલા પર ઉતારો મૂકે છે. વળી મ્લેચ્છ, ચમાર, કોળી કે વાઘરીની પાસે દોરા-ધાગા કરાવે છે કે ઊજણી નખાવે છે. સારામારા બ્રાહ્મણો પણ સૈયદ, ખોજા, પીર ને ફકીરની પાસે જઈ હાથ જોડી આજીજી કરે છે, જેમને હિંદુ કદાપિ માને નહિ, તેમને પણ છોકરાને માટે પોતાના ઇષ્ટ માને છે. વળી ભૂત-ભૈરવની ઉપાસના કરે છે અને મસાણમાં જઈને શિવાબલિ મૂકી આવે છે! તેમના ઘરમાં વાઘરીનું ડાકલુ વાગે છે, અને હાથ જોડીને તેમની પૂજા કરતાં પણ તે લાજતા નથી! બીજાં પણ ઘણાંક તાવિજ, દોરા, ધાગા કે જંત્ર લખી. તેને મઢાવી છોકરાના ગળામાં બાંધે છે. ૯૪-૯૮

चौपाई-निजकुलमें इक अच्युतपूजा, किनहु न सुपनहु सुमर्यो दूजा ।
सो कुलनेम पूतहित त्यागो, व्यभिचारन ज्यों जहँ तहँ लागो ॥९९॥
होत शीतलाको जब निकसन, नशत मातुपितु मनको विकसन।
स्नानक्रिया तजि रहत मलीना, परम देव गदहाकू कीना ॥१००॥
मोरिवाग वाबसहु शिशु मोरा, गदहा मातु चराऊ तोरा ।
यों कहि चना गोदमें धारै, विनति करि गदहाकू चारै ॥१०१॥
अस अनंत दुःखतें शिशु पारन, युवा होत लौं और हजारन।
उमर पूनकी ह्वै जो थोरी, मरि है करहु उपाय करोरी ॥१०२॥

જેમના ઘરમાં એક વિષ્ણુ સિવાય બીજાની પૂજા સ્વપ્ને પણ ન થતી હોય, તે કુળનો નિયમ પણ છોકરા માટે તજી દઈને વ્યભિચારિણીની પેઠે ગમે તેની પાસે જાય છે! ૯૯

જ્યારે શીતળા નીકળે છે, તે વખતે માબાપના મનનો આનંદ નાશ પામે છે. તે વખતે નહાવા-ધોવાનું તજીને મલિન રહે છે, તથા ગધેડાને પોતાનો પરમદેવ માને છે!× 'હે મારી શીતળા માતા! મારો છોકરો મને બક્ષિસ આપજે, હું તારા ગધેડાને મોરડી અને લગામ ચડાવીશ અને ચારીશ' એમ કહીને ખોળામાં ચણા લઈને ગધેડાને વીનવીને ખવરાવે છે! ૧૦૦,૧૦૧

× શીતળાદેવીનું વાહન ગધેડાનું હોવાથી દેવીની સાથે ગધેડાની પૂજા પણ કરવી પડે છે વેદ કહે છે કે, ગધેડીના દૂધથી શીતળા મટે છે

આવાંઆવાં અનંત દુઃખો વેઠીને છોકરો ઉછેરવામાં આવે છે તથા તે જુવાન થાય તે પહેલા બીજાં પણ હજારો સંકટ માબાપને વેઠવા પડે છે, એમ કરતાં છોકરાનું આયુષ્ય ટૂંકું હોય, તો કરોડો ઉપાય કરતાં પણ તે મરે છે. ૧૦૨

मरै मातपित कुटहिं माथा, मानि आपकूं दीन अनाथा ।
हाय हाय करि निशिदिन रोवै, करि धिक्धिक निज जन्म विगोवै ॥१०३
पूतमरणको दुख ह्वै जैसो, लखत सपूत, अपूत न तैसो ।
जो जीवै तौ होत हि तरुना, लगत नारिके पोषन भरना ॥१०४॥
जिन अनेक यत्ननि प्रतिपारी, तिनकू जल प्यावन ह्वै भारी ।
रजनि सेजपै सिखवै नारी, तव पितमात देहु मुहिं गारी ॥१०५॥
ह्वै सपूत तौ प्रात हि उठिकै, नवै दूरते माथ न गठिकै ।
चहे मातपित आव नेरे, पूत न सन्मुख आंखि हु हेरे ॥१०६॥
ह्वै कपूत तौ उठत हि प्राता, वचन गारिसम वकि अनुहाता ।
जुदो होय ले सब घरको धन, दे पित मातहि इकतिनको तन॥१०७॥
फेरि संभारत क्वहु न तिनकू, पोषत सवदिन तिय निज तनकूं ।
देखि लत पितमात उसासा, या विधि पुत्र सदा दुखरासा ॥१०८॥

दोहा—करि विचार यौं देखिये, पुत्र सदा दुखरूप ।
सुख चाहत जे पूतत, ते मूढनके भूप ॥ १०९ ॥

તે વખતે માબાપ માથુ કૂટે છે અને પોતાને દીન તથા અનાથ માને છે તથા 'હાયહાય' કરીને રાત-દિવસ રડે છે; અને 'ધિક્ ધિક્' કહીને પોતાનો જન્મારો રદ થઈ ગયો માને છે. છોકરાના મરણનું દુખ કેવું છે, તે જેનો છોકરો જીવે છે તે જાણે છે, પણ જેને છોકરું છે નહિ તે જાણતો નથી. છોકરો જો જીવે છે, તો જુવાન થયો કે તરત પોતાની સ્ત્રીનું ભરણપોષણ કરવા લાગે છે, અને જેમણે અનેક મહેનત કરીને તેને ઉછેર્યો છે, તેમને પાણી પાવાનું પણ તેને ભારે થઈ પડે છે રાતે પથારીમા સ્ત્રી તેને સમજાવે છે, કે 'તમારા માબાપે મને ગાળો દીધી!' તે સાભળીને જો સપૂત હોય, તો સવારમાં ઊઠીને માબાપની પાસે ગયા વિના જ દૂરથી નમે છે કદાચ માબાપ એમ ઇચ્છે કે છોકરો પાસે આવે તો સારું પણ છોકરો તો પાસે આવીને તેમના તરફ જોતો પણ નથી! ૧૦૩–૧૦૬

જો કપૂત હોય તો સવારમા ઊઠતા જ ગાળો જેવા અણઘટતાં વચનો બોલીને ઘરમાથી સઘળુ ધન લઈ તે જુદો નીકળે છે તથા માબાપ પાસે ફક્ત તેમનું શરીર રહેવા દે છે! પછી ફરીને કદી તેમની સભાળ લેતો નથી, પણ પોતાની સ્ત્રીને તથા પોતાના શરીરને

પોષે છે, આવા છોકરાને જોઈને માબાપ હમેશાં નિસાસા મૂકયા કરે છે. આ પ્રમાણે પુત્ર સદા દુઃખના રાશિ જેવો છે આ રીતે વિચાર કરી જોઈએ, તો પુત્ર સદા દુઃખરૂપ જ છેઃ એમ છતાં જેઓ છોકરાથી સુખની ઇચ્છા રાખે છે, તેઓ મૂઢના રાજાઓ છે. ૧૦૭-૧૦૯

## ધનસંગ-દુઃખવર્ણન

दोहा—तजि तिय पुत जु धन चहै, ताके मुखमें धूर ।
धन जोरन रक्षा करन, खरच नाश दुखमूर ॥११०॥

चौपाई—जो चाहै माया बहु जोरी, करै अनर्थ सु लाखकरोरी ।
जातिधर्म कुलधर्म सु त्यागै, जो धनकूं जोरन जन लागै ॥१११॥
विना भाग तदपि न धन जुरि है, जुरै तु रक्षा करिकरि मरी है ।
खर्चत धन घटि है यह चिंता, नाशी निशिदिन ताप अनंता ॥११२
सदा करत यों दुःख धन मनकूं, चहै ताहि धिक् धिक् तिहिं जनकू ।
युवति पूत धन लखि दुःखदाता, तज्यो भर्तृ ममताको नाता ॥११३

જેઓ સ્ત્રી અને છોકરાને તજીને ધનની ઇચ્છા રાખે છે, તેમના મોઢામાં ધૂળ પડી સમજવી; કેમ કે ધન મેળવવામાં દુઃખ છે, તેનું રક્ષણ કરવામાં દુઃખ છે અને તેનો ખર્ચ થાય કે નાશ થાય, તો તે પણ દુઃખનો હેતુ છે. ૧૧૦

જે માણસ ઘણું ધન મેળવવા ઇચ્છે છે, તે લાખો ને કરોડો અનર્થ કરે છે. જે માણસ ધન મેળવવામાં આસક્ત થાય છે, તે જાતિધર્મ અને કુળધર્મને પણ છોડે છે. એમ છતાં ભાગ્યમાં નથી હોતું તો ધન મળતું નથી; કદી મળે છે, તો તે તેને સાચવીસાચવીને મરી જાય છે! વળી ઓછું થવાની બીકથી તેનો ખર્ચ કરવાની તેની હિંમત ચાલતી નથી! એમ છતાં જો તે નાશ પામે, તો તેને રાતદહાડો અનંત પરિતાપ થયા જ કરે છે! એ રીતે ધન પણ મનને સદા દુઃખ જ આપે છે; તેની જે ચાહના રાખે છે, તે માણસને ધિક્કાર છે. ભર્તૃએ ઉપર કહ્યું તેમ સ્ત્રી, પુત્ર અને ધનને દુઃખરૂપ જાણીને તેમનો ત્યાગ કર્યો. ૧૧૧-૧૧૩

## રાજાની ભર્તૃમાં પ્રેતબુદ્ધિ

छंद—भर्तृ वन एकांतमें, गयो कियो चित शांत ।
भयो नयो दीवान तिन, सुन्यो सकल वृत्तांत ॥
सुन्यो सकल वृत्तांत, चित यह उपजी ताके ।
जो नृप जीवत सुनै, मिले वा काहू नाके ॥
तौ झूठे हम होहिं, भूप दे सबकूं दंडा ।
यातें अब मिली कहो, भर्तृ मो प्रेत प्रचंडा ॥ ११४ ॥

પછી ભર્છૂ કોઈ એકાંત વનમાં ગયો અને ત્યાં ચિત્ત શાંત કરી બેઠો. એ વાત જે નવો દીવાન થયો હતો તેણે સાંભળી. તેણે ધાર્યું કે, દૈવયોગે કદાચ રાજા તે તરફ જઈ ચઢશે અને તેને જીવતો જાણશે, તો અમને સૌને જૂઠા તથા દગાખોર જાણીને શિક્ષા કરશે; માટે હવે બધાએ મળીને એમ જ કહેવું કે ભર્છૂ તો મોટો ભૂત થયો છે। ૧૧૪

दोहा—करि सलाह यह परस्पर, गये कचहरी बीच ।
सबही कही यह भूपते, भर्छू प्रेत भो नीच ॥ ११५ ॥
राख लगाये देहमें, मिले जाहि बतरात ।
तिहिं मारत सो नर बचत, जो तिहिं देखि परात ॥ ११६ ॥

આવી રીતે બધાએ ઠરાવ કરીને બીજે દિવસે બધા કચેરીમાં ગયા અને રાજાની આગળ તેમણે વાત કરી કે, ભર્છૂ તો મરીને નીચ ભૂત થયો છે, તથા તે શરીરે રાખોડી ચોળીને ફરે છે. કોઈ માણસ તેને દેખીને તેની જોડે વાત કરવા જાય છે, તેને તે મારી નાખે છે; પણ તેને જોતાંમાં જે નાસી જાય છે, તે જ બચે છે. ૧૧૫,૧૧૬

दोहा—सुनि भूपहूं निश्चय कियो, भर्छू मरी भो प्रेत ।
सांच जूठ भूप न लखत, ह्वै जु प्रमाद अचेत ॥ ११७ ॥
कछु दिन बीते भूप तब, मारन गयो शिकार ।
पैठ्यो गिरिवन सघनमें, जहँ मृगराज हजार ॥ ११८ ॥
तपत तहां इक तरुतरें, भर्छू नीज दीवान ।
पेखि ताहि भाज्यो उलटि, मानि प्रेत दुःखदान ॥ ११९ ॥

આ વાત સાંભળીને રાજાને નિશ્ચય થયો કે, ભર્છૂ મરીને પ્રેત થયો છે; રાજા લોકો પ્રમાદી હોય છે, તેથી તેઓ સાચું-જૂઠું જાણી શકતા નથી. કેટલાક દિવસ વીત્યા પછી રાજા શિકાર કરવા ગયો, ત્યાં દૈવયોગે જ્યાં હજારો સિંહ હતા, એવા પર્વતવાળા ગાઢા જંગલમાં જઈ ચડ્યો. ત્યાં એક ઝાડ તળે તપશ્ચર્યા કરતા પોતાના દીવાન ભર્છૂને રાજાએ જોયો; તેને જોતાં જ રાજા તેને દુઃખદાયક ભૂત માનીને તરત પાછો વળીને નાઠો. (રખેને એ ભૂત રાજાને ખાઈ જાય!) ૧૧૭,૧૧૯

## ભર્છૂના દૃષ્ટાંતનો સિદ્ધાંત

छंद—भर्छू मर्यो रु परेत भयो यह, वाक्य असत्य जु सत्य पिछाना ।
देखि लियो निज आंखिन जीवत, तो हु परेत हु मानि भगाना ॥
वंचकते सुनि द्वैत तथा मति, मैं विश्वास करै जु अंजाना ।
ब्रह्म अद्वैत लखै परतच्छ हु, तौ हु न ताहि हिये व्हराना ॥ १२०

ગુરુઃ—ભર્છૂ મરી ગયો અને તે ભૂત થયો છે, એ વાત જૂઠી

છતાં રાજાએ સાચી માની, પોતાની આંખે એને જીવતો જોયો, તથાપિ એને ભૂત માનીને રાજા નાસી ગયો. એ જ પ્રમાણે ધૂર્ત માણસોનું માનીને જે દ્વૈતમાં વિશ્વાસ કરે છે, એવા અજ્ઞાની માણસો અદ્વૈત બ્રહ્મનો પ્રત્યક્ષ અનુભવ કરે તોપણ તેમના હૃદયમાં તે ઠરતો નથી. ૧૨૦

દોહા—भेदवचन विश्वास करि, सुनत जु कोउ अजान ।
सो जन दुःख भुगतै सदा, है न ब्रह्मको ज्ञान ॥ १२१ ॥
यातें सुनैं जु भेदके, वचन लखे सु असत्य ।
तबही ताकूं ज्ञान है, महावाक्यतै सत्य ॥ १२२ ॥

જે માણસ દ્વૈત વચનનો વિશ્વાસ કરીને તેમની વાતો સાંભળે છે, તે માણસ સદા દુઃખ ભોગવે છે અને તેને બ્રહ્મનું જ્ઞાન થતું નથી, માટે ભેદવાદીના જે જે વચનો સાંભળ્યાં હોય, તે સઘળાંને જૂઠાં જાણે, ત્યારે તેને મહાવાક્યથી સત્યજ્ઞાન થાય છે. ૧૨૧,૧૨૨

ચોપાઈ-शिष्य, नें सुनी जु भेदकहानी, जानि जूठ ते नरकनिशानी ।
तिनके कहनहार सब जूठे, पुरुषारथ सुखतें शठ रूठे ॥ १२३ ॥
तिनको संग न कबहू कीजे, है जो सग न वचन सुनीजे ।
जो कहु सुनैं तु सुनतही त्यागहु, म्लेच्छ जैनवचसम लखि भागहू ॥

હે શિષ્ય ! તે ભેદની વાતો સાંભળી હોય, તે સઘળી જૂઠી છે, અને તે નરકમાં નાખનારી છે, એમ જાણજે તેના કહેનારા પણ સઘળા જૂઠા છે અને તે સઘળા શઠ, પુરુષાર્થના સુખથી રહિત છે તેમનો સંગ કદી કરવો નહિ, સંગ થાય, તો તેમનું વચન સાંભળવું નહિ, વચન સંભળાઈ જાય, તો તરત તેને ભૂલી જવું, તથા મ્લેચ્છ અને જૈનના વચનો સમાન તેને જાણીને ત્યાંથી દૂર જવું ૧૨૩,૧૨૪

## મિથ્યા દુઃખનો મિથ્યા ઉપાયથી નાશ-એ વિષે એક રાજાના સ્વપ્નનું દૃષ્ટાંત

### श्रीगुरुरुवाच ।

ચોપાઈ-जो मिथ्या ह्वै दैशिक वेदा, कैसें करहीं भवदुःख छेदा ।
याको अब उत्तर सुनि लीजे, मिथ्या दुःख मिथ्यातें छीजें । १२५॥
वेद रु गुरु सत्य जो होवे, तौ मिथ्या भवदुःख नहि खौवे ।
यामैं इक दृष्टांत सुनाऊं, जाते तव संदेह नशाऊं ॥ १२६ ॥
सुरपति इंद्र स्वर्गमें जैसो, प्रबलप्रताप भूप इक ऐसो ।
भीमसमान शूर बहुतेरे, तिनकै चहुधा डेरे गेरे ॥ १२७ ॥
योधा ले निज निज हथियारन, खरे रहैं तिहिं द्वार हजारन ।
अदिर मदिर ड्यौढी ठांढ, लिये खडग कोशनतें काढ ॥ १२८ ॥

ऊँचो महल अटारी जामैं, फूल सेज सोवै नृप तामैं ।
पंछी हू पहुंचन नहि पावै, तहां और कैसे चलि जावै ॥१२९॥

ગુરુઃ—હે શિષ્ય! તેં જે એમ પૂછ્યું હતું કે, ગુરુ અને વેદ જો મિથ્યા હોય તો તે સંસારદુઃખનો શી રીતે નાશ કરશે? એનો ઉત્તર હું તને કહું તે સાંભળી લે; મિથ્યા દુઃખનો મિથ્યા ઉપાયથી જ નાશ થાય છે. વેદ અને ગુરુ જો સત્ય હોત તો તે મિથ્યા સંસારના મિથ્યા દુઃખને મટાડી શકત નહિ. એ વિષે હું તને એક દૃષ્ટાંત કહું છું, જે વડે તારો સંદેહ નાશ પામશે. ૧૨૫,૧૨૬

સ્વર્ગમાં જેવો ઇંદ્ર રાજા છે, તેવો જ એક પૃથ્વી પર મહાપ્રતાપશાળી રાજા હતો. તેની તહેનાતમાં ભીમ સરખા પરાક્રમી અને બળવાન ઘણાક યોદ્ધા હતા; તે સર્વે તેનું રક્ષણ કરવા માટે તેની ચારેબાજુ મુકામ નાખીને પડ્યા હતા. હજારો યોદ્ધાઓ પોતપોતાનાં હથિયારો લઈને દ્વારમાં ખડા રહેતા હતા. ઉઘાડી તલવારો લઈને તે મહેલની અંદર રાજાની અટારીમાં ઊભા રહેતા હતા. રાજાનો મહેલ ઊંચો હતો અને તેને ફરતી અટારી હતી. રાજા પોતાના એ ઊંચા મહેલની અટારીમાં ફૂલની શય્યામાં સૂઈ રહ્યો હતો. તે જગ્યાએ પક્ષી પણ પહોંચી શકે એમ નહોતું, તો બીજો કોઈ તો ત્યાં શી રીતે જઈ શકે? ૧૨૭-૧૨૯

## રાજાને આવેલું સ્વપ્ન: પગે શિયાળ કરડયું

तहां भूप देख्यो अस सुपना, पकर्यो पैर गीदरी अपना ।
भूप छुडायो चाहत निज पग तजत न गीदरि पकरि जु पगरग॥१३०
तब राजा यों खरो पुकारै, है को अस जो गीदरि मारै ।
जोधा जो ठाढे निज द्वारा, तिन रंचकहु न दियो सहारा ॥१३१॥
तब नृप दंड लियो निज करमें, आपहि मार्यो स्यारनी शिरमें ।
लगत दंड भो ताको अंता, तब निसरे पगरगते दंता ॥१३२॥
दांत लगे गाढे नृप पगमें, यों लंगरात सु चालत मगमें ।
तब चाल्यो ले लाठी करमें, पहुंच्यो घावरियाके घरमें ॥१३३॥
ताहि कह्यो फोहा अस दीजे, घाव पांवको तुरत भरिजे ।
घावरिया नृपते यह भाख्यो, फोहा नहि तयार धरि राख्यो ॥१३४॥
जो तू दे पैसा इक मोकूं, तो तयार करि देहूं तोकूं ।
तब उलट्यो नृप लाठी टेका, नहि देनैंकूं कोडिहु एका ॥१३५॥

ત્યાં રાજાને એક એવું સ્વપ્ન આવ્યું કે, તેના પગે એક શિયાળ બાઝી પડ્યું છે. રાજા તેની પાસેથી તે પગ છોડાવવાની મહેનત કરવા લાગ્યો, પણ શિયાળે રાજાના પગની રગમાં દાંત

ઊંડા બેસાડ્યા'તા તે કેમે છોડતું નહોતું. તે વખતે રાજાએ ત્યાં ઊભાઊભા બૂમો પાડવા માંડી કે, 'અરે! કોઈ દોડો-આવો; આ શિયાળને મારીને મારો પગ છોડાવે એવો કોઈ છે કે નહિ?'

તે વખતે જે યોદ્ધાઓ રાજાનાં બારણાં ઉપર ઉઘાડી તલવારે ઊભા રહ્યા હતા, તેમણે તેને લગાર પણ મદદ કરી નહિ! (કેમ કે રાજાના સ્વપ્નની બૂમો તેમણે સાંભળી નહોતી અને સ્વપ્નનું શિયાળ તેમણે જોયું નહોતું.) કોઈ મદદ કરવા આવતું નથી, એમ જોઈને છેવટે રાજાએ એક ડાંગ હાથમાં લીધી અને જાતે જ તે શિયાળના માથામાં મારી. તે ડાંગ વાગતાં જ શિયાળ મરી ગયું; અને ત્યારે રાજાના પગની રગમાં તેના દાંત પેઠા હતા, તે નીકળી ગયા. ૧૩૦-૧૩૨

રાજાના પગમાં દાંત ઊંડા પેઠા હતા, તેથી રાજા લંગડાતો રસ્તામાં ચાલવા લાગ્યો. લાકડીના ટેકાથી રાજા ચાલતો-ચાલતો મલમપટ્ટા કરનારને ઘેર ગયો; અને તેને કહ્યું: 'મારે પગે શિયાળ કરડ્યું છે; માટે એવો મલમ આપ, કે જેથી પગનો ઘા જલદી રુઝાઈ જાય!' ત્યારે મલમપટ્ટા કરનાર બોલ્યો: 'ભાઈ, મલમ ઘરમાં તૈયાર રાખ્યો નથી; જો તું મને એક પૈસો આપે તો તને મલમ તૈયાર કરી આપું.' એમ સાંભળીને રાજા લાકડીના ટેકાથી લંગડાતો-લંગડાતો ત્યાંથી પાછો ફર્યો; કેમ કે તેને આપવાને તેની પાસે તો એક કોડી પણ નહોતી. ૧૩૩-૧૩૫

### રાજાનો સ્વપ્નમાં શોક-સંસાર સ્વાર્થી છે

लाग्यो सोच करन टरि घरते, बूझे बात कौन विन जरते ।
जो मैं होत धनी बडभागा, आवत घर धावरिया भागा ॥१३६॥
मोहिं निकम्मा जानि कंगाला, घरते तुरत रोग ज्यों टाला ।
याहीकूं कछु दोष न दीजे, बिनस्वारथको किहि न पतीजे ॥१३७॥
मातपितावांधवसुतनारी, करत प्यार स्वारथतैं भारी ।
जो नहिं स्वारथ सिद्धि पावै, तो इनकूं देख्यो हु न भावै ॥१३८॥
जा बिन घरी एक नहिं रहते, दुःख अपार बिगुरे सब लहते ।
जब देखै आयो घर पौरी, घरके मिलत भाजि भरी कौरी ॥१३९॥
विधि अधीन कोढी सो होवै, सब अंगनीमें पानी चोवै ।
अरु जरि परीं आंगुरी जाके, भिनभिनात मुख माखी ताके ॥१४०॥
कहत ताहि ते घरके प्यारे, मर पापी अब तो हतियारे ।
जेहिं देखत अंखिया न अघानी, तेहिं लखि ग्लानि वमनज्यों आनी;
जो तियहिय लागत पति प्यारो, किय न चहत पल उरते न्यारो ।
ताकी पवन बचायो लोरै, भिरै जु वसन तु नाक सकोरै ॥१४२॥

મલમપટ્ટા કરનારને ઘેરથી નીકળ્યા પછી તે શોક કરવા લાગ્યો, કે 'અરેરે! પૈસા વગર મારી વાત કોણુ સાંભળે ? જો હું ભાગ્યશાળી ધનવાન હોત, તો મલમપટ્ટા કરનાર દોડતો–દોડતો મારે ઘેર આવત; પણુ મને કંગાલ અને નકામો જાણીને રોગની પેઠે ઘેરથી તેણે તરત હાંકી કાઢ્યો! પણુ એને કાંઈ દોષ આપવાનો નથી. 'સ્વાર્થ' વગર કોઈ કોઈનો વિશ્વાસ કરતું નથી. મા, બાપ, દીકરા અને સ્ત્રી–એ સઘળાં સ્વાર્થથી ઘણોઘણો પ્રેમ કરે છે! જો તેની પાસેથી સ્વાર્થની સિદ્ધિ ન થાય, તો પછી તે તેમને દીઠો પણુ ગમતો નથી! ૧૩૬–૧૩૮

જે માણુસને જોયા વિના ઘરનાં માણુસ એક ઘડી પણુ રહેતાં નથી, જેના વિયોગથી તેમને અપાર દુઃખ થાય છે, જેને આવતો જોઈને ઘરનાં માણુસ તેની સામે દોડી જાય છે અને પગથિયાં ઉપર જ તેને બાથ ભરીને ભેટી પડે છે, તે જ માણુસ દૈવયોગથી જો ગળતકોઢ રોગવાળો થાય, એના તમામ અંગમાંથી પાણી ટપકતું હોય, તેની આંગળીઓ ગળીને પડી ગઈ હોય, તેના મોઢા ઉપર માખીઓ બણુબણુતી હોય, તો તેનાં ઘરનાં વહાલાં તેને કહેશેઃ 'હવે તો આ પાપી હત્યારો મરે તો સારું થાય!' જેને જોઈને આંખો તૃપ્ત થતી નહોતી, તેને જોઈને ઊલટી થતી હોય એવી ગ્લાનિ થાય છે! જે સ્ત્રીને પોતાનો પતિ વહાલો લાગતો હતો અને તેને છાતીથી એક પળ પણુ દૂર કરવા ચાહતી નહોતી, તેના તરફથી આવતા પવનથી તે બચવા ઇચ્છે છે; અને કદાચ પવન આવી ગયો તો નાક સંકોચીને તેમાં લૂગડું દાબે છે. ૧૩૯–૧૪૨

जिहिं पितुमात गोदमें लेते, सकुचत तिहिं करते कछु देते ।
मिलत भ्रात जो भरि भुज कोरी, सो बतरात बीच दै डोरी १४३
ऐसे जग स्वारथको सारो, बिनस्वारथको काको प्यारो ।
मुहिं स्वारथ योग्य न विधि कीनो, यातें इन फोहा नहिं दीनो १४४
यों चितत इक मुनि तिहिं भेट्यो, तिन दै जरी घाव दुःख मेट्यो ।
निद्रातें जाग्यो नृप जबहिं, घाव दरद मुनि नाशे तबहिं ॥१४५
शिष यह तुहि दृष्टांत प्रकाश्यो, लिखि मिथ्यातें मिथ्या नाश्यो ।
मिथ्या दुःख देख्यो जब राजा, साच समाज न किय कछु काजा १४६

માબાપ જેને ખોળામાં લઈ રમાડતાં હતાં, તેને હાથથી કાંઈ આપતાં પણુ તેમને સંકોચ થાય છે. જે ભાઈઓ તેને બાથ ભરીને ભેટતા હતા, તે તેની સાથે વચ્ચે છેટું રાખીને વાત કરે છે! આ જગત એવું સ્વાર્થનું સગું છે! સ્વાર્થ વગર કોણુ કોનું સગું–વહાલું છે! વિધાતાએ મને કોઈના સ્વાર્થને યોગ્ય કર્યો નહિ, તેથી આજ

મલમપટ્ટી કરનારાએ મને મલમ આપ્યો નહિ!' ૧૪૩-૧૪૪

આવી રીતે વિચાર કરતોકરતો તે રાજા સ્વપ્નમાં આગળ જતો હતો, એવામાં એક સંન્યાસી તેને મળ્યો. તેણે તેને એક વનસ્પતિ આપી; તેથી તેના ઘાનું દુઃખ મટી ગયું! રાજા જ્યારે ઊંઘમાંથી જાગ્યો, ત્યારે તો તેના પગના ઘા, તેમાં થતું દરદ અને તે દરદને મટાડનાર મુનિ-એ ત્રણે અલોપ થઈ ગયાં! ૧૪૫

હે શિષ્ય! તને આ દૃષ્ટાંત કહ્યું, તે ઉપરથી મિથ્યાથી મિથ્યાનો નાશ થાય છે, તે તું સમજી લે. રાજાને જ્યારે મિથ્યા દુઃખ થયું, જ્યારે જેટલું સાચું સાહિત્ય તેની પાસે હતું, તેનો કાંઈ ઉપયોગ થયો નહિ. ૧૪૬

ટીકા—તાત્પર્ય એ છે, કે સંસારરૂપી દુઃખ મિથ્યા છે; માટે તેને દૂર કરવાને વેદ અને ગુરુરૂપી સાધન પણ મિથ્યા જ જોઈએ. મિથ્યાના નાશમાં સત્ય સાધનની અપેક્ષા નથી. સત્ય સાધન હોય તેનાથી મિથ્યાનો નાશ થાય નહિ. જેમ રાજાની પાસે મિથ્યા શિયાળ સ્વપ્નમાં આવ્યુ, તે કોઈ સાચા યોદ્ધાથી રોકાયુ નહિ; અને રાજાએ ખૂમો પાડી, તે વખતે રાજાની પાસે સાચા શસ્ત્રધારી તો અનેક હતા, પણ કોઈથી તે મર્યું નહિ; જ્યારે રાજાએ મિથ્યા ડાંગ મારી, ત્યારે તે મર્યું. વળી રાજાને મિથ્યા ઘા પડ્યો, તે વખતે કોઈ સાચો વૈદ્ય અને મલમપટ્ટી કરનારો મળી આવ્યો નહિ. મિથ્યા મલમપટ્ટી કરનાર પાસે ગયો, ત્યારે તેણે પૈસો માગ્યો. રાજાની પાસે અનંત ખજાનો સાચો હતો તે એમ ને એમ રહ્યો, પણ રાજાને તેમાંથી એક પૈસો પણ મળ્યો નહિ. કોઈ પણ સાચું સાધન રાજાના દુ ખનો નાશ કરવાને સમર્થ થયુ નહિ, પણ મિથ્યા મુનિએ મિથ્યા વનસ્પતિ આપીને મિથ્યા દુ ખનો નાશ કર્યો!

આવી રીતના સ્વપ્નનો અનુભવ સર્વને છે. સ્વપ્નમા જાગ્રતના પદાર્થનો કોઈ ને કોઈ જગ્યાએ પણ ઉપયોગ થયેલો જાણવામાં નથી. એ જ રીતે મિથ્યા એવા સંસાર-દુઃખનો નાશ મિથ્યા વેદ-ગુરુથી જ થાય છે; સાચા વેદ-ગુરુની ત્યાં અપેક્ષા નથી.

### ત્રણ પ્રકારની સત્તા

### મૃગજળથી તરસ કેમ મટતી નથી?

શંકા—શિષ્ય કહે છે, કે મારી એક એવી શંકા હતી, કે જેમ મૃગજળના મિથ્યા પાણીથી તરસનો નાશ થતો નથી, તેમ મિથ્યા વેદ-ગુરુથી સંસાર-દુઃખનો નાશ થતો નથી; પણ જો વેદ-ગુરુ મિથ્યા માન્યા છતાં તેનાથી સંસાર-દુ ખનો નાશ થાય છે એમ માનશો, તો મૃગજળથી તરસનો પણ નાશ થવો જોઈએ.

### મૃગજળ અને તરસમાં સત્તાનો ભેદ છે

चौपाई-यद्यपि मिथ्या मरुथल पानी, तातें किनहु न प्यास बुझानी।
तदपि विषम दृष्टांत सु तेरो, सत्ताभेद दुहनमैं हेरो ॥१४७॥

ગુરુઃ—જો કે મરુસ્થળનું પાણી મિથ્યા છે, તેથી કોઈની તરસ મટતી નથી, તોપણ એ તારું દૃષ્ટાંત વિષમ છે; કેમ કે મૃગજળનું પાણી અને તરસ એ બેમાં સત્તાનો ભેદ છે, તે તમે જુઓ. ૧૪૭

## સમસત્તાની પોતામાં સાધકબાધકતા

चौपाई–समसत्ता भवदुःख गुरु वेदा, यों गुरु वेद करत भवछेदा।
आपसमें समसत्ता जिनकी, लखि साधकबाधकता तिनकी ॥१४८॥

સંસારનું દુઃખ અને વેદ–ગુરુની સમાન સત્તા એટલે એક સત્તા છે; માટે વેદ અને ગુરુથી સંસાર–દુઃખનો નાશ થાય છે. **જે પદાર્થોની પોતપોતામાં એક જ જાતની સત્તા હોય, તે પોતપોતામાં સાધક અને બાધક થઈ શકે છે.+** સાધક એટલે કારણ અને બાધક એટલે નાશક. ૧૪૮

દૃષ્ટાંત—જેમ માટી અને ઘડાની સમસત્તા છે; (બન્ને વ્યાવહારિક હોવાથી) માટે માટી એ ઘડાની સાધક છે. જેમ અગ્નિ અને લાકડાની સમસત્તા છે, માટે અગ્નિ એ લાકડાનો બાધક છે. પણ મૃગજળની પ્રાતિભાસિક સત્તા છે અને તરસની વ્યાવહારિક સત્તા છે; માટે એ સમસત્તા નથી, પણ વિષમ સત્તા છે; અને તેથી મૃગજળ તરસનુ બાધક થતું નથી. આ ઠેકાણે સત્તાઓનું રહસ્ય સમજાવવું જોઈએ, તે આ પ્રમાણે છેઃ ચેતનમાં જે અસ્તિત્વ છે, તેને પરમાર્થસત્તા અથવા પારમાર્થિક સત્તા કહે છે. ચેતન સિવાયના મિથ્યા પદાર્થોમાં બે પ્રકારની સત્તા (એટલે અસ્તિત્વ) છે: એક વ્યાવહારિકી સત્તા છે અને બીજી પ્રતિભાસિકી સત્તા છે.

(૧) **વ્યાવહારિકી સત્તા**—જે પદાર્થનો બ્રહ્મજ્ઞાન વિના બાધ થાય નહિ, પણ બ્રહ્મજ્ઞાનથી જ બાધ થાય છે, તે પદાર્થમાં વ્યાવહારિકી સત્તા છે એમ કહેવાય છે. એવી વ્યાવહારિકી સત્તા ઈશ્વરની સૃષ્ટિમાં છે; કેમ કે દેહ, ઇંદ્રિયો વગેરે સંસાર જે ઈશ્વરની સૃષ્ટિ છે, તેનો બ્રહ્મજ્ઞાન વિના બાધ થતો નથી; બ્રહ્મજ્ઞાનથી જ બાધ થાય છે. જો કે ઈશ્વરની સૃષ્ટિના પદાર્થોનો બ્રહ્મજ્ઞાન વિના નાશ તો થાય છે, પણ બ્રહ્મજ્ઞાન વિના બાધ થાય નહિ.

(૨) **બાધ શબ્દનો અર્થ**—અપરોક્ષ મિથ્યા નિશ્ચયનું નામ બાધ છે. એ અપરોક્ષ (પ્રત્યક્ષ) મિથ્યા નિશ્ચય ઈશ્વરની સૃષ્ટિના પદાર્થોમાં બ્રહ્મજ્ઞાન થયા પહેલાં કોઈને થતો નથી; બ્રહ્મજ્ઞાન થયા પછી જ થાય છે; માટે× મૂલ

+ આ નિયમ અધિષ્ઠાનરૂપ સાધક અને જ્ઞાનરૂપ બાધક–એ બે સિવાય બાકીના પદાર્થોને લાગુ પડે છે, એમ 'વિચારસાગર'ની ટીકા કરનારા પંડિત શ્રી પીતામ્બરદાસજી લખે છે.

—અનુવાદક

× અવિદ્યા બે પ્રકારની છે: (૧) મૂલ અવિદ્યા અને (૨) તૂલ અવિદ્યા. જગતના પદાર્થોનું કારણ મૂલ અવિદ્યા છે; અને સ્વપ્ન તથા મૃગજળ વગેરે ભ્રમનું કારણ

અવિદ્યાનું કાર્ય જે જાગ્રતના પદાર્થ-ઈશ્વરસૃષ્ટિ તેમાં વ્યાવહારિકી સત્તા છે. જન્મમરણ, બંધનમોક્ષ આદિ વ્યવહારને સિદ્ધ કરનારી સત્તા એટલે હોવાપણું હોવાથી તે વ્યાવહારિકી સત્તા કહેવાય છે.

**( ૩ ) પ્રાતિભાસિકી સત્તા**—બ્રહ્મજ્ઞાન વિના જેનો બાધ થઈ શકે, તેને પ્રાતિભાસિકી સત્તા કહે છે. જેમ દોરડી, છીપ, ખાર ભૂમિ વગેરેમાં અનુક્રમે સાપ, રૂપું, પાણી વગેરે દેખાય છે, તેનો બ્રહ્મજ્ઞાન વિના જ બાધ થાય છે; માટે સાપ વગેરેમાં પ્રાતિભાસિકી સત્તા છે. પ્રતિભાસ એટલે પ્રતીતિ માત્ર ( ફક્ત જોવાપણું જ ), સત્તા એટલે હોવાપણું, તેને પ્રાતિભાસિકી સત્તા કહે છે. છીપમાં રૂપું વગેરે જણાવું એ તૂલ અવિદ્યાનું કાર્ય છે. એ કાર્યનું અસ્તિત્વ પ્રતીતિ માત્ર જ છે: કેમ કે ફક્ત દેખાવા સિવાય બીજી કોઈ રીતે રૂપા વગેરેનું અસ્તિત્વ નથી; માટે તેને પ્રાતિભાસિકી સત્તા કહે છે.

**( ૪ ) પારમાર્થિક સત્તા**—જેનો ત્રણે કાળમાં બાધ ન થાય, તે પારમાર્થિક સત્તા કહેવાય છે. ચેતનનો બાધ કદી થતો નથી; માટે ચેતનની પારમાર્થિક સત્તા છે. આ રીતે વેદ-ગુરુ અને સંસાર-દુઃખ એ બેની એક વ્યાવહારિકી-સત્તા હોવાથી, તેમ પોતપોતામાં સમસત્તા છે; માટે મિથ્યા વેદ-ગુરુથી મિથ્યા સંસાર-દુઃખનો નાશ થાય છે, વળી ભૂખ-તરસ પ્રાણના ધર્મ છે. પ્રાણ અને તેના ધર્મોનો બ્રહ્મજ્ઞાન વિના બાધ થઈ શકે નહિ; માટે તરસની વ્યાવહારિકી સત્તા છે. મરુસ્થળના પાણીનો બ્રહ્મજ્ઞાન વિના પણ મરુસ્થળના જ્ઞાનથી બાધ થાય છે; માટે મરુસ્થળના પાણીની પ્રાતિભાસિકી સત્તા છે. એ તરસ અને મરુસ્થળનું પાણી ( ઝાંઝવાનું જળ ) એમની સમાન સત્તા ન હોવાથી તે પાણીથી તરસનો નાશ થતો નથી. આ પ્રમાણે દૃષ્ટાંત બાધક વેદ-ગુરુ અને બાધ્ય સંસાર-દુઃખની સત્તા એક છે; અને દૃષ્ટાંતમાં જળ અને તરસની સત્તાનો ભેદ છે; માટે દૃષ્ટાંત વિષમ છે એટલે સિદ્ધાંત સાથે મળતું આવે એવું નથી.

## કોનો બાધ કોણ કરી શકે ?

ચોપાઈ-ब्रह्मभिन्न मिथ्या सब भाखौ, तिनको भेद हेत किहि राखौ ।
उपज्यो यह मोकूं संदेहा, प्रभुताको अब कीजै छेहा ॥ १४९ ॥

**શિષ્યઃ**—હે પ્રભુ ! દોરડીમાં દેખાતા સાપનો, ક્ષારભૂમિમાં દેખાતા પાણીનો અને છીપમાં દેખાતા રૂપા વગેરેનો બાધ બ્રહ્મજ્ઞાન વિના જ થાય છે, અને સંસાર-દુઃખનો બ્રહ્મજ્ઞાન થયા પછી જ બાધ થાય છે, એવો ભેદ રાખવાનું શું કારણ છે ? કેમ કે બ્રહ્મથી ભિન્ન સર્વ કાંઈ મિથ્યા છે, એમ તો આપ કહો છો, ત્યારે તે મિથ્યા પદાર્થોમાં એવો ભેદ રાખવાનું શું કારણ ? ૧૪૯

---

ઙ અવિદ્યા છે. અથવા બીજી રીતે કહીએ, તો ઘટાદિ જડ પદાર્થની ઉપાધિવાળા ચેતનને ઢાંકનારી અવિદ્યા તે તૂલાવિદ્યા અને શુદ્ધ ચેતનને ઢાંકનારી તે મૂલાવિદ્યા.

## જેના અજ્ઞાનથી જે ઊપજે તેના જ્ઞાનથી તેનો બાધ

दोहा—सकल अविद्या कारज मिथ्या, शिष तामैं रंचकहु न तथ्या ।
जा अज्ञानसे उपजत जोई, ताके ज्ञान बाध तिहि होई ॥ १५० ॥

ગુરુઃ—હે શિષ્ય! જો કે બ્રહ્મથી ભિન્ન સઘળું અવિદ્યાનું કાર્ય છે, માટે મિથ્યા છે; પરંતુ જેના અજ્ઞાનથી જે કાર્ય ઉત્પન્ન થયું હોય તેના જ્ઞાનથી તે કાર્યનો બાધ થઈ શકે છે. ૧૫૦

ટીકા—(૧) છીપ, દોરડી, મરુસ્થળ ઇત્યાદિકના અજ્ઞાનથી રૂપું, સાપ, પાણી વગેરે ઊપજેલાં છે; માટે તેનો બાધ છીપ, દોરડી અને મરુસ્થળ વગેરેના જ્ઞાનથી થાય છે. (૨) બ્રહ્મના અજ્ઞાનથી જન્મ, મરણ વગેરે સંસાર-દુઃખ ઊપજ્યાં છે; માટે તેનો બાધ બ્રહ્મજ્ઞાનથી થાય છે.

## સંસારોત્પત્તિના ક્રમ

दोहा—भगवन्! ब्रह्मअज्ञानते, जो ऊपजे संसार ।
सो किहिं क्रमतें होत है, कहौ मोहि निरधार ॥ १५१ ॥

શિષ્યઃ—હે ભગવન્! બ્રહ્મના અજ્ઞાનથી સંસાર ઊપજ્યો છે, એમ આપ કહો છો; તો તે સંસાર કયા ક્રમથી ઊપજ્યો છે તે કહો.

## સ્વપ્નની પેઠે વિના ક્રમથી જગતનો ભાસ

चौपाई—जैसे स्वप्न होत बिन क्रमते त्यों मिथ्या जग भाषत भ्रमते ।
जो ताको क्रम जान्यो लोरै, सो मरुथलजलवसन निचौरै ॥१५२॥

ગુરુઃ—જેમ સ્વપ્ન ઉત્પન્ન થવામાં કોઈ ક્રમ હોતો નથી, પણ ક્રમ વિના જ સ્વપ્નના પદાર્થોનો ભાસ થાય છે, તેમ ભ્રાંતિથી મિથ્યા જગતનો પણ ભાસ થાય છે. એ સંસારની ઉત્પત્તિનો ક્રમ જેઓ જાણવા ઇચ્છે છે, તેઓ મરુસ્થળના પાણીમાં વસ્ત્ર બોળીને નીચોવવા ઇચ્છે છે, એમ જાણવું. ૧૫૨

दोहा—उपनिषदनमें बहुतविधि, जग उत्पत्ति प्रकार ।
अभिप्राय तिनको यही, चेतनभिन्न असार ॥ १५३ ॥

ઉપનિષદોમાં જગતની ઉત્પત્તિનો પ્રકાર અનેક પ્રકારે કહ્યો છે, તેનો અભિપ્રાય એવો છે, કે ચેતનથી ભિન્ન તે સઘળું તુચ્છ (મિથ્યા) છે. ૧૫૩

ટીકા—ઉપનિષદમાં જગતની ઉત્પત્તિ અનેક પ્રકારે કહી છે. જેમ છાંદોગ્યમાં તો સતરૂપ પરમાત્માથી અગ્નિ, જળ, પૃથ્વી એ ક્રમે ઊપજે છે એમ કહ્યું છે અને તૈત્તિરીયમાં આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી એ ક્રમે ઊપજે છે એમ કહ્યું છે. એ રીતે પાંચ ભૂતોની ઉત્પત્તિ કહી છે; અને કોઈ ઠેકાણે તો બધાની ઉત્પત્તિ પરમેશ્વર કરે છે, એ રીતે ક્રમ વિના જ ઉત્પત્તિ કહેલી છે. એવી રીતે જગતની ઉત્પત્તિ વેદમાં અનેક પ્રકારે કહી છે.

તેમાં વેદનો આવો અભિપ્રાય છે:—જગત મિથ્યા છે. જો જગત કાંઈક પદાર્થ હોત તો તેની ઉત્પત્તિ વેદ અનેક પ્રકારથી કહેત નહિ પણ અનેક પ્રકારથી જગતની ઉત્પત્તિ કહી છે; માટે જગતની ઉત્પત્તિ પ્રતિપાદન કરવાનો વેદનો અભિપ્રાય નથી, પણ અદ્વૈત બ્રહ્મ ઓળખાવવાને જગતનો નિષેધ કરવા માટે મિથ્યા જગતનો કોઈ પણ રીતે બ્રહ્મમાં આરોપ કરી બતાવ્યો છે. દષ્ટાંત:— જેમ રમમતની ખાતર આતશબાજીમાં ઉડાવવાને દારૂનો હાથી બનાવે છે, તેનાં કાન અને પૂછડું વગેરે વાંકાં રહી ગયાં હોય તો તે સીધાં કરવાને આતશબાજી બનાવનારો યત્ન કરતો નથી; તેમ જ અદ્વૈત જ્ઞાનને માટે સંસારનો નિષેધ કરવા માટે સંસારનો આરોપ કર્યો છે; માટે વેદે સંસારની ઉત્પત્તિનો ક્રમ એક જ રૂપે કહેવાનો યત્ન કર્યો નથી. વેદે સંસારની ઉત્પત્તિ એક રૂપથી નથી કહી, એ ઉપરથી એમ માલૂમ પડે છે, કે વેદનો અભિપ્રાય સંસારનો નિષેધ કરવામાં છે, તેની ઉત્પત્તિનું કથન કરવામાં તેનો અભિપ્રાય નથી.

## સૂત્રભાષ્યકારનો શ્રુતિવચનથી જગતની ઉત્પત્તિ કહેવાનો અભિપ્રાય

બ્રહ્મસૂત્રના બીજા અધ્યાયમાં સૂત્રકારે અને ભાષ્યકારે જગતની ઉત્પત્તિ કહેનારાં શ્રુતિવચનોનો વિરોધ દૂર કરીને એક રૂપથી તૈત્તિરીય શ્રુતિ પ્રમાણે જગતની ઉત્પત્તિ કહેવાનો બધાં ઉપનિષદોનો અભિપ્રાય છે એમ કહ્યું છે, તે મંદ જિજ્ઞાસુઓ માટે કહ્યું છે; કેમ કે જગતની ઉત્પત્તિ કહેનારાં શ્રુતિવાક્યોનો સૂત્રભાષ્યકારના કહેવા પ્રમાણે અભિપ્રાય ન સમજે, તો તે મંદ જિજ્ઞાસુને ઉપનિષદમાં જગતની ઉત્પત્તિ જુદેજુદે પ્રકારે કહેલી જોઈને વેદવાક્યોમાં પરસ્પર વિરોધ છે, એમ ભ્રાંતિ થઈ જાય. તે ભ્રાંતિ દૂર કરવા બધાં ઉપનિષદોમાં જગતની ઉત્પત્તિનો પ્રકાર સરખો છે એમ સૂત્રકારે તથા ભાષ્યકારે પ્રતિપાદન કર્યું છે.

વળી જેને બ્રહ્મ-વિચારથી યથાર્થ જ્ઞાન થાય નહિ, તેને લય-ચિંતન માટે પણ ઉત્પત્તિક્રમ કહ્યો છે. જે ક્રમથી ઉત્પત્તિ કહી છે, તેનાથી ઊલટે ક્રમે લય-ચિંતન કરવું. તે લય-ચિંતનથી અદ્વૈતમાં બુદ્ધિ સ્થિર થાય છે. તે લય-ચિંતનનો પ્રકાર પંચીકરણમાં વાર્તિકકાર સુરેશ્વરાચાર્યે કહ્યો છે.

આ ગ્રંથ ઉત્તમ જિજ્ઞાસુઓ માટે છે; માટે એમાં જગતની ઉત્પત્તિ તથા લયનો પ્રકાર લખ્યો નથી! પણ સાગરરૂપ છે; માટે સંક્ષેપમાં તે બતાવીએ છીએ:

શુદ્ધ બ્રહ્મથી જગતની ઉત્પત્તિ થાય નહિ, કેમ કે શુદ્ધ બ્રહ્મ અસંગ અને અક્રિય છે, પણ માયાવિશિષ્ટ* જે ઈશ્વર તેનાથી જગતની ઉત્પત્તિ થાય છે; માટે માયા અને ઈશ્વરનું સ્વરૂપ પ્રતિપાદન કરીએ છીએ.

* ખરું જોતાં જગતનું પારિણામિક ઉપાદાન કેવળ માયા છે, અને વિવર્ત ઉપાદાન માયાકલ્પિત ચેતન છે; એમ છતાં અવિવેકી પુરુષોની દૃષ્ટિને અનુસરીને અહીં માયાવિશિષ્ટને વિવર્ત ઉપાદાન કહ્યું છે— પં૦ પીતાંબરદાસજી

## માયાના સ્વરૂપનું પ્રતિપાદન

कवित—जीव ईश भेदहीन चेतन स्वरुपमांहि,
माया सो अनादि एक शांत ताहि मानिये ।
सत औ' असतते विलक्षण स्वरूप ताके,
ताहिको अविद्या और अज्ञानहू बखानिये ॥
चेतनसामान्य न विरोधी ताको साधकहै,
वृत्तिमें आरूढ वा विरोधी वृत्ति जानिये ।
मायामें आभास अधिष्ठान अरु माया मिल,
ईश सरवज्ञ जगहेतु पहचानिये ॥ १५४ ॥

જીવ અને ઈશ્વર એવા ભેદથી રહિત ચેતનના સ્વરૂપમાં માયા અનાદિ સાંત (અંતવાન) છે, એમ માનવું. એનું સ્વરૂપ સત્ અને અસતથી વિલક્ષણ છે. એને જ અવિદ્યા અને અજ્ઞાન કહે છે. સામાન્ય ચેતન એ માયાનું વિરોધી નથી, પણ સાધક (મદદગાર) છે; પણ એ ચેતનવૃત્તિમાં આરૂઢ થયેલું છે, તે અથવા ચેતનયુક્ત વૃત્તિ, એ માયાનાં વિરોધી છે, એમ જાણવું. અધિષ્ઠાન શુદ્ધ ચૈતન્ય, એ ચૈતન્યનો માયામાં આભાસ અને માયા, એ ત્રણે મળીને ઈશ્વર કહેવાય છે, તે સર્વજ્ઞ અને જગતનું કારણ છે. ૧૫૪

ટીકા—જીવ અને ઈશ્વર એવા ભેદ રહિત જે શુદ્ધ ચૈતન્ય છે, તેની આશ્રિત માયા છે. તે માયા અનાદિ છે; એટલે ઉત્પત્તિ રહિત છે.

(૧) જો માયાની ઉત્પત્તિ માનીએ તો માયાનું કાર્ય જે જગત, તેનાથી તો માયાની ઉત્પત્તિ કહેવાય નહિ; પુત્રથી પિતાની ઉત્પત્તિ જેમ હોય નહિ, તેમ જ જગતથી માયાની ઉત્પત્તિ પણ હોય નહિ. ત્યારે હવે ચેતનથી જ માયાની ઉત્પત્તિ માનવી પડશે. તેમાં પણ (૨) જીવભાવ અને ઈશ્વરભાવ એ તો માયાનાં કાર્ય છે. પ્રથમ માયા હોય નહિ તો જીવ અને ઈશ્વર પણ હોવા સંભવે નહિ; માટે જીવચેતન અથવા ઈશ્વરચેતનથી માયાની ઉત્પત્તિ કહેવી એ અસંભવિત છે. (૩) શુદ્ધ ચેતન અસંગ છે, અક્રિય છે અને નિર્વિકાર છે; તેનાથી માયાની ઉત્પત્તિ માનીએ, તો શુદ્ધ ચેતનને વિકારી કહેવું પડે! વળી શુદ્ધ ચેતનથી માયાની ઉત્પત્તિ માનીએ, તો મોક્ષદશામાં માયા ફરી ઉત્પન્ન થાય; અને એમ થાય, તો મોક્ષ માટે કરેલાં સાધનો બધાં નિષ્ફળ થશે! આ રીતે માયા (૧) ઉત્પત્તિ રહિત છે માટે અનાદિ છે, (૨) એક છે અને (૩) સાંત એટલે અંતવાળી છે. જ્ઞાનથી માયાનો અંત થાય છે, (૪) સત્—અસતથી વિલક્ષણ છે. क. જેનો ત્રણે કાળમાં બાધ થાય નહિ તેને સત્ કહે છે, એવું એક ચૈતન્ય છે. ख. માયાનો જ્ઞાનથી બાધ થાય છે; માટે તે સતથી વિલક્ષણ છે. ग. જેની ત્રણે કાળમાં પ્રતીતિ થાય નહિ, તેને 'અસત્' કહે છે.

દૃષ્ટાંત:—જેમ સસલાનું શિંગડું, વાંઝણીનો છોકરો, આકાશનું ફૂલ ઇત્યાદિ

**અસત્** છે. ઘ. જ્ઞાન થયા પહેલાં માયા અને તેનું કાર્ય પ્રતીત થાય છે. જેમ (૧) જાગ્રતમાં 'હું અજ્ઞાની છું, બ્રહ્મને જાણતો નથી' એવી રીતે માયા પ્રતીત થાય છે. (૨) સ્વપ્નમાં જે અનેક પ્રકારના પદાર્થો દેખાય છે, તેનું ઉપાદાન કારણ માયા છે. (૩) સુષુપ્તિમાંથી જાગ્યા પછી આવી રીતે અજ્ઞાનની સ્મૃતિ થાય છે. 'હું સુખથી સૂઈ રહ્યો, મેં કાંઈ પણ જાણ્યું નહિ' એ સ્મરણ ન જાણેલી વસ્તુનું થાય નહિ; માટે સુષુપ્તિમાં અજ્ઞાનનું ભાન થાય છે, તે અજ્ઞાન અને માયા એક જ છે, તેમાં કાંઈ ભેદ નથી.

આ પ્રમાણે ત્રણે અવસ્થામાં માયાની પ્રતીતિ થાય છે; માટે માયા **અસતથી** વિલક્ષણ છે. એ રીતે સત્-અસતથી વિલક્ષણ જે માયા, તેનું કાર્ય પણ સત્-અસતથી વિલક્ષણ છે. સત્-અસતથી વિલક્ષણ હોય તેને જ અદ્વૈતમતમાં મિથ્યા કહે છે અને અનિર્વચનીય પણ કહે છે; માટે માયા અને તેના કાર્યથી દ્વૈતની સિદ્ધિ થાય નહિ; કેમ કે જેમ ચેતન સતરૂપ છે, તેમ માયા અને તેનું કાર્ય પણ સતરૂપ હોત, તો દ્વૈત થાત; તે માયા અને તેનું કાર્ય તો સત્ અને અસતથી વિલક્ષણ હોવાથી મિથ્યા છે. મિથ્યા પદાર્થથી દ્વૈત થતું નથી. જેમ સ્વપ્નના પદાર્થ મિથ્યા છે, તેનાથી દ્વૈત થતું નથી.

### અજ્ઞાનની સ્વાશ્રયતા અને સ્વ-વિષયતા

(૧) જીવ-ઈશ્વરવિભાગ રહિત એવા શુદ્ધ બ્રહ્મની આશ્રિત માયા છે; અને (૨) શુદ્ધ બ્રહ્મનું જ આચ્છાદાન કરે છે. આ પક્ષને **સ્વાશ્રય-સ્વ-વિષય** પક્ષ કહે છે.

(૧) સ્વ એટલે શુદ્ધ બ્રહ્મ જ માયાનો આશ્રય છે; અને (૨) સ્વ એટલે શુદ્ધ બ્રહ્મ જ માયાનો વિષય છે; એટલે માયાથી આચ્છાદિત (ઢંકાયેલું) છે.

સંક્ષેપશારીરિક, વિવરણ, વેદાંતમુક્તાવલિ. અદ્વૈતસિદ્ધિ, અદ્વૈત-દીપિકા આદિ ગ્રંથકારોએ **સ્વાશ્રય, સ્વ-વિષય** પક્ષ જ અંગીકાર કર્યો છે.

### એ વિષે વાચસ્પતિનો મત (અજ્ઞાન અનેક છે)

વાચસ્પતિનો મત આવો છેઃ (૧) અજ્ઞાન જીવનું આશ્રિત છે અને (૨) બ્રહ્મને વિષય કરે છે. (૧) 'હું અજ્ઞાની છું અને બ્રહ્મને જાણતો નથી' એવું કહેવામાં આવે છે. એમાં 'હું' શબ્દનો અર્થ જીવ, પોતાને 'અજ્ઞાની' કહેવાથી, તે અજ્ઞાનનો આશ્રય છે, એમ ભાન થાય છે. અને (૨) 'બ્રહ્મને જાણતો નથી' એમ કહેવાથી અજ્ઞાનનો વિષય બ્રહ્મ છે, એમ પ્રતીત થાય છે.

આ રીતે અજ્ઞાન જીવનું આશ્રિત છે; અને બ્રહ્મને વિષય કરે છે એટલે ઢાંકે છે. તે અજ્ઞાન એક નથી, પણ અનંત છે; કેમ કે જો એક અજ્ઞાન માનીએ તો તે એક અજ્ઞાનની એક જ્ઞાનથી નિવૃત્તિ થયાથી બીજાઓને અજ્ઞાન અને તેનું કાર્ય-સંસાર પ્રતીત ન થવો જોઈએ. જો એમ કહો કે આજ સુધી કોઈને જ્ઞાન થયું નથી અને હવે પછી પણ થવાનું નથી, તો શ્રવણાદિક સાધન નકામાં થશે!

માટે અનંત જીવોને આશરે રહેલું અજ્ઞાન પણ અનંત છે. અનંત

એક જ કરોળિયો જાળનું ઉપાદાન અને નિમિત્ત કારણ હોય છે તેમ.

**શિષ્ય :**—કરોળિયો જાળ બાંધે છે, તેમાં તેનું જડ શરીર જાળનું ઉપાદાન કારણ છે અને તે શરીરમાં જે ચેતનભાગ છે, તે નિમિત્ત કારણ છે; માટે એક જ ઈશ્વરને ઉપાદાન અને નિમિત્ત કારણ માનવામાં કોઈ દૃષ્ટાંત નથી.

**ગુરુ :**—તો કરોળિયાની પેઠે ઈશ્વરનું શરીર જે જડ માયા, તે જગતનું ઉપાદાન કારણ છે અને ચેતનભાગ એ નિમિત્ત કારણ છે એમ સમજવું.

આ રીતે એક જ ઈશ્વર જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે; તેમાં કરોળિયાનું દૃષ્ટાંત છે પણ મુખ્ય દૃષ્ટાંત સ્વપ્ન છે,

કરોળિયાના દૃષ્ટાંત પરથી એમ સમજવું, કે તમઃપ્રધાન પ્રકૃતિરૂપ માયા જગતનું ઉપાદાન કારણ છે; શુદ્ધ સત્ત્વપ્રધાન માયા સહિત ચેતન ભાગ જગતનું નિમિત્ત કારણ છે. મતલબ કે કેવળ ચેતનભાગ કારણ નથી.

સ્વપ્ન–દૃષ્ટાંત પરથી એમ સમજવાનું, કે સાક્ષી ચેતન સ્વપ્નમાં દેખાતી સૃષ્ટિનું ઉપાદાન કારણ છે, તેમ નિમિત્ત કારણ પણ છે. તે જ રીતે ઈશ્વર પણ જગતનું ઉપાદાન કારણ છે તથા નિમિત્ત કારણ છે.

જે એક જ વસ્તુ ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ પણ હોય, તેને શાસ્ત્રમાં **અભિન્ન નિમિત્ત–ઉપાદાન કારણ** કહે છે. ઈશ્વર જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે. જે સમય જીવોનાં કર્મફળ આપવાને સન્મુખ (તત્પર) નહિ હોય, તે સમયને **પ્રલય** કહે છે; અને જે સમય જીવોનાં કર્મફળ આપવાને સન્મુખ હોય, તે સમયને સૃષ્ટિ કહે છે. એ રીતે જીવોનાં કર્મને અધીન સૃષ્ટિ છે.

## જીવનું સ્વરૂપ

**मलिन सत्त्व अज्ञानमें, जो चेतन आभास ।**
**अधिष्ठानयुत जीवसो, करत कर्मफल आस ॥ १५५ ॥**

રજોગુણ તથા તમોગુણથી મિશ્ર એવા સત્ત્વગુણને મલિન સત્ત્વગુણ કહે છે. એવા મલિન સત્ત્વગુણ યુક્ત જે અજ્ઞાન, તેમાં જે ચેતનનો આભાસ અને અધિષ્ઠાન ચેતન, એ ત્રણ મળીને જીવ કહેવાય છે અને તે કર્મ કરીને તેના ફળની આશા રાખે છે; અર્થાત્ તે કર્તા–ભોક્તા છે. ૧૫૫

### ઈશ્વરમાં વિષમ દૃષ્ટિ અને ક્રૂરતા નથી

એ જીવોના કર્મ પ્રમાણે ઊંચાનીચા ભોગને માટે ઈશ્વર સૃષ્ટિ રચે છે; માટે ઈશ્વરમાં વિષમ દૃષ્ટિ અને ક્રૂરતા નથી.

**શંકા**—સર્વથી પ્રથમ સૃષ્ટિની પહેલાં કર્મ હોતાં નથી અને તે પ્રથમ સૃષ્ટિમાં પણ ઊંચનીચ શરીર અને ભોગ ઈશ્વરે રચ્યાં હોય છે; માટે ઈશ્વરમાં વિષમ દૃષ્ટિ કેમ નહિ ?

**સમાધાન**—સંસાર અનાદિ છે. પછી પછીની સૃષ્ટિમાં પૂર્વપૂર્વ

સૃષ્ટિનાં કર્મ હેતુ છે. સર્વથી પ્રથમ એવી સૃષ્ટિ કોઈ છે જ નહિ; માટે ઈશ્વરમાં દોષ નથી.

## સૃષ્ટિની ઉત્પત્તિ

### પંચભૂત અને તેના ગુણોની ઉત્પત્તિ

कवित्त—जीवनके पूर्वसृष्टि कर्म अनुसार ईश-
इच्छा होय जीवभोग जग उपजाईये ।
नभ वायु तेज जल भूमि भूत रचें तहां,
शब्द स्पर्श रूप रस गंध गुण गाईये ॥
सत्त्व अंश पंचनको मिली उपजत सत्त्व ।
रजोगुण अंश मिलि प्राण त्यों उपाईये ॥
एक एक भूत सत्त्व अंश ज्ञान इंद्रि रचै,
कर्मइंद्रि रजोगुण अंशते लगाईये ॥ १५६ ॥

પૂર્વની સૃષ્ટિમાં જીવોએ કરેલાં કર્મ અનુસાર ઈશ્વરને ઇચ્છા થાય છે, કે જીવોને ભોગ આપવા માટે જગત ઉત્પન્ન કરું; તેથી તેણે આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એવાં પાંચ ભૂત રચ્યાં. એ પાંચ ભૂતોના અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એવા પાંચ ગુણ છે. (એ દરેક ભૂત સત્ત્વ, રજસ અને તમસ એવા ત્રણ ગુણવાળું હોય છે.) તે દરેક ભૂતનો સત્ત્વ અંશ એકત્ર થઈને અંતઃકરણ ઊપજે છે, દરેકનો રજો અંશ એકત્ર થઈને પ્રાણ ઊપજે છે, દરેક ભૂતના જુદાજુદા સત્ત્વગુણોના અંશમાંથી પાંચ જ્ઞાનેંદ્રિયો રચાયલી છે; અને દરેકના જુદાજુદા રજોગુણના અંશમાંથી કર્મેન્દ્રિયો ઉત્પન્ન થઈ છે એમ જાણવું. ૧૫૬

**ટીકા**—જ્યારે જીવોનાં કર્મ, ભોગ આપવાથી ઉદાસીન હોય છે એટલે કર્મો ભોગ આપવાને તત્પર નથી હોતાં, ત્યારે પ્રલય થાય છે. પ્રલય-કાળમાં બધા પદાર્થોના સંસ્કાર માયામાં રહે છે, માટે જીવોનાં કર્મ પણ જે બાકી રહ્યાં હોય છે, તે સૂક્ષ્મ થઈને માયામાં રહે છે. જ્યારે કર્મ ભોગ આપવાને સન્મુખ થાય છે, ત્યારે ઈશ્વરને આવી ઇચ્છા થાય છે, કે જીવોના ભોગ માટે જગતની ઉત્પત્તિ કરું.

પૂર્ણકામ ઈશ્વરને ઇચ્છા ઉત્પન્ન થવાનું કોઈ કારણ નથી; એમ છતાં જેમ કલ્પવૃક્ષ અન્ય પુરુષના સંકલ્પથી સ્વભાવે કરીને ઇચ્છિત ફળ આપે છે, તેમ ઈશ્વર પણ ફળ આપવાને તત્પર થયેલા જીવોના અદૃષ્ટરૂપ નિમિત્તથી પોતાના સ્વભાવે કરીને ઇચ્છા, જ્ઞાન અને પ્રયત્ન કરે છે.

સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઈશ્વરની ઇચ્છા થતાં માયા તમોગુણપ્રધાન થાય છે; એટલે સત્ત્વગુણ અને રજોગુણ દબાઈ રહે છે, તથા તમોગુણ મુખ્ય આગળપડતો થાય છે. તે તમોગુણપ્રધાન માયાથી આકાશ, વાયુ, તેજ, જળ

જીવોના અનંત અજ્ઞાનથી કલ્પિત ઈશ્વર પણ અનંત છે અને બ્રહ્માંડ પણ અનંત છે. જે જીવને જ્ઞાન થાય, તે જીવનું અજ્ઞાન, ઈશ્વર અને બ્રહ્માંડ નિવૃત્ત થાય. જેને જ્ઞાન ન થાય તેનો બંધ કાયમ રહે છે.

### વાચસ્પતિ-મતની અસમીચીનતા (અજ્ઞાન એક જ છે)

આ વાચસ્પતિનો મત સમીચીન નથી; કેમ કે–(૧) ઈશ્વર જીવના અજ્ઞાનથી કલ્પિત છે એમ કહેવું એ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણથી વિરુદ્ધ છે. (૨) ઈશ્વર અનંત છે અને દરેક જીવની સૃષ્ટિ જુદીજુદી છે, એ વાત પણ શ્રુતિ વગેરેથી વિરુદ્ધ છે; માટે અજ્ઞાન અનેક માનવાં યોગ્ય નથી. વળી અજ્ઞાન માનીને ઈશ્વર અને સૃષ્ટિ એક માને તો તે સંભવતું નથી; કેમ કે જીવ અને ઈશ્વરરૂપ સંસાર અજ્ઞાનથી કલ્પાયેલો છે; પણ અનંત અજ્ઞાન માનવાથી એકેક અજ્ઞાને કલ્પેલા જીવની પેઠે ઈશ્વર અને જગત પણ અનંત જ માનવાં પડે, અને તેથી જ વાચસ્પતિએ અનંત ઈશ્વર અને અનંત સૃષ્ટિ કહી છે; માટે અજ્ઞાન એક છે, એ મત જ સાચો છે.

### સ્વાશ્રય સ્વવિષય પક્ષનો સ્વીકાર

**ગુરુ:**—અને તે એક અજ્ઞાન પણ જીવનું આશ્રિત નથી, પણ શુદ્ધ બ્રહ્મનું આશ્રિત છે; કેમ કે–(૧) જીવપણું એ અજ્ઞાનનું કાર્ય છે. તે અજ્ઞાન સ્વતંત્ર કદી પણ રહી શકતું નથી; માટે કોઈનો આશ્રય વિનાના અજ્ઞાનથી તો જીવપણું સંભવે નહિ. પ્રથમ કોઈને આશરે અજ્ઞાન ન રહે, ત્યારે અજ્ઞાનનું કાર્ય જીવપણું બની શકે.

(૨) જીવપણાની પેઠે ઈશ્વરપણું એ પણ અજ્ઞાનનું કાર્ય છે; માટે તેને આશરે પણ અજ્ઞાન રહે નહિ, પણ શુદ્ધ બ્રહ્મને આશરે અનાદિ અજ્ઞાન રહ્યું છે.

ચેતન અને અજ્ઞાન બન્ને અનાદિ હોવાથી તેમનો સંબંધ પણ અનાદિ છે; અને તે અનાદિ સંબંધથી થયેલો જીવભાવ અને ઈશ્વરભાવ પણ અનાદિ છે; પરંતુ જીવભાવ અને ઈશ્વરભાવ અજ્ઞાનને અધીન છે–એટલે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો છે, તેથી તેને અજ્ઞાનનું કાર્ય કહેવામાં આવે છે.

જો કે 'હું અજ્ઞાની છું' એવી રીતે જીવનું આશ્રિત અજ્ઞાન જોવામાં આવે છે, તથાપિ શુદ્ધ બ્રહ્મનું આશ્રિત જે અજ્ઞાન તેનો 'હું અજ્ઞાની છું' એવું જીવને અભિમાન થાય છે. વળી (૧) જીવ અજ્ઞાનનું કાર્ય છે; માટે અજ્ઞાનના અધિષ્ઠાનરૂપ આશ્રય જીવ હોઈ શકે નહિ; પણ શુદ્ધ બ્રહ્મ જ અજ્ઞાનનો અધિષ્ઠાનરૂપ આશ્રય સંભવે છે.

શુદ્ધ બ્રહ્મરૂપ અધિષ્ઠાનનું આશ્રિત જે અજ્ઞાન તે બ્રહ્મને જ ઢાંકે છે. તે પછી 'હું અજ્ઞાની છું' એટલે બ્રહ્મને જાણતો નથી, એવી રીતે અભિમાનરૂપ આશ્રય જીવ થાય છે. આ રીતે અજ્ઞાન **સ્વાશ્રય-સ્વવિષય** કહેવાય છે.

### એક અજ્ઞાનપક્ષમાં બંધનમોક્ષની વ્યવસ્થા

તે અજ્ઞાન એક છે અને તે જ્ઞાનથી નિવૃત્ત થાય છે, પરંતુ જે અંતઃકરણમાં અજ્ઞાન હોય, તે અંતઃકરણ અવચ્છિન્નચેતનમાં રહેલો જે અજ્ઞાનનો અંશ, તેની નિવૃત્તિ જ્ઞાનથી થાય છે; તેથી જ તે મુક્ત થાય છે. જે અંતઃકરણમાં

જ્ઞાન ન હોય, ત્યાં અજ્ઞાનનો અંશ રહે છે, અને તેથી બંધ પણ રહે છે આ રીતે એક અજ્ઞાનપક્ષમાં બંધનમોક્ષ વ્યવહાર બને છે જો કોઈને વાચસ્પતિની રીતે અનેક અજ્ઞાનવાદ બુદ્ધિમાં ઠીક લાગે તો તે પણ અદ્વૈત જ્ઞાનનો ઉપાય છે—તેનું ખંડન કરવામાં અમારો આગ્રહ નથી જે રીતે જિજ્ઞાસુને અદ્વૈત બોધ થાય, તે રીતે બુદ્ધિને સ્થિર કરે.

### માયાનું નામભેદથી સ્વરૂપ

શુદ્ધ બ્રહ્મની આશ્રિત જે માયા તેને અવિદ્યા અને અજ્ઞાન કહે છે

(૧) **માયા**—અચિંત્ય શક્તિવાળી હોવાથી તથા યુક્તિને પણ માન ન આપે એવી હોવાથી તે **માયા** કહેવાય છે

(૨) **અવિદ્યા**—વિદ્યાથી એનો નાશ થાય છે, માટે **અવિદ્યા** કહેવાય છે

(૩) **અજ્ઞાન**—સ્વરૂપનું (જીવના વાસ્તવિક બ્રહ્મરૂપનું) આચ્છાદન કરે છે, માટે તેને **અજ્ઞાન** કહે છે (૧) માયા જે ચેતનની આશ્રિત છે, તે સામાન્ય ચેતન તેનું વિરોધી નથી, પણ ઊલટું સાધક છે, એટલે માયાને સત્તા-સ્ફુરણ આપે છે (સામાન્ય ચેતનને લીધે માયાનું અસ્તિત્વ જણાય છે) (૨) વૃત્તિમાં આરૂઢ એટલે રહેલું જે ચેતન-અથવા ચેતન સહિત વૃત્તિ એ માયાની વિરોધી છે (આ વાત આગળ ક્રમમાં વિસ્તારથી કહેવાશે)

### ઈશ્વરનું સ્વરૂપ

(૧) શુદ્ધ સત્ત્વગુણ સહિત માયા, (૨) માયાનું અધિષ્ઠાન ચેતન અને (૩) માયામાં આભાસ આ ત્રણે મળીને ઈશ્વર કહેવાય છે તે ઈશ્વર સર્વજ્ઞ છે અને તે જ જગતનો હેતુ એટલે કારણ છે

### કારણના બે પ્રકાર

કારણ બે પ્રકારના હોય છે એક **ઉપાદાન કારણ** હોય છે, અને બીજું **નિમિત્ત કારણ** હોય છે

(૧) **ઉપાદાન કારણ**—જે વસ્તુનો કાર્યમાં પ્રવેશ હોય અને જેના વગર કાર્યની સ્થિતિ હોઈ શકે નહિ તેને **ઉપાદાન કારણ** કહે છે જેમ માટીના ઘડામાં પ્રવેશ છે અને માટી વગર ઘડાની સ્થિતિ હોઈ શકે નહિ માટે માટીએ ઘડાનું **ઉપાદાન કારણ** છે

(૨) **નિમિત્ત કારણ**—જે વસ્તુનો કાર્યમાં પ્રવેશ હોય નહિ, જે કાર્યથી જુદું હોઈને કાર્યને ઉત્પન્ન કરે અને જેનો નાશ થવાથી કાર્ય બગડે નહિ, તેને નિમિત્ત કારણ કહે છે જેમ-કુંભાર, ચાક દાંડો વગેરે ઘડાના નિમિત્ત કારણો છે, કેમ કે ઘડાના સ્વરૂપમાં તેમનો પ્રવેશ નથી, ઘડાથી જુદા રહીને તે ઘડાની ઉત્પત્તિ કરે છે અને ઘડો તૈયાર થયા પછી કુંભાર, ચાક, દાંડો વગેરે નાશ પામે, તથાપિ ઘડાને કંઈ હાનિ પહોંચતી નથી

આ રીતે ઉપાદાન અને નિમિત્ત એવા બે પ્રકારના કારણ હોય છે

### ઈશ્વર જગતનું ઉપાદાન કારણ છે અને નિમિત્ત કારણ પણ છે

જગતનું ઉપાદાન અને નિમિત્ત બને પ્રકારનું કારણ ઈશ્વર છે, જેમ

એક જ કરોળિયો જાળનું ઉપાદાન અને નિમિત્ત કારણ હોય છે તેમ.

**શિષ્ય :**—કરોળિયો જાળ બાંધે છે, તેમાં તેનું જડ શરીર જાળનું ઉપાદાન કારણ છે અને તે શરીરમાં જે ચેતનભાગ છે, તે નિમિત્ત કારણ છે; માટે એક જ ઈશ્વરને ઉપાદાન અને નિમિત્ત કારણ માનવામાં કોઈ દૃષ્ટાંત નથી.

**ગુરુ :**—તો કરોળિયાની પેઠે ઈશ્વરનું શરીર જે જડ માયા, તે જગતનું ઉપાદાન કારણ છે અને ચેતનભાગ એ નિમિત્ત કારણ છે એમ સમજવું.

આ રીતે એક જ ઈશ્વર જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે; તેમાં કરોળિયાનું દૃષ્ટાંત છે પણ મુખ્ય દૃષ્ટાંત સ્વપ્ન છે,

કરોળિયાના દૃષ્ટાંત પરથી એમ સમજવું, કે તમઃપ્રધાન પ્રકૃતિરૂપ માયા જગતનું ઉપાદાન કારણ છે; શુદ્ધ સત્ત્વપ્રધાન માયા સહિત ચેતન ભાગ જગતનું નિમિત્ત કારણ છે. મતલબ કે કેવળ ચેતનભાગ કારણ નથી.

સ્વપ્ન–દૃષ્ટાંત પરથી એમ સમજવાનું, કે સાક્ષી ચેતન સ્વપ્નમાં દેખાતી સૃષ્ટિનું ઉપાદાન કારણ છે, તેમ નિમિત્ત કારણ પણ છે. તે જ રીતે ઈશ્વર પણ જગતનું ઉપાદાન કારણ છે તથા નિમિત્ત કારણ છે.

જે એક જ વસ્તુ ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ પણ હોય, તેને શાસ્ત્રમાં **અભિન્ન નિમિત્ત-ઉપાદાન કારણ** કહે છે. ઈશ્વર જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે. જે સમય જીવોનાં કર્મફળ આપવાને સન્મુખ (તત્પર) નહિ હોય, તે સમયને **પ્રલય** કહે છે; અને જે સમય જીવોનાં કર્મફળ આપવાને સન્મુખ હોય, તે સમયને સૃષ્ટિ કહે છે. એ રીતે જીવોનાં કર્મને અધીન સૃષ્ટિ છે.

## જીવનું સ્વરૂપ

**मलिन सत्त्व अज्ञानमें, जो चेतन आभास ।**
**अधिष्ठानयुत जीवसो, करत कर्मफल आस ॥ १५५॥**

રજોગુણ તથા તમોગુણથી મિશ્ર એવા સત્ત્વગુણને મલિન સત્ત્વગુણ કહે છે. એવા મલિન સત્ત્વગુણ યુક્ત જે અજ્ઞાન, તેમાં જે ચેતનનો આભાસ અને અધિષ્ઠાન ચેતન, એ ત્રણ મળીને જીવ કહેવાય છે અને તે કર્મ કરીને તેના ફળની આશા રાખે છે; અર્થાત્ તે કર્તા–ભોક્તા છે. ૧૫૫

## ઈશ્વરમાં વિષમ દૃષ્ટિ અને ક્રૂરતા નથી

એ જીવોના કર્મ પ્રમાણે ઊંચાનીચા ભોગને માટે ઈશ્વર સૃષ્ટિ રચે છે; માટે ઈશ્વરમાં વિષમ દૃષ્ટિ અને ક્રૂરતા નથી.

**શંકા**—સર્વથી પ્રથમ સૃષ્ટિની પહેલાં કર્મ હોતાં નથી અને તે પ્રથમ સૃષ્ટિમાં પણ ઊંચનીચ શરીર અને ભોગ ઈશ્વરે રચ્યાં હોય છે; માટે ઈશ્વરમાં વિષમ દૃષ્ટિ કેમ નહિ ?

**સમાધાન**—સંસાર અનાદિ છે. પછી પછીની સૃષ્ટિમાં પૂર્વપૂર્વ

સૃષ્ટિનાં કર્મ હેતુ છે. સર્વથી પ્રથમ એવી સૃષ્ટિ કોઈ છે જ નહિ; માટે ઈશ્વરમાં દોષ નથી.

## સૃષ્ટિની ઉત્પત્તિ

### પંચભૂત અને તેના ગુણોની ઉત્પત્તિ

कवित—जीवनके पूर्वसृष्टि कर्म अनुसार ईश—
इच्छा होय जीवभोग जग उपजाईये ।
नभ वायु तेज जल भूमि भूत रचें तहां,
शब्द स्पर्श रूप रस गंध गुण गाईये ॥
सत्त्व अंश पंचनको मिली उपजत सत्त्व ।
रजोगुण अंश मिलि प्राण त्यों उपाईये ॥
एक एक भूत सत्त्व अंश ज्ञान इंद्रि रचै,
कर्मइंद्रि रजोगुण अंशतें लगाईये ॥ १५६ ॥

પૂર્વની સૃષ્ટિમાં જીવોએ કરેલાં કર્મ અનુસાર ઈશ્વરને ઇચ્છા થાય છે, કે જીવોને ભોગ આપવા માટે જગત ઉત્પન્ન કરું; તેથી તેણે આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એવાં પાંચ ભૂત રચ્યાં. એ પાંચ ભૂતોના અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એવા પાંચ ગુણ છે. (એ દરેક ભૂત સત્ત્વ, રજસ અને તમસ એવા ત્રણ ગુણવાળું હોય છે.) તે દરેક ભૂતનો સત્ત્વ અંશ એકત્ર થઈને અંતઃકરણ ઊપજે છે, દરેકનો રજો અંશ એકત્ર થઈને પ્રાણ ઊપજે છે, દરેક ભૂતના જુદાજુદા સત્ત્વગુણોના અંશમાંથી પાંચ જ્ઞાનેંદ્રિયો રચાયલી છે; અને દરેકના જુદાજુદા રજોગુણના અંશમાંથી કર્મેન્દ્રિયો ઉત્પન્ન થઈ છે એમ જાણવું. ૧૫૬

ટીકા—જ્યારે જીવોનાં કર્મ, ભોગ આપવાથી ઉદાસીન હોય છે એટલે કર્મો ભોગ આપવાને તત્પર નથી હોતાં, ત્યારે પ્રલય થાય છે. પ્રલય-કાળમાં બધા પદાર્થોના સંસ્કાર માયામાં રહે છે; માટે જીવોનાં કર્મ પણ જે બાકી રહ્યાં હોય છે, તે સૂક્ષ્મ થઈને માયામાં રહે છે. જ્યારે કર્મ ભોગ આપવાને સન્મુખ થાય છે, ત્યારે ઈશ્વરને આવી ઇચ્છા થાય છે, કે જીવોના ભોગ માટે જગતની ઉત્પત્તિ કરું.

પૂર્ણકામ ઈશ્વરને ઇચ્છા ઉત્પન્ન થવાનું કોઈ કારણ નથી; એમ છતાં જેમ કલ્પવૃક્ષ અન્ય પુરુષના સંકલ્પથી સ્વભાવે કરીને ઇચ્છિત ફળ આપે છે, તેમ ઈશ્વર પણ ફળ આપવાને તત્પર થયેલા જીવોના અદૃષ્ટરૂપ નિમિત્તથી પોતાના સ્વભાવે કરીને ઇચ્છા, જ્ઞાન અને પ્રયત્ન કરે છે.

સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઈશ્વરની ઇચ્છા થતાં માયા તમોગુણપ્રધાન થાય છે; એટલે સત્ત્વગુણ અને રજોગુણ દબાઈ રહે છે, તથા તમોગુણ મુખ્ય આગળપડતો થાય છે. તે તમોગુણપ્રધાન માયાથી આકાશ, વાયુ, તેજ, જળ

અને પૃથ્વી એ પાંચ ભૂત ઉત્પન્ન થાય છે, તથા તે ભૂતોમાં અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ઉત્પન્ન થાય છે જેમ–

(૧) માયાથી શબ્દ સહિત આકાશની ઉત્પત્તિ, (૨) આકાશથી વાયુની ઉત્પત્તિ, (વાયુ આકાશનું કાર્ય છે, માટે આકાશનો શબ્દ-ગુણ વાયુમાં આવે છે. વાયુનો પોતાનો ગુણ સ્પર્શ છે) (૩) વાયુથી તેજની ઉત્પત્તિ થાય છે (તેજમાં આકાશનો શબ્દ-ગુણ, વાયુનો સ્પર્શ-ગુણ અને તેજનો પોતાનો રૂપ-ગુણ હોય છે) (૪) તેજથી જળની ઉત્પત્તિ થાય છે (જળમાં આકાશનો શબ્દ-ગુણ વાયુનો સ્પર્શ-ગુણ, તેજનો રૂપ-ગુણ અને જળનો પોતાનો રસ-ગુણ હોય છે) (૫) જળથી પૃથ્વી ઊપજે છે (પૃથ્વીમાં આકાશનો શબ્દ-ગુણ, વાયુનો સ્પર્શ-ગુણ, તેજનો રૂપ-ગુણ, જળનો રસ-ગુણ અને પોતાનો ગંધ-ગુણ હોય છે)

क આકાશમાં પ્રતિધ્વનિરૂપ શબ્દ છે. ख વાયુમાં સી સી શબ્દ અને ઉષ્ણ, શીત કે કઠિનથી વિલક્ષણ સ્પર્શ હોય છે ग અગ્નિરૂપી તેજમાં ભુગભુગ શબ્દ, ઉષ્ણ સ્પર્શ અને પ્રકાશરૂપ છે घ જળમાં ચુબુચુબુ શબ્દ, શીત સ્પર્શ, શુક્લરૂપ અને મધુર રસ છે જળમાં જે ખારાશ કે કડવાશ દેખાય છે, તે પૃથ્વીના સંબંધથી દેખાય છે હરડે વગેરે ખાઈને જળપાન કરવાથી જળની મધુરતા પ્રકટ થાય છે ङ પૃથ્વીમાં કટકટ શબ્દ ઉષ્ણ, શીતથી વિલક્ષણ કઠિન સ્પર્શ, શ્વેત, નીલ, રક્ત, હરિત (લીલું), મધુર, ખાટો, ખારો, કડવો, તૂરો ને તીખો રસ, અને સુગંધ તથા દુર્ગંધ બે પ્રકારની ગંધ છે

એ રીતે આકાશમાં એક, વાયુમાં બે, તેજમાં ત્રણ જળમાં ચાર અને પૃથ્વીમાં પાંચ ગુણ છે તેમાં એકએક ગુણ પોતાનો છે અને બાકીના પોતાના કારણના છે (જેમાંથી પોતે ઊપજ્યા છે, તે ભૂતોના છે)

સર્વનું મૂળ કારણ ઈશ્વર છે તેમાં માયા અને ચેતન બે ભાગ છે (૧) મિથ્યાપણું એ માયાનો ભાગ છે (૨) સર્વ ભૂતોમાં સત્તાસ્ફૂર્તિ એ ચેતનનો ભાગ છે

## અંતઃકરણની ઉત્પત્તિ

પાંચ ભૂત તમોગુણ-પ્રધાન માયાથી ઉત્પન્ન થયેલા છે, એટલે એ પાંચે ભૂતોમાં તમોગુણ પ્રાધાન્ય છે, એમ છતાં એ પાંચે ભૂતોમાં સત્ત્વગુણ તથા રજોગુણ છે જ નથી એમ નથી ગૌણ સ્થિતિમાં પાંચે ભૂતોમાં એ સત્ત્વગુણ તથા રજોગુણ રહેલા જ હોય છે એ પાંચે ભૂતોના સત્ત્વગુણનો અંશ મળીને અંતઃકરણ ઉત્પન્ન થાય છે અંતઃકરણ પાંચ સૂક્ષ્મ ભૂતોના સત્ત્વગુણનું કાર્ય હોવાથી તેને 'સત્ત્વ' પણ કહે છે અંતઃકરણ જ્ઞાનનો હેતુ છે અને જ્ઞાનની ઉત્પત્તિ સત્ત્વગુણથી થાય છે એમ માનેલું છે તેથી અંતઃકરણ ભૂતોના સત્ત્વ ગુણનું કાર્ય છે એમ સમજવું વળી પાંચ ભૂતાનું કાર્ય જે પાંચ જ્ઞાન-ઇન્દ્રિયો, તે સઘળી ઇન્દ્રિયોનું સહાયક અંતઃકરણ છે માટે પાંચે ભૂતોના એકઠા મળેલા સત્ત્વગુણથી અંતઃકરણની ઉત્પત્તિ કહેવાય છે

અંતઃકરણ—એવું નામ પડવાનું કારણ "શરીરની અંતઃ (એટલે અંદર)

છે અને કરણ (એટલે જ્ઞાનનું સાધન) છે, માટે અંતઃકરણ એવું નામ પડ્યું છે.

**સત્ત્વ**—ભૂતોના સત્ત્વગુણનું કાર્ય અંતઃકરણ હોવાથી તેનું **સત્ત્વ** એવું નામ પણ કહે છે.

અંતઃકરણના પરિણામને **વૃત્તિ** કહે છે. એવી વૃત્તિઓ ચાર છે–(૧) પદાર્થના સારા-માઠા સ્વરૂપનો નિશ્ચય કરનારી વૃત્તિને બુદ્ધિ કહે છે. (૨) સંકલ્પ-વિકલ્પ કરનારી વૃત્તિને મન કહે છે. (૩) ચિંતનરૂપ વૃત્તિને **ચિત્ત** કહે છે. (૪) 'હું' એવી અભિમાનરૂપ વૃત્તિને **અહંકાર** કહે છે.

## પ્રાણોની ઉત્પત્તિ

પાંચ ભૂતોના રજોગુણ ભેગા મળીને પ્રાણ ઉત્પન્ન થાય છે. તે પ્રાણ જુદીજુદી ક્રિયાને લીધે તથા જુદાજુદા સ્થાનને લીધે પાંચ પ્રકારના છે. (૧) **પ્રાણ**—જેનું સ્થાન હૃદયમાં હોય અને ભૂખ, તરસ એ જેની ક્રિયા હોય, તેને 'પ્રાણ' કહે છે. (૨) **અપાન**—જેનું સ્થાન ગુદા હોય અને મળમૂત્રને નીચે લઈ જવાની જેની ક્રિયા હોય, તેને અપાન કહે છે. (૩) **સમાન**—જેનું સ્થાન નાભિ હોય અને ખાધેલા-પીધેલા અન્નજળને પાચનયોગ્ય સમાન કરવાની ક્રિયા હોય તેને સમાન કહે છે. (૪) **ઉદાન**—જેનું સ્થાન કંઠ હોય, અને શ્વાસ ક્રિયા હોય, તેને ઉદાન કહે છે. (૫) **વ્યાન**—જેનું સ્થાન આખું શરીર હોય, અને ક્રિયા રસસંચાર હોય, તેને વ્યાન કહે છે.

કોઈ જગાએ નાગ, કૂર્મ, કૃકલ (કાકીડો), દેવદત્ત, ધનંજય એવા પાંચ પ્રાણવિશેષ કહ્યા છે, અને તેમની ઓડકાર, નિમેષ, છીંક, બગાસું અને મરેલા શરીરને ફુલાવવું આદિ ક્રિયાઓ અનુક્રમે કહી છે. વળી પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ–એ દરેકના જુદાજુદા રજોગુણથી નાગ વગેરે દરેકની ઉત્પત્તિ કહી છે. વળી અપાન, સમાન, પ્રાણ, ઉદાન અને વ્યાન–એ પાંચ પ્રાણોની ઉત્પત્તિ પણ પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ–એ દરેકના જુદાજુદા રજોગુણથી અનુક્રમે કહી છે—સઘળાના એકઠા મળેલા રજોગુણથી નહિ. પરંતુ અદ્વૈત સિદ્ધિમાં આ પ્રક્રિયા નથી. કેમ કે વિદ્યારણ્ય સ્વામીએ તથા પંચીકરણમાં વાર્તિકકારે સૂક્ષ્મ શરીરમાં અને પંચકોશમાં નાગ, કૂર્મ આદિક પ્રાણોનું ગ્રહણ કર્યું નથી. વળી તેમણે અપાન આદિ પાંચ પ્રાણની ઉત્પત્તિ પાંચ ભૂતોના એકઠા મળેલા રજોગુણથી કહેલી છે. માટે–(૧) દરેકના જુદાજુદા રજોગુણથી *અપાન આદિ પ્રાણોની ઉત્પત્તિ અસંગત છે. અને (૨) સૂક્ષ્મ શરીરમાં નાગ,* કૂર્મ આદિકનું ગ્રહણ પણ અસંગત છે–પાંચ પ્રાણનું જ સૂક્ષ્મ શરીરમાં ગ્રહણ છે.

પ્રાણ વિક્ષેપરૂપ છે. અને વિક્ષેપ રજોગુણનો સ્વભાવ છે. માટે ભૂતોના રજોગુણથી પ્રાણની ઉત્પત્તિ કહેલી છે.

## જ્ઞાનેંદ્રિય અને કર્મેંદ્રિયની ઉત્પત્તિ

એકએક ભૂતના સત્ત્વગુણ અંશમાંથી પાંચ જ્ઞાનેંદ્રિયો થઈ છે. અને એકએક ભૂતના રજોગુણ અંશમાંથી પાંચ કર્મેંદ્રિયો થઈ છે. એટલે આકાશના સત્ત્વગુણથી શ્રોત્ર-ઇંદ્રિય, વાયુના સત્ત્વગુણથી ત્વક્-ઇંદ્રિય, તેજના સત્ત્વગુણથી

ચક્ષુ-ઇંદ્રિય; જળના સત્ત્વગુણઅંશથી રસના-ઇંદ્રિય, અને પૃથ્વીના સત્ત્વગુણ-અંશથી ઘ્રાણુ-ઇંદ્રિય થયેલ છે.

આ પાંચે ઇંદ્રિયો જ્ઞાનના સાધન છે, માટે જ્ઞાનેંદ્રિય કહેવાય છે, અને જ્ઞાન સત્ત્વગુણથી ઉત્પન્ન થાય છે, માટે તેમની ઉત્પત્તિ ભૂતોના સત્ત્વગુણથી માની છે.

શ્રોત્રેંદ્રિય આકાશના ગુણને (શબ્દને) ગ્રહણ કરે છે, માટે આકાશથી શ્રોત્રેંદ્રિયની ઉત્પત્તિ કહી છે એ જ રીતે જે ઇંદ્રિય જે ભૂતના ગુણને ગ્રહણ કરે, તે ભૂતથી તે ઇંદ્રિયની ઉત્પત્તિ જાણવી.

એ જ પ્રમાણે આકાશના રજોગુણથી વાક્-ઇંદ્રિયની ઉત્પત્તિ, વાયુના રજોગુણથી પાણિ (હાથ)-ઇંદ્રિયની ઉત્પત્તિ, તેજના રજોગુણથી પાદની, જળના રજોગુણથી ઉપસ્થની અને પૃથ્વીના રજોગુણથી ગુદાની ઉત્પત્તિ જાણવી.

એ પાંચ ઇંદ્રિય ક્રિયાના સાધન છે, માટે કર્મેંદ્રિય કહેવાય છે, અને ક્રિયા રજોગુણથી થાય છે, માટે રજોગુણઅંશથી તેમની ઉત્પત્તિ કહી છે

## સ્થૂલ સૃષ્ટિનું નિરૂપણ

છંદ—भूत अपंचीकृत औ कारज, इतनी सूक्ष्मसृष्टि पिछान ।
पंचीकृत भूतनते उपज्यो, स्थूलपसारो सारो मान ॥
कारण सूक्ष्म स्थूल देह अरु, पंचकोश इनहीमें जान ।
करि विवेक लखि आतम न्यारो, मुंज इषीकाते ज्यों भान ॥१५७॥

**અપંચીકૃત ભૂતો અને તેનું કાર્ય, એટલી સૂક્ષ્મ સૃષ્ટિ જાણવી, પણ આ સઘળો સ્થૂલ સૃષ્ટિનો વિસ્તાર તો પંચીકૃત ભૂતોથી થયો છે એમ માનવું સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણ દેહ છે અને પાંચ કોશ, તે એ ત્રણ દેહોમાં છે. જેમ મુંજ નામના ઘાસમાં ઉપરના પડની અંદર બીજું પડ અને એમ, કરતાંકરતાં સૌથી અંદર તેની સળી રહેલી હોય છે, તેને જુદી કાઢી શકાય છે, તેમ એ પાંચ કોશમાંથી પણ વિવેક કરીને સૌથી છેલ્લા કોશની અંદર તે કોશોથી ન્યારો આત્મા રહેલો છે તેને ઓળખી લે ૧૫૭**

ટીકા—અપંચીકૃત ભૂત (એટલે જે ભૂતોનું આગળ કહેવાશે તેવું પંચીકરણ થયું નથી), અને તેમના કાર્ય અંતઃકરણ, પ્રાણ, કર્મેંદ્રિય અને જ્ઞાનેંદ્રિય એટલાને સૂક્ષ્મ સૃષ્ટિ કહે છે

સૂક્ષ્મ સૃષ્ટિનું જ્ઞાન ઇંદ્રિયોથી થતું નથી નેત્ર, નાસિકાદિક ગોલક (ઇંદ્રિયોને રહેવાનું સ્થાન) તો ઇંદ્રિયોના વિષય છે, પરંતુ તે ગોલકમાં રહેલી જે ઇંદ્રિયો તે કોઈ ઇંદ્રિયોનો વિષય નથી

સૂક્ષ્મ સૃષ્ટિની ઉત્પત્તિ થયા પછી ઈશ્વરની ઇચ્છાથી સ્થૂલ સૃષ્ટિની રચના થવા માટે ભૂતોનું પંચીકરણ થયું

### પંચીકરણનો પ્રકાર

(૧) પ્રથમ દરેક ભૂતના બે સરખા ભાગ થયા પછી તેમાંથી એક

ભાગના ચારચાર ભાગ થયા. પાંચે ભૂતોનો અર્ધોઅર્ધો ભાગ જેમનો તેમ રહ્યો છે; અને બીજા અર્ધાઅર્ધા ભાગના ચારચાર ભાગ થાય છે તે જુદા રહ્યા છે. પ્રથમના અર્ધા ભાગમાં પોતપોતાના ભાગ સિવાય બાકીના ચારે ભૂતનો મળીને અર્ધો ભાગ મેળવવાથી પંચીકરણ થાય છે.

(૨) બીજો આવો પ્રકાર છે:—એકએક ભૂતના બે ભાગ થયા, પણ તે સમ નહિ; પણ એક ભાગ ચાર ભાગવાળો અને એક પાંચમો ભાગ; એટલે એક ભાગ ⅘ અને બીજો ભાગ ⅕; આ રીતે વત્તાઓછા પ્રમાણમાં બે ભાગ થયા. તેમાં બધાનો મોટો ભાગ જેમનો તેમ રહ્યો, અને પાંચ ભૂતોનો નાનો ? ⅕ ભાગ તેના એકએક ભાગના પાંચપાંચ ભાગ કરીને પેલા જુદા રાખેલા મોટા પંચમાંશમાં (⅘માં) એકએક મેળવવાથી પંચીકરણ થાય છે.

(૧) પ્રથમ પક્ષમાં એક ભાગના ચાર ભાગ જુદા રહ્યા અને અર્ધા ભાગોમાં પોતાના ભાગને છોડીને મેળવ્યા.

(૨) બીજા પક્ષમાં નાના ભાગના પાંચ ભાગ જુદા રહ્યા, તે મોટા ભાગોમાં પોતાના ભાગ સહિત મેળવ્યા.

(૧) પ્રથમ પક્ષમાં પંચીકૃત ભૂતોમાં દરેક ભૂતનો પોતાનો અર્ધો અંશ અને બીજા ભૂતોનો મળીને અર્ધો અંશ.

(૨) બીજા પક્ષમાં પંચીકરણ કરવાથી પોતાનો અંશ એકવીસ અને બીજાના ચાર.

બીજા પક્ષની સુગમ રીત આ છે:—એકએક ભૂતના પચીસ ભાગ કરવા. તેમાંથી એકવીસ-એકવીસ ભાગ અને ચારચાર ભાગ જુદા રાખવા. એ ચાર ચાર ભાગોમાંથી એકએક ભાગ પેલા એકવીસ-એકવીસ ભાગમાંથી પોતાની જાતનો ભાગ રહેવા દઈને મેળવવા.

એ રીતે બે પ્રકારનું પંચીકરણ કહ્યું છે. એકએક ભૂતમાં પાંચપાંચ ભૂત મેળવીને જે કરવું, તેનું નામ પંચીકરણ.

જે ભૂતોનું પંચીકરણ કર્યું હોય તેમને **પંચીકૃત** કહે છે.

## સ્થૂલ બ્રહ્માંડાદિકની ઉત્પત્તિ

ગુરુ:—એ પંચીકૃત ભૂતોથી (૧) ઇંદ્રિયોથી જેને જાણી શકાય એવું સ્થૂલ બ્રહ્માંડ થયું. (૨) તે બ્રહ્માંડની અંદર-ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોક, એ સાત ભવન ઉપરનાં થયાં; અને (૩) અતલ, વિતલ, સુતલ, પાતાલ, રસાતલ, તલાતલ, મહાતલ, એ સાત નીચેના લોક થયા. (૪) એ ચૌદ લોકમાં જીવોને ભોગયોગ્ય અન્ન વગેરે અને ભોગનાં સ્થાન-દેવ, મનુષ્ય, પશુ આદિ શરીર ઉત્પન્ન થયાં.

સંક્ષેપથી આ પ્રમાણે સૃષ્ટિનું નિરૂપણ કર્યું છે. માયાના કાર્યનું નિરૂપણ કરવામાં તો કોટિ બ્રહ્માની ઉમ્મર વહી જાય તો પણ માયાએ રચેલા પદાર્થોના નિરૂપણનો પાર આવે નહિ; એ વાત શ્રી વાલ્મિક મુનિએ અનેક ઇતિહાસો વડે વસિષ્ઠ નામે ગ્રંથમાં નિરૂપણ કરેલી છે

## પંચકોશ નિરૂપણ

### પાંચ કોશ અને તેનાથી આત્માનું ઢંકાવું

માયા અને તેના કાર્યમાં ત્રણ શરીર અને પાંચ કોશ છે; એટલે (૧) શુદ્ધ સત્ત્વગુણ સહિત માયા **ઈશ્વરનું કારણ શરીર** છે; અને સત્ત્વગુણ સહિત અવિદ્યાંશ **જીવનું કારણ શરીર** છે.

(૨) હવે પછીના શરીરનો આરંભ કરનાર ( એટલે જીવનું વર્તમાન સ્થૂલ શરીર નષ્ટ થયા પછી બીજું નવું શરીર પ્રાપ્ત થવામાં કારણભૂત ) પંચ સૂક્ષ્મ ભૂતો, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, (પંચ) પ્રાણ, (પંચ) કર્મેન્દ્રિયો અને (પંચ) જ્ઞાનેન્દ્રિયો, **જીવનું સૂક્ષ્મ શરીર** છે; અને બધા જીવોનાં સૂક્ષ્મ શરીર મળીને **ઈશ્વરનું સૂક્ષ્મ શરીર** છે.

(૩) સંપૂર્ણ બ્રહ્માંડ **ઈશ્વરનું સ્થૂલ શરીર** છે, અને જીવોનાં બધાં સ્થૂલ શરીર તો પ્રસિદ્ધ જ છે.

એ ત્રણ શરીરોમાં જ પંચકોશ છે.

(૧) કારણ શરીરને જ **આનંદમય કોશ** કહે છે.

(૨) વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય, એ ત્રણ કોશ સૂક્ષ્મ શરીરમાં છે :

ક. પાંચ જ્ઞાનેંદ્રિયો અને નિશ્ચયરૂપ અંતઃકરણની વૃત્તિ બુદ્ધિ એ **વિજ્ઞાનમય કોશ** કહેવાય છે.

ખ. પાંચ જ્ઞાનેંદ્રિયો અને સંકલ્પવિકલ્પરૂપ અંતઃકરણની વૃત્તિ મન એ **મનોમય કોશ** કહેવાય છે.

ગ. પંચ પ્રાણ અને પાંચ કર્મેંદ્રિયો એ **પ્રાણમય કોશ** કહેવાય છે.

(૩) સ્થૂલ શરીરને **અન્નમય કોશ** કહેવાય છે.

એ રીતે ત્રણ શરીરોમાં જ પંચકોશ છે.

જેમ જીવનાં શરીરમાં જીવના કોશ છે, તેમ ઈશ્વરના શરીરમાં ઈશ્વરના પણ પાંચ કોશ છે.

તલવાર વગેરેને ઢાંકનાર મ્યાનને કોશ કહે છે; મ્યાનની પેઠે પાંચ કોશ આત્માના સ્વરૂપનું આચ્છાદન કરે છે; માટે અન્નમય વગેરેને કોશ નામ આપ્યું છે.

### ઈશ્વરના પાંચ કોશ

ઈશ્વરના પંચકોશ પણ જાણવા જેવા હોવાથી ટીકાકાર પંડિતે આપેલા છે, તે અહીં ઉતારી લઈએ છીએ :—

(૧) સમષ્ટિ અજ્ઞાનરૂપ માયા ઈશ્વરનું કારણ શરીર છે; માટે તે ઈશ્વરનો **આનંદમય કોશ** છે.

(૨) જીવના સૂક્ષ્મ શરીરની સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ ઈશ્વરનું સૂક્ષ્મ શરીર છે; તેમાં (ક) વિજ્ઞાનમય, (ખ) મનોમય અને (ગ) પ્રાણમય એવા ઈશ્વરના ત્રણ કોશ છે. તેમાં—

ક. દિક્પાલ, વાયુ, સૂર્ય, વરુણ અને અશ્વિનીકુમાર એ પાંચ ઈશ્વરની

જ્ઞાનેંદ્રિયો, અને સમષ્ટિ બુદ્ધિમાન મહત્તત્ત્વરૂપ અથવા સર્વ બુદ્ધિઓના અભિમાની બ્રહ્મારૂપ ઈશ્વરની બુદ્ધિ મળીને ઈશ્વરનો વિજ્ઞાનમય કોશ છે

ख પાછળ દિક્પાળ વગેરે જે પાંચ દેવતા કહ્યા, તે અનુક્રમે શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણ ઇંદ્રિયોના અધિષ્ઠાતા તે દેવતારૂપ પાંચ ઈશ્વરની જ્ઞાનેંદ્રિયો અને સમષ્ટિ મનરૂપ અહંકારમય અથવા સર્વના મનના અભિમાની ચંદ્રમામય ઈશ્વરનું મન મળીને ઈશ્વરનો મનોમય કોશ છે

ग અગ્નિ ઇંદ્ર, ઉપેન્દ્ર, પ્રજાપતિ અને મૃત્યુ એ પાંચ-વાક્, પાણિ, પાદ, ઉપસ્થ અને પાયુ, એવી પાંચ કર્મેંદ્રિયોના દેવતા છે એ દેવતા ઈશ્વરની કર્મેંદ્રિયો છે એ કર્મેંદ્રિયો તથા સમષ્ટિ પ્રાણ અથવા વાયુના અભિમાની દેવતારૂપ ઈશ્વરનો પ્રાણ મળીને ઈશ્વરનો પ્રાણમય કોશ છે

(૩) સમષ્ટિ સ્થૂળ બ્રહ્માંડરૂપ વિરાટ ઈશ્વરનું સ્થૂળ શરીર છે, તે ઈશ્વરનો અન્નમય કોશ છે

જેમ જીવના શરીરમાં જીવના કોશ છે, તે કોશકાર નામે જીવડાના કાગળથી× બનાવેલા ઘરરૂપ કોશની પેઠે જીવની દૃષ્ટિથી તેના નિજરૂપ પ્રત્યક્ આત્માને ઢાંકે છે, તેમ ઈશ્વરના શરીરમાં જે ઈશ્વરના કોશ છે, તે ઈશ્વરની દૃષ્ટિથી તેના નિજરૂપ બ્રહ્મના આચ્છાદક (ઢાંકનાર) નથી, પણ જીવની દૃષ્ટિથી બ્રહ્મના ઢાંકનાર છે માટે જીવોને વ્યષ્ટિ પાંચ કોશોથી જેવો પ્રત્યગાત્માનો વિવેક (કોશથી આત્માને જુદો પાડવારૂપ વિવેચન) કર્તવ્ય છે તેમ સમષ્ટિ પંચકોશથી બ્રહ્મનો વિવેક (વિવેચન-છૂટું પાડવું) પણ કર્તવ્ય છે, ઈશ્વરને આવરણ ન હોવાથી તથા તે નિત્યમુક્ત હોવાથી કાંઈ પણ કર્તવ્ય નથી

## પંચકોશ વિવેક

અનેક મંદ બુદ્ધિવાળા માણસો પંચકોશમાં જે અનાત્મ પદાર્થ છે, તેમાંથી કોઈ એક પદાર્થને આત્મા માનીને મુખ્ય સાક્ષીરૂપ આત્મા સ્વરૂપથી વિમુખ જ રહે છે, કેમકે અન્નમયાદિક કોશ આત્માના સ્વરૂપને ઢાંકી રાખે છે તેમાં—

## વિરોચનનો સિદ્ધાંત

### ( અન્નમય કોશ આત્મા છે )

કેટલાક પામર વિરોચન* મતના અનુસારી સ્થૂળ શરીરરૂપ અન્નમય કોશને જ આત્મા કહે છે અને તેના સમર્થનમાં નીચેની યુક્તિઓ જણાવે છે —

× એક જાતની ઇયળ જેવો જીવડો આશરે બે ઇંચ લાંબો હોય છે તે બાવળની શૂળો માથા તરફથી સરખી કરીને તેને એક બીજા સાથે કરોળિયાના પડ જેવા પદાર્થથી ચોંટાડી દઈ પોતે તેમાં રહે છે તે પોતાના આગલા ભાગને બહાર કાઢીને ચાલે છે ત્યારે શૂળોનું ઘર તેની પાછળ ઘસડાતું ચાલ્યું આવે છે અને ભયના પ્રસંગે પોતાનું માથું ઘરમાં ઘાલી પડી રહે છે આ જીવડાનું અહીં દૃષ્ટાંત છે —અનુવાદક

* વિરોચન અસુરોનો એક રાજા હતો તેનો મત એવો હતો, કે શરીર એ જ આત્મા છે

(૧) જેમાં 'હું' એવી બુદ્ધિ થાય, તેને આત્મા જાણવો. તેવી 'હું' બુદ્ધિ સ્થૂલ શરીરમાં થાય છે.

क. 'હું મનુષ્ય છું, બ્રાહ્મણ છું' એવી પ્રતીતિ સર્વને થાય છે.

ख. મનુષ્યપણું, બ્રાહ્મણપણું સ્થૂલ શરીરમાં જ હોય છે.

માટે સ્થૂલ શરીર જ હું બુદ્ધિનો વિષય હોવાથી આત્મા છે.

(૨) અથવા જેમાં મુખ્ય પ્રીતિ હોય તેને આત્મા જાણવો.

क. સ્ત્રી, પુત્ર, ધન, પશુ આદિક સ્થૂલ શરીરને ઉપકારક હોય તો તેમાં પ્રીતિ થાય છે.

ख. સ્થૂલ શરીરને ઉપકારક ન હોય તો પ્રીતિ થતી નથી.

જેને માટે બીજા પદાર્થોમાં પ્રીતિ થાય છે, તે સ્થૂલ શરીરમાં જ મુખ્ય પ્રીતિ હોય છે; માટે **સ્થૂલ શરીર એ જ આત્મા છે.**

સ્થૂલ શરીરનું વસ્ત્ર, ભૂષણ, અંજન, મંજન, નાના પ્રકારના ભોજનથી શૃંગાર–પોષણ એ જ પરમ પુરુષાર્થ છે.

અસુરોના રાજા વિરોચનનો એવો સિદ્ધાંત છે.

### ઇંદ્રિયાત્મવાદીનો મત: ઇંદ્રિય આત્મા

કોઈ એમ કહે છે, કે સ્થૂલ શરીર જ આત્મા નથી, પણ–

(૧) જેના હોવાથી સ્થૂલ શરીરનો જીવનવ્યવહાર ચાલે છે, અને જે ન હોય તો મરણવ્યવહાર થાય છે, એટલે મરી ગયો છે એમ કહેવામાં આવે છે, તે આત્મા સ્થૂલ શરીરથી જુદો છે. જીવનમરણ ઇંદ્રિયોને આધીન છે. જેટલો વખત શરીરમાં ઇંદ્રિયો હોય, તેટલો વખત જીવન કહેવાય છે; અને કોઈ ઇંદ્રિય ન હોય ત્યારે મરણ કહેવાય છે.

(૨) હું દેખું છું, હું સાંભળું છું, હું બોલું છું, એ રીતે અહંબુદ્ધિ પણ ઇંદ્રિયોમાં જ થાય છે; માટે ઇંદ્રિયો આત્મા છે.

### હિરણ્યગર્ભના ઉપાસકનો મત : પ્રાણ આત્મા

હિરણ્યગર્ભના ઉપાસક પ્રાણને આત્મા કહે છે અને તેમાં આ પ્રમાણે યુક્તિ કહે છે:

(૧) મરણ વખતે જ્યારે માણસને મૂર્છા આવે છે, ત્યારે તેના સંબંધીઓ, પુત્ર વગેરે જો પ્રાણ શેષ હોય તો તે જીવે છે એમ જાણે છે; અને પ્રાણ બાકી ન હોય તો મરણ થયું એમ જાણે છે.

(૨) વળી શરીરમાં નેત્ર–ઇંદ્રિય ન હોય તો આંધળાનું શરીર પણ જીવે છે; શ્રોત વિના બહેરો રહે છે; વાણી વિના મૂંગો રહે છે; એમ જે ઇંદ્રિય ન હોય, તેની ક્રિયા બંધ પડે છે; છતાં શરીર જીવતું રહે છે; પણ પ્રાણ જતાંની સાથે સ્મશાનના જેવું શરીર અમંગળ અને ભયંકર થઈને પૃથ્વી પર પડે છે.

(૩) 'હું દેખું છું, હું સાંભળું છું' એવી પ્રતીતિ થવા ઉપરથી પણ આત્મા ઇંદ્રિયથી ભિન્ન છે, એમ સિદ્ધ થાય છે; કેમ કે 'નેત્રસ્વરૂપ હું દેખું છું અને શ્રવણસ્વરૂપ હું સાંભળું છું' એવી પ્રતીતિ જો થતી હોય, તો ઇંદ્રિયો

આત્મા છે એમ સિદ્ધ થાય, પણ નેત્રવાળો હું દેખું છું, શ્રોત્રવાળો હું સાંભળું છું એવી પ્રતીતિ થાય છે, માટે આત્મા ઇંદ્રિયથી ભિન્ન છે

(૪) સુષુપ્તિમાં બધી ઇંદ્રિયોનો અભાવ થાય છે, એટલે ત્યારે ઇંદ્રિયો હોતી નથી, તોપણ પ્રાણના રહેવાથી જીવન-વ્યવહાર ચાલે છે, માટે જીવન-મરણ પણ ઇંદ્રિયોને આધીન નથી, પણ સ્થૂલ શરીર અને પ્રાણના વિયોગને મરણ કહે છે, માટે જીવન-મરણ પ્રાણને આધીન છે માટે તે જ આત્મા છે

## મન-આત્મવાદીનો મત: મન આત્મા

કોઈ એમ કહે છે, કે (૧) પ્રાણ જડ છે, માટે ઘડાની પેઠે અનાત્મ છે, અને (૨) બંધમોક્ષ તો મનને અધીન છે ક વિષયમાં આસક્ત મન બંધનો હેતુ છે ખ. વિષયવાસના રહિત મન મોક્ષનો હેતુ છે

(૩) મનના સંબંધથી જ ઇંદ્રિયો જ્ઞાન કરી શકે છે, મનના સંબંધ વિના ઇંદ્રિયોથી જ્ઞાન થઈ શકતું નથી, માટે સઘળા વ્યવહારનો હેતુ મન છે, અને તે જ આત્મા છે

## વિજ્ઞાનવાદી બૌદ્ધોનો મત બુદ્ધિ આત્મા

**(૧) વિજ્ઞાનનું ક્ષણિકત્વ**—ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધો એમ કહે છે, કે મનનો વ્યાપાર બુદ્ધિને અધીન છે, કેમ કે બુદ્ધિ જ મનને આકારે થાય છે માટે ક્ષણિક વિજ્ઞાનરૂપ બુદ્ધિ જ આત્મા છે, મન આત્મા નથી,

એ બૌદ્ધોનો આવો અભિપ્રાય છે—ક તમામ પદાર્થો વિજ્ઞાનનો જ આકાર છે ખ તે વિજ્ઞાન પ્રકાશરૂપ છે ગ. દરેક ક્ષણે વિજ્ઞાનની ઉત્પત્તિ અને નાશ થાય છે

**(૨) ક્ષણિક વિજ્ઞાનની ધારા**—પહેલાના વિજ્ઞાનના જેવા બીજા વિજ્ઞાનની ઉત્પત્તિ થયા પછી પહેલાનું વિજ્ઞાન નાશ પામે છે, તેમ જ ત્રીજા વિજ્ઞાનની ઉત્પત્તિ થયા પછી બીજા વિજ્ઞાનનો નાશ થાય છે, વળી ચોથા વિજ્ઞાનની ઉત્પત્તિ અને ત્રીજા વિજ્ઞાનનો નાશ થાય છે એ રીતે નદીના પ્રવાહની પેઠે વિજ્ઞાનની ધારા (આ પ્રવાહને બૌદ્ધો ધારા કહે છે) ચાલુ રહે છે એ વિજ્ઞાનની ધારા બે પ્રકારની છે —

૧ આલય-વિજ્ઞાનધારા છે અને ૨ પ્રવૃત્તિ-વિજ્ઞાનધારા છે

૧ 'હું' 'હું' એવી વિજ્ઞાનની ધારાને **આલય-વિજ્ઞાનધારા** કહે છે અને એને જ બુદ્ધિ કહે છે ૨ 'આ ઘડો છે આ શરીર છે' એવી વિજ્ઞાનધારાને **પ્રવૃત્તિ વિજ્ઞાનધારા** કહે છે

આલય-વિજ્ઞાનધારાથી પ્રવૃત્તિ-વિજ્ઞાનધારાની ઉત્પત્તિ થાય છે મનનું સ્વરૂપ પણ પ્રવૃત્તિ-વિજ્ઞાનધારામાં છે, માટે તે (મન) આલય-વિજ્ઞાનધારારૂપ બુદ્ધિનું કાર્ય છે એ **બુદ્ધિ જ આત્મા છે**

**(૩) વિજ્ઞાનવાદીઓના મોક્ષનું સ્વરૂપ**—આલય-વિજ્ઞાનધારાના બાધનું ચિંતન કરવાથી—એટલે પ્રવૃત્તિવિજ્ઞાન, આલય-વિજ્ઞાનધારાનું કાર્ય હોવાથી મિથ્યા છે એમ વિચાર કરવાથી—નિર્વિશેષ ક્ષણિક વિજ્ઞાન-ધારાની સ્થિતિ

(એટલે કાંઈ પણ ભિન્નભિન્ન વિજ્ઞાન નથી, પણ માત્ર ક્ષણિક વિજ્ઞાનની ધારા જ વહી રહી છે; એટલું જ માત્ર ભાન રહે એવી સ્થિતિ) એ જ તેમના મતમાં મોક્ષ છે. આ રીતે વિજ્ઞાનવાદી બુદ્ધિને જ ક્ષણિક રૂપ અને સ્વયંપ્રકાશ કલ્પીને તેને આત્મા કહે છે.

## ભટ્ટનો મત

### આનંદમય કોશ : આત્મા

પૂર્વ મીમાંસાના વાર્તિકકાર ભટ્ટ કહે છે, કે આત્મા વીજળીના જેવો ક્ષણિક નથી પણ સ્થિર સ્વરૂપ છે. તે આત્મા (૧) જડરૂપ અને (૨) ચેતનરૂપ છે.

ભટ્ટપાદનો અભિપ્રાય આવો છે:—(૧) સુષુપ્તિમાંથી જાગીને પુરુષ આ પ્રમાણે કહે છે.—'હું જડ થઈને સૂઈ રહ્યો' માટે આત્મા જડરૂપ છે; અને (૨) જાગેલાને સ્મૃતિ થાય છે, જે વસ્તુ જાણી નથી, તેનું સ્મરણ થતું નથી; અને સુષુપ્તિમાં આત્મસ્વરૂપથી બીજું કાંઈ જ્ઞાન થવાનું સાધન નથી; માટે સુષુપ્તિમા પણ જે જ્ઞાન રહેલું છે, તે જ સ્મરણ થવાનું કારણ છે; માટે એ જ્ઞાન આત્માનું સ્વરૂપ છે.

આ રીતે આગિયા જીવડાની પેઠે આત્મા પ્રકાશરૂપ અને અપ્રકાશરૂપ છે.

આનંદમય કોશ પ્રકાશરૂપ અને અપ્રકાશરૂપ છે; કેમ કે સુષુપ્તિમાં ચેતનના આભાસ સહિત જે અજ્ઞાનને આનંદમય કોશ કહે છે, તેમાં આભાસ પ્રકાશ-રૂપ છે અને અજ્ઞાન અપ્રકાશરૂપ છે; માટે ભટ્ટના મતમાં આનંદમય કોશ જ આત્મા છે.

## માધ્યમિક બૌદ્ધનો મત

### (આનંદમય કોશ આત્મા)

શૂન્યવાદી બૌદ્ધો એમ કહે છે કે:—આત્મા અંશરહિત છે, માટે એક જ આત્માને પ્રકાશરૂપ અને અપ્રકાશરૂપ કહેવો સંભવે નહિ. આગિયાનો તો એક ભાગ પ્રકાશરૂપ છે અને એક ભાગ અપ્રકાશરૂપ છે; પણ તેની પેઠે ભાગરહિત આત્મા પણ પ્રકાશરૂપ અને અપ્રકાશરૂપ હોય એ અસંગત છે. જો આત્માને બન્ને રૂપ માનવો હોય તો આત્માને જેના ભાગ થઈ શકે એવો પદાર્થ માનવો જોઈએ.

હવે જે પદાર્થો ઘડા વગેરેની પેઠે અંશવાળા છે, તે ઉત્પત્તિનાશવાળા હોય છે. તેમ આત્મા પણ અંશવાળો હોવાથી ઉત્પત્તિનાશવાળો માનવો પડશે.

(૧) જે પદાર્થ ઉત્પત્તિનાશવાળો હોય તે ઉત્પત્તિની પહેલાં અને નાશની પછી અસત્ હોય છે તે મધ્યે (વર્તમાન કાળમાં) પણ સત્ હોય નહિ, પણ અસત્ જ હોય છે, માટે આત્મા અસત્રૂપ છે.

(૨) તેમ જ આત્માથી ભિન્ન તમામ પદાર્થો પણ ઉત્પત્તિનાશવાળા હોવાથી અસત્રૂપ છે.

એ રીતે આત્મા અને અનાત્મા—તમામ વસ્તુ—અસત્રૂપ હોવાથી શૂન્ય

એ જ પરમતત્ત્વ છે, એવો શૂન્યવાદી માધ્યમિક બૌદ્ધોનો મત છે.

તે પણ અજ્ઞાનરૂપ આનંદમય કોશનું જ પ્રતિપાદન કરે છે; કેમ કે અજ્ઞાન ત્રણ રૂપથી પ્રતીત થાય છે.

(૧) અદ્વૈત શાસ્ત્રના સંસ્કાર વગરના જે મૂઢ છે, તેમને તો જગતરૂપે પરિણામ પામેલું અજ્ઞાન સત્ય પ્રતીત થાય છે.

(૨) અદ્વૈત શાસ્ત્રને અનુસાર યુક્તિનિપુણ પંડિતોને એ અજ્ઞાન સત્-અસત્‌થી વિલક્ષણ અનિર્વચનીયરૂપ પ્રતીત થાય છે, અને એ અજ્ઞાનનું કાર્ય જગત્ છે એમ પ્રતીત થાય છે.

(૩) જ્ઞાનમાં સ્થિતિવાળા જીવન્મુક્ત વિદ્વાનોને કાર્ય સહિત અજ્ઞાન તુચ્છરૂપ પ્રતીત થાય છે.

તુચ્છ, અસત્ અને શૂન્ય એ ત્રણે શબ્દો એક જ અર્થના છે.

આ રીતે જીવન્મુક્તોને જે અજ્ઞાન તુચ્છરૂપ પ્રતીત થાય છે, તેમાં મોહ પામેલા શૂન્યવાદી પરમપુરુષાર્થને જાણતા નથી. પણ તુચ્છરૂપ આનંદમય કોશને જ આત્મા કહે છે.

## પ્રભાકર અને નૈયાયિકનો મત

### (આનંદમય કોશ આત્મા)

પૂર્વ મીમાંસાના એકદેશી પ્રભાકર અને નૈયાયિક આ રીતે કહે છેઃ—
(કોઈ શાસ્ત્રમાંની એકાદ બાબત વિષે જેનો મતભેદ હોય તેને એકદેશી કહે છે.)

આત્મા શૂન્ય નથી, કેમ કે જે આત્માને શૂન્ય માનતો હોય તેને આ બે પ્રશ્ન પૂછીએ છીએઃ—(૧) શૂન્યરૂપનો તેં અનુભવ કર્યો છે? (૨) અથવા નથી કર્યો?

(૧) જો તે એમ કહે કે 'શૂન્યનો અનુભવ કર્યો છે, તો જેણે શૂન્યનો અનુભવ કર્યો છે તે આત્મા શૂન્યથી વિલક્ષણ (જુદાં લક્ષણવાળો) સિદ્ધ થાય છે.

(૨) જો તે એમ કહે કે 'શૂન્યનો અનુભવ નથી કર્યો' તો શૂન્ય નથી એમ જ સિદ્ધ થાય છે.

એ રીતે શૂન્યથી વિલક્ષણ આત્મા છે.

(૧) એ આત્માને મનના સંયોગથી જ્ઞાન ઉત્પન્ન થાય છે.

(૨) એ જ્ઞાન ગુણને લીધે આત્માને ચેતન કહે છે.

(૩) પણ આત્મા સ્વરૂપથી તો જડ છે.

(૪) તેમ સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ આદિ ગુણો આત્મામાં છે.

તેમના મતમાં પણ આનંદમય કોશ જ આત્મા છે.

વિજ્ઞાનમય કોશમાં જે બુદ્ધિ છે, તેને તેઓ આત્માનો જ્ઞાનગુણ માને છે; કેમ કે આનંદમય કોશમાં ચેતન ઢંકાયેલું છે, તે વિવેક કરી ન જાણે તેને પ્રતીત થતું નથી, અને તેથી જ પ્રભાકર અને નૈયાયિક આત્માને સુષુપ્તિમાં જ્ઞાનહીન માનીને આત્માનું મૂળ સ્વરૂપ જડ છે એમ કહે છે, માટે જે કોશમાં

ચેતન ગૂઢ રહ્યું છે એવો આનંદમય કોશ એ જ આત્મા છે, એવી તેમને ભ્રાંતિ થાય છે.

તેઓ જગમાં આત્મસ્વરૂપ નિત્ય જ્ઞાન છે એમ માનતા નથી, પણ જગમાં અનિત્ય જ્ઞાન છે એમ માને છે. ને અનિત્ય જ્ઞાન અંતઃકરણની વૃત્તિરૂપ છે એવો વેદાંતનો સિદ્ધાંત છે.

એવી રીતે પ્રભાકર અને નૈયાયિકના મતમાં આનંદમય કોશ આત્મા છે અને બુદ્ધિ તેનો ગુણ છે, તેમનો આ મત પણ સારો નથી.

## જીવના પંચકોશ પેઠે ઈશ્વરના પંચકોશ વડે

### ઈશ્વરના સ્વરૂપનું આચ્છાદન

પાછળ પ્રભાકર અને નૈયાયિકનો મત સારો નથી એમ કહ્યું છે તેનું કારણ આ પ્રમાણે છે.

(૧) જ્ઞાનથી ભિન્ન જે જડ વસ્તુ ઘટ વગેરે છે તે અનિત્ય છે, તેમ આત્મા પણ જ્ઞાનસ્વરૂપ ન હોય તો ઘટ વગેરેની પેઠે જડ હોવાથી અનિત્ય ઠરશે.

(૨) જો આત્મા અનિત્ય હોય તો મોક્ષને માટે જે સાધનો વેદશાસ્ત્રમાં કહ્યાં છે તે નિષ્ફળ જશે.

આ રીતે વેદાંત વાક્યોમાં વિશ્રામ વિનાના અનેક બહિર્મુખ (બહાર આત્માને શોધનારા) મનુષ્યો પંચકોશમાંથી કોઈ એક પદાર્થને આત્મા માને છે. મુખ્ય આત્મસ્વરૂપ આવરીને જાણતા નથી માટે અન્નમય વગેરે આત્માને ઢાંકનારા હોવાથી તેમને કોશ કહેવામાં આવે છે.

જેમ જીવના પંચકોશ જીવના યથાર્થ સ્વરૂપ આવરીને ઢાંકે છે; તેમ ઈશ્વરના સમષ્ટિ પંચકોશ ઈશ્વરના યથાર્થ સ્વરૂપને પણ ઢાંકે છે. કેમ કે ઈશ્વરનું યથાર્થ સ્વરૂપ તો 'તત્' પદનું લક્ષ્ય છે (એટલે શુદ્ધ નિર્વિકાર ચૈતન્ય બ્રહ્મ છે.) તેને છોડીને—

(૧) કોઈ તો માયારૂપ આનંદમય કોશવિશિષ્ટ જે અંતર્યામી તત્પદનું વાચ્ય, તેને જ પરમતત્ત્વ કહે છે.

(૨) તેમ જ હિરણ્યગર્ભ, વૈશ્વાનર, વિષ્ણુ, બ્રહ્મા, શિવ, ગણેશ, દેવી, સૂર્ય વગેરેથી આરંભીને તલવાર, કોદાળી, પીપળો, આકડો અને વાંસ પર્યંત પદાર્થોને ભ્રાંતિથી પરમાત્મા માને છે.

જો કે સર્વે પદાર્થોમાં લક્ષ્ય ભાગ પરમાત્મા જ છે. તથાપિ તે તે ઉપાધિ સહિતને જે પરમાત્મા માને છે તે તેમની ભ્રાંતિ છે. આ રીતે—

(૧) પાંચ કોશથી ઢંકાયેલું જે જીવ અને ઈશ્વરનું પરમાર્થસ્વરૂપ (ખરું સ્વરૂપ), તેનાથી વિમુખ થઈને દેહ વગેરે ને ભ્રાંતિથી આત્મા માનીને મનુષ્ય પુણ્યપાપ કર્મ કરે છે અને—

(૨) અંતર્યામીથી આરંભીને વાંસ સુધીના પદાર્થોને ઈશ્વરરૂપ માનીને તેમનું આરાધન કરીને સુખની ઇચ્છા રાખે છે. જેવી ઉપાધિનું મનુષ્ય આરાધન કરે છે તેને અનુસરનાર જ તેને ફળ પણ મળે છે; કેમ કે કારણરૂપ, સૂક્ષ્મરૂપ

અને સ્થૂલરૂપ બધુ જગત ઈશ્વરનાં ત્રણ શરીરોમાં જ સમાઈ રહ્યું છે. તેમા ઉપાસનાને અનુસાર ફળ પણ તે સર્વ શરીરવાળો ઈશ્વર જ આપે છે.

પરંતુ બ્રહ્મજ્ઞાન વિના મોક્ષ થતો નથી જો મોક્ષની ઇચ્છા હોય તો વિવેકથી જીવ-ઈશ્વરના સ્વરૂપને પાંચ કોશમાંથી છૂટા કરીને જુઓ.

દૃષ્ટાંત —જેમ મુંજ નામના ઘાસમા વચલી સળી ઉપર એક પછી એક એમ ઘણા પડ વીંટાયના હોય છે, તે સર્વને ઉખેડી નાખીને વચલી સળી જુદી કરવામા આવે છે, તેમ જીવ અને ઈશ્વરના સ્વરૂપને પણ પાંચ કોશથી ભિન્ન કરીને સમજવું

## પાંચ કોશનો વિવેક કરવાનો પ્રકાર

सवैया-स्थूल देहको भान न होवै, स्वप्नमांहि लहि आतमज्ञान ।
सूक्ष्मज्ञान सुषुप्ति समै नहीं, सुखस्वरूप है आतम भान ॥
भासै मधे समाधि अवस्था, निरावरण आतम न अज्ञान ।
ऐसे तीनि देह व्यभिचारी, आतम अनुगत न्यारो जान ॥१५८॥

**સ્વપ્નાવસ્થામાં સ્થૂલ દેહનું ભાન થતું નથી, પણ સૂક્ષ્મ દેહનુ ભાન થાય છે સુષુપ્તિ-અવસ્થામાં સૂક્ષ્મ દેહનું ભાન થતું નથી, તથાપિ તેમાં સુખસ્વરૂપ આત્માનું ભાન થાય છે. સમાધિ-અવસ્થા પ્રાપ્ત થાય છે, ત્યારે નિરાવરણ આત્માનું ભાન થાય છે, પણ (સુષુપ્તિ-અવસ્થાનું) અજ્ઞાન તેમાં ભાસતું નથી. એ રીતે ત્રણે દેહ વ્યભિચારી છે, પણ તે સર્વે દેહોમાં અનુગત આત્મા તે ત્રણે દેહોથી ભિન્ન છે એમ જાણ. ૧૫૮**

ટીકા—(૧) સ્વપ્ન-અવસ્થામા સ્થૂલ દેહનુ ભાન હોતુ નથી, પણ સૂક્ષ્મ દેહનુ ભાન થાય છે.

(૨) તેમ જ સુષુપ્તિ-અવસ્થામા સૂક્ષ્મ શરીરનું જ્ઞાન થતું નથી, પણ સુખ સ્વરૂપ આત્મા સ્વયપ્રકાશરૂપે પ્રતીત થાય છે જો સુખનું જ્ઞાન સુષુપ્તિમા ન થતું હોય, તો 'હું સુખથી ઊંઘ્યો' એવી સ્મૃતિ જાગ્યા પછી ન થવી જોઈએ, માટે સુખનુ જ્ઞાન સુષુપ્તિમા થાય છે સુષુપ્તિનું તે સુખ વિષયજન્ય તો નથી જ, કેમ કે સુષુપ્તિમાં કોઈ વિષય હોતો નથી, પણ તે સુખ આત્મસ્વરૂપનુ જ છે તે આત્મા સ્વયપ્રકાશ છે, માટે સુખરૂપ આત્મા સ્વયપ્રકાશરૂપથી સુષુપ્તિમા ભાસે છે

(૩) નિદિધ્યાસનનું ફળ જે નિર્વિકલ્પ સમાધિ-અવસ્થા, તેમા અજ્ઞાનકૃત આવરણરહિત (સુષુપ્તિની પેઠે અજ્ઞાનથી ઢંકાયલો નહિ એવો) આત્મા ભાસે છે, પણ કારણ-શરીરરૂપ અજ્ઞાન ભાસતું નથી

(૧) એવી રીતે ત્રણે દેહ વ્યભિચારી છે, એટલે એક અવસ્થામા હોય અને બીજી અવસ્થામા ન હોય એવા છે, માટે એક અવસ્થા સિવાય બીજી અવસ્થામા ભાસતા નથી. (૨) આત્મા બધા દેહોમા અનુગત છે, એટલે

વ્યાપક છે; કેમ કે બધી અવસ્થાઓમાં ભાસે છે. આવી રીતે વિવેક કરીને ત્રણે શરીરથી આત્માને જુદો સમજવો.

(૧) સ્થૂલ શરીર અન્નમય કોશ છે; અને (૨) કારણ શરીર આનંદમય કોશ છે; તેમ જ (૩-૪-૫) સૂક્ષ્મ શરીરમાં પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એ ત્રણ કોશ છે; માટે ત્રણ શરીરથી આત્માનો વિવેક થઈ જાય છે.

જેમ જીવનું સ્વરૂપ પાંચ કોશથી ભિન્ન છે, તેમ ઈશ્વરનું સ્વરૂપ પણ સમષ્ટિ પંચ કોશથી ભિન્ન છે. ચોથા તરંગમાં ચાર પ્રકારના આકાશના દૃષ્ટાંતથી જીવ-ઈશ્વરના લક્ષ્યસ્વરૂપનો વિવેક વિસ્તારથી કર્યો છે; અને છઠ્ઠા તરંગમાં અસ્તિ, ભાતિ પ્રિયરૂપના નિરૂપણમાં તથા મહાવાક્યના અર્થ-નિરૂપણમાં આત્માના પરમાર્થ-સ્વરૂપનું પ્રતિપાદન કરવામાં આવશે; માટે અહીં સંક્ષેપથી આત્મવિવેક કહ્યો છે.

આ રીતે પંચ કોશથી આત્માને જુદો જાણવા વડે પણ જિજ્ઞાસુ કૃતકૃત્ય થતો નથી, પણ જીવ અને બ્રહ્મના અભેદ નિશ્ચય માટે ફરી પણ વિચાર કરવાનો બાકી રહે છે; માટે જેથી કાંઈ પણ કરવાનું બાકી રહે નહિ, અને જિજ્ઞાસુ કૃતકૃત્ય થાય, તે માટે મહાવાક્યના અર્થનો ઉપદેશ કરે છે:—

## મહાવાક્યના અર્થનો ઉપદેશ

सवैया-पंचकोशते आतम न्यारो, जानि सु जानहु ब्रह्मस्वरूप ।
तांते भिन्न जु दीखैं सुनिये, सो मानहु मिथ्या भ्रमकूप ॥
मिथ्या अधिष्ठान न बिगारे, स्वप्नभीख न दरिद्री भूप ।
सब कछु कर्ता तऊ अकर्ता, तव अस अद्भुतरूप अनुप ॥१५९॥

પાંચ કોશથી આત્મા ભિન્ન છે, એમ જાણીને તેને બ્રહ્મરૂપ જ જાણવો; એ આત્માથી ભિન્ન જે જોવામાં કે સાંભળવામાં આવે, તે મિથ્યા અને ભ્રાંતિના કૂવારૂપ માનવું. જે અધિષ્ઠાનમાં મિથ્યા વસ્તુનો ભ્રમ થાય છે, તે મિથ્યા વસ્તુ તે અધિષ્ઠાનને બગાડી શકતી નથી. દૃષ્ટાંત:—જેમ રાજારૂપી અધિષ્ઠાનમાં સ્વપ્નરૂપ ભ્રાંતિથી તે પોતાને ભીખ માગતો જુએ, પણ તેથી કાંઈ રાજા દરિદ્ર થઈ જતો નથી, એ રીતે આત્મા સર્વ કાંઈ કરનારો હોવા છતાં અકર્તા છે. હે શિષ્ય! તારું રૂપ એવું અદ્ભુત અને અનુપમ છે. ૧૫૯

**ટીકા**—હે શિષ્ય! પંચકોશથી આત્માને જુદો જાણીને તે આત્મા જ બ્રહ્મ છે એમ જાણવું.

### આત્માનો બ્રહ્મથી અભેદ

**શિષ્ય:**—હે ભગવન્! આત્મા પુણ્યપાપ કરે છે; તેથી સ્વર્ગ, નરક તથા મૃત્યુલોકમાં નાના પ્રકારનાં સુખદુઃખ ભોગવે છે, તેની બ્રહ્મ સાથે એકતા સંભવતી નથી.

**ગુરુ:**—આત્મા અકર્તા, અભોક્તા અને નિત્યમુક્ત છે; માટે તે સદૈવ

બ્રહ્મથી અભિન્ન છે. એ આત્માથી ભિન્ન જેટલું તું દેખે છે અને શાસ્ત્રથી સાંભળે છે—જેવું કે સ્વર્ગ, નરક, પુણ્ય, પાપ—એ સઘળું મિથ્યા ભ્રમ છે એમ સમજવું. વળી જે મિથ્યા વસ્તુ હોય તે પોતાના અધિષ્ઠાનને કાંઈ દૂષિત કરી શકતી નથી. જેમ—(૧) સ્વપ્નની મિથ્યા ભીખ માગવાથી રાજા કાંઈ દરિદ્ર થઈ જતો નથી; વળી (૨) મરુસ્થળના મિથ્યા પાણીથી પૃથ્વી કાંઈ ભીની થતી નથી; (૩) મિથ્યા સાપથી દોરડી કાંઈ ઝેરી બનતી નથી; માટે આત્મા સંપૂર્ણ (તમામ) મિથ્યા એવી શુભ–અશુભ ક્રિયાનો કર્તા છતાં પણ અકર્તા છે, એટલે પરમાર્થની (વાસ્તવિક રીતે) કર્તા નથી! એવું તારું (આત્માનું) રૂપ અદ્‌ભુત અને ઉપમારહિત છે,

એનો ભાવ એવો છે, કે–(૧) તારું સ્વરૂપ બ્રહ્મથી ભિન્ન નથી. એવા તારા સ્વરૂપમાં સ્થૂલ–સૂક્ષ્મ શરીર અને તેની સારી–માઠી ક્રિયાઓ, અને તેનું ફળ–જન્મ–મરણ, સ્વર્ગ–નરક, સુખદુઃખ–એ તમામ અવિદ્યાએ કલ્પેલું છે,

(૨) એવી કલ્પિત સામગ્રીથી તારું બ્રહ્મપણું કાંઇ બગડતું નથી; કેમ કે જ્ઞાન થયા પહેલાં પણ આત્મા બ્રહ્મસ્વરૂપ જ છે. (૩) તેનામાં ત્રણે કાળમાં શરીર અને તેના ધર્મોનો સંબંધ નથી, પણ આત્મા હમેશાં જ નિત્યમુક્ત છે; તે બ્રહ્મથી કદી પણ જુદો છે જ નહિ.

જો આત્મા હમેશાં જ નિત્યમુક્ત અને બ્રહ્મસ્વરૂપ છે, તો શ્રવણ વગેરે જ્ઞાનનાં સાધનો નકામાં થશે! એ પ્રશ્નના સમાધાન માટે કહે છેઃ—

### જીવન્મુક્તનો નિશ્ચય: વેદાંતશ્રવણનું ફળ

છંદ—नाहीं खपुष्पसमान प्रपंच तू, ईश कहां करता जु कहाव ।
साक्ष्य नहीं इम साक्षिस्वरूप न, दृश्य नहीं द्रक काहि जनावै ॥
बंधहु होई तू मोक्ष बनै अरु होय अज्ञान तू ज्ञान नशावै ।
जानि यही कर्तव्य तजै सब, निश्चल होत हि निश्चल पावै ॥१६०॥

આ જગત જ આકાશના પુષ્પ સમાન હોવાથી તે જ નથી, તો પછી તેનો કર્તા ઈશ્વર શી રીતે કહેવાય? સાક્ષીથી ભાષ્ય સાક્ષ્ય વસ્તુ જ નથી, તો પછી સાક્ષી શાનો કહેવાય? દૃશ્ય નથી તો દૃક્ (સાક્ષી–ચેતનરૂપ જ્ઞાન) કઈ વસ્તુને જણાવે? (દૃશ્યની અપેક્ષાથી જ દૃક્ કહેવામાં આવે છે.) જો બંધ હોય તો મોક્ષ સંભવે; અને અજ્ઞાન હોય તો તેનો નાશ જ્ઞાન કરે. એ રીતે જાણીને જે સમગ્ર કર્તવ્યને તજી દઈને સ્થિર થાય છે, એટલે તેને નિશ્ચળ આત્માની પ્રાપ્તિ થાય છે. (અહીં કવિએ નિશ્ચળ શબ્દ ભિન્નાર્થક વાપરીને ગ્રંથકર્તાના નામનું સૂચન કર્યું છે; માટે એ 'મુદ્રાલંકાર' છે.) ૧૬૦

ટીકા—જીવન્મુક્ત વિદ્વાન પુરુષની દૃષ્ટિમાં અજ્ઞાન અને તેનું કાર્ય તુચ્છ છે. હે શિષ્ય! તે જીવન્મુક્તનો નિશ્ચય આ પ્રમાણે છે. (૧) આ જગત

આકાશના ફૂલ જેવું છે; અર્થાત્ આકાશમાં જેમ ફૂલ હોતું નથી, તેમ આ જગત પણ નથી; અને જગત નથી ત્યારે તેનો કર્તા ઈશ્વર પણ નથી. (૨) સાક્ષીનો વિષય જે અજ્ઞાન વગેરે તે 'સાક્ષ્ય' કહેવાય છે. તે સાક્ષ્ય નથી, તેથી સાક્ષી પણ નથી. (૩) તેમ જ દશ્ય પદાર્થનો જે પ્રકાશ કરે તેને દક્ કહે છે; અને પ્રકાશવા યોગ્ય જે દેહ વગેરે તેને દશ્ય કહે છે. એ દેહ વગેરે દશ્ય છે જ નહિ; માટે દક્ પણ નથી. જો કે કેવળ કૂટસ્થ ચેતનને સાક્ષી અથવા દક્ કહે છે, તેનો નિષેધ સંભવે નહિ, એટલે 'તે નથી' એમ કહેવાય નહિ; તથાપિ સાક્ષ્યની અપેક્ષાથી 'સાક્ષી' એવું નામ કહેવાય છે, અને દશ્યની અપેક્ષાથી 'દક્' એવું નામ કહેવાય છે; સાક્ષ્ય અને દશ્ય વસ્તુનો અભાવ છે, એટલે સાક્ષ્ય અને દશ્ય એવી વસ્તુ જ નથી, ત્યારે સાક્ષી અને દક્ નામ ન હોઈ શકે. એ રીતે સાક્ષી અને દક્ નામનો નિષેધ કર્યો છે-સ્વરૂપનો નહિ.

(૪) જો બંધ હોય તો બંધની નિવૃત્તિરૂપ મોક્ષ હોય; બંધ નથી માટે મોક્ષ પણ નથી. (૫) અજ્ઞાન હોય તો તેનો જ્ઞાનથી નાશ થાય. અજ્ઞાન છે નહિ; માટે તેનો નાશ કરનાર જ્ઞાન પણ નથી. એમ સમજીને કર્તવ્ય તજવું, એટલે મારે 'આ કરવા યોગ્ય છે' એ બુદ્ધિ તજી દેવી; કેમ કે (૧) આ લોક અને પરલોક તો તુચ્છ છે; તેને માટે તો કશું કર્તવ્ય છે નહિ. (૨) આત્મામાં બંધ નથી; માટે તેને સારું પણ કાંઈ કર્તવ્ય નથી. આ રીતે જ્યારે આત્માને નિત્યમુક્ત બ્રહ્મરૂપ જાણીને જિજ્ઞાસુ સ્થિર થાય-સઘળાં કર્તવ્યનો ત્યાગ કરે-ત્યારે અક્રિય (ક્રિયારહિત) એવા બ્રહ્મરૂપ વિદેહ મોક્ષને પામે છે.

એમ કહેવાનો અભિપ્રાય આ પ્રમાણે છે:—જો કે આત્મા જ્ઞાન થયા પહેલાં પણ નિત્યમુક્ત બ્રહ્મસ્વરૂપ જ છે, તો પણ મનુષ્ય જ્ઞાન થયા પહેલાં આત્માને કર્તાભોક્તા મિથ્યા માનીને સુખની પ્રાપ્તિ માટે તથા દુઃખની નિવૃત્તિ માટે અનેક સાધન કરે છે; અને તેથી ક્લેશ જ પામે છે.

જ્યારે ઉત્તમ આચાર્ય મળે છે, ત્યારે તે વેદાંતવાક્યોનો ઉપદેશ કરે છે; તે વેદાંત વાક્યો સાંભળવાથી આવું જ્ઞાન થાય છે: 'હું કર્તા-ભોક્તા નથી, પણ બ્રહ્મસ્વરૂપ છું; માટે મારે કાંઈ પણ કર્તવ્ય નથી' એ રીતે સમજવું. એ જ શ્રવણાદિક સાધનોનું ફળ છે; બ્રહ્મની પ્રાપ્તિ એ વેદાંતશ્રવણનું ફળ નથી; કેમ કે બ્રહ્મ પોતાનું સ્વરૂપ છે; અને તેથી તે નિત્યપ્રાપ્ત છે.

## જ્ઞાની અને અજ્ઞાનીનું લક્ષણ (કર્તવ્ય અને અકર્તવ્ય)

દોહા—**यही चिह्न अज्ञानको, जो मानै कर्तव्य।**
**सोई ज्ञानी सुघर नर, नहिं जाकूं भवितव्य ॥ १६१ ॥**

**ગુરુઃ—હે શિષ્ય! જે મનુષ્ય પોતાને કાંઈક કર્તવ્ય છે એમ માને છે, તે જ અજ્ઞાનનું ચિહ્ન છે; અને જે કોઈ પોતે છે તેનાથી બીજા રૂપે થવા ઇચ્છતો નથી અને તેથી જેને કાંઈ કર્તવ્ય નથી, તે જ ચતુર મનુષ્ય જ્ઞાની છે. ૧૬૧**

## ગોપ્ય તત્ત્વનો ઉપદેશ

छंद—एक अखंडित ब्रह्म असंग, अजन्य अदृश्य अरूप अनामैं।
मूल अज्ञान न सूछम स्थूल, समष्टि न व्यष्टिपनो नहि तामैं ॥
ईश न सूत्र विराट न प्राज्ञ न, तैजस विश्वस्वरूप न जामैं।
भोग न योग न बंध न मोक्ष, नहीं कछु यामे रु है सब यामैं ॥१६२
जाग्रतमें जु प्रपंच प्रभासत, सो सब बुद्धि विलास बन्यो है।
ज्यों सुपने महिं भोग्य न भोग, तऊ इक चित्रविचित्र जन्यो है ॥
लीन सुषुपतिमें मति होत हि, भेद भगे इक रूप सुन्यो है।
बुद्धि रच्यो जु मनोरथमात्र सु, निश्चल बुद्धि प्रकाश भन्यो है १६३
सवैया—जाके हिये ज्ञान उजियारो, तम अंधियारो खरो विनाश।
सदा असंग एकरस आतम, ब्रह्मरूप सो स्वयंप्रकाश ॥
ना कछु भयो न है नहि ह्वै है, जगत मनोरथ मात्र विलास।
ताकी प्राप्ति निवृत्ति न चाहत, ज्यों ज्ञानीके कोउ न आस ॥१६४॥
देखै सुनै, न सुनै न देखै, सबरस ग्रहे रु लेत न स्वाद।
सूंघि परशि, परशै न न सूंघै, बैन न बोलें करै विवाद ॥
ग्रहि न ग्रहै, मल तजै न त्यागै, चलै नहीं अरू धावत पाद।
भोगै युवती सदा संन्यासी, शिष लखि यह अद्भुत संवाद ॥१६५॥
निज विषयनमें इंद्रिय वर्तें, तिनतें मेरो नाहीं संग।
मैं इंद्रिय नहि, मम इंद्रिय नहि, मैं साक्षी कूटस्थ असंग ॥
त्यागहु विषय कि भोगहु इंद्रिय, मोकूं लगै न रंचक रंग।
यह निश्चय ज्ञानिको जातें कर्ता दीखै करै न अंग ॥१६६॥

ગુરુઃ—બ્રહ્મ એક છે-અખંડ છે, એટલે તેના વિભાગ પડતા નથી; તે અસંગ છે, એટલે તેને કાંઈ વળગણુ નથી; તેને જન્મ નથી; તે અદૃશ્ય તથા નામ અને રૂપ વિનાનું છે. મૂળ અજ્ઞાન એટલે અવિદ્યા, સૂક્ષ્મ અને સ્થૂલ જગત, સમષ્ટિ અને વ્યષ્ટિપણુ એ સઘળું તે બ્રહ્મમાં છે જ નહિ. તે બ્રહ્મમાં ઈશ, સૂત્રાત્મા, વિરાટ, પ્રાજ્ઞ, તૈજસ, વિશ્વ એ પણુ નથી. ભોગ, યોગ, બંધ, મોક્ષ એ કાંઈ તેમાં નથી; અને અજ્ઞાનીની દૃષ્ટિથી એ બધું એમાં જ છે. ૧૬૨

જાગ્રતમાં જે જગત દેખાય છે, તે સઘળો બુદ્ધિનો વિલાસ છે-જેમ સ્વપ્નામાં ભોગ કે ભોગ્ય છે નહિ, તથાપિ ચિત્ર વિચિત્ર વસ્તુઓ ઉત્પન્ન થયેલી જણાય છે. પણુ જ્યારે બુદ્ધિ સુષુપ્તિમાં લીન થઈ જાય છે, ત્યારે એ સઘળો ભેદ નાશ પામે છે; અને એકરૂપ માલૂમ પડે છે; માટે એ સર્વ બુદ્ધિએ રચેલો મનોરથ માત્ર છે, અને એ બુદ્ધિનું પ્રકાશક બ્રહ્મ છે. (એમ નિશ્ચળદાસ કહે છે.) ૧૬૩

આકાશના ફૂલ જેવું છે; અર્થાત્ આકાશમાં જેમ ફૂલ હોતું નથી, તેમ આ જગત પણ નથી; અને જગત નથી ત્યારે તેનો કર્તા ઈશ્વર પણ નથી. (૨) સાક્ષીનો વિષય જે અજ્ઞાન વગેરે તે 'સાક્ષ્ય' કહેવાય છે. તે સાક્ષ્ય નથી, તેથી સાક્ષી પણ નથી. (૩) તેમ જ દશ્ય પદાર્થનો જે પ્રકાશ કરે તેને દક્ કહે છે; અને પ્રકાશવા યોગ્ય જે દેહ વગેરે તેને દશ્ય કહે છે. એ દેહ વગેરે દશ્ય છે જ નહિ; માટે દક્ પણ નથી. જો કે કેવળ કૂટસ્થ ચેતનને સાક્ષી અથવા દક્ કહે છે, તેનો નિષેધ સંભવે નહિ, એટલે 'તે નથી' એમ કહેવાય નહિ; તથાપિ સાક્ષ્યની અપેક્ષાથી 'સાક્ષી' એવું નામ કહેવાય છે, અને દશ્યની અપેક્ષાથી 'દક્' એવું નામ કહેવાય છે; સાક્ષ્ય અને દશ્ય વસ્તુનો અભાવ છે, એટલે સાક્ષ્ય અને દશ્ય એવી વસ્તુ જ નથી, ત્યારે સાક્ષી અને દક્ નામ ન હોઈ શકે. એ રીતે સાક્ષી અને દક્ નામનો નિષેધ કર્યો છે—સ્વરૂપનો નહિ.

(૪) જો બંધ હોય તો બંધની નિવૃત્તિરૂપ મોક્ષ હોય; બંધ નથી માટે મોક્ષ પણ નથી. (૫) અજ્ઞાન હોય તો તેનો જ્ઞાનથી નાશ થાય. અજ્ઞાન છે નહિ; માટે તેનો નાશ કરનાર જ્ઞાન પણ નથી. એમ સમજીને કર્તવ્ય તજવું. એટલે મારે 'આ કરવા યોગ્ય છે' એ બુદ્ધિ તજી દેવી; કેમ કે (૧) આ લોક અને પરલોક તો તુચ્છ છે; તેને માટે તો કશું કર્તવ્ય છે નહિ. (૨) આત્મામાં બંધ નથી; માટે તેને સારું પણ કાંઈ કર્તવ્ય નથી. આ રીતે જ્યારે આત્માને નિત્યમુક્ત બ્રહ્મરૂપ જાણીને જિજ્ઞાસુ સ્થિર થાય—સઘળાં કર્તવ્યનો ત્યાગ કરે—ત્યારે અક્રિય (ક્રિયારહિત) એવા બ્રહ્મરૂપ વિદેહ મોક્ષને પામે છે.

એમ કહેવાનો અભિપ્રાય આ પ્રમાણે છેઃ—જો કે આત્મા જ્ઞાન થયા પહેલાં પણ નિત્યમુક્ત બ્રહ્મસ્વરૂપ જ છે, તો પણ મનુષ્ય જ્ઞાન થયા પહેલાં આત્માને કર્તાભોક્તા મિથ્યા માનીને સુખની પ્રાપ્તિ માટે તથા દુઃખની નિવૃત્તિ માટે અનેક સાધન કરે છે; અને તેથી ક્લેશ જ પામે છે.

જ્યારે ઉત્તમ આચાર્ય મળે છે, ત્યારે તે વેદાંતવાક્યોનો ઉપદેશ કરે છે; તે વેદાંત વાક્યો સાંભળવાથી આવું જ્ઞાન થાય છેઃ 'હું કર્તા-ભોક્તા નથી, પણ બ્રહ્મસ્વરૂપ છું; માટે મારે કાંઈ પણ કર્તવ્ય નથી' એ રીતે સમજવું. એ જ શ્રવણાદિક સાધનોનું ફળ છે; બ્રહ્મની પ્રાપ્તિ એ વેદાંતશ્રવણનું નથી; કેમ કે બ્રહ્મ પોતાનું સ્વરૂપ છે; અને તેથી તે નિત્યપ્રાપ્ત છે.

## જ્ઞાની અને અજ્ઞાનીનું લક્ષણ (કર્તવ્ય અને અકર્તવ્ય)

દોહા—यही चिह्न अज्ञानको, जो मानै कर्तव्य ।
सोई ज्ञानी सुघर नर, नहि जाकूं भवितव्य ॥ १६१ ॥

ગુરુઃ—હે શિષ્ય! જે મનુષ્ય પોતાને કાંઈક કર્તવ્ય છે એ માને છે, તે જ અજ્ઞાનનું ચિહ્ન છે; અને જે કોઈ પોતે તેનાથી બીજા રૂપે થવા ઇચ્છતો નથી અને તેથી જેને કાંઈ કર્ત૦ નથી, તે જ ચતુર મનુષ્ય જ્ઞાની છે. ૧૬૧

## ગોપ્ય તત્ત્વનો ઉપદેશ

છંદ—एक अखंडित ब्रह्म असंग, अजन्य अदृश्य अरूप अनामें ।
मूल अज्ञान न सूछम स्थूल, समष्टि न व्यष्टिपनो नहि तामें ॥
ईश न सूत्र विराट न प्राज्ञ न, तैजस विश्वस्वरूप न जामें ।
भोग न योग न बंध न मोक्ष, नहीं कछु यामें रु है सब यामें ॥१६२
जाग्रतमें जु प्रपंच प्रभासत, सो सब बुद्धि विलास बन्यो है ।
ज्यों सुपने महिं भोग्य न भोग, तऊ इक चित्रविचित्र जन्यो हैं ॥
लीन सुषुप्तिमें मति होत हि, भेद भगे इक रूप सुन्यो हैं ।
बुद्धि रच्यो जु मनोरथमात्र सु, निश्चल बुद्धि प्रकाश भन्यो हैं १६३

सवैया-जाके हिये ज्ञान उजियारो, तम अंधियारो सरो विनाश ।
सदा असंग एकरस आतम, ब्रह्मरूप सो स्वयंप्रकाश ॥
ना कछु भयो न है नहि ह्वै है, जगत मनोरथ मात्र विलास ।
ताकी प्राप्ति निवृत्ति न चाहत, ज्यों ज्ञानीके कोउ न आस ॥१६४॥
देखै सुनै, न सुनै न देखै, सबरस ग्रहे रु लेत न स्वाद ।
सूंघि परशि, परशै न न सूंघै, बैन न बोले करै विवाद ॥
ग्रहि न ग्रहै, मल तजै न त्यागै, चले नहीं अरू धावत पाद ।
भोगै युवती सदा संन्यासी, शिष लखि यह अद्भुत संवाद ॥१६५॥
निज विषयनमें इंद्रिय वर्ते, तिनते मेरो नाहीं संग ।
मैं इंद्रिय नहि, मम इंद्रिय नहि, मैं साक्षी कूटस्थ असंग ॥
त्यागहु विषय कि भोगहु इंद्रिय, मोकूं लगै न रंचक रंग ।
यह निश्चय ज्ञानिको जाते कर्ता दीखै करै न अंग ॥१६६॥

ગુરુઃ—બ્રહ્મ એક છે-અખંડ છે, એટલે તેના વિભાગ પડતા નથી; તે અસંગ છે, એટલે તેને કાંઈ વળગણ નથી; તેને જન્મ નથી; તે અદૃશ્ય તથા નામ અને રૂપ વિનાનું છે મૂળ અજ્ઞાન એટલે અવિદ્યા, સૂક્ષ્મ અને સ્થૂલ જગત, સમષ્ટિ અને વ્યષ્ટિપણું એ સઘળું તે બ્રહ્મમાં છે જ નહિ. તે બ્રહ્મમાં ઈશ, સૂત્રાત્મા, વિરાટ, પ્રાજ્ઞ, તૈજસ, વિશ્વ એ પણ નથી. ભોગ, યોગ, બંધ, મોક્ષ એ કાંઈ તેમાં નથી; અને અજ્ઞાનીની દૃષ્ટિથી એ બધું એમાં જ છે. ૧૬૨

જાગ્રતમાં જે જગત દેખાય છે, તે સઘળો બુદ્ધિનો વિલાસ છે-જેમ સ્વપ્નામાં ભોગ કે ભોગ્ય છે નહિ, તથાપિ ચિત્ર વિચિત્ર વસ્તુઓ ઉત્પન્ન થયેલી જણાય છે. પણ જ્યારે બુદ્ધિ સુષુપ્તિમાં લીન થઈ જાય છે, ત્યારે એ સઘળો ભેદ નાશ પામે છે; અને એકરૂપ માલૂમ પડે છે; માટે એ સર્વ બુદ્ધિએ રચેલો મનોરથ માત્ર છે, અને એ બુદ્ધિનું પ્રકાશક બ્રહ્મ છે. (એમ નિશ્ચળદાસ કહે છે.) ૧૬૩

જેના હૃદયમાં જ્ઞાનરૂપી પ્રકાશ પડ્યો છે, અને જેના હૃદયમાંથી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થયો છે, તે પોતે જ સદા અસંગ એકરસ, બ્રહ્મરૂપ, સ્વયંપ્રકાશ આત્મા છે. તેને મન કાંઈ થયું નથી, કાંઈ છે નહિ અને કાંઈ થવાનું નથી; માત્ર મનોરથના વિલાસ જેવું જગત તે દેખે છે. એવા મનોરથ માત્ર જગતની તે પ્રાપ્તિ ઇચ્છતો નથી કે નિવૃત્તિ પણ ઇચ્છતો નથી; કેમ કે જ્ઞાનીને કોઈ જાતની આશા હોતી નથી. ૧૬૪

તે દેખે છે, પણ દેખતો નથી; તે સાંભળે છે, પણ સાંભળતો નથી; તે બધા રસ ચાખે છે, પણ સ્વાદ લેતો નથી; તે સૂંઘે છે, પણ સૂંઘતો નથી; તે સ્પર્શ કરે છે, પણ સ્પર્શ કરતો નથી; તે વિવાદ કરે છે, તથાપિ બોલતો નથી; તે હાથ વડે ઝાલે છે, પણ ઝાલતો નથી; તે મળ તજે છે, પણ તજતો નથી; તે પગે દોડે છે, છતાં ચાલતો નથી; તે સ્ત્રી ભોગવે છે, છતાં સંન્યાસી છે. એટલે (સંન્યાસીની પેઠે સદા સ્ત્રીસંગથી રહિત છે.) હે શિષ્ય! આ અદ્ભુત વાત તું સમજ. ૧૬૫

એનો અભિપ્રાય એવો છે, કેઃ-ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રવર્તે છે, પણ તેની સાથે મારે કાંઈ સંગ નથી-આસક્તિ નથી. હું કાંઈ ઇંદ્રિય નથી અથવા ઇંદ્રિયો મારી પણ નથી; હું તો સંગ રહિત, કૂટસ્થ-સાક્ષી છુ. ભલે ઇંદ્રિયો વિષયને છોડી દે અથવા ભોગવે, તેનો મને લગાર પણ રંગ લાગતો નથી. જ્ઞાનીનો એવો નિશ્ચય હોય છે, તેથી તે કર્તા હોય એમ દેખાય છે ખરો, પણ વાસ્તવિક રીતે જોતાં કાંઈ કરતો નથી. ૧૬૬

આ રીતે આચાર્યે શિષ્યને ગુપ્ત રાખવા જેવા તત્ત્વનો ઉપદેશ કર્યો તો પણ શિષ્યનુ મુખ અત્યંત પ્રસન્ન થયુ નહિ; તેથી ગુરુએ જાણ્યુ, કે શિષ્ય કૃતાર્થ થયો નથી. જો કૃતાર્થ થયો હોત, તો એનું મુખ પ્રસન્ન થાત, માટે ગુરુએ ફરી સ્થૂળ રીતે ઉપદેશ કરવા માંડ્યો.

### લયચિંતન× સર્વ જગતની ઈશ્વરરૂપતા

सवेया—माटीको कारज घट जैसे, माटी ताके वाहिर माहिं ।
जलते फेन तरंग बुदबुदा. उपजत जलते जुदे सु नाहि ॥
ऐसै जो जाको हे कारज. कारणरूप पिछानहु ताहि ।
कारण ईश सकलको 'सो मै'. लयचिंतन जानहु विध याहि ॥१६७

ગુરુ—જેમ માટીનાં તમામ કાર્ય(વસ્તુઓ)માં બહાર અને

× કાર્યને કારણરૂપ જાણીને ચિંતન કરવુ તેને લયચિંતન કહે છે-ટીકાકાર

અંદર માટી જ હોય છે, માટે માટીનાં તમામ કાર્યો માટીસ્વરૂપ જ છે, તેમ જ ફીણ વગેરે જળનાં કાર્ય જળસ્વરૂપ છે. એ પ્રમાણે જે જેનું કાર્ય છે તે તેના કારણ-સ્વરૂપથી જુદું નથી, પણ કાર્ય હમેશા કારણસ્વરૂપ જ હોય છે તમામ જગતનું મૂળ કારણ ઈશ્વર છે, માટે સઘળું કાર્યરૂપ જગત ઈશ્વરના સ્વરૂપથી ભિન્ન નથી, પણ બધા જગતનું સ્વરૂપ ઈશ્વર જ છે. 'તે ઈશ્વર હું છું' એ રીતે લય-ચિંતન સમજીને તે તું કર. ૧૯૭

## લયચિંતનનો ક્રમ

### બધી સૂક્ષ્મ સૃષ્ટિ અપંચીકૃત ભૂતરૂપ છે

ટીકા—(૧) આખું સ્થૂળ બ્રહ્માંડ પંચીકૃત ભૂતોનું કાર્ય છે તેમાં જે પૃથ્વીનું કાર્ય તે પૃથ્વીસ્વરૂપ છે, અને જળનું કાર્ય તે જળસ્વરૂપ છે. એ રીતે જે ભૂતનું જે કાર્ય હોય, તે કાર્ય તે ભૂતસ્વરૂપ છે. આ રીતે આખું સ્થૂળ બ્રહ્માંડ પંચીકૃત ભૂતસ્વરૂપ છે (૨) તે જ રીતે પંચીકૃત ભૂત પણ અપંચીકૃત ભૂતોનું કાર્ય છે, માટે પંચીકૃત ભૂતો પણ અપંચીકૃત ભૂતસ્વરૂપ છે—તેમાથી ભિન્ન નથી.

(૩) અંતઃકરણ આદિક સૂક્ષ્મ સૃષ્ટિ પણ અપંચીકૃત ભૂતોનું કાર્ય હોવાથી અપંચીકૃત ભૂતસ્વરૂપ છે. તેમાં (૧-૨) અંતઃકરણ (મન-બુદ્ધિ) બધા ભૂતોના સત્ત્વગુણનું કાર્ય હોવાથી સત્ત્વગુણસ્વરૂપ છે. (૩-૭) પાંચે પ્રાણ ભૂતોના રજોગુણનું કાર્ય હોવાથી રજોગુણસ્વરૂપ છે.

(૮-૯) ગુદા-ઇંદ્રિય પૃથ્વીના રજોગુણનું કાર્ય હોવાથી તે પૃથ્વીના રજોગુણસ્વરૂપ છે, અને ઘ્રાણ-ઇંદ્રિય પૃથ્વીના સત્ત્વગુણનું કાર્ય હોવાથી પૃથ્વીના સત્ત્વગુણસ્વરૂપ છે (૧૦-૧૧) રસના-ઇંદ્રિય જળના સત્ત્વગુણનું કાર્ય છે, તથા ઉપસ્થ-ઇંદ્રિય જળના રજોગુણનું કાર્ય છે, માટે એ બે ઇંદ્રિયો ક્રમે કરીને જળના સત્ત્વગુણ તથા રજોગુણરૂપ છે. (૧૨-૧૩) એ જ પ્રમાણે નેત્ર-ઇંદ્રિય તથા પાદ-ઇંદ્રિય ક્રમથી તેજના સત્ત્વગુણ તથા રજોગુણનું કાર્ય હોવાથી તેજના સત્ત્વગુણ અને રજોગુણરૂપ છે

(૧૪-૧૫) એ જ રીતે ત્વચા અને પાણી-ઇંદ્રિય વાયુના સત્ત્વગુણ અને રજોગુણનું કાર્ય હોવાથી તે પણ અનુક્રમે પોતાના કારણરૂપ છે. (૧૬-૧૭) એ જ રીતે શ્રોત્ર અને વાક્-ઇંદ્રિય આકાશના સત્ત્વગુણરૂપ અને રજોગુણરૂપ છે.

આ રીતે બધી (સત્તર તત્ત્વોની) સૂક્ષ્મ સૃષ્ટિ અપંચીકૃત ભૂતસ્વરૂપ છે.

### તમામ અનાત્મ પદાર્થોનું ક્રમથી બ્રહ્મમાં લયચિંતન

આવી રીતે ચિંતન કરીને અપંચીકૃત ભૂતોના લયનું પણ ચિંતન કરવું જેમ-(૧) પૃથ્વી જળનું કાર્ય છે, માટે જળસ્વરૂપ છે (૨) જળ તેજનું કાર્ય છે, માટે તેજસ્વરૂપ છે. (૩) તેજ વાયુનું કાર્ય હોવાથી વાયુસ્વરૂપ છે (૪) વાયુ આકાશનું કાર્ય હોવાથી આકાશસ્વરૂપ છે. (૫) આકાશ

તમોગુણપ્રધાન પ્રકૃતિનું કાર્ય હોવાથી પ્રકૃતસ્વરૂપ છે. (૬) પ્રકૃતિ એ એક માયાની જ અવસ્થા છે; માટે પ્રકૃતિ એ માયાસ્વરૂપ છે.

## માયાનાં જુદાંજુદાં નામ તથા તેનાં કારણ

(૧) પ્રધાન, (૨) પ્રકૃતિ, (૩) માયા, (૪) અવિદ્યા, (૫) અજ્ઞાન અને (૬) શક્તિ, એ સઘળાં એક જ વસ્તુનાં નામ છે.

(૧) સઘળાં કાર્ય માત્રને પોતાનામાં લીન કરીને પ્રલયમાં રહેલા ઉદાસીન સ્વરૂપને **પ્રધાન** કહે છે. (૨) સૃષ્ટિના ઉપાદાન કારણને યોગ્ય તમોગુણપ્રધાન-સ્વરૂપને **પ્રકૃતિ** કહે છે.

(૩) જેમ દેશકાલાદિક સામગ્રી વિના દુર્ઘટ (ન ઘટી શકે એવા અસંભાવ્ય) પદાર્થની ઉત્પત્તિ ઇંદ્રજાળથી (જાદુથી) થાય છે (ઇંદ્રજાળને જ માયા કહે છે), તેમ અસંગ અને અદ્વિતીય બ્રહ્મમાં ઇચ્છાદિક દુર્ઘટ છે—ન સંભવી શકે એવાં છે, એમ છતાં તેને ઉત્પન્ન કરે છે—બનાવે છે; માટે તેને (તે બનાવનારી કોઈક અલૌકિક શક્તિને) **માયા** કહે છે. (૪) સ્વરૂપનું આચ્છાદન કરે છે, એટલે સ્વરૂપને ન જોવા દેતાં તેના ઠામે કાંઈક કાંઈક બીજું બતાવે છે; માટે તેને **અજ્ઞાન** કહે છે. (૫) બ્રહ્મવિદ્યાથી એનો નાશ થાય છે; માટે તેને **અવિદ્યા** કહે છે.

(૬) વળી એ પદાર્થ કદાપિ સ્વતંત્ર રહી શકતો નથી, પણ ચેતનના આશરે જ રહે છે—ચેતનના આશ્રય વિના તે રહી શકતો નથી; માટે તેને **શક્તિ** પણ કહે છે, આ રીતે પ્રકૃતિ વગેરે પ્રધાનના જ ભેદ છે; માટે તે પ્રધાનસ્વરૂપ છે.

એ પ્રધાન (માયા) બ્રહ્મચેતનની શક્તિ છે. જેમ પુરુષમાં સામર્થ્યરૂપ શક્તિ પુરુષથી ભિન્ન નથી, તેમ બ્રહ્મચેતનમાં પ્રધાનરૂપ શક્તિ બ્રહ્મ ચેતનથી ભિન્ન નથી. આ રીતે સર્વ અનાત્મ પદાર્થોનું બ્રહ્મમાં લયચિંતન કરીને 'તે અદ્વય બ્રહ્મ હું છું' એવું ચિંતન કરવું.

## ત્રણ પ્રકારના પ્રતિબંધનાં સ્વરૂપ

જેને મહાવાક્યનો વિચાર કર્યા છતાં પણ બુદ્ધિની મંદતા (તથા ત્રણ પ્રકારના પ્રતિબંધ) ને લીધે અપરોક્ષજ્ઞાન થાય નહિ, તેને એ લયચિંતન-ધ્યાન કરવાનું કહેલું છે. ત્રણ પ્રકારના પ્રતિબંધ આ પ્રમાણે છે.—

**ક. વર્તમાન પ્રતિબંધ**—વિષયાસક્તિ, કુતર્ક અને વિપર્યયમાં દુરાગ્રહ: એ ત્રણ વર્તમાન પ્રતિબંધ છે. **ખ. ભૂત પ્રતિબંધ**—ધનપુત્રાદિ પ્રિય વસ્તુનો નાશ થયા પછી તેનું અનુસંધાન (અવિસ્મરણ). **ગ. ભવિષ્ય પ્રતિબંધ**—બ્રહ્મલોકાદિકની ઇચ્છા અથવા જન્માન્તરનો હેતુ, જે બાકી રહેલું પ્રારબ્ધ છે તે.

## ધ્યાન અને જ્ઞાનમાં ભેદ

(૧) જ્ઞાન તો પ્રમાણ અને પ્રમેયને અધીન છે; વિધિ તથા પુરુષની ઇચ્છાને અધીન નથી; અને (૨) ધ્યાન તો વિધિ, પુરુષની ઇચ્છા, વિશ્વાસ તથા હઠને અધીન છે.

(૧) જ્ઞાનનું સ્વરૂપઃ—જેમ પ્રત્યક્ષજ્ઞાનમાં પ્રમાણ નેત્ર છે અને પ્રમેય

ઘડો વગેરે છે ત્યાં નેત્ર અને ઘડાનો સંબંધ થવાથી પુરુષની ઇચ્છા વિના પણ ઘડાનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે. ભાદરવા સુદિ ચોથને દિવસે ચંદ્રનું દર્શન કરવાનો નિષેધ છે–વિધિ નથી; અને મનુષ્યની ઇચ્છા પણ એવી હોય છે, કે 'મારે આજ ચંદ્રનું દર્શન કરવું નથી' તોપણ કોઈ રીતે પ્રમેય ચંદ્રનો અને નેત્રપ્રમાણનો સંબંધ થઈ જાય, તો ચંદ્રનું પ્રત્યક્ષજ્ઞાન અવશ્ય થાય છે. એ રીતે જ્ઞાન પ્રમાણ તથા પ્રમેયને અધીન છે, વિધિ તથા ઇચ્છાને અધીન નથી.

(૨) ધ્યાનનું સ્વરૂપ:—જેમ 'શાલિગ્રામ વિષ્ણુરૂપ છે' એવું ધ્યાન કરે તેને ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે. અહીં શાસ્ત્રપ્રમાણથી વિષ્ણુને ચાર હાથવાળા, શંખ–ચક્ર–ગદા–પદ્મ અને લક્ષ્મીજી સહિત જાણે છે, અને નેત્રપ્રમાણથી શાલિગ્રામને શિલા જાણે છે; તથાપિ વિધિથી, વિશ્વાસથી તથા ઇચ્છાથી શાલિગ્રામ વિષ્ણુ છે, એવું ધ્યાન કરવામાં આવે છે. એ ધ્યાન અનેક પ્રકારનું છે.

### ધ્યાનના પ્રકાર

(૧) કોઈ જગ્યાએ તો અન્ય વસ્તુનું અન્ય રૂપથી ધ્યાન–જેમ શાલિગ્રામનું વિષ્ણુરૂપે ધ્યાન, એને **પ્રતીકધ્યાન** કહે છે.

(૨) વૈકુંઠલોકનિવાસી વિષ્ણુનું શંખ–ચક્ર વગેરે સહિત ચતુર્ભુજ મૂર્તિરૂપે ધ્યાન કરવાનું હોય છે. એ જગ્યાએ અન્યનું અન્યથી ધ્યાન નથી, પણ ધ્યેયરૂપ અનુસાર એ ધ્યાન છે. વૈકુંઠવાસી વિષ્ણુનું સ્વરૂપ પ્રત્યક્ષ તો છે નહિ; કેવળ શાસ્ત્રથી જાણવામાં આવે છે; અને શાસ્ત્રે શંખ–ચક્ર આદિ સહિત વિષ્ણુનું સ્વરૂપ કહ્યું છે; માટે **ધ્યેયના સ્વરૂપને અનુસરતું** જ એ ધ્યાન છે.

એ જ પ્રમાણે 'હું બ્રહ્મ છું' એ આકારવાળું જે નિર્ગુણ ઉપાસનારૂપ **અહંગ્રહ ધ્યાન** છે, તે પણ **ધ્યેયાનુસાર ધ્યાન** છે.

વિધિ, વિશ્વાસ અને ઇચ્છા વિના ધ્યાન થતું નથી.

(૧) 'મનુષ્યે ઉપાસના કરવી' એવું પુરુષનું પ્રેરક વચન તે **વિધિ** કહેવાય છે.

(૨) તે વચનમાં શ્રદ્ધા **વિશ્વાસ** કહેવાય છે.

(૩) અંતઃકરણની કામનારૂપ રજોગુણની વૃત્તિ તે **ઇચ્છા** કહેવાય છે.

એ ત્રણે ધ્યાનના હેતુ છે, જ્ઞાનના નથી.

(૪) ધ્યાન હઠથી થાય છે. જ્ઞાનમાં હઠની જરૂર નથી; કેમ કે નિરંતર ધ્યેયાકાર વૃત્તિને ધ્યાન કહે છે. તેમાં વૃત્તિમાં વિક્ષેપ થાય તો હઠની વૃત્તિની સ્થિતિ કરવી પડે છે.

અને જ્ઞાનરૂપ અંતઃકરણની વૃત્તિથી તરત જ આવરણનો ભંગ થાય છે; તેથી વૃત્તિને ત્યાં ચોટાડી મૂકવાની જરૂર નથી, તેથી હઠની પણ જરૂર નથી.

વૈકુંઠવાસી ચતુર્ભુજ વિષ્ણુના ધ્યાનની પેઠે 'હું બ્રહ્મ છું' એ ધ્યાન પણ ધ્યેય અનુસાર છે, પ્રતીક નથી; પરંતુ તેને **અહંગ્રહ ધ્યાન** કહે છે.

ધ્યેયસ્વરૂપનું પોતાનાથી અભેદરૂપે ચિંતન તે **અહંગ્રહ ધ્યાન** કહેવાય છે.

જે પુરુષને અપરોક્ષજ્ઞાન થયું ન હોય, અને જે વેદની આજ્ઞારૂપ વિધિમાં વિશ્વાસ કરીને હઠથી નિર[illegible]

ઘડો વગેરે છે ત્યાં નેત્ર અને ઘડાનો સંબંધ થવાથી પુરુષની ઇચ્છા વિના પણ ઘડાનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે. ભાદરવા સુદિ ચોથને દિવસે ચંદ્રનું દર્શન કરવાનો નિષેધ છે–વિધિ નથી; અને મનુષ્યની ઇચ્છા પણ એવી હોય છે, કે 'મારે આજ ચંદ્રનું દર્શન કરવું નથી' તોપણ કોઈ રીતે પ્રમેય ચંદ્રનો અને નેત્રપ્રમાણનો સંબંધ થઈ જાય, તો ચંદ્રનું પ્રત્યક્ષજ્ઞાન અવશ્ય થાય છે. એ રીતે જ્ઞાન પ્રમાણ તથા પ્રમેયને અધીન છે, વિધિ તથા ઇચ્છાને અધીન નથી.

(૨) ધ્યાનનું સ્વરૂપઃ—જેમ 'શાલિગ્રામ વિષ્ણુરૂપ છે' એવું ધ્યાન કરે તેને ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે. અહીં શાસ્ત્રપ્રમાણથી વિષ્ણુને ચાર હાથવાળા, શંખ–ચક્ર–ગદા–પદ્મ અને લક્ષ્મીજી સહિત જાણે છે, અને નેત્રપ્રમાણથી શાલિગ્રામને શિલા જાણે છે; તથાપિ વિધિથી, વિશ્વાસથી તથા ઇચ્છાથી શાલિગ્રામ વિષ્ણુ છે, એવું ધ્યાન કરવામાં આવે છે. એ ધ્યાન અનેક પ્રકારનું છે.

## ધ્યાનના પ્રકાર

(૧) કોઈ જગ્યાએ તો અન્ય વસ્તુનું અન્ય રૂપથી ધ્યાન–જેમ શાલિગ્રામનું વિષ્ણુરૂપે ધ્યાન, એને **પ્રતીકધ્યાન** કહે છે.

(૨) વૈકુંઠલોકનિવાસી વિષ્ણુનું શંખ–ચક્ર વગેરે સહિત ચતુર્ભુજ મૂર્તિરૂપે ધ્યાન કરવાનું હોય છે. એ જગ્યાએ અન્યનું અન્યથી ધ્યાન નથી, પણ ધ્યેયરૂપ અનુસાર એ ધ્યાન છે. વૈકુંઠવાસી વિષ્ણુનું સ્વરૂપ પ્રત્યક્ષ તો છે નહિ; કેવળ શાસ્ત્રથી જાણવામાં આવે છે; અને શાસ્ત્રે શંખ–ચક્ર આદિ સહિત વિષ્ણુનું સ્વરૂપ કહ્યું છે; માટે **ધ્યેયના સ્વરૂપને અનુસરતું** જ એ ધ્યાન છે.

એ જ પ્રમાણે 'હું બ્રહ્મ છું' એ આકારવાળું જે નિર્ગુણ ઉપાસનારૂપ **અહંગ્રહ ધ્યાન** છે, તે પણ **ધ્યેયાનુસાર ધ્યાન** છે.

વિધિ, વિશ્વાસ અને ઇચ્છા વિના ધ્યાન થતું નથી.

(૧) 'મનુષ્યે ઉપાસના કરવી' એવું પુરુષનું પ્રેરક વચન તે **વિધિ** કહેવાય છે.

(૨) તે વચનમાં શ્રદ્ધા **વિશ્વાસ** કહેવાય છે.

(૩) અંતઃકરણની કામનારૂપ રજોગુણની વૃત્તિ તે **ઇચ્છા** કહેવાય છે.

એ ત્રણે ધ્યાનના હેતુ છે, જ્ઞાનના નથી.

(૪) ધ્યાન હઠથી થાય છે. જ્ઞાનમાં હઠની જરૂર નથી; કેમ કે નિરંતર ધ્યેયાકાર વૃત્તિને ધ્યાન કહે છે. તેમાં વૃત્તિમાં વિક્ષેપ થાય તો હઠની વૃત્તિની સ્થિતિ કરવી પડે છે.

અને જ્ઞાનરૂપ અંતઃકરણની વૃત્તિથી તરત જ આવરણનો ભંગ થાય છે; તેથી વૃત્તિને ત્યાં ચોટાડી મૂકવાની જરૂર નથી, તેથી હઠની પણ જરૂર નથી.

વૈકુંઠવાસી ચતુર્ભુજ વિષ્ણુના ધ્યાનની પેઠે 'હું બ્રહ્મ છું' એ ધ્યાન પણ ધ્યેય અનુસાર છે, પ્રતીક નથી; પરંતુ તેને **અહંગ્રહ ધ્યાન** કહે છે.

ધ્યેયસ્વરૂપનું પોતાનાથી અભેદરૂપે ચિંતન તે **અહંગ્રહ ધ્યાન** કહેવાય છે.

જે પુરુષને અપરોક્ષજ્ઞાન થયું ન હોય, અને જે વેદની આજ્ઞારૂપ વિધિમાં વિશ્વાસ કરીને હઠથી નિરંતર 'હું બ્રહ્મ છું' એ વૃત્તિની સ્થિતિરૂપ'

**અહંગ્રહ** ધ્યાન કરે, તેને પણ જ્ઞાન પ્રાપ્ત થતા મોક્ષની પ્રાપ્તિ થાય છે.

યદ્યપિ ધ્યાનનો વિષય જે બ્રહ્મ તે પરમાર્થરૂપ નથી, પણ મન કલ્પિત છે, માટે ભ્રમરૂપ છે, તેથી તેને વિષય કરનારી વૃત્તિરૂપ ધ્યાન પણ **ભ્રાંતિજ્ઞાન** જ છે—યથાર્થ જ્ઞાન નથી; તથાપિ મણિના પ્રકાશને મણિ માનીને (સંવાદી ભ્રમથી) દોડનાર પુરુષને મણિના જ્ઞાન દ્વારા મણિની પ્રાપ્તિ થાય છે, તેમ ઉપર કહેલા **અહંગ્રહ** ધ્યાનથી પણ બ્રહ્મનું જ્ઞાન થતા મોક્ષની પ્રાપ્તિ થાય છે.

## પ્રણવની ઉપાસના તથા અહંગ્રહ ધ્યાન

सवैया–ध्यान अहंग्रह प्रणवरूपको, कह्यो सुरेश्वर श्रुति अनुसार।
अक्षर प्रणव ब्रह्म मम रुपसु, यों अनुलय निजमति गति धार॥
ध्यानसमान आन नहि याके, पंचीकरणप्रकार विचार।
जो यह करत उपासन सो मुनि, तुरित नशै संसार अपार॥१९८॥

**ગુરુ:**—હે શિષ્ય! પ્રણવ એટલે ૐકારસ્વરૂપનુ અહંગ્રહ ધ્યાન માંડૂક્યોપનિષદ, પ્રશ્નોપનિષદ આદિક શ્રુતિઓ અનુસાર સુરેશ્વરાચાર્યે પંચીકરણના વાર્તિકમાં કહ્યું છે, તે તું કર. સંક્ષેપમાં તેનો આ પ્રકાર છે—પ્રણવ અક્ષર બ્રહ્મસ્વરૂપ છે. 'તે પ્રણવરૂપ બ્રહ્મ હું છું' એ રીતે ક્ષણ માત્ર પણ અંતરાયરહિત બુદ્ધિની વૃત્તિ રાખ્યા કર. એના સમાન બીજું ધ્યાન નથી, અને તે સુરેશ્વરકૃત પંચીકરણ ગ્રંથમાંથી સમજી લે. જે સંન્યાસી એનું ઉપાસન કરે છે, તેનો આ અપાર સંસાર તરત જ નાશ પામે છે. ૧૯૮

### નિર્ગુણ અને સગુણ પ્રણવની ઉપાસનાનું ફલ સહિત કથન

જો કે પ્રણવની ઉપાસના ઘણા ઉપનિષદોમા છે, તથાપિ માંડૂક્ય ઉપનિષદમાં વિશેષ છે. તેના વ્યાખ્યાનમા ભાષ્યકાર તથા આનંદગિરિએ તેની સ્પષ્ટ રીતિ લખી છે તે જ રીત વાર્તિકકારે પંચીકરણમાં લખી છે, તથાપિ તે ગ્રંથો વિચારવા માટે જેમની બુદ્ધિ સમર્થ નથી, તેમને માટે પ્રણવ ઉપાસનાની રીત અમે લખીએ છીએ —

પ્રણવનું ઉપાસન ઉપનિષદોમા બે પ્રકારે કહ્યુ છે —(૧) એક તો પરબ્રહ્મરૂપથી પ્રણવનુ ચિંતન અને (૨) બીજુ અપરબ્રહ્મથી ચિંતન કહ્યુ છે.

(૧) નિર્ગુણ બ્રહ્મને **પરબ્રહ્મ** કહે છે.
(૨) સગુણ બ્રહ્મને **અપરબ્રહ્મ** કહે છે.
(૧) પરબ્રહ્મરૂપથી પ્રણવનુ ચિંતન કરે, તે મોક્ષ પામે છે.
(૨) અપરબ્રહ્મરૂપે પ્રણવનુ ચિંતન કરે, તે બ્રહ્મલોક પામે છે.

એવી રીતે નિર્ગુણ અને સગુણભેદથી પ્રણવઉપાસના બે પ્રકારની છે તેમાં—

### નિર્ગુણરૂપ પ્રણવઉપાસનાના પ્રકાર

નિર્ગુણ ઉપાસનાની રીતિ લખીએ છીએ—સગુણની નહિ; કેમ કે—

(૧) જેને બ્રહ્મલોકની કામના હોય, તેને નિર્ગુણ ઉપાસનાથી પણ કામનારૂપ પ્રતિબંધકથી જ્ઞાન દ્વારા તત્કાળ મોક્ષ મળતો નથી, પણ બ્રહ્મલોકની જ પ્રાપ્તિ થાય છે. ત્યા હિરણ્યગર્ભના જેવા ભોગ ભોગવીને જ્ઞાન થાય છે, ત્યારે મોક્ષ થાય છે.

(૨) જેને બ્રહ્મલોકની કામના ન હોય, તેનો આ લોકમા જ જ્ઞાન થતા મોક્ષ થાય છે.

આ રીતે સગુણ ઉપાસનાનુ ફળ પણ નિર્ગુણ ઉપાસનામા આવી જાય છે, માટે નિર્ગુણ ઉપાસનાનો જ પ્રકાર કહીએ છીએ.

### કારણરૂપ અને કાર્યરૂપ વસ્તુ ૐકાર છે

(૧) તમામ પદાર્થોમા નામ અને રૂપ એ બે ભાગ છે તેમા રૂપભાગ પોતપોતાના નામભાગથી જુદો નથી, પણ નામસ્વરૂપ જ રૂપભાગ છે, કેમ કે પદાર્થનું રૂપ એટલે આકાર તેનુ નામ બોલીને જ ગ્રહણ કરાય છે કે ત્યાગ કરાય છે. નામ જાણ્યા વિના કેવળ આકારથી વ્યવહાર ચાલતો નથી, માટે નામ એ જ સાર છે આકારનો નાશ થયા પછી પણ નામ શેષ રહે છે જેમ ઘડાનો નાશ થતા પછી માટી શેષ રહે છે ત્યા ઘડો એ માટીથી જુદી વસ્તુ નથી—માટીરૂપ જ છે તેમ આકારનો નાશ થયા પછી માટીની પેઠે જે નામ બાકી રહ્યુ, તેનાથી આકાર કાંઈ જુદો નથી નામસ્વરૂપ જ આકાર છે.

અથવા જેમ ઘડો, કોડિયા વગેરેમા માટી અનુગત છે, (એટલે તે દરેકમા માટી રહેલી છે) અને ઘડો, કોડિયુ વગેરે પરસ્પર વ્યભિચારી છે (એટલે ઘડો હોય તે કોડિયુ નહિ, અને કોડિયુ હોય તે ઘડો નહિ, એવી રીતે એક બીજામા હોતા નથી), માટે ઘડો અને કોડિયુ વગેરે મિથ્યા છે, અને તેમા અનુગત માટી એ સત્ય છે તેમ જ ઘડાના આકાર અનેક છે, (જુદાજુદા અનેક ઘડા હોવાથી) અને તે બધાનુ 'ઘડો' એવુ બે અક્ષરનું નામ એક છે એથી સમજશો, કે જુદાજુદા ઘડાના આકારો પરસ્પર વ્યભિચારી છે, અને બધા ઘડાના આકારોમા નામ એક અનુગત છે, માટે મિથ્યા આકાર સત્ય નામથી જુદા નથી

ઉપર 'ઘડો' વગેરે દૃષ્ટાંતમા મૃત્તિકા અને ઘડાનુ નામ સત્ય કહ્યા છે, તેનો ખુલાસો આ પ્રમાણે છે ઘડો, કોડિયુ વગેરેની અપેક્ષાથી મૃત્તિકા બહુ કાળસ્થાયી છે, માટે તે આપેક્ષિક સત્ય કહેવાય છે

એ જ રીતે ઘડાની અપેક્ષાથી 'ઘડો' એવુ બે અક્ષરવાળુ નામ બહુ કાળ પર્યંત સ્થાયી છે, માટે પુણ્યનો ક્ષય થવાથી મૃત્યુ પામે એવા, બહુ કાળસ્થાયી દેવોને જેમ અમર કહેવામા આવે છે, તેમ એ નામને પણ સત્ય (નિત્ય) કહેવામા આવે છે

આ રીતે બધા પદાર્થના આકાર પોતપોતાના નામથી ભિન્ન નથી, પણ સ્વરૂપ જ આકાર છે

(૨) તે બધાના નામ ઓમકારથી ભિન્ન નથી, પણ ઓમકાર સ્વરૂપ જ નામ છે, કેમ કે વાચક શબ્દને નામ કહે છે અને લોકના તથા વેદના સઘળા શબ્દો

ઓમ્કારથી ઉત્પન્ન થાય છે, એવું શ્રુતિમાં પ્રસિદ્ધ છે. તમામ કાર્યો પોતાના કારણસ્વરૂપ હોય છે; માટે ઓમ્કારનું કાર્ય જે વાચક શબ્દરૂપ નામ, તે ઓમ્કારસ્વરૂપ છે, માટે સર્વસ્વરૂપ છે; તેથી સર્વરૂપ ઓમ્કાર છે.

## ઓમ્કાર અને બ્રહ્મનો અભેદ

(૧) જેમ સર્વ સ્વરૂપ ઓમ્કાર છે તેમ સર્વસ્વરૂપ બ્રહ્મ છે, માટે ઓમ્કાર બ્રહ્મરૂપ છે. (૨) અથવા ઓમ્કાર બ્રહ્મનો વાચક છે, બ્રહ્મ વાચ્ય છે, વાચ્ય અને વાચકનો અભેદ હોય છે, માટે પણ ઓમ્કાર બ્રહ્મરૂપ છે. (૩) વિચારદૃષ્ટિથી જોઈએ તો જે અક્ષર બ્રહ્મ વિષે અધ્યસ્ત છે અને તેનુ અધિષ્ઠાન બ્રહ્મ છે. અધ્યસ્તનું સ્વરૂપ અધિષ્ઠાનથી ભિન્ન હોતું નથી, માટે પણ ઓમ્કાર બ્રહ્મસ્વરૂપ છે, તેથી ઓમ્કારનું બ્રહ્મરૂપે ચિંતન કરવુ

## ઓમ્કારના ચાર પાદનું કથન

બ્રહ્મરૂપ ઓમ્કારનુ આત્મા સાથે પણ અભેદ ચિંતન કરવુ, એટલે ઓમ્કાર અને આત્મા એક જ વસ્તુ છે એમ સમજવુ, કેમ કે આત્માનો બ્રહ્મ સાથે અભેદ છે.

બ્રહ્મના ચાર પાદ છે, તેમ આત્માના પણ ચાર પાદ છે.

પાદ નામ ભાગનુ છે. તેને અંશ પણ કહે છે (ગાયના પાદની પેઠે અવયવ અર્થ અહીં પાદનો સમજવાનો નથી, પણ શેરનો પાદ જેમ પાશેર છે, તેમ ભાગ માત્ર સમજવો.)

(૧) **બ્રહ્મના ચાર પાદ**—વિરાટ, હિરણ્યગર્ભ, ઈશ્વર અને તત્પદનુ લક્ષ્ય ઈશ્વર સાક્ષી, એ ચાર પાદ બ્રહ્મના છે.

**આત્માના ચાર પાદ**—વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને ત્વંપદનુ લક્ષ્ય જીવ-સાક્ષી, એ ચાર પાદ આત્માના છે.

જીવ-સાક્ષીને **તુરીય** કહે છે (જીવના સાક્ષી ચૈતન્યને તુરીય કહે છે.)

क. સમષ્ટિ સ્થૂલ પ્રપંચ સહિત ચેતનને **વિરાટ** કહે છે

ख. વ્યષ્ટિ સ્થૂલ શરીરના અભિમાનીને **વિશ્વ** કહે છે

વિરાટ અને વિશ્વની ઉપાધિ સ્થૂલ છે, માટે વિરાટરૂપ જ વિશ્વ છે. વિશ્વ વિરાટથી જુદું નથી.

(૨) વિરાટરૂપી વિશ્વના સાત અંગ છે—क. સ્વર્ગલોક **મૂર્ધા** (માથું) છે ख સૂર્ય **નેત્ર** છે ग. વાયુ **પ્રાણ** છે घ આકાશ **ધડ** છે ङ. સમુદ્રાદિરૂપ જળ **મૂત્રસ્થાન** છે. च. પૃથ્વી **પાદ** છે छ જે અગ્નિમાં હોમ કરીએ, તે અગ્નિ **મુખ** છે એ સાત અંગ વિશ્વના કહ્યા છે

માંડૂક્ય ઉપનિષદમાં જો કે સ્વર્ગાદિ લોકને વિશ્વના અંગ કહ્યા નથી, પણ વિરાટના અંગ કહ્યા છે, તથાપિ તે વિરાટ અને વિશ્વ એક જ વસ્તુ છે, માટે અહીં વિશ્વના અંગ કહ્યા છે

(૩) તે જ પ્રમાણે વિરાટરૂપ વિશ્વના **ઓગણીસ મુખ** છે—પંચ પ્રાણ, પંચ કર્મેન્દ્રિયો, પંચ જ્ઞાનેન્દ્રિયો અને ચાર અંતઃકરણ એ ઓગણીસ મુખની પેઠે ભોગનાં સાધન છે, માટે તેને **મુખ** કહ્યા છે.

વિરાટરૂપ વિશ્વ એ ઓગણીસ સાધનો વડે બહારના શબ્દ વગેરે સ્થૂલ વિષયોને બાહ્ય વૃત્તિથી જાગ્રત અવસ્થામાં ભોગવે છે; માટે વિરાટરૂપ વિશ્વને સ્થૂલનો ભોક્તા અને બહિઃપ્રજ્ઞ (એટલે વૃત્તિઓને બહાર ફેલાવનારો) કહેવાય છે; તથા જાગ્રત અવસ્થાવાળો કહેવાય છે.

પાછળ જે પ્રાણ વગેરે ભોગનાં સાધન કહ્યાં, તે પૈકી શ્રોત્ર વગેરે દસ ઇંદ્રિયો અને ચાર અંતઃકરણ મળીને ચૌદ વાનાં ભોગ માટે પોતપોતાના વિષયોની તથા પોતપોતાના દેવતાઓની સહાયની અપેક્ષા રાખે છે; દેવતા અને વિષયોની સહાય વગર એકલાં પોતે (ઇંદ્રિયો ને અંતઃકરણ) ભોગ ભોગવી શકે નહિ. એને માટે તો પંચપ્રાણ અને ચૌદ ત્રિપુટીઓ (હવે પછી કહેવાશે તે) વિરાટરૂપ વિશ્વનાં મુખ કહેવાય છે. ત્રણના સમુદાયનું નામ ત્રિપુટી છે.

(૪) **ત્રિપુટીનું સ્વરૂપ**—ત્રિપુટીઓમાં અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ, એ ત્રણનો સમુદાય (જથ્થો) હોય છે.

(૫) **અધ્યાત્મ વગેરે ત્રણનું સ્વરૂપ—क.** આ પ્રકરણમાં ક્રિયાશક્તિવાળાં ને જ્ઞાનશક્તિવાળાં ઇંદ્રિયો તથા અંતઃકરણને **અધ્યાત્મ** કહે છે. **ख.** તેમના વિષયને **અધિભૂત** કહે છે. **ग.** તેમના સહાયક દેવતાને **અધિદૈવ** કહે છે.

**ચૌદ ત્રિપુટીઓનું સ્વરૂપ**

(૧) શ્રોત-ઇન્દ્રિય **અધ્યાત્મ** છે; તેનો વિષય 'શબ્દ' એ **અધિભૂત** છે; અને દિશાના અભિમાની દેવતા એ **અધિદૈવ** છે.

(૨) ત્વચા-ઇન્દ્રિય **અધ્યાત્મ** છે; તેનો વિષય 'સ્પર્શ' અધિભૂત છે; અને વાયુતત્ત્વના અભિમાની દેવતા **અધિદૈવ** છે.

(૩) નેત્ર-ઇન્દ્રિય **અધ્યાત્મ** છે; રૂપ **અધિભૂત** છે અને સૂર્ય **અધિદૈવ** છે.

(૪) રસના-ઇન્દ્રિય **અધ્યાત્મ** છે. રસવિષય **અધિભૂત** અને વરુણ **અધિદૈવ** છે.

(૫) ઘ્રાણ-ઇન્દ્રિય **અધ્યાત્મ** છે; ગંધ **અધિભૂત** અને અશ્વિનીકુમાર **અધિદૈવ** છે.

વાર્તિકકાર સુરેશ્વરાચાર્યે પૃથ્વીનો અભિમાની દેવતા, તે ઘ્રાણનો અધિદૈવ કહ્યા છે, તે પણ સંભવે છે; કેમ કે પૃથ્વીથી ઘ્રાણની ઉત્પત્તિ છે; માટે પૃથ્વી અધિદૈવ હોઈ શકે છે અને સૂર્યની સ્ત્રી વડવા(ઘોડી)ની નાસિકાથી અશ્વિનીકુમારની ઉત્પત્તિ કહેલી છે; માટે નાસિકા-ઇન્દ્રિયનો અધિદૈવ કોઈ જગ્યાએ અશ્વિનીકુમારને પણ કહે છે.

(૬) વાક્-ઇન્દ્રિય **અધ્યાત્મ** છે; વક્તવ્ય (બોલવાનો) વિષય **અધિભૂત** છે અને અગ્નિ **અધિદૈવ** છે.

કોઈ જગ્યાએ વચનાદિ ક્રિયાને અધિભૂત કહી છે, તે સ્થૂલ દૃષ્ટિવાળા માણસોને સમજાવવા માટે છે; માટે સર્વત્ર તે તે કર્મેન્દ્રિયોની ક્રિયાના વિષયને જ અધિભૂત જાણવું.

(૭) હસ્ત-ઇન્દ્રિય **અધ્યાત્મ** છે; પદાર્થનું ગ્રહણ **અધિભૂત** છે અને ઇન્દ્ર **અધિદૈવ** છે.

(૮) પાદ-ઇન્દ્રિય **અધ્યાત્મ** છે; ગમન **અધિભૂત** છે .અને વિષ્ણુ **અધિદૈવ** છે.

(૯) ગુદા-ઇન્દ્રિય **અધ્યાત્મ** છે; મળત્યાગ **અધિભૂત** છે અને યમ **અધિદૈવ** છે.

(૧૦) ઉપસ્થ-ઇન્દ્રિય **અધ્યાત્મ** છે; ગ્રામ્યધર્મના સુખની ઉત્પત્તિ **અધિભૂત** છે અને પ્રજાપતિ **અધિદૈવ** છે.

(૧૧) મન **અધ્યાત્મ** છે; મનનો વિષય અધિભૂત છે અને ચંદ્રમા **અધિદૈવ** છે.

(૧૨) બુદ્ધિ **અધ્યાત્મ** છે; બોદ્ધવ્ય (બુદ્ધિ વડે જાણવાનો વિષય) **અધિભૂત** છે અને બૃહસ્પતિ **અધિદૈવ** છે.

(૧૩) અહંકાર **અધ્યાત્મ** છે; અહંકારનો વિષય **અધિભૂત** છે અને રુદ્ર **અધિદૈવ** છે.

(૧૪) ચિત્ત **અધ્યાત્મ** છે; ચિંતનનો વિષય **અધિભૂત** છે; ક્ષેત્રજ્ઞ જે સાક્ષીચેતન તે **અધિદૈવ** છે.

(સાક્ષીચેતન ચિત્તનો આશ્રય હોવાથી ચિત્ત ઉપર અનુગ્રહ કરે છે; માટે સાક્ષીચેતનને ચિત્તનો અધિદૈવ કહ્યા છે અને તેથી જ કેટલાક આચાર્યોએ ચિંતનરૂપ સ્મૃતિજ્ઞાન સાક્ષીનું આશ્રિત કહેલું છે.)

ઉપર કહેલી ચૌદ ત્રિપુટીઓ અને પાંચ પ્રાણ એ ઓગણીસ વિરાટરૂપ વિશ્વનાં **મુખ** છે.

### વિશ્વ-વિરાટ અને અકારનું અભેદ ચિંતન

જેમ વિરાટ અને વિશ્વ એક છે (એટલે તે બેમાં ભેદ નથી), તેમ ઓમ્‌કારની પહેલી માત્રા જે અકાર તેનો પણ વિરાટરૂપ વિશ્વની સાથે ભેદ નથી-અભેદ છે; કેમ કે (૧) બ્રહ્મના ચાર પાદમાં પ્રથમ પાદ વિરાટ છે. (૨) આત્માના ચાર પાદમાં પ્રથમ પાદ વિશ્વ છે. (૩) તેમ ઓમ્‌કારની ચાર માત્રારૂપ પાદોમાં પ્રથમ પાદ અકાર છે, માટે ત્રણેમાં પ્રથમતા (પહેલાપણું) એ સમાન ધર્મ હોવાથી વિશ્વ-વિરાટ અકારના અભેદનું ચિંતન કરવું.

### વિશ્વ અને તૈજસની વિલક્ષણતા

જે સાત અંગ અને ઓગણીસ મુખ વિશ્વનાં કહ્યાં છે, તે જ સાત અંગ અને ઓગણીસ મુખ તૈજસનાં પણ જાણવાં; પરંતુ તેમાં આટલો ભેદ છે -(૧) વિશ્વનાં અંગ અને મુખ છે, તે તો ઇશ્વરે રચેલાં છે; અને (૨) તૈજસનાં જે ઇંદ્રિય ને દેવતા-વિષયરૂપ ત્રિપુટી અને મૂર્ધા વગેરે અંગ, તે મનોમય છે. તૈજસનો ભોગ સૂક્ષ્મ છે.

(૧) યદ્યપિ ભોગ એટલે સુખ અથવા દુઃખનું જ્ઞાન તેમાં સ્થૂલના અને સૂક્ષ્મના કહેવી સંભવતી નથી, તથાપિ બહારના જે શબ્દાદિક વિષય છે તેના

સંબંધથી થનો જે સુખદુઃખનો સાક્ષાત્કાર (પ્રત્યક્ષ અનુભવ) તેને સ્થૂલ ભોગ કહેવામાં આવે છે.

(૨) માનસ જે શબ્દાદિક તેના સંબંધથી જે ભોગનો સાક્ષાત્કાર થાય, તેને સૂક્ષ્મ ભોગ કહે છે.

(૧) આ કારણથી શ્રુતિમાં વિશ્વને સ્થૂલનો ભોક્તા કહ્યો છે. (૨) અને તૈજસને સૂક્ષ્મનો ભોક્તા કહ્યો છે; કેમ કે–

(૧) તૈજસના ભોગ્ય જે શબ્દાદિક છે, તે માનસ છે; માટે સૂક્ષ્મ છે અને (૨) તેની અપેક્ષાએ (એટલે તેના મુકાબલામાં) વિશ્વના ભોગ્ય જે બહારના શબ્દાદિક વિષયો છે, તે સ્થૂલ છે.

વળી વિશ્વ બહિ પ્રજ્ઞ કહેવાય છે અને તૈજસ અંતઃપ્રજ્ઞ કહેવાય છે, કેમ કે વિશ્વની જે અંતઃકરણની વૃત્તિરૂપ પ્રજ્ઞા(જ્ઞાન) છે, તે બહારની તરફ જાય છે, અને તૈજસની પ્રજ્ઞા બહાર જતી નથી, પણ અંદર જ રહે છે.

### તૈજસ, હિરણ્યગર્ભ અને ઉકારનું અભેદ ચિંતન

જેમ વિશ્વનો અને વિરાટનો અભેદ છે, તેમ તૈજસનો પણ હિરણ્યગર્ભ સાથે અભેદ છે; તેથી તૈજસને હિરણ્યગર્ભરૂપ જાણવો. કેમ કે તૈજસની ઉપાધિ સૂક્ષ્મ છે અને હિરણ્યગર્ભની ઉપાધિ પણ સૂક્ષ્મ છે, માટે બન્નેને એક સમજવા.

તૈજસ અને હિરણ્યગર્ભની એકતા જાણીને પછી ઓમ્‌કારની બીજી માત્રા જે ઉકાર તેની સાથે પણ તેમના અભેદનું ચિંતન કરવું. કેમ કે (૧) આત્માના ચાર પાદમાંથી તૈજસ એ બીજો પાદ છે. (૨) બ્રહ્મના પાદોમાં હિરણ્યગર્ભ એ બીજો પાદ છે અને (૩) ઓમ્‌કારની માત્રાઓમાં ઉકાર એ બીજી માત્રા છે.

એ રીતે દ્વિતીયતા (બીજાપણું) એ ત્રણેમાં સમાન ધર્મ છે, માટે એ ત્રણે એક છે, એમ ચિંતન કરવું.

### પ્રાજ્ઞ, ઈશ્વર અને મકારનો અભેદ–પ્રાજ્ઞનાં વિશેષણ

પ્રાજ્ઞને ઈશ્વરરૂપ જાણવો, કેમ કે (૧) પ્રાજ્ઞની કારણ ઉપાધિ છે અને ઈશ્વરની પણ કારણ ઉપાધિ છે. (૨) ઈશ્વર અને પ્રાજ્ઞ બન્નેનો ત્રીજો પાદ છે, અને મકાર એ ઓમ્‌કારની ત્રીજી માત્રા છે. ત્રીજાપણું એ ત્રણેમાં સમાન ધર્મ છે; માટે એ ત્રણેને એક જ સમજવા.

(૧) એ પ્રાજ્ઞ **પ્રજ્ઞાનઘન** છે, કેમ કે જાગ્રત અને સ્વપ્નનું તમામ જ્ઞાન સુષુપ્તિ–અવસ્થામાં ઘન એટલે એક અવિદ્યારૂપ થઈ જાય છે, માટે તે પ્રજ્ઞાનઘન કહેવાય છે. (દૃષ્ટાંત—જેમ વરસાદનું આમ તેમનું બધું પાણી એક તળાવમાં એકરૂપ થઈ જાય છે, તેમ જાગ્રત–સ્વપ્નનું તમામ જ્ઞાન સુષુપ્તિમાં એકરૂપ થઈ જાય છે. તે સ્થાનમાં રહેલો, અધિષ્ઠાન કૂટસ્થ સહિત ચેતન–પ્રાજ્ઞ જીવ પ્રજ્ઞાનઘન કહેવાય છે.)

(૨) એ પ્રાજ્ઞને સુષુપ્તિમાં **આનંદભુક્** કહે છે, કેમ કે અવિદ્યાથી ઢંકાયેલો જે આનંદ, તેને એ પ્રાજ્ઞ ભોગવે છે, માટે તેને **આનંદભુક્** કહે છે.

જેમ વિશ્વ અને તૈજસના ભોગ ત્રિપુટીથી થાય છે, તેમ પ્રાજ્ઞના ભોગની પણ ત્રિપુટી કોઈ માને છે. જેમ–(૧) ચેતનના પ્રતિબિંબ સહિત અવિદ્યાની

જે વૃત્તિ છે, તે અધ્યાત્મ છે. ( ૨ ) અજ્ઞાનથી ઢંકાયેલો જે સ્વરૂપાનંદ તે **અધિભૂત** છે. ( ૩ ) ઈશ્વર **અધિદૈવ** છે, એ જ રીતે–

વિશ્વ બહિઃપ્રજ્ઞ છે, તૈજસ અંતઃપ્રજ્ઞ છે અને પ્રજ્ઞાનઘન છે.

## વિશ્વ આદિક ત્રણની વાસ્તવિક એકતા તુરીય ઈશ્વરસાક્ષી ( બ્રહ્મ ) સાથે એકતા

વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞમાં બહિઃપ્રજ્ઞ, અંતઃપ્રજ્ઞ, પ્રજ્ઞાનઘન વગેરે જે ભેદ છે, તે ઉપાધિને લીધે છે.

( ૧ ) વિશ્વની સ્થૂલ, સૂક્ષ્મ, અજ્ઞાન એ ત્રણ ઉપાધિ છે.

( ૨ ) તૈજસની સૂક્ષ્મ અને અજ્ઞાન એવી બે ઉપાધિ છે.

( ૩ ) પ્રાજ્ઞની એક અજ્ઞાન ઉપાધિ છે.

આ રીતે ઉપાધિની ન્યૂનતા અધિકતાથી ( ઓછાવત્તાપણાને લીધે ) એ ત્રણેનો ભેદ છે. વાસ્તવિક રીતે તેમના સ્વરૂપમાં ભેદ નથી.

વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ એ ત્રણેમાં અનુગત જે ચેતન છે, વાસ્તવિક રીતે જોતાં ત્રણે ઉપાધિના સંબંધથી રહિત છે. એ ત્રણે ઉપાધિઓનું અધિષ્ઠાન તુરીય છે.

એ તુરીય–( ૧ ) બહિઃપ્રજ્ઞ નથી, ( ૨ ) અંતઃપ્રજ્ઞ નથી, ( ૩ ) પ્રજ્ઞાનઘન પણ નથી, ( ૪ ) કર્મ–ઇંદ્રિય અને જ્ઞાન–ઇંદ્રિયનો વિષય નથી, ( ૫ ) બુદ્ધિનો વિષય નથી અને ( ૬ ) કોઈ શબ્દનો વિષય પણ નથી.

એવું જે તુરીય છે, તેને પરમાત્માનું ચોથું પાદ, ઈશ્વરનું સાક્ષીચૈતન્ય—શુદ્ધ બ્રહ્મરૂપ જાણો.

## બે સ્વરૂપવાળા ૐકાર અને આત્માનું માત્રા અને પાદરૂપથી અભેદ–ચિંતન

એવી રીતે બે પ્રકારનું આત્માનું સ્વરૂપ કહ્યું; એક તો પરમાર્થરૂપ છે, બીજું અપરમાર્થરૂપ છે.

( ૧ ) પહેલા ત્રણ પાદ અપરમાર્થરૂપ છે. ( ૨ ) એક પાદ તુરીય પરમાર્થરૂપ છે. જેમ આત્માનાં બે સ્વરૂપ છે, તેમ ઓમ્કારનાં પણ બે સ્વરૂપ છે.

( ૧ ) અકાર, ઉકાર, મકાર : એ ત્રણ માત્રારૂપ જે વર્ણ છે, તે તો **અપરમાર્થરૂપ** છે. ( ૨ ) એ ત્રણે માત્રામાં વ્યાપક જે અસ્તિ, ભાતિ પ્રિયરૂપ અધિષ્ઠાન ચેતન છે, તે **પરમાર્થરૂપ** છે, ઓમ્કારનું જે પરમાર્થરૂપ છે, તેને શ્રુતિમાં **અમાત્ર** શબ્દે કરીને કહ્યું છે; કેમ કે એ પરમાર્થસ્વરૂપમાં માત્રાનો વિભાગ નથી. આ રીતે બે સ્વરૂપવાળો ૐકાર અને બે સ્વરૂપવાળો આત્મા: એ બેને અભિન્ન ( એક ) સમજવા.

( ૧ ) વ્યષ્ટિ અને સમષ્ટિ જે સ્થૂલ પ્રપંચ (જગત), તે સહિત વિશ્વ અને વિરાટનો અકાર સાથે અભેદ સમજવો.

આત્માના પાદમાં વિશ્વ આદિ છે અને ઓમ્કારની માત્રાઓમાં અકાર આદિ છે; માટે વિશ્વ અને અકારને એક સમજવાં.

( ૨ ) સૂક્ષ્મ પ્રપંચ સહિત જે હિરણ્યગર્ભરૂપ તૈજસ છે, તેને ઉકારરૂપ

જાણવો. તૈજસ બીજો છે અને ઉકાર પણ બીજો છે; માટે એ બન્નેને એક સમજવા.

(૩) કારણ ઉપાધિ સહિત જે ઈશ્વરરૂપ પ્રાજ્ઞ છે, તેને મકારરૂપ જાણવો.

જેમ ઈશ્વરરૂપ પ્રાજ્ઞ ત્રીજો છે, તેમ મકાર પણ ત્રીજો છે, માટે ઈશ્વર-રૂપ પ્રાજ્ઞ અને મકારને એક જાણવા.

(૪) એ ત્રણેમા અનુગત જે પરમાર્થરૂપ તુરીય છે, તેને ૐકારની ત્રણે માત્રાઓમા અનુગત જે ૐકારનુ પરમાર્થરૂપ અમાત્ર છે, તેનાથી અભિન્ન (એક) જાણવુ. જેમ વિશ્વ વગેરેમા તુરીય અનુગત છે, તેમ અકાર વગેરે ત્રણે માત્રાઓમા અમાત્ર અનુગત છે, માટે ૐકારના અમાત્ર રૂપને અને તુરીયને એક જાણવાં. આ રીતે આત્માના પાદ અને ઓમ્કારની જે માત્રાઓ છે, તેમની એકતા સમજીને લયચિંતન કરવુ.

### લયચિંતનનો અનુવાદ (એક માત્રારૂપ વિશ્વ આદિકની અન્ય માત્રારૂપતા)

એ લયચિંતન કેવી રીતે કરવું, તે હવે કહીએ છીએ—

(૧) વિશ્વરૂપ જે અકાર છે, તે તૈજસરૂપ ઉકારથી જુદો નથી, પણ ઉકારરૂપ છે એવુ ચિંતન કરવુ, તે આ જગ્યાએ 'લય' કહેવાય છે, અને એવો જ લય બીજી માત્રાઓમા પણ સમજવો

(૨) જે ઉકારમા અકારનો લય કર્યો છે, તે તૈજસરૂપ ઉકારનો પ્રાજ્ઞ-રૂપ મકારમા લય કરવો.

(૩) જે પ્રાજ્ઞરૂપ મકાર છે, તેને તુરીયરૂપ જે ઓમ્કારનુ પરમાર્થરૂપ અમાત્ર છે તેમા લીન કરવો, કેમ કે સ્થૂલની ઉત્પત્તિ અને લય સૂક્ષ્મમા થાય છે, તેથી (૧) વિશ્વરૂપ જે અકાર છે, તેનો તૈજસરૂપ ઉકારમા લય સંભવે છે.

(૨) સૂક્ષ્મની ઉત્પત્તિ તથા લય કારણના થાય છે, માટે તૈજસરૂપ જે ઉકાર છે, તેનો કારણ પ્રાજ્ઞરૂપ મકારમા લય સભવે છે.

આ ઠેકાણે વિશ્વ વગેરે માત્ર કહેલા છે, પણ તેથી સમષ્ટિ જે વિરાટ વગેરે છે, તે તથા તેમની પોતપોતાની જે ત્રિપુટીઓ છે, તે સર્વને કહેલા છે એમ સમજી લેવુ

(૩) જે પ્રાજ્ઞરૂપ મકારમા ઉકારનો લય કર્યો છે, તે મકારને તુરીય-રૂપ જે ઓમ્કારનુ પરમાર્થ અમાત્ર છે તેમા લીન કરવો, કેમ કે ઓમ્કારના પરમાર્થસ્વરૂપનો તુરીયની સાથે અભેદ છે. તે તુરીય બ્રહ્મરૂપ છે અને તે શુદ્ધ બ્રહ્મમા ઈશ્વર અને પ્રાજ્ઞ બન્ને કલ્પેલા છે. જે વસ્તુ જેનામા કલ્પિત હોય, તે વસ્તુ તેનું સ્વરૂપ હોય છે, માટે ઈશ્વર સહિત પ્રાજ્ઞરૂપ મકારનો શુદ્ધ બ્રહ્મમા લય સંભવે છે.

આ રીતે જે ઓમ્કારના પરમાર્થસ્વરૂપ અમાત્રમા સર્વનો લય કર્યો છે, 'તે હુ છુ' એવુ એકાગ્ર ચિત્તથી ચિંતન કરવુ

સ્થાવર-જંગમરૂપ જે અસંગ, અદ્વય, અસંસારી, નિત્યમુક્ત, નિર્ભય બ્રહ્મરૂપ જે ઓમ્કારનું પરમાર્થસ્વરૂપ 'તે હુ છુ' એવુ ચિંતન કરવાથી જ્ઞાન ઉદય

પામે છે; માટે જ્ઞાન દ્વારા મુક્તિફળ આપનારું આ ઓમ્કારનું નિર્ગુણ ઉપાસન છે, તે સર્વથી ઉત્તમ છે.

### ઓમ્કારનું ચિંતન કરવાનો પરમહંસને અધિકાર છે

પાછળથી કહેવામાં આવ્યું તેવું ઓમ્કારનું સ્વરૂપ જે જાણે છે, તે મુનિ છે; જે નથી જાણતો તે મુનિ નથી; કેમ કે જે મનન કરનારો હોય, તેને મુનિ કહે છે. આ ઓમ્કારનું ચિંતન મનનરૂપ છે. જે માણસ ઓમ્કારના ચિંતનરૂપ મનન નથી કરતો, તે મુનિ કહેવાય નહિ.

ઉપર જે ઓમ્કારનું ચિંતન કહ્યું છે, તે માંડૂક્ય ઉપનિષદની રીતિથી સંક્ષેપમાં કહ્યું છે. નૃસિંહતાપિની આદિક બીજાં ઉપનિષદોમાં પણ ઓમ્કારના ચિંતનનો પ્રકાર કહેલો છે. આ ઓમ્કારનું ચિંતન એ પરમહંસોનું ગુપ્ત રાખવા જેવું ધન છે; બહિર્મુખ પુરુષોનો એમાં અધિકાર નથી; અસંત અંતર્મુખ પુરુષોનો જ એમાં અધિકાર છે. વળી ગૃહસ્થનો પણ એમાં અધિકાર નથી, પણ ધન–સ્ત્રી–પુત્ર સંગાદિકથી રહિત પરમહંસનો એમાં અધિકાર છે.

### ૐકારના ધ્યાનનું ફળ

(૧) પાછળ કહ્યા પ્રમાણે ઓમ્કારનું બ્રહ્મરૂપે ધ્યાન કરવાથી જ્ઞાન દ્વારા મોક્ષ થાય છે.

(૨) પણ જે મનુષ્યને આ લોકના ભોગની અથવા બ્રહ્મલોકના ભોગની કામના હોય, તીવ્ર વૈરાગ્ય ન હોય અને બળાત્કારે કામનાને રોકીને ધન, પુત્રાદિકનો ત્યાગ કરી પરમહંસ ગુરુના ઉપદેશથી ઓમ્કારરૂપ બ્રહ્મનું ધ્યાન કરે, તેને મનમાં રહી ગયેલી ભોગની કામના જ્ઞાનમાં પ્રતિબંધ (અડચણ) કરે છે; તેથી તેને જ્ઞાન થતું નથી, પણ ધ્યાન કરતાંકરતાં જ શરીર છૂટી ગયા પછી તેને બીજા શરીરની પ્રાપ્તિ થાય છે, તેમાં—

(૧) જે આ લોકના ભોગની કામનાને બળાત્કારે રોકીને ધ્યાનમાં લાગી રહ્યો હોય, તો તેનો જન્મ આ લોકમાં અત્યંત વૈભવવાળા પવિત્ર સત્સમાગમવાળા કુળમાં થાય છે. ત્યાં તેને પૂર્વજન્મની કામનાના સઘળા ભોગ પ્રાપ્ત થાય છે; અને તે પૂર્વજન્મના ધ્યાનના સંસ્કારથી ફરી વિચારમાં અથવા ધ્યાનમાં પ્રવૃત્ત થાય છે; તેથી તેને જ્ઞાન પ્રાપ્ત થતાં તેનો મોક્ષ થાય છે.

(૨) જે માણસના મનમાં બ્રહ્મલોકના ભોગની કામના હોય, અને તેને બળાત્કારે રોકીને ઓમ્કારરૂપ બ્રહ્મના ધ્યાનમાં જે લાગી રહ્યો હોય, તે શરીર છોડ્યા પછી બ્રહ્મલોકમાં જાય છે. ત્યાં મનુષ્યોને, પિતૃઓને અને દેવોને દુર્લભ એવી સ્વતંત્રતા તેને પ્રાપ્ત થાય છે; અને તેનો આનંદ તે ભોગવે છે. હિરણ્યગર્ભની જેટલી વિભૂતિ (વૈભવ) છે, તે સત્ય સંકલ્પાદિક નામાંમ વિભૂતિ તેને પ્રાપ્ત થાય છે.

### બ્રહ્મલોકના માર્ગનો ક્રમ

ઓમ્કારનું ધ્યાન કરનારો જે માર્ગથી બ્રહ્મલોકમાં જાય છે, તેનો માર્ગ વેદમાં આ રીતે કહ્યો છે:—જે માણસ બ્રહ્મની ઉપાસનામાં તત્પર રહ્યો હોય

છે, તેના મરણ સમયે ઇંદ્રિય, અને મરણ તે કે મધા મૂર્છિત હોય છે–કોઈ જ્યાએ જ્યામા સમય હોના નથી અને જ્યના દૂતથી તેની સમીપમા અવાનુ નથી, ” જે તેના નિગશરીરને લઈ જાય પરતુ—

(૧) અગ્નિનો અભિમાની દેવતા તેને મરણ સમયે શરીરમાથી કાઢીને પોતાના લોકમા લઈ જાય છે

(૨) તે અગ્નિના લોકથી દિવસનો અભિમાની દેવતા લઈ જાય છે

(૩) ત્યાથી શુક્લપક્ષનો અભિમાની દેવતા પોતાના લોકમા લઈ જાય છે

(૪) ત્યાથી આગળ ઉત્તરાયણના છ માસનો અભિમાની દેવતા પોતાના લોકમા લઈ જાય છે

(૫) ત્યાથી સવત્સરનો અભિમાની દેવતા આગળ પોતાના લોકમા લઈ જાય છે

(૬) ત્યાથી દેવલોકનો અભિમાની દેવતા લઈ જાય છે

(૭) ત્યાથી વાયુનો અભિમાની દેવતા લઈ જાય છે

(૮) ત્યાથી સૂર્યદેવતા લઈ જાય છે

(૯) ત્યાથી ચદ્રદેવતા લઈ જાય છે

(૧૦) ત્યાથી વીજળીનો અભિમાની દેવતા પોતાના લોકમા લઈ જાય છે

(૧૧) ત્યા વીજળીના લોકમા તે ઉપાસકને લેવાને હિરણ્યગર્ભની આજ્ઞાથી દિવ્ય પુરુષ આવે છે તે દિવ્ય પુરુષ હિરણ્યગર્ભના લોકનો વાસી હોય છે, અને તેનુ રૂપ-પણ હિરણ્યગર્ભના જેવુ હોય છે તે તેને વીજળીના લોકથી વરુણલોકમા લઈ જાય છે, અને વીજળીનો અભિમાની દેવતા તેની સાથે આવે છે

(૧૨) વરુણલોકમાથી વીજળીનો અભિમાની દેવતા વિદાય થાય છે, અને પેલો દિવ્ય પુરુષ ઉપાસકને ત્યાથી ઇંદ્રલોકમા લઈ જાય છે અને વરુણદેવતા પણ ઇંદ્રલોક સુધી તેની સાથે જાય છે

(૧૩) ત્યાથી આગળ ઇંદ્ર દેવતા પ્રજાપતિના લોક સુધી તે બેની સાથે રહે છે

(૧૪) ત્યાથી આગળ પ્રજાપતિદેવ તે બન્નેની સાથે બ્રહ્મલોક સુધી જવા સમર્થ નથી માટે તે દિવ્ય પુરુષની સાથે જ ઉપાસક પુરુષને બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે બ્રહ્મલોકના અધિપતિ હિરણ્યગર્ભ છે

સૂક્ષ્મ સમષ્ટિનુ અભિમાની જે ચેતન તેને હિરણ્યગર્ભ કહે છે તેને જ કાર્યબ્રહ્મ કહે છે અને બ્રહ્માના નિવાસસ્થાનને બ્રહ્મલોક કહે છે

**ચાર પ્રકારની મુક્તિ: સાયુજ્ય મોક્ષનુ વર્ણન**

ઉક્ત પ્રકારની ઉપાસના કરનારો સાયુજ્ય મોક્ષ પ્રાપ્ત થાય છે

મોક્ષ અથવા મુક્તિ ચાર પ્રકારની છે –

(૧) રાજાની પ્રજાની પેઠે ઈશ્વરના લોકમાં વાસ કરવો. તેને **સાલોક્ય મુક્તિ** કહે છે.

(૨) તેનાથી શ્રેષ્ઠ—રાજાના નોકરની પેઠે ઈશ્વરની સમીપમાં વાસ કરવો; તેને **સામીપ્ય મુક્તિ** કહે છે.

(૩) તેનાથી શ્રેષ્ઠ—રાજાના નાના ભાઈની પેઠે ઈશ્વરના સમાન રૂપની પ્રાપ્તિ થાય, તેને **સારૂપ્ય મુક્તિ** કહે છે.

(૪) તેનાથી શ્રેષ્ઠ—રાજાના મોટા પુત્રની પેઠે ઈશ્વરના સમાન સત્ય-સંકલ્પ વગેરે ઐશ્વર્ય (વૈભવ) પ્રાપ્ત થાય, તેને **સાયુજ્ય મુક્તિ** કહે છે. સાયુજ્ય મુક્તિના બીજા નામને **સાર્ષ્ટિ મુક્તિ** પણ કહે છે.

જો કે પાછળ કહ્યા પ્રમાણે ૐકારની ઉપાસના શુદ્ધ બ્રહ્મસ્વરૂપે જ કરવાની કહેલી છે અને શુદ્ધ બ્રહ્મના ઉપાસકને શુદ્ધ બ્રહ્મની જ પ્રાપ્તિ થવી જોઈએ, તથાપિ શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ જ્ઞાનથી જ થાય છે; પણ કામનારૂપ પ્રતિબંધથી જેને જ્ઞાન થયું નથી, તેને તો કાર્યબ્રહ્મની પ્રાપ્તિરૂપ સાયુજ્ય મુક્તિ મળે છે.

(૧) બ્રહ્મલોકમાં ગયેલા ઉપાસકને હિરણ્યગર્ભ સમાન ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. (૨) તે સત્ય-સંકલ્પ થાય છે; એટલે તે જે જે સંકલ્પ કરે તે તે તરત બની જાય છે. (૩) તે જેવા શરીરની ઇચ્છા કરે, તેવું જ તેવું શરીર થાય છે. (૪) તે જે જે ભોગની ઇચ્છા કરે, તે સઘળા ભોગ તેને સંકલ્પથી જ પ્રાપ્ત થાય છે. (૫) જો તે એક જ વખતે હજારો શરીર ધારણ કરીને જુદા જુદા ભોગોની ઇચ્છા કરે, તો તે જ સમયે હજાર શરીર અને તેના ભોગોની સામગ્રી ઉત્પન્ન થાય છે.

વિશેષ શું કહેવું! તે જે કાંઈ સંકલ્પ કરે તે સિદ્ધ થાય છે; પરન્તુ જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર સિવાય બીજું તમામ ઐશ્વર્ય ઈશ્વરના જેવું જ તેને પ્રાપ્ત થાય છે. એને જ સાયુજ્ય મોક્ષ કહે છે.

એવી રીતે ઉપાસક પુરુષ હિરણ્યગર્ભની સમાન થઈને ઘણાક કાળ સુધી સંકલ્પ વડે સિદ્ધ થતા દિવ્ય પદાર્થોના ભોગ ભોગવીને પ્રલયકાળમાં જ્યારે હિરણ્યગર્ભના લોકનો નાશ થાય છે, ત્યારે તેને જ્ઞાન થાય છે; અને તે ઉપાસકને વિદેહમોક્ષની પ્રાપ્તિ થાય છે.

### ૐકારના અહંગ્રહ ધ્યાનથી બ્રહ્મલોકની પ્રાપ્તિનો નિયમ

જેમ ૐકારરૂપ બ્રહ્મની ઉપાસના કરનાર બ્રહ્મલોકની પ્રાપ્તિ દ્વારા મોક્ષ પામે છે, તેમ બીજાં ઉપનિષદોમાં પણ બ્રહ્મની ઉપાસના કહેલી છે, અને તેનાથી પણ એ જ ફળ મળે છે; પરંતુ અહંગ્રહ ઉપાસના વિના બીજી ઉપાસનાઓથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થતી નથી. આ વાત સૂત્રકારે અને ભાષ્યકારે ચોથા અધ્યાયમાં પ્રતિપાદન કરી છે. જેમ—

૧. નર્મદેશ્વરનું શિવરૂપથી અને શાલિગ્રામનું વિષ્ણુરૂપથી ધ્યાન કર્યું છે, તે પ્રતીક ધ્યાન છે—અહંગ્રહ ધ્યાન નથી.

૨. મનનું બ્રહ્મરૂપથી, આદિત્યનુ બ્રહ્મરૂપથી, જે ધ્યાન કહ્યુ છે તે પણ પ્રતીક ધ્યાન છે—અહંગ્રહ ધ્યાન નથી

એ પ્રતીક ધ્યાનથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થતી નથી, પણ જે સગુણ બ્રહ્મને અથવા નિર્ગુણ બ્રહ્મને પોતાનાથી અભિન્ન માનીને (એટલે જુદો ન માનીને–પોતાનુ સ્વરૂપ જ માનીને) તેનુ ચિંતન કરે, તેને અહંગ્રહ ધ્યાન કહે છે, અને તેથી જ બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે

### ઉત્તરાયણમાર્ગ બ્રહ્મલોકમાં જનારને પુનઃ સંસારની અપ્રાપ્તિ અને જ્ઞાન દ્વારા મોક્ષની પ્રાપ્તિ

પાછળ જે માર્ગ કહ્યો છે, તેને **ઉત્તરાયણ માર્ગ** અથવા **દેવમાર્ગ** કહે છે.

તે દેવમાર્ગે જે ઉપાસક બ્રહ્મલોકમા જાય છે, તેને ફરી સંસારમા આવવુ પડતુ નથી, પણ ત્યા જ જ્ઞાન થઈને તે વિદેહમુક્ત થાય છે

ત્યા જ્ઞાનના સાધન જે ગુરુનો ઉપદેશ વગેરે છે, તેની પણ તેને જરૂર રહેતી નથી, પણ બ્રહ્મલોકમા ગુરુના ઉપદેશ વગેરે સાધન વિના જ જ્ઞાન થાય છે, કેમ કે બ્રહ્મલોકમા તમોગુણ અને રજોગુણનો તો લેશ અંશ પણ નથી, એ લોક કેવળ સત્ત્વગુણપ્રધાન છે

(૧) ત્યા તમોગુણ નથી, તેથી જડતા, આળસ વગેરે પણ નથી

(૨) રજોગુણ નથી, માટે કામક્રોધાદિરૂપ રજોગુણનુ કાર્ય જે વિક્ષેપ, તે પણ નથી

(૩) કેવળ સત્ત્વગુણ છે, માટે સત્ત્વગુણનું કાર્ય–જ્ઞાનરૂપ પ્રકાશ, તે લોકમા મુખ્ય છે

### હિરણ્યગર્ભ લોકના વાસીઓને અસંગ નિર્વિકાર બ્રહ્મરૂપ આત્માનું ભાન થાય છે તેનુ કારણ

પાછળ ઓમકારની બ્રહ્મરૂપે ઉપાસના કહી છે, ત્યા ઓમકારની માત્રાઓના અર્થનું આ રીતે ચિંતન કરવાનુ કહ્યુ છે —

(૧) સ્થૂળ ઉપાધિ સહિત વિરાટ વિશ્વચેતન અકારનુ વાચ્ય છે

(૨) સૂક્ષ્મ ઉપાધિ સહિત હિરણ્યગર્ભ અને તૈજસ ચેતન ઉકારનું વાચ્ય છે

એવા અર્થનુ પૂર્વે ઉપાસકે ચિંતન કર્યું છે, તેની બ્રહ્મલોકમા સ્મૃતિ થાય છે, અને સત્ત્વગુણના પ્રભાવથી આવો વિવેક (વિવેચન) થાય છે —

(૧) સ્થૂળ ઉપાધિએ કરીને ચેતનમા વિરાટપણું અને વિશ્વપણું પ્રતીત થાય છે તેમા—

क સ્થૂળ સમષ્ટિની દૃષ્ટિથી **વિરાટપણું** પ્રતીત થાય છે

ख. સ્થૂળ વ્યષ્ટિની દૃષ્ટિથી (વ્યષ્ટિરૂપે જોતા) વિશ્વપણુ પ્રતીત થાય છે.

અને સમષ્ટિ વ્યષ્ટિ સ્થૂળની દૃષ્ટિથી ન જોઈએ, તો વિરાટપણુ અને વિશ્વપણુ પ્રતીત થાય નહિ પણ ચેતના માત્ર જ પ્રતીત થાય

(૨) તે જ રીતે સૂક્ષ્મ ઉપાધિ સહિત હિરણ્યગર્ભ અને તૈજસ ચેતન ઉકારનું વાચ્ય છે તેમા—

क. સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિની દૃષ્ટિથી ચેતનમાં **હિરણ્યગર્ભ** પ્રતીત થાય છે.
ख. વ્યષ્ટિ સૂક્ષ્મ ઉપાધિની દૃષ્ટિથી ચેતનમાં **તૈજસ** પ્રતીત થાય છે.
સૂક્ષ્મ ઉપાધિની દૃષ્ટિ વિના (સૂક્ષ્મ ઉપાધિરૂપે) ન જોઈએ, તો **હિરણ્યગર્ભપણું** અને **તૈજસપણું** પ્રતીત થાય નહિ.

(૩) તેમ જ **મ**કારનું વાચ્ય ઈશ્વર અને પ્રાજ્ઞ છે. તેમાં—

क. સમષ્ટિ અજ્ઞાનરૂપ ઉપાધિથી જોતાં ચેતનમાં **ઈશ્વરપણું** દેખાય છે.
ख. વ્યષ્ટિ અજ્ઞાનરૂપ ઉપાધિથી જોતાં ચેતનમાં પ્રાજ્ઞપણું દેખાય છે.

અજ્ઞાનરૂપ ઉપાધિની દૃષ્ટિ વિના ઈશ્વરપણું અને પ્રાજ્ઞપણું જોવામાં આવતાં નથી; પણ માત્ર ચેતન જ જોવામાં આવે છે.

જે વસ્તુ જેનામાં બીજી વસ્તુની દૃષ્ટિથી જોતાં પ્રતીત થાય, તે તેમાં પરમાર્થથી હોતી નથી; પણ જે વસ્તુમાં કોઈ બીજી વસ્તુની દૃષ્ટિ કર્યા વિના તેનું જે રૂપ પ્રતીત થાય, તે તેનું પરમાર્થરૂપ (ખરેખરું વાસ્તવિકરૂપ) હોય છે. જેમ એક પુરુષને પિતાની દૃષ્ટિથી જોતાં પોતાનામાં પુત્રતા દેખાય છે, અને દાદાની દૃષ્ટિથી જોતાં પૌત્રતા દેખાય છે, તે વાસ્તવિક નથી. પુરુષનું શરીર એ જ પરમાર્થ (વાસ્તવિક) છે. તેમ સ્થૂલ–સૂક્ષ્મ–કારણ ઉપાધિની દૃષ્ટિથી જે વિરાટ–વિશ્વ વગેરે ભાન થાય છે, તે મિથ્યા છે. ચૈતન્ય માત્ર સત્ય છે.

એ ચેતન સઘળા ભેદથી રહિત છે; કેમ કે—

(૧) વિરાટ અને વિશ્વનો જે ભેદ છે તે ઉપાધિ તો બન્નેની જો કે સ્થૂલ છે, તથાપિ વિરાટની સમષ્ટિ ઉપાધિને લીધે છે–સ્વરૂપથી ભેદ નથી.

(૨) તેમ જ તૈજસનો હિરણ્યગર્ભથી પણ ભેદ સમષ્ટિ–વ્યષ્ટિ ઉપાધિને લીધે છે–સ્વરૂપથી ભેદ નથી.

(૩) અને તે જ પ્રમાણે ઈશ્વરથી પ્રાજ્ઞનો ભેદ પણ સમષ્ટિ વ્યષ્ટિ ઉપાધિને લીધે છે–સ્વરૂપથી ભેદ નથી.

(૧) એ રીતે પ્રાજ્ઞનો ઈશ્વર સાથે અભેદ છે.
(૨) તૈજસનો હિરણ્યગર્ભ સાથે અભેદ છે.
(૩) અને વિશ્વનો વિરાટ સાથે અભેદ છે.

આ રીતે સ્થૂલ ઉપાધિવાળાનો સૂક્ષ્મ ઉપાધિવાળા સાથે અથવા કારણ ઉપાધિવાળા સાથે ભેદ નથી; કેમ કે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ ઉપાધિની દૃષ્ટિનો ત્યાગ કર્યાથી ચેતનસ્વરૂપમાં કોઈ પ્રકારનો ભેદ પ્રતીત થતો નથી.

વળી અનાત્મા સાથે પણ ચેતનનો ભેદ નથી; કેમ કે અનાત્મા દેહ વગેરે અવિદ્યા કાળમાં પ્રતીત થાય છે, પરમાર્થથી પ્રતીત થતા નથી; માટે તેમનો પણ ચેતન સાથે ભેદ સંભવતો નથી.

એ રીતે સર્વ ભેદ રહિત, અસંગ, નિર્વિકાર, નિત્યમુક્ત, અદ્વય આત્મા, એ ઓમ્‌કારનું લક્ષ્ય તથા સ્વયંપ્રકાશરૂપ છે, એમ તે ઉપાસકને ભાન થાય છે; તેથી હિરણ્યગર્ભનામીને જન્મ–મરણરૂપ સંસાર પ્રાપ્ત થતો નથી, પણ જ્ઞાન દ્વારા મોક્ષરૂપ ફળ થાય છે.

## ઓંકાર અને મહાવાક્યના અર્થની એકતા

જો કે મહાવાક્યના વિવેચન વિના જ્ઞાન થતું નથી, તથાપિ ઓમ્કારનું વિવેચન એ જ મહાવાક્યનું વિવેચન છે.

(૧) क. સ્થૂલ ઉપાધિ સહિત ચેતન અકારનું વાચ્ય છે.

ख. સ્થૂલ ઉપાધિ છોડીને ચેતન માત્ર અકારનું લક્ષ્ય છે.

(૨) क. તેમ જ સૂક્ષ્મ ઉપાધિ સહિત ચેતન ઉકારનું વાચ્ય છે.

ख. સૂક્ષ્મ ઉપાધિ છોડીને ચેતન માત્ર ઉકારનું લક્ષ્ય છે.

(૩) क. કારણ ઉપાધિ સહિત ચેતન મકારનું વાચ્ય છે.

ख. કારણ ઉપાધિ છોડીને ચેતન માત્ર મકારનું લક્ષ્ય છે.

એ રીતે—

क. ઉપાધિ સહિત વિશ્વ વગેરે અકારાદિ માત્રાનું વાચ્ય છે.

ख. ઉપાધિરહિત ચેતન સર્વ માત્રાઓનું લક્ષ્ય છે.

क. તેમ જ નામરૂપ મયગી ઉપાધિ સહિત ચેતન ઓમ્કાર અક્ષરનું વાચ્ય છે.

ख. અને નામરૂપ મયગી ઉપાધિ રહિત ચેતન ઓમ્કાર અક્ષરનું લક્ષ્ય છે.

એ રીતે ઓમ્કારનો અને મહાવાક્યનો અર્થ એક જ છે; માટે ઓમ્કારનો વિવેક (વિવેચન) કરવાથી અદ્વૈત જ્ઞાન થાય છે.

એ રીતે આચાર્યના મુખથી શ્રવણ કરી, અદષ્ટિ નામે મધ્યમ શિષ્ય ઉપાસનામાં પ્રવૃત્ત થઈને પરમ પુરુષાર્થ મોક્ષ પામ્યો.

## નિર્ગુણ-ઉપાસનાના અનધિકારીનું કર્તવ્ય

જો જિજ્ઞાસુની વેદાંતના શ્રવણ-મનનરૂપ વિચારમાં પ્રવૃત્તિ થઈ હોય, તેને તો વિચાર સિવાય અન્ય સાધન કર્તવ્ય નથી.

(૧) જો કદાચિત્ તે વિચારશીલ પુરુષ વિચાર છોડીને બીજા સાધનમાં પ્રવૃત્ત થાય તો તે **આરૂઢ પતિત** (ઊંચે ચડીને નીચે પડેલો) થશે-કહેવાશે.

(૨) અથવા તેને '**करं लेढि**' ન્યાય (એટલે 'મિષ્ટાન્ન ગુમાવીને હાથ ચાટનાર' નું દૃષ્ટાંત) લાગુ પડશે.

માટે વિચારશીલ પુરુષે તો દૃઢ જ્ઞાન થતાં સુધી વિચારમા જ પ્રવૃત્ત રહેવુ, અને-

(૧) જેની વિચારમાં પ્રવૃત્તિ ન થઈ શકતી હોય, તેને માટે નિર્ગુણ-ઉપાસના કર્તવ્ય છે.

(૨) જેનો નિર્ગુણ-ઉપાસનામા અધિકાર ન હોય, તેને 'ઉપવાસથી ભિક્ષા શ્રેષ્ઠ છે' એ ન્યાયે સગુણ-ઉપાસના કર્તવ્ય છે.

(૧) માયાવિશિષ્ટ ચેતનરૂપ કારણ બ્રહ્મ, એ સગુણ ઈશ્વર કહેવાય છે.

(૨) અથવા તેના ઉપલક્ષણરૂપ જે હિરણ્યગર્ભ, વૈશ્વાનર, હરિ, હર, ગૌરી, ગણેશ, સૂર્ય અને તેના અવતારરૂપ કાર્યબ્રહ્મ પણ સગુણ ઈશ્વર કહેવાય છે.

(૩) અથવા તેમની પ્રતિમારૂપ પ્રતિનિધિ (તેમને ઠેકાણે સ્થાપિત) તે પણ સગુણ ઈશ્વર કહેવાય.

ઉપર કહેલાં ઉપાસ્ય રૂપોમાં પૂર્વપૂર્વનું શ્રેષ્ઠ છે.

## સગુણ-ઉપાસનાના અનધિકારીનું કર્તવ્ય

सवैया-जो यह निर्गुण ध्यान न ह्वै तौ, सगुण ईश करी मनको धाम।
सगुण उपासन हू नहि ह्वै तौ, करि निष्काम कर्म भजि राम॥
जो निष्काम कर्म हु नहि ह्वै तौ करिये शुभ कर्म सकाम।
जो सकाम कर्म हु नहि होवै, तौ शठ वारवार मरि जाम॥१६९॥

दोहा—ओमूकारको अर्थ लखि भयो कृतार्थ अदृष्टि।
पढै जु याहि तरंग तिहिं, दादू करहु सुदृष्टि॥१७०॥

પણ જો એવું નિર્ગુણ ધ્યાન બની શકે નહિ, તો સગુણ ઉપાસના કરવી; અને સગુણ ઉપાસના ઇચ્છનારે એ ઇશ્વરમાં મનને સ્થિર કરવું. જો સગુણ ઉપાસના પણ બને નહિ, તો ફળની કામના છોડીને પોતપોતાના વર્ણાશ્રમને યોગ્ય કર્મ કરીને તેને ઈશ્વરને અર્પણ કર; અને તે સાથે રામનામાદિકનુ કીર્તન કરીને ઈશ્વરને ભજ. જો નિષ્કામ કર્મ પણ બને નહિ તો કામના સહિત શુભ કર્મ કરવાં, પણ તે સકામ કર્મ પણ ન બને, તો હે શઠ માણસ! તું વારવાર મરીને જન્મ ધારણ કર્યા કર. ઓમ્કારનો અર્થ સમજીને અદષ્ટિ નામે બીજો શિષ્ય કૃતાર્થ થયો. જે મનુષ્ય આ તરંગ ભણે તેના ઉપર દાદૂ ગુરુ કૃપાદષ્ટિ કરો ૧૬૯, ૧૭૦

## ૬ : ગુરુવેદાદિ સાધન-મિથ્યા વર્ણન

दोहा—चेतनभिन्न अनात्म सब, मिथ्या स्वप्न समान।
यों सुनि वोल्यो तीसरो, तर्कदृष्टि मतिमान॥१॥

ચેતનથી ભિન્ન સઘળું અનાત્મા (જડ) છે અને સ્વપ્નની પેઠે મિથ્યા છે (એમ પૂર્વે કહ્યું હતું), તે સાભળીને ત્રીજો બુદ્ધિમાન તર્કદૃષ્ટિ બોલ્યો. ૧

ટીકા—ચોથા તરગમા ઉત્તમ અધિકારીને ઉપદેશનો પ્રકાર કહ્યો, પાચમા તરગમા મધ્યમ અધિકારીને ઉપદેશ કહ્યો, હવે આ છઠ્ઠા તરગમા કનિષ્ઠ અધિકારીને ઉપદેશનો પ્રકાર કહે છે. જેને શકાઓ ઘણી ઉત્પન્ન થાય તેની બુદ્ધિ જો કે તીવ્ર હોય, તથાપિ તે કનિષ્ઠ અધિકારી જાણવો.

આ તરગ યુક્તિપ્રધાન છે, માટે સાભળેલા અર્થમા જેને કુતર્ક ઊપજે, તેને આ તરગનો ઉપયોગ છે કુતર્કથી દૂષિત થયેલી બુદ્ધિવાળો માણસ કનિષ્ટ અધિકારી હોય છે. તેને ઉપદેશ કરવાનો પ્રકાર આ તરગમા છે.

પાચમા તરગમા પ્રણવ-ઉપાસના અને જગતની ઉત્પત્તિનું નિરૂપણ કરતા પૂર્વે આ રીતે કહ્યું હતુ —'ચેતનથી ભિન્ન જે અજ્ઞાન અને તેનું કાર્ય, એ સર્વ અનાત્મ કહેવાય છે, અને તે અનાત્મ પદાર્થ બધા સ્વપ્નની પેઠે મિથ્યા છે.'

આ વાત સાંભળીને બન્ને ભાઈઓએ કાંઈ પ્રશ્ન કર્યો નહિ, તે જોઈને ત્રીજો બુદ્ધિમાન તર્કદૃષ્ટિ બોલ્યો —

## તર્કદૃષ્ટિની શંકાઓ

दोहा—पहिली जानै वस्तुकी, स्मृति स्वप्नमें होय।
जाग्रतमें अज्ञात अति, ताहि लखै नहि कोय ॥ २॥
अथवा स्थूलहिं लिंग तजि, वहिर देखत जाय।
गिरि समुद्र वन वाजि गज, मिथ्या किहिं भाय ॥ ३॥

**પહેલાં જાણેલી વસ્તુની સ્વપ્નમાં સ્મૃતિ થાય છે, પણ જે વસ્તુ જાગ્રતમાં છેક જ અજ્ઞાત છે, તેને કોઈ જાણી શકતું નથી, અથવા સ્થૂલ શરીર છોડીને લિંગ શરીર બહારના પર્વત, સમુદ્ર, વન, ઘોડા, હાથી વગેરેને જોવાને જાય છે, તો તે પદાર્થો મિથ્યા શી રીતે કહેવાય? ૨,૩**

ટીકા—(૧) **સ્વપ્ન એ જાગ્રતની સ્મૃતિ છે; માટે સ્વપ્ન-દૃષ્ટાંતથી જાગ્રત મિથ્યા સંભવે નહિ**—હે ગુરો! પૂર્વે જે અત્યંત અજ્ઞાત–બિલકુલ નહિ જાણવામાં આવેલો–પદાર્થ હોય તેનું જ્ઞાન સ્વપ્નમાં થતું નથી, પણ જાગ્રતમાં જેનું અનુભવરૂપ જ્ઞાન હોય, તેનું સ્વપ્નમાં સ્મરણ થાય છે હવે સ્મૃતિ જ્ઞાનના વિષયરૂપ જાગ્રતના પદાર્થો સત્ય હોવાથી તેનું સ્વપ્નમાં જે સ્મૃતિરૂપ જ્ઞાન થાય છે, તે પણ સત્ય છે માટે સ્વપ્નના દૃષ્ટાંતથી જાગ્રતના પદાર્થોને મિથ્યા કહેવા સંભવે નહિ

(૨) **સ્વપ્નમાં લિંગ શરીર સ્થૂલમાંથી બહાર નીકળી સાચા પદાર્થો દેખે છે**—હવે શિષ્ય બીજી રીતે સ્વપ્નજ્ઞાનના વિષયરૂપ પદાર્થોની સત્યતાનું પ્રતિપાદન કરે છે

અથવા બીજા પ્રકારે પણ સ્વપ્નનું જ્ઞાન અને સ્વપ્નના વિષયરૂપ પદાર્થો સત્ય છે–મિથ્યા નથી કેમ કે સ્વપ્નાવસ્થામાં સ્થૂલ શરીર છોડીને લિંગ શરીર બહાર જાય છે, અને ત્યાં સાચા પર્વત, સમુદ્ર, વન, હાથી, ઘોડા વગેરે દેખે છે, ત્યારે સ્વપ્નને મિથ્યા શી રીતે કહેવાય?

## શંકાનું સમાધાન

## જાગ્રતના પદાર્થોની સ્વપ્નમાં સ્મૃતિ થતી નથી

दोहा—यह हस्ती आगे खरो, पेसो होवे ज्ञान।
स्वप्नमाहि स्मृतिरूप सो कैसे होय सुजान ॥ ४॥

**સ્વપ્નના 'આ હાથી આગળ ઊભો છે' એવું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, તે હે સુજાણ શિષ્ય! તે જ્ઞાન સ્મૃતિરૂપ શી રીતે હોઈ શકે? ૪**

ટીકા—(૧) ગુરુ કહે છે, કે હે શિષ્ય! પૂર્વે જે પદાર્થોનો અનુભવ કર્યો હોય, તેનું જ્ઞાન પાછળથી થાય તેને સ્મૃતિ કહે છે જેમ પહેલાં હાથી જોયો

હોય, 'તે હાથી હતો' એવી **સ્મૃતિ** થાય છે, પણ (૨) 'આ હાથી મોઢા આગળ ઊભો છે' એવું જ્ઞાન થાય, તો તેને સ્મૃતિ કહેવાય નહિ, પણ એ જ્ઞાન તો **પ્રત્યક્ષ** કહેવાય છે

સ્વપ્નમાં તો આ 'હાથી મોઢા આગળ ઊભો છે' 'આ પર્વત છે' અને 'આ નદી છે' એવું જ્ઞાન થાય છે માટે તે જાગ્રતમાં દીઠેના પદાર્થોની સ્મૃતિ નથી, પણ હાથી વગેરેનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે

**શંકા**—જાગ્રતમાં જાણેલા પદાર્થોનું જ સ્વપ્નમાં જ્ઞાન થાય છે—નહિ જાણેલાનું સ્વપ્નમાં જ્ઞાન થતું નથી માટે જાગ્રતના જ્ઞાનના સંસ્કારથી સ્વપ્નના જ્ઞાનની ઉત્પત્તિ થાય છે જે જ્ઞાન સંસ્કારથી ઉત્પન્ન થયું હોય, તે સ્મૃતિરૂપ જ્ઞાન કહેવાય છે માટે સ્વપ્નનું જ્ઞાન પણ સ્મૃતિરૂપ છે

**સમાધાન**—એ તારી શંકા સંભવતી નથી કેમ ? પ્રત્યક્ષ જ્ઞાન બે પ્રકારનું હોય છે (૧) **અભિજ્ઞારૂપ** પ્રત્યક્ષ જ્ઞાન અને (૨) **પ્રત્યભિજ્ઞારૂપ** પ્રત્યક્ષ જ્ઞાન

(૧) કેવળ ઇંદ્રિયના સંબંધથી જે જ્ઞાન થાય, તે **અભિજ્ઞાપ્રત્યક્ષ** કહેવાય છે જેમ નેત્રના સંબંધથી હાથીનું 'આ હાથી છે' એવું જ્ઞાન **અભિજ્ઞાપ્રત્યક્ષ** છે (૨) પૂર્વના જ્ઞાનના સંસ્કારોથી અને ઇંદ્રિયસંબંધથી જે જ્ઞાન થાય તે **પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષ** કહેવાય છે જેમ પહેલા દીઠેલા હાથીનું 'તે હાથી આ છે' એવું જ્ઞાન થાય તે **પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષ** કહેવાય

એ **પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષ**માં પૂર્વે જોયેલા હાથીના જ્ઞાનના સંસ્કાર અને તે સાથે જ હાથીનો અને નેત્રનો સંબંધ એ **પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષ જ્ઞાન** થવામાં હેતુ છે માટે 'સંસ્કારજન્ય જ્ઞાન સ્મૃતિરૂપ હોય છે, એવો કાંઈ નિયમ નથી— **પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષ** પણ સંસ્કારજન્ય હોય છે પરંતુ ઇંદ્રિયના સંબંધ વિનાનું કેવળ સંસ્કારજન્ય જે જ્ઞાન હોય, તેને જ **સ્મૃતિજ્ઞાન** કહેવું

(૧) સ્વપ્નમાં હાથી વગેરેનું જ્ઞાન કેવળ સંસ્કારજન્ય નથી પણ નિદ્રારૂપ દોષથી ઉત્પન્ન થયેલું છે વળી હાથી વગેરેની પેઠે સ્વપ્નમાં કલ્પિત ઇંદ્રિયો પણ છે, તે જ્ઞાન ઇંદ્રિયજન્ય છે

**શંકા**—સ્વપ્નના પદાર્થ તો સાક્ષીભાસ્ય (એટલે સાક્ષીચેતન વડે જાણવામાં આવે એવા) છે માટે ઇંદ્રિયજન્ય જ્ઞાનના તે વિષય નથી (ઇંદ્રિયો વડે તેનું જ્ઞાન થતું નથી )

**સમાધાન**—(૧) એ વાત વિવેકીની દૃષ્ટિથી ખરી છે, પણ અવિવેકીની દૃષ્ટિથી સ્વપ્નનું જ્ઞાન ઇંદ્રિયજન્ય કહેવાય છે આ રીતે સ્વપ્નનું જ્ઞાન તે જાગ્રતના પદાર્થોની સ્મૃતિરૂપ નથી

(૨) ઊંઘમાંથી જાગેલો પુરુષ એમ કહે છે, કે મેં સ્વપ્નમાં હાથી દીઠો જો સ્વપ્નામાં હાથી વગેરેનું સ્મરણ થતું હોત તો તે પુરુષ જાગીને એમ કહેત કે મેં સ્વપ્નમાં હાથીને સંભાર્યો, પણ એમ કોઈ કહેતું નથી તેથી સ્વપ્નમાં જાગ્રતના તે પદાર્થોની સ્મૃતિ થાય છે એમ કહેવાય નહિ

(૩) વળી જાગ્રતમાં જે પદાર્થ દીઠા હોય છે કે સાંભળ્યા હોય છે,

તેનું જ સ્વપ્નમાં જ્ઞાન થાય છે, એવો કોઈ નિયમ નથી, પણ જાગ્રતમાં ન જાણ્યો હોય એવા પદાર્થનું પણ સ્વપ્નમાં જ્ઞાન થાય છે કોઈક વખત સ્વપ્નમાં એવા વિલક્ષણ પદાર્થ પ્રતીત થાય છે, કે જે આખા જન્મારામાં કદી જોયા કે સાંભળ્યા હોય નહિ! માટે સ્વપ્નના પદાર્થનું જ્ઞાન તે સ્મૃતિ નથી

શંકા—આ જન્મના પદાર્થોના જ્ઞાનના સંસ્કારથી સ્મૃતિ ઉત્પન્ન થાય છે, એવો નિયમ નથી એ ખરી વાત, પણ બીજા જન્મોના જ્ઞાનના સંસ્કારથી સ્મૃતિ ઊપજે છે, એમ માનવામાં કોઈ બાધ જણાતો નથી, કેમ કે અનુકૂળ જ્ઞાનથી પ્રવૃત્તિ થાય છે, અનુકૂળ જ્ઞાન વિના પ્રવૃત્તિ થતી નથી, માટે બાળકની ધાવવામાં જે પ્રથમ પ્રવૃત્તિ થાય છે, તેનો હેતુ—બાળકને પણ એવું જ્ઞાન થાય છે, કે 'ધાવવું' એ મને અનુકૂળ છે બાળકે બીજા જન્મોમાં ધાવવામાં જે અનુકૂળતાનો અનુભવ કર્યો છે, તેના સંસ્કારથી તેને પ્રથમ અનુકૂળતાની સ્મૃતિ થાય છે, માટે બીજા જન્મોના જ્ઞાનના સંસ્કારથી પણ સ્મૃતિ થાય છે તે જ રીતે આ જન્મમાં પણ ન જોયેલા હાથી આદિના પદાર્થો સ્વપ્નમાં જણાય છે, તે પદાર્થોનું બીજા જન્મોમાં જ્ઞાન થયું હોય તેના સંસ્કારો મન પર રહી ગયા હોય તેને લીધે સ્વપ્નમાં તે પદાર્થોની સ્મૃતિ સંભવે છે

સમાધાન—તો પણ કોઈ પદાર્થ સ્વપ્નમાં એવા પ્રતીત થાય છે, કે જેનું જાગ્રતમાં કોઈ પણ જન્મમાં જ્ઞાન થવું સંભવે નહિ જેમ કોઈ માણસ સ્વપ્નામાં પોતાનું માથું કપાયેલું પોતાના નેત્રથી જુએ છે હવે પોતાના માથાનું કપાવું પોતાની આંખથી જાગ્રતમાં તો કોઈ જોઈ શકતું નથી માટે જાગ્રત પદાર્થોના જ્ઞાનના સંસ્કારો વડે સ્વપ્નમાં સ્મૃતિ થતી નથી

એ રીતે સ્વપ્નું 'સ્મૃતિરૂપ છે' એ વિષયના ખંડન માટે અનેક યુક્તિઓ ગ્રંથ ગ્રંથોએ કહેલી છે પરંતુ સ્વપ્નને સ્મૃતિરૂપ માનવામાં પાછળ કહેલો દોષ સૌથી પ્રબળ છે, કે જેની સ્મૃતિ થઈ હોય તે વિષય પોતાના મોઢા આગળ દેખાતો નથી પણ સ્વપ્નના હાથી વગેરે તો સ્વપ્નકાળમાં સન્મુખ પ્રતીત થાય છે માટે તે હાથી વગેરેની સ્વપ્નમાં સ્મૃતિ થતી નથી

## સ્વપ્નમાં લિંગ શરીર બહાર જઈને જાગ્રતના પદાર્થો જોતું નથી

**बाहिर लिंग जु नीकसे, देह अमंगल होय।**
**प्राणसहित सुंदर लसे, यांतें लिंग हि जोय ॥५॥**

જો લિંગ સ્થૂલ શરીરમાંથી બહાર નીકળે, તો સ્થૂલ દેહ અમંગળ થઈ જાય (મરણ પામે), પણ તે પ્રાણ સહિત હોય છે, માટે સુંદર શોભે છે, તેથી તેમાં લિંગ શરીર છે, એમ જોવામાં આવે છે. ૫

ટીકા—હે શિષ્ય! તમારો બીજો પ્રશ્ન એવો હતો, કે સ્વપ્નકાળે લિંગ શરીર આ સ્થૂલ શરીરમાંથી બહાર નીકળીને જાગ્રતના સાચા પર્વત નદી વગેરેને દેખે છે પણ જો તેમ થતું હોય—લિંગ શરીર સ્થૂલ શરીરમાંથી નીકળીને બહારના સાચા પર્વત, સમુદ્ર વગેરેને જોતું હોય, તો લિંગ શરીરના નીકળવાથી

જેમ મરણાવસ્થામા શરીર ભયકરરૂપ પ્રતીત થાય છે, તેમ સ્વપ્નાવસ્થામા પણ લિગ શરીર ન હોવાથી સ્થૂલ શરીર ભયકર દેખાવુ જોઈએ,' અને પ્રાણ રહિત શબ જેવુ થવુ જોઈએ, પણ સ્વપ્નાવસ્થામા એવુ થતું નથી, તેમા તો સ્થૂલ શરીર પ્રાણસહિત હોય છે અને જાગ્રતની પેઠે સુદર હોય છે અર્થાત્ મડા જેવુ ભયકર દેખાતુ નથી, માટે સ્વપ્નાવસ્થામા લિગ શરીર સ્થૂલ શરીરમાથી બહાર નીકળતુ નથી

શંકા—સ્વપ્નાવસ્થામા પ્રાણ શરીરની બહાર જતા નથી, પણ અતઃકરણ અને ઇંદ્રિયો બહાર પર્વત વગેરેમા જઈને તેમને દેખે છે સ્થૂલ શરીરમાથી પ્રાણ બહાર જતા નથી, માટે સ્થૂલ શરીર મડા જેવુ ભયકર દેખાતુ નથી વળી પ્રાણને બહાર જવાનુ કશુ પ્રયોજન પણ નથી, કેમ કે પ્રાણમા જ્ઞાન શક્તિ નથી, પણ ક્રિયાશક્તિ છે, માટે બહારના પદાર્થોને જાણવાની જેનામા શક્તિ છે, તે જ બહાર જાય છે જાણવાની શક્તિ અંતઃકરણ અને ઇંદ્રિયોમા છે પ્રાણની પેઠે કર્મ-ઇંદ્રિયોમા પણ જ્ઞાનશક્તિ નથી, ક્રિયાશક્તિ છે, માટે પ્રાણ અને કર્મ-ઇંદ્રિયો શરીરમા રહે છે, તેથી સ્વપ્નાવસ્થામા પડેલા સ્થૂલ શરીરને કોઈ શબ જેવુ સમજીને બાળી મૂકતુ નથી, અને અતઃકરણ તથા જ્ઞાનેંદ્રિયો જે બહાર ગયા હોય છે, તે સાચા પર્વત વગેરેને જોઈને પ્રાણ તથા કર્મેંદ્રિયો પાસે આવે છે

**સમાધાન**—એ વાત બનવા જેવી નથી, કેમ કે—

(૧) સ્થૂલ અને સૂક્ષ્મ શરીરના સમુદાયમા બધાનો સ્વામી પ્રાણ છે પ્રાણ વગરનુ શરીર જોઈને તેને ક્ષણ માત્ર પણ રહેવા દેતા નથી, પણ બહાર લઈ જાય છે અને દહન કરે છે, તેનો સ્પર્શ થવાથી સ્નાન કરે છે, માટે સ્થૂલ શરીરનો સાર પ્રાણ છે, અને એ જ રીતે સૂક્ષ્મ શરીરમા પણ પ્રાણ મુખ્ય છે

ઉપનિષદ્મા કહ્યા છે, કે એક વખત પ્રાણ અને ઇંદ્રિયો વગેરેમા સૌથી મોટુ કોણ છે, એ બાબત પરસ્પર તકરાર ઊઠી તેનો નિર્ણય કરાવવા માટે તે સઘળાએ પ્રજાપતિ ભગવાન પાસે જઈને કહ્યુ, કે 'હે ભગવન્! અમારામા શ્રેષ્ઠ કોણ છે?' ત્યારે પ્રજાપતિ ભગવાને કહ્યુ, કે 'તમે બધા સ્થૂલ શરીરમા પ્રવેશ કરો, અને પછી એક એક તેમાથી નીકળતા જાઓ જેના નીકળવાથી શરીર અમગળરૂપ થઈને પડી જાય, તે તમારામા સૌથી મોટુ સમજવુ ' પ્રજાપતિના વચનથી તેમણે તેમ કર્યું અને નેત્ર વગેરે ઇંદ્રિય જેમ જેમ શરીર માથી નીકળતી ગઈ, તેમ તેમ શરીર આધળુ, બહેરુ વગેરે થવા લાગ્યુ, પણ પડી ગયુ નહિ, પણ પ્રાણે નીકળવાની તૈયારી કરતાની સાથે જ શરીર પડવા લાગ્યુ, ત્યારે બધાએ નિશ્ચય કર્યો, કે 'અમારા સૌનો સ્વામી પ્રાણ છે '

આ કારણથી જ્યા સુધી શરીરમા પ્રાણ છે, ત્યા સુધી અતઃકરણ, ઇંદ્રિયો શરીરમા રહે છે, શરીરમાથી પ્રાણ નીકળવાની સાથે જ બધા નીકળી જાય છે, માટે સૂક્ષ્મ સમુદાયના રાજા જેવો પ્રાણ જ શરીરમા પ્રધાન છે તેના નીકળ્યા વિના અંતઃકરણ અને જ્ઞાનેંદ્રિયો બહાર નીકળતી નથી

(૨) અથવા—અંતઃકરણ અને જ્ઞાનેંદ્રિયો પાંચ ભૂતના સત્ત્વગુણનું કાર્ય છે તેમનામાં જ્ઞાનશક્તિ છે, પણ ક્રિયાશક્તિ નથી પ્રાણમાં ક્રિયાશક્તિ છે, તેના બળથી મરણ વખતે લિંગ શરીર આ સ્થૂલ શરીરને છોડીને બીજા લોકમાં જાય છે વળી પ્રાણના બળથી જ ઇંદ્રિય દ્વારા અંતઃકરણની વૃત્તિ બહાર ઘડા વગેરેની પાસે જાય છે. પ્રાણની મદદ વિના અંતઃકરણનું બહાર ગમન સંભવતું નથી, અને એ જ કારણથી યોગશાસ્ત્રમાં કહ્યું છે, કે 'પ્રાણનો નિરોધ કર્યા વિના મનનો નિરોધ થાય નહિ પ્રાણના સંચારથી મનનો સંચાર થાય છે, અને પ્રાણના નિરોધથી મનનો નિરોધ થાય છે' માટે મનના નિરોધરૂપ જે રાજયોગ, તેની જેને ઇચ્છા હોય તેણે પ્રાણના નિરોધરૂપ હઠયોગનું અનુષ્ઠાન કરવું એથી પણ સમજાય છે, કે પ્રાણને અધીન અંતઃકરણનું ગમન છે, તેના (પ્રાણના) નીકળ્યા વિના અંતઃકરણ અને જ્ઞાનેંદ્રિયો બહાર નીકળતી નથી

(૩) સ્વપ્નાવસ્થામાં સ્થૂલ શરીર પ્રાણ સહિત જોવામાં આવે છે, માટે 'સ્વપ્નમાં સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરમાંથી બહાર જઈને સાચા પદાર્થોને જુએ છે' એમ સંભવતું નથી

(૪) અથવા કોઈ પુરુષ સ્વપ્નમાં પોતાના કોઈ સંબંધીને મળીને કાંઈ વ્યવહાર કરે, જાગ્યા પછી જ્યારે તે સંબંધી મળે છે, ત્યારે કોઈ એમ નથી કહેતો, કે રાત્રે આપણે મળ્યા હતા અને ફલાણી વાતચીત કરી હતી' અને શંકાકારની રીતે તો બહાર નીકળીને તે સંબંધી સાથે મળીને વ્યવહાર સાચો કર્યો છે' માટે તે મળવાનું, વાતચીત વગેરે વ્યવહારનું જ્ઞાન તે સંબંધીને હોવું જોઈએ' અને તે મળે ત્યારે તેણે તે સઘળું કહેવું પણ જોઈએ' પરંતુ સિદ્ધાંતીની રીતિથી તો તે સંબંધી અને તેનો મેળાપ એ સઘળું અંદર જ કલ્પિત છે

(૫) અથવા જો સૂક્ષ્મ શરીર બહાર જઈને સાચા પદાર્થોને જોતું હોય, તો રાતે સૂતેલા પુરુષને એવું સ્વપ્ન આવે છે, કે—હરિદ્વારમાં મધ્યાહ્નના સૂર્યથી તપેલા મંદિરો ગંગાથી પૂર્વમાં તે દેખે છે, અને નીલ પર્વત ગંગાથી પશ્ચિમમાં દેખે છે હવે રાતે મધ્યાહ્નનો સૂર્ય હોય નહિ, ગંગાથી પૂર્વમાં હરિદ્વાર પુરી નથી અને ગંગાથી પશ્ચિમમાં નીલ પર્વત નથી એ ઉપરથી પણ સમજાશે, કે સાચા પદાર્થો દેખાવા એ સ્વપ્નમાં અસંભવિત છે

એ રીતે સ્વપ્નામાં જાગ્રતના પદાર્થોની સ્મૃતિ થાય છે, અથવા ઈશ્વરકૃત પર્વતો વગેરેને સ્થૂલ શરીરમાંથી બહાર નીકળી સૂક્ષ્મ શરીર જોઈ આવે છે—એ બંને શંકાઓનું સમાધાન થયું

## સિદ્ધાંત—જાગ્રત અને સ્વપ્નની તુલ્યતાઃ બધો ત્રિપુટીસમુદાય સ્વપ્નમાં ઊપજે છે

दोहा—यातैं अंतर ऊपजै, त्रिपुटी सकल समाज ।
वेद कहत या अर्थकूं, सब प्रमाण शिरताज ॥ ६ ॥

માટે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપ સઘળો ત્રિપુટીનો સમુદાય

અંદર જ ઉત્પન્ન થાય છે; સઘળાં પ્રમાણોમાં શ્રેષ્ઠ જે વેદ તે પણ એ જ અર્થ કહે છે. ૬

ટીકા—સ્વપ્નમાં જાગ્રતના પદાર્થોનું સ્મરણ અથવા લિંગ શરીરનું બહાર નીકળવું તો સંભવતું નથી, તથાપિ જાગ્રતની પેઠે જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રિપુટી સ્વપ્નમાં પ્રતીત થાય છે, એમ વેદમાં કહ્યું છે.

ઉપનિષદમાં કહ્યું છે, કે 'જાગ્રતના પદાર્થ સ્વપ્નમાં પ્રતીત થતા નથી, પણ રથ, ઘોડા તથા માર્ગ તેમ રથમાં બેસનાર સ્વપ્નમાં નવીન ઉત્પન્ન થાય છે.' માટે પર્વત, સમુદ્ર, નદી, ગામ, નગરી, સૂર્ય, ચંદ્ર વગેરે જે કાંઈ સ્વપ્નમાં દેખાય છે, તે નવીન ઊપજે છે.

જો સ્વપ્નમાં પર્વત વગેરે ન હોય, તો તેનું પ્રત્યક્ષ જ્ઞાન સ્વપ્નમાં થાય છે તે ન થવું જોઈએ; કેમ કે વિષયની સાથે ઇંદ્રિયોનો કે અંતઃકરણની વૃત્તિનો સંબંધ થાય, ત્યારે જ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે; માટે પર્વત વગેરે વિષય અને તેના જ્ઞાનનાં સાધન ઇંદ્રિયો તથા અંતઃકરણ તે બધાં શરીરમાં જ ઉત્પન્ન થાય છે.

શંકા—જેમ છીપમાં રૂપું સાક્ષીભાસ્ય છે, તેમ સ્વપ્નમાં પણ સાક્ષીભાસ્ય છે: માટે સ્વપ્નપદાર્થના જ્ઞાન માટે અંતઃકરણ તથા ઇંદ્રિયોનો કાંઈ ઉપયોગ નથી; માટે જ્ઞેય જે પર્વતાદિક છે, તેની ઉત્પત્તિ સ્વપ્નમાં માનવી ઘટે છે. જ્ઞાતા, જ્ઞાન અને ઇંદ્રિયોની ઉત્પત્તિ સ્વપ્નમાં નવીન થાય છે, એમ માનવાની જરૂર નથી.

**સમાધાન**—(૧) જેમ સ્વપ્નમાં પર્વત વગેરે જોવામાં આવે છે, તેમ ઇંદ્રિયો-અંતઃકરણ-પ્રાણ સહિત સ્થૂલ શરીર પણ સ્વપ્નમાં જોવામાં આવે છે; માટે તેની ઉત્પત્તિ પણ સ્વપ્નમાં નવીન થાય છે, એમ માનવું જોઈએ. (૨) અથવા—સ્વપ્નના પદાર્થો નેત્ર વડે દેખાતા હોય એવું ભાન થાય છે. હવે વ્યાવહારિક નેત્રો વડે તો સ્વપ્નના પ્રાતિભાસિક પદાર્થો જોઈ શકાય નહિ; કેમ કે સમાન સત્તાવાળા પદાર્થો જ પોતપોતાનામાં સાધક-બાધક થઈ શકે છે, એ વાત પાછળ પાંચમા તરંગમાં પ્રતિપાદન કરવામાં આવી છે; માટે વ્યાવહારિક નેત્ર વગેરે શરીરમાં હોવા છતાં પણ તેની સાથે સ્વપ્નના પદાર્થોની વિષમ સત્તા હોવાથી તે વ્યાવહારિક નેત્રો વડે સ્વપ્નમાં પર્વત વગેરે જોવાનું બની શકે નહિ, એ સ્પષ્ટ છે. (૩) અથવા—વ્યાવહારિક ઇંદ્રિયો પોતાના ગોલકને છોડીને કાર્ય કરવામાં સમર્થ થતી નથી અને સ્વપ્નાવસ્થામાં હાથ, પગ, વાણી વગેરે કર્મેંદ્રિયોના ગોલક તો નિશ્ચલ પડેલા બીજા જોઈ શકે છે; સ્વપ્નમાં હાથમાં દ્રવ્ય લઈને ઊભો પાડનો પોતે રોકનો હોય છે; માટે સ્વપ્નમાં ઇંદ્રિયો નવીન જ ઉત્પન્ન થાય છે, એમ અવશ્ય માનવું પડશે. (૪) વળી—સુખદુઃખ અને તેનું જ્ઞાન તથા સુખદુઃખનો આશ્રય પ્રમાતા સ્વપ્નમાં પ્રતીત થાય છે, પણ ન થયેલા પદાર્થની પ્રતીતિ થાય નહિ; માટે બધો ત્રિપુટીસમુદાય સ્વપ્નમાં ઉત્પન્ન થાય છે.

અનિર્વચનીય ખ્યાતિનો આવો પ્રકાર છે:—જે કાંઈ ભ્રમજ્ઞાન છે, તેના તમામ વિષયો અનિર્વચનીય ઉત્પન્ન થાય છે. વિષય વિના કોઈ પ્રકારનું જ્ઞાન થતું જ નથી એ સિદ્ધાંત છે.

બીજાં શાસ્ત્રોમાં તો અન્ય પદાર્થનું અન્યરૂપે જ્ઞાન થાય, તેને ભ્રમ કહે છે. સિદ્ધાંતમાં તો જેવો પદાર્થ હોય તેવું જ જ્ઞાન થાય, એમ માનેલું છે, માટે ભ્રમસ્થળમાં પણ વિષયની ઉત્પત્તિ અવશ્ય માનવી પડશે. **વિષય વિના જ્ઞાન થતું નથી.**

આ રીતે સ્વપ્નમાં ત્રિપુટીની પ્રતીતિ થાય છે; તેથી તમામ ત્રિપુટીઓનો સમુદાય નવીન ઉત્પન્ન થાય છે

**શંકા : જાગ્રતની પેઠે સ્વપ્નના પદાર્થો ઉત્પત્તિવાળા હોવાથી સત્ય છે**

**શિષ્ય :**—સ્વપ્નમાં જે પદાર્થ પ્રતીત થાય છે, તેની ઉત્પત્તિ કબૂલ રાખીએ, તો જેમ સ્વપ્નના દૃષ્ટાંતથી જાગ્રતના પદાર્થ મિથ્યા છે, એમ સિદ્ધાંત કરવામાં આવ્યો છે, તેમ જાગ્રતના પદાર્થની પેઠે ઉત્પત્તિવાળા હોવાથી સ્વપ્નના પદાર્થ પણ સત્ય માનવા પડશે, પણ જો સ્વપ્નના પદાર્થની ઉત્પત્તિ નહિ માનીએ, તો એ દોષ લાગુ પડશે નહિ, કેમ કે જાગ્રતના પદાર્થ તો ઉત્પન્ન થયેલા માલૂમ પડે છે, અને સ્વપ્નના પદાર્થ ઉત્પન્ન થયા સિવાય જોવામાં આવે છે, માટે વગર ઉત્પન્ન થયેલા પદાર્થો સ્વપ્નમાં દેખાય છે, તેથી તેનું જ્ઞાન ભ્રમરૂપ છે, તેની ઉત્પત્તિ માનવી યોગ્ય નથી

## સમાધાન : સ્વપ્નપદાર્થ સામગ્રી વિના ઊપજે છે-માટે મિથ્યા છે

**દોહા—साधनसामग्री विना, ऊपज झूठ सु होय ।**
**विन सामग्री उपजै, यौं तिहि मिथ्या जोय ॥ ७ ॥**

**(જાગ્રતમાં) જે પદાર્થ સાધન-સામગ્રી વિના ઊપજેલો જણાય છે તે જૂઠો હોય છે, તેમ (સ્વપ્નમાં પણ) સામગ્રી વિના પદાર્થો ઊપજે છે. ૭**

**ટીકા**—(૧) જે વસ્તુની ઉત્પત્તિ થવામા જેટલી દેશકાળ વગેરે સામગ્રી સાધન તરીકે (કારણ તરીકે) જોઈએ, તેટલી સામગ્રી વિના જે ઊપજે તે મિથ્યા કહેવાય છે. હવે સ્વપ્નમા હાથી વગેરેની ઉત્પત્તિને લાયક દેશકાળ નથી; ઘણે વખતે અને ઘણી જગામા ઊપજવા યોગ્ય હાથી વગેરે ક્ષણ માત્ર વખતમા અને સૂક્ષ્મ એવી કંઠદેશની નાડીમા ઊપજે છે, માટે તે મિથ્યા કહેવાય છે.

(૨) જો કે સ્વપ્નાવસ્થામા અધિક કાળ અને અધિક દેશની પણ પ્રતીતિ થાય છે, તથાપિ બીજા પદાર્થોની પેઠે સ્વપ્નમા અધિક કાળ અને અધિક દેશ પણ અનિર્વચનીય પ્રાતિભાસિક ઉત્પન્ન થાય છે, કેમ કે (પ્રત્યક્ષજ્ઞાનના) વિષય વિના પ્રત્યક્ષજ્ઞાન થતુ નથી અને સ્વપ્નમા તો અધિક દેશકાળનુ જ્ઞાન થાય છે. તે વખતે વ્યાવહારિક દેશકાળ તો ન્યૂન હોય છે, માટે તે પ્રાતિભાસિક ઉત્પન્ન થાય છે, એમ જ માનવુ જોઈએ, પરંતુ સ્વપ્નાવસ્થામાં ઊપજેલા જે પ્રાતિભાસિક દેશ-કાળ તે સ્વપ્નાવસ્થાના હાથી વગેરેનુ કારણ નથી, કેમ કે જે કારણ હોય તે પ્રથમ ઊપજે છે અને કાર્ય પછી ઊપજે છે, એવો નિયમ

છે સ્વપ્નના દેશકાળ અને હાથી વગેરે એક જ સમયમાં ઉત્પન્ન થાય છે, માટે તેમનામાં કાર્યકારણભાવ સંભવતો નથી, અને વ્યાવહારિક દેશકાળ તો ન્યૂન છે, તે હાથી વગેરેની ઉત્પત્તિ થવાને યોગ્ય નથી. આથી સમજાશે કે સ્વપ્નના પદાર્થો દેશકાળ વગેરે સામગ્રી વિના જ ઊપજે છે, માટે મિથ્યા જ છે.

(૩) સ્વપ્નનો હાથી ઉત્પન્ન થવામાં માતા વગેરે બીજી સામગ્રી પણ સ્વપ્નમાં નથી. જો કે સ્વપ્નમાં પ્રાણી વગેરેનાં માતાપિતા પણ પ્રતીત થાય છે, તથાપિ સ્વપ્નનાં માતાપિતા પુત્રની ઉત્પત્તિનાં કારણ નથી, કેમ કે માતાપિતા અને પુત્ર એક ક્ષણમાં સાથે જ ઊપજે છે, માટે તેમનો કાર્યકારણભાવ નથી. જે નિદ્રા સહિત અવિદ્યાથી સ્વપ્નના પદાર્થ ઊપજે છે, તે જ અવિદ્યા તે પદાર્થોમાં માતાપણું, પિતાપણું અને પુત્રપણું ઉપજાવે છે. આ રીતે સ્વપ્નના પદાર્થોની ઉત્પત્તિમાં બીજી કોઈ સામગ્રી નથી, પણ નિદ્રાદોષ સહિત અવિદ્યા જ કારણ છે. જે દોષ સહિત અવિદ્યાથી ઉત્પન્ન થયું હોય, તે છીપમાંના રૂપાની પેઠે મિથ્યા હોય છે, માટે સ્વપ્નના પદાર્થ સત્ય નહિ, પણ મિથ્યા છે.

(૪) સ્વપ્નના પદાર્થોનું ઉપાદાન કારણ અંતઃકરણ છે, અથવા સાક્ષાત્ અવિદ્યા જ તેનું ઉપાદાન કારણ છે.

(૧) પહેલા પક્ષમાં સાક્ષીચેતન સ્વપ્નનું અધિષ્ઠાન છે.

(૨) બીજા પક્ષમાં બ્રહ્મચેતન સ્વપ્નનું અધિષ્ઠાન છે.

આ રીતે અંતઃકરણ અથવા અવિદ્યાનું પરિણામ અને ચેતનનું વિવર્ત સ્વપ્ન છે.

### ત્રિવિધ સત્તાપક્ષમાં જાગ્રત અને સ્વપ્નનું વિલક્ષણપણું

**શિષ્યઃ—હે ગુરો ! અહીં બે શંકાઓ ઊપજે છે —**

### પહેલી શંકા—બ્રહ્મજ્ઞાન વિના સ્વપ્નનિવૃત્તિ કેમ થાય ?

પાછળ આપે કહ્યું, કે 'બીજા પક્ષમાં બ્રહ્મચેતન સ્વપ્નનું અધિષ્ઠાન છે' અને અવિદ્યાને સ્વપ્નનું ઉપાદાન કારણ કહ્યું. હવે અધિષ્ઠાનના જ્ઞાનથી કલ્પિતની નિવૃત્તિ થાય છે એવો નિયમ છે, અને સ્વપ્નનું અધિષ્ઠાન બ્રહ્મ છે, માટે બ્રહ્મજ્ઞાન વિના અજ્ઞાનીના સ્વપ્નની જાગરણમાં પણ નિવૃત્તિ ન થવી જોઈએ.

### બીજી શંકા—જાગ્રત અને સ્વપ્નની સત્તા સમાન હોવી જોઈએ

જેમ સ્વપ્નનું અધિષ્ઠાન બ્રહ્મ છે અને ઉપાદાન કારણ અવિદ્યા છે, તેમ વેદાંત સિદ્ધાંતમાં જાગ્રતના વ્યાવહારિક પદાર્થોનું પણ અધિષ્ઠાન બ્રહ્મ છે અને ઉપાદાન કારણ અવિદ્યા છે માટે—

૧ જાગ્રતના પદાર્થોને **વ્યાવહારિક** કહેવા અને

૨ સ્વપ્નના પદાર્થોને **પ્રાતિભાસિક** કહેવા, એવો ભેદ ન હોવો જોઈએ.

કેમ કે તે બન્નેનું અધિષ્ઠાન બ્રહ્મ છે, અને ઉપાદાન કારણ અવિદ્યા છે. માટે—

૧ જાગ્રત અને સ્વપ્ન બન્ને વ્યાવહારિક હોવા જોઈએ અથવા

૨ બન્ને પ્રાતિભાસિક હોવા જોઈએ.

### પહેલી શંકાનું સમાધાન-નિવૃત્તિ બે પ્રકારની છે-
### માટે કારણમાં લયરૂપ નિવૃત્તિ સ્વપ્નની થઈ શકે

ગુરુ:—પ્રથમ શંકાનુ સમાધાન આ પ્રમાણે છે —નિવૃત્તિ બે પ્રકારની હોય છે, એ પાછળ **ખ્યાતિનિરૂપણ**મા કહેલી છે.

**क.** કારણ સહિત કાર્યનો વિનાશ થવો તે આત્યતિકી નિવૃત્તિ. એવી નિવૃત્તિ તો બ્રહ્મજ્ઞાન વિના સ્વપ્નની જાગ્રતમા પણ થાય નહિ.

**ख** લાકડી મારવાથી જેમ ઘડાનો માટીમા લય થાય છે, તેમ સ્વપ્નનો હેતુ જે નિદ્રાદોષ તેના નાશથી અથવા સ્વપ્નની વિરોધી જે જાગ્રતની ઉત્પત્તિ, તેનાથી અવિદ્યામા લયરૂપ સ્વપ્નની નિવૃત્તિ બ્રહ્મજ્ઞાન વિના પણ સભવે છે.

### બીજી શંકાનું સમાધાન-જાગ્રતમાં વ્યાવહારિક
### અને સ્વપ્નમાં પ્રાતિભાસિક સત્તા છે

હવે તે જે બીજી શકા 'જાગ્રત અને સ્વપ્ન સમાન કહેવા જોઈએ' એવી બતાવી, તે બની શકે નહિ, કેમ કે (૧) જાગ્રતના દેહાદિક પદાર્થોની ઉત્પત્તિમાં તો બીજા દોષ રહિત કેવળ અનાદિ અવિદ્યા જ ઉપાદાન કારણ છે, અને—

(૨) સ્વપ્નના પદાર્થોમાં તો સાદિ (આદિવાળો) નિદ્રાદોષ પણ અવિદ્યાનો સહાયક છે, માટે—

૧. અન્ય દોષરહિત કેવળ અવિદ્યાજન્ય **વ્યાવહારિક** કહેવાય છે, અને
૨. સાદિ દોષ સહિત અવિદ્યાજન્ય (એટલે તૂલાવિદ્યાજન્ય) **પ્રાતિભાસિક** કહેવાય છે.

૧. સ્વપ્નના પદાર્થો નિદ્રાદોષ સહિત અવિદ્યાજન્ય હોવાથી **પ્રાતિભાસિક** છે, અને—૨. જાગ્રતના પદાર્થ અન્ય દોષ રહિત અવિદ્યાજન્ય હોવાથી **વ્યાવહારિક** કહેવાય છે.

આ રીતે સ્વપ્નના પદાર્થોમા જાગ્રતના પદાર્થોથી વિલક્ષણતા છે,

પરતુ આ બધુ ત્રણ પ્રકારની સત્તા માનીને સ્થૂલ દૃષ્ટિથી કહ્યુ છે. વિચારદૃષ્ટિથી તો ત્રણ પ્રકારની સત્તા સભવતી નથી, અને જાગ્રત-સ્વપ્નની પરસ્પર વિલક્ષણતા પણ સભવતી નથી (એ વાત હવે પછી સિદ્ધ કરવામા આવશે હમણા તો ત્રણ સત્તા માનનારા બીજા ગ્રથકારોનો અભિપ્રાય કહ્યા પછી તે કહેવામા આવશે )

### ત્રિસત્તાવાદીનો મત

વેદાતપરિભાષા વગેરે ગ્રથોમા પાછળ કહ્યુ તેમ વ્યાવહારિક તથા પ્રાતિભાસિક પદાર્થોને જુદા કહ્યા છે, માટે વ્યાવહારિક, પ્રાતિભાસિક અને પારમાર્થિક એવી ત્રણ સત્તા માની છે.

તેમ જ વિદ્યારણ્ય સ્વામીએ પોતાના 'પચદશી' નામે ગ્રથમા પણ ત્રણ સત્તાઓ માની છે, કેમ કે તેમણે આવો પ્રસગ લખ્યો છે —

બે પ્રકારના દેહ વગેરે પદાર્થો છે —

(૧) **क** એક તો ઈશ્વરે રચેલા છે અને તે બહાર છે

ख. બીજા જીવના સંકલ્પથી રચાયલા છે, તે મનોમય કહેવાય છે; અને તે અંદર છે.

તે બેમાં:—(૨) क. જીવના સંકલ્પથી રચાયલા અંદરના મનોમય તે સાક્ષીભાસ્ય છે.

ख. ઈશ્વરના રચેલા બહાર છે, તે પ્રમાતા અને પ્રમાણુનો વિષય છે–પ્રમાણુ વડે પ્રમાતા તેમને જાણી શકે છે.

(૩) क. અંદરના મનોમય દેહ વગેરે જ જીવને સુખદુ:ખનું કારણ છે.

ख. બહારના ઈશ્વરરચિત પદાર્થો સુખદુ:ખના હેતુ નથી;

(૪) क. માટે અંદરના મનોમય પદાર્થોની નિવૃત્તિ મુમુક્ષુને જરૂરની છે.

ख. બહારની સૃષ્ટિ સુખદુ:ખનો હેતુ નથી; માટે તેની નિવૃત્તિ જરૂરની નથી.

જેમ બે પુરુષોના બે છોકરાં પરદેશમાં ગયા હોય, તેમાંથી એકનો છોકરો મરી જાય અને એકનો જીવતો રહે. તે જીવતો છોકરો મોટું ઐશ્વર્ય પ્રાપ્ત કરીને કોઈ જનાઆવતા માણસ સાથે પોતાના ઐશ્વર્યની અને બીજાના મરણની ખબર પોતાના પિતાને કહેવરાવે. હવે ખબર લઈ જનારો માણસ દુષ્ટ હોય, તેથી તે—

(૧) જીવતા છોકરાના બાપને કહે, કે તમારો પુત્ર મરી ગયો; અને–

(૨) મરી ગયેલા છોકરાના બાપને કહે, કે તારો છોકરો શરીરે સાજો-તાજો છે; અને તેણે ઘણી સંપત્તિ પ્રાપ્ત કરી છે. તે થોડા દહાડામાં હાથી ઉપર બેસીને ઘણી ધામધૂમથી ઘેર આવશે.

એ ઠગારાનાં વચન સાંભળીને—

(૧) જીવતા પુત્રનો બાપ રડવા લાગે છે અને ઘણો દુ:ખી થાય છે.

(૨) મરી ગયેલા પુત્રનો બાપ ઘણો આનંદ પામે છે.

આ રીતે દેશાંતરમાં—

(૧) क. ઈશ્વરે બનાવેલો પુત્ર જીવે છે, તોપણ મનોમય પુત્ર મરી ગયો, તેથી દુ:ખ થાય છે;

ख. પણ ઈશ્વરે બનાવેલા જીવતા પુત્રનું સુખ થતું નથી.

(૨) क. તેમ જ બીજા પુરુષનો ઈશ્વરે બનાવેલો છોકરો મરી ગયો છે. તેનું તેને દુ:ખ થતું નથી, પણ—

ख. મનોમય જીવે છે, તેનું સુખ થાય છે, માટે—

(૧) જીવસૃષ્ટિ જ સુખદુ:ખની હેતુ છે.

(૨) ઈશ્વરસૃષ્ટિ સુખદુ:ખની હેતુ નથી.

આ રીતે વિદ્યારણ્ય સ્વામીએ જીવસૃષ્ટિ અને ઈશ્વરસૃષ્ટિ એમ બે પ્રકારની સૃષ્ટિ કહી છે. તેમાં—

(૧) જીવસૃષ્ટિ પ્રાતિભાસિક છે: અને—

(૨) ઈશ્વરસૃષ્ટિ વ્યા

એ જ રીતે બીજા ગ્રંથકારોએ પણ સત્તા ત્રણ પ્રકારની કહી છે :—

( ૧ ) ચેતનની **પારમાર્થિક** સત્તા છે.

ચેતનની ભિન્ન જડ પદાર્થોની બે પ્રકારની સત્તા છે · એક વ્યાવહારિક સત્તા અને બીજી પ્રાતિભાસિક સત્તા છે.

( ૨ ) સૃષ્ટિના આરંભમાં ઈશ્વરના સંકલ્પથી ઊપજેલાં, જે કેવળ અવિદ્યાનાં કાર્ય-પંચભૂત અને તે પંચભૂતોનાં કાર્યની **વ્યાવહારિક સત્તા** છે.

( ૩ ) દોષ સહિત અવિદ્યાનું કાર્ય, જેવાં કે-સ્વપ્ન, છીપમાં રૂપું ઇત્યાદિની **પ્રાતિભાસિક સત્તા** છે.

આ રીતે જાગ્રતના પદાર્થોની **વ્યાવહારિક** સત્તા અને સ્વપ્નના પદાર્થોની **પ્રાતિભાસિક** સત્તા કહેલી છે.

## દૃષ્ટિ-સૃષ્ટિવાદ

### દ્વિવિધ સત્તાપક્ષમાં જાગ્રત-સ્વપ્નની એકતા

(પાછળ ત્રણ પ્રકારની સત્તા છે એમ કહ્યું છે; તથાપિ એ સઘળું સ્થૂલ દૃષ્ટિથી કહ્યું છે. વિચારદૃષ્ટિથી જોતાં તો ત્રણ પ્રકારની સત્તા સંભવતી નથી,) પણ સઘળા અનાત્મ પદાર્થોની પ્રાતિભાસિક સત્તા જ છે, માટે બે પ્રકારની જ સત્તા છે;—

( ૧ ) ચેતનની **પારમાર્થિક** સત્તા છે: અને—

( ૨ ) ચેતનથી ભિન્ન તમામ અનાત્મ પદાર્થોની **પ્રાતિભાસિક** સત્તા છે.

જાગ્રત અને સ્વપ્નના પદાર્થોમાં લગાર પણ વિલક્ષણતા સિદ્ધ થતી નથી, એ ઉત્તમ સિદ્ધાંતને હવે પ્રતિપાદન કરે છે :—

**ચોપાઈ-બિનસામગ્રી ઉપજત યાતૈં, સ્વપ્નસૃષ્ટિ સબ મિથ્યા તાતૈં ।**
**દેશકાલકો લેશ ન જામેં, સર્વ જગત ઉપજત હૈ તામેં ॥ ૮ ॥**
**સ્વપ્ન સમાન ઝૂઠ જગ જાનહુ, લેશ સત્ય તાકૂં મતિ માનહુ ।**
**જાગ્રતમાંહિ સ્વપ્ન નહિ જૈસે, સ્વપ્નમાંહિ જાગ્રત નહિ તૈસે॥ ૯ ॥**

સ્વપ્નસૃષ્ટિ સામગ્રી વિના ઊપજે છે, માટે બધી સૃષ્ટિ મિથ્યા છે; તેમ જ જે બ્રહ્મમાં દેશ અને કાળ લેશ પણ નથી, તેમાં સઘળું જગત ઉત્પન્ન થાય છે; માટે જગતને પણ સ્વપ્નના જેવું જૂઠું જાણવું; તે લગાર પણ સત્ય છે એમ માનવું નહિ. જેમ જાગ્રત અવસ્થામાં સ્વપ્ન હોતું નથી (એટલે મિથ્યા છે), તેમ સ્વપ્નમાં જાગ્રત પણ હોતું નથી (અર્થાત મિથ્યા છે). ૮, ૯

ટીકા—( ૧ ) **જાગ્રત-સ્વપ્ન બન્નેમાં દેશકાળાદિ સામગ્રી નથી.** દેશ અને કાળ વગેરે સામગ્રી વિના સ્વપ્નના હાથી, પર્વત વગેરે ઉત્પન્ન થાય છે; માટે તે **મિથ્યા**-કહેવાય છે. તેમ જ આકાશ વગેરે પ્રપંચની સૃષ્ટિ (ઉત્પત્તિ) બ્રહ્મથી થાય છે, તે બ્રહ્મમાં પણ દેશકાળ વગેરેનો લેશ અંશ પણ નથી. સ્વપ્નમાં હાથી, પર્વત વગેરેને યોગ્ય દેશકાળ તો નથી; તથાપિ અલ્પ દેશકાળ છે, તેમ આકાશ

વગેરેની સૃષ્ટિમાં અલ્પ દેશકાળ પણ નથી; કેમ કે દેશકાળ વગેરેથી રહિત પરમાત્માથી આકાશાદિ સૃષ્ટિ થાય છે, એમ શ્રુતિમાં કહ્યું છે. એ કારણથી—

(૨) તૈત્તિરીય શ્રુતિમાં આકાશાદિની સૃષ્ટિ ક્રમથી કહી છે–એટલે બ્રહ્મથી આકાશ ઉત્પન્ન થયું. આકાશથી વાયુ, વાયુથી અગ્નિ વગેરે ક્રમથી જગતની ઉત્પત્તિ કહી છે; પણ દેશકાળની ઉત્પત્તિ કહી નથી.

(૩) અને સૂત્રકાર તથા ભાષ્યકારે પણ દેશકાળની સૃષ્ટિ કહી નથી.

તેમાં તૈત્તિરીય શ્રુતિનો અને સૂત્રકાર તથા ભાષ્યકારનો આવો અભિપ્રાય છે: આકાશાદિક પ્રપંચની ઉત્પત્તિ દેશકાળ વગેરે સામગ્રી વિના થાય છે; તેથી આકાશાદિ પણ સ્વપ્નની પેઠે મિથ્યા છે.

### દેશકાળ માયાનું પરિણામ છે અને બ્રહ્મનું વિવર્ત છે, એવો મધુસૂદન સ્વામીનો મત

**શંકા**—મધુસૂદન સ્વામીએ દેશકાળ સાક્ષાત્ અવિદ્યાનું કાર્ય છે એમ કહ્યું છે; તેથી માયાવિશિષ્ટ પરમાત્માથી પ્રથમ માયાનું પરિણામ દેશકાળ થાય છે, અને પછી આકાશ વગેરેની ઉત્પત્તિ થાય છે; માટે યોગ્ય દેશકાળથી આકાશ વગેરે જગતની ઉત્પત્તિ થાય છે.

**સમાધાન**—એમાં મધુસૂદન સ્વામીનો એવો અભિપ્રાય નથી, કે દેશકાળ પ્રથમ ઉત્પન્ન થાય છે અને આકાશાદિ સૃષ્ટિ તે પછી થાય છે; કેમ કે—

(૧) જે ભૂતકાળમાં હોય, તે પ્રથમ અને પૂર્વ કહેવાય છે.

(૨) ભવિષ્યકાળમાં જે થાય, તે ઉત્તર અથવા પછી કહેવાય છે.

આકાશાદિકની ઉત્પત્તિની પહેલાં દેશકાળ ઉત્પન્ન થાય છે, એમ કહેવાથી આકાશ વગેરેની ઉત્પત્તિના કાળથી પૂર્વકાળની ઉપાધિવાળો પરમાત્મા દેશકાળનું અધિષ્ઠાન છે, એમ સિદ્ધ થશે; માટે દેશકાળની ઉત્પત્તિમાં પૂર્વકાળની અપેક્ષા રહેશે, પણ કાળની ઉત્પત્તિ વિના પૂર્વકાળ અસિદ્ધ છે; માટે આકાશાદિકથી પૂર્વકાળમાં દેશકાળ વગેરે હોય છે, એમ સંભવતું નથી.×

મતલબ એ છે, કે દેશકાળ ઉત્પન્ન થયા પૂર્વે પરમાત્મા પૂર્વકાળની ઉપાધિવાળો હતો, એમ કહેવું ઘટતું નથી; કેમ કે દેશકાળની ઉત્પત્તિનું કારણ પૂર્વકાળને માનીએ, તો તે પૂર્વકાળની ઉત્પત્તિમાં પણ કોઈક કાળને કારણ માનવું પડશે; અને એમ માનવાથી આત્માશ્રય વગેરે અનેક દોષ આવશે. જેમ—

(૧) જો પોતાની ઉત્પત્તિમાં પોતે જ કારણ થાય, તો તે **આત્માશ્રય** દોષ કહેવાય.

(૨) જો (પ્રસ્તુત) કાળનું કારણ પૂર્વકાળ ને તે પૂર્વકાળનું કારણ (પ્રસ્તુત) કાળ એમ એકબીજાનું કારણ–કાર્ય થાય, તો **અન્યોન્યાશ્રય** દોષ કહેવાય.

(૩) જો પ્રથમ પૂર્વકાળનું કારણ બીજો પૂર્વકાળ ને બીજા પૂર્વકાળનું

× જેમને દેશકાળ માટે વધારે જાણવું હોય તેમણે 'કાળની ગતિ' નામનું પુસ્તક વાંચવું. મળવાનું ઠેકાણું: 'ભક્તિમાર્ગ કાર્યાલય,' પો. બો. ૬, અમદાવાદ.

કારણ ત્રીજો પૂર્વકાળ ને ત્રીજા પૂર્વકાળનું કારણ પ્રથમ પૂર્વકાળ એમ કહીએ તો ચક્રિકા દોષ કહેવાય.

(૪) જો ત્રીજા પૂર્વકાળનું કારણ પાંચમો પૂર્વકાળ એવો પૂર્વકાળનો પ્રવાહ ચાલુ રાખીએ, તો **અનવસ્થા** દોષ કહેવાય. એ રીતે અનેક દોષ ઉત્પન્ન થતા હોવાથી દેશકાળની ઉત્પત્તિમાં પૂર્વકાળને કારણ માનવું અયુક્ત છે.

પણ મધુસૂદન સ્વામીનો તો આવો અભિપ્રાય છે:—

(૧) જેમ ભૂત અને ભૌતિક (ભૂતોથી ઉત્પન્ન થયેલો) પ્રપંચ પ્રતીત થાય છે, તેમ દેશકાળ પણ પ્રતીત થાય છે; કેમ કે—

**क.** આત્માથી ભિન્ન કોઈ (વસ્તુ) નિત્ય નથી; માટે દેશકાળ **નિત્ય નથી;** અને

**ख.** જે ઉત્પન્ન થયું ન હોય, તેની પ્રતીતિ થાય નહિ; માટે આકાશાદિકની પેઠે દેશકાળની પણ **ઉત્પત્તિ થાય છે.**

એ દેશકાળ માયાનું પરિણામ છે અને ચેતનનું વિવર્ત છે. જે વિવર્ત હોય તે કોઈનું કારણ હોય નહિ; માટે આકાશાદિક પ્રપંચની ઉત્પત્તિનું દેશકાળ કારણ નથી.

(૨) અથવા—કારણ પ્રથમ હોય છે અને કાર્ય પછી થાય છે; પણ આકાશાદિક પ્રપંચથી દેશકાળ પ્રથમ હોય છે, એમ કહેવું સંભવતું નથી; એ વાત હમણાં જ કહી ગયા છીએ. એ કારણથી પણ દેશકાળ આકાશાદિક પ્રપંચનાં કારણ સંભવતાં નથી; પણ સ્વપ્નના પિતા–પુત્રની પેઠે દેશકાળ સહિત આકાશાદિક પ્રપંચ માયાવિશિષ્ટ પરમાત્માથી ઉત્પન્ન થાય છે.

વળી કોઈ પદાર્થ કોઈક દેશમાં અને કોઈક કાળમાં ઊપજે છે, પણ બીજા દેશમાં અને બીજા કાળમાં ઊપજતા નથી. એ રીતે બધા જ પદાર્થો પ્રલયકાળમાં ઊપજતા નથી, પણ સૃષ્ટિકાળમાં ઊપજે છે; માટે દેશકાળ કારણ હોય એમ દેખાય છે પણ ખરું; તોપણ જે માયાથી દેશકાળ સહિત પ્રપંચની ઉત્પત્તિ થાય છે, તે જ માયાથી દેશકાળ કારણ છે અને બીજાં બધાં પ્રપંચનાં કાર્ય છે—એમ પણ પ્રતીત થાય છે.

## દેશકાળનું કારણપણું છે, એમ જણાતું હોય તેવાં સ્થળે અન્યથા ખ્યાતિનો સ્વીકાર

### પૂર્વપક્ષીની શંકા— જગતનું કારણ દેશકાળ છે

**શંકા**—આકાશાદિ પ્રપંચનું કારણ દેશકાળ નથી, એ વિષયમાં આની શંકા થાય છે,કે—જે પદાર્થ થયો જ નથી, તેની પ્રતીતિ થાય નહિ; અને સિદ્ધાંતમાં પણ તેની પ્રતીતિ માન્ય રાખેલી નથી. જો ન થયેલા પદાર્થની પ્રતીતિનો સ્વીકાર કરવામાં આવે, તો—

(૧) અસત્ ખ્યાતિનો અંગીકાર કરવો પડશે;

(૨) અને જેની ઉત્પત્તિ જ થઈ નથી, એવો વાંઝણીનો છોકરો અને સસલાના શિંગડાની પણ પ્રતીતિ થતી જોઈશું!

માટે ન ઊપજેલા પદાર્થની પ્રતીતિ થતી નથી.

માટે જો દેશકાળ આકાશાદિક સર્વ પદાર્થનું કારણ ન હોય, બીજી રીતે કહીએ તો–દેશકાળમાં સર્વ પદાર્થીનું કારણ ન હોય, તો માયાના બળથી પણ દેશકાળમાં પદાર્થીનું કારણપણું પ્રતીત ન થવું જોઈએ; પણ દેશકાળમાં કારણપણું તો પ્રતીત થાય છે; માટે દેશકાળ એ સઘળા પ્રપંચનું કારણ છે.

**સમાધાન**—સઘળા પ્રપંચનું કારણ બ્રહ્મ છે. બ્રહ્મમાં રહેલું એ કારણપણું દેશકાળમાં જોવામાં આવે છે. દેશકાળમાં કારણપણું નથી.

**શંકા**—એ વાત સંભવતી નથી; કેમ કે—

(૧) જેમ દેશકાળનું અધિષ્ઠાન બ્રહ્મ છે, તેમ સઘળા જગતનું અધિષ્ઠાન બ્રહ્મ છે; માટે દેશકાળનું જ કારણ બ્રહ્મ છે એમ જોવામાં આવે છે; અને બીજાનું કારણ બ્રહ્મ જોવામાં આવતું નથી, એમ કહેવામાં કોઈ હેતુ નથી. અને તેથી અધિષ્ઠાનરૂપ બ્રહ્મ જો દેશકાળનું કારણ જણાતું હોય, તો સઘળા જગતનું અધિષ્ઠાન બ્રહ્મ છે; માટે સઘળા જગતનું કારણ પણ બ્રહ્મ જણાવું જોઈએ; પણ કોઈ પદાર્થમાં (દેશકાળાદિકમાં) કારણપણું દેખાય અને કોઈ પદાર્થમાં (જગતમાં) કાર્યપણું દેખાય–એવો ભેદ ન હોવો જોઈએ.

(૨) અથવા–જો તમે એમ કહેશો, કે દેશકાળમાં કારણપણું નથી અને બ્રહ્મમાં કારણપણું છે, તથા તે બ્રહ્મનું કારણપણું દેશકાળમાં પ્રતીત થાય છે, તો તમે **અન્યથા ખ્યાતિનો** અંગીકાર કર્યો. એમ થશે; કેમ કે અન્ય વસ્તુની અન્ય રૂપથી પ્રતીતિ તે **અન્યથા ખ્યાતિ** કહેવાય છે. દેશકાળને તમે જગતનું કારણ માનતા નથી, ત્યારે દેશકાળને 'અકારણ' (એટલે કારણરૂપ નહિ એવો પદાર્થ) માનવું પડશે. અને તે 'અકારણ'ની (દેશકાળની) અન્ય રૂપથી એટલે 'કારણરૂપ'થી પ્રતીતિ માનવામાં અન્યથા ખ્યાતિનો અંગીકાર કરવો પડશે; અને સિદ્ધાંતમાં તો અન્યથા ખ્યાતિનો અંગીકાર કર્યો નથી–તેને કબૂલ રાખેલી નથી.

હવે જો આ ઠેકાણે અન્યથા ખ્યાતિ માન્ય રાખશો, તો છીપમાં અનિર્વચનીય રૂપાની ઉત્પત્તિ (વેદાંત) સિદ્ધાંતમાં માની છે, તે નિષ્ફળ થશે; કેમ કે અન્યથા ખ્યાતિમાં બે મત છે:—

(૧) એક તો અન્ય દેશમાં રહેલા પદાર્થની અન્ય દેશમાં (સ્થળમાં) પ્રતીતિ તે **અન્યથા ખ્યાતિ**–જેમ સ્ત્રીના હાથમાં રહેલા રૂપાની પાસે પડેલી છીપમાં પ્રતીતિ તે અન્યથા ખ્યાતિ.

(૨) અથવા—અન્ય પદાર્થની અન્યરૂપે પ્રતીતિ તે **અન્યથા ખ્યાતિ**, જેમ છીપની જ રૂપા તરીકે પ્રતીતિ તે અન્યથા ખ્યાતિ.

એ રીતે તમામ ભ્રમસ્થળમાં અન્યથા ખ્યાતિ માનવાથી નભી શકે છે; અને તેથી છીપ વગેરેમાં અનિર્વચનીય રૂપા વગેરેની ઉત્પત્તિનું કથન અસંગત (અઘટિત–બિનજરૂરનું) થશે.

**સમાધાન**—વિષયના સમાન આકારવાળું જ્ઞાન હોય છે. કોઈક વસ્તુનું બીજી કોઈક વસ્તુરૂપે જ્ઞાન સંભવતું નથી; માટે છીપમાં રૂપાને આકારે જ્ઞાન

થાય છે, તેનો વિષય છે રૂપું, તે પણ અનિર્વચનીય ઉત્પન્ન થાય છે.

શંકા—આ અદ્વૈત સિદ્ધાંત પ્રમાણે પણ કારણથી અન્ય જે દેશકાળ, તેમાં બ્રહ્મની કારણતાનું જ્ઞાન સંભવતું નથી; (એટલે દેશકાળ એ વસ્તુતઃ જગતનું કારણ નથી; પણ બ્રહ્મમાં રહેલું જગતનું કારણપણું માયાને લીધે દેશકાળમાં જણાય છે, એમ જો સિદ્ધાંતી કહે, તો તેમ પણ સંભવતું નથી.) માટે દેશકાળમાં જે કારણપણું પ્રતીત થાય છે, તે (વાંઝણીના છોકરાની પેઠે બિલકુલ) ઉત્પન્ન થયા વિનાનું જ પ્રતીત થતું નથી; અથવા બ્રહ્મમાં રહેલા કારણપણાનું ભાન દેશકાળમાં થાય છે એમ પણ નથી; પણ દેશકાળમાં જ કારણપણું રહેલું છે, તે જ પ્રતીત થાય છે.

આ રીતે 'આકાશાદિક જગતનું કારણ દેશકાળ નથી' એ કથન અસંગત છે—બરાબર સંભવતું નથી.

## સમાધાન: બ્રહ્મનું કારણપણું અન્યથા ખ્યાતિથી દેશકાળમાં પ્રતીત થાય છે

**સિદ્ધાંતી:**—પૂર્વપક્ષીની શંકા સંભવતી નથી; કેમ કે દેશકાળમાં બ્રહ્મની કારણતા પ્રતીત થાય છે. (એટલે દેશકાળનુ કારણ બ્રહ્મ છે, એમ સમજાય છે.)

જેમ જાસુદના ફૂલ ઉપર સ્ફટિક મૂકયો હોય, તો તે સ્ફટિકમાં જાસુદના ફૂલની રતાશ દેખાય છે, તેમ જ અધિષ્ઠાનની સત્યતા સ્વપ્નકાળમાં મિથ્યા હાથી, પર્વત વગેરેમાં દેખાય છે.

હવે સ્ફટિકમાં અનિર્વચનીય રતાશ ઉત્પન્ન થાય છે, એમ માનેલું નથી; પણ ફૂલની રતાશ સ્ફટિકમાં પ્રતીત થાય છે, એમ માનેલુ છે; માટે ધોળો સ્ફટિક રાતો પ્રતીત થાય છે; તેથી રાતાપણાના જ્ઞાનમાં **અન્યથા ખ્યાતિ** માનેલી છે.

એ જ રીતે સ્વપ્નના મિથ્યા પદાર્થોમાં સત્યતા પ્રતીત થાય છે. ત્યાં અનિર્વચનીય સત્યતા તે મિથ્યા પદાર્થોમાં ઉત્પન્ન થાય છે. એમ કહેવું એ તો 'સત્ય મિથ્યા છે' એવા (વ્યાઘાત દોષવાળા) વચનની પેઠે સંભવતું નથી. અને જે ન થયું હોય તેની પ્રતીતિ થતી નથી; માટે સ્વપ્નના અધિષ્ઠાન ચેતનની સત્યતા સ્વપ્નના મિથ્યા પદાર્થોમાં પ્રતીત થાય છે, એમ જ માનવું પડશે; તેથી મિથ્યા પદાર્થોની સત્યરૂપે પ્રતીતિ થવાથી સત્યતાના જ્ઞાનમાં અન્યથા ખ્યાતિ માનેલી છે. તે જ પ્રમાણે અધિષ્ઠાન બ્રહ્મમાં રહેલું કારણપણું દેશકાળમાં **અન્યથા ખ્યાતિથી** પ્રતીત થાય છે.

**વાદી:**—જો એટલી જગ્યાએ (દેશકાળમાં) અન્યથા ખ્યાતિ માનો છો, તો પછી બધા જ ભ્રમસ્થાનમાં પણ અન્યથા ખ્યાતિ શા માટે નથી માનતા?

**સિદ્ધાંતી:**—કેમ કે 'છીપમાં રૂપુ દેખાય છે' વગેરે ઠેકાણે અન્યથા ખ્યાતિ માનવામાં આવો દોષ આવે છે—

જ્ઞાનનો જે વિષય હોય તેનાથી જુદા પ્રકારનું જ્ઞાન હોઈ શકતું નથી. હવે જ્યાં સ્ફટિકમાં રાતાપણાનું જ્ઞાન થાય છે, ત્યાં રાતા પુષ્પનો સ્ફટિક સાથે સંબંધ છે; માટે સ્ફટિકના સંબંધવાળા ફૂલની રતાશ સ્ફટિકમા જોવામાં

આવે છે, કેમ કે અંતઃકરણની વૃત્તિ જ્યારે રાતા પુષ્પના આકારની થાય છે, ત્યારે તે જ વૃત્તિનો વિષય રાતા પુષ્પના સંબંધવાળો સ્ફટિક છે, માટે પુષ્પની રતાશ સ્ફટિકમાં જોવામાં આવે છે, પણ તે જ પ્રમાણે છીપનું રૂપાને આકારે જ્ઞાન થવું સંભવતું નથી, કેમ કે વેદાંત સિવાય બીજા કોઈ મતમાં છીપમાં અનિર્વચનીય રૂપું કે વ્યાવહારિક રૂપું છે નહિ, પણ ફક્ત છીપ છે તે છીપના સંબંધથી અંતઃકરણની વૃત્તિ છીપને આકારે જ થવાની, રૂપાને આકાર થવાની નહિ, માટે અવિદ્યાનું પરિણામ અને ચેતનનું વિવર્ત એવું અનિર્વચનીય રૂપું અને તેનું જ્ઞાન એ બન્ને ઉત્પન્ન થાય છે.

વળી સ્ફટિકમાં રતાશ પ્રતીત થાય છે, ત્યાં વૃત્તિનો સંબંધ સ્ફટિક અને રાતું પુષ્પ એ બેની જોડે થાય છે. રાતા પુષ્પના સંબંધથી વૃત્તિ રક્તાકાર થાય છે. તે વૃત્તિનો સંબંધ સ્ફટિક સાથે પણ છે, અને સ્ફટિકમાં રક્તતાની છાયા છે, માટે પુષ્પનો ધર્મ જે રક્તતા, તે સ્ફટિકમાં પણ તે જ વૃત્તિના વિષય તરીકે બને છે, અર્થાત્ જે વૃત્તિ પુષ્પમાં રક્તતાનો આકાર ધારણ કરે છે, તે જ વૃત્તિ સ્ફટિકમાં પણ રક્તતાનો આકાર ધારણ કરે છે આ રીતે—

(૧) જ્યાં બે પદાર્થોનો સંબંધ છે, ત્યાં એકના ધર્મની બીજામાં પ્રતીતિ સંભવે છે, અને તેથી ત્યાં **અન્યથા ખ્યાતિ** પણ સંભવે છે

(૨) જ્યાં બે પદાર્થોનો સંબંધ નથી, ત્યાં અન્યથા ખ્યાતિ નહિ પણ **અનિર્વચનીય ખ્યાતિ છે.**

જેમ પુષ્પના સંબંધવાળા સ્ફટિકમાં પુષ્પની રક્તતા પ્રતીત થાય છે, તેમ સ્વપ્નના હાથી, પર્વત વગેરેનો પણ અધિષ્ઠાન ચેતન સાથે સંબંધ છે માટે ચેતનનો ધર્મ સત્યતા પણ ચેતનના સંબંધવાળા હાથી, પર્વત વગેરેમાં પ્રતીત થાય છે, તે અન્યથા ખ્યાતિ છે, તેવી જ રીતે અધિષ્ઠાન ચેતનનો ધર્મ કારણપણું તે અધિષ્ઠાન ચેતનના સંબંધવાળા દેશકાળમાં પ્રતીત થાય છે

**જાગ્રત પ્રપંચ સામગ્રી વિના થાય છે; માટે સ્વપ્નની પેઠે મિથ્યા છે**

**વાદી:**—પણ મે પહેલાં કહ્યું છે, કે જો અન્યથા ખ્યાતિની રીતે અધિષ્ઠાન ચેતનના સંબંધવાળા દેશકાળમાં ચેતનનો ધર્મ–કારણપણું પ્રતીત થતો હોય તો અધિષ્ઠાન ચેતનનો સંબંધ તો સઘળા પ્રપંચ સાથે છે, માટે અન્યથા ખ્યાતિની રીતે સઘળા પ્રપંચમાં કારણપણું પ્રતીત થવું જોઈએ'

**સિદ્ધાંતી:**—એમ સંભવતું નથી કેમ કે—

(૧) જેમ સ્વપ્નમાં બે શરીર ઉત્પન્ન થાય છે

(૧) એક શરીર પિતારૂપ પ્રતીત થાય છે અને (૨) બીજું શરીર પુત્રરૂપ પ્રતીત થાય છે, ત્યાં બન્ને શરીરોનો સ્વપ્નના અધિષ્ઠાન ચેતન સાથે સંબંધ પણ છે, તથાપિ પિતાના શરીરમાં અધિષ્ઠાનની કારણતા પ્રતીત થાય છે અને પુત્રના શરીરમાં કારણતા પ્રતીત થતી નથી, પણ 'પિતાથી ઉત્પન્ન થયેલો પુત્ર છે' એ રીતે પુત્રના શરીરમાં કાર્યતા પ્રતીત થાય છે એ જ રીતે જો કે અધિષ્ઠાન ચેતન સાથે સંબંધ તો સર્વનો છે, તથાપિ દેશકાળમાં

ચેતનધર્મ-કારણતા પ્રતીત થાય છે; અને બીજા બધામાં કાર્યતાની પ્રતીતિ થાય છે. અથવા—

(૨) અધિષ્ઠાન ચેતન અસંગ છે. તે કોઈનું પરમાર્થથી (વાસ્તવિક રીતે) કારણ નથી.

માયામાં આભાસ (ઈશ્વર) જો કે કારણ છે, તથાપિ આભાસનું સ્વરૂપ મિથ્યા હોય છે. જે પોતે જ મિથ્યા હોય, તે બીજાનું કારણ હોઈ શકે નહિ.

જો પરમાત્મા જગતનું કારણ હોય, તો તેનું કારણપણું ભ્રાંતિથી દેશ-કાળમાં પ્રતીત થાય છે એમ સંભવે, પણ પરમાત્મા વિષે કારણતા છે નહિ; પરમાત્મા કારણતાદિક ધર્મ રહિત અસંગ છે; માટે તેની કારણતા દેશકાળમાં પ્રતીત થાય છે. એમ કહેવું સંભવતું નથી; તેથી માયાકૃત અનિર્વચનીય દેશકાળ અનિર્વચનીય કારણતાવાળા ઉત્પન્ન થાય છે.

વાસ્તવિક રીતે જોતાં દેશકાળ પણ કારણ નથી. જેમ પુત્ર વગરનો પુરુષ સ્વપ્નમાં પુત્ર અને પૌત્ર બંનેને દેખે. ત્યારે પુત્ર અને પૌત્રનાં શરીર અનિ-ર્વચનીય ઉત્પન્ન થાય છે; અને પુત્રના શરીરમાં પૌત્રના શરીરની કારણતા પણ અનિર્વચનીય ઉત્પન્ન થાય છે; ત્યાં પુત્રશરીર અને પૌત્રશરીરનો પરસ્પર કાર્ય-કારણભાવ વાસ્તવિક હોતો નથી. તેમ જ અનિર્વચનીય દેશકાળ પ્રતીત થાય છે. વાસ્તવિક રીતે દેશકાળ અને આકાશાદિક પ્રપંચનો કાર્યકારણભાવ નથી.

આ રીતે દેશકાળ સામગ્રી વિના જાગ્રત પ્રપંચની ઉત્પત્તિ થાય છે, માટે સ્વપ્નની પેઠે જાગ્રત પણ મિથ્યા છે.

વળી જેમ સ્વપ્નનાં સ્ત્રીપુત્રાદિક સ્વપ્નમાં જ સુખદુઃખનાં હેતુ છે— જાગ્રતમાં તેનો અભાવ છે, તેમ જાગ્રતના પદાર્થોનો સ્વપ્નમાં અભાવ હોય છે; માટે બંને સમાન છે.

**પૂર્વપક્ષ:—એક સ્વપ્નના પદાર્થો બીજા સ્વપ્નમાં રહેતા નથી માટે જાગ્રત સ્વપ્નની સમાનતા હોઈ શકે નહિ**

**વાદી:**—જાગ્રત અને સ્વપ્ન સમાન કહો છો તે સંભવતું નથી; કેમ કે જાગ્રત પછી સ્વપ્ન થઈને ફરીથી જાગ્રત થાય છે, ત્યારે પહેલા જાગ્રતમાં જ પદાર્થો હોય છે, તેના તે જ સ્વપ્ન પછીના બીજા જાગ્રતમાં કાયમ હોય છે; અને પ્રથમ સ્વપ્નના પદાર્થો બીજા સ્વપ્નમાં કાયમ રહેતા નથી; માટે સ્વપ્નના પદાર્થોથી જાગ્રતના પદાર્થો વિલક્ષણ છે અને તેથી જાગ્રત અને સ્વપ્ન સમાન નથી.

**સિદ્ધાંતી:**—આવી શંકા પણ સિદ્ધાંત ન જાણનાર મૂઢ લોકોની દૃષ્ટિથી કરવામાં આવે છે; કેમ કે મૂર્ખાઓ એમ જાણે છે, કે સંસારપ્રવાહ અનાદિ છે; તેમાં જીવોને જાગ્રત, સ્વપ્ન સુષુપ્તિ થાય છે.—

(૧) જાગ્રતકાળમાં સ્વપ્ન-સુષુપ્તિ નષ્ટ થાય છે.

(૨) સ્વપ્નકાળમાં જાગ્રત-સુષુપ્તિ નષ્ટ થાય છે;

(૩) તેમ સુષુપ્તિકાળમાં જાગ્રત-સ્વપ્ન નષ્ટ થાય છે; પણ સ્વપ્ન-સુષુપ્તિ થાય, ત્યારે જાગ્રતકાળમાં સ્ત્રી, પુત્ર, પશુ, ધન વગેરે દૂર થતાં નથી (નાશ

પામતાં નથી), પણ એમને એમ બન્યાં રહે છે; માત્ર તેનું જ્ઞાન દૂર થાય છે. ફરી જાગ્રત થાય છે, ત્યારે પ્રથમ જાગ્રતના વિદ્યમાન પદાર્થોનું જ્ઞાન થાય છે. આવી અજ્ઞાની મૂર્ખોની દૃષ્ટિ હોય છે.

**સિદ્ધાંત:–જાગ્રતના પદાર્થો તેના જ્ઞાનની સાથે જ ઉત્પન્ન થાય છે; માટે તે પણ બીજા જાગ્રતમાં રહેતા નથી**

પણ સિદ્ધાંત આ પ્રમાણે છે:—

**(૧) અવિદ્યાનું બે પ્રકારનું પરિણામ:—**

૧. સઘળા પદાર્થો ચેતનનું **વિવર્ત** અને અવિદ્યાનું **પરિણામ** છે માટે છીપમાંના રૂપાની પેઠે જે વખતે જે પદાર્થ જોવામાં આવે, તે વખતે અધિષ્ઠાન ચેતનને આશ્રયે રહેલી અવિદ્યાનું બે પ્રકારનું પરિણામ થાય છે.

ક. અવિદ્યાના તમોગુણ અંશનું ઘટાદિ વિષયરૂપ પરિણામ થાય છે; અને

ખ. અવિદ્યાના સત્ત્વગુણ અંશનું જ્ઞાનરૂપ પરિણામ થાય છે.

**(૨) વ્યાપક ચેતન અને વૃત્તિજ્ઞાનમાં ભેદ-વૃત્તિને જ જ્ઞાન કહેવાનો વ્યવહાર**–જો કે ચેતનને જ્ઞાન કહે છે, માટે સત્ત્વગુણનું પરિણામ જ્ઞાન છે, એમ કહેવું સંભવતું નથી; તથાપિ તમામ વ્યાપક ચેતન એ જ્ઞાન નથી, પણ સાભાસ-વૃત્તિમાં આરૂઢ ચેતનને જ્ઞાન કહે છે; માટે ચેતનમાં જ્ઞાન વ્યવહારનું સંપાદન કરનારી વૃત્તિ રહેલી છે. એ રીતે ચેતનમાં જ્ઞાનપણાની સંપાદકવૃત્તિ છે.

આ રીતે ચેતનમાં જ્ઞાનપણાની ઉપાધિવૃત્તિ છે. તે વૃત્તિમાં પણ જ્ઞાન શબ્દનો પ્રયોગ થાય છે. જેમ લોકોમાં કહેવાય છે, કે 'ઘડાનું જ્ઞાન ઉત્પન્ન થયું; વસ્ત્રનું જ્ઞાન નાશ પામ્યું.' ત્યાં વૃત્તિમાં આરૂઢ ચેતનનો તો ઉત્પત્તિનાશ સંભવતો નથી; વૃત્તિનો ઉત્પત્તિનાશ થાય છે; અને જ્ઞાનનો ઉત્પત્તિનાશ કહે છે; માટે વૃત્તિમાં પણ જ્ઞાન શબ્દનો પ્રયોગ થાય છે.'

**(૩) વૃત્તિ અવચ્છિન્ન-ચેતન, તે જ્ઞાન અને સાક્ષી**

એ વૃત્તિરૂપ જ્ઞાન સત્ત્વગુણનું પરિણામ છે; એમ કહેવું સંભવે છે,

ક. તે વૃત્તિરૂપ ( અવિદ્યાના ) પરિણામમાં ચેતનનો આભાસ હોય છે.

ખ. ઘટાદિક વિષયરૂપ પરિણામમાં ચેતનનો આભાસ હોતો નથી;

કેમ કે વિષય અને વૃત્તિ જો કે બન્ને અવિદ્યાનાં પરિણામ છે, તથાપિ—

ક. ઘટાદિક વિષય તો અવિદ્યાના તમોગુણનું પરિણામ છે, માટે મલિન છે, તેમાં આભાસ હોતો નથી;

ખ. અને વૃત્તિ સત્ત્વગુણનું પરિણામ છે, માટે સ્વચ્છ હોય છે; અને તેમાં આભાસ હોય છે. આ રીતે—

ક. વૃત્તિમાં ચેતનના આભાસનું ગ્રહણ કરવાની યોગ્યતા હોવાથી વૃત્તિ અવચ્છિન્ન-ચેતનને **જ્ઞાન** કહે છે; અને **સાક્ષી** કહે છે.

ખ. ઘટાદિક વિષયમાં આભાસનું ગ્રહણ કરવાની યોગ્યતા નથી; તેથી વિષય અવચ્છિન્ન-ચેતન **જ્ઞાન** નથી અને **સાક્ષી** પણ નથી.

આ રીતે જાગ્રતના પદાર્થ અને તેનું જ્ઞાન બન્ને સાથે જ ઉત્પન્ન થાય છે અને સાથે જ નષ્ટ થાય છે. આ વેદનો ગૂઢ સિદ્ધાંત છે; માટે જાગ્રતના પદાર્થો બીજા જાગ્રતમાં રહે છે એમ કહેવું સંભવે નહિ.

## જાગ્રતના પદાર્થોનો પરસ્પર કાર્યકારણભાવ નથી

**વાદી:**—સ્વપ્નમાંથી જાગેલા પુરુષને એવી પ્રત્યભિજ્ઞા થાય છે, કે 'જે પદાર્થ પહેલાં હતો, તે જ આ પદાર્થ છે;' માટે જાગ્રતના પદાર્થોનાં જ્ઞાન થતી વખતે જ ઉત્પત્તિ અને નાશ થતો નથી, પણ તે પદાર્થ જ્ઞાન થયા પહેલાં વિદ્યમાન હોય છે; અને જ્ઞાન નષ્ટ થયા પછી પણ રહે છે.

**સિદ્ધાંતી:**—જેમ સ્વપ્ના પદાર્થો તે જ ક્ષણે ઉત્પન્ન થાય છે અને એમ પ્રતીત થાય છે, કે 'મારા જન્મથી પણ પહેલાં ઊપજેલા આ પર્વત, સમુદ્ર વગેરે છે.' એ સ્થળે, તત્કાલ ઊપજેલા પદાર્થોમાં પણ ઘણા કાળ સુધીની સ્થિરતાની ભ્રાંતિ થાય છે; માટે જે અવિદ્યાએ મિથ્યા પર્વત સમુદ્રાદિક ઉપજાવ્યા છે, તે જ અવિદ્યાથી બહુ કાળ સુધી સ્થિરતા અને સ્થિરતાની પ્રતીતિ અનિર્વચનીય ઊપજે છે.

એ જ રીતે જાગ્રતના પદાર્થો વિષે પણ બહુ કાળ (અનેક દિવસો સુધી) સ્થિરતા છે નહિ, પણ અવિદ્યાના બળથી મિથ્યા સ્થિરતા પણ તે પદાર્થોની સાથે ઊપજે છે; અને પ્રતીત થાય છે.

(જાગ્રતના પદાર્થોમાં 'આ પહેલાં જોયેલા પદાર્થો છે' એવું પ્રત્યભિજ્ઞા જ્ઞાન ઊંઘમાંથી જાગેલા પુરુષને થાય છે; એ જ્ઞાન નદીના પ્રવાહ જેવું, દીવાની જ્યોતિ જેવું, આકાશના તારાની સ્થિતિ જેવું અને વૃક્ષના ફળ જેવું ભ્રમાત્મક છે.)

**વાદી:**—(૧) સ્વપ્નના પદાર્થો સાક્ષાત્ અવિદ્યાનું પરિણામ છે.

(૨) જાગ્રતના પદાર્થ સાક્ષાત્ અવિદ્યાનું પરિણામ નથી; પણ જેમ ઘડાની ઉત્પત્તિ દંડ, ચક્ર, કુંભાર વગેરેથી થાય છે; તેમ બધા પદાર્થોની ઉત્પત્તિ પોતપોતાનાં કારણથી થાય છે—સાક્ષાત્ અવિદ્યાથી થતી નથી.

જો જાગ્રતના પદાર્થો સાક્ષાત્ અવિદ્યાનું પરિણામ હોય, તો શ્રુતિમાં આકાશાદિક ક્રમથી પાંચ ભૂતોની ઉત્પત્તિ અને પંચીકરણ તથા તેનાથી બ્રહ્માંડની ઉત્પત્તિ કહી છે, તેનો મેળ બેસશે નહિ; માટે ઈશ્વરની સૃષ્ટિરૂપ જાગ્રતના પદાર્થો પોતપોતાનાં ઉપાદાનનું પરિણામ છે; અવિદ્યાનું સાક્ષાત્ પરિણામ નથી.

(૧) સ્વપ્નના તો તમામ પદાર્થો અવિદ્યાનું પરિણામ છે. તે પદાર્થોનું ઉપાદાન એક અવિદ્યા જ હોવાથી તે પદાર્થોની અને તેના જ્ઞાનની એક અવિદ્યાથી જ એક જ વખતે ઉત્પત્તિ સંભવે છે.

(૨) જાગ્રતના પદાર્થો જુદાંજુદાં કારણોમાંથી ઉત્પન્ન થાય છે. કાર્યની પહેલાં કારણ હોય છે અને કારણમાં કાર્યનો લય થાય છે; અને તેથી જ ઘડો ઉત્પન્ન થતા પહેલાં અને ઘડો નાશ થયા પછી માટી જ રહે છે. એ જ રીતે કાર્યકારણરૂપ કોઈ પદાર્થ અધિક કાળ સ્થિર રહે છે અને કોઈ કોઈ અલ્પ કાળ

પામતા નથી), પણ એમને એમ બન્યા રહે છે, માત્ર તેનું જ્ઞાન દૂર થાય છે ફરી જાગ્રત થાય છે, ત્યારે પ્રથમ જાગ્રતના વિદ્યમાન પદાર્થોનું જ્ઞાન થાય છે આવી અજ્ઞાની મૂર્ખોની દૃષ્ટિ હોય છે.

### સિદ્ધાંત:-જાગ્રતના પદાર્થો તેના જ્ઞાનની સાથે જ ઉત્પન્ન થાય છે; માટે તે પણ બીજા જાગ્રતમાં રહેતા નથી

પણ સિદ્ધાંત આ પ્રમાણે છે —

**(૧) અવિદ્યાનું બે પ્રકારનું પરિણામ:—**

૧ સઘળા પદાર્થો ચેતનનું **વિવર્ત** અને અવિદ્યાનું **પરિણામ** છે માટે છીપમાના રૂપાની પેઠે જે વખતે જે પદાર્થ જોવામા આવે, તે વખતે અધિષ્ઠાન ચેતનને આશ્રયે રહેલી અવિદ્યાનું એ પ્રકારનું પરિણામ થાય છે

क અવિદ્યાના તમોગુણ અંશનું ઘટાદિ વિષયરૂપ પરિણામ થાય છે, અને

ख. અવિદ્યાના સત્ત્વગુણ અંશનું જ્ઞાનરૂપ પરિણામ થાય છે

**(૨) વ્યાપક ચેતન અને વૃત્તિજ્ઞાનમાં ભેદ વૃત્તિને જ જ્ઞાન કહેવાનો વ્યવહાર**-જો કે ચેતનને જ્ઞાન કહે છે, માટે સત્ત્વગુણનું પરિણામ જ્ઞાન છે, એમ કહેવું સંભવતું નથી તથાપિ તમામ વ્યાપ ચેતન એ જ્ઞાન નથી, પણ સાભાસ-વૃત્તિમા આરૂઢ ચેતનને જ્ઞાન કહે છે, માટે ચેતનમા જ્ઞાન વ્યવહારનું સંપાદન કરનારી વૃત્તિ રહેલી છે. એ રીતે ચેતનમા જ્ઞાનપણાની ઉપાધિવૃત્તિ છે

આ રીતે ચેતનમા જ્ઞાનપણાની ઉપાધિવૃત્તિ છે તે વૃત્તિમા પણ જ્ઞાન શબ્દનો પ્રયોગ થાય છે જેમ લોકોમા કહેવાય છે, કે 'ઘડાનું જ્ઞાન ઉત્પન્ન થયું વસ્ત્રનું જ્ઞાન નાશ પામ્યું' ત્યાં વૃત્તિમા આરૂઢ ચેતનનો તો ઉત્પત્તિનાશ સંભવતો નથી, વૃત્તિનો ઉત્પત્તિનાશ થાય છે, અને જ્ઞાનનો ઉત્પત્તિનાશ કહે છે માટે વૃત્તિમા પણ જ્ઞાન શબ્દનો પ્રયોગ થાય છે

**(૩) વૃત્તિ અવચ્છિન્ન-ચેતન, તે જ્ઞાન અને સાક્ષી**

એ વૃત્તિરૂપ જ્ઞાન સત્ત્વગુણનું પરિણામ છે, એમ કહેવું સંભવે છે,

क તે વૃત્તિરૂપ (અવિદ્યાના) પરિણામમા ચેતનનો આભાસ હોય છે

ख. ઘટાદિક વિષયરૂપ પરિણામમા ચેતનનો આભાસ હોતો નથી,

કેમ કે વિષય અને વૃત્તિ જો કે બન્ને અવિદ્યાના પરિણામ છે, તથાપિ—

क ઘટાદિક વિષય તો અવિદ્યાના તમોગુણનું પરિણામ છે, માટે મલિન છે, તેમા આભાસ હોતો નથી,

ख. અને વૃત્તિ સત્ત્વગુણનું પરિણામ છે, માટે સ્વચ્છ હોય છે, અને તેમા આભાસ હોય છે આ રીતે—

क. વૃત્તિમા ચેતનના આભાસનું ગ્રહણ કરવાની યોગ્યતા હોવાથી વૃત્તિ અવચ્છિન્ન-ચેતનને **જ્ઞાન** કહે છે, અને **સાક્ષી** કહે છે

ख ઘટાદિ વિષયમા આભાસનું ગ્રહણ કરવાની યોગ્યતા નથી, તેથી વિષય અવચ્છિન્ન-ચેતન **જ્ઞાન** નથી અને **સાક્ષી** પણ નથી

દૃષ્ટિ-સૃષ્ટિવાદ કહે છે.

**(૩) દૃષ્ટિ-સૃષ્ટિ શબ્દનો અર્થ: એનું બીજું નામ અજાતવાદ** (દૃષ્ટિ એટલે અવિદ્યાનું વૃત્તિરૂપ જ્ઞાન તે જ્ઞાન થવાની સાથે જ સૃષ્ટિ એટલે પ્રપંચની ઉત્પત્તિ, તેનું જે કથન, તેને દૃષ્ટિ-સૃષ્ટિવાદ કહે છે. એને જ અજાતવાદ પણ કહે છે.)

**(૪) આ પક્ષમાં પદાર્થની અજ્ઞાત સત્તા નથી, પણ જ્ઞાત સત્તા છે.** (એટલે જે વખતે જે પદાર્થ જાણેલો હોતો નથી, તે વખતે તે હોતો નથી; પણ જે વખતે પદાર્થ જાણવામાં આવે છે, તે જ વખતે તેનું અસ્તિત્વ પણ ભાસે છે.) અદ્વૈતવાદમાં આ સિદ્ધાંતપક્ષ છે: એટલે અદ્વૈતવાદનો સૌથી છેવટનો એ સિદ્ધાંત છે.

**(૫) એ સિદ્ધાંતપક્ષમાં બે સત્તા છે, ત્રણ નથી;** કેમ કે તમામ અનાત્મ પદાર્થો સ્વપ્નની પેઠે પ્રાતિભાસિક છે. જે વખતે તે પદાર્થો દેખાય છે, તે જ વખતે માત્ર તેમની સત્તા (અસ્તિત્વ) છે, તે સિવાય બીજે વખતે તે અનાત્મ પદાર્થોની સત્તા નથી; માટે ત્રીજી વ્યાવહારિક સત્તા છે જ નહિ.

**(૬) જાગ્રતમાં સત્ય, મિથ્યા વગેરે પ્રતીતિ થાય છે, તે સ્વપ્નની પેઠે મિથ્યા હોય છે.** આ પક્ષમા તમામ અનાત્મ પદાર્થો સાક્ષીભાસ્ય છે. પ્રમાતા કે પ્રમાણનો વિષય કોઈ પણ પદાર્થ નથી; કેમ કે અંતઃકરણ અને ઇંદ્રિયો તથા ઘટાદિક બધી ત્રિપુટી અને જ્ઞાન સ્વપ્નની પેઠે એક જ વખતે ઉત્પન્ન થાય છે; માટે તેમનો વિષયવિષયી ભાવ સંભવે નહિ, એટલે તે સાથે ઊપજેલા પદાર્થો પૈકી એક પદાર્થ જ્ઞેય થાય અને બીજો જ્ઞાતા થાય એમ બને નહિ. જો ઘડો વગેરે વિષયો અને નેત્ર વગેરે ઇંદ્રિયો, તેમ જ અંતઃકરણ એ જ્ઞાન થતા પહેલાં ઉત્પન્ન થયાં હોય, તો નેત્રાદિ દ્વારા અંતઃકરણનું વૃત્તિરૂપ જ્ઞાન પ્રમાણજન્ય કહેવાય; પણ તે અંતઃકરણ, ઇંદ્રિયો અને વિષય એ ત્રણે જ્ઞાન થતા પહેલાં તો હતાં નહિ; પણ એ ત્રિપુટી સ્વપ્નની પેઠે જ્ઞાનની સાથે જ ઉત્પન્ન થાય છે; માટે ત્રિપુટીજન્ય જ્ઞાન કાંઈ પણ નથી, તથાપિ જ્ઞાનમાં સ્વપ્નની પેઠે ત્રિપુટીજન્યતા (એટલે પ્રમાણ વડે પ્રમાતાને ઘટાદિ પ્રમેયનું જ્ઞાન થવું તે) પ્રતીત થાય છે; માટે જાગ્રતના પદાર્થ સાક્ષીભાસ્ય છે, પ્રમાણજન્ય જ્ઞાનના વિષય નથી; માટે પણ જાગ્રતના પદાર્થો સ્વપ્નના પદાર્થોની પેઠે મિથ્યા છે. અથવા—

क. જાગ્રતમાં કેટલાક પદાર્થોને મિથ્યારૂપે જાણવામાં આવે છે.

ख. બીજા કેટલાકને સત્યરૂપે જાણવામાં આવે છે. એવી રીતે કે—

(क) અનાદિ કાળના પદાર્થ છે. તેમાં કોઈ નષ્ટ થાય છે, અને બીજા તેના જેવા ઉત્પન્ન થાય છે. એવી રીતે જગતના પ્રવાહનો નાશ કદી થતો નથી, સદાકાળ ચાલ્યા કરશે.

(ख) જેને જ્ઞાન થાય છે, તેને જગત દેખાતું નથી—બીજાને દેખાય છે. (અર્થાત્ તે જગતને અસત્ જુએ છે; બીજાઓ તેને સત્ જુએ છે.)

સ્થિર રહે છે. સ્વપ્નના પદાર્થોમાં એવું નથી.

**સિદ્ધાંતી:**—વાદીનું કહેવું યથાર્થ નથી; કેમ કે જાગ્રતના પદાર્થોની પેઠે સ્વપ્નના પદાર્થોમાં પણ કાર્યકારણભાવ પ્રતીત થાય છે. જેમ કોઈને એવું સ્વપ્ન આવે કે મારી ગાયને વાછરડી આવી છે અને મારી સ્ત્રીને પુત્ર આવ્યો છે. ત્યાં ગાય અને સ્ત્રીમાં કારણપણાની પ્રતીતિ અને ઘણો કાળ સ્થિરતાની પ્રતીતિ થાય છે. વાછરડીમાં અને પુત્રમાં કાર્યતા અને અલ્પ કાળ સ્થિરતા પ્રતીત થાય છે. ખરું જોતાં તે બધાં સમ કાળમાં ઉત્પન્ન થયેલાં છે; કોઈ કોઈનું કારણ નથી, પણ ગાય, વાછરડી, સ્ત્રી, પુત્ર એ સર્વનું અવિદ્યા જ ઉપાદાન છે; તેમ જાગ્રત વિષે પણ કોઈ અધિક કાળથી ઊપજેલું હોઈને કારણરૂપે જણાય છે અને કોઈ ઓછા વખતથી ઊપજેલું હોઈને કાર્યરૂપે સ્વપ્નની પેઠે પ્રતીત થાય છે. કોઈ કોઈનું પરસ્પર કાર્યકારણ નથી, પણ સાક્ષાત્ અવિદ્યાનું જ કાર્ય છે.

શ્રુતિમાં જે ક્રમ વડે સૃષ્ટિની ઉત્પત્તિ કહી છે, ત્યાં સૃષ્ટિના પ્રતિપાદનમાં શ્રુતિનો અભિપ્રાય નથી; પણ અદ્વૈતનો બોધ કરવાનો અભિપ્રાય છે.

તમામ પદાર્થો પરમાત્માથી જ ઊપજ્યા છે; માટે તેનું વિવર્ત છે. જે જેનું વિવર્ત હોય તે તેનું જ સ્વરૂપ હોય છે; માટે તમામ નામરૂપ બ્રહ્મથી ભિન્ન નથી, પણ બ્રહ્મ જ છે, એ અર્થ સમજાવવાને શ્રુતિએ સૃષ્ટિનું કથન કર્યું છે; સૃષ્ટિ-કથન કરવાનું બીજું કાંઈ પ્રયોજન નથી

તેમાં ક્રમનું જે કથન છે, તે સ્થૂળ દૃષ્ટિવાળા પુરુષને લયનું ચિંતન કરવા માટે છે. તેનું પણ અદ્વૈતનો બોધ કરવાનું જ પ્રયોજન છે; માટે ક્રમ-કથનમાં અભિપ્રાય નથી.

સૃષ્ટિમાં ક્રમ નથી, પણ તમામ પદાર્થો એક અવિદ્યાથી જ ઊપજ્યા છે. તેમનામાં જે કાર્યકારણપણું દેખાય છે. તથા પૂર્વોત્તરપણું (એટલે આ પ્રથમ ઊપજ્યો છે અને આ પછી ઊપજ્યો છે એવું) દેખાય છે, તે અવિદ્યાથી ઉત્પન્ન થયેલા સ્વપ્નની પેઠે મિથ્યા પ્રતીત થાય છે.

શ્રુતિએ સૃષ્ટિના પદાર્થોનું પોતપોતાનામાં (અંદરઅંદર) કાર્યકારણપણું અને પૂર્વોત્તરપણું કહ્યું છે, તે લયચિંતન માટે કહ્યું છે: ધ્યાન માટે કહ્યું નથી; કેમ કે ધ્યાનમાં કાંઈ પૂર્વોત્તરપણાનો નિયમ નથી—જેવું સ્વરૂપ હોય છે, તેવું જ ધ્યાન થાય છે: માટે જાગ્રતના પદાર્થોનો પોતપોતામાં કાર્યકારણભાવ નથી.

## દૃષ્ટિ-સૃષ્ટિવાદનો અંગીકાર

**(૧) તમામ પદાર્થો સાક્ષીભાસ્ય છે**—સઘળા પદાર્થો સાક્ષાત્ અવિદ્યાનું કાર્ય છે; અને છીપમાંના રૂપાની પેઠે અથવા સ્વપ્નની પેઠે અવિદ્યાની વૃત્તિરૂપ ઉપાધિવાળા સાક્ષી વડે તે સર્વનો પ્રકાશ થાય છે; માટે સઘળા પદાર્થો સાક્ષીભાસ્ય છે.

**(૨) જ્ઞાન અને જ્ઞેય એક જ વખતે ઊપજે છે**—અવિદ્યાનું જ્ઞાનાકાર પરિણામ તથા જ્ઞેયાકાર પરિણામ એક જ વખતે થાય છે, અને એક જ વખતે નાશ પામે છે; માટે જે વખતે પદાર્થની પ્રતીતિ થાય, તે જ વખતે તે પ્રતીતિનો વિષય—પદાર્થ—પણ ઉત્પન્ન થાય છે, બીજા વખતે ઉત્પન્ન થતો નથી. એને

ષ્ટિ-સૃષ્ટિવાદ કહે છે.

(૩) દૃષ્ટિ-સૃષ્ટિ શબ્દનો અર્થ: એનું બીજું નામ અજાતવાદ (દૃષ્ટિ એટલે અવિદ્યાનું વૃત્તિરૂપ જ્ઞાન તે જ્ઞાન થવાંની સાથે જ સૃષ્ટિ એટલે પ્રપંચની ઉત્પત્તિ, તેનું જે કથન, તેને દૃષ્ટિ-સૃષ્ટિવાદ કહે છે. એને જ અજાતવાદ પણ કહે છે.)

(૪) આ પક્ષમાં પદાર્થની અજ્ઞાત સત્તા નથી, પણ જ્ઞાત સત્તા છે. (એટલે જે વખતે જે પદાર્થ જાણેલો હોતો નથી, તે વખતે તે હોતો નથી; પણ જે વખતે પદાર્થ જાણવામાં આવે છે, તે જ વખતે તેનું અસ્તિત્વ પણ જામે છે.) અદ્વૈતવાદમાં આ સિદ્ધાંતપક્ષ છે: એટલે અદ્વૈતવાદનો સૌથી છેવટનો એ સિદ્ધાંત છે.

(૫) એ સિદ્ધાંતપક્ષમાં બે સત્તા છે, ત્રણ નથી; કેમ કે તમામ અનાત્મ પદાર્થો સ્વપ્નની પેઠે પ્રાતિભાસિક છે. જે વખતે તે પદાર્થો દેખાય છે, તે જ વખતે માત્ર તેમની સત્તા (અસ્તિત્વ) છે. તે સિવાય બીજે વખતે તે અનાત્મ પદાર્થોની સત્તા નથી; માટે ત્રીજી વ્યાવહારિક સત્તા છે જ નહિ.

(૬) જાગ્રતમાં સત્ય, મિથ્યા વગેરે પ્રતીતિ થાય છે, તે સ્વપ્નની પેઠે મિથ્યા હોય છે. આ પક્ષમા તમામ અનાત્મ પદાર્થો સાક્ષીભાસ્ય છે. પ્રમાતા કે પ્રમાણનો વિષય કોઈ પણ પદાર્થ નથી: કેમ કે અંતઃકરણ અને ઇંદ્રિયો તથા ઘટાદિક બધી ત્રિપુટી અને જ્ઞાન સ્વપ્નની પેઠે એક જ વખતે ઉત્પન્ન થાય છે; માટે તેમનો વિષયવિષયી ભાવ સંભવે નહિ; એટલે તે સાથે નીપજેલા પદાર્થો પૈકી એક પદાર્થ જ્ઞેય થાય અને બીજો જ્ઞાતા થાય એમ બને નહિ. જો ઘડો વગેરે વિષયો અને નેત્ર વગેરે ઇંદ્રિયો, તેમ જ અંતઃકરણ એ જ્ઞાન થતા પહેલાં ઉત્પન્ન થયાં હોય, તો નેત્રાદિ દ્વારા અંતઃકરણનું વૃત્તિરૂપ જ્ઞાન પ્રમાણજન્ય કહેવાય; પણ તે અંતઃકરણ, ઇંદ્રિયો અને વિષય એ ત્રણે જ્ઞાન થતા પહેલાં તો હતાં નહિ; પણ એ ત્રિપુટી સ્વપ્નની પેઠે જ્ઞાનની સાથે જ ઉત્પન્ન થાય છે; માટે ત્રિપુટીજન્ય જ્ઞાન કાંઈ પણ નથી, તથાપિ જ્ઞાનમાં સ્વપ્નની પેઠે ત્રિપુટીજન્યતા (એટલે પ્રમાણ વડે પ્રમાતાને ઘટાદિ પ્રમેયનું જ્ઞાન થવું તે) પ્રતીત થાય છે; માટે જાગ્રતના પદાર્થ સાક્ષીભાસ્ય છે, પ્રમાણજન્ય જ્ઞાનના વિષય નથી; માટે પણ જાગ્રતના પદાર્થો સ્વપ્નના પદાર્થોની પેઠે મિથ્યા છે. અથવા—

क. જાગ્રતમાં કેટલાક પદાર્થોને મિથ્યારૂપે જાણવામા આવે છે.

ख. બીજા કેટલાકને સત્યરૂપે જાણવામા આવે છે. એવી રીતે કે—

(क) અનાદિ કાળના પદાર્થ છે. તેમાં કોઈ નષ્ટ થાય છે, અને બીજા તેના જેવા ઉત્પન્ન થાય છે. એવી રીતે જગતના પ્રવાહનો નાશ કદી થતો નથી, મહાકાળ ચાલ્યા કરશે.

(ख) જેને જ્ઞાન થાય છે, તેને જગત દેખાતું નથી—બીજાને દેખાય છે. (અર્થાત્ તે જગતને અસત્ જુએ છે; બીજાઓ તેને સત્ જુએ છે.)

(ગ) તે જ્ઞાનનું સાધન વેદ અને ગુરુ છે; તેમના વડે પરમ સત્યની પ્રાપ્તિ થાય છે.

એવી પ્રતીતિ જાગ્રતમાં થાય છે. તેમાં (૧) કોઈ પદાર્થમાં મિથ્યાપણું, (૨) કોઈ પદાર્થમાં નાશ, (૩) કોઈ પદાર્થમાં ઉત્પત્તિ અને (૪) વેદ-ગુરુથી પરમાર્થની પ્રાપ્તિ-એ સર્વે અવિદ્યાકૃત સ્વપ્નની પેઠે મિથ્યા છે.

ક. ક્ષણ માત્રના સ્વપ્નમાં ઘણા કાળની પ્રતીતિ થાય છે.

ખ. વળી તેમાં જાગ્રતની પેઠે સ્થિર પદાર્થો પ્રતીત થાય છે.

ગ. તે પદાર્થોથી ઘણા કાળ સુધી ભોગ ભોગવાય છે;

માટે જાગ્રતના પદાર્થોની સ્વપ્નના પદાર્થોથી લગાર પણ વિલક્ષણતા નથી, પણ આત્માથી ભિન્ન સર્વ કાંઈ મિથ્યા છે. (દૃષ્ટિ-સૃષ્ટિવાદનું આ તત્ત્વ છે.)

દૃષ્ટિ-સૃષ્ટિવાદનો સિદ્ધાંત સાંભળીને શિષ્ય પ્રશ્ન કરે છે:

**શંકા:-સ્વપ્નની પેઠે સંસાર સ્વલ્પ કાળ સ્થાયી હોય, તો અનાદિ કાળનો બંધ કહેવાય નહિ; તથા બંધની નિવૃત્તિરૂપ મોક્ષ માટે શ્રવણાદિ સાધન નિષ્ફળ થશે.**

दोहा—लाख हजार न कल्पको, यह ऊपज्यो संसार ।
याते ज्ञानी मुक्त है, बधे अज्ञ हजार ॥ १० ॥
झूठो स्वप्न समान जो, क्षण घटिका है याम ।
बद्ध कौन को मुक्त है, श्रवणादिक किह काम ? ॥ ११ ॥

**શિષ્ય:--આ સંસાર લાખો અને હજારો કલ્પથી ઊપજેલો છે; માટે તેમાં જે જ્ઞાન થાય છે, તે મુક્ત થાય છે; અને બીજા હજારો અજ્ઞાનીઓ બંધાયેલા રહે છે. જો સ્વપ્નની પેઠે આ સંસાર જૂઠો હોય, તો તે પણ સ્વપ્નની પેઠે એકાદ ક્ષણ, ઘડી કે પહોર સુધી રહેવો જોઈએ. વળી એવા સ્વપ્ન સમાન જૂઠા સંસારમાં બદ્ધ કોણ અને મુક્ત કોણ? તેમ શ્રવણાદિક સાધનોનું પણ શું પ્રયોજન છે? ૧૦,૧૧**

ટીકા—શિષ્ય કહે છે, કે હે ગુરો! આ ઈશ્વરની સૃષ્ટિ લાખો અને હજારો કલ્પથી ઉત્પન્ન થયેલી-કિંબહુના?-અનાદિ છે. તેમાં જે જ્ઞાની હોય છે તે મુક્ત થાય છે; અને અજ્ઞાની બંધાયેલા રહે છે.

જો આ સૃષ્ટિ સ્વપ્ન સમાન હોય, તો સ્વપ્ન તો એક ઘડી કે પહોર જેટલો વખત રહે છે; તેમ આ સંસાર પણ એક ક્ષણ, ઘડી કે પહોર અથવા કાંઈક વધારે વખત રહેવો જોઈએ-બહુ લાંબો વખત ટકવો ન જોઈએ.

(૧) સ્વપ્નની પેઠે સ્વલ્પ કાળ ટકનારો સંસાર હોય, તો તેમાં અનાદિ કાળનો બંધ ન હોવો જોઈએ.

(૨) વળી તે બંધની નિવૃત્તિરૂપ મોક્ષ માટે શ્રવણાદિક સાધન નિષ્ફળ થશે.

**નિત્યમુક્ત ચેતનમાં અવિદ્યાના પરિણામથી એવો ભ્રમ પ્રતીત થાય છે**

**ગુરુ:**—હે શિષ્ય! પૂર્વે કહેલો સિદ્ધાંત બરાબર સમજ્યા વિના સ્થૂળ

દૃષ્ટિથી આ પ્રશ્ન તેં કર્યો છે. પૂર્વે કહેના સિદ્ધાંતમા

(૧) બધ, મોક્ષ, વેદ, ગુરુ એ સઘળા માન્ય રાખેલા નથી,

(૨) પણ ચેતન નિત્યમુક્ત છે.

(૩) અવિદ્યાના પરિણામરૂપે ચેતનમાં અનેક પ્રકારના વિવર્ત (ભિન્ન-ભિન્ન નામરૂપથી પ્રતીતિ) થાય છે, તેથી આત્મારૂપ ચેતનની કાંઈ પણ હાનિ થતી નથી.

(૪) આત્મા સદા અસંગ એકરસ છે.

(૫) આજ સુધી કોઈ મુક્ત થયો નથી, અને હવે પછી થવાનો નથી, પણ ચેતન નિત્યમુક્ત છે.

(૬) અવિદ્યા અને તેના પરિણામનો ચેતનની સાથે કોઈ કાળમા સંબધ નથી, માટે બધ, વેદ, ગુરુ, શ્રવણાદિક સાધન, સમાધિ તથા મોક્ષ એ સર્વની પ્રતીતિ પણ સ્વપ્નની પેઠે અવિદ્યાજન્ય છે, માટે મિથ્યા છે

(૭) એ સર્વમા ઘણા કાળ સુધી ટકવાપણુ દેખાય છે, તે પણ અવિદ્યાજન્ય છે, પણ શાસ્ત્રના આ સિદ્ધાતને ન જાણવાથી સ્થૂળ દૃષ્ટિથી કર્યો આ પ્રશ્ન છે.

## શાસ્ત્ર, ગુરુ વગેરે અનિર્વચનીય ઉત્પન્ન થયેલુ હોવાથી સ્વપ્ન જેવો ભ્રમ છે

ગુરુઃ—હે શિષ્ય! જેમ નિદ્રાદોષથી સ્વપ્નમા અધ્યાપક, અધ્યયન, વેદશાસ્ત્ર, પુરાણ, ધર્મશાસ્ત્ર, અધ્યયનનો કરનાર, તેનુ કર્મ, તે કર્મનુ ફળ પ્રતીત થાય છે, અને તે સર્વ પદાર્થોમા સત્યતાની ભ્રાતિ થાય છે, તથાપિ તે સ્વપ્નના સઘળા પદાર્થો મિથ્યા છે, તેમ જાગ્રતના પણ સઘળા પદાર્થો મિથ્યા છે, અને તે પદાર્થોમા સત્યતાની પ્રતીતિ એ ભ્રમ છે.

### અગૃધદેવનુ સ્વપ્ન

જેમ અમે તારા ગુરુ છીએ તથા બધનો નાશ કરનાર વેદાર્થનો ઉપદેશ કરીએ છીએ એવી પ્રતીતિ તને થાય છે, એ પ્રતીતિ મિથ્યા છે-અને જેમ અગૃધદેવને (ઇચ્છારહિત આત્મદેવને) સ્વપ્નમા મિથ્યા પ્રતીતિના વિષય ગુરુ, વેદ વગેરે અનિર્વચનીય ઊપજેલા માલૂમ પડ્યા હતા, તેમ તારા જોવામા આવતા હું-ગુરુ વગેરે પણ તમામ અનિર્વચનીય અને મિથ્યા છે.

## અગૃધદેવને સ્વપ્નમાં થયેલી પ્રતીતિ

दोहा—अगृधदेवकू स्वप्नमें, भ्रम ऊपज्यो, जिहि रीति ।
शिष तोकू यह ऊपजी, बंधमोक्ष परतीति ॥ १२ ॥

**અગૃધદેવને સ્વપ્નમાં જે રીતે ભ્રમ ઊપજ્યો હતો, એ રીતે હે શિષ્ય! તને પણ આ બંધ અને મોક્ષની પ્રતીતિ ઊપજી છે. ૧૨**

*ટીકાઃ*—તે અગૃધદેવને આવું સ્વપ્ન થયુ હતુ એક અગૃધ નામનો દેવ અનાદિ કાળથી નિદ્રામા પડ્યોપડ્યો સ્વપ્ન જોઈ રહ્યો હતો (આ સ્વપ્ન તે સંસારરૂપી સ્વપ્ન સમજવુ) તે સ્વપ્નમા તે દેવને પ્રતીતિ થઈ કે—

(૧) જાણે હું ચાંડાલ છું. (ચાંડાલ–સ્થૂળસૂક્ષ્મ દેહનો અભિમાની જીવ)
(૨) મહાદુઃખી છું.
(૩) મારા મોઢામાં હાડકાં, મજ્જા, લોહી, ત્વચા, માંસ, મેદ અને વીર્યરૂપ સાત ધાતુઓ ભરી છે.
(૪) મહાભયાનક સાપ, હાથી આદિક પ્રાણીઓથી ભરેલા વનમાં (સંસારમાં) હું ભટકું છું.

તે દેવ વનમાં ફરતાંફરતાં અનંત સ્થાન દેખવા લાગ્યો :–

(૧) (અહીંથી નરકનું વર્ણન છે.) કોઈ જગ્યાએ ભાતભાતનાં ભયંકર પ્રાણીઓ ભક્ષણ કરી જવા સામે દોડી આવે છે.
(૨) કોઈ જગ્યાએ પરુ અને લોહીના ભરેલા કુંડ છે, તેમાં પડેલાં પ્રાણીઓ હાહાકાર કરી રહ્યાં છે.
(૩) કોઈ જગ્યાએ લોઢાના સ્તંભ તપાવેલા છે; તેની સાથે બાંધેલાં મનુષ્ય રડે છે–ચીસો પાડે છે.
(૪) કોઈ જગ્યાએ તપેલી રેતીવાળા માર્ગમાં ઉઘાડા પગે મનુષ્યોને લઈ જાય છે અને રાજાના સિપાઈઓ તેમને લોઢાની લાકડીઓથી મારે છે.
(૧) આવી રીતનાં અનેક ભયંકર સ્થાન તે દેવ જોવા લાગ્યો;
(૨) તથા કોઈ વખત પોતે પણ અપરાધ કરીને સ્વપ્નમાં તેવાં દુઃખ ભોગવવા લાગ્યો.

(અહીંથી સ્વર્ગનુ વર્ણન છે.) વળી કોઈ જગ્યાએ તેણે દિવ્ય સ્થાન જોયાં.

(૧) તે સ્થાનમાં ઉત્તમ દેવો શોભી રહ્યા છે.
(૨) તે દેવો દિવ્ય ભોગ ભોગવે છે.
(૩) અમૃતનાં દર્શનમાત્રથી તેમની તૃપ્તિ થાય છે.
(૪) તે દેવોને ભૂખ–તરસની પીડા થતી નથી.
(૫) તેમના શરીર મળમૂત્રરહિત પ્રકાશમાન છે.
(૬) કોઈ દેવો ઉત્તમ વિમાનમાં રમણ કરે છે; તથા તે વિમાન તે દેવોની ઇચ્છા પ્રમાણે ગમન કરે છે.
(૭) કોઈ જગ્યાએ રંભા, ઉર્વશી આદિક અપ્સરાઓ નૃત્ય કરે છે. તેમનાં તમામ અંગ દોષરહિત છે; તથા તે અપ્સરાઓ સંપૂર્ણ સ્ત્રીગુણોવાળી છે.
(૮) તેમના શરીરમાંથી કામવાસનાનો પ્રકાશ કરે એવી ઉત્તમ સુગંધ આવે છે; અને કોઈ જગ્યાએ દેવો તેમની સાથે રમણ કરે છે.
(૯) કોઈ વખત અગ્રદેવ પોતે પણ દેવપણું પામીને તે અપ્સરાઓ સાથે ઘણા કાળ સુધી રમણ કરે છે.
(૧૦) કોઈ વખત તે અપ્સરાઓ સાથે રમણ કરતો છતાં અકસ્માત્ લોહી અને મળથી ભરેલા કુંડમાં પોતે ડૂબી જાય છે. (અહીં પુણ્યનો ક્ષય અને પાપરૂપ અદૃષ્ટનો ઉદય બતાવ્યો છે.)

એક સ્થાનમાં મર્ત્યનો અધિપતિ (ધર્મરાજા) પુરુષ બેઠેલો જોવામાં

આવે છે; અને તેની આજ્ઞાનો અમલ કરનારા તેનાં સેવક (યમદૂતો) તેના આગળ ઊભેલા છે.

(૧) કેટલાક માણસોને (પુણ્યવાનોને) તે અધિપતિ અને તેના અનુચર સૌમ્ય જણાય છે; અને—

(૨) કેટલાક માણસોને (પાપીઓને) તે મહાભયંકર જણાય છે.

(૩) તે અધિપતિ પ્રથમ કહેલા વનમાં રહેલા પુરુષોને કર્મ અનુસાર ફળ આપે છે.

આ રીતે તે અગૃધ નામે દેવ સ્વપ્નમાં અનેક પ્રકારનાં સ્થાન જોવા લાગ્યો. વળી (અહીંથી મૃત્યુલોકગત ભરતખંડનું વર્ણન છે.)

(૧) કોઈ બીજા સ્થાનમાં બ્રાહ્મણો વેદનો ઘોષ કરી રહ્યા છે.

(૨) કોઈ જગ્યાએ યજ્ઞશાળામાં ઉત્તમ કર્મ થાય છે,

(૩) કોઈ જગ્યાએ ઉત્તમ નદી વહે છે. તેમાં પુણ્યપ્રાપ્તિ માટે લોકો સ્નાન કરે છે.

(૪) કોઈ જગ્યાએ જ્ઞાની ગુરુઓ શિષ્યોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે. તે બ્રહ્મવિદ્યાને પામી તેઓ તે વનમાંથી નીકળી જાય છે.

આ રીતે અગૃધદેવને સ્વપ્નમાં એક ક્ષણ જેટલા કાળમાં તે વનમાં ભાતભાતના આશ્ચર્યકારક પદાર્થો જણાયા. તેને સ્વપ્નમાં એમ લાગ્યું, કે–

(૧) હું અનંત કાળથી આ વનમાં રહેતો આવ્યો છું.

(૨) આ વનનો નાશ કદી થાય એમ નથી.

(૩) क. કોઈ વખતે ભાગવાન (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ) પોતાનાં ચારે મોઢામાંથી નાના પ્રકારનાં બીજ (જીવોનાં પરિપક્વ અદૃષ્ટ) કાઢી વનની ઉત્પત્તિ કરે છે. ख. વળી જળનું સિંચન કરીને (કર્માનુસાર સુખદુઃખના અનુભવરૂપ ભોગ આપીને) તેનું રક્ષણ કરે છે. ग. કોઈ વખતે ભયાનક હાસ્ય કરી મોઢામાંથી અગ્નિ કાઢી વનને બાળી નાખે છે. (પ્રલય-સંહાર કરે છે.)

(૪) વનની જ્યારે ઉત્પત્તિ થાય છે, ત્યારે તેની સાથે મારી પણ ઉત્પત્તિ થાય છે અને વનના દાહની સાથે મારો પણ દાહ થાય છે.

(૫) બધા વનનો દાહ કરીને તે ભાગવાન (માળી) એકલો જ રહે છે.

(૬) તેના શરીરમાં વનનાં બીજ રહે છે.

સ્વપ્નના વેદ સાંભળવાથી અગૃધદેવને સ્વપ્નમાં ઉપર કહી તેવી પ્રતીતિ થઈ.

### અગૃધદેવનો સ્વપ્નમાં ગુરુ સાથે મેળાપ

સ્વપ્નના વેદશાસ્ત્રમાં અગૃધદેવે સાંભળ્યું, કે આ વનમાંના (સંસારી) જીવોનાં વારંવાર જન્મમરણ થાય છે, તેમ પોતાનાં પણ વારંવાર જન્મ-મરણ થાય છે; માટે તેણે વિચાર કર્યો, કે—

(૧) કોઈ પણ રીતે વનમાંથી બહાર નીકળી જવું.

(૨) કદાચ વનમાંથી બહાર ન નીકળાય, તોપણ મારું ચાંડાળપણું (અર્થાત્ જીવપણું) મટી જાય; અને હમેશાં દેવપણું કાયમ રહે એમ કરવું.

(૩) વનમાંથી બહાર નીકળવાનો બીજો કોઈ ઉપાય તો નથીઃ પણ બ્રહ્મ-

વિદ્યાનો ઉપદેશ કરનારા આચાર્ય પોતાના શિષ્યોને વનની બહાર કાઢી શકે છે.

એવો વિચાર કરી તે અગૃધદેવ સ્વપ્નમાં જ તેવા એક સ્વપ્નના આચાર્યને શરણે ગયો; અને વિધિપૂર્વક આવેલા તે શિષ્યને આચાર્યે સંસ્કૃત ભાષાના એક મિથ્યા (સ્વપ્નના) ગ્રંથનો ઉપદેશ કર્યો.

## મિથ્યા આચાર્યનો મિથ્યા શિષ્યને મિથ્યા સંસ્કૃત ગ્રંથનો ઉપદેશ

**ગ્રંથનું મંગળાચરણ**—મિથ્યા આચાર્યે શિષ્યને (અગૃધદેવને) જે મિથ્યા સંસ્કૃત ગ્રંથનો ઉપદેશ કર્યો, તેને અમે અહીં નીચે લખીએ છીએ:

પ્રથમ મંગળાચરણ કરીએ છીએ; કેમ કે—(૧) મંગળાચરણ કરવાથી ગ્રંથની સમાપ્તિ થવામાં, પ્રતિબંધક (અડચણ કરનારાં) જે વિઘ્નો હોય તેનો નાશ થાય છે. વિઘ્ન નામ પાપનું છે; પાપને લીધે શુભ કાર્યની સમાપ્તિ થાય નહિ. તે પાપનો મંગળાચરણથી નાશ થાય છે. (૨) જે પાપરહિત હોય, તેણે પણ ગ્રંથના આરંભમાં મંગળાચરણ અવશ્ય કરવું; કેમ કે જો ગ્રંથના આરંભમાં મંગળાચરણ ન હોય, તો તે ગ્રંથકર્તા વિષે લોકોને નાસ્તિકપણાની ભ્રાંતિ થવાથી લોકોની પ્રવૃત્તિ તે ગ્રંથમાં થતી નથી.

મંગળ ત્રણ પ્રકારનું છે: (૧) વસ્તુનિર્દેશરૂપ, (૨) નમસ્કારરૂપ અને (૩) આશીર્વાદરૂપ.

સગુણ અથવા નિર્ગુણ જે પરમાત્મા તેને **વસ્તુ** કહે છે. તેના કીર્તનનું નામ **વસ્તુનિર્દેશ** કહેવાય છે.

પોતાની અથવા શિષ્યની જે ઇચ્છિત વસ્તુ, તેની પ્રાર્થનાનું નામ **આશીર્વાદરૂપ મંગળ** કહે છે. એનું ઉદાહરણ હવે પછીના ૪થા અને ૫મા દોહરામાં છે. ચોથા દોહરામાં ગ્રંથકર્તાની ઇચ્છિત વસ્તુની પ્રાર્થના અને પાંચમા દોહરામાં શિષ્યની ઇચ્છિત વસ્તુની પ્રાર્થના છે.

## ગણેશ, દેવી વગેરેની ઈશ્વરતા

ગણેશ અને દેવીનું ઇશ્વરપણું પુરાણોમાં પ્રસિદ્ધ છે; માટે તેમનું ચિંતન એ પણ ઇશ્વરનું ચિંતન છે—અનીશ્વરનું ચિંતન નથી. પુરાણમાં ગણપતિનો જે જન્મ કહ્યો છે તે જીવના જન્મની પેઠે કર્મનું ફળ નથી, પણ (રામકૃષ્ણાદિકની પેઠે ભક્તજનના અનુગ્રહ માટે પરમાત્માનો જ આવિર્ભાવ (પ્રકટપણું) થાય છે; એવો વ્યાસ ભગવાનનો પરમ અભિપ્રાય છે.

અહીં આવું રહસ્ય છે, કે વાસ્તવિક રીતે જોતાં જીવ પણ પરમાત્માથી ભિન્ન નથી; પરંતુ જન્મ, મરણ વગેરે બંધનનો આત્મામાં જે અધ્યાસ તે જીવનું જીવપણું છે. એવો જન્માદિક બંધ ગણેશ વગેરેને આત્મામાં પ્રતીત થતો નથીઃ માટે તે જીવ નથી પણ ઇશ્વર છે. આ રીતે ગણેશ વગેરેમાં ઇશ્વરતા છે; માટે ગ્રંથના આરંભમાં તેમનું ચિંતન કરવું યોગ્ય છે.

ગણપતિ, વિષ્ણુ, શિવ, દેવી, આચાર્ય ઇત્યાદિના રૂપે ઇશ્વરનું જે કથન કરવામાં આવે છે, તે એ સર્વની ઇશ્વરતા જણાવવા માટે છે: વળી ઇશ્વરભક્તિ તથા ગુરુભક્તિ એ વિદ્યાની પ્રાપ્તિનાં મુખ્ય સાધન છે, એ અર્થ જણાવવા માટે પણ છે.

## ઉક્ત ગ્રંથારંભ : નિર્ગુણ-વસ્તુનિર્દેશરૂપ મંગળ

दोहा—जो विभु सत्य प्रकाशतें, परकाशत रविचंद ।
सो साक्षी मैं बुद्धिको, शुद्धरूप आनंद ॥ १ ॥

### સગુણ-વસ્તુનિર્દેશરૂપ મંગળ

नासै विघ्न समूलते, श्री गणपतिको नाम ।
जा चिंतन विन है नहीं, देवनहूके काम ॥ २ ॥

### નમસ્કારરૂપ મંગળ

सोरठा—असुरनको संहार, लक्ष्मीपारवतीपति ।
तिन्हें प्रणाम हमार, भजतनकूं संतत भजें ॥ ३ ॥

### સ્વવાંછિત પ્રાર્થનારૂપ આશીર્વાદ મંગળ

दोहा—जा शक्तीकी शक्ति लहि, करे ईश यह साज ।
मेरी वाणीमें वसहु, ग्रंथसिद्धिके काज ॥ ४ ॥

### શિષ્યવાંછિત પ્રાર્થનારૂપ આશીર્વાદ

बंधहरण सुखकरण श्रीदादू दीनदयाल ।
पढै सुनै जो ग्रंथ यह ताके हरहु जंजाल ॥ ५ ॥

### વેદાંતશાસ્ત્રકર્તા આચાર્યને નમસ્કારરૂપ મંગળ

कवित—वेदवादवृक्ष वन भेदवादी वायु आय,
पकर हलाय क्रिया कंटक पसारिके ।
सरल सुशुद्ध शिष्य कंज पुनि तोरि गेरि,
सुलनमें फेरत फिरत फेरि फारिके ॥
पेखी सुपथिक भगवान जान अनुचित,
अंकमें उठाय ध्याय व्यासरूप धारिके ।
सूत्रकी बनाई जाल वनको विभाग किन्ह ।
करत प्रणाम ताहि निश्चल पुकारिके ॥ ६ ॥

**નિર્ગુણ-વસ્તુનિર્દેશરૂપ મંગળ**—જે વિભુ (વ્યાપક) અને સત્યરૂપ પ્રકાશથી સૂર્ય અને ચંદ્ર પ્રકાશે છે, તે હું-બુદ્ધિનો સાક્ષી—શુદ્ધરૂપ અને આનંદરૂપ છું.

**સગુણ-વસ્તુનિર્દેશરૂપ મંગળ**—શ્રીગણપતિના નામનું સ્મરણ કરવાથી સમૂળાં વિઘ્નો નાશ પામે છે. તેમના ચિંતન વગર દેવોનાં પણ કામ થતાં નથી. ૨

ટીકા—'ત્રિપુર-વધ'માં આ વાત પ્રસિદ્ધ છે. મયદાનવે રચેલાં ત્રણ નગરોનો નાશ કરવામાં પ્રવૃત્ત થયેલા મહાદેવજીનો જ્યારે જય થયો નહિ, ત્યારે બધા દેવો સહિત મહાદેવજીએ ગણપતિનું પૂજન કર્યું; અને તે પછી

મહાદેવજીનો વિજય થયો.

**નમસ્કારરૂપ મંગળ**—જે લક્ષ્મીપતિ અને પાર્વતીપતિ અસુરોનો સંહાર કરે છે; તથા પોતાને ભજનારા ભક્તજનોને જે ભજે છે, તેમને અમારા પ્રણામ છે. ૩

**સ્વવાંછિત પ્રાર્થનારૂપ આશીર્વાદ મંગળ**—જે પરમાત્માની શક્તિમાંથી શક્તિ પ્રાપ્ત કરીને ઈશ્વર આ જગત રચે છે, તે ઈશ્વરી શક્તિ આ ગ્રંથ સંપૂર્ણ થવા માટે મારી વાણીમાં નિવાસ કરો. ૪

**શિષ્યવાંછિત પ્રાર્થનારૂપ આશીર્વાદ**—જન્મમરણરૂપી બધન નાશ કરનાર અને પરમાનંદરૂપી સુખ આપનાર, ગરીબ ઉપર દયા કરનાર દાદુ ગુરુરૂપ પરમેશ્વર આ ગ્રંથને ભણનાર તથા સાંભળનાર મનુષ્યોનાં જન્મમરણાદિ દુઃખોનો નાશ કરો. ૫

## વેદાંતશાસ્ત્રના કર્તા આચાર્યને નમસ્કાર

ઉપનિષદને વેદાંત કહે છે. તેના તાત્પર્યનો નિર્ણય કરનાર જે બ્રહ્મસૂત્રરૂપ ઉત્તરમીમાંસા તેને પણ વેદાંતશાસ્ત્ર કહે છે. તેના કર્તા શ્રી વેદવ્યાસ સર્વ આસ્તિક સંપ્રદાયના આચાર્ય કહેવાય છે, તેને ગ્રંથકાર નમસ્કાર કરે છે.

**(૧) રૂપક**—જેમ વાયુ વનમાં પેસીને વૃક્ષોને હલાવીને તેના કાંટા ચારેપાસ પસારે છે, તથા સુંદર કમળનાં ફૂલને તેમના સ્થાનમાંથી તોડીને કાંટામા ભમાવે છે, તે ભમતાં ફૂલોને જોઈને કોઈ મુસાફરના મનમાં એમ થાય, કે આ સુંદર કમળો આ (કાંટાના) સ્થાનને યોગ્ય નથી, પણ ઉત્તમ સ્થાનને યોગ્ય છે. એવો વિચાર કરીને તે ફૂલોને ઉઠાવી લે. વળી તે ફરી વિચાર કરે, કે હવે પછી પણ વાયુ ફૂલોને તોડીને કાંટામાં ભમાવશે; માટે એવો ઉપાય કરવો જોઈએ, કે જેથી વાયુ ફૂલોને કાંટામાં ભમાવે નહિ. એમ વિચારીને સૂત્રની જાળી ગૂંથીને કાંટાવાળાં વૃક્ષોને કમળથી જુદાં પાડી દે, કે જેથી તે જાળીને લીધે ફૂલનો પ્રવેશ કાંટામાં થાય નહિ.

**(૨) રૂપકનો અર્થ**—તેમ ભેદવાદી આચાર્યરૂપ જે વાયુ છે, તે વેદરૂપી વનમાં વાદ એટલે અર્થવાદરૂપી જે કંટકવાળાં વૃક્ષો છે તેમાંથી સકામ કર્મરૂપી કાંટા ફેલાવે છે, અને કપટરહિત તથા રાગાદિ દોષ રહિત અતિ શુદ્ધ જે શિષ્યરૂપી કમળનાં ફૂલ તેમને શમાદિરૂપ જે સ્થાન તેમાંથી તોડીને સકામ કર્મરૂપી કાંટામાં ભમાવે છે. તે જોઈને મુસાફરની પેઠે સર્વત્ર વ્યાપક વિષ્ણુએ વિચાર કર્યો, કે આ સુંદર કમળરૂપ શુદ્ધ પુરુષો આ સ્થાનને યોગ્ય નથી, પણ મારા સ્વરૂપને પ્રાપ્ત થવા યોગ્ય છે. એવો વિચાર કરી વ્યાસરૂપ ધારણ કરીને તે શિષ્યોને ઉપદેશરૂપી ખોળામાં સ્થાપન કર્યા. જેમ પુરુષના ખોળામાં રહેલાં ફૂલને ઉડાડી મૂકવામાં પવન સમર્થ થતો નથી, તેમ બ્રહ્મનિષ્ઠ આચાર્યના ઉપદેશમાં સ્થિતિ કરનાર શિષ્યોને ભેદવાદી આચાર્ય સંશયમાં નાખી નિશ્ચયથી ડગાવવાને સમર્થ થતા નથી; માટે ઉપદેશ એ જ ખોળો છે.

વળી વ્યાસ ભગવાને વિચાર કર્યો, કે એ ભેદવાદીઓ હવે પછી પણ મનુષ્યોને સકામ કર્મમાં ભમાવશે; માટે એવો કોઈ ઉપાય કરવો જોઈએ, કે જેથી હવે પછી પણ શિષ્યો ભમે નહિ. એમ વિચારી સૂત્રરૂપી જાળથી વેદવાક્યરૂપી વૃક્ષોનો આંતરો ભરી લીધો–વિભાગ કરી દીધો. એવા વ્યાસને નિશ્ચળદાસ મોટે અવાજે પ્રણામ કરે છે.

જેમ વનમાં બે પ્રકારનાં વૃક્ષો હોય છે: (૧) સકંટક એટલે કાંટાવાળાં અને (૨) કાંટાવગરનાં. તેમનો જાળથી આંતરો ભરી લે, તો તેને લીધે ફૂલોનો કાંટાવાળાં વૃક્ષોમાં પ્રવેશ થઈ શકે નહિ; તેમ વેદમાં બે પ્રકારનાં વાક્યો છે: (૧) કર્મની સ્તુતિ કરીને બહિર્મુખ પુરુષોની કર્મમાં પ્રવૃત્તિ કરાવે છે; અને (૨) બીજાં કર્મનાં ફળને અનિત્ય સમજાવીને કર્મથી પુરુષને નિવૃત્તિ કરાવે છે.

### વેદવાક્યોનો વિભાગ કરવામાં વ્યાસનો હેતુ

તે વાક્યોનો વેદવ્યાસે સૂત્રો વડે વિભાગ કરીને એમ સમજાવ્યું છે, કે વેદનાં સઘળાં વાક્યોનું નિવૃત્તિમાં તાત્પર્ય છે–પ્રવૃત્તિમાં તાત્પર્ય નથી.

જે પ્રવૃત્તિબોધક વાક્યો છે, તેનું પણ આવું તાત્પર્ય છે —સ્વાભાવિક છતાં નિષિદ્ધ એવી પ્રવૃત્તિથી મનુષ્યોને અટકાવવાં અને વિહિત પ્રવૃત્તિથી અંતઃકરણની શુદ્ધિ થયા પછી તે પ્રવૃત્તિ પણ બંધ કરી મનુષ્યને જ્ઞાનનિષ્ઠ કરવાં. આ રીતે પ્રવૃત્તિબોધક વાક્યોનું પણ નિવૃત્તિમાં જ તાત્પર્ય છે.

વેદમાંના અર્થવાદ વાક્યોએ જે કર્મના ફળનું કથન કર્યું છે, તે 'ગુડજિહ્વા ન્યાયથી કથન કર્યું છે.

(જેમ કોઈ બાળકને તેની મા આંગળીએ ગોળ ચોટાડી બાળકની જીભને લગાડે અને એ રીતે કડવા ઓસડમાં મધુરતાની બુદ્ધિ ઉપજાવે અને પછી કડવું ઓસડ પાઈ દે તેને 'ગુડજિહ્વા' ન્યાય કહે છે;) એ જ રીતે, શ્રુતિરૂપી માતા પામર જીવરૂપી બાળકને પોતાનાં કર્મફળની સ્તુતિ અર્થવાદ વાક્યોરૂપી ગોળની આંગળી ચટાડીને–સ્વર્ગ વગેરેની પ્રાપ્તિ–ફળનો બોધ કરીને તે કર્મોમાં પ્રવૃત્તિ કરાવે છે; પણ જેમ માતાનું તાત્પર્ય બાળકની રોગનિવૃત્તિમાં છે–ગોળનો સ્વાદ ચખાડવામાં નથી તેમ શ્રુતિરૂપ માતાનું પણ પાપની નિવૃત્તિ દ્વારા ચિત્તની શુદ્ધિ કરવામાં તાત્પર્ય છે–સ્વર્ગાદિ ફળ આપવામાં નથી.

એ વાત વ્યાસજીએ સૂત્રો વડે સમજાવી છે. એવી વાત સૂત્રોથી સમજ્યા પછી મનુષ્યની સકામ કર્મમાં પ્રવૃત્તિ થાય નહિ.

જેમ સૂતરની દોરડીઓની જાળી ફૂલોને કાંટામાં પડતો અટકાવે છે, તેમ વ્યાસ ભગવાનનાં સૂત્રો સકામ કર્મોથી મનુષ્યોને અટકાવે છે; માટે સૂત્રોને જાળનું રૂપક આપ્યું છે.

### અગૃધદેવના ત્રણ પ્રશ્ન

હવે અગૃધદેવે ગુરુને પ્રશ્ન કર્યો, કે હે ગુરો!

(૧) હું કોણ છું? (૨) સંસારનો કર્તા કોણ છે? (૩) મુક્તિનો [હે]તુ જ્ઞાન છે, અથવા કર્મ છે, અથવા ઉપાસના છે, અથવા બન્ને છે?

ગુરુ અગુપદેવને ગ્રંથ સંભળાવે છે, કે—

दोहा—कोउक शिष्य उदारमति, गुरुके शरणे जाय ।
प्रश्न कियो कर जोरिके, पादपद्म शिर नाय ॥ ७ ॥

शिष्य उवाच ।

भो भगवन् ! मैं कौन यह, संसृति कातैं होई ।
हेतु मुक्ति को ज्ञान वा, कर्म उपासन दोई ॥ ८ ॥

કોઈક મોટી બુદ્ધિવાળો શિષ્ય ગુરુને શરણે ગયો, અને હાથ જોડીને ગુરુના ચરણ આગળ માથું નમાવી બોલ્યો: 'હે ભગવન્! હું કોણ છું? આ સંસાર ક્યાંથી થયો? મુક્તિનો હેતુ જ્ઞાન છે, કે કર્મ-ઉપાસના છે, કે બન્ને છે? ૭,૮

ટીકા—(૧) પહેલો પ્રશ્ન: 'હું કોણ છું?' એટલે 'હું દેહસ્વરૂપ છું? અથવા દેહથી ભિન્ન છું?'

હું મનુષ્ય છું અને મારું શરીર છે—એવી બે જાતની પ્રતીતિ થાય છે; માટે મને આવો સંશય ઉપજ્યો છે. જો આપ મને દેહથી ભિન્ન કહેતા હો, તો હું કર્તા-ભોક્તા છું? અથવા અક્રિય છું?

જો અક્રિય કહેતા હો, તોસઘળાં શરીરોમાં હું એક છું? અથવા જુદોજુદો છું? આવો પ્રથમ પ્રશ્નનો અભિપ્રાય છે. હવે બીજો પ્રશ્ન:

(૨) આ સંસારનો કર્તા કોણ છે? એ પ્રશ્નનો અભિપ્રાય એવો છે, કે આ સંસારનો કોઈ કર્તા છે? અથવા આ સંસાર પોતાની મેળે જ થયો છે?

જો કર્તા છે એમ કહો, તો-કોઈ જીવ સંસારનો કર્તા છે? અથવા ઈશ્વર કર્તા છે?

જો ઈશ્વર કર્તા છે એમ કહો, તો-તે ઈશ્વર કોઈ એક જગ્યાએ રહેલો છે? અથવા વ્યાપક છે?

જો વ્યાપક છે એમ કહો, તો-વ્યાપક આકાશથી જીવ ભિન્ન છે, તેમ તે ઈશ્વરથી જીવ ભિન્ન છે? અથવા ઈશ્વરથી જીવ અભિન્ન છે?

(૩) મુક્તિનો હેતુ જ્ઞાન છે? અથવા કર્મ છે? અથવા ઉપાસના છે? અથવા બન્ને છે?

જો બે કહો, તોજ્ઞાન અને કર્મ એ બે છે? અથવા જ્ઞાન અને ઉપાસના એ બે છે? અથવા કર્મ અને ઉપાસના એ બે છે?

શિષ્યે કરેલા પહેલા પ્રશ્નનો ('હું કોણ છું' એનો) ઉત્તર ગુરુ આપે છે:

**'હું કોણ છું?' એવા પહેલા પ્રશ્નનો ઉત્તર**

**આત્મ સંઘાત(સમુદાય)નો સાક્ષી છે.**

दोहा—सत्‌चित् आनंद एक तू, ब्रह्म अजन्य असंग ।

તું સત્, ચિત્, આનંદ, એક, અજન્મ અને અસંગ બ્રહ્મ છે.

ટીકા—તુ સત્, ચિત્ અને આનદસ્વરૂપ છે.

આમ કહેવાથી ગુરુએ શિષ્યને દેહથી જુદો કર્યો, કેમ કે દેહ અસતરૂપ છે, જડરૂપ છે અને દુ ખરૂપ છે. વળી તું કર્તા કે ભોક્તા પણ નથી

(૧) જેનામા દુ ખ હોય, તે દુ ખની નિવૃત્તિ માટે અને સુખની પ્રાપ્તિ માટે ક્રિયા કરે છે, અને તે કર્તા કહેવાય છે

क. તારામા દુ ખ નથી, તેથી દુ ખની નિવૃત્તિ માટે તુ ક્રિયાનો કર્તા નથી.
ख. તુ આનદસ્વરૂપ છે, માટે સુખની પ્રાપ્તિ માટે પણ તુ ક્રિયાનો કર્તા નથી

(૨) જે કર્તા હોય, તે જ ભોક્તા હોય છે તુ કર્તા નથી, માટે ભોક્તા પણ નથી

પુણ્યપાપની ઉત્પત્તિ કરનાર જે કર્મ છે, તેનો કર્તા અને સુખદુ ખનો ભોક્તા સ્થૂળ-સૂક્ષ્મસમુદાય છે, તુ નથી, તુ સમુદાયનો સાક્ષી છે

### આત્મા એક છે-ભોક્તા અનેક છે

આત્મા કર્તા-ભોક્તા નથી, પણ સમુદાયનો સાક્ષી છે, માટે આત્મા એક છે, પ્રત્યેક દેહમા જુદાજુદા અનેક આત્મા નથી જો આત્મા કર્તા-ભોક્તા હોય તો તે અનેક હોય કેમ કે કોઈ સુખી છે અને કોઈ દુ ખી છે વળી જો કર્તા-ભોક્તા એવો એક જ આત્મા વિશ્વમા છે, એમ માનવામા આવે તો એકને સુખદુ ખ થવાથી સહુને સુખદુ ખ થવુ જોઈએ, પણ તેમ થતુ નથી, તે ઉપરથી માલૂમ પડે છે, કે ભોક્તા એક નથી, પણ અનેક છે અને આત્મા ભોક્તા નથી, માટે આત્મા તો એક જ છે

### સાંખ્યમતના સિદ્ધાંતની સમજ અને આત્માનુ નાનાત્વ

**પૂર્વપક્ષી:**—સાખ્યના મતમા આત્માને કર્તાભોક્તા માન્યો નથી, એમ છતા આત્મા ભિન્નભિન્ન અનેક છે, એમ માન્યુ છે કેમ કે સાખ્યનો મત આ પ્રમાણે છે

(૧) સત્ત્વ, રજ અને તમોગુણની સમાવસ્થાનુ નામ **પ્રધાન** છે તે પ્રધાન પ્રકૃતિ છે, વિકૃતિ નથી

क ઉપાદાન કારણને **પ્રકૃતિ** કહે છે
ख કાર્ય નામ **વિકૃતિ** કહેવાય છે
क પ્રધાન મહત્તત્ત્વનુ ઉપાદાન કારણ છે, માટે પ્રધાન એ **પ્રકૃતિ** છે
ख પ્રધાન અનાદિ છે, માટે **વિકૃતિ** નથી

મહત્તત્ત્વ, અહકાર અને પચ તન્માત્રા, એ સાત **પ્રકૃતિવિકૃતિ** કહેવાય છે

क. એ સાતમાનું દરેક પોતપોતાની પછીનાની પ્રકૃતિ છે, અને પહેલા પહેલાની વિકૃતિ છે જેમ મહત્તત્ત્વ એ અહકારની પ્રકૃતિ છે, અહકાર તન્નાનાની પ્રકૃતિ છે, શબ્દ એ સ્પર્શની પ્રકૃતિ છે વગેરે

ख એ જ પ્રમાણે સ્પર્શ એ શબ્દની વિકૃતિ છે શબ્દ એ અહકારની વિકૃતિ છે, અહકાર એ મહત્તત્ત્વની વિકૃતિ છે, મહત્તત્ત્વ એ પ્રધાનની વિકૃતિ છે ઇત્યાદિ અર્થાત્ એ સાત પોતાની પછીનાની પ્રકૃતિ છે, અને પહેલાની

વિકૃતિ છે; માટે **પ્રકૃતિવિકૃતિ** કહેવાય છે.

પાંચ તન્માત્રાઓ પણ પાંચ પંચીકૃત ભૂતની પ્રકૃતિ છે, એ રીતે સાત **પ્રકૃતિવિકૃતિ** છે.

પાંચ ભૂત, દસ ઈંદ્રિયો અને મન—એ સોળ વિકૃતિ છે, પ્રકૃતિ નથી. પુરુષ (આત્મા) પ્રકૃતિ નથી, તેમ વિકૃતિ પણ નથી; કેમ કે (क)—જે કોઈ પદાર્થનો હેતુ હોય, તે **પ્રકૃતિ** કહેવાય (ख) અને કાર્ય હોય, તે **વિકૃતિ** કહેવાય. (क) પુરુષ (આત્મા) કોઈનો હેતુ નથી; માટે પ્રકૃતિ નથી; અને (ख) કાર્ય નથી; માટે વિકૃતિ નથી, માટે પુરુષ અસંગ છે.

આ રીતે સાંખ્યમતમાં **પચીસ તત્ત્વ** છે. તત્ત્વ એટલે પદાર્થ.

(ઉપર કહેલી બધી વાત સાંખ્યકારિકામાં એક આર્યાથી કહેલી છે:)

જેમ—मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त।
षोडशकस्तुविकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः॥

પ્રધાન એ મૂળ પ્રકૃતિ છે, પણ વિકૃતિ નથી. મહત્તત્ત્વ વગેરે સાત પદાર્થો **પ્રકૃતિવિકૃતિ** છે; પંચભૂત વગેરે સોળ પદાર્થો વિકૃતિ છે અને પુરુષ માત્ર અસંગ છે, એટલે કોઈની પ્રકૃતિ નથી, તેમ વિકૃતિ પણ નથી.

(૨) સાંખ્યમતમાં ઈશ્વરનો અંગીકાર નથી.

(૩) સ્વતંત્ર એવી પ્રકૃતિ જગતનું કારણ છે.

(૪) પુરુષના ભોગ માટે તથા મોક્ષ માટે પ્રકૃતિ જ પ્રવૃત્ત થાય છે; પુરુષ પ્રવૃત્તિ કરતો નથી.

(૫) પ્રકૃતિ જ્યારે વિષયરૂપે પરિણામ પામે છે, ત્યારે પુરુષને ભોગ-પ્રાપ્તિ થાય છે

(૬) પ્રકૃતિ બુદ્ધિ દ્વારા વિવેકરૂપે પરિણામ પામે છે, ત્યારે પુરુષને મોક્ષ-પ્રાપ્તિ થાય છે.

(૭) જો કે પુરુષ અસંગ છે, તેથી તેનામાં ભોગ અને મોક્ષ સંભવે નહિ; તથાપિ જ્ઞાન, સુખ, દુઃખ, રાગ, દ્વેષ વગેરે બુદ્ધિનાં પરિણામ છે. તે બુદ્ધિનો આત્મા સાથે અવિવેક છે—વિવેક નથી; માટે આત્મામાં **આરોપિત** બંધમોક્ષ છે, વાસ્તવિક નથી.

(૮) એવા અવિવેકથી પ્રાપ્ત થયેલા જે આત્મામાં ભોગ છે, તેથી જ સાંખ્યમતમાં આત્માને **ભોક્તા** કહે છે.

(૯) વાસ્તવિક રીતે જોતાં આત્મા ભોક્તા નથી, પણ બુદ્ધિ જ ભોક્તા છે.

(૧૦) બુદ્ધિ આત્માથી ભિન્ન છે.

(૧૧) એવા જ્ઞાનને **વિવેક** કહે છે.

(૧૨) એવા વિવેકના અભાવનું નામ **અવિવેક** છે, આ રીતે સાંખ્યમતમાં—

(૧૩) આત્મા અસંગ છે. અને—

(૧૪) સુખાદિક બુદ્ધિનાં પરિણામ છે; માટે બુદ્ધિના ધર્મ છે.

(૧૫) આત્મા જુદાજુદા અનેક છે.

### સાંખ્યોક્ત આત્માના અનેકપણાનું ખંડન

**સિદ્ધાંતી**—ઉપર કહેલી સાંખ્યમતની વાત અત્યંત વિરુદ્ધ છે. સુખદુઃખ જુદાંજુદાં હોવાથી આત્મા પણ દરેક શરીરમાં ભિન્નભિન્ન છે એમ કહેવાય, પણ તે સુખદુઃખ આત્માના ધર્મ નથી, પણ બુદ્ધિના ધર્મ છે. માટે સુખદુઃખ ભિન્નભિન્ન હોવાથી બુદ્ધિ પ્રત્યેક શરીરમાં ભિન્ન છે એમ સિદ્ધ થાય છે, પણ આત્મા ભિન્ન છે, એમ સિદ્ધ થતું નથી.

જેમ એક જ વ્યાપક આકાશમાં જુદીજુદી અનેક ઉપાધિઓના ધર્મ જોવામાં આવે છે, તે ઉપાધિ અને આકાશના અવિવેકને લીધે જોવામાં આવે છે, તેમ એક જ વ્યાપક આત્મામાં જુદીજુદી અનેક બુદ્ધિઓના ધર્મ અવિવેકથી જોવામાં આવે છે, એ વાત સાંખ્યમતમાં માન્ય રાખવી ઘટે છે.

આત્માને અસંગ માનીને અનેક માનવા એ નકામું છે.

**પૂર્વપક્ષી**—કોઈ આત્મા મુક્ત છે અને બીજા કોઈ બદ્ધ છે, એવી રીતે બંધ અને મોક્ષનો તફાવત આત્માને જુદાજુદા અનેક માન્યા સિવાય શી રીતે હોઈ શકે? માટે આત્મા ભિન્નભિન્ન છે, એમ જ માનવું જોઈએ.

**સિદ્ધાંતી**—એમ કહેવું પણ નકામું છે, કેમકે જો બંધ અને મોક્ષ આત્મામાં અંગીકાર કરીએ, તો બંધમોક્ષના ભેદથી આત્માઓ ભિન્નભિન્ન છે, એમ સિદ્ધ થાય, પણ સાંખ્યમતમાં આત્માને અસંગ માનીને તેનામાં બંધમોક્ષ નથી એમ માનેલું છે, પણ બુદ્ધિનો આત્મા સાથે અવિવેક છે, માટે આત્મામાં બંધ જણાય છે, એમ માનેલું છે, અને આત્માથી બુદ્ધિનો વિવેક કરવાથી તે બંધનો મોક્ષ માનેલો છે.

જે વસ્તુ અવિવેકથી માલૂમ પડતી હોય અને વિવેકથી દૂર થતી હોય, તે વસ્તુ દોરડીમાંના સાપની પેઠે મિથ્યા હોય છે. આત્મા વિષે પણ બુદ્ધિના અવિવેકથી બંધ દેખાય છે અને વિવેકથી દૂર થાય છે, માટે બંધ મિથ્યા છે.

જેમ બંધ મિથ્યા છે, તેમ આત્માનો મોક્ષ પણ મિથ્યા છે. જેનામાં બંધ સત્ય હોય, તેનો મોક્ષ પણ સત્ય હોય. આત્મામાં બંધ મિથ્યા છે, માટે મોક્ષ પણ મિથ્યા જ છે.

એ રીતે મિથ્યા બંધમોક્ષ તો વ્યાપક આકાશની પેઠે એક વ્યાપક આત્મામાં પણ સંભવે છે. બંધમોક્ષના ભેદથી આત્માનો ભેદ સિદ્ધ થઈ શકે નહિ, માટે સાંખ્યમતમાં આત્માનો ભેદ (ભિન્નભિન્ન અનેક આત્મા હોવાપણું) કહ્યો છે, તે અસંગત છે (બરાબર નથી).

### ન્યાયમતમાં કહેલા આત્માનું વર્ણન

ન્યાયમતમાં પણ ભિન્નભિન્ન અનેક આત્મા માનેલા છે, તે પણ બરાબર નથી; કેમકે ન્યાયનો આવો સિદ્ધાંત છે:

(૧) (૧) સુખ, (૨) દુઃખ, (૩) જ્ઞાન, (૪) ઇચ્છા, (૫) દ્વેષ, (૬) પ્રયત્ન, (૭) ધર્મ, (૮) અધર્મ, (૯) જ્ઞાનના સંસ્કાર, (૧૦) સંખ્યા, (૧૧) પરિમાણ, (૧૨) પૃથક્ત્વ, (૧૩) સંયોગ અને (૧૪) વિભાગ, એ

ચૌદ ગુણ જીવરૂપ આત્મામાં છે.

(૨) (૧) સંખ્યા, (૨) પરિમાણ, (૩) પૃથક્ત્વ, (૪) સંયોગ, (૫) વિભાગ, (૬) જ્ઞાન, (૭) ઇચ્છા, (૮) પ્રયત્ન એ આઠ ગુણ ઇશ્વરમાં છે; પણ તેમાં આટલો તફાવત છેઃ—

क. ઇશ્વરનાં જ્ઞાન, ઇચ્છા, પ્રયત્ન એ ત્રણ ગુણો નિત્ય છે.

ख. જીવના એ ત્રણ ગુણો અનિત્ય છે.

क. ઇશ્વર વ્યાપક છે, અને નિત્ય છે.

ख. જીવ નાના (જુદાજુદા અનેક) છે. સંપૂર્ણ વ્યાપક છે અને નિત્ય છે; પણ જીવનું જ્ઞાન અનિત્ય છે, માટે જ્યારે જ્ઞાનગુણ હોય, ત્યારે તો જીવ ચેતન છે, અને જ્ઞાનગુણનો નાશ થાય, ત્યારે જીવ જડરૂપ રહે છે.

(૩) ઇશ્વર અને જીવની પેઠે આકાશ, કાળ, દિશા અને મન નિત્ય છે.

(૪) પૃથ્વી, જળ, તેજ અને વાયુનાં પરમાણુ નિત્ય છે. જાળિયામાંથી સૂર્યનો તડકો આવતો હોય તેમાં જે સૂક્ષ્મ રજ ઊડતી દેખાય છે, તેના છઠ્ઠા ભાગનું નામ પરમાણુ છે. તે પરમાણુ આત્માની પેઠે નિત્ય છે.

(૫) બીજા પણ જાતિ વગેરે કેટલાક પદાર્થો ન્યાયમતમાં નિત્ય માન્યા છે. વેદવિરુદ્ધ સિદ્ધાંતને વધુ લખવાથી જિજ્ઞાસુને કાંઈ ઉપયોગ નથી, માટે વિશેષ લખ્યું નથી.

(૬) હું મનુષ્ય છું, બ્રાહ્મણ છું એવી જે દેહમાં આત્માની ભ્રાંતિ થાય છે, તેનાથી રાગદ્વેષ થાય છે. તે રાગદ્વેષથી ધર્મઅધર્મ માટે પ્રવૃત્તિ થાય છે. તે પ્રવૃત્તિથી શરીરના સંબંધ દ્વારા સુખદુઃખ થાય છે. એ રીતે ન્યાયમતમાં આત્માના સંસારનો હેતુ ભ્રાંતિજ્ઞાન છે.

(૭) તે ભ્રાંતિજ્ઞાન તત્ત્વજ્ઞાનથી દૂર થાય છે.

(૮) દેહાદિક તમામ પદાર્થોથી આત્મા ભિન્ન છે, એવા નિશ્ચયનું નામ તત્ત્વજ્ઞાન છે.

क. એ તત્ત્વજ્ઞાનથી હું બ્રાહ્મણ છું, હું મનુષ્ય છું, એવી ભ્રાંતિ દૂર થાય છે.

ख. ભ્રાંતિનો નાશ થવાથી રાગદ્વેષનો અભાવ થાય છે.

ग. રાગદ્વેષનો અભાવ થવાથી ધર્મઅધર્મ માટે પ્રવૃત્તિ થતી નથી.

घ. પ્રવૃત્તિના અભાવથી શરીરસંબંધરૂપ જન્મનો અભાવ થાય છે.

ङ. શરીરનો સંબંધ ન થવાથી એકવીસ પ્રકારનાં દુઃખનો નાશ થાય છે.

(૯) એ દુઃખનો નાશ એ જ ન્યાયમતમાં મોક્ષ છે.

એક શરીર; શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના, ઘ્રાણ અને મન એ છ ઇંદ્રિયો; એ છ ઇંદ્રિયોના વિષયો; એ છ ઇંદ્રિયોનાં જ્ઞાન; સુખ અને દુઃખ એ એકવીસ દુઃખ માનેલાં છે.

**શરીર** વગેરે પણ દુઃખનાં જનક હોવાથી તેમને પણ દુઃખ કહેલાં છે, તેમ સ્વર્ગાદિકનું **સુખ** પણ નાશના ભયથી દુઃખનો હેતુ છે : માટે દુઃખ કહેવાય છે.

જો કે ન્યાયમતમાં શ્રોત્ર અને મન નિત્ય છે, તેનો નાશ સંભવે નહિ; તથાપિ જે રૂપે કરીને શ્રોત્ર અને મન દુઃખનાં હેતુ છે, તે રૂપનો નાશ સંભવે છે.

તે શ્રોત્ર અને મન પદાર્થોના જ્ઞાનની ઉત્પત્તિ કરવા વડે દુઃખના હેતુ છે. પદાર્થોનું તે જ્ઞાન મોક્ષકાળમાં શ્રોત્ર અને મન કરી શકતાં નથી; કેમ કે કર્ણ-ગોલકમાં રહેલું જે આકાશ છે તે શ્રોત્ર કહેવાય છે. મોક્ષકાળમાં તે કર્ણગોલકનો અભાવ હોય છે; માટે શ્રોત્ર ઇંદ્રિય આકાશરૂપ છતાં પણ ગોલકના અભાવથી જ્ઞાન થતું નથી.

એ રીતે જ્ઞાનનું જનક જે શ્રોત્ર ઇંદ્રિયનું સ્વરૂપ, તે જ દુઃખ છે અને તેનો જ નાશ થાય છે.

(૧૦) આત્માની સાથે મનના સંયોગથી **જ્ઞાન થાય છે.** ન્યાયમતમાં એ મનનો સંયોગ (૧) એકની ક્રિયાથી, અથવા (૨) બેની ક્રિયાથી થાય છે.

(૧) બાજ પક્ષી અને વૃક્ષનો સંયોગ એક બાજ પક્ષીની ક્રિયાથી થાય છે. અને—

(૨) બે ઘેટાંનો સંયોગ બંનેની ક્રિયાથી થાય છે.

તેમ વિભુ—આત્મામાં તો ક્રિયા કદી પણ બને નહિ; તેમ મોક્ષકાળમાં સંયોગવાળા મનનો જ અભાવ થાય છે. (સંયોગવગરનું મન તો રહે છે).

## ન્યાયના એકદેશીનો મત

**પૂર્વપક્ષી**—જે કોઈ નૈયાયિક ન્યાયશાસ્ત્રના બીજા બધા સિદ્ધાંત કબૂલ રાખતો હોય, પણ તેમાંના એકાદ વિષયમાં તેનો મતભેદ હોય, તેને એકદેશી કહે છે. એવો કોઈ ન્યાયનો એકદેશી ત્વચાની સાથે મનના સંયોગને જ્ઞાનનો હેતુ માને છે, આત્માના સંયોગને જ્ઞાનનો હેતુ માનતો નથી. સુષુપ્તિ—અવસ્થામાં પુરીતત્ નામે નાડીમાં મન પ્રવેશ કરે છે, તે વખતે ત્વચા સાથે મનનો સંયોગ હોતો નથી; માટે સુષુપ્તિમાં જ્ઞાન થતું નથી. તેમના મતમાં ત્વચા સાથે સંયોગવાળું મન એ જ જ્ઞાનદ્વારા દુઃખનો હેતુ છે. કેવળ મન દુઃખનો હેતુ નથી. મોક્ષકાળમાં ત્વચાનો નાશ થવાથી મનનો સંયોગ ત્વચા સાથે હોતો નથી, માટે જ્ઞાન થતું નથી. મોક્ષકાળમા મન તો છે, પણ ત્વચા સાથે સંયોગવાળું મન જ જ્ઞાન દ્વારા દુઃખનો હેતુ છે, તેના સંયોગનો તે કાળે નાશ થવાથી જ્ઞાનનો નાશ થાય છે.

આ રીતે મોક્ષકાળમાં પરમાત્માથી ભિન્ન હોઈને તથા દુઃખરહિત હોઈને વ્યાપક એવો આત્મા જડરૂપે રહે છે; કેમ કે જ્ઞાનગુણથી આત્માનો પ્રકાશ થાય છે, પણ આત્માનું સઘળું જ્ઞાન ઇંદ્રિયજન્ય છે, નિત્ય નથી; તે ઇંદ્રિયજન્ય જ્ઞાનનો મોક્ષકાળમાં નાશ થાય છે, માટે મોક્ષકાળમાં આત્મા પ્રકાશરહિત જડરૂપ થઈને રહે છે, આવો ન્યાયનો સિદ્ધાંત છે.

### ન્યાયમતમાં આત્મા નાના છે અને વ્યાપક છે

**પૂર્વપક્ષી**—ન્યાયમતમાં પાછળ કહ્યું તે પ્રકારથી સુખદુઃખ અને બંધમોક્ષ આત્માને થાય છે, માટે આત્મા જુદાજુદા અનેક છે અને તે તમામ

આત્મા સર્વત્ર વ્યાપક છે

જેમ વેદાંતીઓ સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદના અભાવને વ્યાપક કહે છે, તેમ ન્યાયમતમા માનતા નથી પણ સર્વ અલ્પ પદાર્થો સાથે જે સયોગ તેજ વ્યાપકનુ લક્ષણ માને છે, કેમ કે ન્યાયમતમા જો કે આત્મા નિરવયવ છે તેથી તેનામા સ્વગત ભેદનો તો અભાવ છે, પણ આત્મામા સજાતીય અને વિજાતીય ભેદનો અભાવ નથી પણ—

(૧) એક આત્માનો સજાતીય જે બીજો આત્મા તેનો ભેદ આત્મામા છે

(૨) અને વિજાતીય ઘટાદિકનો ભેદ પણ આત્મામા છે

માટે સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદનો અભાવ, એ વ્યાપકનુ લક્ષણ નથી, પણ સર્વ અલ્પ પદાર્થો સાથે સયોગ, એજ વ્યાપકનુ લક્ષણ છે

**શંકા**—ન્યાયમતમા આત્માની પેઠે આકાશ, કાળ અને દિશા પણ વ્યાપક છે, અને પરમાણુ સૂક્ષ્મ છે તથા નિરવયવ છે તેની સાથે સઘળા વ્યાપક પદાર્થોનો સયોગ સભવે નહિ, કેમ કે જો પરમાણુ સાવયવ હોય ત્યારે તો તેની સાથે કોઈ ભાગમા આત્માનો સયોગ થાય અને કોઈક ભાગમા બીજા વ્યાપક પદાર્થોનો સયોગ થાય, પણ પરમાણુ સાવયવ નથી, પણ નિરવયવ છે, અને અતિ સૂક્ષ્મ છે તેની સાથે એક જ દેશમા સઘળા વ્યાપક પદાર્થોનો સયોગ સભવે નહિ, કેમ કે જે સ્થાન એકના સયોગથી રોકાયુ હોય, તે દેશમા અન્ય પદાર્થોનો સયોગ બને નહિ માટે નાના પદાર્થોને વ્યાપકતા ઘટતી નથી, એક જ કોઈ પદાર્થ વ્યાપક સભવે છે

**સમાધાન** (પૂર્વપક્ષી)—એ શકા સભવતી નથી, કેમ કે જે સાવયવ વસ્તુનો સયોગ છે, તે તો અન્ય સયોગનો વિરોધી છે

(૧) જેમ પૃથ્વીના જે દેશ સાથે હાથનો સયોગ હોય, તે દેશમા પગનો સયોગ હોય નહિ, પણ નિરવયવનો સયોગ જગા રોકતો નથી, માટે તે બીજાના સયોગનો વિરોધી નથી, એ વાત અનુભવસિદ્ધ છે

(૨) જેમ ઘટના જે દેશમા આકાશનો સયોગ છે તેજ દેશમા કાળનો અને દિશાનો પણ સયોગ છે જો ઘટનો કોઈ દેશ આકાશ, કાળ અને દિશાથી બહાર હોય તો તે દેશમા આકાશ, કાળ અને દિશાનો સયોગ થાય નહિ, પણ તેમની બહાર તો કોઈ દેશ છે નહિ, પણ સઘળા પદાર્થોના સઘળા દેશ, આકાશ, કાળ અને દિશામા જ છે, માટે સઘળા પદાર્થોના સઘળા દેશમા આકાશ કાળ અને દિશાનો સયોગ છે

એ રીતે પરમાણુમા પણ એક જ દેશમા નાના નિરવયવ વિભુ(વ્યાપક)નો સયોગ હોઈ શકે છે, કોઈ દોષ આવતો નથી માટે આત્મા નાના છે અને સર્વવ્યાપક છે

### પાછળ કહેલા ન્યાયમતનુ ખંડન

**સિદ્ધાંતી**—સઘળા આત્માઓનો વ્યાપક વસ્તુઓથી ભિન્ન જે સઘળા પરિચ્છિન્ન (વ્યાપક નહિ તે-મર્યાદિત) દેહ, ઇંદ્રિય, મન, પરમાણુ આદિક વસ્તુઓ

સાથે સંયોગ છે, એવો ન્યાયનો સિદ્ધાન્ત છે. આ સિદ્ધાંત યથાર્થ નથી, કારણ કે જો વ્યાપક આત્મા જુદા જુદા અનેક છે એમ માનીએ, તો બધા શરીર સાથે સર્વ આત્માઓનો સંબંધ માનવો પડશે, અને તેથી ક્યું શરીર ક્યા આત્માનું છે, એ વાતનો નિર્ણય થઈ શકશે નહિ, પણ સર્વે આત્માના સઘળા શરીર છે એમ ઠરશે.

**પૂર્વપક્ષી**—જે આત્માના કર્મથી જે શરીર ઉત્પન્ન થયું છે, તે આત્માનું તે શરીર છે, એમ સમજવું.

**સિદ્ધાંતી**—તેમ પણ નહિ બને, કેમ કે જે શરીરથી કર્મ થયું હશે, તે કર્મ કરનારા પૂર્વના શરીરમાં પણ બધા આત્માઓનો સંબંધ છે જ, માટે કર્મ પણ બધા આત્માઓના કહેવા પડશે, એક આત્માના નહિ કહેવાય.

**પૂર્વપક્ષી**—જે આત્માના મન સહિત શરીર છે, તે આત્માનું તે શરીર છે, એમ સમજવું.

**સિદ્ધાંતી**—તે પણ નહિ બને, કેમ કે —

(૧) શરીરની પેઠે મનની સાથે પણ બધા આત્માઓનો સંબંધ છે, તેથી ક્યા આત્માનું ક્યું મન છે તેનો નિશ્ચય થઈ શકશે નહિ પણ સઘળા આત્માના સઘળા મન છે એમ માનવું પડશે.

(૨) તે જ પ્રમાણે ઇંદ્રિયો પણ બધા આત્માની ઠરી કહેવી પડશે.

(૩) બહારના પદાર્થોમાં 'આ પદાર્થ મારો છે, અને આ પદાર્થ બીજાનો છે' એવો વ્યવહાર પણ શરીરને લઈને થાય છે. તે બધા શરીર તો સર્વ આત્માના છે, માટે બહારના પદાર્થ પણ સર્વ આત્માના સર્વ હોવા જોઈએ.

**પૂર્વપક્ષી**—જે આત્માને જે શરીરમાં અહંબુદ્ધિ (હું એવી બુદ્ધિ) અને મમબુદ્ધિ (મારું એવી બુદ્ધિ) હોય, તે આત્માનું તે શરીર છે એમ સમજવું. હવે અહંબુદ્ધિ અને મમબુદ્ધિ એક છે, માટે સઘળા આત્માઓમાં તે રહી શકે નહિ, પણ એક ધર્મ એક જ ધર્મી વિષે રહી શકે છે (બુદ્ધિ એ ધર્મ છે અને આત્મા એ ધર્મી છે,) માટે એક આત્માનું એ જ શરીર છે. જે આત્માનું જે શરીર છે તે શરીરના સંબંધી મન, ઇંદ્રિયો અને બહારના પદાર્થો પણ તે આત્માના છે. માટે વ્યાપક અને નાના આત્મા માનવામાં પણ દોષ નથી.

**સિદ્ધાંતી**—એ વાત પણ સંભવતી નથી. કેમ કે યદ્યપિ અહંબુદ્ધિ એક દેહમાં એક જ આત્માને થાય છે, તથાપિ ન્યાયમતમાં તે સંભવતું નથી. પણ સઘળા આત્માઓને એ દેહમાં અહંબુદ્ધિ થવી જોઈએ. કેમ કે ન્યાયમતમાં બુદ્ધિ એવું જ્ઞાનનું નામ થાય છે. તે જ્ઞાન આત્મા અને મનના સંયોગથી થાય છે. તે મનની સાથે બધા આત્માઓનો સંયોગ છે. માટે મનના સંયોગથી જેવી રીતે એક આત્માને એક દેહમાં અહંબુદ્ધિ થાય છે, તેવી રીતે બધા આત્માઓને એક દેહમાં અહંબુદ્ધિ થવી જોઈએ.

**પૂર્વપક્ષી**—જો કે મનનો સંયોગ તો સઘળા આત્માઓ સાથે છે, તથાપિ જે આત્મામાં જ્ઞાનનું જનક અદૃષ્ટ છે, તે આત્માને જ અહંબુદ્ધિ થાય છે.

**સિદ્ધાંતી**—તો પણ અદૃષ્ટને નાના થવું જોઈએ, કેમ કે જો વ્યાપક નાના આત્મા માનીએ, તો એક શરીરની શુભાશુભ ક્રિયાથી શરીરમાં રહેનારા બધા આત્માઓમાં પણ અદૃષ્ટ થવું જોઈએ, એ વાત પહેલાં કહેલી છે, માટે આત્માને વ્યાપક અને નાના અંગીકાર કરીએ, તો એક જ દેહમાં સઘળા આત્માઓને સુખદુઃખનો ભોગ થવો જોઈએ.

માટે વ્યાપક અને નાના (જુદાજુદા અનેક) તથા કર્તાભોક્તા આત્મા છે, એવો ન્યાયમતનો સિદ્ધાંત ખરો નથી.

જેમ નાના ઘટને વ્યાપક કહેવા નિષ્ફળ છે, તેમ પ્રત્યેક જુદાજુદા દેહમાં રહેનારા કર્તાભોક્તા નાના આત્માઓને વ્યાપક કહેવા નિષ્ફળ છે.

## આત્માનું પરિમાણ

### સિદ્ધાંતમતમાં અંતઃકરણનું પરિમાણ

**સિદ્ધાંતી**—અમારા સિદ્ધાંતમતમાં તો કર્તાભોક્તા અંતઃકરણ છે તે અંતઃકરણ નાના છે, તે વ્યાપક નથી, તેમ અણુ પરિમાણવાળાં પણ નથી. પણ જેવડું શરીર તેવડું જ અંતઃકરણનું પણ પરિમાણ છે. જેમ દીવાનો પ્રકાશ જેટલી જગામાં દીવો હોય તેવડો હોય છે, તેમ શરીર મોટું હોય તો અંતઃકરણનો વિકાસ થાય છે, અને શરીર નાનું હોય તો સંકોચ થાય છે. આ વાત સિદ્ધાંતબિંદુના વ્યાખ્યાનમાં મધુસૂદન સ્વામીએ પ્રતિપાદન કરી છે. જે અંતઃકરણનો જે શરીર સાથે સંબંધ છે, તે અંતઃકરણને તે શરીરથી ભોગ પ્રાપ્તિ થાય છે.

જો અંતઃકરણને વ્યાપક માનીએ તો બધાં શરીરો બધાં અંતઃકરણનાં થાય અને ભોગ પણ બધા અંતઃકરણને થાય. પણ અંતઃકરણ વ્યાપક નથી, માટે તે દોષ આવશે નહિ.

જો અંતઃકરણને અણુપરિમાણવાળું માનીએ, તો શરીરના એક ભાગમાં અંતઃકરણ રહે છે, એમ માનવું પડશે, પણ એ વાત સંભવતી નથી. કેમ કે જો એક જ વખતે પગમાં અને માથામાં કાંટો ઘોંચાય તો બન્ને ઠેકાણે એક જ વખતે પીડા થાય છે, તે ન થવી જોઈએ. કેમ કે જો અંતઃકરણ અણુ હોય તો એક વખતે તે એક સ્થાનમાં જ રહી શકે અને તેથી જે સ્થાનમાં અંતઃકરણ હોય તે સ્થાનમાં જ પીડા થવી જોઈએ, બન્ને સ્થાનમાં ન થવી જોઈએ.

માટે અંતઃકરણ અણુ નથી કે વ્યાપક પણ નથી. પણ શરીર સમાન છે, એમ માનવાથી કોઈ દોષ આવશે નહિ.

જે પદાર્થ અણુ ન હોય તેમ વ્યાપક પણ ન હોય તે પદાર્થ મધ્યમ પરિમાણવાળો કહેવાય છે. (અંતઃકરણ મધ્યમ પરિમાણવાળું છે.)

### નવીન નૈયાયિકોને મતે આત્માનું મધ્યમ પરિમાણ

**પૂર્વપક્ષી**—ન્યાયમતમાં કોઈ નવીન નૈયાયિકો એમ માને છે કે—

(૧) આત્મા નાના છે, કર્તાભોક્તા છે, વ્યાપક નથી. તેથી એકનો સુખદુઃખ વગેરે ભોગ બીજાને પણ થાય એવારૂપ ભેળસેળ થવાનો દોષ

આવશે નહિ.

(૨) આત્મા અણુ પણ નથી, માટે શરીરમાં એક જ વખતે બે ઠેકાણે પીડા થવાનો પણ સંભવ નથી.

પણ જેમ વેદાંતમતમાં અંતઃકરણનું મધ્યમ પરિમાણ માનેલું છે, તેમ અમારા મતમાં આત્મા પણ મધ્યમ પરિમાણ છે. (મધ્યમ પરિમાણવાળો આત્મા હોવાથી શરીરમાં રહેલા મન, ઇંદ્રિય વગેરે અલ્પ પદાર્થો સાથે આત્માનો સંયોગ હોવાથી ન્યાયમતમાં કહેલું વ્યાપકનું લક્ષણ પણ સંભવે છે.) એ આત્મામાં પાછળ કહેલા ચૌદ ગુણો રહેલા છે.

## આત્માના મધ્યમ પરિમાણનું ખંડન

(૧) જો આત્માને સંકોચ-વિકાસવાળો માનીએ (એટલે મધ્યમ પરિમાણવાળો હોવાથી જે શરીરમાં જાય તેના જેવડો થનારો-અર્થાત્ સંકોચ-વિકાસવાળો માનીએ) તો દીવાના પ્રકાશની પેઠે આત્મા વિકારી અને વિનાશવાળો માનવો પડશે અને એમ માનશો તો મોક્ષને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો અને સાધન નકામાં થશે.

(૨) મધ્યમ પરિમાણવાળો માનીને પણ સંકોચ-વિકાસ વિનાનો માનશો તો કયા શરીરની બરાબર આત્માને માનવો એ નિશ્ચય થઈ શકશે નહિ.

(૩) જો માણસના શરીર જેવડો આત્માને માનશો, તો જ્યારે આત્મા હાથીનું શરીર પામશે, ત્યારે તેના આખા શરીરમા આત્મા નહિ હોઈ શકે, માટે જે હાથીના શરીરના જે દેશમાં આત્મા ન હોય, તે દેશમા પીડા ન થવી જોઈએ.

(૪) જો આત્માને હાથીના શરીર જેવડો માનશો, તો તેનાથી બીજાં જે મોટાં શરીર હશે તેના એક દેશમાં પીડા ન થવી જોઈએ અને સૌથી મોટું તો કોઈનું શરીર છે નહિ કે જેની સમાન પરિમાણ માનીએ.

(૫) સૌથી મોટું વિરાટનું શરીર છે, તેની બરાબર જો આત્મા માનીએ તો વિરાટના શરીરમાં સઘળાં શરીરો અન્તર્ભૂત છે, માટે તે સર્વ શરીરો સાથે આત્માનો સંબંધ થશે અને એમ થવાથી શો દોષ આવે તે પાછળ કહેવો જ છે.

એવો નિયમ છે કે-જે મધ્યમ પરિમાણવાળી વસ્તુ હોય તે શરીરની પેઠે અનિત્ય છે, માટે આત્મા પણ મધ્યમ પરિમાણવાળો હોય, તો અનિત્ય માનવો પડશે અને અંતઃકરણનો તો અમારા મતમા જ્ઞાનથી નાશ થાય છે, માટે તે અનિત્ય જ છે, તેથી તેને મધ્યમ પરિમાણવાળું માનવાથી દોષ આવતો નથી.

આ રીતે નવીન તાર્કિકોનો મત યોગ્ય યોગ્ય નથી

## આત્માના અણુત્વનું ખંડન

**પૂર્વપક્ષી**—જો કોઈ એમ કહે, કે આત્મા નાના છે અને અણુ છે તો શો દોષ છે?

**સિદ્ધાંતી**—એ વાત પણ સંભવતી નથી, કેમ કે—

(૧) જો આત્માને કર્તાભોક્તા માનીએ, તો અંતઃકરણને અણુ માનવાથી

જે દોષ આવે છે, તે દોષ અહીં પણ આવશે.

(૨) જો કર્તાભોક્તા નહિ માનો તો નાના આત્મા માનવા નિષ્ફળ થશે માટે બધા શરીરોમા એક વ્યાપક આત્મા જ માનવો યોગ્ય છે.

વળી આત્માને કર્તાભોક્તા નહિ માનો તો તમારે તમારા સિદ્ધાંતનો પણ ત્યાગ કરવો પડશે, કેમ કે આત્માને અણુ માનનારાઓનો એવો સિદ્ધાંત છે કે—'જ્ઞાન, સુખ, દુખ વગેરે આત્માના ધર્મ છે.'

માટે જો આત્માને અણુ માને, તો શરીરના જે ભાગમા આત્મા નહિ હોય, તે ભાગ મૃત સમાન થશે તે ભાગમા પીડા વગેરે ન થવા જોઈએ

**પૂર્વપક્ષી**—જો કે આત્મા તો શરીરના એક દેશમા છે, પરતુ કસ્તૂરીના ગંધની પેઠે તેનુ જ્ઞાન બધા શરીરમા વ્યાપ્ત છે, માટે સઘળા શરીરમા અનુકૂળ અને પ્રતિકૂળ સબધનો તે અનુભવ કરે છે.

**સિદ્ધાંતી**—એ કહેવુ પણ બરાબર નથી, કેમ કે એવો નિયમ છે—જેટના દેશમા ગુણવાળો પદાર્થ રહેતો હોય, તે દેશની બહાર તેનો ગુણ રહેતો નથી, પણ ગુણીમા જ ગુણ રહે છે જેમ ઘડાનુ રૂપ ઘડાની બહાર રહેતુ નથી, તેમ આત્માની બહાર આત્માનો ગુણ જે જ્ઞાન તે પણ રહે નહિ કસ્તૂરીના સૂક્ષ્મ ભાગ જેટલા દેશમા વ્યાપ્ત હોય, તેટલા દેશમા જ તેનો ગંધ વ્યાપ્ત હોય છે માટે કસ્તૂરીનુ દૃષ્ટાંત સભવતુ નથી, માટે આત્મા અણુ છે, એ પક્ષ પણ સંભવતો નથી

શ્રુતિમા કોઈ જગ્યાએ આત્માને અણુથી પણ અણુ કહ્યો છે, તે આત્મા દુર્વિજ્ઞેય હોવા છે માટે કહ્યો છે જેમ અત્યત અણુ વસ્તુનુ મદદૃષ્ટિવાળા પુરુષને જ્ઞાન થતું નથી, માટે આત્મા અણુ જેવો સૂક્ષ્મ છે, એવો શ્રુતિનો અભિપ્રાય છે, પણ 'આત્મા અણુ પરિમાણવાળો છે' એવો અભિપ્રાય નથી, કેમ કે વેદમા જ ઘણી જગ્યાએ આત્માને વ્યાપકરૂપે કહ્યો છે, માટે આત્મા અણુ નથી

(જે શ્રુતિમા '**अणोरणीयान् महतो महीयान्**।' એટલે આત્મા અણુથી પણ સૂક્ષ્મ છે અને મોટાથી પણ મોટો છે' એમ કહ્યુ છે, ત્યા તેનો આવો અર્થ છે

(૧) પૃથ્વીથી જળ સૂક્ષ્મ છે અને વ્યાપક છે.
(૨) જળથી તેજ સૂક્ષ્મ છે અને વ્યાપક છે
(૩) તેજથી વાયુ સૂક્ષ્મ છે અને વ્યાપક છે
(૪) વાયુથી આકાશ સૂક્ષ્મ છે અને વ્યાપક છે
(૫) આકાશથી માયા સૂક્ષ્મ છે અને વ્યાપક છે
(૬) માયાથી આત્મા સૂક્ષ્મ છે અને વ્યાપક છે

ઇત્યાદિક શ્રુતિ વિષે આત્માની સર્વથી સૂક્ષ્મતા અને વ્યાપકતા કહી છે આ અર્થ ભગવાન ભાષ્યકારે ઉપદેશસાહસ્રીમા પ્રતિપાદન કર્યો છે.)

(૭) આ રીતે વ્યાપક આત્મા, મધ્યમ પરિમાણ અથવા અણુ પરિમાણવાળો કોઈને નાના છે, એમ કહેવુ સભવતું નથી.

## બુદ્ધિ વગેરે આત્મામાં અધ્યસ્ત છે

આત્મા મધ્યમ પરિમાણવાળો કે અણુ પરિમાણવાળો નથી, તથા નાના નથી, ત્યારે પરિશેષથી આત્મા એક છે અને વ્યાપક છે એમ નક્કી થાય છે.

(ઘણા અર્થો પ્રાપ્ત થયા પછી બીજા અર્થોનો નિષેધ થાય અને એક બાકી રહેલા અર્થમાં જે નિશ્ચય થાય તેને **પરિશેષ** કહે છે.)

તે આત્મામાં જો ધર્મઅધર્મ, સુખ દુઃખ અને બંધમોક્ષ માનીએ તો કોઈને સુખ અને કોઈને દુઃખ, કોઈને મોક્ષ એવો વ્યવહાર થઈ શકે નહિ માટે ધર્મઅધર્મ, સુખદુઃખ વગેરે બુદ્ધિના ધર્મ છે.

જો કે બુદ્ધિ જડ છે, માટે તેમાં ધર્મ વગેરે સંભવે નહિ. તથાપિ એ આત્માના ધર્મ નથી એવા અભિપ્રાયથી બુદ્ધિના ધર્મ કહીએ છીએ 'બુદ્ધિના ધર્મ છે' એમ કહેવાનો અભિપ્રાય નથી.

બુદ્ધિ અને સુખદુઃખાદિક આત્મામાં અધ્યસ્ત છે.

(૧) જે વસ્તુ જેમાં અધ્યસ્ત હોય તે વસ્તુ તેમાં વાસ્તવિક રીતે હોય નહિ, જેમ સર્પ દોરડીમાં અધ્યસ્ત છે તેથી તે દોરડીમાં વાસ્તવિક હોતો નથી તેમ બુદ્ધિ અને સુખ વગેરે આત્મામાં નથી.

(૨) વળી જે વસ્તુ પોતે જ અધ્યસ્ત છે, તે બીજી કોઈ વસ્તુનો આશ્રય થઈ શકે નહિ; માટે બુદ્ધિ આત્મામાં અધ્યસ્ત હોવાથી સુખાદિકનો આશ્રય નથી; પરંતુ—

(૧) અજ્ઞાન શુદ્ધ ચેતનમાં અધ્યસ્ત છે.

(૨) અજ્ઞાન ઉપહિત ચેતનમાં અંતઃકરણ અધ્યસ્ત છે.

(૩) અંતઃકરણ ઉપહિત ચેતનમાં ધર્માધર્મ, સુખદુઃખ અને બંધમોક્ષ અધ્યસ્ત છે.

એ રીતે ધર્માદિક અધ્યસ્ત પદાર્થોનું અધિષ્ઠાન આત્મા અને, તે અધિષ્ઠાનપણામાં અંતઃકરણ ઉપાધિ છે, માટે ધર્માધર્માદિ અંતઃકરણના ધર્મ કહેવાય છે.

## ઉપાધિ અને વિશેષણ

અંતઃકરણ વિશિષ્ટ ચેતનમાં ધર્માદિક અધ્યસ્ત છે, એમ કહે તો તે સંભવે નહિ; કેમ કે જે વિશેષણ યુક્ત હોય તેને વિશિષ્ટ કહે છે. ધર્માદિકના અધ્યાસનું અધિષ્ઠાન જે આત્મા, તેનું અંતઃકરણ વિશેષણ છે એમ જો માનીએ, તો અંતઃકરણ પણ ધર્માદિકનું અધિષ્ઠાન થાય; પણ તે વાત સંભવતી નથી; કેમ કે મિથ્યા વસ્તુ અધિષ્ઠાન હોઈ શકે નહિ. માટે આત્મામાં ધર્માદિકનો અધ્યાસ થવામાં અંતઃકરણ વિશેષણ નથી, પણ ઉપાધિ છે.

(૧) **ઉપાધિનો** આવો સ્વભાવ છે—પોતે તટસ્થ રહીને જેટલી જગ્યામાં પોતે હોય તેટલી જગ્યામાં રહેલી વસ્તુને જણાવવી.

(૨) **વિશેષણનો** આવો સ્વભાવ છે—જેટલી જગ્યામાં પોતે હોય તેટલી જગ્યામાં રહેલી વસ્તુને પોતાના સહિત જણાવવી.

(૧) વિશેષણવાળા પદાર્થને વિશિષ્ટ કહે છે.

(૨) ઉપાધિવાળા પદાર્થને ઉપહિત કહે છે.

એ રીતે હોવાથી, જો અંતઃકરણ વિશિષ્ટ ચેતનમાં ધર્માદિક અધ્યસ્ત છે એમ કહે, તો જેટલા દેશમાં અંતઃકરણ છે, તે દેશમાં રહેલો ચેતન ભાગ અને અંતઃકરણ બંનેને અધિષ્ઠાન કહેવાં પડે, પણ અંતઃકરણ તો પોતે પણ અધ્યસ્ત છે; માટે અધિષ્ઠાન બને નહિ. એટલા માટે અંતઃકરણ ઉપહિત ચેતનમાં ધર્માદિક અધ્યસ્ત છે એમ કહ્યું છે.

માટે જેટલી જગ્યામાં અંતઃકરણ છે, એટલી જગ્યામાં રહેલા ચેતન ભાગ માત્રમાં અધિષ્ઠાનતા છે, અંતઃકરણમાં અધિષ્ઠાનતા નથી, એ વાત સંભવે છે.

## સુખદુઃખાદિક આત્માના ધર્મ નથી

તેમ જ અંતઃકરણ પણ અજ્ઞાન ઉપહિત ચૈતન્યમાં અધ્યસ્ત છે.—અજ્ઞાન વિશિષ્ટ ચૈતન્યમાં અધ્યસ્ત નથી.

આ રીતે અધ્યસ્ત એવા ધર્માદિકનું અધિષ્ઠાન આત્મા છે.

(૧) અધ્યાસના અધિષ્ઠાનપણાની અંતઃકરણ ઉપાધિ છે; માટે સુખ-દુઃખાદિ બુદ્ધિના (એટલે અંતઃકરણના) ધર્મ કહ્યા છે.

(૨) પણ આ અવિવેકીને લીધે તે ધર્મ અંતઃકરણ અને આત્મા બંનેમાં પ્રતીત થાય છે, માટે કોઈ તેને અંતઃકરણ વિશિષ્ટ જે પ્રમાતા તેના ધર્મ કહે છે.

એ રીતે ગમે તો—

(૧) ધર્માધર્માદિક અંતઃકરણના ધર્મ હોય,

(૨) અથવા અંતઃકરણ વિશિષ્ટ પ્રમાતાના ધર્મ હોય,

(૩) અથવા રજ્જુસર્પ, સ્વપ્નના પદાર્થો, ગંધર્વનગર, આકાશની નીલતા, એ સૌની પેઠે મિથ્યા હોવાથી કોઈના ધર્મ ન હોય; પણ—

સર્વ પ્રકારથી આત્માના ધર્મ નથી.

જો કે ધર્માધર્મ, સુખદુઃખ, બંધમોક્ષ વગેરે ધર્મો આત્મામાં અધ્યસ્ત છે, તથાપિ જે વસ્તુ જેમાં અધ્યસ્ત હોય, તે વસ્તુ તેમાં પરમાર્થથી (વાસ્તવિક રીતે) હોય નહિ. માટે રાગદ્વેષ, ધર્માધર્મ, સુખદુઃખ, બંધમોક્ષ એ સર્વથી રહિત એક વ્યાપક આત્મા છે. અધ્યસ્ત એટલે કલ્પિત.

## આત્મા સત્ છે

એ આત્મા સત્ છે.

(૧) જે વસ્તુનો જ્ઞાન થવાથી અભાવ માલૂમ પડે, તેને **અસત્** કહે છે.

(૨) જેની નિવૃત્તિ કોઈ પણ કાળમાં હોય નહિ, તેને **સત્** કહે છે. તમામ પદાર્થોનું અને તેમની નિવૃત્તિનું અધિષ્ઠાન આત્મા છે. જો આત્માની નિવૃત્તિ થતી હોય તો તેનું પણ બીજું અધિષ્ઠાન કહેવું પડે; કેમ કે—

(૧) શૂન્યમાં કોઈની નિવૃત્તિ થાય નહિ. (એટલે કોઈ પદાર્થ નાશ પામી છેવટે શૂન્ય રહે છે, એમ કહેવાય નહિ.)

(૨) આત્મા તથા તેની નિવૃત્તિનું અધિષ્ઠાન કોઈ બીજું છે, એમ

માનીએ, તો તે બીજાનું વળી કોઈ બીજું અધિષ્ઠાન માનવું પડશે, અને તેનું વળી ત્રીજું માનવું પડશે, અને એ રીતે અનવસ્થા થશે

વળી જે આત્માની નિવૃત્તિ (નાશ) થાય છે, એમ માનતા હોય, તેને એમ પૂછવું, કે-(૧) આત્માની નિવૃત્તિનો કોઈએ અનુભવ કર્યો?

(૧) જો તે એમ કહે, કે આત્માની નિવૃત્તિનો અનુભવ કર્યો છે, તો તે સંભવતું નથી, કેમ કે જે અનુભવ કરનાર છે તે જ આત્મા છે અને અનુભવ કરનારનું પોતાનું સ્વરૂપ છે, તેની નિવૃત્તિનો અનુભવ તે પોતાના મસ્તકના છેદનના અનુભવ જેવો છે માટે આત્માની નિવૃત્તિનો અનુભવ સંભવતો નથી (૨) જો વાદી એમ કહે, કે આત્માની નિવૃત્તિ તો થાય છે, પણ તેની નિવૃત્તિનો અનુભવ કોઈને થતો નથી

તો એ ઉપરથી એમ સિદ્ધ થયું, કે આત્માની નિવૃત્તિ થતી જ નથી, કેમ કે જે વસ્તુનો કોઈને અનુભવ થતો નથી, તે વસ્તુ વન્ધ્યાપુત્રની પેઠે સત્ય હોતી નથી, માટે આત્માની નિવૃત્તિ પણ સત્ય નથી, તેથી આત્મા સત્ છે એમ સિદ્ધ થાય છે

## આત્મા ચિત્ છે

આત્મા ચિત્ છે પ્રકાશરૂપ જે જ્ઞાન તેને ચિત્ કહે છે (ચિત્ એટલે ચૈતન્ય)

(૧) જો આત્માને અપ્રકાશરૂપ જડ માનીએ તો અનાત્મ જડ વસ્તુનો પ્રકાશ કદી હોતો નથી (૨) જો અંતઃકરણ અને ઇંદ્રિયોથી પદાર્થનો પ્રકાશ થાય છે એમ કહે, તો તે પણ સંભવતું નથી કેમ કે અંતઃકરણ તથા ઇંદ્રિયો પરિચ્છિન્ન છે માટે કાર્ય છે

(૧) જે પરિચ્છિન્ન છે, તે ઘડાની પેઠે કાર્ય હોય છે અંતઃકરણ અને ઇંદ્રિયો પણ પરિચ્છિન્ન છે, માટે કાર્ય છે

(૨) દેશ વડે અને કાળ વડે જેનો અંત જણાતો હોય, તેને પરિચ્છિન્ન કહે છે

(૩) જે કાર્ય હોય તે જડ હોય છે

અંતઃકરણ અને ઇંદ્રિયો પણ જડ છે તેથી તેઓ કોઈ વસ્તુને પ્રકાશ કરી શકતા નથી માટે જે આત્મા સર્વનો પ્રકાશ કરે છે, તે જ પ્રકાશરૂપ છે

## જ્ઞાન એ આત્માનો ગુણ નથી પણ સ્વરૂપ છે

**વાદી**—આત્મા પ્રકાશરૂપ નથી, પણ આત્મા તો જડ છે અને જ્ઞાન એ આત્માનો ગુણ છે તે જ્ઞાનગુણથી આત્મા અને અનાત્માનો પ્રકાશ થાય છે

**સિદ્ધાંતી**—આત્માનો જ્ઞાનગુણ નિત્ય છે કે અનિત્ય છે?

**વાદી**—નિત્ય છે

**સિદ્ધાંતી**—ત્યારે તો આત્માનું સ્વરૂપ જ જ્ઞાન છે એમ સિદ્ધ થશે કેમ કે જે આત્માથી ભિન્ન હોય, તે અનિત્ય હોય છે જો જ્ઞાનને આત્માથી ભિન્ન અંગીકાર કરીએ, તો તેને અનિત્ય જ કહેવું પડશે માટે જ્ઞાનને નિત્ય માની પછી તેને અનિત્ય કહેવું બની શકે નહિ

(૨) ઉપાધિવાળા પદાર્થને ઉપહિત કહે છે.

એ રીતે હોવાથી, જો અંતઃકરણ વિશિષ્ટ ચેતનમાં ધર્માદિક અધ્યસ્ત છે એમ કહે, તો જેટલા દેશમાં અંતઃકરણ છે, તે દેશમાં રહેલો ચેતન ભાગ અને અંતઃકરણ બંનેને અધિષ્ઠાન કહેવાં પડે, પણ અંતઃકરણ તો પોતે પણ અધ્યસ્ત છે; માટે અધિષ્ઠાન બને નહિ. એટલા માટે અંતઃકરણ ઉપહિત ચેતનમાં ધર્માદિક અધ્યસ્ત છે એમ કહ્યું છે.

માટે જેટલી જગ્યામાં અંતઃકરણ છે, એટલી જગ્યામાં રહેલા ચેતન ભાગ માત્રમાં અધિષ્ઠાનતા છે, અંતઃકરણમાં અધિષ્ઠાનતા નથી, એ વાત સંભવે છે.

## સુખદુઃખાદિક આત્માના ધર્મ નથી

તેમ જ અંતઃકરણ પણ અજ્ઞાન ઉપહિત ચૈતન્યમાં અધ્યસ્ત છે.—અજ્ઞાન વિશિષ્ટ ચૈતન્યમાં અધ્યસ્ત નથી.

આ રીતે અધ્યસ્ત એવા ધર્માદિકનું અધિષ્ઠાન આત્મા છે.

(૧) અધ્યાસના અધિષ્ઠાનપણાની અંતઃકરણ ઉપાધિ છે; માટે સુખ દુ:ખાદિ બુદ્ધિના (એટલે અંતઃકરણના) ધર્મ કહ્યા છે.

(૨) પણ આ અવિવેકીને લીધે તે ધર્મ અંતઃકરણ અને આત્મા બંનેમાં પ્રતીત થાય છે, માટે કોઈ તેને અંતઃકરણ વિશિષ્ટ જે પ્રમાતા તેના ધર્મ કહે છે.

એ રીતે ગમે તો—

(૧) ધર્માધર્માદિક અંતઃકરણના ધર્મ હોય,

(૨) અથવા અંતઃકરણ વિશિષ્ટ પ્રમાતાના ધર્મ હોય,

(૩) અથવા રજ્જૂસર્પ, સ્વપ્નના પદાર્થો, ગંધર્વનગર, આકાશની નીલતા, એ સૌની પેઠે મિથ્યા હોવાથી કોઈના ધર્મ ન હોય; પણ—

સર્વ પ્રકારથી આત્માના ધર્મ નથી.

જો કે ધર્માધર્મ, સુખદુઃખ, બંધમોક્ષ વગેરે ધર્મો આત્મામાં અધ્યસ્ત છે, તથાપિ જે વસ્તુ જેમાં અધ્યસ્ત હોય, તે વસ્તુ તેમાં પરમાર્થથી (વાસ્તવિક રીતે) હોય નહિ. માટે રાગદ્વેષ, ધર્માધર્મ, સુખદુઃખ, બંધમોક્ષ એ સર્વથી રહિત એક વ્યાપક આત્મા છે. અધ્યસ્ત એટલે કલ્પિત.

## આત્મા સત્ છે

એ આત્મા સત્ છે.

(૧) જે વસ્તુનો જ્ઞાન થવાથી અભાવ માલૂમ પડે, તેને અસત્ કહે છે.

(૨) જેની નિવૃત્તિ કોઈ પણ કાળમાં હોય નહિ, તેને સત્ કહે છે. તમામ પદાર્થોનું અને તેમની નિવૃત્તિનું અધિષ્ઠાન આત્મા છે. જો આત્માની નિવૃત્તિ થતી હોય તો તેનું પણ બીજું અધિષ્ઠાન કહેવું પડે; કેમ કે—

(૧) શૂન્યમાં કોઈની નિવૃત્તિ થાય નહિ. (એટલે કોઈ પદાર્થ નાશ પામી છેવટે શૂન્ય રહે છે, એમ કહેવાય નહિ.)

(૨) આત્મા તથા તેની નિવૃત્તિનું અધિષ્ઠાન કોઈ બીજું છે, એમ

(૨) આભાસવાદમાં આભાસ સહિત વૃત્તિથી વ્યવહાર છે આભાસ દ્વારા અથવા સાક્ષાત્ વૃત્તિ દ્વારા આત્મસ્વરૂપ જ્ઞાનથી જ સર્વ વ્યવહાર સિદ્ધ થાય છે, આત્મસ્વરૂપ જ્ઞાન સિવાય કોઈ વ્યવહાર બને નહિ

આ રીતે સર્વનો પ્રકાશક જ્ઞાનસ્વરૂપ આત્મા છે માટે તે ચિત્ છે

(અહીં એટલું ધ્યાનમાં રાખવું, કે આત્માનું જ્ઞાનસ્વરૂપ એ સામાન્ય પ્રકાશરૂપ છે, અને ઇન્દ્રિયો-અંતઃકરણ દ્વારા જે જ્ઞાન થાય છે, તે વિશેષ પ્રકાશરૂપ છે લોકો આ વિશેષ જ્ઞાનને જ જ્ઞાન માનીને આત્માને પણ તેવો વિશેષ જ્ઞાનરૂપે સમજતા હોવાથી ગોટાળામાં પડે છે, માટે સામાન્ય જ્ઞાન-જે ઇન્દ્રિયાદિને પ્રકાશ આપે છે, તે જ્ઞાનસ્વરૂપ આત્માનું છે એમ જાણવું)

### આત્મા આનંદરૂપ છે

આત્મા આનંદરૂપ છે જો આત્મા આનંદરૂપ ન હોય, તો વિષયના સંબંધથી સ્વરૂપાનંદનું ભાન થાય છે, તે ન થવું જોઈએ વિષયમાં આનંદ નથી, એ વાત પૂર્વે કહી છે

જો વિષયમાં આનંદ હોય તો જે વિષયથી એ પુરુષને સુખ થાય છે, તે જ વિષયથી બીજાને દુઃખ થાય છે, જેમ અગ્નિના સ્પર્શથી અગ્નિના કીડાને, અને સર્પનું રૂપ દેખવાથી સાપણને, તથા સિંહનું રૂપ દેખવાથી સિંહણને આનંદ થાય છે, અને બીજા મનુષ્યને તેથી દુઃખ થાય છે, તે ન થવું જોઈએ

સિદ્ધાંતમતમાં તો એમ છે, કે અગ્નિના કીડાને અગ્નિના સ્પર્શની જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે તેની ચંચળ બુદ્ધિમાં સ્વરૂપાનંદનું ભાન રહેતું નથી, અગ્નિનો સંબંધ થવાથી તત્કાળ તે ઇચ્છા દૂર થઈને બુદ્ધિ નિશ્ચલ (સ્થિર) થાય છે, એટલે તેમાં સ્વરૂપાનંદનું ભાન થાય છે બીજા માણસોને અગ્નિના સંબંધની ઇચ્છા હોતી નથી પણ બીજા જ કોઈ પદાર્થની ઇચ્છા હોય છે તે ઇચ્છા અગ્નિના સંબંધથી દૂર થતી નથી, માટે તેનું અંતઃકરણ ચંચળ રહે છે, અને તેમાં અગ્નિના સંબંધથી આનંદ થતો નથી

શંકા—જે ઇચ્છારૂપી અંતઃકરણની વૃત્તિ છે, તે વિષયની પ્રાપ્તિથી નાશ પામી ગઈ અને બીજી વૃત્તિ ઉત્પન્ન થવાનું કોઈ નિમિત્ત ન હોવાથી, તે બીજી વૃત્તિ ઉત્પન્ન થઈ નહિ અને વૃત્તિ વિના સ્વરૂપાનંદનું ભાન થાય નહિ, માટે વિષયમાં જ આનંદ છે

**સમાધાન**—(૧) એ શંકા સંભવતી નથી જો કે વિષય પ્રાપ્ત થયા પછી ઇચ્છારૂપ અંતઃકરણની વૃત્તિ નાશ પામે છે-એ ઇચ્છારૂપ વૃત્તિ હોય તો પણ તેને વિષે આનંદનો પ્રકાશ થાય નહિ કેમ કે ઇચ્છારૂપ વૃત્તિ રાજસ છે, અને આનંદનો પ્રકાશ સાત્ત્વિક વૃત્તિમાં થાય છે, તથાપિ વાંછિત પદાર્થ જે મળ્યો છે તેના સ્વરૂપને વિષય કરવા માટે (તે સ્વરૂપનો અનુભવ કરવા માટે) જે જ્ઞાનરૂપ અંતઃકરણની વૃત્તિ હોય છે તે સાત્ત્વિક છે કેમ કે સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, એવો નિયમ છે તે સાત્ત્વિક વૃત્તિમાં આનંદનું ભાન થાય છે, પરંતુ તે જ્ઞાનરૂપ વૃત્તિ બહિર્મુખ છે તે વૃત્તિની પાછળ રહેલો જે અંત

**વાદી**—ત્યારે તો જ્ઞાન અનિત્ય છે એમ કહીશું.

**સિદ્ધાંતી**—તો તે જ્ઞાન ઘટાદિકની પેઠે જડ થશે; કેમ કે જે અનિત્ય વસ્તુ હોય છે, તે જડ હોય છે. માટે જ્ઞાન અનિત્ય છે એમ કહેવું પણ સંભવતું નથી; પણ જ્ઞાન નિત્ય જ છે. તે નિત્ય જ્ઞાન આત્મસ્વરૂપ જ છે. જો જ્ઞાનને અનિત્ય માનીએ, તો આત્મામાં કોઈ વખત જ્ઞાન હોય અને કોઈ વખત ન હોય! અને એમ હોય, ત્યારે આત્માથી ભિન્ન જ્ઞાન કહેવાય, પણ જ્ઞાન નિત્ય છે; માટે આત્માથી જ્ઞાન જુદું નથી.

જે ગુણ હોય, તે ગુણવાળા પદાર્થમાં કોઈ વખત રહે અને કોઈ વખત ન રહે; જેમ વસ્ત્રમાં લાલ, પીળો વગેરે ગુણ કોઈ વખત હોય છે, અને કોઈ વખત નથી હોતો; માટે જે ગુણ હોય, તે **આગમાપાયી** (કોઈ વખત આવનાર અને કોઈ વખત જતો રહેનાર) હોય છે.

જ્ઞાન નિત્ય છે માટે તે આગમાપાયી નથી; માટે આત્માનું સ્વરૂપ જ જ્ઞાન છે. જો જ્ઞાનને અનિત્ય કહીએ, તો જ્ઞાન ઇંદ્રિયો તથા અંતઃકરણથી ઉત્પન્ન થાય છે એમ કહેવું પડશે; પણ તેમ કહેવું બને તેમ નથી; કેમ કે સુષુપ્તિ–અવસ્થામાં ઇંદ્રિયાદિક તો હોતાં નથી પણ સુખનું જ્ઞાન થાય છે, તે ન થવું જોઈએ.

જો સુષુપ્તિમાં સુખનું જ્ઞાન થાય છે એમ નહિ માનો, તો જાગ્યા પછી 'હું સુખમાં સૂતો હતો' એવી સુષુપ્તિના સુખની સ્મૃતિ થાય છે તે ન થવી જોઈએ. જે વસ્તુનું પહેલાં જ્ઞાન થયું હોય–તેની સ્મૃતિ થાય છે; ન જાણી હોય તેવી વસ્તુની સ્મૃતિ થતી નથી. સુષુપ્તિના સુખની જાગ્યા પછી સ્મૃતિ થાય છે; માટે સુષુપ્તિમાં સુખનું જ્ઞાન થાય છે એમ માનવું જોઈએ. તે જ્ઞાનનાં જનક (ઉત્પન્ન કરનાર) ઇંદ્રિયો વગેરે સુષુપ્તિમાં હોતાં નથી, એમ છતાં જ્ઞાન હોય છે; માટે જ્ઞાન નિત્ય છે.

જ્ઞાનને છોડીને કોઈ વખત આત્મા રહેતો નથી; માટે જ્ઞાન આત્માનું સ્વરૂપ છે. જેમ ઉષ્ણતાને છોડીને અગ્નિ કદાપિ રહેતો નથી; માટે ઉષ્ણતા અગ્નિનું સ્વરૂપ છે તેમ જ્ઞાન પણ આત્માનું સ્વરૂપ છે. જે આગમાપાયી હોય તે ગુણ હોય છે. ઉષ્ણતા અને જ્ઞાન આગમાપાયી નથી; માટે અગ્નિ એ આત્માનું સ્વરૂપ છે. જે વસ્તુ કોઈ વખત હોય અને કોઈ વખત ન હોય, તે **આગમાપાયી** કહેવાય છે.

## જ્ઞાનનાં ઉત્પત્તિ અને વિનાશ નથી

કોઈ કહેશે કે, જ્ઞાન ઊપજે છે તથા જ્ઞાન નાશ પામે છે, એવું વ્યવહારમાં જોવામાં આવે છે, ત્યારે જ્ઞાનનો ઉત્પત્તિ–વિનાશ નથી થતો એમ કેમ કહેવાય? એના ખુલાસામાં જણાવવાનું, કે અંતઃકરણની વૃત્તિનો ઉત્પત્તિ અને વિનાશ થાય છે–જ્ઞાનનો થતો નથી.

(૧) આત્મસ્વરૂપ જે જ્ઞાન છે, તે વિશેષ વ્યવહારનો હેતુ નથી; પણ જ્ઞાન સહિત વૃત્તિ અથવા વૃત્તિમાં આરૂઢ જ્ઞાન–વિશેષ વ્યવહારનો હેતુ છે આ અવચ્છેદવાદની રીતિ છે.

ભાન થાય છે, તે મુત્રગ્રંદિમના પાનાા ભરેના દૂધની પેરે શાસ્ત્રવિહિત હોવાથી,ગ્રહણ કરવા જેવું છે

એક વાત એ કહી, અને બીજી વાત-વિષયમા આનંદ શાથી ભાસે છે, તે વિષે કહી તેમા બે પક્ષ બતાવ્યા

(૧) વિષયા કરવૃત્તિ થવાથી વિષયઉપહિત ચેતનરૂપ આનંદનુ ભાન થાય છે, એ પહેલો પક્ષ અને

(૨) વિષયપ્રાપ્તિ થતા પ્રબળ નિવૃત્ત થવાથી વૃત્તિ અંતર્મુખ થાય છે તેથી અંતર્મુખ વૃત્તિના અંત ગ્રણઉપહિત ચેતનરૂપ આનંદનુ ભાન થાય છે, એ બીજો પક્ષ

પહેલા પક્ષ કરતા બીજો પક્ષ શ્રેષ્ઠ છે

### મુખ્ય પ્રેમ આત્મામાં જ છે

નનુ તને આત્માના ગમવવાળી વસ્તુમા પ્રેમ થાય છે તેમા જે વસ્તુ આત્માની વિશેષ પાસે હોય તેમા વિશેષ પ્રેમ થાય છે એ રીતે વ્યવહારના બહારના પદાર્થોની અપેક્ષાથી અંદરના પદાર્થોમા વધારે પ્રીતિ થાય છે જેમ—

(૧) પર પદાર્થી આત્માનો સબંધી જે પુત્રનો મિત્ર, તેના ઉપરે પ્રીતિ થાય છે

(૨) પુત્રના મિત્રની અપેક્ષાથી પુત્રમા અધિક પ્રીતિ થાય છે

(૩) પુત્રના કરતા પણ પોતાના સ્થૂલ શરીરમા વધારે પ્રીતિ થાય છે

(૪) સ્થૂલ શરીરના કરતા પણ સૂક્ષ્મ શરીરમા વધારે પ્રીતિ થાય છે

એ ચારે આત્માના સબધી છે તેમા પૂર્વપૂર્વના કરતા ઉત્તરઉત્તર (પછીપછીના) આત્માની વિશેષ સમીપમા છે

(૧) આત્માનો આભાસ સૂક્ષ્મ શરીરમા છે, બીજામા નથી માટે આભાસ દ્વારા આત્માનો સૂક્ષ્મ શરીર સાથે સબધ છે—બીજા સાથે નથી

(૨) સૂક્ષ્મ શરીરનો સ્થૂલ શરીર જોડે સબધ છે માટે સૂક્ષ્મ શરીર દ્વારા આત્માનો સ્થૂલ શરીર જોડે સબધ છે

(૩) પુત્રની સાથે સ્થૂલ શરીર દ્વારા આત્માનો સબધ છે

(૪) પુત્રના મિત્ર સાથે પુત્ર દ્વારા સબધ છે

એ રીતે ઉત્તરોત્તર જે આત્માની વધારે સમીપ હોય તેમા વધારે પ્રીતિ થાય છે

**આત્માનો** સબધ હોવાથી પદાર્થમા પ્રીતિ થાય છે માટે **આત્મામા જ** મુખ્ય પ્રીતિ છે પદાર્થમા પ્રીતિ નથી જેમ પુત્રના મિત્રમા પુત્રના સબધથી પ્રીતિ છે, માટે પુત્રમા જ પ્રીતિ છે—પુત્રના મિત્રમા નથી, તે જ રીતે આત્માની અધિક સમીપતાવાળા પદાર્થમા અધિક પ્રીતિ થાય છે માટે આત્મામા જ સર્વની પ્રીતિ છે એમ સમજવુ

હવે એ પ્રીતિ આનંદમા તથા દુઃખના અભાવમા હોય છે—બીજામા હોતી નથી, બીજા પદાર્થોમા જે પ્રીતિ થાય છે, તે આનંદ અને દુઃખના અભાવના નિમિત્તથી થાય છે માટે આનંદ અને દુઃખના અભાવ સિવાય

કરણઉપહિત ચેતનસ્વરૂપ આનંદ, તેનું તે વૃત્તિથી ગ્રહણ થઈ શકતું નથી; માટે વિષયની ઉપાધિવાળા ચેતનરૂપ આનંદનું ભાન થાય છે. તે વિષયઉપહિત ચેતન આત્માથી જુદું નથી; માટે 'આત્માનંદનું જ વિષયમાં ભાન થાય છે, એમ કહેવામાં આવે છે. તે જ્ઞાનરૂપ વૃત્તિ ઉત્પન્ન થવામાં વિષયની સાથે નેત્રાદિકનો સંબંધ, એ જ નિમિત્ત છે.

(૨) અથવા—જ્ઞાનરૂપ જે બહિર્મુખ વૃત્તિ, તેનાથી બીજી એક અંતર્મુખ વૃત્તિ હોય છે. તે અંતર્મુખ વૃત્તિમાં અંતઃકરણઉપહિત ચેતનરૂપ આનંદનું ભાન થાય છે, એ ઉત્તમ સિદ્ધાંત છે. એ અંતર્મુખ વૃત્તિ ઉપજવામાં ઇચ્છાદિકનો અભાવ એ જ નિમિત્ત છે. અર્થાત્ ઇચ્છાદિકનો નાશ થવાથી અંતર્મુખ વૃત્તિ થાય છે, તેમાં અંતઃકરણઉપહિત ચેતનરૂપ આનંદનું ભાન થાય છે. જેમ ઇચ્છાદિથી રહિત ઉદાસીન પુરુષ જે એકાંતમાં બેસી રહે છે, તેને બહિર્મુખ જ્ઞાનરૂપ કોઈ વૃત્તિ હોતી નથી, પણ તેને આનંદનું ભાન થાય છે; માટે ઇચ્છાદિકના અભાવરૂપ નિમિત્તથી થયેલી અંતર્મુખ વૃત્તિ આનંદ ગ્રહણ કરનારી હોય છે. આ ઉપરથી સમજાશે, કે ઇચ્છેલા વિષયની પ્રાપ્તિ થયા પછી (તત્કાલ) ઇચ્છાદિકનો અભાવ થવાથી, વિષયનું જ્ઞાન થયા પછી અંતર્મુખ વૃત્તિ થાય છે. તે અંતર્મુખ વૃત્તિ વડે અંતઃકરણઉપહિત ચેતનરૂપ આનંદનું જ ગ્રહણ થાય છે.

એ સ્વરૂપાનંદનું ગ્રહણ અને વિષયનું જ્ઞાન અત્યંત અવ્યવહિત છે; એટલે વિષયનું જ્ઞાન થયા પછી તરત જ સ્વરૂપાનંદનું ભાન થાય છે; તેથી મનુષ્યને એવી ભ્રાંતિ થાય છે, કે 'વિષયમાં આનંદનો અનુભવ મેં કર્યો છે.'

વિષયથી આનંદ થતો ભાસે છે, તે સંબંધે ઉપર બે પક્ષ બતાવ્યા છે. તેમાં પહેલા પક્ષ કરતાં બીજો પક્ષ ઉત્તમ છે; કેમકે જે વિષયના જ્ઞાનરૂપ વૃત્તિ છે, તેનાથી અંતઃકરણઉપહિત આનંદનું ભાન તો થઈ શકતું નથી; માટે વિષયઉપહિત આનંદનું ભાન થશે, ત્યારે માર્ગમાં વૃક્ષના જ્ઞાનરૂપ વૃત્તિ છે; તે પણ સાત્વિક હોવાથી તેનાથી પણ વૃક્ષઉપહિત ચેતનસ્વરૂપ આનંદનું ભાન થવું જોઈએ. એ જ રીતે સઘળા જ્ઞાનમાં જ્ઞેયઉપહિત ચેતનરૂપ આનંદનું ભાન થવું જોઈએ, પણ તે થતું નથી; માટે અનાત્મ વસ્તુના જ્ઞાનરૂપ જે બહિર્મુખ વૃત્તિ, તેનાથી જ્ઞેયઉપહિત ચેતનસ્વરૂપ આનંદનું ગ્રહણ થઈ શકે નહિ.

આ રીતે વિષયના સંબંધથી આત્મસ્વરૂપાનંદનું ભાન થાય છે. જો આત્મા આનંદરૂપ ન હોય, તો વિષયના સંબંધથી આનંદનું ભાન થાય નહિ; માટે આત્મા આનંદરૂપ છે.

(આત્મા આનંદરૂપ છે, એમ બતાવનારાં બે વાતો કહી:)

(૧) વિષયમાં જે આનંદનું ભાન થાય છે, તે પણ સ્વરૂપાનંદ જ છે; તથાપિ જ્ઞાનની સામગ્રીમાં બોધક રૂપની પેઠે નિષિદ્ધ હોવાથી તે આનંદ ગ્રહણ કરવા જેવો નથી; પણ અનેક વિક્ષેપનો હેતુ હોવાથી ત્યાગ જેવો છે.

(૨) વિષયના અભાવપૂર્વક વિચાર આદિ સાધનોથી જે આનંદનું

ભાન થાય છે, તે સુરગૌદિના પાનમા ભરેલા દ્રવની પેઠે શાસ્ત્રવિહિત હોવાથી ગ્રહણ કરવા જેવુ છે

એક વાત એ કહી, અને બીજી વાત-વિષયમા આનદ શાથી ભાસે છે, તે વિષે કહી. તેના બે પક્ષ બતાવ્યા

(૧) વિષયા કરવૃત્તિ થવાથી વિષયઉપહિત ચેતનરૂપ આનદનુ ભાન થાય છે, એ પહેલો પક્ષ અને

(૨) વિષયપ્રાપ્તિ થતા ઇચ્છા નિવૃત્ત થવાથી વૃત્તિ અતર્મુખ થાય છે, તેથી અતર્મુખ વૃત્તિના અત ગણઉપહિત ચેતનરૂપ આનદનુ ભાન થાય છે, એ બીજો પક્ષ

પહેલા પક્ષ કરતા બીજો પક્ષ શ્રેષ્ઠ છે

## મુખ્ય પ્રેમ આત્મામાં જ છે

મનુષ્યને આત્માના સબધવાળી વસ્તુમા પ્રેમ થાય છે, તેમા જે વસ્તુ આત્માની વિશેષ પાસે હોય તેમા વિશેષ પ્રેમ થાય છે એ રીતે વ્યવહારના બહારના પદાર્થોની અપેક્ષાથી અતરના પદાર્થોમા વધારે પ્રીતિ થાય છે જેમ—

(૧) પરપરાથી આત્માનો સબધી જે પુત્રનો મિત્ર, તેના ઉપર પ્રીતિ થાય છે

(૨) પુત્રના મિત્રની અપેક્ષાથી પુત્રમા અધિક પ્રીતિ થાય છે

(૩) પુત્રના કરતા પણ પોતાના સ્થૂલ શરીરમા વધારે પ્રીતિ થાય છે

(૪) સ્થૂલ શરીરના કરતા પણ સૂક્ષ્મ શરીરમા વધારે પ્રીતિ થાય છે

એ ચારે આત્માના સબધી છે તેમા પૂર્વપૂર્વના કરતા ઉત્તરઉત્તર (પછીપછીના) આત્માની વિશેષ સમીપમા છે

(૧) આત્માનો આભાસ સૂક્ષ્મ શરીરમા છે, બીજામા નથી માટે આભાસ દ્વારા આત્માનો સૂક્ષ્મ શરીર સાથે સબધ છે—બીજા સાથે નથી

(૨) સૂક્ષ્મ શરીરનો સ્થૂલ શરીર જોડે સબધ છે, માટે સૂક્ષ્મ શરીર દ્વારા આત્માનો સ્થૂલ શરીર જોડે સબધ છે

(૩) પુત્રની સાથે સ્થૂલ શરીર દ્વારા આત્માનો સબધ છે

(૪) પુત્રના મિત્ર સાથે પુત્ર દ્વારા સબધ છે

એ રીતે ઉત્તરોત્તર જે આત્માની વધારે સમીપ હોય, તેમા વધારે પ્રીતિ થાય છે

**આત્માનો** સબધ હોવાથી પદાર્થમા પ્રીતિ થાય છે માટે **આત્મામાં જ** મુખ્ય પ્રીતિ છે પદાર્થમા પ્રીતિ નથી જેમ પુત્રના મિત્રમા પુત્રના સબધથી પ્રીતિ છે, માટે પુત્રમા જ પ્રીતિ છે—પુત્રના મિત્રમા નથી, તે જ રીતે આત્માની અધિક સમીપતાવાળા પદાર્થમા અધિક પ્રીતિ થાય છે માટે આત્મામા જ સર્વની પ્રીતિ છે એમ સમજવુ

હવે એ પ્રીતિ આનદમા તથા દુખના અભાવમા હોય છે—બીજામા હોતી નથી, બીજા પદાર્થોમા જે પ્રીતિ થાય છે, તે આનદ અને દુખના અભાવના નિમિત્તથી થાય છે માટે આનદ અને દુખના અભાવ સિવાય

બીજામાં પ્રીતિ હોતી નથી, તેથી સર્વની પ્રીતિનો વિષય જે આત્મા તે આનંદરૂપ છે.

દુ:ખનો અભાવ આત્મારૂપ છે. કલ્પિતનો અભાવ અધિષ્ઠાનરૂપ હોય છે. જેમ સર્પનો અભાવ રજ્જુરૂપ છે; માટે કલ્પિત એવા દુ:ખનો અભાવ પણ આત્મારૂપ છે. આ રીતે આત્મા આનંદરૂપ છે.

## આનંદ એ આત્માનો ગુણ નથી

ન્યાયમતમાં આનંદને આત્માનો ગુણ કહેલો છે, તે બરાબર નથી; કેમકે જો એ આનંદગુણને નિત્ય માનીએ, તો તે આગમાપાયી નહિ હોવાથી તે આનંદ આત્માનું સ્વરૂપ જ છે એમ સિદ્ધ થશે, પણ નિત્ય આનંદ ન્યાયમતમાં નથી; માટે—

જો આત્માને અનિત્ય કહે, તો અનુકૂળ વિષય તથા ઇંદ્રિયોના સંબંધથી આનંદની ઉત્પત્તિ માનવી પડશે અને તેથી સુષુપ્તિમાં જે આનંદનું ભાન છે, તે ન થવું જોઈએ; કેમ કે સુષુપ્તિમાં વિષયનો અને ઇંદ્રિયોનો સંબંધ નથી માટે આનંદ એ આત્માનો ગુણ નથી, પણ આત્મા આનંદરૂપ જ છે.

એ રીતે આત્મા સત્, ચિત્, આનંદરૂપ છે.

## સત્, ચિત્, આનંદ પરસ્પર ભિન્ન નથી

એ સત્, ચિત્ અને આનંદ પરસ્પર ભિન્ન નથી, પણ એક જ છે. જો તે આત્માના ગુણ હોત, તો પરસ્પર ભિન્ન પણ હોત, પણ તે આત્માનું સ્વરૂપ જ છે; માટે આત્માથી ભિન્ન નથી.

(૧) એક જ આત્માનો નાશ થતો નથી; માટે તે સત્ કહેવાય છે.

(૨) તે જડથી વિલક્ષણ–પ્રકાશરૂપ છે; માટે ચિત્ કહેવાય છે.

(૩) તે દુ:ખથી વિલક્ષણ–મુખ્ય પ્રીતિનો વિષય છે; માટે આનંદ કહેવાય છે.

જેમ ઉષ્ણ અને પ્રકાશરૂપ અગ્નિ છે, તેમ સત્, ચિત્, આનંદરૂપ આત્મા છે અને. શાસ્ત્રમાં સચ્ચિદાનંદસ્વરૂપને જ બ્રહ્મ કહ્યું છે; માટે બ્રહ્મસ્વરૂપ આત્મા છે. બ્રહ્મ નામ વ્યાપકનું છે.

(૧) જે પદાર્થનો દેશ વડે અંત ન આવે, એટલે કોઈ પણ સ્થળે જેનો છેડો ન હોય, તેને વ્યાપક કહે છે; માટે આત્મા જો બ્રહ્મથી ભિન્ન એટલે ભેદવાળો હોય, તો તેનો દેશથી અંત આવવો જોઈએ!

(૨) જે વસ્તુનો દેશથી અંત માલુમ પડે છે, તેનો કાળથી પણ અંત હોવો જોઈએ એવો નિયમ છે; માટે આત્મા જો દેશકાળથી અંતવાળો હોય, તો તે અનિત્ય થશે; કેમ કે જેનો કાળથી અંત આવે છે, તેને અનિત્ય કહે છે; માટે બ્રહ્મથી ભિન્ન આત્મા નથી.

આત્માથી ભિન્ન જો બ્રહ્મ હોય, તો તે અનાત્મા થશે; અને અનાત્મ એવા જે ઘટ વગેરે છે, તે જડ છે; માટે આત્માથી ભિન્ન બ્રહ્મને પણ જડ કહેવું પડશે! માટે આત્માથી ભિન્ન બ્રહ્મ નથી, પણ બ્રહ્મસ્વરૂપ જ આત્મા છે.

## બ્રહ્મ અને આત્મા એવાં ભિન્ન નામનો હેતુ

(૧) એક જ ચેતન સઘળો પ્રપંચ અને માયાનું અધિષ્ઠાન છે, માટે તે બ્રહ્મ કહેવાય છે.

(૨) તે જ ચેતન અવિદ્યા અને વ્યષ્ટિદેહ વગેરેનું અધિષ્ઠાન છે; માટે તે આત્મા કહેવાય છે.

(૧) **तत्** પદનું લક્ષ્ય બ્રહ્મ કહેવાય છે.
(૨) **त्वम्** પદનું લક્ષ્ય આત્મા કહેવાય છે.
(૧) ઈશ્વર-સાક્ષી **तत्** પદનું લક્ષ્ય છે.
(૨) જીવ-સાક્ષી **त्वम्** પદનું લક્ષ્ય છે.
(૧) વ્યષ્ટિ-સંઘાત (સમુદાય) ઉપહિત ચેતન **જીવસાક્ષી** છે.
(૨) સમષ્ટિ-સંઘાત ઉપહિત ચેતન **ઈશ્વરસાક્ષી** છે.

જો કે જીવની અને ઈશ્વરની એકતા બને નહિ, તથાપિ જીવ-સાક્ષી અને ઈશ્વર-સાક્ષીની ઉપાધિ જુદીજુદી હોવાથી ભેદ છે-સ્વરૂપથી ભેદ નથી. જેમ ઘર(ઘટ)માં રહેલું જે ઘટાકાશ અને મહાકાશ, તેનો ઉપાધિના ભેદ વિના સ્વરૂપથી કાંઈ ભેદ નથી, તેમ આત્મા અને બ્રહ્મનો ઉપાધિના ભેદ વિના ભેદ નથી-એક જ વસ્તુ છે

### બ્રહ્મરૂપ આત્મા અજન્મા છે

તે બ્રહ્મરૂપ આત્મા અજન્મા એટલે જન્મરહિત છે

જો આત્માનો જન્મ અંગીકાર કરીએ, તો તે અનિત્ય થશે, પણ તે વાત પરલોકને માનનારા આસ્તિકને ઇષ્ટ નથી, કેમ કે જો આત્મા ઉત્પત્તિ-વિનાશવાળો હોય, તો આત્માના પ્રથમ જન્મમાં પૂર્વના કારણ વિના જ સુખદુઃખનો ભોગ પ્રાપ્ત થશે, અને કરેલા કર્મનો ભોગ ભોગવ્યા વિના નાશ થશે। માટે જો આત્માને કર્તા-ભોક્તા માને, તોપણ તેને જન્મ-નાશ વિનાનો જ માનવાની જરૂર છે.

જેઓ આત્માનો જન્મ માનતા હોય, તેમને પણ આત્માનો જન્મ થવાનો કોઈ પણ હેતુ તો બતાવવો જ પડશે, કેમ કે હેતુ વિના તો કોઈ વસ્તુનો જન્મ થતો નથી, પણ આત્માના જન્મનો હેતુ કહેવો સંભવતો જ નથી, કેમ કે આત્માનો જે હેતુ હશે, તે આત્માથી ભિન્ન છે એમ કહેવું પડશે, પણ આત્માથી ભિન્ન સર્વ કાંઈ આત્મામાં કલ્પેલું છે-સત્ય નથી, માટે આત્માનો હેતુ સંભવતો નથી જેમ દોરડીમાં કલ્પેલો સાપ દોરડીનો હેતુ હોઈ શકતો નથી, તેમ આત્મામાં કલ્પેલી વસ્તુ આત્માનો હેતુ હોઈ શકે નહિ.

### ભ્રાંતિના બે અંશ

જેમ એક જ દોરડીમાં જુદાજુદા માણસોને લાકડી, સાપ, જમીન ઉપર પાણીનો રેલો એવી જુદીજુદી ભ્રાંતિ થાય છે, તે ભ્રાંતિમાં બે અંશ છે.

(૧) એક તો **સામાન્ય इदम्** (આ) અંશ છે.
(૨) બીજો સાપ વગેરે **વિશેષ** અંશ છે

તે સામાન્ય 'આ' અંશ સર્પ વગેરે સઘળા વિશેષ અંશોમાં વ્યાપક છે. જેમ કે-(૧) **આ** સાપ છે. (૨) **આ** લાકડી છે. (૩) **આ** જમીનની ફાટ છે. (૪) **આ** પાણીનો રેલો છે.

એ રીતે સાપ વગેરે વિશેષ અંશોમાં 'આ' અંશ બધે વ્યાપક છે. તે વ્યાપક સામાન્ય 'આ' અંશ દોરડીસ્વરૂપ છે. તે સામાન્ય 'આ' અંશના જ્ઞાનને જ ભ્રાંતિનો હેતુ દોરડીનું સામાન્ય જ્ઞાન કહે છે.

તે સામાન્ય 'આ' અંશ સત્ય છે; કેમ કે દોરડીનું જ્ઞાન થયા પછી પણ તે 'આ' અંશની પ્રતીતિ થાય છે:—

(૧) જેમ ભ્રાંતિકાળમાં 'આ સાપ છે' એ રીતે સાપ વગેરેની સાથે મળીને 'આ' અંશની પ્રતીતિ થાય છે, તે જ રીતે—

(૨) ભ્રાંતિ નિવૃત્ત થયા પછી પણ 'આ દોરડી છે' એ રીતે દોરડીની સાથે મળીને પણ 'આ' અંશની પ્રતીતિ થાય છે.

જો 'આ' અંશ પણ મિથ્યા હોય, તો સાપ વગેરેની પેઠે ભ્રાંતિ નિવૃત્ત થયા પછી તેની (તે 'આ' અંશની) પણ પ્રતીતિ ન થવી જોઈએ, માટે સર્પ વગેરે ભ્રાંતિમાં વ્યાપક જે 'આ' અંશ તે સત્ય છે, અને તે અધિષ્ઠાન રજ્જુરૂપ છે; તથા પરસ્પર વ્યભિચારી જે સર્પાદિક તે કલ્પિત છે.

## પદાર્થમાત્રના પાંચ અંશ અને છ વિકાર

એ જ પ્રમાણે પદાર્થમાત્રમાં પાંચ અંશ છે. (૧) નામ, (૨) રૂપ, (૩) અસ્તિ, (૪) ભાતિ, (૫) પ્રિય.

(૧) 'ઘડો' એવા બે અક્ષર એ **નામ.**

(૨) 'ગોળ' **રૂપ.**

(૩) ઘડો 'છે' એ **અસ્તિ.**

(૪) ઘડો 'પ્રતીત થાય છે' એ **ભાતિ.**

(૫) ઘડો 'પ્રિય છે' એ **આનંદ** (સર્પાદિક પણ સાપણ વગેરેને પ્રિય હોય છે.)

આ રીતે સર્વ પદાર્થોમાં પાંચ અંશ છે. તેમાંથી અસ્તિ, ભાતિ, પ્રિય–એ ત્રણ અંશ સર્વ પદાર્થોમાં વ્યાપક છે; અને નામ–રૂપ વ્યભિચારી છે.

જે વસ્તુ કોઈ જગ્યાએ હોય અને કોઈ જગ્યાએ ન હોય, તે વસ્તુને વ્યભિચારી કહે છે.

ઘડો એવું **નામ** અને ગોળ એવું રૂપ પટ(વસ્ત્ર)માં નથી; અને પટ–નામ અને તેનું રૂપ ઘટમાં નથી. એ રીતે સઘળા પદાર્થોમાં **નામ અને રૂપ વ્યભિચારી** છે.

અસ્તિ, ભાતિ, પ્રિય સર્વ પદાર્થોમાં અનુગત છે. જેમ સાપ, લાકડી, પાણીનો રેલો ઇત્યાદિ સર્વમાં 'આ' અંશ અનુગત છે, અને તે સત્ય તથા અધિષ્ઠાન છે, તેમ સઘળા પદાર્થોમાં અનુગત જે અસ્તિ, ભાતિ અને પ્રિય તે સત્ય છે.

તથા સર્પ, લાકડી વગેરેની પેઠે વ્યભિચારી એવાં નામ અને રૂપ કલ્પિત છે; અને અસ્તિ, ભાતિ, પ્રિય, સત્, ચિત્, આનંદરૂપ છે; માટે આત્મસ્વરૂપ છે.

આ રીતે સચ્ચિદાનંદરૂપ આત્મામાં તમામ નામ અને રૂપ કલ્પિત પદાર્થ કોઈ આત્માના જન્મનો હેતુ બને નહિ; માટે આત્મા અજન્મા છે.

### ૭ વિકાર

જે વસ્તુનો જન્મ (ઉત્પત્તિ) હોય, તે વસ્તુને જ સત્તા, વૃદ્ધિ, પરિણામ, અપક્ષય, વિનાશરૂપ પાંચ વિકાર (ઉત્પત્તિ સહિત ૭ વિકાર) હોય છે. આત્માનો જન્મ થતો નથી; માટે જન્મ પછી થનારા પાંચ વિકાર પણ તેને હોતા નથી.

આ રીતે આત્મા અજન્મા છે, એટલે જન્મ વગેરે ૭ વિકારથી રહિત છે.

**સત્તા** નામ પ્રકટપણાનું છે; **અપક્ષય** નામ ઘટવાપણાનું છે..

### આત્મા અસંગ છે

એ આત્મા **અસંગ** છે. **સંગ** નામ સંબંધનું છે. તે સંબંધ સજાતીય, વિજાતીય અને સ્વગત પદાર્થ સાથે હોય છે જેમ—

(૧) ઘડાનો ઘડાની સાથે સંબંધ છે, તે **સજાતીય** પદાર્થની સાથે સંબંધ કહેવાય.

(૨) ઘડાનો પટ સાથે જે સંબંધ, તે **વિજાતીય** સાથે સંબંધ છે.

(૩) **સ્વગત** એટલે અવયવ; માટે પટનો તંતુઓ સાથે જે સંબંધ છે, તે **સ્વગત સંબંધ** કહેવાય.

(૧) આત્મા બે અથવા અનંત હોય, તો સજાતીયની સાથે તેનો સંબંધ થાય; પણ આત્મા એક જ છે, માટે સજાતીય આત્માની સાથે તેનો (આત્માનો) સંબંધ હોય નહિ.

(૨) આત્માથી વિજાતીય અનાત્મા પદાર્થો છે. તે બધા મૃગતૃષ્ણાના જળની પેઠે આત્મામાં કલ્પિત છે. તે કલ્પિત અનાત્માઓ સાથે આત્માનો સંબંધ સંભવતો નથી. જેમ મૃગતૃષ્ણાના પાણી સાથે પૃથ્વીનો સંબંધ હોય નહિ—જો સંબંધ હોય, તો ખારભૂમિ તેના પાણીથી ભીની થવી જોઈએ; માટે મૃગતૃષ્ણાના પાણી સાથે ખારભૂમિનો સંબંધ નથી—તેમ આત્મામાં કલ્પિત જે વિજાતીય અનાત્મા તેની સાથે આત્માનો સંબંધ નથી.

(૩) જો આત્માને અવયવ હોય, તો આત્માનો સ્વગત સાથે સંબંધ થાય; પણ આત્મા નિત્ય છે, તેથી નિરવયવ છે. તેનો સ્વગતની સાથે સંબંધ બને નહિ.

આ રીતે આત્મામાં સજાતીય, વિજાતીય કે સ્વગત સંબંધ છે નહિ; માટે આત્મા અસંગ છે.

આ રીતે હે શિષ્ય! સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ જન્માદિ વિકારરહિત અસંગ આત્મા છે. 'તે તું છે' આ પ્રથમ પ્રશ્નનો ઉત્તર ગુરુએ અધી રોહાથી કહ્યો

## સંસારનો કર્તા કોણ છે? એ બીજા પ્રશ્નનો ઉત્તર

### જગતનો કર્તા ઈશ્વર છે

दोहा-विभु चेतन माया करै, जगको उत्पत्ति भंग ॥९॥

**વ્યાપક, ચેતન અને તેને આશ્રયે રહી તેને વિષય કરનારી જે માયા, તે જગતની ઉત્પત્તિ અને ભંગ કરે છે। ૯**

**ટીકા**—વ્યાપક એવું ચેતન તથા તેને વિષય કરનારી એટલે તે ચેતનને ઢાંકનારી તથા ચેતનને આશરે રહેલી એવી માયાશક્તિ એટલે સત્ અને અસતથી વિલક્ષણ અદ્‌ભુત શક્તિરૂપ અજ્ઞાન, તેનાથી જગતની ઉત્પત્તિ અને નાશ થાય છે. ઉત્પત્તિ-નાશ કહેવા વડે જગતની સ્થિતિ પણ એ માયા વડે જ થાય છે, એમ સમજી લેવું.

એમ કહેવાથી આવો અર્થ સિદ્ધ થાય છે.

(૧) માયા સહિત જે ચેતન, તેને ઈશ્વર કહે છે.

(૨) તે ઈશ્વર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો હેતુ છે.

આ કહેવાથી—(૧) જગતનો કોઈ કર્તા છે, કે તે પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે? એ પ્રશ્નનો ઉત્તર અપાઈ ગયો. (૨) તેમ જગતનો કર્તા કોઈ જીવ છે કે ઈશ્વર, એનો પણ ઉત્તર અપાઈ ગયો.

### ઈશ્વર સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સ્વતંત્ર છે

જગતનો કર્તા ઈશ્વર છે; તે પોતાની મેળે થતું નથી. જો કર્તા વિના જગત થતું હોય તો કુંભાર વિના ઘડો પણ થવો જોઈએ; માટે જગતનો કોઈ કર્તા છે.

(૧) **તે કર્તા સર્વજ્ઞ છે;** કેમ કે જે કાર્યનો કર્તા હોય છે, તે કાર્યને અને તેના ઉપાદાનને (કારણરૂપ સામગ્રીને) જાણીને પછી કાર્ય કરે છે; માટે જગતનો કર્તા પણ જગતને અને જગતના ઉપાદાનને જાણીને જગતને કરે છે. એ રીતે જગતનો કર્તા જગતને અને તેના ઉપાદાનને જાણે છે. માટે તે **સર્વજ્ઞ** છે.

(૨) **તે સર્વશક્તિમાન છે;** કેમ કે જે અલ્પ શક્તિવાળા જીવ છે, તેમનાથી તો આ જગતની રચના મનથી પણ વિચારી શકાય એવી નથી; માટે એવા અદ્‌ભુત જગતનો કર્તા અદ્‌ભુત શક્તિવાળો હોવો જોઈએ—અને તેવો જ છે. આ રીતે જગતનો કર્તા **સર્વશક્તિમાન** છે.

(૩) **તે સ્વતંત્ર છે;** કેમ કે જે ઓછી શક્તિવાળા હોય, તે પરાધીન હોય છે; પણ સર્વશક્તિવાળો પરાધીન હોય નહિ, માટે **તે સ્વતંત્ર છે.**

આ રીતે જગતનો કર્તા સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સ્વતંત્ર છે; તેને **ઈશ્વર** કહે છે.

### જીવ અલ્પજ્ઞ, અલ્પશક્તિમાન અને પરાધીન છે

અલ્પજ્ઞ, અલ્પશક્તિમાન અને પરાધીનને જીવ કહે છે. જો કે જીવમાં અલ્પજ્ઞતા વગેરે વાસ્તવિક રીતે તો નથી, તથાપિ અવિદ્યાએ કરેલા મિથ્યા

અલ્પનપણુ વગેરે ઉરમા પ્રતીત થાય છે, માટે તે ઉરમાં છે, એમ કહેવામાં આવે છે

અવિદ્યાએ કરેલા અલ્પનત્વાદિની જે ભ્રાન્તિ તે જ ઉલ્પણુ છે એવી અલ્પનત્વાદિની ભ્રાંતિ ઈશ્વરમા નથી, પણ માયાએ કરેલુ સર્વજ્ઞપણુ વગેરે ઈશ્વરમા છે, આ વાત વિસ્તારથી આગળ કહેવામા આવશે. આ રીતે જગતનો કર્તા ઉર નથી, પણ ઈશ્વર છે

ઈશ્વર વ્યાપક અને નિત્ય છે

એ ઈશ્વર એક સ્થળમા રહેતો નથી, પણ સર્વત્ર વ્યાપક છે જો ઈશ્વરને એક સ્થળમા રહેતો માનીએ, તો જે વસ્તુનો દેશથી છેડો આવે છે, તેનો કાળથી પણ (છેડો) અંત આવે છે, એવો નિયમ હોવાથી ઈશ્વર અનિત્ય ઠરશે ! જે અનિત્ય હોય છે, તે કર્તાથી જન્ય હોય છે, માટે ઈશ્વરનો પણ કર્તા અંગીકાર કરવો પડશે !

પણ ઈશ્વરનો કર્તા સંભવતો નથી, કેમ કે—

(૧) પોતે તો પોતાનો કર્તા હોય નહિ જો પોતાનો કર્તા પોતે જ છે એમ માનીએ, તો **આત્માશ્રયદોષ** આવશે

જ્યા પોતે જ ક્રિયાનો કર્તા (આશ્રય) અને પોતે જ ક્રિયાનુ કર્મ-ક્રિયાના વિષયરૂપ કાર્ય-હોય, ત્યા **આત્માશ્રયદોષ** થાય છે જેમ કુભાર ક્રિયાનો કર્તા છે, અને ઘડા કર્મ છે એ જ રીતે ક્રિયાનો કર્તા અને તેનું કર્મ ભિન્ન હોય છે-એક હોય નહિ, માટે જ્યા કર્તા અને કર્મ એક હોય ત્યા **આત્માશ્રય દોષ** જાણવો

કર્મ એ નામ કાર્યનું છે અને કાયના વિરોધીનુ નામ દોષ છે

આત્માશ્રય કાર્યનો વિરોધી છે, માટે દોષ છે, માટે—

(૨) ઈશ્વરનો કર્તા કોઈ બીજો છે, એમ માનવુ પડશે તે બીજો પણ પહેલાની પેઠે કર્તાથી જન્ય છે, એમ કહેવુ પડશે અને તેનો કર્તા પણ પહેલાની પેઠે તેનાથી ભિન્ન છે, એમ કહેવુ પડશે હવે જો પહેલા ઈશ્વર કર્તા છે, તેને બીજા કર્તાનો કર્તા છે એમ માનીએ તો **અન્યોન્યાશ્રયદોષ** આવશે, માટે—

(૩) કોઈ ત્રીજો કર્તા માનવો પડશે ! આ ત્રીજા કર્તાનો કર્તા જો બીજાને માને, તો **અન્યોન્યાશ્રયદોષ** આવે, અને પહેલાને માને, તો **ચક્રિકા દોષ** આવશે

જેમ ચક્રનું ભમવુ થાય છે, તેમ—

ક. પ્રથમ કર્તા દ્વિતીયજન્ય,

ખ. દ્વિતીય કર્તા તૃતીયજન્ય,

ગ. તૃતીય કર્તા પ્રથમજન્ય

ઘ. અને વળી તે પ્રથમ કર્તા દ્વિતીયજન્ય ઇ૦

એ રીતે કાર્ય-કારણભાવનુ ભ્રમણ થયા કરશે ચક્રિકાસ્થાનમા કોઈ પણ એક સિદ્ધ થાય નહિ-કર્તાની પરસ્પર અપેક્ષા રહે છે

અન્યોન્યાશ્રયમાં બેની પરસ્પર અપેક્ષા હોય છે. એકની સિદ્ધિ થયા વિના બીજાની સિદ્ધિ થાય નહિ; માટે જેમ કુંભારનો કર્તા કુંભાર પોતે નથી, પણ તેનો બાપ છે; તેમ પ્રથમ ઈશ્વર–કર્તાનો બીજો કર્તા છે.

કુંભારનો બાપ પોતાના પુત્રથી ઉત્પન્ન થાય નહિ—પણ બીજા પિતાથી ઉત્પન્ન થાય છે; તેમ બીજો કર્તા પ્રથમ કર્તા–ઈશ્વરથી ઉત્પન્ન થાય નહિ—પણ તે બીજા કોઈ કર્તાથી ઉત્પન્ન થયો છે, એમ કહેવું પડશે.

કુંભારનો પિતામહ કુંભાર, તેના પિતાથી ઉત્પન્ન થાય નહિ—પણ ચોથો જે કુંભારનો પ્રપિતામહ તેનાથી ઉત્પન્ન થાય છે.

( ૪ ) તેમ ત્રીજો કર્તા પણ પ્રથમ અને દ્વિતીય કર્તાથી ઉત્પન્ન થાય નહિ; માટે એક ચોથો કર્તા માનવો પડશે. તે ચોથાનો કર્તા વળી એક પાંચમો માનવો પડશે એથી **અનવસ્થાદોષ** આવશે.

ધારા( પ્રવાહ )નું નામ **અનવસ્થા** છે.

જો કર્તાની ધારા અંગીકાર કરીએ, તો કયો કર્તા જગત કરે છે, એનો નિર્ણય થઈ શકશે નહિ.

( ૫ ) કોઈ પણ એકને જગતનો કર્તા માનવામાં કોઈ યુક્તિ ( અનુમાન જેવું પ્રમાણ ) નથી. એવી યુક્તિના અભાવને **વિનિગમન વિરહ** ( નિશ્ચાયક યુક્તિનો અભાવ ) કહે છે.

( ૬ ) હવે એ ધારાની કોઈ જ્યાએ વિશ્રાંતિ માનીએ—એટલે કર્તાની ધારામાં એક જ્યાએ અટકી તેને જગતનો કર્તા માનીએ, તો જે કર્તા આગળ ધારામાં અંત આવ્યો એમ માન્યું હોય તેને જ જગતનો કર્તા માનવો યોગ્ય છે–પહેલાંના બધા કર્તા નકામા થશે. એનું નામ **પ્રાગ્લોપ** કહેવાય છે.

પ્રાક્( પાછળના )નો લોપ ( અભાવ ) તે **પ્રાગ્લોપ.**

આ રીતે ઈશ્વરનો દેશથી અંત અંગીકાર કરીએ, તો ઈશ્વરની ઉત્પત્તિ માનવી પડે છે ! અને ઉત્પત્તિ માનીએ તો આત્માશ્રય વગેરે ૭ દોષ આવે છે; માટે ઈશ્વરનો દેશથી અંત નથી, પણ તે વ્યાપક છે, માટે નિત્ય છે.

### ઈશ્વર અને જીવનો સ્વરૂપથી ભેદ નથી

એ વ્યાપક ઈશ્વરનો અને જીવનો સ્વરૂપથી ભેદ નથી, પણ ઉપાધિથી ભેદ છે; કેમ કે—

( ૧ ) અવચ્છેદવાદમાં—**क.** માયાવિશિષ્ટ ચેતનને **ઈશ્વર** કહે છે; અને **ख.** અવિદ્યાવિશિષ્ટ ચેતનને **જીવ** કહે છે.

( ૨ ) આભાસવાદમાં—**क.** માયા અને આભાસવિશિષ્ટ ચેતનને ઈશ્વર કહે છે. **ख.** આભાસ સહિત અવિદ્યાવિશિષ્ટ ચેતનને **જીવ** કહે છે.

( ૧ ) આભાસવાદમાં આભાસ સહિત અવિદ્યા અને માયાનો ભેદ છે, ચેતનનો ભેદ નથી.

( ૨ ) તેમ અવચ્છેદવાદમાં પણ અવિદ્યા અને માયાનો ભેદ છે; સ્વરૂપથી ચેતનનો ભેદ નથી.

(૩) બિંબ-પ્રતિબિંબમાં—ક. અજ્ઞાનમાં ચેતનનું પ્રતિબિંબ જીવ છે. ખ. અજ્ઞાનમાં ચેતનનું બિંબ ઈશ્વર છે.

આ પક્ષમાં પણ ચેતનનો સ્વરૂપથી ભેદ નથી, પણ એક જ ચેતનમાં જીવપણું અને ઈશ્વરપણું આરોપિત છે. એ વાત આગળ કહેવામાં આવશે.

આ રીતે જગતનો કર્તા સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સ્વતંત્ર ઈશ્વર છે.

તે ઈશ્વર વ્યાપક છે. તેનો અને જીવનો વિશેષમાત્રથી ભેદ છે; અને સ્વરૂપથી અભેદ છે.

આ રીતે બીજા પ્રશ્નનો ઉત્તર કહ્યો.

## મુક્તિનો હેતુ કોણ? એ ત્રીજા પ્રશ્નનો ઉત્તર

**दोहा—हेतु मोक्षको ज्ञान इक, नहीं कर्म नहि ध्यान ।**
**रज्जु सर्प तबही नशे, होय रज्जु को ज्ञान ॥ १० ॥**

**મોક્ષનો હેતુ એક જ્ઞાન જ છે, કર્મ કે ઉપાસના નથી; કેમ કે દોરડીમાં કલ્પેલો સાપ જ્યારે દોરડીનું જ્ઞાન થાય છે, ત્યારે જ નાશ પામે છે. ૧૦**

ટીકા—ગુરુ કહે છે, કે હે શિષ્ય! તેં ત્રીજો પ્રશ્ન એવો કર્યો છે, કે મુક્તિનો હેતુ એટલે મોક્ષનું સાધન જ્ઞાન છે, અથવા કર્મ છે, અથવા ઉપાસના છે, અથવા બંને છે? એનો ઉત્તર સાંભળ —

મુક્તિનો હેતુ કર્મ અથવા ઉપાસના, એટલે ધ્યાન નથી, પણ જ્ઞાન જ હેતુ છે: કેમ કે આત્મામાં બંધ સત્ય હોય તો તેની નિવૃત્તિરૂપ મોક્ષ જ્ઞાનથી થાય નહિ, પણ કર્મ અથવા ઉપાસનાથી થાય; પણ બંધ આત્મામાં સત્ય નથી, પણ રજ્જુ-સર્પની પેઠે મિથ્યા છે. તે મિથ્યાની નિવૃત્તિ અધિષ્ઠાનના જ્ઞાનથી જ થાય છે, કર્મ અથવા ઉપાસનાથી થતી નથી. જેમ દોરડીનો સાપ કોઈ ક્રિયાથી દૂર થાય નહિ—કેવળ દોરડીના જ્ઞાનથી જ દૂર થાય છે. તેમ આત્માના અજ્ઞાનથી પ્રતીત થતો જે બંધ તે બંધની પ્રતીતિ અને અજ્ઞાન આત્માના જ્ઞાનથી જ દૂર થાય છે.

### કર્મ-ઉપાસના મુક્તિનાં હેતુ નથી

(૧) જો કર્મનું ફળ મોક્ષ હોય, તો મોક્ષ અનિત્ય થશે: કેમ કે આવો નિયમ છે, કે જે કર્મનું ફળ હોય, તે અનિત્ય હોય. જેમ ખેતી વગેરે કર્મનું ફળ અન્ન વગેરે છે. તે અનિત્ય છે; અને યજ્ઞાદિકનુ ફળ સ્વર્ગ વગેરે છે, તે પણ અનિત્ય છે. જો મોક્ષને પણ કર્મનુ ફળ માનીએ, તો તે પણ અનિત્ય થશે; માટે કર્મનું ફળ મોક્ષ નથી.

(૨) એ જ રીતે ઉપાસનાનું ફળ મોક્ષ છે એમ માનીએ, તોપણ મોક્ષ અનિત્ય થશે; કેમ કે ઉપાસના પણ માનસ (મન વડે થતું) કર્મ જ છે; અને કર્મનું ફળ અનિત્ય હોય છે, માટે ઉપાસનારૂપ કર્મનું ફળ મોક્ષ નથી.

### કર્મનો પાંચ પ્રકારનો ઉપયોગ

કર્મના કર્તાનો પાંચ પ્રકારે ઉપયોગ થાય છે: (૧) પદાર્થની ઉત્પત્તિ,

( ૨ ) પદાર્થનો નાશ, ( ૩ ) પદાર્થની પ્રાપ્તિ, ( ૪ ) પદાર્થનો વિકાર, ( ૫ ) પદાર્થનો સંસ્કાર.

બીજું રૂપ પ્રાપ્ત થવું તેને વિકાર કહે છે.

સંસ્કાર બે પ્રકારનો છે: ( ૧ ) મળની નિવૃત્તિ, ( ૨ ) ગુણની ઉત્પત્તિ.

એ પાંચ પ્રકારનો કર્મનો ઉપયોગ છે. એમાંથી કોઈ પ્રકારે મુમુક્ષુને કર્મનો ઉપયોગ સંભવતો નથી; માટે મુમુક્ષુએ જ્ઞાનનાં સાધન શ્રવણાદિકમાં જ પ્રવૃત્ત થવું-કર્મમાં નહિ.

જેમ કુંભારના કર્મથી કુંભારને ઘટની ઉત્પત્તિરૂપ ઉપયોગ થાય છે, તેમ મુમુક્ષુને કર્મથી મોક્ષની ઉત્પત્તિરૂપ ઉપયોગ સંભવે નહિ; કેમ કે અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ મોક્ષ છે—

અનર્થની નિવૃત્તિ આત્મામાં નિત્યસિદ્ધ છે; એટલે આત્મામાં અનર્થની નિવૃત્તિ હમેશાં જ બનેલી રહે છે. જેમ દોરડીમાં વ્યાવહારિક સત્તાવાળા સાપના અભાવરૂપ સાપની નિવૃત્તિ નિત્યસિદ્ધ છે, તેમ પરમાર્થસત્તાવાળા આત્મામાં-કાર્ય સહિત અજ્ઞાનરૂપ-અનર્થની અત્યંતાભાવરૂપ નિવૃત્તિ નિત્યસિદ્ધ છે. આ રીતે સ્વભાવસિદ્ધ મોક્ષની ઉત્પત્તિ સંભવે નહિ.

જે વસ્તુ પ્રથમ સિદ્ધ ન હોય, તેની કર્મથી ઉત્પત્તિ થાય છે; પણ સિદ્ધ વસ્તુની ઉત્પત્તિ હોય જ નહિ. ( મોક્ષ સર્વદા સિદ્ધ છે, માટે તેની ઉત્પત્તિ ઘટે નહિ. )

**(૧) મોક્ષની ઉત્પત્તિ માટે કર્મનો ઉપયોગ નથી**—વેદાંતશ્રવણ પણ મોક્ષની ઉત્પત્તિ માટે કર્યું નથી, પણ 'આત્મા નિત્યમુક્ત છે; કંઈ પણ કર્તવ્ય નથી.' એ વાર્તા જાણવા માટે શ્રવણની જરૂર કહેલી છે. એમ જાણવાથી કર્તવ્યની ભ્રાંતિ દૂર થાય છે.

વેદાંતશ્રવણ કર્યા પછી પણ જેને કર્તવ્યની પ્રતીતિ થાય છે, તેણે તત્ત્વ જાણ્યું નથી. આ કારણથી નિત્યનિવૃત્તિ જે અનર્થ, તેની નિવૃત્તિ અને નિત્યપ્રાપ્ત આનંદની પ્રાપ્તિ, વેદાંતશ્રવણનું ફળ છે, એમ નૈષ્કર્મ્યસિદ્ધિમાં સુરેશ્વર આચાર્યે કહ્યું છે; માટે મોક્ષની ઉત્પત્તિરૂપ કર્મનો ઉપયોગ મુમુક્ષુને સંભવતો નથી.

**( ૨ ) મુમુક્ષુને પદાર્થના નાશ માટે કર્મનો ઉપયોગ નથી**—જેમ લાકડી મારવારૂપ કર્મનો ઘડાનો નાશ કરવામાં ઉપયોગ છે, તેમ મુમુક્ષુને કર્મ કરીને કોઈ પદાર્થનો નાશ કરવારૂપ ઉપયોગ છે નહિ; કેમ કે બીજા કોઈ પદાર્થનો નાશ કરવાની ઇચ્છા મુમુક્ષુને હોતી નથી; માત્ર બંધનો નાશ કરવામાં કર્મનો ઉપયોગ કહી શકાશે; પણ આત્મામાં બંધ છે જ નહિ-મિથ્યા પ્રતીત થાય છે. તે મિથ્યા પ્રતીતિનો નાશ કર્મથી થઈ શકે નહિ; પણ આત્માના યથાર્થ જ્ઞાનથી જ મિથ્યા પ્રતીતિનો નાશ થાય છે; માટે મુમુક્ષુને પદાર્થનો નાશરૂપ ઉપયોગ પણ કર્મથી સંભવતો નથી.

**( ૩ ) પ્રાપ્તિ સંભવતી નથી**—જેમ ગમનરૂપ કર્મથી ગામની પ્રાપ્તિ થાય છે, તેમ મોક્ષની પ્રાપ્તિરૂપ ઉપયોગ પણ કર્મથી બને નહિ, કેમ કે—

આત્મા નિત્યમુક્ત છે, તે આત્માને મોક્ષની પ્રાપ્તિ કહેવી સંભવતી નથી.

જેને બંધ હોય, તેને મોક્ષની પ્રાપ્તિ કહેવી સંભવે, પણ આત્મામાં બંધ છે નહિ; માટે મોક્ષની પ્રાપ્તિરૂપ કર્મનો ઉપયોગ મુમુક્ષુને સંભવતો નથી.

**(૪) વિકાર સંભવતો નથી**—જેમ પાક કરવારૂપ કર્મથી અન્નનો વિકારરૂપ ઉપયોગ રાંધનારને થાય છે, તેમ મુમુક્ષુને કર્મ કરવા વડે વિકારરૂપ ઉપયોગ સંભવતો નથી (પદાર્થના પૂર્વરૂપ છોડીને બીજા રૂપની પ્રાપ્તિને વિકાર કહે છે. તેને જ વિક્રિયા અને પરિણામ પણ કહે છે.) કેમ કે આત્મામાં બીજો કોઈ વિકાર સંભવતો નથી. જો આત્મામાં પ્રથમ બંધ માને, અને મોક્ષદશામાં ચતુર્ભુજ આદિક વિલક્ષણ રૂપની પ્રાપ્તિ અંગીકાર કરે. તો અન્યરૂપની પ્રાપ્તિરૂપ વિકારકર્મનો ઉપયોગ મુમુક્ષુને સંભવે; પણ અન્યરૂપના આત્માને પ્રાપ્તિ થાય એમ માનેલું નથી; માટે કર્મથી વિકારરૂપ ઉપયોગ પણ મુમુક્ષુને થતો નથી.

**(૫) સંસ્કાર સંભવતો નથી**—જેમ વસ્ત્રને ધોવારૂપ કર્મના મેલને દૂર કરવારૂપ સંસ્કારનો પણ મુમુક્ષુને ઉપયોગ નથી; કેમ કે—

(ક) મુમુક્ષુને બીજો કોઈ મેલ તો દૂર કરવાની ઇચ્છા હોતી નથી; તેથી આત્માનો મેલ દૂર કરવાનો હોય એમ કહેવું પડશે; પણ આત્મા તો સદા શુદ્ધ છે—તેનામાં મેલ હોતો નથી; માટે મેલની નિવૃત્તિરૂપ સંસ્કારનો ઉપયોગ મુમુક્ષુને સંભવતો નથી.

(ખ) અંતઃકરણમાં પાપરૂપ જે મેલ છે, તેની નિવૃત્તિ એ કર્મનો ઉપયોગ છે એમ કહે તો તે વાત સત્ય છે, પરંતુ શુદ્ધ અંતઃકરણવાળો જે મુમુક્ષુ છે, તેનો જ અહીં વિચાર ચાલતો હોવાથી, તેના અંતઃકરણમાં પાપરૂપી મળ હોતો નથી; માટે પાપરૂપ મળની નિવૃત્તિરૂપ સંસ્કાર માટે મુમુક્ષુને કર્મનો ઉપયોગ સંભવતો નથી.

(ગ) જો અજ્ઞાનને મળ કહેતા હો, તો આત્મામાં અજ્ઞાન છે; (એટલે આત્માને અજ્ઞાને ઢાંક્યો છે) પણ તેની નિવૃત્તિ કર્મથી થાય નહિ; કેમ કે અજ્ઞાનનું વિરોધી જ્ઞાન છે—કર્મ નથી; માટે મુમુક્ષુને મળની નિવૃત્તિરૂપ સંસ્કાર માટે પણ કર્મનો ઉપયોગ સંભવે નહિ.

(ઘ) જેમ લૂગડાને કસુંબાના રંગમાં બોળવારૂપ કર્મનો, વસ્ત્રમાં રક્ત ગુણની ઉત્પત્તિરૂપ સંસ્કાર આપવાને ઉપયોગ થાય છે, તેમ ગુણની ઉત્પત્તિરૂપ સંસ્કાર માટે પણ મુમુક્ષુને કર્મનો ઉપયોગ નથી; કેમ કે બીજા કશામાં તો ગુણની ઉત્પત્તિ કહેવી સંભવતી નથી, તેથી આત્મામાં જ તે કહેવી પડશે. પણ આત્મા નિર્ગુણ છે, તેનામાં ગુણની ઉત્પત્તિ સંભવતી નથી; માટે મુમુક્ષુને ગુણની ઉત્પત્તિરૂપ સંસ્કાર માટે પણ કર્મનો ઉપયોગ સંભવતો નથી.

આ પ્રકરણમાં ઉપયોગ શબ્દ ફળના અર્થમાં વાપર્યો છે. કર્મોનું ફળ એ પાંચ પ્રકારનું જ થાય છે—બીજા કોઈ પ્રકારનું થતું નથી. તે પાંચે પ્રકારના કર્મનું ફળ મુમુક્ષુને સંભવતું નથી; માટે મુમુક્ષુએ કર્મ છોડી જ્ઞાનનું સાધન જે શ્રવણ તેમાં પ્રવૃત્ત થવું.

ઉપાસના પણ માનસકર્મ જ છે, માટે તેનું ખંડન કરવામાં જુદી યુક્તિઓ કહેવાની જરૂર નથી.

આ રીતે કેવળ કર્મ અથવા ઉપાસના મોક્ષનો હેતુ નથી, પણ કેવળ જ્ઞાન એ જ મોક્ષનો હેતુ છે.

### સમુચ્ચયવાદનું મંડન

**આક્ષેપ—કર્મ અને ઉપાસના એ જ્ઞાનના અને મોક્ષનાં હેતુ છે.**

વાદી—કોઈ આચાર્યો કર્મ-ઉપાસના સહિત જ્ઞાનને મોક્ષનો હેતુ માને છે, અને તે વિષે યુક્તિદષ્ટાંત પણ કહે છે.

**(૧) પક્ષીની પાંખનું દૃષ્ટાંત**—જેમ આકાશમાં પક્ષી એક પાંખથી ઊડી શકતું નથી, પણ બે પાંખથી ઊડી શકે છે; તેમ મોક્ષલોકમાં પણ એક જ્ઞાનરૂપ પાંખથી જવાતું નથી, પણ એક પાંખ તો કર્મ-ઉપાસના છે; અને જ્ઞાન એ બીજી પાંખ છે. ઉપાસના પણ માનસકર્મ છે; માટે તેનો સમાવેશ કર્મમાં કરી કર્મ-ઉપાસનાની એક પાંખ ગણી છે.

**(૨) સેતુનું દૃષ્ટાંત-જ્ઞાનને કર્મ-ઉપાસનાની અપેક્ષા**—જેમ સેતુના દર્શનથી પાપનો નાશ થાય છે. તે સેતુનું દર્શન પણ પ્રત્યક્ષરૂપ જ્ઞાન છે, અને તે જ્ઞાન શ્રદ્ધા-ભક્તિ સહિત ગમનાદિ નિયમની અપેક્ષા રાખે છે. જે માણસ શ્રદ્ધા-ભક્તિથી રહિત હોય, તેને સેતુદર્શનનું ફળ થતું નથી. જેમ સેતુનું પ્રત્યક્ષ જ્ઞાન, પાપના નાશરૂપ ફળની ઉત્પત્તિ કરવામાં શ્રદ્ધા-નિયમ વગેરેની અપેક્ષા રાખે છે, તેમ બ્રહ્મજ્ઞાન પણ મોક્ષરૂપ ફળની ઉત્પત્તિ કરવામાં કર્મ-ઉપાસનાની અપેક્ષા રાખે છે.

વળી જેઓ કેવળ જ્ઞાનથી મોક્ષ માને છે, તેઓ પણ કર્મ-ઉપાસનાને જ્ઞાનનો હેતુ તો માને છે જ; કેમ કે શુદ્ધ અને સ્થિર અંતઃકરણમાં જ્ઞાન થાય છે. તે અંતઃકરણ શુભ કર્મથી શુદ્ધ થાય છે અને ઉપાસનાથી સ્થિર થાય છે. આ રીતે અંતઃકરણની શુદ્ધિ અને સ્થિરતા દ્વારા કર્મ-ઉપાસનાને જ્ઞાનનો હેતુ માનેલો છે.

**(૩) જળસિંચનનું દૃષ્ટાંત-જ્ઞાનના ફળમોક્ષ માટે કર્મ-ઉપાસનાની અગત્ય**—જેમ જ્ઞાનનો હેતુ કર્મ-ઉપાસના માનેલાં છે, તેમ જ્ઞાનનું ફળ જે મોક્ષ-તેનો હેતુ પણ કર્મ-ઉપાસના છે, એમ માનવું યોગ્ય છે.

જેમ જળનું સિંચન વૃક્ષની ઉત્પત્તિનો હેતુ છે, અને વૃક્ષના ફળની ઉત્પત્તિનો પણ હેતુ છે; (જળના સંબંધ વિના ઝાડ પણ સુકાઈ જાય અને તેને ફળ પણ થાય નહિ) તેમ કર્મ-ઉપાસના જ્ઞાનની ઉત્પત્તિનો હેતુ છે અને જ્ઞાનનું ફળ જે મોક્ષ તેનો પણ હેતુ છે.

વનનાં જે વૃક્ષોને પાણી સિંચ્યા વિના જ ફળ આવે છે, તેમને પણ વૃક્ષની નીચે મૂળમાં પાણીનો સંબંધ છે, માટે ફળ આવે છે. તેથી દષ્ટાંત બરોબર છે. આ રીતે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણે મોક્ષનાં હેતુ છે; માટે જ્ઞાનવાને પણ કર્મ કરવાં.

**(૪) દૃષ્ટાંત—કર્મ-ઉપાસના જ્ઞાનનું રક્ષણ કરે છે,** અથવા કર્મ ઉપાસના જ્ઞાનનું રક્ષણ કરવામાં હેતુ છે; કેમ કે જો જ્ઞાનવાન માણસ કર્મ

ઉપાસનાનો ત્યાગ કરે, તો ઉત્પન્ન થયેલું જ્ઞાન પણ જળવિનાના વૃક્ષની પેઠે નાશ પામી જાય છે, કેમ કે શુદ્ધ અંતઃકરણમાં જ્ઞાન થાય છે અને શુભ કર્મ ન કરે તો જ્ઞાનવાનને પણ પાપ લાગે, તથા ઉપાસના ન કરવાથી ફરીને અંતઃકરણ ચંચળ થઈ જાય, એવા મલિન અને ચંચળ અંતઃકરણમાં જ્ઞાન રહે નહિ જેમ સૂકી ભૂમિમાં ઉત્પન્ન થયેલું વૃક્ષ રહેતું નથી તેમ

**(૫) બ્રહ્મચારીના સ્થાનનું દૃષ્ટાંત**—જેમ મંત્રથી શુદ્ધ કરેલા સ્થાનમાં વેદપાઠી બ્રહ્મચારી નિવાસ કરે છે, પણ કોઈ કારણથી તે શુદ્ધ કરેલું સ્થાન પુનઃ મલિન થઈ જાય, તો તે સ્થાનને તે છોડી દે છે તેમ જ કર્મના ત્યાગથી મલિન થયેલા અને ઉપાસનાના ત્યાગથી ચંચળ થયેલા અંતઃકરણમાં જ્ઞાન રહે નહિ, માટે કર્મ-ઉપાસના જ્ઞાનના રક્ષણનો હેતુ છે

( ૧ ) આ રીતે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણે મોક્ષના હેતુ માને, ( ૨ ) તથા જ્ઞાનની રક્ષાના હેતુ કર્મ-ઉપાસના માને અને કેવળ જ્ઞાન મોક્ષનો હેતુ માને આ બન્ને પ્રકારથી જ્ઞાનવાનને કર્મ-ઉપાસના કર્તવ્ય છે. આ વાદ સમુચ્ચયવાદ કહેવાય છે

## સમુચ્ચયવાદનું ખંડન

## કર્મ-ઉપાસના સાથે જ્ઞાનનો વિરોધ-દૃષ્ટાંત

**સિદ્ધાંતી**—એ સમુચ્ચયવાદ યથાર્થ નથી, કેમ કે આત્મા દેહથી ભિન્ન છે, એમ જે ન જાણતો હોય, તે કર્મ કરે નહિ કેમ કે બીજા જન્મમાં મળનારા ભોગ માટે જ કર્મ કરવામાં આવે છે, અને દેહનો તો અગ્નિમાં દાહ થાય છે, માટે દેહને તો બીજા જન્મના ભોગ ભોગવવાના હોય નહિ માટે—

**( ૧ ) શરીરથી આત્મા ભિન્ન છે એવું જ્ઞાન કર્મનો હેતુ છે**

આત્મા શરીરથી ભિન્ન હોય છે અને તે કર્તા તથા ભોક્તા છે, એવું જ્ઞાન જેને હોય તે જ કર્મ કરી શકે એટલે 'હું પુણ્યપાપનો કર્તા છું અને પુણ્યપાપનું ફળ મને મળશે' એવું જેને જ્ઞાન છે, તે જ કર્મ કરે છે

જ્ઞાની પુરુષને આત્મા સંબંધી એવું જ્ઞાન હોતું નથી, પણ 'પુણ્યપાપ અને સુખદુઃખથી રહિત અસંગ બ્રહ્મરૂપ આત્મા છે' એવું વેદાંતવાક્યથી જ્ઞાન થાય છે તે જ્ઞાન કર્મનો હેતુ નથી પણ ઊલટું વિરોધી છે માટે જ્ઞાનવાન કર્મ કરે નહિ

**( ૨ ) કર્તા અને કર્મફળના ભેદનું જ્ઞાન કર્મનો હેતુ છે**

કર્તા અને કર્મફળ આત્માથી ભિન્ન છે, એવી પ્રતીતિ જ્ઞાનીને થતી નથી તેને તો બધું આત્મારૂપ જ પ્રતીત થાય છે માટે પણ જ્ઞાનવાન હોય તે કર્મ કરે નહિ વળી ભાષ્યકારે પણ ઘણે પ્રકારે જ્ઞાનીને કર્મનો અભાવ છે, એમ પ્રતિપાદન કર્યું છે કર્મના ફળનો અને જ્ઞાનના ફળનો વિરોધ છે તેથી પણ જ્ઞાન અને કર્મનો સમુચ્ચય બની શકે નહિ

**( ૩ ) સમુચ્ચયના બે પ્રકાર : ક્રમ-સમુચ્ચય ગ્રાહ્ય છે**

જો કે વેદમાં પણ કોઈ જગાએ જ્ઞાન અને કર્મનો સમુચ્ચય લખ્યો છે,

રાગી માણસ અસ્થિર એવા બ્રહ્મરૂપ પ્રપંચને સત્ય (પોતાનું) રૂપ માની દુઃખમાં પડે છે; ત્યાગી માણસ સ્થિર એવા બ્રહ્મને પોતાનું રૂપ માની આનંદમાં સમાઈ જાય છે.

પાછળ ભાગત્યાગ-લક્ષણા બાબત ખાસ કરીને સૂચન કર્યું હતું. એ સૂચન કરવાનો હેતુ લક્ષણા અને તેના પ્રકાર સમજાવવાનો હતો, માટે હવે લક્ષણાના ભેદ કહે છે.

## લક્ષણા-સામાન્ય નિરૂપણ

### લક્ષણાના ત્રણ પ્રકાર

દોહા—त्रिविधि लक्सना कहत हैं, कोविद बुद्धिनिधान ।
जहती अरु अजहति पुनी, भागत्याग निज जान ॥ १५ ॥
आदि दोइ नहि संभवै, महावाक्यमें तात ।
भागत्यागते रूप निज, ब्रह्मरूप दरशात ॥ १६ ॥

બુદ્ધિમાન પંડિતો લક્ષણા ત્રણ પ્રકારની કહે છે. તેનાં નામઃ (૧) જહતી લક્ષણા, (૨) અજહતી લક્ષણા અને (૩) ભાગત્યાગ લક્ષણા. ૧૫

મહાવાક્યનો અર્થ કરવામાં પહેલાંની બે લક્ષણાઓ એટલે જહતી લક્ષણા અને અજહતી લક્ષણા સંભવતી નથી, પણ છેલ્લી ભાગત્યાગ લક્ષણા વડે પોતાનું સ્વરૂપ બ્રહ્મ છે, એમ સમજાય છે. ૧૬

### લક્ષણા એટલે શું?

છંદ—अब लक्षणा प्रभु कहत काकूं, देहु यह समुझाय ।
पुनि भेद ताके तीनि तिनके, लक्षणहुं दरशाय ॥ १७ ॥

હે ગુરુ! લક્ષણા કોને કહે છે, તે મને સમજાવો; તથા તે લક્ષણાના ત્રણ ભેદ તમે કહો છો, તેનાં શાં શાં લક્ષણો છે, તે પણ સમજાવો. ૧૭

**ટીકા** —કેમ કે સામાન્ય જ્ઞાન થયા પછી જ વિશેષનું જ્ઞાન થાય છે. જેમ સામાન્ય બ્રાહ્મણનું જ્ઞાન થયા પછી તે ઔદિચ્ય બ્રાહ્મણ છે, કે રાયકવાળ બ્રાહ્મણ છે એવું વિશેષ જ્ઞાન થાય છે, એ જ રીતિ સામાન્ય લક્ષણાનું જ્ઞાન થાય, તો **જહતી** વગેરે લક્ષણાના વિશેષ રૂપનું જ્ઞાન થાય. લક્ષણાનું સામાન્ય રૂપ જાણ્યા વિના જહતી વગેરે વિશેષ રૂપનું જ્ઞાન થાય નહિ; માટે શિષ્યે કહ્યું, કે હે ગુરુ! લક્ષણા કોને કહે છે, તે હું જાણતો નથી; માટે લક્ષણાનું સામાન્ય રૂપ બતાવી પછી જહતી આદિક જે લક્ષણાના ત્રણ ભેદ છે, તેનાં જુદાંજુદાં લક્ષણો સમજાવો.

### શક્તિવૃત્તિ અને લક્ષણાવૃત્તિ

श्रुति चित्त निज एकाग्र करि, अब शिष्य सुनि मम वानि ।
ज्यूं लक्षना अरु भेद ताके, लेहु नीके जानि ॥

मुनि वृत्ति है द्वै भांति पदकी, शक्ति तामें एक ।
तहां लक्षना पुनि जानि दूजी, सुनहु सो सविवेक ॥ १८॥

ગુરુ :—હે શિષ્ય! તારાં કાન અને મન એકાગ્ર કરી મારી વાણી સાંભળ, કે જેથી લક્ષણા અને તેના ભેદ તું સારી રીતે સમજી શકે. (આ વિષય સૂક્ષ્મ હોવાથી ગુરુએ એવી સૂચના કરી છે. પદના અર્થ સાથે જે સંબંધ છે તેને **વૃત્તિ** કહે છે.) તે વૃત્તિ બે પ્રકારની છે. તે બે પ્રકારમાં એક **શક્તિવૃત્તિ** છે અને બીજી **લક્ષણાવૃત્તિ** છે. તે બેનું સ્વરૂપ હું કહું છું, તે વિવેક સહિત સાંભળ. ૧૮

**ટીકા**—વિચારસાગરના ટીકાકાર પંડિત પીતાંબરદાસજીએ આ સંબંધી વિશેષ ખુલાસો કર્યો છે; તે ઉપયોગી હોવાથી અહીં ઉતારીએ છીએ:

**વૃત્તિ એટલે શું?**

જેમ વાછરડાનો ગાય સાથે સંબંધ છે, તેથી અનેક ગાયોમાં રહેલી પોતાની માતારૂપ ગાયને તે વાછરડું શોધી કાઢે છે; અને તેના તરફ પોતા વાછરડાની પ્રવૃત્તિ થાય છે. જો વાછરડાનો ગાય સાથે સંબંધ ન હોય, તો એવી પ્રવૃત્તિ થાય નહિ; માટે વાછરડાનો અને ગાયનો જે પરસ્પર સંબંધ છે, તેને **જન્ય-જનક-ભાવ સંબંધ** કહેવામાં આવે છે. એ જન્ય-જનક-ભાવરૂપ જ્ઞાનનો હેતુ જે વાછરડાની ગાય તરફ પ્રવૃત્તિ, તેને પણ સંબંધ કહે છે.

તે જ રીતે શબ્દની પોતપોતાની અર્થમાં જે પ્રવૃત્તિ થાય છે, તે પણ સંબંધ વિના થાય નહિ, માટે શબ્દનો પણ પોતાના વાચ્યરૂપ અથવા લક્ષ્યરૂપ અર્થ (પદાર્થ) સાથે **વાચ્ય-વાચક-ભાવરૂપ અથવા લક્ષ્ય-લક્ષક-ભાવરૂપ સંબંધ** કહેવાય છે.

આ બે પ્રકારના સંબંધને જ **સ્માર્ય-સ્મારકભાવરૂપ સંબંધ** પણ કહે છે.

(૧) વાચ્યરૂપ અથવા લક્ષ્યરૂપ જે અર્થ તે પદ વડે સ્મરણ કરવા યોગ્ય છે; માટે તે **સ્માર્ય** કહેવાય છે.

(૨) વાચકરૂપ અથવા લક્ષકરૂપ જે પદ તે તે અર્થનું સ્મરણ કરાવનારું છે; માટે તેને **સ્મારક** કહે છે.

પદ અને અર્થનો પરસ્પર સ્માર્ય-સ્મારકરૂપ સંબંધ છે. તે સંબંધનું જ્ઞાન કરાવવાના હેતુરૂપ જે પોતાના અર્થમાં પ્રવૃત્તિ, તેને પણ **શબ્દ સાથે અર્થનો સંબંધ** કહેવામાં આવે છે. એ જ પ્રવૃત્તિરૂપ સંબંધને શબ્દની **વૃત્તિ** પણ કહે છે.

એ વૃત્તિરૂપ સંબંધ કોઈ જગ્યાએ શક્તિરૂપ હોય છે, અને કોઈ જગ્યાએ લક્ષણારૂપ હોય છે; તે પ્રસંગ ઉપરથી સમજી શકાય છે.

**શબ્દના બીજા અર્થો અહીં લેવાના નથી**

(૧) શાસ્ત્રમાં અંતઃકરણના અથવા અવિદ્યાના પરિણામને પણ વૃત્તિ કહે છે.

(૨) તેમ જ વર્તવુ-ચાલુ રહેવુ એનું નામ પણ **વૃત્તિ છે.**
(૩) તેમ જ જીવનનિર્વાહના સાધનનું નામ પણ વૃત્તિ છે
(૪) પ્રાણોની ક્રિયાનુ નામ પણ **વૃત્તિ છે.**
(૫) કોઈક વ્યાકરણના વિભાગનું નામ પણ **વૃત્તિ** છે

વૃત્તિ શબ્દ એમ અનેક અર્થમા વપરાય છે તે બધામાથી કોઈ અર્થ વૃત્તિ શબ્દનો અહી જાણવાનો નથી પણ **શબ્દનો અર્થ સાથે સંબંધ** એ જ અર્થ વૃત્તિ શબ્દનો અહી સમજવો

**શક્તિ એટલે શું ?**

શબ્દમા પોતાના અર્થનું જ્ઞાન કરવાનું જે સામર્થ્ય છે, તેને **શબ્દની શક્તિ** કહે છે

એ શબ્દની શક્તિ ઘડાની ઉપરના નીચના બે કાચનાની વચ્ચે રહેના કપાનમયોગ(કપાન-ઘડાનુ કાચના)ની પેઠે, અથવા કાર્યકારણ વગેરેની વચમા રહેના સમવાયસબધ કે તાદાત્મ્યસબધની પેઠે, શબ્દ અને અર્થ એ બનેની વચ્ચે રહેલી છે, માટે તે શક્તિ, શક્તિવૃત્તિરૂપ શબ્દનો અર્થની સાથે **સાક્ષાત્ સંબધ** કહેવાય છે

**શક્તિવૃત્તિના ત્રણ ભેદ**

એ રીતે ઉપર કહેલી શબ્દના અર્થની સાથે સાક્ષાત્ સબધરૂપ શક્તિ વૃત્તિ-(૧) યોગાવૃત્તિ, (૨) રૂઢિવૃત્તિ અને (૩) યોગારૂઢિવૃત્તિ એમ ત્રણ પ્રકારની છે

**(૧) યોગાવૃત્તિ**—જે શબ્દમા પોતાના અવયવોના યોગ(મેળાપ)થી અર્થનુ જ્ઞાન કરવાનુ સામર્થ્ય છે, તે શબ્દનો પોતાના અર્થની સાથે યોગ શક્તિરૂપ સબધ છે, તેને જ શબ્દની **યોગાવૃત્તિ** કહે છે

જેમ 'પગરખુ' એ શબ્દ છે, તેમા 'પગ' અને 'રખુ' એવા બે અવયવ છે તેના યોગથી (મેળાપથી) પગનુ રક્ષણ કરનાર 'જોડા (ખાસડુ)' એવા અર્થનુ જ્ઞાન કરવાનુ સામર્થ્ય એ શબ્દમા રહેલુ છે, માટે 'પગરખુ' એ શબ્દનો પગનુ રક્ષણ કરનાર (ખાસડુ) અર્થ સાથે **યોગાશક્તિરૂપ સબધ** છે, અને એ સબધને નીચે જ તેને **યોગાવૃત્તિ** કહે છે

**(૨) રૂઢિવૃત્તિ**—જે પદના અવયવો વડે અર્થનુ જ્ઞાન થાય નહિ, પણ 'આ પદનો એવો જ અર્થ છે' એવી રીતે અર્થ સમજવાનો સંકેત (પરિભાષા) જે શબ્દમા રહેલો હોય, તે શબ્દનો પોતાના અર્થ સાથે **રૂઢિશક્તિરૂપ સબધ** કહેવાય છે અને તેને જ શબ્દની **રૂઢિવૃત્તિ** કહે છે

જેમ 'ઝાડ' શબ્દ છે એના અવયવોથી કોઈ અર્થનુ જ્ઞાન થઈ શકતુ નથી પણ 'ઝાડ' શબ્દનો 'વૃક્ષ' એવો જ અર્થ કરવો, એવો જે લોકનો સંકેત છે, તે જ ઝાડ શબ્દનો વૃક્ષરૂપ અર્થની સાથે **રૂઢિશક્તિરૂપ સંબધ** છે એ સબધને જ **રૂઢિવૃત્તિ** કહે છે

**(૩) યોગારૂઢિવૃત્તિ**—જે પદના અવયવોથી પણ જ્ઞાન થતુ હોય અને

सुनि वृत्ति है द्वै भांति पदकी, शक्ति तामें एक ।
तहां लक्षना पुनि जानि दूजी, सुनहु सो सविवेक ॥ १८॥

ગુરુ:—હે શિષ્ય! તારાં કાન અને મન એકાગ્ર કરી મારી વાણી સાંભળ, કે જેથી લક્ષણા અને તેના ભેદ તું સારી રીતે સમજી શકે. (આ વિષય સૂક્ષ્મ હોવાથી ગુરુએ એવી સૂચના કરી છે. પદના અર્થ સાથે જે સંબંધ છે તેને **વૃત્તિ** કહે છે.) તે વૃત્તિ બે પ્રકારની છે. તે બે પ્રકારમાં એક **શક્તિવૃત્તિ** છે અને બીજી **લક્ષણાવૃત્તિ** છે. તે બેનું સ્વરૂપ હું કહું છું, તે વિવેક સહિત સાંભળ. ૧૮

**ટીકા**—વિચારસાગરના ટીકાકાર પંડિત પીતાંબરદાસજીએ આ સંબંધી વિશેષ ખુલાસો કર્યો છે, તે ઉપયોગી હોવાથી અહીં ઉતારીએ છીએ:

### વૃત્તિ એટલે શું?

જેમ વાછરડાનો ગાય સાથે સંબંધ છે, તેથી અનેક ગાયોમાં રહેલી પોતાની માતારૂપ ગાયને તે વાછરડું શોધી કાઢે છે; અને તેના તરફ પેલા વાછરડાની પ્રવૃત્તિ થાય છે. જો વાછરડાનો ગાય સાથે સંબંધ ન હોય, તો એવી પ્રવૃત્તિ થાય નહિ; માટે વાછરડાનો અને ગાયનો જે પરસ્પર સંબંધ છે, તેને **જન્ય-જનક-ભાવ સંબંધ** કહેવામાં આવે છે. એ જન્ય-જનક-ભાવરૂપ જ્ઞાનનો હેતુ જે વાછરડાની ગાય તરફ પ્રવૃત્તિ, તેને પણ સંબંધ કહે છે.

તે જ રીતે શબ્દની પોતપોતાની અર્થમાં જે પ્રવૃત્તિ થાય છે, તે પણ સંબંધ વિના થાય નહિ, માટે શબ્દનો પણ પોતાના વાચ્યરૂપ અથવા લક્ષ્યરૂપ અર્થ (પદાર્થ) સાથે **વાચ્ય-વાચક-ભાવરૂપ અથવા લક્ષ્ય-લક્ષક-ભાવરૂપ સંબંધ** કહેવાય છે.

આ બે પ્રકારના સંબંધને જ **સ્માર્ય-સ્મારકભાવરૂપ સંબંધ** પણ કહે છે.

(૧) વાચ્યરૂપ અથવા લક્ષ્યરૂપ જે અર્થ તે પદ વડે સ્મરણ કરવા યોગ્ય છે; માટે તે **સ્માર્ય** કહેવાય છે.

(૨) વાચકરૂપ અથવા લક્ષકરૂપ જે પદ તે તે અર્થનું સ્મરણ કરાવનારું છે; માટે તેને **સ્મારક** કહે છે.

પદ અને અર્થનો પરસ્પર સ્માર્ય-સ્મારકરૂપ સંબંધ છે. તે સંબંધનું જ્ઞાન કરાવવાના હેતુરૂપ જે પોતાના અર્થમાં પ્રવૃત્તિ, તેને પણ **શબ્દ સાથે અર્થનો સંબંધ** કહેવામાં આવે છે. એ જ પ્રવૃત્તિરૂપ સંબંધને શબ્દની **વૃત્તિ** પણ કહે છે.

એ વૃત્તિરૂપ સંબંધ કોઈ જગ્યાએ શક્તિરૂપ હોય છે, અને કોઈ જગ્યાએ લક્ષણારૂપ હોય છે; તે પ્રસંગ ઉપરથી સમજી શકાય છે.

### શબ્દના બીજા અર્થો અહીં લેવાના નથી

(૧) શાસ્ત્રમાં અંતઃકરણના અથવા અવિદ્યાના પરિણામને પણ વૃત્તિ કહે છે.

(૨) તેમ જ વર્તવુ-ચાલવુ રહેવુ એનું નામ પણ વૃત્તિ છે.
(૩) તેમ જ જીવનનિર્વાહના સાધનનું નામ પણ વૃત્તિ છે
(૪) પ્રાણોની ક્રિયાનુ નામ પણ વૃત્તિ છે.
(૫) કોઈક વ્યાકરણના વિભાગનું નામ પણ વૃત્તિ છે

વૃત્તિ શબ્દ એમ અનેક અર્થમા વપરાય છે તે બધામાથી કોઈ અર્થ વૃત્તિ શબ્દનો અહી જાણવાનો નથી પણ **શબ્દનો અર્થ સાથે સંબધ** એ જ અર્થ વૃત્તિ શબ્દનો અહી સમજવો

## શક્તિ એટલે શું?

શબ્દમા પોતાના અર્થનુ જ્ઞાન કરવાનુ જે સામર્થ્ય છે, તેને **શબ્દની શક્તિ** કહે છે

એ શબ્દની શક્તિ ઘડાની ઉપરના નીચના બે કાચનાની વચ્ચે રહેલા કપાલસંયોગ(કપાલ-ઘડાનુ કાચના)ની પેઠે, અથવા કાર્યકારણ વગેરેની વચમા રહેલા સમવાયસંબધ કે તાદાત્મ્યસબધની પેઠે, શબ્દ અને અર્થ એ બનેની વચ્ચે રહેલી છે, માટે તે શક્તિ, શક્તિવૃત્તિરૂપ શબ્દનો અર્થની સાથે **સાક્ષાત સંબધ** કહેવાય છે

## શક્તિવૃત્તિના ત્રણ ભેદ

એ રીતે ઉપર કહેલી શબ્દના અર્થની સાથે સાક્ષાત સબધરૂપ શક્તિ વૃત્તિ-(૧) યોગવૃત્તિ, (૨) રૂઢિવૃત્તિ અને (૩) યોગરૂઢિવૃત્તિ એમ ત્રણ પ્રકારની છે

**(૧) યોગવૃત્તિ**—જે શબ્દમા પોતાના અવયવોના યોગ(મેળાપ)થી અર્થનુ જ્ઞાન કરવાનુ સામર્થ્ય છે, તે શબ્દનો પોતાના અર્થની સાથે યોગ શક્તિરૂપ સબધ છે, તેને જ શબ્દની **યોગવૃત્તિ** કહે છે

જેમ 'પગરખુ' એ શબ્દ છે, તેમા 'પગ' અને 'રખુ' એવા બે અવયવ છે તેના યોગથી (મેળાપથી) પગનુ રક્ષણ કરનાર 'જોડો (ખાસડુ)' એવા અર્થનુ જ્ઞાન કરવાનુ સામર્થ્ય એ શબ્દમા રહેલુ છે, માટે 'પગરખુ' એ શબ્દનો પગનુ રક્ષણ કરનાર (ખાસડુ) અર્થ સાથે **યોગશક્તિરૂપ સબધ** છે, અને એ સબધને લીધે જ તેને **યોગવૃત્તિ** કહે છે

**(૨) રૂઢિવૃત્તિ**—જે પદના અવયવો વડે અર્થનુ જ્ઞાન થાય નહિ, પણ 'આ પદનો એવો જ અર્થ છે' એવી રીતે અર્થ સમજવાનો સંકેત (પરિભાષા) જે શબ્દમા રહેલો હોય, તે શબ્દનો પોતાના અર્થ સાથે **રૂઢિશક્તિરૂપ સબધ** કહેવાય છે અને તેને જ શબ્દની **રૂઢિવૃત્તિ** કહે છે

જેમ 'ઝાડ' શબ્દ છે એના અવયવોથી કોઈ અર્થનુ જ્ઞાન થઈ શકતુ નથી પણ 'ઝાડ' શબ્દનો 'વૃક્ષ' એવો જ અર્થ કરવો, એવો જે લોકનો સંકેત છે, તે જ ઝાડ શબ્દનો વૃક્ષરૂપ અર્થની સાથે **રૂઢિશક્તિરૂપ સંબધ** છે એ સબધને જ **રૂઢિવૃત્તિ** કહે છે

**(૩) યોગરૂઢિવૃત્તિ**—જે પદના અવયવોથી પણ જ્ઞાન થતું હોય અને

તે પદના અર્થમાં લોકોનો પણ સંકેત હોય, તે પદનો પોતાના અર્થ સાથે **યોગારૂઢિ** એવી ઉભય(બંને)રૂપ શક્તિ કહેવાય છે.

જેમ 'અંગરખું' શબ્દના અવયવ 'અંગ-રખું' છે. એ બંને અવયવના યોગથી શરીરનાં અંગોનું રક્ષણ કરનાર એવા અર્થનું જ્ઞાન થાય છે; અને વળી પગરૂપ અંગનું રક્ષણ કરનાર અર્થને 'પગરખું' કહેવું, પણ 'અંગરખું' ન કહેવું-માત્ર ડગલાને જ 'અંગરખું' કહેવું, એવો લોકનો સંકેત પણ 'અંગરખા' શબ્દમાં રહેલો છે; માટે 'અંગરખા' શબ્દનો પોતાના અર્થ સાથે **યોગારૂઢિ** અને **શક્તિરૂપ સંબંધ** છે. એ સંબંધને **યોગારૂઢિવૃત્તિ** કહે છે.

ઉપર જે ત્રણ પ્રકારની શબ્દની શક્તિવૃત્તિ કહી છે, તેને **મુખ્યવૃત્તિ** પણ કહે છે.

## લક્ષણાવૃત્તિ

(૧) શબ્દની શક્તિવૃત્તિરૂપ સંબંધથી શબ્દના સાક્ષાત્ સંબંધવાળો જે અર્થ જાણવામાં આવે છે, તેને **શક્યાર્થ** કહે છે.

(૨) તે શક્યાર્થના સંબંધવાળો-બોલનારના તાત્પર્યનો વિષય (બોલનારના મનમાં જે અર્થ કહેવાનો હોય તે)-જે કોઈક બીજો અર્થ, તે બીજા અર્થની સાથે શબ્દનો જે પરંપરાસંબંધ તેને શબ્દની **લક્ષણાવૃત્તિ** કહે છે; અર્થાત્ શક્યાર્થ દ્વારા શબ્દનો કોઈ ત્રીજા પદાર્થ જોડે સંબંધ તે **લક્ષણાવૃત્તિ**.

(૩) તે લક્ષણાવૃત્તિથી જાણવામાં આવે એવો જે પરંપરા વડે શબ્દના સંબંધવાળો અર્થ તેને શબ્દનો **લક્ષ્યાર્થ** કહે છે.

### અનુક્રમે ઉદાહરણો

(૧) **શક્યાર્થનું** ઉદાહરણ—જેમ પિતા શબ્દનો શક્તિવૃત્તિરૂપ સાક્ષાત્ સંબંધ 'જનક'રૂપ અર્થની સાથે છે, માટે 'જનક'રૂપ અર્થ તે પિતા શબ્દનો **શક્યાર્થ** છે; કેમ કે તે પિતા શબ્દની શક્તિવૃત્તિરૂપ સંબંધથી જાણવામાં આવે છે.

(૨) **લક્ષણાવૃત્તિનું** ઉદાહરણ—તે જનકરૂપ શક્ય અર્થના સંબંધવાળો, અને કોઈ સારા પ્રસંગ વખતે 'સૌથી પ્રથમ પિતાને પગે લાગ' એ પ્રમાણે પૌત્રને બોધ કરનારો (બોલનાર પુરુષના તાત્પર્યનો વિષય) પિતામહરૂપ અન્ય અર્થ છે. તેને વિષે જે પિતા શબ્દનો પરંપરાસંબંધ, તે પિતા શબ્દની **લક્ષણાવૃત્તિ** છે.

(૩) **લક્ષ્યાર્થનું** ઉદાહરણ—એ લક્ષણાવૃત્તિથી જાણવામાં આવેલો એવો જે પિતા શબ્દનો પરંપરાથી (જનકરૂપ શક્ય અર્થ દ્વારા) સંબંધી પિતામહરૂપ અર્થ, તે પિતા શબ્દનો **લક્ષ્યાર્થ** છે.

(૪) **પરંપરાસંબંધનું** ઉદાહરણ—જે અર્થની સાથે જેનો સાક્ષાત્ સંબંધ ન હોય, પણ કોઈ દ્વારા સંબંધ હોય, તે અર્થની સાથે તેનો **પરંપરાસંબંધ** કહેવાય છે.

જેમ પૌત્રરૂપ ત્રીજા પુરુષનો પોતાના પિતામહરૂપ પ્રથમ પુરુષની સાથે

સાક્ષાત્ સંબંધ (જન્ય-જનકભાવ સંબંધ) નથી, પણ પુત્રનો પોતાના પિતા સાથે સંબંધ (જન્ય-જનકભાવ) છે, અને પિતાનો સંબંધ પિતામહ સાથે છે, માટે પૌત્રનો પિતામહ સાથે પિતા દ્વારા સંબંધ છે એ સંબંધ **પરંપરા સંબંધ** છે

તેમ શબ્દનો પોતાનો સાક્ષાત્ સંબંધી વાચ્ય અર્થ છે તે વાચ્ય અર્થથી ભિન્ન જે વાચ્ય અર્થનો સંબંધી તેની સાથે શબ્દનો સાક્ષાત્ સંબંધ નથી, પણ શબ્દનો શક્તિરૂપ સંબંધ વાચ્ય અર્થની સાથે છે, અને વાચ્ય અર્થનો સંયોગાદિરૂપ કોઈ પણ પ્રકારનો સંબંધ બોલનારના તાત્પર્યના વિષયરૂપ વાચ્યાર્થના સંબંધવાળા અન્ય અર્થની સાથે છે માટે તે વાચ્યના સંબંધવાળા અન્ય અર્થની સાથે શબ્દનો વાચ્ય અર્થ દ્વારા સંબંધ છે, તેથી તે **પરંપરા સંબંધ** કહેવાય છે

શબ્દનો આ પરંપરાસંબંધ એ જ **લક્ષણાવૃત્તિ** છે તે શબ્દનો પરંપરા સંબંધ જે અર્થની સાથે હોય, તે શબ્દનો **લક્ષ્યાર્થ** છે લક્ષણાવૃત્તિનું સામાન્ય લક્ષણ અને ઉદાહરણ એ પ્રમાણે છે એના જહતી વગેરે ત્રણ પ્રકારના ભેદનું વિવેચન હવે પછી થશે

(પાછળ શક્યાર્થ અને લક્ષ્યાર્થ સંબંધી સમજૂતી વિચારસાગરના ટીકાકાર પંડિત પીતાંબરદાસજીના લખાણ પ્રમાણે આપી છે, કે જેથી વાચનારને હવે પછી આવતો એ વિષય સમજવો સુગમ પડે હવે અહીંથી પાછો મૂળ ગ્રંથનો વિષય લખીએ છીએ, તેથી ફરીને એ જ વિષયનું વિવેચન આવે તો વાચનારે પુનરાવૃત્તિ જોઈને શંકિત થવું નહિ)

## શક્તિવાદ: ન્યાયરીતિથી શક્તિનું લક્ષણ

દોહા—जा पदतैं जा अर्थकी, है सुनते हि प्रतीति ।
एसी इच्छा ईशकी, शक्ति न्यायकी रीति ॥ १९ ॥

નૈયાયિકો કહે છે, કે અમુક શબ્દ સાંભળતા જ અમુક અર્થનો બોધ થાઓ, એવી જે ઈશ્વરની ઇચ્છા તેને **શક્તિ** કહે છે (અર્થાત્ 'ઘડો' વગેરે શબ્દ સાંભળતા જ તે તે પદાર્થોની પ્રતીતિ (જ્ઞાન) બધા માણસોને થાય, એવી જે ઈશ્વરની ઇચ્છા તેને ન્યાયશાસ્ત્રમાં **શક્તિ** કહે છે) ૧૯

## સિદ્ધાંતીની પોતાની રીતે શક્તિનું લક્ષણ

सामर्थ्य पदकी शक्ति जानहु, वेदमत अनुसार ।
सो वह्निमें जिम दाहकी है, शक्ति त्यूँ निरधार ॥ २० ॥

વેદમત પ્રમાણે પદમાં અર્થને ઓળખાવવાનું જે સામર્થ્ય રહેલું છે તેને શક્તિ કહેવી, જેમ અગ્નિમાં દાહશક્તિ તેની પેઠે ૨૦

ટીકા—(૧) 'ઘટ' એ શબ્દના સાંભળનારને 'કલશ'રૂપ અર્થનું

જ્ઞાન કરવાનું જે 'ઘટ' એ શબ્દમાં સામર્થ્ય છે, તે જ 'ઘટ' એ પદમાં શક્તિ છે; તેમ જ (૨) 'પટ' શબ્દના સાંભળનારને 'વસ્ત્ર'રૂપ અર્થનું જ્ઞાન કરવાનું જે 'પટ' શબ્દમાં સામર્થ્ય છે, તે 'પટ' પદમાં 'શક્તિવૃત્તિ' છે.

એ રીતે બધા પદોમાં 'શક્તિવૃત્તિ' સમજી લેવી.

**દૃષ્ટાંત**—જેમ અગ્નિમાં પોતાની સાથે સ્પર્શ કરતાં જ વસ્તુને બાળી મૂકવાના સામર્થ્યરૂપ શક્તિ છે, તેમ શ્રોતાના કાન સાથે સંબંધ થતાં જ વસ્તુનું જ્ઞાન કરવાનું જે પદમાં સામર્થ્ય છે, તેને શક્તિ કહે છે.

સામર્થ્ય એટલે સમર્થપણું. એને જ બળ, જોર અને શક્તિ પણ કહે છે.

જેમ અગ્નિમાં દાહની શક્તિ છે, તેમ જળમાં ભીનું કરવાની, તરસ દૂર કરવાની કે લોચો કરવાની શક્તિ છે.

એ રીતે સર્વ પદાર્થોમાં પોતપોતાનું કામ કરવાનું જે સામર્થ્ય છે, તે જ શક્તિ છે એવો વેદનો સિદ્ધાંત છે. એ જ સિદ્ધાંતને નિશ્ચય કર; ન્યાયની રીતિ તજવા યોગ્ય છે.

## પૂર્વપક્ષઃ ઈશ્વરની ઇચ્છા એ જ શક્તિ છે

છંદ—ननु वह्निमें वहि शक्ति भासै, वहि विन कछु और ।
है हेतुता जो दाहकी, सो वह्निमें तिहि ठौर ॥
इस पदनहूं में वर्ण विन कछु शक्ति भासत नाहीं ।
या हेतुतें जो ईश इच्छा, शक्ति मो मतिमांहि ॥ २१ ॥

**શિષ્યઃ**—અગ્નિમાં અગ્નિના સ્વરૂપથી જુદી કોઈ શક્તિ દેખાતી નથી; અને અગ્નિમાં જે બાળવાનું સામર્થ્ય છે, તે તો અગ્નિમાં જ છે. એ જ રીતે પદોમાં પણ અક્ષર વિના બીજી કોઈ શક્તિ દેખાતી નથી. આ હેતુથી જે ઈશ્વરની ઇચ્છા તે જ શક્તિ છે, એમ મારી બુદ્ધિમાં સમજાય છે. ૨૧

**ટીકા**—શિષ્ય કહે છે, હે ગુરો! મને એક સંદેહ થાય છે—અગ્નિમાં અગ્નિના સ્વરૂપથી જુદી શક્તિ દેખાતી નથી. પાછળ તમે કહ્યું, કે અગ્નિમાં જે બાળવાનું સામર્થ્ય છે તે દાહનો હેતુ છે; અને તે જ અગ્નિમાં શક્તિ છે, એ વાત સંભવતી નથી; કેમ કે બાળવાનું કારણ એકલા અગ્નિમાં જ છે. અપ્રસિદ્ધ સામર્થ્ય અગ્નિમાં માનીને તેમાં (તે સામર્થ્યમાં) દાહની હેતુતા માનવાનું તથા પ્રસિદ્ધ અગ્નિમાં દાહની હેતુતા તજવાનું કાંઈ કારણ નથી; મતલબ કે દાહનું કારણ અગ્નિને ન માનતાં તેમાં એક શક્તિ કલ્પીને તેને દાહનું કારણ માનવાનું કાંઈ પ્રયોજન નથી.

જેમ દૃષ્ટાંતમાં શક્તિ સંભવતી નથી, તેમ શબ્દમાં પણ અક્ષરોનો સમુદાય—જે શબ્દનું સ્વરૂપ છે—તેનાથી જુદી શક્તિ દેખાતી નથી; અને તે માનવાનું કારણ પણ નથી, માટે નૈયાયિકો જે ઈશ્વરની ઇચ્છારૂપ શબ્દની શક્તિ માને છે, તે જ મને ઠીક લાગે છે.

## શક્તિનું પ્રતિપાદન

प्रतिबंध होते वह्नि तैं नहि, दाह ऊपजै अंग ।
उत्तेजक रू जब, धरे तब फिर, दहैं वह्नि सस्संग ॥
है वह्निमें जो हेतुता तौ दाह है सबकाल ।
जो नशै उपजै वह्नि होते, हेतु शक्ति सुवाल ॥ २२ ॥

ગુરુઃ—હે શિષ્ય! પ્રતિબંધકને લીધે અગ્નિ છતાં પણ દાહ થતો નથી; અને ઉત્તેજક વસ્તુ સમીપ આવે એટલે (પ્રતિબંધક છતાં પણ) અગ્નિ પોતાના સંગથી તે પદાર્થને બાળે છે. જો શક્તિના વિના કેવળ અગ્નિમાં દાહની હેતુતા હોય તો સર્વદા અગ્નિના સંબંધથી દાહ થવો જોઈએ. (અર્થાત્ પ્રતિબંધક હોય તો પણ—અને ઉત્તેજક ન હોય તો પણ—દાહ થવો જોઈએ, કેમ કે દાહનો હેતુ અગ્નિમાં તે વખતે પણ હોય છે. અમારા મતમાં એ દોષ આવતો નથી, કેમ કે અમારા મત પ્રમાણે તો અગ્નિની શક્તિ અથવા શક્તિ સહિત અગ્નિ દાહનો હેતુ છે—કેવળ અગ્નિ દાહનો હેતુ નથી) હે બાલ! હે અજ્ઞાત તત્ત્વ! જે અગ્નિ છતાં પણ પ્રતિબંધથી નાશ પામે અને ઉત્તેજકથી ઉત્પન્ન થાય, તે શક્તિ દાહનો હેતુ છે ૨૨

ટીકા—(૧) કાર્યનું જે વિરોધી હોય, તેને પ્રતિબંધક કહે છે

(૨) પ્રતિબંધક છતાં પણ કાર્યનું જે સાધક એટલે ઉત્પન્ન કરનાર હોય તેને ઉત્તેજક કહે છે

(૧) અગ્નિમાં પ્રતિબંધક અને ઉત્તેજક મણિ, મંત્ર, ઔષધ વગેરે છે. જે મણિ, મંત્ર અથવા ઔષધ પાસે હોવાથી દાહ થાય નહિ તે પ્રતિબંધક છે, અને (૨) જે મણિ મંત્ર કે ઔષધ પાસે હોવાથી પ્રતિબંધક છતાં પણ દાહ થાય તે ઉત્તેજક છે.

[પ્રતિબંધકરૂપ મણિ, મંત્ર, ઔષધ વડે અગ્નિની દાહ કરનારી શક્તિનો નાશ અથવા અટકાવ થાય છે તેમ જ ઉત્તેજકરૂપ મણિ, મંત્ર, ઔષધ વડે અગ્નિની દાહક શક્તિની ઉત્પત્તિ અથવા પ્રાદુર્ભાવ થાય છે, એવું કેટલાક મહાત્માઓમાં જોવામાં આવે છે ]

જ્યાં પ્રતિબંધ હોય છે, ત્યાં જો કે પ્રતિબંધથી અગ્નિનો નાશ અથવા તિરોધાન [ગુપ્ત રહેવાપણું] કદાચ ન થાય તો પણ અગ્નિની શક્તિનો નાશ અથવા તિરોધાન થાય છે, માટે દાહનો હેતુ શક્તિ અથવા શક્તિ સહિત અગ્નિનો અભાવ થવાથી દાહ થતો નથી.

જે ઠેકાણે પ્રતિબંધની પાસે ઉત્તેજક આવે છે તે ઠેકાણે પ્રતિબંધને લીધે અગ્નિની શક્તિનો નાશ અથવા તિરોધાન થાય છે, પણ ઉત્તેજકને લીધે અગ્નિની

* પ્રતિબંધક અને ઉત્તેજકનો ખુલાસો ગ્રંથકારે ટીકાના અર્થને અંતે આપ્યો છે, પણ અર્થ સમજવાની અનુકૂળતા માટે તેટલો ભાગ અમે પ્રથમ આપ્યો છે—અનુ૰

દાહક શક્તિની ઉત્પત્તિ અથવા પ્રાદુર્ભાવ થાય છે; માટે પ્રતિબંધક છતાં પણ ઉત્તેજકના માહાત્મ્યથી દાહની હેતુરૂપ શક્તિ અથવા શક્તિ સહિત અગ્નિ હોવાથી દાહ થાય છે.

(અર્થાત્ અગ્નિ છતાં પણ દાહ થવામાં કે ન થવામાં જે હેતુભૂત છે, તે જ શક્તિ છે; એ રીતે અગ્નિથી દાહક શક્તિ જુદી માનવાની જરૂર છે.)

## શક્તિનું પ્રયોજન અને પ્રમાણ.

છંદ—शिष रीति यह सब वस्तुमें तू, शक्ति लेहु पिछानि ।
बिन शक्ति नहि कछु काज होवै, यहै निश्चय मानि ॥२३॥

**ગુરુઃ**—હે શિષ્ય! આ રીતે બધી વસ્તુમાં તારે શક્તિને જાણી લેવી. શક્તિ વિના કોઈ હેતુથી કોઈ કાર્ય થતું નથી, એમ નિશ્ચય માનવું. ૨૩

વળી શિષ્યે પ્રશ્ન કર્યો હતો, કે અગ્નિની શક્તિ અગ્નિથી ભિન્ન પ્રતીત થતી નથી, તેનો ખુલાસો આપતાં ગુરુ જણાવે છે, કે

છંદ—अब शक्ति यामें है नहीं, वह शक्ति ऊपजी और ।
यह शक्तिको परसिद्ध अनुभव, लोपि है किस ठौर ॥२४

**શિષ્યઃ**—(પ્રતિબંધકથી શક્તિનો લોપ થયા પછી) હવે આમ શક્તિ રહી નથી; અને (ઉત્તેજકથી) આ બીજી શક્તિ ઊપજી છે, એવો શક્તિનો પ્રસિદ્ધ અનુભવ છે, તે કયે ઠેકાણે લોપી શકાશે? ૨૪

આ ઠેકાણે શ્રી. પીતામ્બરનાથજીએ કરેલી ટિપ્પણી વિશેષ સ્પષ્ટતા માટે ટીકા તરીકે અહીં ઉતારી છે.

**ટીકા**—અગ્નિમાં દાહકતા હોય છે, પણ મણિ-મંત્રાદિકથી તે દાહક શક્તિનો પ્રતિબંધ થાય છે તે વખતે દાહ કરવાનું સામર્થ્ય તે અગ્નિમાં હોતું નથી. ફરી વળી જ્યારે તે શક્તિને પેદા કરનાર ઉત્તેજક મણિ—મંત્રાદિ આવી મળે છે, ત્યારે વળી અગ્નિમાં ફરીને બીજી દાહક શક્તિ ઉત્પન્ન પણ થાય છે, 'આ શક્તિનો પ્રસિદ્ધ અનુભવ જેમણે ઠીકરનાથ વગેરેના તમાશા જોયા છે તે સર્વને છે. હે શિષ્ય' એ અનુભવનો તું કઈ રીતે બાધ કરી શકવાનો છે અર્થાત્ અનુમિતિ-પ્રમા[અનુમાનથી ઊપજેલું યથાર્થ જ્ઞાન]રૂપ અનુભવનો બાધ સંભવતો નથી.

ઉપર પ્રમાણે સિદ્ધાંતની રીતે શક્તિનું સ્વરૂપ અને શક્તિ વિ૰ પ્રમાણનું નિરૂપણ કર્યું છે.

## ન્યાયમતની શક્તિનું ખંડન

जो शक्ति इच्छा ईशकी, सो पदनके न नजीक ।
मत न्यायको अन्याय या विधि, शक्ति जानि अलीक ॥ २५॥

નૈયાયિકો ઈશ્વરની ઇચ્છાને **પદશક્તિ** કહે છે, એ અણુસ્તું છે, કેમ કે ઈશ્વરની ઇચ્છા [illegible]

જોઈએ; પણ ઈશ્વરની ઈચ્છા અને તે પદની શક્તિ, એમ કહેવું સંભવતું નથી. જો પદનો ધર્મ શક્તિ હોય તો તે પદની શક્તિ કહેવાય; માટે પદમાં જે અર્થને ઓળખાવવાનું સામર્થ્ય રહેલું છે, તે જ પદની શક્તિ છે. ઈશ્વરની ઈચ્છા પદની નજીક પણ નથી; માટે તેને પદની શક્તિ કહેવી સંભવતું નથી. ૨૫

[ઈશની ઈચ્છા ઈશનો ધર્મ છે, માટે તે ઈશની આશ્રિત હોવાથી-ઈશની પાસે છે, માટે ઈશના સંબંધવાળી હોવાથી-ઈશની શક્તિ છે. તે ઈચ્છા 'ઘટ' વગેરે પદોનો ધર્મ નથી; માટે તે પદનો ધર્મ નથી. એ રીતે ઈશની ઈચ્છા પદોની જોડે સંબંધવાળી ન હોવાથી, તે પદની શક્તિ નથી. જેમ કુંભારને ઘડો કરવાની ઈચ્છા છે, તે કુંભારનો ધર્મ છે, ઘડાનો ધર્મ નથી. તેમ જ 'આ (ઘટ) પદનો આવો (કલશરૂપ) અર્થ થાય.' એવા સંકલ્પપૂર્વક જે ઈશ્વરની ઈચ્છા તે ઈશ્વરને આશ્રિત રહેલો ધર્મ છે, માટે ઈશ્વરની શક્તિ છે, પદોની શક્તિ નથી.]

## વૈયાકરણની રીતે શક્તિનું લક્ષણ

છંદ—योग्यता जो अर्थकी, पदमांहि शक्ति सु देखि ।
यूं कहत वैयाकरणभूषण, कारिका हरि लेखि ॥ २६ ॥

પદમાં અર્થની યોગ્યતા એટલે અર્થનું ભાન થવામાં હેતુપણું, તેને પદની શક્તિ કહે છે. જેમ 'ઘડો' એ પદમાં કલશરૂપ અર્થના જ્ઞાનની હેતુતારૂપ યોગ્યતા છે તે જ શક્તિ છે. એવી રીતે હરિ પંડિતકૃત 'વૈયાકરણભૂષણ'ની કારિકામાં લખ્યું છે. ૨૬

[હરિ પંડિતે આશરે ૭૦૦ શ્લોકમાં વ્યાકરણનો 'વૈયાકરણભૂષણ' નામે ગ્રંથ લખ્યો છે. તેનું પ્રમાણ અહીં આપ્યું છે.]

## વૈયાકરણમતની શક્તિનું ખંડન

सुनि शिष्य वैयाकरणमतमें, प्रबलदूषण एक ।
सामर्थ्य पदमें है न वा यह, पूछि ताहि विवेक ॥ २७ ॥
भाषे जु है सो शक्ति मानहु, ताहि लोकप्रसिद्ध ।
कहि नाहि जो असमर्थ पद सो, योग्य है यह सिद्ध ॥ २८॥
असमर्थ है पद अर्थ योग्य रु, कहत है सविरोध ।
जो और दूषण देखनो, तौ ग्रंथदर्पण शोध ॥ २९ ॥

ગુરુઃ—હે શિષ્ય! વ્યાકરણના શક્તિ સંબંધી મતમાં એક દૂષણ પ્રબળ છે. તેમને એમ પૂછો, કે શક્તિ પદમાં છે કે નથી? જો તે એમ કહે, કે પદમાં શક્તિ છે; તો તે જ લોકપ્રસિદ્ધ શક્તિ છે એમ માનવું; જો પદમાં શક્તિ નથી એમ કહે, તો એ પદ શક્તિહીન ઠરે છે; અને શક્તિરહિત પદને અર્થયોગ્ય કહેવું યોગ્ય

**નથી. પદ એ અસમર્થ એટલે શક્તિરહિત છે; અને તે અર્થ બતાવવાને યોગ્ય છે, એમ કહેવું એ દેખીતો વિરોધ છે. જો વ્યાકરણના શક્તિવાદનાં બીજાં દૂષણો જાણવાં હોય; તો 'દર્પણ' નામનો ગ્રંથ વાંચી જોવો ૨૭–૨૯**

**ટીકા**—ગુરુ કહે છે, કે હે શિષ્ય ! વ્યાકરણની શક્તિ સંબંધી મતમાં એક મોટું દૂષણ છે. વૈયાકરણને એમ પૂછો, કે 'તમારા મતમાં પદમાં સામર્થ્ય છે કે નહિ?' જો એમ કહે, કે 'પદમાં સામર્થ્ય છે,' તો તો વેદાંત મતમાં કહેલી શક્તિ જ સિદ્ધ થાય છે; અર્થાત્ જો વૈયાકરણ પણ પદમાં શક્તિ માને, તો પછી પદમાં અર્થજ્ઞાનને ઉત્પન્ન કરનાર યોગ્યતારૂપ હેતુ એ શક્તિ છે, એવું તેમનું માનવું મિથ્યા ઠરે છે.

કહેવાનો અભિપ્રાય એમ છે, કે જેઓ પદમાં સામર્થ્ય છે, એમ માને છે, તેમણે તે સામર્થ્યથી ભિન્નરૂપ શક્તિ માનવી યોગ્ય નથી, પણ સામર્થ્યરૂપ જ શક્તિ છે એમ માનવું યોગ્ય છે; કેમ કે સામર્થ્ય, બળ, જોર, શક્તિ એ ચારે નામ એક જ અર્થનાં છે. એમ લોકમાં પ્રસિદ્ધ છે, જેનામાં જોર ન હોય તેને લોકો એમ કહે છે, કે એ સામર્થ્યહીન છે,'બલહીન છે, શક્તિહીન છે; તેમ જ શેકેલા દાણાને લોકો કહેશે, કે એમાં અંકુર ઉત્પન્ન કરવાની શક્તિ નથી સામર્થ્ય નથી–બળ નથી–જોર નથી.

આ રીતે સામર્થ્ય અને શક્તિ એક જ વસ્તુ છે, એમ બધા લોકો જાણે છે.

અગ્નિમાં પણ સામર્થ્યરૂપ શક્તિનો નિર્ણય થઈ જ ગયેલો છે; માટે પદમાં સામર્થ્યરૂપ શક્તિ માનવી યોગ્ય છે, પણ પદમાં સામર્થ્ય માનીને તેનાથી ભિન્ન 'યોગ્યતા'ને શક્તિ કહે, તો તેથી લોકપ્રસિદ્ધ વાતથી વિરોધ, એ જ માત્ર ફળ થશે.

વારુ, જો વૈયાકરણ એમ કહે, કે એ સામર્થ્યને જ અમે યોગ્યતા કહીએ છીએ, તો પછી અમારો જ મત સિદ્ધ થાય છે.

પણ જો વૈયાકરણ એમ કહે, કે જો અમે સામર્થ્ય માનતા હોઈએ તો સામર્થ્યરૂપ શક્તિ પદમાં સંભવે; પણ અમે તેવું કોઈ સામર્થ્ય માનતા જ નથી; માટે અર્થજ્ઞાનની જનકતારૂપ યોગ્યતા એ જ પદમાં શક્તિ છે.

હવે આપણે વૈયાકરણને આ પ્રમાણે પૂછવું જોઈએ :

**સિદ્ધાંતી :**—તમે સામર્થ્યનો અભાવ કેવળ પદમાં જ અંગીકાર કરો છો કે અગ્નિ આદિક સર્વે પદાર્થોમાં અંગીકાર કરો છો?

**વૈયાકરણ :**—અગ્નિ આદિક તમામ પદાર્થોમાં અમે સામર્થ્યનો અભાવ માનીએ છીએ. (બીજો પક્ષ માનીએ છીએ.)

**સિદ્ધાંતી :**—ત્યારે તો અગ્નિ આદિક પદાર્થોમાં સામર્થ્યરૂપ શક્તિનું પ્રતિપાદન અમે જે યુક્તિથી કરેલું છે, તે જોવાથી તમારા મતનું ખંડન જાણવામાં આવશે; એટલે—

જો અગ્નિ આદિક સર્વ પદાર્થમાં સામર્થ્યરૂપ શક્તિ નહિ માનો, તો

પ્રતિબંધકથી દાહનો અભાવ બને નહિ. આ તમારા બીજા પક્ષની માન્યતામાં દોષ છે. [કેમ કે અગ્નિમાં જો દાહકતારૂપ શક્તિ ન હોય, તો પ્રતિબંધકથી અભાવ કોનો થાય? અગ્નિ તો પ્રતિબંધક વખતે પણ કાયમ હોય છે, તેથી પ્રતિબંધકને લીધે અગ્નિની શક્તિનો જ લોપ થયો છે, એમ સિદ્ધ થાય છે, અને તેથી અગ્નિમાં અગ્નિથી ભિન્ન, અગ્નિની શક્તિ (દાહકતા) રહેની છે, એમ માનવું જ પડશે; અને એમ માનવુ પડે, એટલે તમે જે અગ્નિમાં શક્તિનો અભાવ કહો છો એ પક્ષ ખોટો ઠરે છે.]

**વૈયાકરણ:**—એમ હશે, તો અમે કેવળ પદમાં જ સામર્થ્યનો અભાવ છે, એ પહેલો પક્ષ માનીશુ.

**સિદ્ધાંતી:**—એ પહેલા પક્ષમાં બીજા પક્ષમાં કહેલો દોષ તો નથી; કેમ કે પદમાં અર્થજ્ઞાનની જનકતારૂપ યોગ્યતાથી ભિન્ન સામર્થ્યરૂપ શક્તિ નથી, પણ યોગ્યતા જ શક્તિ છે, એ પ્રથમ પક્ષ છે. તેમા પ્રતિબંધકથી દાહનો અસંભવરૂપ દોષ તો નથી, તથાપિ પદમા પણ અગ્નિની પેઠે સામર્થ્યનો અંગીકાર તો અવશ્ય કરવો જોઈએ, કેમ કે પદમા સામર્થ્યનો તો તમે અગીકાર કરતા નથી, તેથી પદ અસમર્થ છે અને તે અર્થની યોગ્યતાવાળુ છે, એટલે અર્થ જ્ઞાનનુ જનક છે, એવો તમારો મત છે, એ મત અસગત છે, કેમ કે પદ અસમર્થ છે અને અર્થને યોગ્ય છે, એટલે અર્થ જ્ઞાનનો જનક છે, એ વાક્ય 'નપુસકનુ સફળ વીર્ય છે' એ વાક્યની પેઠે બોલવામા જ વિરોધ છે.

અસમર્થથી કોઈ કાર્ય થતું નથી, એ લોકમા પ્રસિદ્ધ વાત છે; માટે અસમર્થ પદથી પણ અર્થના જ્ઞાનરૂપ કાર્ય બને નહિ એટલે પદમાં સામર્થ્ય માનવુ યોગ્ય છે. જો પદમા સામર્થ્ય અગીકાર કર્યું, તો પછી શક્તિ પણ પદમા સામર્થ્યરૂપ માનવી યોગ્ય છે.

એ રીતે અર્થજ્ઞાનની જનકતારૂપ યોગ્યતા પદમા શક્તિ નથી, પણ સામર્થ્યરૂપ જ શક્તિ છે.

વૈયાકરણ-મતમાં શક્તિ-નિરૂપણના બીજા દૂષણ જોવા હોય, તો શક્તિ નિરૂપણના વિષયમાં 'દર્પણ' ગ્રથ જુઓ. એમા લખેલા દૂષણો કિલષ્ટ છે, એટલે કલેશ વડે સમજવા જેવા છે, માટે 'દર્પણ'મા કહેલા દૂષણ અહી લખ્યા નથી

['શંકરદિગ્વિજય'મા જેને કુમારિલ ભટ્ટ અથવા ભટ્ટપાદ કહેલા છે, મડનમિશ્ર તથા પ્રભાકર વગેરે જેના શિષ્યો હતા, તથા જૈમિનિકૃત 'પૂર્વમીમાસા' ઉપર જેણે વાર્તિક લખ્યુ છે, તે ભટ્ટપાદનો મત અહી બતાવ્યો છે.] તે કહે છે, કે—

## ભટ્ટની રીતે શક્તિનું લક્ષણ

**छद—संबंध पदको अर्थसे, तादात्म्य शक्ति सु वेद ।**
**इस भट्टके अनुसारि मानत, ताहि भेदाभेद ॥ ३० ॥**

**પદનો અર્થની સાથે જે તાદાત્મ્યસંબંધ છે, તે શક્તિ, એમ ભટ્ટને અનુસરનારા પંડિતો કહે છે. એ તાદાત્મ્યને તે ભેદાભેદરૂપ માને છે. ૩૦**

ટીકા—પદ તે જ અર્થરૂપ છે અને અર્થ તે જ પદરૂપ છે, એમ માનવું તે તાદાત્મ્ય; અને એમ છતાં એ તાદાત્મ્ય ભેદરૂપ છે અને અભેદરૂપ પણ છે, એમ પણ તેઓ માને છે. તેમનો અભિપ્રાય આ પ્રમાણે છે:

(૧) અગ્નિ પદનો અંગારારૂપ અર્થની સાથે છેક જ ભેદ નથી. અગ્નિ શબ્દ અને અંગારો એ અર્થ એ બન્ને એક જ છે. જો તે બે છેક જુદા હોય તો—જેમ અગ્નિ શબ્દ વડે અગ્નિથી અત્યંત ભિન્ન જે જળ વગેરે છે, તેનું જ્ઞાન થતું નથી, તેમ અગ્નિ પદથી અંગારારૂપ અર્થની પણ પ્રતીતિ ન થવી જોઈએ. પદથી અત્યંત ભિન્ન પદાર્થની પદ વડે પ્રતીતિ થાય નહિ.

(૨) જેમ પદનો પોતાના અર્થ સાથે અત્યંત ભેદ નથી, તેમ અત્યંત અભેદ પણ નથી; એટલે અગ્નિ શબ્દ અને 'અંગારો' અર્થ એ કેવળ એક જ છે, એમ પણ નથી. જો અત્યંત અભેદ હોય—અગ્નિ શબ્દ અને અંગારો અર્થ બન્ને એક જ હોય, તો જેમ અગ્નિ પદના વાચ્યરૂપ અંગારાથી મુખનો દાહ થાય છે, તેમ અંગાર પદનો વાચક અગ્નિ શબ્દ બોલતાંમાં જ મુખનો દાહ થવો જોઈએ' પણ શબ્દના ઉચ્ચારણથી દાહ થતો નથી; માટે અગ્નિ પદ અને અંગાર અર્થનો છેક જ અભેદ પણ નથી.

આ રીતે અગ્નિ પદનો અંગારરૂપ અર્થ સાથે ભેદાભેદ છે, એટલે ભેદ પણ છે અને અભેદ પણ છે.

(૧) ભેદ છે માટે અગ્નિ શબ્દ બોલતાંમાં મોં દાઝતું નથી.

(૨) અભેદ છે માટે અગ્નિ શબ્દ વડે જેમ જળ સમજવાનો અસંભવ છે, તેમ અંગારો સમજવાનો અસંભવ નથી.

જેમ અગ્નિ પદનો અંગારરૂપ અર્થ સાથે ભેદ સહિત અભેદ છે, તેમ ઉદક, વન, જળ, જીવન વગેરે પદોનો પાણીરૂપ અર્થ સાથે ભેદ સહિત અભેદ છે.

(૧) જો અત્યંત ભેદ હોય, તો જેમ ઉદક વગેરે પદોથી અત્યંત ભિન્ન જે અગ્નિ વગેરે છે, તેની ઉદક વગેરે પદોથી પ્રતીતિ થતી નથી, તેમ ઉદક વગેરે પદોથી પાણી વગેરે અર્થની પણ પ્રતીતિ થાય નહિ. આ કારણથી ઉદક વગેરે પદોનો પાણી અર્થ સાથે અત્યંત ભેદ નથી.

(૨) તેમ અત્યંત અભેદ પણ નથી. જો અત્યંત અભેદ હોય તો જેમ પાણી પીવાથી મુખમાં શીતળતા થાય છે, તેમ ઉદક વગેરે શબ્દો બોલવાથી જ મુખમાં શીતળતા થવી જોઈએ, પણ શબ્દો વડે શીતળતા થતી નથી; તેથી શબ્દ અને અર્થનો અત્યંત અભેદ પણ નથી.

પણ ભેદ સહિત અભેદ માનવાથી ઉપર કહેલા બંને દોષ આવશે નહિ.

આ રીતે બધે જ પોતપોતાના વાચ્યની સાથે વાચકપદોનો ભેદ સહિત અભેદ છે. એ ભેદ સહિત અભેદને જ ભટ્ટના મતને અનુસરનારા પંડિતો **તાદાત્મ્ય-સંબંધ** કહે છે અને **ભેદાભેદસંબંધ** પણ કહે છે.

એ ભેદાભેદ—તાદાત્મ્યસંબંધ એ જ બધાં પદોમાં પોતપોતાના અર્થની શક્તિ છે. તાદાત્મ્યસંબંધથી જુદી સામર્થ્યરૂપ શક્તિ કોઈ છે નહિ.

પાછળ ભેદાભેદશક્તિ યુક્તિથી સમજાવવામાં આવી છે. હવે એ વિષેનાં પ્રમાણો કહી બતાવે છેઃ

## ભેદાભેદ વિષે પ્રમાણઃ વાચ્ય-વાચકની સમજ

છંદ—यह ॐ अक्षर ब्रह्म है, यों कहत वेद अभेद ।
पुनि वानिमें पद अर्थ बाहिर, देखियत यह भेद ॥ ३१ ॥

**વેદમાં આ ॐ અક્ષર બ્રહ્મ છે, એમ અભેદ કહ્યો છે; વળી ॐ પદ વાણીમાં રહેલું છે અને તેનો અર્થ વાણીથી બહાર છે, એવી રીતે ભેદ પણ જોવામાં આવે છે. ૩૧**

**ટીકા**—માંડૂક્ય આદિ વેદવાક્યોમાં 'ॐ અક્ષર બ્રહ્મ છે' એમ કહ્યું છે. વ્યાકરણની રીતે ॐનો અર્થ 'પ્રકાશરૂપ સર્વનું રક્ષણ કરનાર' એવો છે. બ્રહ્મ પ્રકાશરૂપ અને સર્વનું રક્ષણ કરનાર છે; માટે ॐ અક્ષર બ્રહ્મનો વાચક છે અને બ્રહ્મ વાચ્ય છે.

(૧) જો વાચ્ય અને વાચકનો પોતપોતામાં અત્યંત ભેદ હોય, તો વાચક ॐ અક્ષરનો અને વાચ્ય બ્રહ્મનો માંડૂક્ય આદિ ઉપનિષદોમાં અભેદ કહેત નહિ; પણ 'ॐ અક્ષર બ્રહ્મ છે' એવી રીતે અભેદ કહ્યો છે; માટે વાચ્ય અને વાચકના અભેદમાં વેદવચન પ્રમાણ છે.

(૨) સર્વ લોકોની પ્રતીતિથી વાચ્ય અને વાચકનો ભેદ સિદ્ધ છે—વાચ્ય અને વાચક ભિન્ન છે, એમ સર્વે લોકો જાણે છે; કેમ કે અગ્નિ વગેરે પદો તો વાણીમાં છે, અને અંગાર વગેરે તેનો અર્થ વાણીથી બહાર ચૂલા વગેરેમાં છે; તેમ ॐ અક્ષરરૂપ પદ વાણીમાં છે, અને તેનો અર્થ બ્રહ્મ વાણીથી બહાર એટલે પોતાના મહિમામાં છે, જો કે બ્રહ્મ વ્યાપક છે, માટે વાણીમાં બ્રહ્મનો અભાવ નથી, તથાપિ બ્રહ્મમાં વાણી છે, વાણીમા બ્રહ્મ નથી.

(જે ન્યૂન દેશમાં—થોડી જગ્યામાં—હોય તે **વ્યાપ્ય** કહેવાય છે અને અધિક દેશમાં હોય તે **વ્યાપક** કહેવાય છે. જેમ ઘડો ન્યૂન દેશમાં છે, માટે **વ્યાપ્ય** છે અને આકાશ અધિક દેશમાં છે, માટે **વ્યાપક** છે.)

(જે વ્યાપ્ય હોય તે વ્યાપકની અંદર હોય છે, અને જે વ્યાપક હોય તે વ્યાપ્યની બહાર હોય છે. જેમ ઘડો આકાશની અંદર જ છે અને આકાશ તો ઘડાની બહાર પણ છે, તેમ વાણી બ્રહ્મથી ન્યૂન દેશમાં છે; માટે વ્યાપ્ય હોવાથી બ્રહ્મની અંદર છે અને બ્રહ્મ વાણીથી અધિક દેશમાં હોવાથી વ્યાપક છે અને તેથી વાણીની બહાર પણ કહેવાય છે.)

આ રીતે સર્વ લોકોને પદ વાણીમાં અને અર્થ વાણીની બહાર પ્રતીત થાય છે; માટે પદનો અને અર્થનો ભેદ લોકોમાં પ્રસિદ્ધ છે.

(૧) આ રીતે વાચ્ય-વાચકના ભેદમાં સર્વે લોકોનો અનુભવ પ્રમાણ છે.

(૨) વાચ્ય-વાચકના અભેદમાં વેદવચન પ્રમાણ છે.

માટે પદનો અર્થ સાથે ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ અપ્રમાણ નથી, પણ પ્રમાણસિદ્ધ છે.

## ભેદાભેદરૂપ 'તાદાત્મ્યસંબંધનું' કથન

छंद—जो गुनगुनी और जातिव्यक्ति, क्रिया अरु तद्वान ।
संबंध लखि तादात्म्य इनको, कार्य कारन सान ॥ ३२ ॥

**ગુણુ અને ગુણી, જાતિ અને વ્યક્તિ, ક્રિયા અને ક્રિયાવાન તથા કાર્ય અને કારણુ–એમનો તાદાત્મ્યસંબંધ છે, એમ જાણવું. ૩૨**

**ટીકા**—(૧) રૂપ, રસ, ગંધ આદિક ગુણ છે, અને તેમનો આશ્રય (તે ગુણો જેનામાં હોય તે) **ગુણી** કહેવાય છે. જેમ, રૂપ વગેરેનો આશ્રય જે પૃથ્વી 'ગુણી' છે. એ ગુણ અને ગુણીનો **પરસ્પર તાદાત્મ્યસંબંધ** છે.

(૨) અનેકમાં રહેલો જે એક ધર્મ તે **જાતિ** કહેવાય છે. જેમ બધાં બ્રાહ્મણ–શરીરોમાં એક બ્રાહ્મણત્વ છે, સર્વ શૂદ્રોમાં શૂદ્રત્વ છે, બધા જીવોમાં એક જીવત્વ છે, બધા પુરુષોમાં પુરુષત્વ છે, બધા ઘડાઓમાં ઘટત્વ છે; લોકો તેને બ્રાહ્મણપણું, શૂદ્રપણું, જીવપણું, પુરુષપણું, ઘડાપણું કહે છે. બ્રાહ્મણ વગેરેના શરીરમાં જે બ્રાહ્મણપણું વગેરે છે, તે **જાતિ** કહેવાય છે અને તે જાતિનો આશ્રય જે બ્રાહ્મણ વગેરે તેને **વ્યક્તિ** કહે છે.

(જાતિ, ગુણ, ક્રિયા–એ ત્રણેનું સામાન્ય નામ **ધર્મ** છે.)

(૩) ગમન, આગમન આદિકને **ક્રિયા** કહે છે અને તે ક્રિયાવાળાને (એ ક્રિયાના આશ્રયને–એ ક્રિયા જેનામાં હોય તેને) **ક્રિયાવાન** કહે છે.

(૪) એ સર્વમાં તાદાત્મ્યસંબંધ છે. એ જ રીતે કાર્ય અને કારણ વચ્ચે પણ તાદાત્મ્યસંબંધ છે.

મતલબ કે—

(૧) કાર્ય અને કારણનો પણ ગુણ અને ગુણીની પેઠે તાદાત્મ્યસંબંધ છે.
(૨) ગુણ અને ગુણીનો પોતપોતામાં તાદાત્મ્યસંબંધ છે.
(૩) જાતિ અને વ્યક્તિનો પરસ્પર તાદાત્મ્યસંબંધ છે.
(૪) ક્રિયા અને ક્રિયાવાનનો પણ તાદાત્મ્યસંબંધ છે.

**તાદાત્મ્ય** એટલે ભેદ સહિત અભેદ, એવો ભટ્ટનો મત છે. (વેદાંતીઓ પણ ઉપર કહેલાં ચારેમાં તાદાત્મ્યસંબંધ માને છે; પણ તાદાત્મ્યસંબંધનું લક્ષણ તેઓ ભટ્ટના જેવું માનતા નથી–જુદું માને છે. તે હવે પછી કહેવામા આવશે. એ ચારે ઠેકાણે નૈયાયિકો સમવાયસંબંધ માને છે. નિત્ય સંબંધને **સમવાય** કહે છે.)

જો કે નિમિત્ત કારણનો અને કાર્યનો ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ નથી —અત્યંત ભેદ જ છે, તથાપિ ઉપાદાન કારણનો અને કાર્યનો ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ જ છે. જેમ, ઘડાનું નિમિત્ત કારણ કુંભાર, દંડ વગેરે છે, તેનો ઘટરૂપ કાર્ય સાથે અત્યંત ભેદ છે; તથાપિ ઉપાદાન કારણ જે માટીનો ગોળો અને ઘટરૂપ કાર્ય તેમનો ભેદ સહિત અભેદ છે.

(૧) જો માટીના પિંડથી ઘડો છેક જ જુદો હોય, તો જેમ માટીના પિંડથી અત્યંત ભિન્ન એવું તેલ નીકળતું નથી, તેમ ઘડાની ઉત્પત્તિ પણ થાય

નહિ અને (૨) ઉપાદાન કારણનો કાર્યથી અત્યંત અભેદ હોય, તો માટીના પિંડમાંથી ઘડાની ઉત્પત્તિ થાય નહિ; કેમ કે પોતાના સ્વરૂપમાંથી પોતાની ઉત્પત્તિ થતી નથી; માટે ઉપાદાન કારણનો કાર્યની સાથે ભેદ સહિત અભેદ છે—અર્થાત્ ઉપાદાન કારણનો કાર્ય સાથે અભેદ માન્યો છે—તેથી કાર્ય-કારણમાં અત્યંત ભેદ માનનારમાં જે દૂષણ આવે, તે આ પક્ષમાં આવતું નથી અને ભેદ પણ માન્યો છે, તેથી કાર્ય-કારણમાં અત્યંત અભેદ માનનારના પક્ષમાં જે દોષ આવે છે, તે આ પક્ષમાં આવતો નથી.

આ રીતે ઉપાદાન કારણનો કાર્યની સાથે ભેદાભેદ યુક્તિસિદ્ધ છે; અને–

(૧) પ્રતીતિથી પણ ઉપાદાન અને કાર્યનો ભેદાભેદ જ સિદ્ધ છે. જેમ આ માટીનો ગોળો છે, આ ઘડો છે, એવી ભિન્ન પ્રતીતિ થાય છે; માટે ભેદ સિદ્ધ થાય છે.

(૨) વિચાર કરીને જુઓ તો ઘડાની અંદર અને બહાર માટીથી ભિન્ન કોઈ વસ્તુ પ્રતીત થતી નથી, પણ માટી જ પ્રતીત થાય છે; માટે **અભેદ** પણ સિદ્ધ થાય છે.

એ રીતે ઉપાદાન કારણનો કાર્યની સાથે ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ છે.

એ રીતે જ ગુણ અને ગુણીનો પણ ભેદાભેદ છે.

(૧) ઘડાના રૂપનો ઘડા સાથે અત્યંત ભેદ હોય, તો–જેમ ઘડાથી વસ્ત્રનો અત્યંત ભેદ છે, માટે વસ્ત્ર ઘડાનું આશ્રિત નથી–વસ્ત્ર ઘડામાં રહેલું નથી, પણ સ્વતંત્ર છે, તેમ ઘડાનું રૂપ પણ ઘડાનું આશ્રિત નહોતાં સ્વતંત્ર જ હોત; અને (૨) ગુણ તથા ગુણીનો અત્યંત અભેદ હોય, તો પણ ઘડાનું રૂપ ઘડાનું આશ્રિત હોઈ શકે નહિ; કેમ કે પોતે જ પોતાનો આશ્રય હોય નહિ; માટે ગુણ-ગુણીનો પણ ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ છે.

એ જ પ્રમાણે જાતિ અને વ્યક્તિ તથા ક્રિયા અને ક્રિયાવાનમાં પણ ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ સમજી લેવો. વળી જે મતનું ખંડન જ કરવાનું છે, તેના સ્થાપનમાં ઘણી યુક્તિઓ કહેવાની જરૂર પણ ન લાગવાથી તે યુક્તિઓ લખી નથી.

### ભટ્ટમતના ભેદાભેદવાદનું ખંડન

દોહા—**एक वस्तुको एकमें, भेदअभेद विरुद्ध ।**

**युक्तियुक्त याते कहत, यह मत सकल अशुद्ध ॥ ३३ ॥**

એક જ વસ્તુનો એક જ વસ્તુમાં ભેદ અને અભેદ કહેવો એ વિરુદ્ધ છે અને એ કારણથી યુક્તિઓને જાણનારા સઘળા પંડિતો એ મતને દોષવાળો કહે છે. ૩૩

**ટીકા**—જો કે એક ઘડામાં ઘડાનો પોતાનો અભેદ છે અને બીજાનો ભેદ છે; તથાપિ—

(૧) જેનો અભેદ છે તેનો ભેદ નથી અને જેનો ભેદ છે તેનો અભેદ નથી. આ અભિપ્રાયથી એક વસ્તુનો ભેદ અને અભેદ વિરુદ્ધ કહેવામાં આવે છે.

(૨) તેમ જ એક વસ્તુનો એટલે ઘડાનો પોતાની સાથે અભેદ અને બીજાની સાથે ભેદ છે; પરંતુ જેની સાથે અભેદ છે તેની સાથે ભેદ નથી અને જેની સાથે ભેદ છે તેની સાથે અભેદ નથી. એ હેતુથી એક જ વસ્તુમાં એક જ વસ્તુનો ભેદ અને અભેદ વિરુદ્ધ કહેલો છે.

ભેદ અને અભેદ પરસ્પર વિરોધી છે. એક વસ્તુમાં જેનો ભેદ હોય તેનો જ અભેદ અને જેનો અભેદ હોય તેનો જ ભેદ વિરુદ્ધ છે; માટે વાચ્ય-વાચક, ગુણ-ગુણી, જાતિ-વ્યક્તિ, ક્રિયા-ક્રિયાવાન, ઉપાદાન કારણ અને કાર્ય એમનો ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ અંગીકાર કર્યો છે, તે દૂષણયુક્ત છે.

પાછળ વાચ્ય અને વાચકના ભેદાભેદ તાદાત્મ્યસંબંધનું પ્રમાણ આપતાં કહ્યું છે, કે—

(૧) વાચક (શબ્દ) વાણીમાં હોય છે અને વાચ્ય (પદાર્થ) બહાર હોય છે; માટે વાચ્ય-વાચકમાં ભેદ છે, અને—

(૨) શ્રુતિમાં ॐ અક્ષરને બ્રહ્મ કહ્યો છે, માટે વાચક (ॐ) અને વાચ્ય (બ્રહ્મ)માં અભેદ છે.

એનું સમાધાન નીચે પ્રમાણે છે—

## ॐકાર તથા બ્રહ્મના ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધનું ખંડન

दोहा—प्रणव वर्ण अरु ब्रह्मको, कह्यो जु वेद अभेद ।
तामैं अन्य रहस्य कछु, लख्यो न भट्ट सु भेद ॥ ३४ ॥

વેદમાં પ્રણવ અક્ષરનો (ॐકારનો) અને બ્રહ્મનો જે અભેદ કહ્યો છે, તે કાંઈક બીજું જ રહસ્ય છે; પણ ભટ્ટપાદે તે ભેદ જાણ્યો નથી. ૩૪

*ટીકા*—ॐ અક્ષર અને બ્રહ્મનો વેદમાં જે અભેદ કહ્યો છે, તે વેદ-વચનનો-વાચ્ય અને વાચકનો અભેદ છે, એવો અભિપ્રાય નથી; પણ તેમાં બીજો કોઈ ગુપ્ત અભિપ્રાય છે. તે અભિપ્રાય ભટ્ટાચાર્યના જાણવામાં આવ્યો હોય એમ લાગતું નથી.

જ્યાં ॐ અક્ષરને બ્રહ્મ કહ્યો છે, ત્યાં તે વાક્યનું એવું તાત્પર્ય નથી, કે ॐ અક્ષર અને બ્રહ્મ એક જ વસ્તુ છે; પણ ॐ અક્ષરની બ્રહ્મરૂપે કરીને ઉપાસના કરવી, એવું તાત્પર્ય છે. વેદમાં જ્યાં ઉપાસનાનું વિધાન કર્યું છે, ત્યાં ઉપાસ્યસ્વરૂપનો કાંઈ એવો નિયમ નથી, કે જેવું ઉપાસનાનું વિધાન કર્યું છે, તેવું જ ઉપાસ્યનું સ્વરૂપ હોવું જોઈએ; પણ વસ્તુનું જેવું સ્વરૂપ છે, તેને ત્યજીને અન્ય સ્વરૂપની પણ તે વસ્તુમાં ઉપાસના કરવામાં આવે છે.

(૧) જેમ શાલિગ્રામ અને નર્મદેશ્વરની વિષ્ણુરૂપે અને શિવરૂપે ઉપાસના કરવાનું વિધાન છે, ત્યાં શંખ, ચક્ર આદિ સહિત ચતુર્ભુજમૂર્તિ શાલિગ્રામની નથી; અને ગંગાભૂષિત, જટાજૂટ, ડમરુ, ચર્મ, કપાલ સહિત અને શરણે આવેલાઓને ભદ્રામુદ્રાથી ત્રિગુણરહિત આત્માનો ઉપદેશ આપનારી મૂર્તિ નર્મદેશ્વરની નથી, પણ બન્ને શિલારૂપ છે, અને શાસ્ત્રની આજ્ઞાથી તે

શિલારૂપ દૃષ્ટિનો ત્યાગ કરીને બન્ને જાતની શિલાઓમાં ક્રમે કરીને વિષ્ણુના રૂપની અને શિવના રૂપની ઉપાસના કરવામાં આવે છે; માટે ઉપાસ્યને અધીન ઉપાસના નથી હોતી, પણ વિધિને અધીન હોય છે. શાસ્ત્રનું વચન જેવું વિધાન કરે, તેવી ઉપાસના કરવી એવો જ નિયમ છે.

(૨) જેમ છાંદોગ્ય ઉપનિષદમાં પંચાગ્નિ વિદ્યાના પ્રકરણમાં સ્વર્ગલોક, મેઘ, ભૂમિ, પુરુષ અને સ્ત્રી-એ પાંચ પદાર્થની અગ્નિરૂપે ઉપાસના કરવાની કહેલી છે; અને શ્રદ્ધા, સોમ, વર્ષા, અન્ન અને વીર્ય-એ પાંચ પદાર્થની ઉક્ત પાંચ અગ્નિની આહુતિરૂપ ઉપાસના કહેલી છે. ત્યાં સ્વર્ગ, મેઘ વગેરે અગ્નિ નથી અને શ્રદ્ધા, સોમ વગેરે આહુતિ નથી; તથાપિ વેદની આજ્ઞાથી સ્વર્ગલોક વગેરેની અગ્નિરૂપથી અને શ્રદ્ધા વગેરેની આહુતિરૂપથી ઉપાસના કરવામાં આવે છે.

એ જ રીતે ૐ અક્ષરની બ્રહ્મરૂપે ઉપાસના કરવાની કહેલી છે. ત્યાં ૐ અક્ષર બ્રહ્મ નથી, તો પણ બ્રહ્મરૂપે ઉપાસના થઈ શકે છે. ઉપાસના-વાક્યોમાં વસ્તુનો અભેદ જ હોવો જોઈએ, એવી કાંઈ જરૂર નથી; પરંતુ ભિન્ન વસ્તુની પણ અભિન્નરૂપથી ઉપાસના બની શકે છે.

વિચારદૃષ્ટિથી જોઈએ તો બ્રહ્મનો વાચક જે ૐ અક્ષર છે, તેનો તો પોતાના વાચ્ય બ્રહ્મ સાથે અભેદ હોઈ પણ શકે છે, પણ ઘટ આદિક બીજાં પદોનો પોતપોતાના વાચ્ય જડરૂપ પદાર્થો સાથે અભેદ સંભવતો નથી; કેમ કે સઘળાં નામ અને રૂપ બ્રહ્મમાં કલ્પિત છે. બ્રહ્મ અધિષ્ઠાન છે. ૐ અક્ષર પણ બ્રહ્મનું નામ છે; માટે બ્રહ્મમાં કલ્પિત છે. કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી ભિન્ન હોતી નથી, પણ અધિષ્ઠાનરૂપ જ હોય છે; માટે ૐ અક્ષર બ્રહ્મરૂપ છે.

ઘટ વગેરે પદોનો જડરૂપ જે પોતાનો અર્થ તે અધિષ્ઠાન નથી, પણ વાચ્ય સહિત ઘટ આદિક પદો બ્રહ્મમાં કલ્પિત છે અને બ્રહ્મ તેમનુ અધિષ્ઠાન છે; માટે બ્રહ્મની સાથે તો તે સર્વનો અભેદ હોઈ પણ શકે છે; પરંતુ ઘટ આદિ પદોનો પોતાના જડરૂપ વાચ્ય-અર્થની સાથે કોઈ પણ રીતે અભેદ બનતો નથી; માટે ભટ્ટના મતમાં વાચ્ય અને વાચકનો અભેદ અસંગત છે.

**શબ્દના અર્થ સાથે તાદાત્મ્યસંબંધ સંભવતો નથી**

વાચ્ય અને વાચકનો ફક્ત ભેદ જ છે (અભેદ નથી), એમ જેઓ માને છે, તેમના મતમાં આવો દોષ ભટ્ટપાદે કહ્યો છેઃ-જો ઘટપદનું વાચ્ય ઘટપદથી અત્યંત જુદું હોય, તો જેમ ઘટપદથી અત્યંત ભિન્ન એવા વસ્ત્રરૂપ અર્થની પ્રતીતિ થતી નથી, તેમ ઘટ પદથી અત્યંત ભિન્ન એવા કલશરૂપ અર્થની પણ પ્રતીતિ ન થવી જોઈએ; અને ઘટ પદથી વાચ્યને ભિન્ન માનીને પણ ઘટ પદથી તે વાચ્યની પ્રતીતિ માનશો, તો જેમ ઘટ પદથી અત્યંત ભિન્ન કલશરૂપ અર્થની પ્રતીતિ થાય છે, તેમ ઘટ પદથી અત્યંત ભિન્ન વસ્ત્રરૂપ અર્થની પણ પ્રતીતિ થવી જોઈએ. આ દોષ પણ જેઓ સામર્થ્ય અથવા ઇચ્છારૂપ શક્તિ નથી માનતા તેમના મતમાં છે.

પણ જેઓ શક્તિનો અંગીકાર કરે છે, તેમના મતમાં એ દોષ નથી;

કેમ કે ઘટ પદનો વાચ્ય કનશ અને તેનો અવાચ્ય વસ્ત્રાદિક તે બન્ને ઘટ પદથી ભિન્ન છે, પરંતુ ઘટ પદમા કનશરૂપ અર્થનુ જ્ઞાન કરવાની શક્તિ છે અને અન્ય અર્થનુ જ્ઞાન કરવાની શક્તિ નથી માટે ઘટ પદથી કનશરૂપ અર્થથી ભિન્ન અર્થની પ્રતીતિ થાય નહિ

આ રીતે જે પદમા જે અર્થની શક્તિ છે, તે જ અર્થની તે પદથી પ્રતીતિ થાય છે, બીજા અર્થની પ્રતીતિ થતી નથી, માટે વાચ્ય અને વાચકનો અત્યત ભેદ છે, એમ માનવામા દોષ નથી માત્ર તેમનો ભેદ સહિત અભેદરૂપ તાદાત્મ્ય સબધ કોઈ શકે નહિ

**ભટ્ટને મતે કેવળ ભેદ માનવાથી જે દોષ આવે છે, તે નૈયાયિક અને શક્તિવાદીના મતમાં નથી**

**પ્રૌઢિવાદ અને તેનુ સ્વરૂપ**—સિદ્ધાતી શક્તિવાદી છે એટલે શબ્દમા અર્થનુ જ્ઞાન કરનારી શક્તિ રહેની છે એમ માને છે તેના મતમા એવુ છે, કે 'ઉપાદાન કારણનો કાર્યની સાથે કેવળ ભેદ નથી, પણ અનિર્વચનીય તાદાત્મ્ય છે'

એમ છતા તે 'કાર્ય અને કારણનો કેવળ ભેદ જ' એમ કહીને પોતાનો પક્ષ માલિન કરે તો તે પ્રૌઢિવાદ કહેવાય **પ્રૌઢિ** એટલે પોતાની ઉત્કર્ષતાને માટે જે વાદ (કથન) કરવો તે પ્રૌઢિવાદ કહેવાય

**પ્રૌઢિવાદનુ લક્ષણ**—પ્રતિવાદીનુ કથન કબૂલ રાખીને પણ પોતાના મતમા દોષનો પરિહાર કરે તેને પ્રૌઢિવાદ કહે છે

ભટ્ટપાદ કાર્ય અને કારણનો કેવળ ભેદ માનતા નથી, પણ તે કેવળ ભેદ પક્ષમા દોષ છે એમ કહે છે એ દોષ સહિત પક્ષને માનીને પણ પોતાના મતમા આવતા દોષનો પરિહાર કર્યો છે માટે તે પ્રૌઢિવાદ છે

કાર્ય અને કારણમા સિદ્ધાતીને મતે તો અનિર્વચનીય તાદાત્મ્ય જ માનેલુ છે એમ છતા કેવળ ભેદ માનવાથી ભટ્ટપાદ જે દોષ આવવાનુ કહે છે, તેવો દોષ કેવળ ભેદ માનીને પણ નૈયાયિકને મતે શી રીતે દૂર કરવામા આવ્યો છે તથા સિદ્ધાતીને મતે શી રીતે દૂર કરવામા આવ્યો છે, તે હવે પછી તરત જ કહેવાશે પ્રથમ તો ભટ્ટને મતે કેવળ ભેદ માનવાથી જે દોષ આવે છે તેનુ પુનઃ સ્મરણ કરાવીએ છીએ

ભેદ અને અભેદ પરસ્પર વિરોધી છે, તેમ જ ઉપાદાન કારણનો અને કાર્યનો (ભટ્ટના કહેવા પ્રમાણે) 'ભેદ સહિત અભેદ' નથી પણ કેવળ ભેદ છે ભટ્ટપાદે કેવળ ભેદમા જે દોષ કહ્યા છે, તે દોષ નૈયાયિક અને શક્તિવાદીના મતમા (કેવળ ભેદ માનવાથી પણ) નથી કેમ કે કાર્યકારણના અત્યત ભેદમા આ દોષ કહવામા આવે છે—જો માટીના પિંડથી અત્યત ભિન્ન ઘટની ઉત્પત્તિ થાય, તો માટીના પિંડથી અત્યત ભિન્ન તેલની પણ ઉત્પત્તિ થવી જોઈએ. પણ અત્યત ભિન્ન એવા તેલની તો ઉત્પત્તિ થતી નથી, તો પછી અત્યત ભિન્ન એવા ઘટની પણ ઉત્પત્તિ માટીના પિંડથી ન થવી જોઈએ

**કેવળ ભેદપક્ષના દોષનો નૈયાયિકને મતે પરિહાર**

ઉપર કહ્યો તે દોષ નૈયાયિકના મતમા લાગુ પડતો નથી, કેમ કે સર્વ

વસ્તુની ઉત્પત્તિમા નૈયાયિ પ્રાગભાવને કારણ માને છે

(વસ્તુનુ ન હોવુ તેને અભાવ કહે છે પ્રાક્ એટલે વસ્તુ અથવા કાર્યની પૂર્વે વસ્તુ અથવા કાર્યનો જે અભાવ તેને નૈયાયિકો પ્રાગભાવ માને છે) જેમ ઘડાની ઉત્પત્તિમા દ ચક્ર કુભાર કારણ છે, તેમ ઘડાનો પ્રાગભાવ પણ ઘડાનુ કારણ છે, અને એ જ રીતે સર્વ કાર્યોની ઉત્પત્તિમા સર્વનો પ્રાગભાવ કારણ છે

(૧) ઘડાનો પ્રાગભાવ ઘડાના ઉપાદાન કારણ મૃત્તિકાના પિંડમા રહેનો છે, બીજા સ્થામા રહેનો નથી

(૨) તેનનો પ્રાગભાવ તનમા રહેનો છે, બીજા કશામા રહેનો નથી

એ રીતે બધા કાર્યોનો પ્રાગભાવ પોતપોતાના ઉપાદાન કારણમા રહેનો છે જે પદાર્થમા જેનો પ્રાગભાવ હોય, તે પદાર્થથી તેની ઉત્પત્તિ થાય છે, બીજાની થતી નથી

(૧) જેમ માટીના પિંડામા ઘડાનો પ્રાગભાવ છે, માટે માટીના પિંડાથી ઘડાની જ ઉત્પત્તિ થાય છે, તેનની થતી નથી

(૨) તેનનો પ્રાગભાવ તનમા રહેનો છે, માટે તનમાથી તેનની જ ઉત્પત્તિ થાય છે ઘડાની ઉત્પત્તિ થતી નથી

એ રીતે સઘળા કાર્યોમા પ્રાગભાવ કારણ છે, માટે કારણ અને કાર્યનો અત્યન્ત ભેદ માનવાથી નૈયાયિકના મતમા દોષ આવતો નથી

## કેવળ ભેદ પક્ષના દોષનો શક્તિવાદીને મતે પરિહાર

કાર્યનો કારણ સાથે કેવળ ભેદ માનવાથી સામર્થ્યરૂપ શક્તિવાદીના મતમા દોષ આવતો નથી કેમ કે માટીના પિંડામા ઘડાને ઉત્પન્ન કરવાના સામર્થ્યરૂપ શક્તિ છે તેનને ઉત્પન્ન કરવાના શક્તિ નથી અને તનમા તેનને ઉત્પન્ન કરવાની શક્તિ છે, ઘડાને ઉત્પન્ન કરવાની શક્તિ નથી માટે માટીના પિંડમાથી ઘડાની ઉત્પત્તિ થાય છે, પણ તેનની ઉત્પત્તિ થતી નથી તેમ જ તનમાથી તેનની ઉત્પત્તિ થાય છે, પણ ઘડાની ઉત્પત્તિ થતી નથી

આ રીતે ઉપાદાન કારણનો અને કાર્યનો અત્યન્ત ભેદ માનવામા દોષ નથી માટે કારણ અને કાર્યનો ભેદાભેદ માનવો અસગત છે

કારણ તથા કાર્યને અત્યન્ત ભિન્ન માનવાથી, તેમ જ કારણ તથા કાર્યને અત્યન્ત અભિન્ન માનવાથી જે દોષ થતા ભટ્ટપાદ જણાવે છે તે બન્ને પક્ષના દોષ ભટ્ટપાદના મતમા અવશ્ય રહે છે કેમ કે ભટ્ટપાદ ભેદ સહિત અભેદ માનેનો છે એનો અર્થ એવો થાય કે કાર્ય અને કારણનો ભેદ પણ છે તથા અભેદ પણ છે

(૧) કાર્ય કારણમા ભેદ છે માટે ભેદ પક્ષમા (તેમણે પોતે) કહેના દોષ આવશે અને—

(૨) કાર્ય કારણનો અભેદ છે માટે તેમણે પોતે અભેદ પક્ષમા કહેના દોષ આવશે

જેમ એક માણસમાં કેવળ ચોરીનો દોષ છે અને બીજા એક માણસમાં કેવળ જુગારનો દોષ છે. એ બન્ને વ્યસન જે એક માણસને હોય તેને ચોરી તથા જુગાર બંનેનો દોષ લાગે છે. તેવી જ રીતે ગુણ અને ગુણી વગેરેમાં ભેદાભેદ માનવાથી ભેદ પક્ષના અને અભેદ પક્ષના–બંને દોષ પ્રાપ્ત થશે.

પણ શક્તિવાદીના મતમાં કેવળ ભેદ અંગીકાર કરેલો હોવાથી દોષ આવતો નથી; કેમ કે ગુણીમાં ગુણને ધારણ કરવાની શક્તિ છે, બીજાને ધારણ કરવાની શક્તિ નથી. માટે ભેદ પક્ષમાં જે દોષ કહેવામાં આવ્યો હતો, કે 'ઘડાનાં રૂપ વગેરે જેમ ઘડાથી ભિન્ન છે તેમ વસ્ત્ર વગેરે પણ ઘડાથી ભિન્ન છે; માટે જેમ રૂપ વગેરે ઘડાથી ભિન્ન છતાં ઘડામાં રહે છે તેમ વસ્ત્ર વગેરે પણ ઘડાથી ભિન્ન છતાં ઘડામાં રહેવાં જોઈએ. અથવા એથી ઊલટું–વસ્ત્ર વગેરે જેમ ઘડામાં રહેતાં નથી તેમ રૂપ વગેરે પણ ઘડામાં ન રહેતાં જોઈએ.'

એ દોષ જેઓ શક્તિનો અંગીકાર કરતા નથી, તેમના મતમાં છે. શક્તિવાદીના મતમાં કેવળ ભેદ માનવાથી પણ એ દોષ આવતો નથી. ઊલટું—

(૧) ભટ્ટમતમાં ભેદ–અભેદ બંને વાનાં માનવાથી બંને પક્ષના દોષ ઉપર કહેલાં દૃષ્ટાંતોથી આવે છે.

(૨) અને વળી ભેદ અભેદ બંને વિરોધી ધર્મવાળા હોવાથી અસંભવ દોષ પણ આવે છે.

એ જ પ્રમાણે જાતિ અને વ્યક્તિનો, ક્રિયા અને ક્રિયાવાળાનો પણ કેવળ ભેદ છે; તથાપિ વ્યક્તિમાં જાતિને ધારણ કરવાની શક્તિ છે અને ક્રિયાવાળામાં ક્રિયાને ધારણ કરવાની શક્તિ છે; અન્યને ધારણ કરવાની શક્તિ નથી.

એ રીતે ઉપાદાન અને કાર્યનો તથા ગુણ અને ગુણી વગેરેનો ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ અસંગત છે, પણ એ સર્વનો પોતપોતામાં પરસ્પર ભેદ માનવાથી ભટ્ટપાદે કહેલા દોષોને શક્તિવાદીની શક્તિ ગળી જાય છે–અર્થાત્ દૂર કરે છે.

### સિદ્ધાંત: અનિર્વચનીય–તાદાત્મ્યસંબંધ

જો કે વેદાંત સિદ્ધાંતમાં પણ કાર્ય, ગુણ, જાતિ અને ક્રિયાનો અનુક્રમે ઉપાદાન, ગુણી, વ્યક્તિ અને ક્રિયાવાન (ક્રિયાવાળો) સાથે અત્યંત ભેદ માનેલો નથી, પણ તાદાત્મ્યસંબંધ જ માનેલો છે; તથાપિ વેદાંત–મતમાં ભેદાભેદરૂપ તાદાત્મ્ય માનેલું નથી, પણ ભેદ અને અભેદથી વિલક્ષણ અનિર્વચનીયરૂપ તાદાત્મ્યસંબંધ માનેલો છે.

(૧) એ તાદાત્મ્યસંબંધ ભેદથી વિલક્ષણ છે; માટે અભેદપક્ષના દોષ આવતા નથી; અને—

(૨) અભેદથી વિલક્ષણ છે, માટે ભેદપક્ષના દોષ આવતા નથી.

આ રીતે ભેદ અને અભેદથી વિલક્ષણ અનિર્વચનીય તાદાત્મ્યસંબંધ છે.

જો કે જ્યાં કેવળ ભેદ હોય, ત્યાં તાદાત્મ્ય સંભવે નહિ; કેમ કે અભેદ પ્રતીતિનો જે વિષય હોય એટલે જ્યાં બે વસ્તુઓમાં એકપણાનું જ્ઞાન થતું હોય, તેનું નામ તાદાત્મ્ય છે; માટે કેવળ ભેદ હોય, ત્યાં અભેદપ્રતીતિ સંભવે નહિ;

તેથી તાદાત્મ્યસંબંધમાં અભેદની અપેક્ષા છે અને જ્યાં અભેદ હોય, ત્યાં સંબંધ સંભવે નહિ; કેમ કે સંબંધ તો બે પદાર્થો હોય ત્યારે જ સંભવે છે–પોતાના સ્વરૂપ સાથે પોતાનો સંબંધ હોય નહિ; માટે તમામ સંબંધોમાં ભેદની પણ અપેક્ષા છે, જેથી તાદાત્મ્ય પણ સંબંધ છે, તેથી તેમાં ભેદની પણ અપેક્ષા રહે છે. આ રીતે ભેદ અને અભેદ બન્ને વિના તાદાત્મ્યસંબંધ સંભવે નહિ; પણ ભેદ અને અભેદ એક જ ઠેકાણે રહેવામાં વિરોધ આવે છે.

તથાપિ આ જગ્યાએ કલ્પિત ભેદ સહિત વાસ્તવ અભેદનું નામ **તાદાત્મ્ય-સંબંધ** છે. વળી અહીં ભેદ અને અભેદથી વિલક્ષણ **તાદાત્મ્યસંબંધ** કહ્યો છે, તેનો અભિપ્રાય એવો છે, કે—

(૧) ભેદથી વિલક્ષણ, એટલે વાસ્તવ ભેદથી રહિત કહ્યો છે, અર્થાત્ કલ્પિત **ભેદ સહિત** એમ સમજવું છે.

(૨) અને અભેદથી વિલક્ષણ, એટલે કલ્પિત અભેદથી રહિત કહ્યો છે, એટલે **વાસ્તવ અભેદ સહિત** એમ સમજવું છે.

આ રીતે સિદ્ધાંતમા કલ્પિત ભેદ સહિત વાસ્તવ અભેદને **તાદાત્મ્યસંબંધ** કહે છે. એને જ **અનિર્વચનીય તાદાત્મ્ય** કહે છે.

એવી રીતે ભેદાભેદથી વિલક્ષણ અનિર્વચનીય તાદાત્મ્યસંબંધ છે.

પરંતુ ભેદાભેદ-તાદાત્મ્ય (જે ભટ્ટ કહે છે તે) અસંગત છે, તેથી 'વાચ્ય અને વાચકનો ભેદાભેદરૂપ તાદાત્મ્યસંબંધ એ જ શક્તિ છે, એવો ભટ્ટમતના અનુસારીનો પક્ષ બરાબર નથી, પણ પદ સાંભળતા વેંત જ અર્થનું જ્ઞાન કરવાનું પદમાં જે સામર્થ્ય રહેલું છે તે જ પદમાં **શક્તિ** છે.

લક્ષણાના જ્ઞાનમાં શક્યનું જ્ઞાન ઉપયોગી છે, કેમ કે **શક્યસંબંધ** એ લક્ષણાનું સ્વરૂપ છે. શક્યનું જ્ઞાન થયા વિના શક્યસંબંધરૂપ લક્ષણાનું જ્ઞાન થાય નહિ; માટે શક્યનું લક્ષણ કહે છે

## લક્ષણાનિરૂપણઃ શક્યનું લક્ષણ

दोहा—है पदमें जा अर्थकी शक्ति शक्य सो जानि ।
वाच्य अर्थ पुनि कहत तिहिं, वाचक पदहि पिछानि ॥ ३५ ॥

પદમાં જે અર્થની શક્તિ હોય, તે પદના જે અર્થ તેને **શક્ય** કહે છે. તે શક્ય અર્થને જ **વાચ્યાર્થ** પણ કહે છે. વાચ્યાર્થને કહેનારા પદને **વાચક** કહે છે, તેમ જ **અભિધેયાર્થ** તથા **મુખ્ય અર્થ** એવાં પણ તેનાં નામ છે. ૩૫

**ટીકા**—જેમ અગ્નિપદમાં અંગારરૂપ અર્થની શક્તિ છે, માટે અગ્નિપદનો અંગાર એ **શક્યાર્થ** છે, તે **વાચ્યાર્થ** પણ કહેવાય

## લક્ષણા અને જહતી આદિ ભેદલક્ષણ

कवित—शक्यको संबंध जो स्वरूप जानि लक्षणको ।
लक्षणा सो भान जाको लक्ष्य सु पिछानिये ॥

वाच्य अर्थ सारो त्यागी, वाच्यको संबंध जहां ।
होई परतीति तहां जहती वखानिये ॥
वाच्ययुत वाच्यके संबंधिका जु ज्ञान होय ।
ताहि ठौर लक्षणा अजहती हि मानिये ॥
एकवाच्य भागत्याग होत तहां भागत्याग ।
दूजो नाम जहती अजहती प्रमानिये ॥ ३६ ॥

શક્યાર્થનો (વાચ્યાર્થનો) (વક્તાનું તાત્પર્ય જે વિષયમાં હોય તેની સાથે) સંબંધ તે લક્ષણાનું સ્વરૂપ જાણવું; અને તે લક્ષણા વડે જે વિષયનું ભાન થાય તેને 'લક્ષ્ય' જાણવું.

આખા વાચ્યાર્થનો ત્યાગ કરીને વાચ્યનો સંબંધ (બીજા કોઈ અર્થ સાથે) જ્યાં પ્રતીત થતો હોય, ત્યાં **જહતી લક્ષણા** જાણવી.

વાચ્યાર્થની સાથે વાચ્યના સંબંધવાળા અર્થનું પણ જ્યાં ભાન થતું હોય, ત્યાં **અજહતી લક્ષણા** માનવી.

વાચ્યાર્થના એક ભાગનો જ્યાં ત્યાગ (અને એક ભાગનું ગ્રહણ) કરવામાં આવે, તેને **ભાગત્યાગ લક્ષણા** કહેવી. એ લક્ષણાનું બીજું નામ **જહતી-અજહતી** પણ કહેવાય છે. ૩૬

**લક્ષ્યાર્થ અને લક્ષણાનું સામાન્ય સ્વરૂપ**

**ટીકા**—શક્યાર્થ સાથે સંબંધ (મેળાપ) તેને લક્ષણા કહે છે.

જે અર્થનું જ્ઞાન પદની શક્તિથી ન થતું હોય પણ લક્ષણાથી થતું હોય અને તે અર્થ બોલનારના તાત્પર્યનો વિષય હોય, તો તેને લક્ષ્ય અર્થ કહે છે—મતલબ કે શક્યાર્થની સાથે સંબંધવાળો એવો, (અને બોલનારને કહેવાનું તાત્પર્ય જેના વિષે હોય એવો) જે અર્થ (પદાર્થ) તે લક્ષ્યાર્થ કહેવાય. [લક્ષણા ત્રણ પ્રકારની છે—(૧) જહતી, (૨) અજહતી અને (૩) ભાગત્યાગ એ પાછળ કહેવામાં આવ્યું છે. હવે એ ત્રણનાં લક્ષણો તથા ઉદાહરણો અનુક્રમે કહેવાશે.]

**જહતી લક્ષણાનું લક્ષણ**

જ્યાં વાચ્યાર્થને સંપૂર્ણ છોડી દઈને તે વાચ્યાર્થના સંબંધવાળા અર્થને કહેવાનું વક્તાનું તાત્પર્ય હોય, ત્યારે તેને **જહતી લક્ષણા** કહે છે.

**જહતી લક્ષણાનાં ઉદાહરણો**

(૧) જેમ કોઈએ કહ્યું, કે 'ગંગામાં ગામ છે.' આ ઠેકાણે ગંગાપદની તીરના પ્રદેશમાં લક્ષણા છે; કેમ કે ગંગાપદનો વાચ્યાર્થ 'દેવનદીના પ્રાણીનો પ્રવાહ' છે. એ પ્રવાહમાં ગામ હોવાનો અસંભવ છે; માટે પ્રવાહરૂપી આખા વાચ્યાર્થને છોડી દઈને, તે પ્રવાહના સંબંધવાળો જે 'ગંગાનો કાંઠો' તેમાં લક્ષણા કરવી જોઈએ; કેમ કે બોલનારનું તાત્પર્ય પણ કાંઠા ઉપર ગામ છે એમ કહેવાનું જ સંભવે છે; માટે એ **જહતી લક્ષણા** છે.

વાચ્યાર્થ સાથેના સંબંધનું નામ લક્ષણા છે. આ ઠેકાણે ગંગાપદના વાચ્ય(પ્રવાહ)નો કાંઠા સાથે સંયોગસંબંધ છે; માટે—

क. ગંગાપદના વાચ્યનો (શક્યાર્થનો) તીર સાથે (બોલનારના તાત્પર્યરૂપ લક્ષ્યાર્થ સાથે) સંબંધ છે, તે સંબંધનું નામ લક્ષણા છે; અને—

ख. એમાં આખા વાચ્યાર્થને છોડી દેવામાં આવ્યો છે, માટે એ **જહતી લક્ષણા** છે.

## ટીકાકારે આપેલાં બીજાં ઉદાહરણો

(૨) જહતી લક્ષણાનું સુગમ ઉદાહરણ આ પ્રમાણે છે :–કોઈ વર પરણવા ગયો છે, પણ તેનો પિતા ત્યાં હાજર નથી. હવે વરના પિતાના ખોળામાં કન્યા પધરાવવાનો સમય થયો ત્યારે કોઈ બોલ્યુ, કે 'વરના પિતાના ખોળામાં કન્યા પધરાવો.' તે વખતે 'પિતા' શબ્દનો શક્યાર્થ જે વરનો જનક તે ત્યાં હાજર નથી, માટે જનકરૂપ શક્યાર્થમાં વક્તાનું તાત્પર્ય સંભવે નહિ; તેથી પિતા શબ્દના આખા શક્યાર્થનો ત્યાગ કરીને પિતા અર્થના સંબંધી પિતાના ભાઈનું ગ્રહણ કરવામાં આવે છે, માટે એ જહતી લક્ષણા છે. આ ઉદાહરણમાં જનકરૂપ શક્યાર્થ જે પિતાના ભાઈ સાથે સહોદરતારૂપ સંબંધ છે તે લક્ષણા છે. તે લક્ષણા વડે જણાવામાં આવેલો જે કાકારૂપી અર્થ તે પિતા શબ્દનો લક્ષ્યાર્થ છે.

(૩) કોઈએ કહ્યું, કે 'જુઓને, કૂવો ચાલે છે?' એમાં કૂવા શબ્દનો શક્યાર્થ તો જળથી ભરેલો ખાડો છે. તેમાં ચાલવારૂપ ક્રિયાનો અભાવ છે, માટે પૂછનારનું તાત્પર્ય તે કૂવાને ચાલવાનું કહેવામાં સંભવતું નથી, પણ એ બળદ સહિત ચામડાનો કોસ કહેવામાં વક્તાનું તાત્પર્ય છે, માટે કૂવારૂપી આખા શક્યાર્થનો ત્યાગ કરીને તેના સબંધવાળા બે બળદ સહિત ચામડાના કોસનું ગ્રહણ કરવામાં આવે છે, માટે એ **જહતી લક્ષણા** છે.

(૪) એ જ રીતે 'આ રસ્તો અમદાવાદ તરફ જાય છે' એમાં રસ્તો જતો નથી; પણ મુસાફર એ રસ્તે થઈને જઈ શકે છે એવું વક્તાનું તાત્પર્ય હોવાથી, એ પણ **જહતી લક્ષણા** છે.

(૫) 'ચૂલો સળગે છે' એમાં પણ એ જ ચૂલાનો ત્યાગ કરીને લાકડામાં લક્ષણા કરવી એ પણ **જહતી લક્ષણા** છે.

આ જહતી લક્ષણાનો કોઈ ગ્રંથકારે આવી રીતે સિદ્ધાંતમાં ઉપયોગ કરી બતાવ્યો છે —

'**सर्वं खल्विदं ब्रह्म**' એટલે 'આ સઘળું જગત નિશ્ચય બ્રહ્મ છે' ઇત્યાદિ શ્રુતિવાક્યોમાં સઘળા જગતને બ્રહ્મરૂપ કહ્યું છે. હવે અનિત્યતા, દૃશ્યતા, વિકારિતા, જડતા, દુઃખરૂપતા આદિ વિપરીત ધર્મવાળા નામરૂપમય જગતને નિત્ય, દ્રષ્ટા, અવિકારી, ચેતન, આનંદ આદિ સ્વરૂપ બ્રહ્મ કહેવું એ વિરુદ્ધ છે; માટે એમ કહેવામાં શ્રુતિવચનનું તાત્પર્ય હોય એ સંભવતું નથી, પણ બાધ-સામાનાધિકરણ્યની રીતે નામરૂપનો બાધ કરીને, બાકી રહ્યું જે તેના સંબંધવાળું

અધિષ્ઠાન ચેતન તે બ્રહ્મ છે, એવા અર્થમાં શ્રુતિવાક્યનું તાત્પર્ય છે; માટે અહીં 'સર્વ' શબ્દનું વાચ્ય જે નામરૂપવાળું જગત તે સઘળાનો ત્યાગ કરીને તેનું સંબંધી, અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ અધિષ્ઠાનનું બ્રહ્મરૂપે ગ્રહણ કરવામાં આવે છે, તે માટે એ **જહતી લક્ષણા છે.**

આ ઉદાહરણમાં આરોપિત નામરૂપનો પોતાના અધિષ્ઠાન ચેતન સાથે જે તાદાત્મ્યસંબંધ છે તે લક્ષણા છે; અને એ લક્ષણા વડે જણવામાં આવનાર જે અધિષ્ઠાન ચેતન તે લક્ષ્યાર્થ છે.

મુખ્ય **સિદ્ધાંતમાં** જહતી લક્ષણા માની નથી, પણ ભાગત્યાગલક્ષણા માનેલી છે; કેમ કે અધિષ્ઠાન સિવાય આરોપિત અર્થની પ્રતીતિ થતી નથી. પણ અધિષ્ઠાન સાથે અભિન્ન હોઈને આરોપિતની પ્રતીતિ થાય છે; માટે અસ્તિ, ભાતિ, પ્રિય સહિત નામ અને રૂપ સર્વ શબ્દનો વાચ્યાર્થ છે; તેમાંથી નામ-રૂપભાગનો ત્યાગ કરીને બાકી રહ્યો જે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ અધિષ્ઠાન ભાગ તે બ્રહ્મ છે, એવી '**सर्वं खल्विदं ब्रह्म**' એ શ્રુતિવાક્યમાં **ભાગ-ત્યાગલક્ષણા** માનેલી છે.

## અજહતી લક્ષણા

વાચ્યાર્થ સહિત વાચ્યાર્થનો સંબંધી જે લક્ષ્યાર્થ તેનું જ્ઞાન જે પદથી થાય, તે પદમાં **અજહતી લક્ષણા** સમજવી.

### ઉદાહરણો

(૧) જેમ રાતો, કાળો અને ધોળો, એવા જુદાજુદા રંગના ઘોડા શરતમાં દોડાવવાના હોય, તેમાંથી જે વખતે રાતો ઘોડો દોડતો હોય તે વખતે તેને જોઈને કોઈ બોલે, કે 'હવે રાતો દોડે છે.' એ જગ્યાએ 'રાતો' એ પદની લાલ રંગના ઘોડામાં અજહતી લક્ષણા છે; કેમ કે 'રાતો' એ નામ લાલ રંગનું છે; માટે 'રાતો' એ પદનો વાચ્યાર્થ લાલ રંગ છે. તે એકલા લાલ રંગમાં દોડવાનો અસંભવ છે; માટે 'રાતો' એ પદનો વાચ્ય જે લાલ રંગ તે સહિત ઘોડામાં 'રાતો' પદની **અજહતી લક્ષણા** છે.

ગુણ અને ગુણીનો તાદાત્મ્યસંબંધ કહેવાય છે. 'રાતો' એ પણ રૂપનો ભેદ હોવાથી ગુણ છે; માટે—

**क.** 'રાતો' પદનું વાચ્ય જે લાલ ગુણ, તેનો ગુણી(ઘોડા)ની સાથે જે તાદાત્મ્યસંબંધ તે લક્ષણા છે; અને—

**ख.** વાચ્યાર્થનો ત્યાગ ન કરતાં અધિક અર્થનું ગ્રહણ કર્યું છે; માટે તે **અજહતી લક્ષણા છે.**

(૨) કાગડાઓ વગેરે ચડી ન જાય એવા હેતુથી, કોઈએ તડકામાં દહીં મૂકીને ત્યાં કોઈ નોકરને બેસાડીને કહ્યું, કે 'કાગડાથી દહીં બચાવજે.' આ વાક્યમાં 'કાગડા' પદનો વાચ્યાર્થ જે વાયસ પક્ષી તેનાથી જ દહીંને સાચવવાનું કહેવામાં બોલનારનું તાત્પર્ય નથી, પણ દહીંને ખાઈ જનારાં જે કૂતરાં-બિલાડાં તેમનાથી પણ દહીંનું રક્ષણ કરજે, એમ કહેવામાં બોલનારનું તાત્પર્ય

છે; માટે 'કાગડા' પદનું વાચ્ય જે વાયસ પક્ષી, તેનો કૂતરાં-બિલાડાં સાથે જે દહીંને ખાઈ જવાના સ્વભાવરૂપ સજાતીય સંબંધ, તે લક્ષણા છે; અને વાચ્ય(કાગડો)નો ત્યાગ ન કરતાં, તેના સંબંધવાળા અધિક અર્થનું (કૂતરાં વગેરેનું) ગ્રહણ છે; માટે તે **અજહતી લક્ષણા** છે.

(૩) ખેતરમાં પક્ષીઓ ઉડાડવાને બાંધેલા માળા ઉપર ચઢીને ખેતરના રખેવાળ બૂમો પાડે છે. તે જોઈને કોઈ બોલ્યું, કે 'માળાઓ ગાજી ઊઠ્યા છે.' એ વાક્યમાં 'માળા' શબ્દની માળા ઉપર બેઠેલા રખેવાળ પુરુષમાં અજહતી લક્ષણા છે; કેમ કે 'માળા' પદના વાચ્યાર્થ 'માંચડા'માં ગર્જના કરવાનો અસંભવ છે; માટે 'માળા' પદનો વાચ્યાર્થ જે માંચડો તથા તે ઉપર બેઠેલો પુરુષ એ બન્ને 'માળા' શબ્દથી સમજવાં જોઈએ; માટે માળા સહિત રખેવાળમાં 'માળા' શબ્દની **અજહતી લક્ષણા** છે.

આ ઉદાહરણમાં 'માળા' પદનું વાચ્ય જે માંચડો તેનો પોતાના આધેય (આશ્રિત) પુરુષની સાથે આધેયતારૂપ સંબંધ છે, (માળો આધાર છે અને પુરુષ આધેય છે,) તે લક્ષણા છે; અને વાચ્યાર્થનો ત્યાગ ન કરતાં અધિક અર્થનું ગ્રહણ છે; માટે **અજહતી લક્ષણા** છે.

(૪) તડકામાં કેટલાક માણસો જતા હોય, તેમાં કેટલાકે છત્રીઓ ઉઘાડી માથે ધરી હોય અને કેટલાક છત્રીવગરના પણ તેમની સાથે ચાલ્યા જતા હોય, તે જોઈને કોઈ બોલે, કે 'પેલા છત્રીવાળા જાય છે.' એ વાક્યમાં 'છત્રીવાળા' પદ વડે છત્રીવાળા તથા છત્રીવગરના બધા જ સમજાઈ જાય છે; માટે એમાં પણ વાચ્યાર્થ જે છત્રીવાળા પુરુષો તથા તેના સંબંધવાળા છત્રી વગરના પુરુષોનું ગ્રહણ થાય છે. તેથી તે **અજહતી લક્ષણા** છે.

(૫) તેમ જ ઘરને આંગણે લાકડાંનો ભારો લઈને મજૂર આવ્યો છે, તેને જોઈને ઘરધણી બોલે છે, કે 'લાકડાંને ઘરમાં આવવા દો.' અહીં લાકડાં પદનો વાચ્યાર્થ તો એની મેળે ઘરમાં આવી શકે તેમ નથી; માટે તે વાચ્યાર્થનો સંબંધી જે મજૂર તે સહિત વાચ્યાર્થ 'લાકડાં' પદથી સમજવામા આવે છે; માટે એ **અજહતી લક્ષણા** છે.

એ જ રીતે શ્રુતિવાક્યોમાં પણ જ્યાં આત્મામાં સત્ વગેરે વિશેષણોમાથી એક કે બે જ વિશેષણો કહ્યા હોય, ત્યાં તે કહેલાં વિશેષણો સહિત બીજાં ન કહેલાં વિશેષણો પણ સમજાઈ જતાં હોય, ત્યાં સિદ્ધાંતમાં પણ અજહતી લક્ષણાનો ઉપયોગ કરવામા આવે છે.

### ભાગત્યાગ લક્ષણા

શબ્દોના વાચ્યાર્થમાથી એક ભાગનો ત્યાગ થાય અને એક ભાગનું ગ્રહણ થાય, ત્યાં **ભાગત્યાગ લક્ષણા** કહેવાય છે. એ ભાગત્યાગ લક્ષણાને **જહતી-અજહતી લક્ષણા** પણ કહે છે.

જેમ પ્રથમ જોયેલા પદાર્થને બીજા સ્થળમાં જોઈને કોઈ બોલે, કે 'તે આ છે.' ત્યાં **ભાગત્યાગ લક્ષણા** જાણવી; કેમ કે—

(૧) ભૂતકાળમા અને બીજા દેશમા રહેની વસ્તુને 'તે' કહે છે; માટે ભૂતકાળ સહિત અને અન્ય દેશ સહિત વસ્તુ તે પદનો વાચ્યાર્થ છે.

(૨) વર્તમાનકાળ અને સમીપ દેશમા રહેની વસ્તુને 'આ' કહે છે, માટે વર્તમાનકાળ સહિત અને સમીપ દેશ સહિત વસ્તુ **આ** પદનો વાચ્યાર્થ છે.

અને ભૂતકાળ સહિત અને અન્ય દેશ સહિત જે વસ્તુ તે જ વર્તમાનકાળ અને સમીપ દેશ સહિત છે, એવો એ બન્ને વાક્યના **સમુદાયનો વાચ્યાર્થ** છે, એવો **વાચ્યાર્થ** સભવતો નથી, કેમ કે—

(૧) ભૂતકાળ અને વર્તમાનકાળનો વિરોધ છે

(૨) અન્ય દેશ અને સમીપ દેશનો વિરોધ છે.

માટે એ બન્ને પદોમાથી દેશ અને કાળ જે વાચ્યનો ભાગ છે, તેને ત્યાગીને વસ્તુમાત્રમા બન્ને પદની લક્ષણા કરવી, તે **ભાગત્યાગ લક્ષણા** છે.

*ટીકાકાર આ સબધમા કાઈક વિશેષ કહે છે, જેમ—*

'તે આ છે.' આ વાકયમા રહેલા 'તે' અને 'આ' એ બે પદ, તેમનો પરસ્પર સમાન (એક) વિભક્તિના બળથી એક અર્થવાનપણારૂપ **સામાનાધિકરણ્ય સંબંધ** છે (બે શબ્દોની વિભક્તિ એક જ હોઈને તે બે શબ્દો એક જ પદાર્થને ઓળખાવતા હોય, ત્યારે તે **સામાનાધિકરણ્ય** કહેવાય છે.) એ સામાનાધિકરણ્યના બળથી તે બે શબ્દોના વાચ્યાર્થ જે પરોક્ષ વસ્તુ અને અપરોક્ષ વસ્તુ તેમની એકતા પ્રતીત થાય છે, પણ તે બન્ને વાચ્યાર્થો વિરોધી ધર્મવાળા હોવાથી તેમની એકતા સભવતી નથી, માટે અહી લક્ષણા કરવાની જરૂર પડે છે

એ પ્રમાણે જહતી કે અજહતી લક્ષણા તો થઈ શકતી નથી, પણ ભાગત્યાગ લક્ષણા થઈ શકે છે, માટે 'તે' પદનુ વાચ્ય જે પરોક્ષતા સહિત વસ્તુ અને 'આ' પદનુ વાચ્ય જે અપરોક્ષતા સહિત વસ્તુ, તે બન્નેમાથી પરોક્ષતા અને અપરોક્ષતા ભાગનો ત્યાગ કરીને અવિરોધી એવી જે વસ્તુ તેનુ માત્ર ગ્રહણ કરવામા આવે છે

(૧) અહી પરોક્ષતા–અપરોક્ષતા ભાગનો વસ્તુની સાથે **આશ્રયતા-સંબંધ** છે, અને-(૨) વસ્તુ ભાગનો પોતાનો સ્વરૂપ સાથે **તાદાત્મ્યસબંધ** છે

એ આપ્યા વાચ્ય ભાગનો વસ્તુની સાથે જે આશ્રયતા–તાદાત્મ્યસંબધ તે **લક્ષણા** છે

(૧) પરસ્પર વિરોધી પરોક્ષતા અને અપરોક્ષતારૂપ **વાચ્ય ભાગનો ત્યાગ** છે.

(૨) અવિરોધી કેવળ વસ્તુરૂપ **વાચ્ય ભાગનું** ગ્રહણ છે, માટે એ **ભાગત્યાગ લક્ષણા** છે

એ જ રીતે *'तत्त्वमसि'* આદિ મહાવાકયમાં રહેલા જે જીવ અને ઈશના વાચક બે પદો તેમનો પણ પરસ્પર સમાન વિભક્તિના બળથી એક અર્થવાનપણારૂપ **સામાનાધિકરણ્ય સબધ** છે તે સબધના બળથી

તેમનાં વાચ્ય જે જીવ અને ઈશ્વર તેમની એકતા પ્રતીત થાય છે; પણ તે બન્ને વિરોધી ધર્મવાળા હોવાથી તેમની એકતા સંભવતી નથી; માટે અહીં લક્ષણા માનવાની જરૂર છે. તેમાં પાછળ કહ્યું છે, તે રીતે જહતી કે અજહતી લક્ષણા તો સંભવતી નથી, પણ ભાગત્યાગ લક્ષણા જ સંભવે છે; માટે બધાં મહાવાક્યોમાં બે બે પદોના વાચ્ય જે જીવ અને ઈશ્વર તેમાંથી—

૧. ધર્મ સહિત ઉપાધિરૂપ વિરોધી **વાચ્ય ભાગનો ત્યાગ** અને-

૨. અવિરોધી **ચેતન ભાગનું ગ્રહણ** કરીએ છીએ.

૧. આ લક્ષણામાં ધર્મ સહિત માયા-અવિદ્યાનો **અધિષ્ઠાનતા સંબંધ છે.**

૨. ચેતનભાગનો પોતાની સાથે **તાદાત્મ્યસંબંધ** છે.

આ આખા વાચ્યનો ચેતનભાગની સાથે જે અધિષ્ઠાનતા-તાદાત્મ્યસંબંધ છે, તે **લક્ષણા છે.**

(૧) વિરોધી વાચ્ય ભાગનો ત્યાગ અને—

(૨) અવિરોધી ચેતનભાગનું ગ્રહણ છે.

માટે એને **ભાગત્યાગ લક્ષણા** કહીએ છીએ.

### મહાવાક્યમાં લક્ષણા

**'तत्त्वमसि'** એ મહાવાક્યમાં લક્ષણા સમજાવવાને **'तत्'** અને **'त्वं'** પદનો વાચ્યાર્થ સમજાવે છે:

## (૧) तत् પદનો વાચ્યાર્થ

દોહા—**सर्वशक्ति सर्वज्ञ विभु, ईश स्वतंत्र परोक्ष ।**
**मायी तत्पद वाच्य सो, जामें बंध न मोक्ष ॥ ३६ ॥**

(૧) સર્વશક્તિવાળો, (૨) સર્વજ્ઞ, (૩) વિભુ (વ્યાપક), (૪) ઈશ (સઘળાનો પ્રેરક), (૫) સ્વતંત્ર (કર્મને અધીન નહિ તે) (૬) પરોક્ષ (જીવને પ્રત્યક્ષ નહિ તે), (૭) માયી (માયા જેને અધીન છે તે) અને (૮) બંધ-મોક્ષ-રહિત (એટલે જેને બંધ હોય તેને મોક્ષ હોય; ઈશ્વરને બંધ નથી, માટે તેને મોક્ષ પણ નથી). એવા ધર્મવાળું જે ઈશ્વર-ચેતન ('तत्') તે પદનું વાચ્ય છે. ૩૬

## (૨) त्वं પદનો વાચ્યાર્થ

**कहे धर्म जो ईशके, सब तिनतें विपरीत ।**
**है जिहिं चेतन जीव तिहिं, त्वंपद वाच्य प्रतीत ॥ ३७ ॥**

ઉપર જે ઈશ્વરના ધર્મ કહ્યા છે, તેનાથી ઊલટા જ ધર્મ જેમાં હોય, તે જીવ-ચેતન **'त्वं'** (તું)પદનું વાચ્ય છે, એમ જાણવું. ૩૭

**ટીકા**—મતલબ કે, જે (૧) અલ્પશક્તિવાળો, (૨) અલ્પજ્ઞ, (૩) પરિચ્છિન્ન (અમુક મર્યાદિત દેશકાળ વસ્તુમાં રહેલો), (૪) અનીશ (અસમર્થ), (૫) કર્મને અધીન, (૬) અવિદ્યાથી મોહિત, (૭) બંધમોક્ષવાળો અને (૮) પ્રત્યક્ષ. પ્રત્યક્ષ એટલા માટે કહેવામાં આવે છે, કે પોતાનું સ્વરૂપ કોઈ ને

પરોક્ષ હોતું નથી, પણ પ્રત્યક્ષ જ હોય છે. જો કે ઈશ્વરને પણ પોતાનું સ્વરૂપ પ્રત્યક્ષ હોય છે, તથાપિ જીવોને ઈશ્વરનું સ્વરૂપ પ્રત્યક્ષ નથી, માટે ઈશ્વરને પરોક્ષ કહેવો છે, અને જીવના સ્વરૂપને તો જીવ અને ઈશ્વર બન્ને જાણે છે, માટે તેને પ્રત્યક્ષ કહ્યું છે.

જો કે જીવ પોતાના નિજ રૂપ અહંપદના લક્ષ્ય કૂટસ્થને જાણતો નથી, એટલે અહંપદનું લક્ષ્ય ફક્ત કૂટસ્થ છે અને તે જ મારું ખરું સ્વરૂપ છે, એમ જાણતો નથી, તથાપિ અહં(હું)પદનું વાચ્ય જે અંતઃકરણવિશિષ્ટ ચેતન અથવા સ્થૂલ-સૂક્ષ્મ સંઘાતવિશિષ્ટ ચેતન—તે હું છું, એમ જાણે છે, માટે જીવને વિવેક-જ્ઞાન થયા પહેલાં પણ વિશિષ્ટ આત્માના રૂપથી પોતાના સ્વરૂપનું જ્ઞાન પ્રત્યક્ષ છે.

## (૩) વાચ્યાર્થમાં એકતાનો વિરોધ અને લક્ષણા કરવાની જરૂર

**महावाक्यमें एकता, है दोनोंकी भान ।**
**सो न बनै यातें सुमति, लक्ष्यलक्षण हि जान ॥ ३८ ॥**

સામવેદના છાંદોગ્ય ઉપનિષદમાં ઉદ્દાલક મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુને જગતની ઉત્પત્તિ કરનારા ઈશ્વરને બતાવી કહ્યું, કે 'तत्त्वमसि (તે તું છે.)' એમાં तत् (તે) त्वम् (તું) असि (છે) એવાં ત્રણ પદ છે. ૩૮

ટીકા—(क) तत् એટલે 'તે'—જગતની ઉત્પત્તિ કરનારો સર્વશક્તિ, સર્વજ્ઞતા વગેરે ધર્મવાળો ઈશ્વર.

(ख) त्वम् એટલે 'તું,' અલ્પશક્તિ, અલ્પજ્ઞતા વગેરે ધર્મવાળો જીવ

(ग) असि એટલે 'છે.'

આ જગાએ 'તે તું છે' એમ કહેવાથી જીવ-ઈશ્વરની એકતા વાચ્યાર્થથી થતી હોય એમ લાગે છે, કેમ કે 'तत्' અને 'त्वं' પદનું સામાનાધિકરણ્ય છે, પણ એવી રીતે વાચ્યાર્થની એકતા સંભવી શકે નહિ; કેમ કે—

क. સર્વશક્તિ અને અલ્પશક્તિ,

ख. સર્વજ્ઞ અને અલ્પજ્ઞ,

ग. વિભુ અને પરિચ્છિન્ન,

घ. સ્વતંત્ર અને કર્માધીન,

ङ. પરોક્ષ અને પ્રત્યક્ષ,

च. માયાને પોતાના તાબામાં રાખનાર અને અવિદ્યાથી મોહિત બનનાર ઈશ્વર અને જીવ એક છે એમ કહેવું, તે 'અગ્નિ શીતળ છે' એમ કહેવા બરાબર છે, માટે લક્ષણાથી અર્થ સમજવો, કેમ કે વાચ્યાર્થમાં વિરોધ છે.

**दोहा—वादि दोय नहि संभवै, महावाक्यमें तात ।**
**भागत्याग यातें लखहु, है जातें कुशलात ॥ ३९ ॥**

હે તાત! મહાવાક્યમા પહેલી બે લક્ષણાઓ સભવતી નથી, એટલે જહતી અને અજહતી સભવતી નથી, માટે મહાવાક્યમા ભાગત્યાગ લક્ષણા જાણવી, કે જેથી વિરોધનો પરિહાર થઈ શકે ૩૯

अय जहती असमवप्रतिपादन

મહાવાક્યમાં જહતીનો અસંભવ

ज्ञेय जु साक्षी ब्रह्मचित्, वाच्यमाहिँ सो लीन ।
मानहु जहती लक्षणा, है कछु ज्ञेय नवीन ॥ ४० ॥

સમગ્ર વેદાતનુ જ્ઞેય સાક્ષીચેતન અને બ્રહ્મચેતન છે એ સાક્ષીચેતન 'त्व'પદના વાચ્યમા અને બ્રહ્મચેતન 'तत्'પદના વાચ્યમા રહેલું છે ૪૦

ટીકા—હવે જ્યા જહતી લક્ષણા હોય છે, ત્યા આખા વાચ્યાર્થનો ત્યાગ કરીને વાચ્યના સબધી બીજા કોઈ જ્ઞેયમા વાચકની લક્ષણા કરવામા આવે છે માટે જો મહાવાક્યમા જહતી લક્ષણા માનીએ, તો વાચ્યમા રહેલુ જે ચેતન તેનો ત્યાગ કરીને ચેતનથી ભિન્ન બીજુ કોઈ જ્ઞેય થશે ચેતનથી ભિન્ન અસત્ જડ અને દુખરૂપ છે તેને જાણવાથી પુરુષાર્થ સિદ્ધ થતો નથી માટે મહાવાક્યમા જહતી લક્ષણાનો ઉપયોગ નથી

મહાવાક્યમાં અજહતીનો અસંભવ

दोहा—वाच्य हु सारो रहत है, जहा अजहती मीत ।
वाच्य अर्थ सविरोध यों, तजहु अजहती रीत ॥ ४१ ॥

અજહતી લક્ષણામા આખો વાચ્યાર્થ તો કાયમ રહે છે અને તે ઉપરાત અધિક અર્થનુ ગ્રહણ કરવામા આવે છે મહાવાક્યમા અજહતી લક્ષણા માનીએ, તો 'तत्' અને 'त्व'પદનો આખો વાચ્ય અર્થ રહેવો જોઈએ, પણ તે વાચ્ય અર્થ તો પરસ્પર વિરોધી છે એ વિરોધ દૂર કરવાને તો લક્ષણાનો સ્વીકાર કરવો પડ્યો છે, પરતુ અજહતી લક્ષણા માનવાથી મહાવાક્યમાનો વિરોધ દૂર થતો નથી, માટે મહાવાક્યમા અજહતી લક્ષણા પણ લાગુ પાડી શકાય નહિ ૪૧

મહાવાક્યમાં ભાગત્યાગનો સ્વીકાર

त्यागी विरोधी धर्म सब चेतन शुद्ध असग ।
लखहु लक्षणाते सुमति, भागत्याग यह अग ॥ ४२ ॥

'तत्'પદનુ વાચ્ય ઈશ્વર અને 'त्व'પદનુ વાચ્ય જીવ તેમનામા જે પરસ્પર વિરોધી ધર્મ હોય, તેનો ત્યાગ કરીને અવિરોધી ભાગ જે શુદ્ધ ચેતન તેને લક્ષણા વડે જાણવો તે ભાગત્યાગ લક્ષણા છે ૪૨

ટીકા—આ જગાએ આવો સિદ્ધાત છે, કે ઈશ્વર અને જીવનુ સ્વરૂપ અદ્વૈત ગ્રથોમા અનેક પ્રકારનુ કહ્યુ છે જેમ—

૧. વિવરણ ગ્રંથમાં (૧) અજ્ઞાનમાં પ્રતિબિંબ એ જીવ છે, અને (૨) બિંબ એ ઈશ્વર છે, એમ કહેલું છે.

૨. વિદ્યારણ્યના મતમાં (૧) શુદ્ધ સત્ત્વગુણ સહિત માયામાં આભાસ એ ઈશ્વર અને (૨) મલિન સત્ત્વગુણ સહિત અંતઃકરણનું ઉપાદાન કારણ જે અવિદ્યાનો અંશ તેમાં આભાસ તે જીવ છે એમ કહ્યું છે.

## જીવ અને ઈશ્વરના સ્વરૂપમાં પંચદશીકાર તથા વિવરણકાર વગેરેના મત (આભાસવાદ, પ્રતિબિંબવાદ, અવચ્છેદવાદ)

### આભાસવાદ

યદ્યપિ 'પંચદશી' ગ્રંથમાં વિદ્યારણ્ય સ્વામીએ અંતઃકરણમાં આભાસ ને જીવ એમ કહ્યું છે; પણ અંતઃકરણમાંના આભાસને જીવ માનીએ, તો સુષુપ્તિમાં અંતઃકરણ રહેતું નથી, માટે જીવનો પણ અભાવ થવો જોઈએ; પરંતુ પ્રાજ્ઞરૂપ જીવ તો સુષુપ્તિમાં રહે છે; માટે વિદ્યારણ્ય સ્વામીનો આવો અભિપ્રાય છે, કે—

જે અવિદ્યાનો અંશ અંતઃકરણરૂપ પરિણામને પામે છે, તે અવિદ્યા-અંશમાં ચેતનનો આભાસ તે જીવ કહેવાય છે. તે અવિદ્યાનો અંશ સુષુપ્તિમાં પણ રહે છે; માટે સુષુપ્તિમાં પ્રાજ્ઞરૂપ જીવનો અભાવ થતો નથી.

અર્થાત્ કેવળ આભાસ જ જીવ કે ઈશ્વર નથી, પણ—

(૧) માયાનું અધિષ્ઠાન ચેતન અને માયા સહિત આભાસ ઈશ્વર કહેવાય છે.

(૨) અવિદ્યા અંશનું અધિષ્ઠાન ચેતન અને અવિદ્યાના અંશ સહિત આભાસ એ જીવ કહેવાય છે.

(૧) ઈશ્વરની ઉપાધિમાં શુદ્ધ સત્ત્વગુણ છે; માટે ઈશ્વરમાં સર્વશક્તિ-સર્વજ્ઞતાદિક ધર્મ રહે છે.

(૨) જીવની ઉપાધિમાં મલિન સત્ત્વગુણ છે; માટે જીવમાં અલ્પશક્તિ-અલ્પજ્ઞતાદિક ધર્મ રહે છે.

આને આભાસવાદ કહે છે.

(આ ઉપરથી જણાશે, કે કેવળ ચિદાભાસ જ જીવ-ઈશ્વર નથી; કેમ કે પોતાના તાદાત્મ્યસંબંધ વડે અધિષ્ઠાનથી અભિન્ન હોઈને જે પ્રતીત થાય છે, તેને આરોપિત કહે છે. આરોપિત વસ્તુ અધિષ્ઠાનથી જુદી પ્રતીત થતી નથી. જેમ દોરડીમાં સાપ આરોપિત છે, માટે તે દોરડીથી ભિન્ન પ્રતીત થતો નથી; પણ દોરડીથી અભિન્ન હોઈને અને દોરડીના સ્વરૂપને ઢાંકીને સાપની પ્રતીતિ થાય છે, તે જ પ્રમાણે માયા અને અવિદ્યામાં જે આભાસ છે, તે પણ આરોપિત હોવાથી તે બન્નેના આભાસ પણ પોતાના અધિષ્ઠાન બ્રહ્મ અને કૂટસ્થથી જુદા પ્રતીત થતા નથી; પણ તે બન્ને પોતાના અધિષ્ઠાન બ્રહ્મ અને કૂટસ્થ સાથે તાદાત્મ્યસંબંધરૂપ એકપણું પામીને અને તેમના સ્વરૂપને ઢાંકીને જ પ્રતીત થાય છે. માટે અધિષ્ઠાન ચેતન અને ઉપાધિ સહિત ચિદાભાસ એ જ જીવ અથવા ઈશ્વર છે.)

## પ્રતિબિંબવાદ

વિવરણકારના મતમાં યદ્યપિ જીવ અને ઈશ્વર એ બન્નેની ઉપાધિ એક જ અજ્ઞાન છે; માટે બન્ને અલ્પજ્ઞ હોવા જોઈએ. તથાપિ જે ઉપાધિમાં પ્રતિબિંબ પડે છે તે ઉપાધિનો એવો સ્વભાવ હોય છે, કે તે પ્રતિબિંબમાં પોતાના દોષનું આરોપણ કરે છે-બિંબમાં નહિ.

જેમ દર્પણરૂપ ઉપાધિમાં મુખનું પ્રતિબિંબ પડે છે. ગળા ઉપર રહેલું મુખ એ બિંબ છે. હવે દર્પણમાં રહેલા કાળા, પીળા વગેરે અનેક દોષ પ્રતિબિંબમાં દેખાય છે, પણ ગળા ઉપર રહેલા બિંબરૂપ મુખમાં દેખાતા નથી. એ જ રીતે દર્પણને ઠેકાણે જે અજ્ઞાન છે, તેમાં પ્રતિબિંબરૂપ જીવમાં અજ્ઞાનકૃત અલ્પજ્ઞતાદિક દોષ હોય છે, પણ બિંબરૂપ ઈશ્વરમાં (વિવરણકાર શુદ્ધ બ્રહ્મ ચૈતન્યને જ ઈશ્વર કહે છે, એ ધ્યાનમાં રાખવું.) તે દોષ હોતા નથી; માટે—

(૧) ઈશ્વરમાં સર્વજ્ઞતાદિક છે અને (૨) જીવમાં અલ્પજ્ઞતાદિક છે.

જો કે પ્રતિબિંબવાદમાં શુદ્ધ બ્રહ્મને જ ઈશ્વર કહે છે. તેમાં સર્વજ્ઞતાદિક ધર્મ પણ સંભવે નહિ; તથાપિ જીવના અલ્પજ્ઞતાદિક ધર્મની અપેક્ષાએ કરીને શુદ્ધ બ્રહ્મમાં બિંબપણું, ઈશ્વરપણું, સર્વજ્ઞપણું ઇત્યાદિ ધર્મોનો આરોપ કરવામાં આવે છે. ખરું જોતાં તો જીવ અને ઈશ્વર બન્ને શુદ્ધ બ્રહ્મરૂપ છે; માટે તેમનામાં કોઈ પણ ધર્મનો સંભવ નથી.

### આભાસ અને પ્રતિબિંબવાદમાં ભેદ

આભાસ અને પ્રતિબિંબમાં આટલો તફાવત છે:

આભાસપક્ષમાં તો આભાસ મિથ્યા છે: અને પ્રતિબિંબવાદમા પ્રતિબિંબ મિથ્યા નથી, પણ સત્ય છે; કેમ કે—

પ્રતિબિંબવાદીનો આવો સિદ્ધાંત છે, કે દર્પણમાં જે મુખનુ પ્રતિબિંબ છે તે મુખની છાયા નથી; કેમ કે—

(૧) છાયાનો એવો સ્વભાવ છે, કે જે દિશામાં છાયાવાળાનુ મુખ અને પીઠ હોય, તે જ દિશામાં છાયાનું પણ મુખ અને પીઠ હોય છે; પણ-

(૨) દર્પણમાંના પ્રતિબિંબનુ મુખ અને પીઠ બિંબથી ઊલટું હોય છે; માટે દર્પણમાં છાયારૂપ પ્રતિબિંબ નથી, પણ દર્પણને જોવા માટે નેત્ર દ્વારા નીકળેલી એવી જે અંતઃકરણની વૃત્તિ તે દર્પણને જોઈને તરત જ દર્પણથી પાછી ફરે છે અને ડોકા ઉપર રહેલા મુખને જુએ છે.

જેમ બળતાં લાકડાં વગેરેના ઉમાડિયાને કે સળગતા લાકડાને વેગથી ફેરવવા વડે બળતાનું ચક્ર હોય તેવું ભાન થાય છે-ખરું જોતાં તે ચક્ર હોતું નથી, તેમ દર્પણ અને મુખને જોતી વખતે વૃત્તિના વેગથી મુખ દર્પણમાં હોય એમ ભાન થાય છે-ખરું જોતાં મુખ ડોકા ઉપર જ છે, તે દર્પણમાં હોતું નથી, તેમ તેની છાયા પણ દર્પણમાં હોતી નથી. વૃત્તિના વેગથી દર્પણમાં જે મુખની પ્રતીતિ થાય છે તેને **પ્રતિબિંબ** કહે છે.*

---

* પ્રતિબિંબના સબંધમા હાલના વિદ્વાનો આમ કહે છે:-પ્રકાશનાં કિરણો મુખ-ઉપર પડીને ત્યાંથી પરાવર્તન પામે છે (પાછાં ફેંકાય છે) અને તે દર્પણ

આ રીતે *દર્પણરૂપ ઉપાધિના સબંધથી ગ્રીવા ઉપર રહેલું મુખ જ બિંબરૂપ અને પ્રતિબિંબરૂપ જોવામાં આવે છે, પણ વગર વિચાર કરી જોતા માલમ પડતું, કે બિંબ-પ્રતિબિંબભાવ છે જ નહિ

તેવી જ રીતે અજ્ઞાનરૂપ ઉપાધિના સબંધથી અસંગ ચેતનમાં બિંબને ઠેકાણે ઈશ્વરપણું અને પ્રતિબિંબને ઠેકાણે જીવપણું પ્રતીત થાય છે, પણ વિચાર દૃષ્ટિથી જોતા ઈશ્વરપણું કે જીવપણું છે જ નહિ

અનાદિથી જે ચેતનમાં જીવભાવની પ્રતીતિ થાય છે, તે જ અજ્ઞાનમાં **પ્રતિબિંબ** કહેવાય છે, માટે બિંબપણું અને પ્રતિબિંબપણું એ તો મિથ્યા (કલ્પના) જ (કેમ કે પ્રતિબિંબ જ્યારે મિથ્યા છે, ત્યારે પ્રતિબિંબની અપેક્ષાથી જ 'બિંબ' કહેવામાં આવે છે, તે બિંબપણું પણ મિથ્યા છે) એમ છતાં સ્વરૂપથી તો બિંબ-પ્રતિબિંબ સત્ય છે, કેમ કે બિંબ-પ્રતિબિંબનું મૂળ સ્વરૂપ જે દૃષ્ટાન્તમાં કહેલું 'મુખ' તે સત્ય છે અને એ જ રીતે દૃષ્ટાન્તમાં (સિદ્ધાન્તમાં) કહેલું ચેતન એ પણ સત્ય છે (ચેતન સત્ય છે, પણ બિંબ પ્રતિબિંબરૂપે કલ્પેલા ઈશ્વર અને જીવ સત્ય નથી-માત્ર કલ્પના જ છે, એમ કહેવાનું તાત્પર્ય છે)

(૧) આ રીતે પ્રતિબિંબ તેના મૂળ સ્વરૂપમાં સત્ય હોવાથી-અને તે મૂળ સ્વરૂપ જ પ્રતિબિંબરૂપે ભાસમાન થવાથી-તેને સત્ય કહેવામાં આવે છે

(૨) આભાસનું સ્વરૂપ છાયા માનવામાં આવે છે માટે તે મિથ્યા છે

આ પ્રમાણે આભાસવાદમાં અને પ્રતિબિંબવાદમાં તફાવત છે (પ્રતિબિંબ સત્ય છે-આભાસ મિથ્યા છે)

પંડિત શ્રી પીતાંબરદાસજી અહીં કંઈક વિશેષ જણાવે છે

જળથી ભરેલા અનેક ઘડાઓમાં સૂર્યના અનેક પ્રતિબિંબ (આભાસ) પડે છે તેમાં—

(૧) એક એક પ્રતિબિંબને **વ્યષ્ટિ** કહે છે

(૨) સઘળા મળીને એક **સમષ્ટિ** પ્રતિબિંબ કહેવાય છે

તે પ્રતિબિંબોમાંથી જળના અભાવને લીધે જેનો અભાવ થાય તે પ્રતિબિંબનો સૂર્યની સાથે અભેદ કહેવાય છે, પણ બીજા પ્રતિબિંબોનો અભેદ કહેવાતો નથી એ રીતે જ્યારે બધા પ્રતિબિંબોનો અભાવ થાય, ત્યારે તે **સમષ્ટિ** પ્રતિબિંબનો સૂર્ય સાથે અભેદ કહેવાય છે

તે જ રીતે પાછળ કહેલા આભાસવાદીના પક્ષમાં—

(૧) અનેક બુદ્ધિ અથવા અવિદ્યા અંશરૂપ જળમાં બ્રહ્મના અનેક પ્રતિબિંબ (આભાસ) છે તેમાં એકએક પ્રતિબિંબ **વ્યષ્ટિ જીવ** કહેવાય છે

(૨) સઘળાનું મળીને એક **સમષ્ટિ** પ્રતિબિંબ તે **ઈશ્વર** કહેવાય છે

---

*ઉપર પડે છે દર્પણ ઉપર પડેલી દૃષ્ટિ દર્પણમાં મુખ ઉપરના કિરણોના પ્રકારથી પ્રસરાઉ મુખ તેમાં જુએ છે અર્થાત્ જે મુખ ડોકા ઉપર દેખાવું જોઈતું હતું તે જ મુખ દર્પણમાં દેખાય છે પદાર્થના આ ચમત્કારની પેઠે પ્રકાશના આ વક્રીભવનને લીધે પણ એક પદાર્થ જ્યાં હોય ત્યાં ન દેખાતા બીજી જગ્યાએ દેખાય છે-**ભાષાન્તરકર્તા**

તેમાંથી જે જીવનો ઉપાધિના અભાવથી અભાવ થાય છે, તેનો બ્રહ્મની સાથે ઉપચારમાત્રથી અભેદ કહેવાય છે. (અર્થાત્ એ અભેદ કહેવામાત્ર છે; કેમ કે ભેદ હતો જ નહિ.)

એ રીતે જ્યારે બધા જીવોનો અભાવ થશે, ત્યારે તે સમષ્ટિ પ્રતિબિંબ-રૂપ ઈશ્વરનો વિદેહમોક્ષ થશે.

(૧) આ પક્ષમાં જગત અને બ્રહ્મના, અથવા જીવ અને બ્રહ્મના અભેદનો બોધ કરનારાં શ્રુતિવાક્યોમાં ભાગત્યાગ લક્ષણાનો સ્વીકાર નથી, પણ 'ગંગામાં ગામ છે' એ વાક્યની પેઠે આખા વાચ્ય ભાગનો ત્યાગ અને તેની સાથે સંબંધ રાખનાર બ્રહ્મનું ગ્રહણ થતું હોવાથી જહતી લક્ષણાનો સ્વીકાર છે.

જે લોકો અધિષ્ઠાન કૂટસ્થ સિવાય માત્ર બુદ્ધિ સહિત કે અવિદ્યા સહિત આભાસને જીવ માનનારા વેદાંતના એકદેશી આભાસવાદી છે, તેમનો આવો મત છે.

(૨) આ પક્ષમાં પુરુષાર્થ(મોક્ષ) માટે પ્રયત્ન કરનારા જીવનો મોક્ષ-દશામાં અભાવ થાય છે; માટે 'વ્યાજની આશાએ રૂપિયા ધીરનારના મુદ્દલ રૂપિયા પણ નાશ પામે' એની પેઠે મોક્ષની ઇચ્છાથી પ્રયત્ન કરનારાના જીવનું સ્વરૂપ પણ નાશ પામે છે. આવો અનર્થ થતો જાણીને આ સિદ્ધાંતમાં મુમુક્ષુની પ્રવૃત્તિ ભાગ્યે જ થઈ શકે; માટે આ મત સમીચીન નથી.

**પંચદશી**માં તથા આ **વિચારસાગર** ગ્રંથમાં–

(૧) અધિષ્ઠાન કૂટસ્થ સહિત સાભાસ બુદ્ધિ અથવા સાભાસ અવિદ્યાને **જીવ** માન્યો છે.

(૨) અધિષ્ઠાન બ્રહ્મ સહિત સાભાસ માયાને **ઈશ્વર** માન્યો છે.

આ પક્ષમાં વાચ્ય ભાગના એક દેશના ત્યાગથી અને એક દેશના ગ્રહણથી મહાવાક્ય આદિક સ્થળમાં, સિદ્ધાંતમાં માન્ય રાખેલી ભાગત્યાગ લક્ષણાનો જ સ્વીકાર છે.

આ પક્ષમાં મુખ્ય આકાશના દૃષ્ટાંતનો જ સ્વીકાર છે. એ આકાશનું દૃષ્ટાંત સવિસ્તર 'પંચદશી'ના ચિત્રદીપમાં તથા આ પુસ્તકના ચોથા તરંગમાં કહેલું છે.

આ પક્ષની રીતે—

(૧) આકાશના અથવા મુખ આદિના પ્રતિબિંબનું **અધિષ્ઠાનરૂપ ઉપાદાન** ઘટાકાશ અને દર્પણ આદિ છે.

(૨) **પરિણામી ઉપાદાન** જળ અને અવિદ્યાદિક છે.

(૩) **નિમિત્ત કારણ** મહાકાશ મુખ આદિક બિંબ તથા ઉપાધિનું સમીપમાં હોવું એ વગેરે છે.

એ પ્રતિબિંબનો બાધ કરીને તેનો પોતાના બિંબરૂપ મુખ વગેરેની સાથે અભેદ થાય છે ખરો, તથાપિ જ્યાં લગી જળ, દર્પણ અને બિંબની સમીપતા-રૂપ નિમિત્ત હોય, ત્યાં લગી બાધ કરેલા પ્રતિબિંબની પણ અનુવૃત્તિ (પ્રતીતિ) થયા કરે છે. એને **બાધિતાનુવૃત્તિ** કહે છે. તેમ–

(૧) ચિદાભાસરૂપ જીવનું અધિષ્ઠાનરૂપ ઉપાદાન **કૂટસ્થ** છે.

(૨) પરિણામી ઉપાદાન **નાના બુદ્ધિ** અથવા **અજ્ઞાન અંશ** છે.

(૩) નિમિત્ત કારણ **પ્રારબ્ધ** છે.

તેમાંથી જે ચિદાભાસ, બુદ્ધિરૂપ અથવા અજ્ઞાન અંશરૂપ ઉપાધિ સહિત પોતાના ચિદાભાસસ્વરૂપનો બાધ કરે છે; અને 'હું' વગેરે જીવવાચક શબ્દનો લક્ષ્ય અર્થ જે કૂટસ્થ અધિષ્ઠાનરૂપ પોતાનું નિજ રૂપ તેનું અભિમાન કરે છે; અને એમ કરીને તે 'હું' શબ્દના લક્ષ્યરૂપ કૂટસ્થની બિંબરૂપ બ્રહ્મ સાથે પહેલાંથી એકતા છે તેને જાણે છે, તે મુક્ત થાય છે–બીજા બદ્ધ છે.

યદ્યપિ પાછળ કહેલું 'હું બ્રહ્મ છું' એ જ્ઞાન થવાની સાથે જ અવિદ્યારૂપી ઉપાદાનનો નાશ થાય છે; અને તે અવિદ્યાના કાર્યરૂપ જગત સહિત ચિદાભાસનો બાધ થઈ જાય છે, તથાપિ જ્યાં લગી પ્રારબ્ધરૂપ નિમિત્ત છે, ત્યાં લગી બાધ પામેલા (મિથ્યા જાણેલા) દેહાદિ જગત સહિત ચિદાભાસની અનુવૃત્તિ (પ્રતીતિ) થયા કરે છે. જ્યારે પ્રારબ્ધનો અંત આવે છે ત્યારે તે પ્રતીતિનો અભાવ થાય છે. એનું નામ જ ચિદાભાસરૂપ જીવનો **વિદેહ મોક્ષ** છે. પાછળ કહેલા બિંબ–પ્રતિબિંબ પક્ષ કરતાં આ આભાસ પક્ષ ઉત્તમ છે.

બિંબ–પ્રતિબિંબવાદમાં–

(૧) પ્રતિબિંબનું **અધિષ્ઠાનરૂપ ઉપાદાન** બિંબ છે.

(૨) **પરિણામી ઉપાદાન** મુખ આદિક બિંબનું અજ્ઞાન છે.

(૩) **નિમિત્ત કારણ** દર્પણ અને બિંબની સમીપતા વગેરે છે.

બિંબ અને પ્રતિબિંબની એકતાનું જ્ઞાન થાય, ત્યારે પ્રતિબિંબપણાની નિવૃત્તિ થાય છે; પરંતુ જ્યાં સુધી બિંબ અને દર્પણની સમીપતારૂપ ઉપાધિ (નિમિત્ત) હોય છે, ત્યાં સુધી મિથ્યા જાણેલા પ્રતિબિંબપણા સિવાય પ્રતિબિંબના સ્વરૂપની પ્રતીતિ થાય છે. જ્યારે દર્પણ આદિકને લઈ લેવામાં આવે, ત્યારે જ પ્રતિબિંબની પ્રતીતિનો અભાવ થાય છે.

(૧) તેમ એક જ અજ્ઞાનથી શુદ્ધ બ્રહ્મરૂપ બિંબમાં જીવરૂપ પ્રતિબિંબભાવ પ્રતીત થાય છે. તેનું **ઉપાદાન** અજ્ઞાન છે અને **અધિષ્ઠાન શુદ્ધ** બ્રહ્મ છે.

(૨) **નિમિત્ત કારણ** અદૃષ્ટ છે. જ્યારે તે પ્રતિબિંબને પોતાના બિંબરૂપ બ્રહ્મની સાથે પોતાની એકતા પ્રતીત થાય છે, ત્યારે તેનો પ્રતિબિંબભાવ (જીવભાવ) નિવૃત્ત થાય છે; પરંતુ જ્યાં લગી પ્રારબ્ધરૂપ ઉપાધિ (નિમિત્ત) હોય છે, ત્યાં લગી બાધિત થયેલા જગત સહિત એ જીવના જીવપણારહિત સ્વરૂપની પ્રતીતિ થાય છે; (એટલે પોતાના ખરા સ્વરૂપને જાણ્યા છતાં પણ જીવપણુ દેખાયા કરે છે અને જીવ તરીકેનો વ્યવહાર ચાલુ રહે છે.) જ્યારે પ્રારબ્ધનો અંત આવશે, ત્યારે તે પ્રતીતિનો અભાવ થઈને કેવળ શુદ્ધ બ્રહ્મ અવશેષ રહેશે. એ જ તેનો **વિદેહમોક્ષ** છે.

આ પક્ષમાં સ્વપ્નની પેઠે મુખ્ય એક જીવનો અંગીકાર છે; અને જે અનેક જીવો પ્રતીત થાય છે તે જીવાભાસ છે. એમાં ત્રણ સત્તાનો અંગીકાર છે; માટે આ પણ **વ્યાવહારિક પક્ષ** કહેવાય છે; પરંતુ બીજા બધા વ્યાવહારિક પક્ષો કરતાં આ પક્ષ ઉત્તમ છે.

આ રીતે આભાસવાદ અને પ્રતિબિંબવાદમાં ભેદ છે.

## અવચ્છેદવાદ

કેટલાક ગ્રંથોમાં—

(૧) શુદ્ધ સત્ત્વગુણ સહિત માયાવિશિષ્ટ ચેતનને **ઈશ્વર** કહે છે.

(૨) મલિન સત્ત્વગુણ સહિત અંતઃકરણનું ઉપાદાન એવી અવિદ્યાના અંશવિશિષ્ટ ચેતનને **જીવ** કહે છે.

એને **અવચ્છેદવાદ** કહે છે.

એ રીતે સઘળી વેદાંતની પ્રક્રિયાઓ અદ્વૈત આત્માને જણાવવા માટે છે; માટે જે પ્રક્રિયાથી જિજ્ઞાસુને બોધ થાય, તે જ પ્રક્રિયા તેને માટે સારી છે; તથાપિ **વાક્યવૃત્તિ** અને **ઉપદેશસાહસ્રી**માં ભાષ્યકારે આભાસવાદ જ લખ્યો છે, માટે આભાસવાદ જ શ્રેષ્ઠ છે.

(એ સિવાય-કાર્યકારણવાદ, અવચ્છિન્ન-અનવચ્છિન્નવાદ અને દૃષ્ટિસૃષ્ટિવાદ વગેરે વાદ પણ શાસ્ત્રોમાં કથન કર્યાં છે, તે અપ્પયદીક્ષિતકૃત **સિદ્ધાંતલેશ**માં તથા નિશ્ચલદાસકૃત **વૃત્તિપ્રભાકર**ના અષ્ટમ પ્રકાશમાં જોઈ લેવા.)

## આભાસવાદની રીતે ચારે મહાવાક્યોમાં ભાગત્યાગ લક્ષણા

**'तत्त्वमसि'** એટલે 'તે તું છે' ઇત્યાદિ મહાવાક્યો કહેવાય છે; કેમ કે તે અપરોક્ષજ્ઞાનનો ઉપદેશ કરનારા વાક્યો છે. તે સિવાયના વાક્યો, જેનાથી પરોક્ષ જ્ઞાન થાય છે, તેને **અવાંતર-વાક્યો** કહે છે.

(ચારે મહાવાક્યોમાં પણ **'तत्त्वमसि'** વાક્યને **ઉપદેશવાક્ય** કહે છે; અને બાકીનાં ત્રણ વેદનાં ત્રણ મહાવાક્યોને **અનુભવ-વાક્યો** કહે છે. કારણ સ્પષ્ટ છે, **'तत्त्वमसि'** એ ગુરુનો શિષ્યને ઉપદેશ હોય એવું વાક્ય છે; અને બાકીનાં **'अयमात्मा ब्रह्म'** (આ આત્મા બ્રહ્મ છે,) **'अहं ब्रह्मास्मि'** (હું બ્રહ્મ છું) અને **'प्रज्ञानमानन्दं ब्रह्म'** (જ્ઞાન અને આનંદ બ્રહ્મ છે)-એ બોલનારનો પોતાનો અનુભવ જણાવતાં હોય તેવાં વાક્યો છે.)

### (૧) સામવેદનું મહાવાક્ય 'तत्त्वमसि'

(क) માયા, માયામાં આભાસ અને માયાનું અધિષ્ઠાન ચેતન-એ ત્રણે મળીને સર્વશક્તિ અને સર્વજ્ઞતાદિક ધર્મ સહિત ઈશ્વર છે, અને **'तत्'** પદનું વાચ્ય છે.

(ख) વ્યષ્ટિ અવિદ્યા, અવિદ્યામાં આભાસ અને તેનું અધિષ્ઠાન ચેતન-એ ત્રણે મળીને અલ્પશક્તિ, અલ્પજ્ઞતા વગેરે ધર્મ સહિત 'ત્વં છે;' અને તે **'त्वम्'** પદનું વાચ્ય છે.

એ બંને વિરુદ્ધ ધર્મોવાળા ચેતનની એકતાનો બોધ **'तत्त्वमसि'** મહાવાક્ય કરે છે, પણ તે સંભવિત નથી લાગતો; માટે—

(क) આભાસ સહિત માયા અને માયાએ કરેલા સર્વજ્ઞતા વગેરે ધર્મ એટલો વાચ્ય ભાગ છોડી દઈને બાકી રહેલા ચેતન ભાગમાં **'तत्'** પદની ભાગત્યાગ લક્ષણા કરવી

(ख) આભાસ સહિત અવિદ્યા અંશ અને અવિદ્યાકૃત અલ્પશક્તિ, અલ્પજ્ઞાનાદિક ધર્મ જે '**त्वम्**' પદનો વાચ્ય ભાગ છે, તેને છોડી દઈને ચેતન ભાગમાં '**त्वम्**' પદની ભાગત્યાગ લક્ષણા કરવી. આ રીતે ભાગત્યાગ લક્ષણા કરવાથી ઈશ્વર અને જીવના સ્વરૂપમાં લક્ષ્ય જે ચેતન ભાગ તેની એકતાનો '**तत्त्वमसि**' મહાવાક્ય બોધ કરે છે.

### (૨) અથર્વવેદનું મહાવાક્ય 'अयमात्मा ब्रह्म'

'**अयमात्मा ब्रह्म**' (આ આત્મા બ્રહ્મ છે) એ મહાવાક્યમાં—

(क) 'આત્મા' પદનું વાચ્ય જીવ છે, અને

(ख) 'બ્રહ્મ' પદનું વાચ્ય ઈશ્વર છે. આ જગ્યાએ બ્રહ્મ એટલે શુદ્ધ બ્રહ્મ કહેવાનું શ્રુતિનું તાત્પર્ય નથી, પણ 'ઈશ્વર' એવો અર્થ બ્રહ્મપદનો સમજવાનો છે. એ વાત ચોથા તરંગમાં કહી આવ્યા છીએ, ત્યાં જોવી.

જીવ અને ઈશ્વરની એકતા '**तत्त्वमसि**'માં કરી બતાવી છે, તેમ અહીં પણ કરવાની છે.

આ મહાવાક્યમાં લક્ષ્ય અર્થ (શુદ્ધ ચેતન) તે પરોક્ષ નથી; પણ અપરોક્ષ છે, એમ બતાવવાને '**अयम्**' (આ) પદ મૂકેલું છે, અર્થાત્ 'આ' એટલે સર્વને અપરોક્ષ એવો આત્મા બ્રહ્મ છે, એવો એ મહાવાક્યનો અર્થ છે.

**અપરોક્ષ** બે પ્રકારનું છે.—

(૧) એક તો આત્મા સ્વયંપ્રકાશ હોવાથી બુદ્ધિરૂપી જ્ઞાનનો વિષય જે આત્માનુ સ્વરૂપ તે **અપરોક્ષ** છે.

(૨) બીજું 'હું સ્વપ્રકાશ આત્મા છું' એવી રીતે બુદ્ધિથી અવલોકન કરવું, તે પણ **અપરોક્ષ** કહેવાય છે.

તેમાંથી પ્રથમનું અપરોક્ષ નિત્ય (સદા વિદ્યમાન) છે; અને બીજું (બુદ્ધિની વૃત્તિરૂપ) અપરોક્ષ અનિત્ય (કદાચિત્ થવાવાળું) છે.

### (૩) યજુર્વેદનું મહાવાક્ય 'अहं ब्रह्मास्मि'

'**अहं ब्रह्म अस्मि**' એટલે (હું બ્રહ્મ છું), એ મહાવાક્યમાં—

(क) **अहं** પદનું વાચ્ય જીવ છે.

(ख) **ब्रह्म** પદનું વાચ્ય ઈશ્વર છે.

એ બન્ને પદોની પાછળ કહ્યા પ્રમાણે ચેતન ભાગમાં લક્ષણા કરવી.

### (૪) ઋગ્વેદનું મહાવાક્ય 'प्रज्ञानमानन्दं ब्रह्म'

આ મહાવાકયમાં—

(क) **प्रज्ञान** પદનું વાચ્ય જીવ છે અને

(ख) **ब्रह्म** પદનું વાચ્ય ઈશ્વર છે.

બન્ને પદોની પહેલાંની પેઠે ભાગત્યાગ લક્ષણા કરવી.

લક્ષ્ય જે બ્રહ્માત્મા તે આનંદ ગુણવાળો નથી, પણ આનંદરૂપ છે, એ અર્થ જણાવવા મહાવાક્યમાં '**आनंद**' પદ મૂકેલું છે.

આત્માથી અભિન્ન બ્રહ્મ આનંદરૂપ છે, એવો (

(**प्रज्ञानम्**-આત્મા, **ब्रह्म**-ઈશ્વર, **आनंदम्**-આનંદરૂપ

જેવી રીતે મહાવાક્યમાં ભાગત્યાગ લક્ષણાથી અર્થનો બોધ થાય છે, તેમ બીજાં વાક્યોમાં પણ **सत्य, ज्ञान, आनंद** એ શબ્દો પણ ભાગત્યાગ લક્ષણાથી જ શુદ્ધ બ્રહ્મનો બોધ કરે છે, શક્તિથી બોધ કરતાં નથી; કેમ કે શુદ્ધ બ્રહ્મ કોઈ પદનું વાચ્ય નથી, એવો સિદ્ધાંત છે; માટે બધાં પદ વિશિષ્ટનાં (વિશેષણ યુક્ત અર્થનાં) વાચક છે; અને શુદ્ધ બ્રહ્મનાં લક્ષક છે.

(૧) માયા બ્રહ્મની અપેક્ષાએ—બ્રહ્મને લીધે—સત્ય ભાસે છે, માટે માયાની આપેક્ષિક સત્યતા છે; અને ચેતન પોતાની સત્યતા માટે કોઈની અપેક્ષા રાખતું નથી; તેથી તેની નિરપેક્ષિક સત્યતા છે. એ બન્ને સત્યતા મળીને સત્ય પદનો વાચ્યાર્થ છે અને નિરપેક્ષ સત્ય એ લક્ષ્યાર્થ છે.

(૨) બુદ્ધિવૃત્તિરૂપ જ્ઞાન અને સ્વયંપ્રકાશ જ્ઞાન એ બન્ને મળીને જ્ઞાન-પદનો વાચ્યાર્થ છે; અને સ્વયંપ્રકાશ જ્ઞાન ભાગ લક્ષ્યાર્થ છે.

(૩) વિષયના સંબંધથી ઉત્પન્ન થયેલી સુખાકાર સાત્વિક અંતઃકરણની વૃત્તિ અને પરમ પ્રેમનું સ્થાન એવું સ્વરૂપસુખ એ બન્ને મળીને આનંદ પદનો વાચ્યાર્થ છે; અને વૃત્તિભાગને છોડીને સ્વરૂપભાગ માત્ર લક્ષ્યાર્થ છે.

આ રીતે સઘળા પદોની શુદ્ધ બ્રહ્મમાં લક્ષણા કરવાનું સંક્ષેપથી **શારીરક** નામે ગ્રંથમાં પ્રતિપાદન કર્યું છે.

## લક્ષણા પ્રકરણનો સારાંશ

કવિત—गंगामेँ ग्राम जहती लक्षणा या तीर लखि ।
सोन धावै लक्षणा अजहती जनाईये ॥
'सोई यह वस्तु' इहां लक्षणा है भागत्याग ।
दूजो नाम जहती अजहती सुनाईये ॥
'तत्त्वमसि' आदि महावाक्यनमें भागत्याग ।
लक्षणा न जहती अजहती बताईये ॥
ब्रह्म काहू पदका न वाच्य यों बखानें वेद ।
याते सर्वपदनमें रीति यों लखाईये ॥ ४३ ॥
मायामांहि सत्यता जु और भांति भाषियत ।
ब्रह्ममांहि सत्यता जु और भांति भाषिये ॥
दोऊ मिली सत्यपद वाच्य मुनि भाषत हैं ।
ब्रह्ममांहि सत्यता सु लक्ष्य भाग राखिये ॥
बुद्धिवृत्ति संवित द्वै मिले ज्ञानपद वाच्य ।
संवितस्वरूप लक्ष्य बुद्धिवृत्ति नाखिये ॥
आत्म औ विषैको सुख वाच्य पद आनंदको ।
विषैसुख त्यागी आत्मसुख लक्ष आखिये ॥ ४४ ॥

(૧) 'ગંગામાં ગામ છે' એ જહતી લક્ષણાનું ઉદાહરણ છે.
(૨) 'લાલ દોડે છે' એ અજહતી લક્ષણાનું ઉદાહરણ છે.
(૩) 'તે આ છે' એ ભાગત્યાગ લક્ષણાનું ઉદાહરણ છે.

એને જ કોઈ 'જહતી-અજહતી' પણ કહે છે.

(૪) 'तत्त्वमसि' આદિ મહાવાક્યોમાં ભાગત્યાગ લક્ષણા કરવી; જહતી અને અજહતી લક્ષણા કરવી નહિ.

(૫) બ્રહ્મ કોઈ પદનું વાચ્ય નથી, એમ વેદમાં કહ્યું છે; માટે બ્રહ્મને જણાવનારાં સઘળાં પદોમાં આ રીતે ભાગત્યાગ લક્ષણા કરી લક્ષ્યાર્થ બ્રહ્મને જાણવું. ૪૩

(૬) માયામાં જુદા પ્રકારની (સાપેક્ષ) સત્યતા છે, અને બ્રહ્મમાં જુદા પ્રકારની (નિરપેક્ષ) સત્યતા છે.

(૭) એ બંને સત્યતા એ સત્યપદનો વાચ્યાર્થ છે અને બ્રહ્મ એ સત્યપદનો લક્ષ્યાર્થ છે.

(૮) બુદ્ધિની વૃત્તિરૂપ જ્ઞાન અને સ્વયંપ્રકાશ જ્ઞાન એ બંને મળીને જ્ઞાનપદનો વાચ્યાર્થ છે: અને જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ એ જ્ઞાનપદનો લક્ષ્યાર્થ છે. ત્યાં બુદ્ધિની વૃત્તિનો ત્યાગ કરવો.

(૯) વિષયનું સુખ અને આત્મસ્વરૂપ સુખ એ બંને મળીને આનંદપદનો વાચ્યાર્થ છે; તેમાંથી વિષયસુખ ત્યજી દઈ આનંદસ્વરૂપ બ્રહ્મ એ આનંદ પદનો લક્ષ્યાર્થ છે એમ કહેવું. ૪૪

### લક્ષણા વિશે શંકા-સમાધાન

दोहा—एक हि पदमें लक्षणा, माने नहीं विरोध ।
दोय पदनमें लक्षणा, निष्फल कहत सुबोध ॥ ४५ ॥

એક જ પદમાં લક્ષણા માને, તો વિરોધ આવતો નથી; પણ બંને પદોમાં લક્ષણા માનવી નિષ્ફળ છે, એમ પંડિતો કહે છે. ૪૫

**શંકા: બંને પદમાં લક્ષણા માનવી સયુક્તિક નથી**

**વાદી:**—મહાવાક્યોમાં વિરોધ દૂર કરવા બંને પદમાં લક્ષણા માનવામાં આવી છે, એટલે **तत् त्वम् असि** એમાંનાં **तत्** અને **त्वम्** બંને પદોને બ્રહ્મનાં લક્ષક માની, એ બંને પદોમાં લક્ષણા કરી છે—વાચ્યાર્થ ભાગનો ત્યાગ કરી લક્ષ્યાર્થ ભાગ સ્વીકાર્યો છે—એમ કરવાની જરૂર નહોતી, કેમ કે એક પદમાં લક્ષણા માનવાથી પણ વિરોધ દૂર થઈ શકે છે; બંને પદમાં લક્ષણા માનવાની જરૂર નથી.

જો કે સર્વજ્ઞતાદિ વિશિષ્ટ ઈશ્વરની અલ્પજ્ઞતાદિ વિશિષ્ટ જીવની સાથે એકતા સંભવતી નથી; તથાપિ બંને પદમાંથી એક પદનું લક્ષ્ય જે શુદ્ધ બ્રહ્મ તેની વિશિષ્ટની સાથે (વિશેષણવાળા બેમાંના કોઈ પણ એક પદ સાથે) એકતા બને છે. દૃષ્ટાંત: જેમ—

क. 'શૂદ્ર મનુષ્ય બ્રાહ્મણ છે' આ રીતે શૂદ્રત્વ ધર્મવિશિષ્ટ મનુષ્યની બ્રાહ્મણત્વ ધર્મવિશિષ્ટ સાથે એકતા કહેવી વિરુદ્ધ છે; પણ તે બેમાંથી એક પદનું વિશેષણ (શૂદ્રત્વ) છોડી દઈને—

ख. 'મનુષ્ય બ્રાહ્મણ છે' એ રીતે ક્ષત્રત્વ ધર્મરહિત શુદ્ધ મનુષ્યને બ્રાહ્મણત્વ વિશિષ્ટ કહેવામાં વિરોધ નથી.

એ જ રીતે—

क. અલ્પજ્ઞતાદિ ધર્મવિશિષ્ટ ચેતનની અને સર્વજ્ઞતા ધર્મવિશિષ્ટ ચેતનની એકતા માનવી વિરુદ્ધ છે, પણ—

ख. જીવવાચક પદ અથવા ઈશ્વરવાચક પદની ચેતનમાં લક્ષણા કરીને લક્ષ્યાર્થ જે ચેતનમાત્ર તેની સર્વજ્ઞતાદિ ધર્મવિશિષ્ટ ઈશ્વર સાથે અથવા અલ્પજ્ઞતાદિ ધર્મવિશિષ્ટ જીવ સાથે એકતા કહેવામાં વિરોધ આવતો નથી.

માટે બંને પદમાં લક્ષણા માનવી સયુક્તિક નથી.

## સમાધાન : બંને પદમાં લક્ષણા સફળ છે

कवित—लक्षणा जो कहै एकपद मांहि ताकूं यह ।
पूछी दोय पदनमें कौनसे में लक्षणा ॥
प्रथम वा द्वितीय में कहै ताहि भाखी यह ।
वाक्यन को होयगो विरोध मूढलक्षणा ॥
तीनि वाक्यमध्य जीववाचक प्रथम पद ।
'तत्त्वमसि' यामें आदिपद ईश लक्षणा ॥
प्रथम वा द्वितीयको नेम नहीं बनै याते ।
भाषत है पदनमें लक्षणा सुलक्षणा ॥ ४६ ॥

જે એમ કહે, કે એક પદમાં લક્ષણા કરવી, તેને એમ પૂછવું, કે બે પદમાંથી કયા પદમાં લક્ષણા કરવી? જો તે એમ કહે, કે પહેલા પદમાં અથવા બીજા પદમાં લક્ષણા કરવી, તો તેને કહેવું, કે હે મૂઢ લક્ષણવાળા! એમ કરવાથી વાક્યનો વિરોધ થશે; કેમ કે (ચાર મહાવાક્યમાંથી) ત્રણ વાક્યમાં પ્રથમ પદ જીવવાચક છે, અને 'તત્ત્વમસિ' વાક્યમાં પ્રથમ પદ ઈશ્વરવાચક છે; તેથી (જો એક જ પદમાં લક્ષણા કરવાની હોય, તો) પહેલા પદમાં લક્ષણા કરવી કે બીજા પદમાં કરવી, તેનો કાંઈ નિયમ રહેશે નહિ; માટે ઉત્તમ લક્ષણવાળા આચાર્યો બંને પદમાં લક્ષણા કરવાનું કહે છે. ૪૬

**સિદ્ધાંતી**—તમે બે પદ પૈકી એક પદમાં લક્ષણા માનો છો, ત્યારે એટલું તો કહો કે તે બેમાંથી કયા પદમાં લક્ષણા માનો છો?

**વાદી**—બધાં મહાવાક્યોના પહેલા પદમાં લક્ષણા માનવી અથવા બીજા પદમાં લક્ષણા માનવી, કોઈ પણ એક પદમાં લક્ષણા માનવી.

**સિદ્ધાંતી**—તમે પ્રથમ પદમાં જ લક્ષણા માનશો, તો ચારે મહાવાક્યોનો પરસ્પર વિરોધ આવશે; કેમ કે—

(૧) 'अहं ब्रह्म अस्मि' (૨) 'प्रज्ञानं आनंदं ब्रह्म' અને (૩) 'अयं आत्मा ब्रह्म' એ ત્રણ વાક્યોમાં જીવવાચક પદ પ્રથમ છે અને (૪) 'तत् त्वं असि' એ વાક્યમાં ઈશ્વરવાચક પદ પ્રથમ છે.

(क) હવે જો અવે પ્રથમ પદમાં જ લક્ષણા માનીએ, તો પ્રથમનાં ત્રણ વાક્યોનો એવો અર્થ થશે, કે ચેતન એ સર્વજ્ઞતાદિ વિશિષ્ટ ઈશ્વરરૂપ છે, અને–

(ख) '**तत् त्वं असि**' એ વાક્યનો એવો અર્થ થશે, કે ચેતન એ અલ્પજ્ઞતાદિ વિશિષ્ટ સંસારી જીવરૂપ છે.

કેમ કે પહેલાંનાં ત્રણ વાક્યોમાં પ્રથમ પદ જીવવાચક છે, તેની લક્ષણા ચેતન ભાગમાં થશે, અને બીજું જે ઈશ્વરવાચક પદ છે, તેનો લક્ષ્યાર્થ નહિ લેવાનો હોવાથી તેનો માત્ર વાચ્યાર્થ જ લેવાશે.

અને '**तत्त्वमसि**'માં પ્રથમ પદ ઈશ્વરવાચક છે, તેની ચેતન ભાગમાં લક્ષણા થશે અને બીજું જે જીવવાચક પદ છે, તેના વાચ્યાર્થનું જ ગ્રહણ થશે'

એવી રીતે પ્રથમ પદમાં જ લક્ષણા કરવાનો નિયમ કરવાથી મહાવાક્યોનો પરસ્પર વિરોધ થશે.

**વાદી**—પણ એમ હશે તો અમે વાક્યના બીજા પદમાં લક્ષણા માનીશું, પણ એક જ પદમાં માનીશું.

**સિદ્ધાંતી**—જો બધા વાક્યોના બીજા પદમાં લક્ષણા માનશો, તો—

**क.** પ્રથમનાં ત્રણ વાક્યોમાં પહેલું જે જીવવાચક પદ છે, તેના વાચ્યાર્થનું ગ્રહણ થશે અને પછીનું જે ઈશ્વરવાચક પદ છે તેની માત્ર ચેતન ભાગમાં લક્ષણા થશે; તેથી અલ્પજ્ઞતાદિક ધર્મવિશિષ્ટ ચેતન છે, એવો એ ત્રણે વાક્યોનો અર્થ થશે; અને—

**ख.** '**तत्त्वमसि**' મા પહેલું પદ ઈશ્વર છે, તેના વાચ્યાર્થનું ગ્રહણ થશે: અને બીજું જે જીવવાચક પદ છે, તેની ચેતનમાં લક્ષણા થશે; તેથી સર્વજ્ઞતાદિ ધર્મવિશિષ્ટ ચેતન છે, એવો '**तत्त्वमसि**'નો અર્થ થવાથી મહાવાક્યોનો પરસ્પર વિરોધ થશે.

આમ હોવાથી વાક્યના પહેલા કે બીજા પદમાં લક્ષણાનો નિયમ થઈ શકે નહિ અને એટલા માટે જ વિદ્વાન આચાર્યો વાક્યનાં બંને પદોમાં લક્ષણા માને છે.

**વાદી**—વારુ, ત્યારે વાક્યના પ્રથમ કે દ્વિતીય કોઈ એક જ પદમાં લક્ષણા કરવી એવો નિયમ અમે કરતા નથી, પણ બધાં વાક્યોમાં ઈશ્વરવાચક પદમાં લક્ષણા કરવી, એવો નિયમ કરીએ છીએ, પછી તે ઈશ્વરવાચક પદ પહેલું હોય કે પછી હોય, એમ કરવાથી વિરોધ આવશે નહિ.

એનો ઉત્તર હવે પછીના દોહરાથી આપે છે.

### એકલા 'ઈશ્વર' પદમાં લક્ષણા સંભવતી નથી

दोहा—ईशपद हि लक्षक कहै, सब अनर्थकी खानि ।
ज्ञेयदोय श्रुति वाक्यमें, है पुरुषारथहानि ॥ ४७ ॥

જો ઈશ્વરવાચક પદમાં જ લક્ષણા માનીએ, તો અલ્પજ્ઞતા, પરાધીનતા, જન્મમરણ વગેરે દુઃખનાં સાધનરૂપી અનર્થવાળો જીવ એ જ શ્રુતિવાક્યમાં જ્ઞેય કહ્યો છે એમ ઠરશે; અને એમ ઠરશે તો પછી મોક્ષ વસ્તુનો જ નાશ થશે! ૪૭

ટીકા—તાત્પર્ય કે જો ઈશ્વરવાચક પદમાં જ લક્ષણા માનીએ, તો મહાવાક્યનો આવો અર્થ થશે:—

'तत् 'નું પદ લક્ષ્ય જે અદ્વય, અસંગ, માયામળરહિત ચેતન તે કામ-કર્મ અવિદ્યાને અધીન, અલ્પજ્ઞ, અલ્પશક્તિ, પરિચ્છિન્ન, પુણ્યપાપ-સુખદુઃખ, જન્મમરણ-ગમનાગમન આદિક અનંત અનર્થનું પાત્ર છે!'

જો મહાવાક્યનો એવો અર્થ થાય તો પછી જિજ્ઞાસુને એ જ અર્થમાં સ્થિતિ કરવી પડશે; અને જેમાં બુદ્ધિની સ્થિતિ થાય છે, તે જ અર્થને મરણ પછી પામે છે; માટે વેદવાક્યના વિચારથી મુમુક્ષુને અનર્થની જ પ્રાપ્તિ થશે-આનંદની પ્રાપ્તિ નહિ થાય! માટે ઈશ્વરવાચક પદમાં લક્ષણા છે, અને જીવ-વાચક પદમાં લક્ષણા નથી, એ નિયમ સુઘટિત નથી.

### એકલા જીવ પદમાં લક્ષણા સંભવતી નથી

**વાદી**—વારુ ત્યારે, એકલા જીવ પદમાં લક્ષણા ન માનો, ઈશ્વર પદમાં લક્ષણા માનશો; એમ થવાથી પુરુષાર્થની (મોક્ષની) હાનિ થવાની નથી; કેમ કે જીવ વાચક પદમાં લક્ષણા માનવાથી મહાવાક્યનો આવો અર્થ થશે

'त्वम् પદનુ લક્ષ્ય જે ચેતન ભાગ, તે સર્વશક્તિમાન્, સર્વજ્ઞ, અનંત, જન્માદિક બંધરહિત ઈશ્વરરૂપ છે' એવા અર્થમા બુદ્ધિની સ્થિતિ કરવાથી જિજ્ઞાસુને ઉત્તમ ઈશ્વરભાવની પ્રાપ્તિ થશે, માટે જીવવાચક પદમા લક્ષણા કરવી એવો નિયમ કરવાથી હાનિ દેખાતી નથી.

**દોહા—साक्षी त्वंपद लक्ष्य कहु, कैसे ईशस्वरूप।**
**यातें दोपदलक्षणा, भाषत यतिवर भूप ॥ ४८ ॥**

**'त्वम्' પદનો લક્ષ્ય જે સાક્ષી, તે ઈશ્વરરૂપ શી રીતે હોઈ શકે? અર્થાત્ 'त्वम्' પદના લક્ષ્યને ઈશ્વરરૂપ કહેવાય નહિ; માટે જ્ઞાની મુનિઓ બંને પદમાં લક્ષણા કરવાનું કહે છે. ૪૮**

ટીકા—તાત્પર્ય નીચે પ્રમાણે છે

**સિદ્ધાંતી**—તમે જીવ પદમા જ લક્ષણા માનો છો અને ઈશ્વર પદમા લક્ષણા નથી માનતા એમ જ ને?

**વાદી**—હા.

**સિદ્ધાંતી**—'त्वम्' પદની લક્ષણા વ્યાપક ચેતનમા છે? અથવા જેટલા દેશમાં જીવની ઉપાધિ છે, તેટલા દેશમા રહેલું જે સાક્ષીચેતન, તેમાં 'त्वम्' પદની લક્ષણા છે?

**વાદી**—વ્યાપક ચેતનમાં 'त्वम' પદની લક્ષણા છે.

**સિદ્ધાંતી**—એ સંભવતું નથી; કેમ કે વાચ્યાર્થમાં જેનો પ્રવેશ હોય-વાચ્યવસ્તુમાં જે રહેલું હોય, તેમાં ભાગત્યાગ લક્ષણા થઈ શકે છે. વ્યાપક ચેતનનો પ્રવેશ વાચ્યાર્થમાં નથી-સઘળે વ્યાપી રહેલું ચેતન પરિચ્છિન્ન (મર્યાદિત) જીવરૂપ વાચ્યાર્થમાં હોઈ શકે નહિ-પણ જીવપણાની ઉપાધિરૂપ દેશમાં રહેલું જે સાક્ષીચેતન તેનો વાચ્યમાં પ્રવેશ છે; માટે સાક્ષીચેતનમા જ 'त्वम्' પદની લક્ષણા છે, વ્યાપક ચેતનમાં નથી.

નાથી અભેદ કહ્યો. એ तत् પદનો અર્થ વ્યાપક છે; માટે 'त्वम् तत् असि' એમ કહેવાથી પરિચ્છિન્નતા-ભ્રાંતિ દૂર થાય છે.

(૧) એ જ રીતે अहं ब्रह्म, प्रज्ञानं ब्रह्म, आत्मा ब्रह्म એમ સમજવાથી પરિચ્છિન્નતા-ભ્રાંતિ દૂર થાય છે.

(૨) અને ब्रह्म अहम्, ब्रह्म प्रज्ञानम्, ब्रह्म आत्मा એમ સમજવાથી પરોક્ષતા-ભ્રાંતિ દૂર થાય છે.

દોહા—जीवब्रह्मकी एकता, कहत वेदस्मृति वैन ।
शिष्य तहाँ पहचानिये, भागत्यागकी सैन ॥ ५० ॥

એ રીતે હે શિષ્ય! વેદનાં અથવા સ્મૃતિનાં વચનો જ્યાં જીવ અને બ્રહ્મની એકતા જણાવતાં હોય, ત્યાં હમેશાં ભાગત્યાગ લક્ષણા સમજવી. ૫૦

## અગૃધદેવને તેના સ્વપ્નના મિથ્યા ગુરુએ કહેલા ગ્રંથની સમાપ્તિ

દોહા—अस शिष गुरु उपदेश सुनि, भो ततकाल निहाल ।
भले विचारे याहि जो, ताके नशत जंजाल ॥ ५१ ॥

સોરઠા—मिथ्यागुरु सुखखानि, कियो ग्रंथ उपदेश यह ।
सुनत करत तमहानि, यह ताकी भाषा करी ॥ ५२ ॥

દોહા—अगृधदेवकूं स्वप्नमें, यह किय गुरु उपदेश ।
नश्यो न तहुं दुःखमूल वह, मिथ्या वनको वेश ॥ ५३ ॥

આવી રીતે સ્વપ્નના મિથ્યા ગુરુએ અગૃધદેવને સ્વપ્નમાં ઉપદેશ કર્યો, તે સાંભળીને શિષ્ય તત્કાળ કૃતાર્થ થયો. જો બીજો પણ કોઈ જિજ્ઞાસુ પુરુષ એ ગ્રંથનો અભ્યાસ કરે તો તેનાં પણ જન્મમરણ-દુઃખનો નાશ થાય છે. ૫૧

મિથ્યા ગુરુએ સંસ્કૃત ભાષામાં ગ્રંથનો ઉપદેશ કરેલો છે, તેનું આ ભાષાંતર કર્યું છે; જે એ ગ્રંથને સાંભળે છે, તેના અજ્ઞાનનો નાશ થાય છે. અગૃધદેવને સ્વપ્નમાં ગુરુએ આ ઉપદેશ કર્યો. તથાપિ દુઃખના મૂળરૂપ મિથ્યા વનનું રૂપ તો તેવું ને તેવું રહ્યું-નાશ પામ્યું નહિ. ૫૨,૫૩

## વનના નાશનો ઉપાય અને અગૃધદેવના સ્વપ્નની સમાપ્તિ

ચોપાઈ-भगवन यह तुम ग्रंथ पढायो, अर्थ सहित सो मो हिय आयो ।
वन दुखमूल तऊ मुहि भासै, कहु उपाय जाते यह नासै ॥ ५४ ॥
बोले गुरु सुनि शिषकी बानी, सुनि शिष है जात वनहानि ।
अस उपाय को और नहीं है, वनका नाशक हेतु यही है ॥ ५५ ॥
महावाक्यको अर्थ विचारहु, 'मैं अगृध' यों टेरि पुकारहु ।
सुनि पुनि वाक्य विचारे चेला, 'अहम् अगृध' यह दीनों हेला ॥५६

निद्रा गई नैन परकाशे, वन गुरु ग्रंथ सबै वह नाशे।
भयो सुखी वनदुःख बिसरायो, हुतो अगृध निजरूप सु पायो॥५७

અગૃધદેવે સ્વપ્નના ગુરુને પૂછ્યું: 'હે ભગવન્! આપે કૃપા કરીને મને આ ગ્રંથ ભણાવ્યો અને અર્થ સહિત તે હું સમજ્યો પણ ખરો; તથાપિ બધાં દુઃખનું મૂળ જે આ વન છે, તે તો તેવું ને તેવું દેખાયા કરે છે! માટે હવે એવો ઉપાય બતાવો, કે જેથી એ મિથ્યા વનનો નાશ થાય.' ૫૪

શિષ્યનું વચન સાંભળીને ગુરુએ કહ્યું: 'આ મિથ્યા વનનો જેથી નાશ થાય, તે તું સાંભળ; તેનો બીજો કોઈ ઉપાય નથી, માત્ર આ હું કહું છું તે જ ઉપાય છે. ૫૫

તે ઉપાય એ છે, કે મહાવાક્યના અર્થનો વિચાર કર્યા કરવો, તથા 'હું અગૃધદેવ છું!' એમ મોટેથી બોલવું. એ વચન સાંભળી શિષ્ય અગૃધદેવે મહાવાક્યનો વિચાર કર્યો, અને 'હું અગૃધદેવ છું!' એવી મોટેથી બૂમ પાડી. ૫૬

એ રીતે બોલવાથી તેની ઊંઘ જતી રહી અને તેના નેત્ર પર જાગ્રતનો પ્રકાશ પડ્યો; તે જ વખતે વન, ગુરુ, ગ્રંથ એ સઘળું તરત જ નાશ પામ્યું. એથી તે સુખી થયો, વનનું દુઃખ ભૂલી ગયો અને પોતે પ્રથમથી જ અગૃધદેવ હતો તે પોતાના મૂળ સ્વરૂપને પામ્યો. ૫૭

### ઉપસંહાર: મિથ્યા ગુરુ-વેદથી અજ્ઞાનજન્ય મિથ્યા જગતનો પરિહાર થાય છે

दोहा—अगृधदेवमें नींदते, भौ वनदुःख जिहिं रीति।
आतममें अज्ञानतें, त्यों जगदुःख प्रतीति ॥ ५८ ॥
ज्यों मिथ्या गुरु ग्रंथतें, मिथ्या वनसंहार।
त्यों मिथ्या गुरु वेदतें, मिथ्या जग परिहार ॥ ५९ ॥
लक्ष्य अर्थ लखि वाक्यको, ह्वै जिज्ञासु निहाल।
निरावरण सो आप है, दादू दीन दयाल ॥ ६० ॥

અગૃધદેવને નિદ્રાથી જે રીતે વનનાં દુઃખ પડ્યાં હતાં, તે રીતે જ આત્માના અજ્ઞાનથી જીવને જગતનાં દુઃખની પ્રતીતિ થાય છે, જે રીતે મિથ્યા ગુરુ અને મિથ્યા ગ્રંથથી મિથ્યા વનનો નાશ થયો, તે જ રીતે મિથ્યા ગુરુ અને મિથ્યા વેદથી મિથ્યા જગતનો પણ બાધ થઈ શકે છે. એ રીતે મહાવાક્યનો લક્ષ્યાર્થ સમજીને જિજ્ઞાસુ એવો શિષ્ય કૃતકૃત્ય થયો; અને તે અજ્ઞાનરૂપી આવરણ રહિત થઈને સ્વસ્વરૂપે સ્થિત થયો. ૫૮–૬૦

## ૭: જીવન્મુક્ત અને વિદેહમુક્તિનું વર્ણન

### જ્ઞાનીના વ્યવહારમાં નિયમ નથી

दोहा—उत्तम मध्य कनिष्ठ तिहुं, सुनि अस गुरु उपदेश ।
ब्रह्म आतम उत्तम लख्यो, रह्यो न संशय लेश ॥ १ ॥

ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ ત્રણે શિષ્યોએ ગુરુ પાસેથી એવી રીતે ઉપદેશ સાંભળ્યો; તથાપિ તેમાંથી જે ઉત્તમ અધિકારી હતો, તેને જ સાક્ષાત્કાર થયો—લગાર પણ સંશય રહ્યો નહિ. ૧

એવો સાક્ષાત્કાર થયા પછી પણ જ્ઞાનીઓ કેવી રીતે વર્તે છે, તે કહે છે:

भ्रमण करत ज्यों पवनतें, सूखो पीपरपात ।
शेषकर्म प्रारब्ध तें, क्रिया करत दरशात ॥ २ ॥

જેમ પીપળાનું સૂકું પાંદડું પવનથી આમતેમ ઊડ્યા કરે છે, તે જ રીતે બાકી રહેલાં પ્રારબ્ધકર્મથી જ્ઞાનીઓ પણ ક્રિયાઓ કરતા નજરે પડે છે. ૨

कबहुंक चढि रथवाजिगज, बागबगीचे देखि ।
नग्नपाद पुनि एकले, फिर आवत तिहिं लेखि ॥ ३ ॥
विविधवेश शय्याशयन, उत्तम भोजन भोग ।
कबहुंक अनशन गिरगुहा, रजनि शिलासंयोग ॥ ४ ॥
करि प्रणाम पूजन करत, कहुं जन लाख हजार ।
उभय लोकतें भ्रष्ट लखि, कहत कमीं धिक्कार ॥ ५ ॥
जो ताकी पूजा करत संचित सुकृत सु लेत ।
दोषदृष्टि तिहिं जो लखै, ताहि पापफल देत ॥ ६ ॥
ऐसें ताके देहको, बिना नियम व्यवहार ।
कबहुं न भ्रम संदेह है, लह्यो तत्त्व निर्धार ॥ ७ ॥
नहि ताकूं कर्तव्य कछु, भयो भेदभ्रम नाश ।
ऊपज्यो वेद प्रमाणतें, अक्षय ब्रह्मप्रकाश ॥ ८ ॥
ज्ञानीके व्यवहारमें, कोउ कहत हैं नेम ।
त्रिपुटि तजे दुःख हेतु लखि, लहै समाधि सप्रेम ॥ ९ ॥
है किंचित् व्यवहार जो, भिक्षाशन जल पान ।
भूलै नाहिं समाधिसुख, है त्रिपुटीतें ग्लान ॥ १० ॥
लहै प्रयत्न समाधिको, पुनि ज्ञानी इह हेत ।
जो समाधिसुख तजि भ्रमत, नरकूकर खरप्रेत ॥ ११ ॥
गौडपाद मुनि कारिका, लिख्यो समाधिप्रकार ।
ज्ञानी तजी विक्षेप यों, लहै सकल सुखसार ॥ १२ ॥
अष्ट अंग बिन होत नहि, सो समाधि सुखमूल ।
अष्ट अंगतें अब सुनो, जे समाधि अनुकूल ॥ १३ ॥

पांच पांच यमनियम लखि, आसन बहुत प्रकार ।
प्राणायाम अनेक विधि, प्रत्याहार विचार ॥ १४ ॥
छठी धारणा ध्यान पुनि, अरु सविकल्प समाधि ।
अष्ट अंग ये साधके, निर्विकल्प अराधि ॥ १५ ॥
सुनि समाधि कर्तव्यता, तत्त्वदृष्टि हँसि देत ।
उत्तर कछु भाषत नहीं, लखि तिहिं षर्कत सप्रेत ॥ १६ ॥

તેઓ કોઈક વખત ગાડીઘોડામાં બેસીને સવારી કરતા જણાય છે અને વળી કોઈ વખત તેઓ જ ઉઘાડે પગે ફરતા પણ જોવામાં આવે છે. ૩

કોઈ વખત નાના પ્રકારના વસ્ત્રાલંકાર ધારણ કરે છે. એ સુંદર પલંગમાં પોઢી રહે છે. કોઈ વખત તેઓ ભૂખ્યાતરસ્યા પર્વતની ગુફાઓમાં પડી રહે છે અને રાત પડે છે, ત્યારે પથ્થરની છાટો પર સૂઈ રહે છે. ૪

કોઈ જગ્યાએ હજારો અને લાખો લોકો તેમને પગે લાગીને પૂજા કરે છે, અને કોઈ જગ્યાએ કર્મવાદી લોકો તેમને બન્ને લોકમાંથી ભ્રષ્ટ થયેલા માની ધિક્કારે છે. ૫

જેઓ તેમનું પૂજન કરે છે, તેમને તે જ્ઞાનીઓનું અનેક જન્મનું સંચિત પુણ્ય પ્રાપ્ત થાય છે; જેઓ તેમની નિંદા કરે છે-તેમનામાં દોષદૃષ્ટિ કરે છે, તેમને તે જ્ઞાનીઓનું સંચિત પાપકર્મ પ્રાપ્ત થાય છે. ૬

એવી રીતે જ્ઞાનીઓના શરીરના વ્યવહારનો કોઈ નિયમ નથી; પણ તેમને તત્ત્વનો નિશ્ચય થયેલો હોય છે; તેથી તેમને કોઈ વખત પણ ભ્રમ કે સંશય થતો નથી. ૭

તેમના મનમાંથી ભેદરૂપી ભ્રાંતિનો નાશ થયો હોય છે તથા વેદપ્રમાણથી અદ્વય બ્રહ્મનો તેમને સાક્ષાત્કાર થયો હોય છે; તેથી તેમને કાંઈ પણ કર્તવ્ય હોતું નથી. ૮

**ટીકા**—તાત્પર્ય એ છે, કે જ્ઞાની પુરુષના શરીરના વ્યવહારનો કાંઈ નિયમ નથી; કેમ કે જ્ઞાનીના વ્યવહારમાં અજ્ઞાન અને તેનું કાર્ય જે ભેદરૂપ ભ્રાંતિ તથા ભિન્નરૂપ ભ્રાંતિનું કાર્ય જે રાગદ્વેષ તે તો છે નહિ; પરંતુ જ્ઞાનીનું પણ પ્રારબ્ધકર્મ બાકી રહે છે, તે પ્રારબ્ધકર્મરૂપ નિમિત્તથી તેના સર્વે વ્યવહાર બન્યે જાય છે. એ પ્રારબ્ધકર્મ જુદાજુદા પુરુષોનું જુદુંજુદું હોય છે; માટે જ્ઞાનીના પ્રારબ્ધકર્મજન્ય વ્યવહારનો નિયમ હોઈ શકતો નથી. આ સિદ્ધાંતપક્ષ છે.

**જ્ઞાનીનો સમાધિનો નિયમ**-કેટલાક એમ કહે છે, કે જ્ઞાનીના વ્યવહારમાં પણ નિયમ હોવો જોઈએ; કેમ કે જ્ઞાતા, જ્ઞેય,

જ્ઞાન-ભોક્તા, ભોગ્ય, ભોગ વગેરે ત્રિપુટીઓ દુઃખનો હેતુ છે એમ જાણીને જ્ઞાનીએ તજવાની છે; તથા પ્રેમ આણીને તેણે સમાધિમાં સ્થિત થવાનું છે. ૯

વળી એવો જ્ઞાની હોય તે જો કાંઈ વ્યવહાર કરે, તો તે માત્ર ભોજન અને જળપાન એટલો જ કરે; પણ સમાધિસુખને તે ભૂલતો નથી અને ત્રિપુટીથી સદા ગ્લાનિ પામે છે. ૧૦

આ કારણથી જ્ઞાની સદા સમાધિ માટે પ્રયત્ન કર્યા કરે છે. જેઓ સમાધિના સુખને છોડી સંસારમાં ભટકે છે, તે માણસો કૂતરા જેવા છે, ગધેડા જેવા છે અને પ્રેત જેવા છે. ૧૧

ગૌડપાદ મુનિએ માંડૂક્ય ઉપનિષદ ઉપર રચેલી કારિકાઓમાં સમાધિનો પ્રકાર લખેલો છે; જ્ઞાની પુરુષે તેમાં લખ્યા પ્રમાણે વિક્ષેપ લઈ સુખનો અનુભવ કરવો જોઈએ. ૧૨

એવી સમાધિનાં આઠ અંગ છે. તે આઠ અંગવાળી સમાધિ સિવાય સુખ પ્રાપ્ત થતું નથી; હવે સમાધિને અનુકૂળ એવાં તે આઠ અંગનાં નામ કહું તે સાંભળો. ૧૩

પાંચ પ્રકારના યમ, પાંચ પ્રકારના નિયમ, અનેક પ્રકારનાં આસન, અનેક પ્રકારના પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સવિકલ્પ સમાધિ એ આઠ અંગ સમાધિનાં છે; તેને સિદ્ધ કર્યા પછી નિર્વિકલ્પ સમાધિ કરવી. ૧૪, ૧૫

વાદીએ સમાધિ કરવી જ જોઈએ, એમ કહ્યું તે સાંભળીને ઉત્તમ અધિકારી તત્ત્વદૃષ્ટિને હસવું આવ્યું; પણ જેમ કોઈ ભૂતના આવેશવાળો માણસ લવારો કરતો હોય તેવાં વચન વાદીનાં સાંભળીને તેણે કંઈ ઉત્તર આપ્યો નહિ. ૧૬

(મતલબ, કે જ્ઞાનીને સમાધિ ખાસ કર્તવ્ય છે. એમ છે જ નહિ. સમાધિ વિષે વિસ્તારથી વર્ણન હવે પછી. કરવામાં આવશે; માટે અહીં પણ તેનો ઉત્તર આપ્યો નથી.)

ટીકા—કોઈ (કેવળ સંન્યાસીને જ જ્ઞાનનો મુખ્ય અધિકાર છે, એમ માનનારા શંકરાનંદ સ્વામી, વગેરે) એમ કહે છે, કે—

જ્ઞાનીના વ્યવહારમાં બીજો કોઈ ક્રમનો નિયમ નથી. પણ દરેક કર્મથી તેણે નિવૃત્ત થવું જોઈએ, એવો તો નિયમ હોવો જોઈએ. જો જ્ઞાની કદાપિ પ્રવૃત્તિ કરે, તો દેહ ટકાવવા ભિક્ષાન્નનું ભોજન કરવું અને લંગોટી વડે દેહ ઢાંકવો એટલી જ પ્રવૃત્તિ હોઈ શકે—બીજી કોઈ પ્રવૃત્તિ ન હોવી જોઈએ; કેમ કે જ્ઞાન થતાં પહેલાં જિજ્ઞાસાના વખતમાં જ વિષયોમાં દોષદૃષ્ટિ કરવાને લીધે તેને વૈરાગ્ય થયેલો હોય છે. તે જ વૈરાગ્ય જ્ઞાન ઉત્પન્ન થયા પછી પણ

વિષયોમાં દોષદૃષ્ટિથી તથા મિથ્યા બુદ્ધિથી કાયમ જ હોય છે.

(क) પદાર્થોને અપરોક્ષરૂપે મિથ્યા જાણવાથી તે પદાર્થોમાં સત્યબુદ્ધિ રહેતી નથી.

(ख) વિષયોમાં દોષદૃષ્ટિ હોવાથી રાગ ઉત્પન્ન થતો નથી. પ્રવૃત્તિ રાગથી થાય છે; જ્ઞાનીને રાગ હોતો નથી, માટે તેની વિષયોમાં પ્રવૃત્તિ થતી નથી.

શરીરનો નિર્વાહ કરનારાં ભોજન વગેરેમાં તો રાગ વિના પ્રારબ્ધ કર્મથી પણ પ્રવૃત્તિ સંભવે છે.

**ત્રણ પ્રકારનાં કર્મો**—(क) સંચિત, (ख) આગામી અને (ग) પ્રારબ્ધ

(क) પૂર્વજન્મમાં શરીરો વડે કરેલાં જે કર્મોએ ફળ આપવાનો આરંભ કર્યો નથી, તે **સંચિત કર્મ** કહેવાય છે.

(ख) વર્તમાન શરીર વડે કરેલાં કર્મો-જેમનું ફળ હવે પછી મળવાનું છે, તે **આગામી કર્મ** કહેવાય છે.

(ग) પૂર્વજન્મોમાં કરેલાં કર્મો જેમના વડે વર્તમાન શરીર પ્રાપ્ત થયું છે, તે **પ્રારબ્ધ કર્મ** કહેવાય છે.

એ કર્મોમાંથી—

(क) **સંચિત કર્મોનો** જ્ઞાનથી નાશ થાય છે.

(ख) જ્ઞાનીને આત્મામાં કર્તૃત્વભ્રાંતિ હોતી નથી-આત્મા કર્મનો કર્તા છે, એમ જ્ઞાની માનતો નથી; તેથી તેને **આગામી કર્મ** હોવાનો સંભવ નથી.

(ग) જે પ્રારબ્ધ કર્મોએ જ્ઞાનીના શરીરનો આરંભ કર્યો છે, એટલે જે કર્મોથી વર્તમાન શરીર ઉત્પન્ન થયું છે, તે જ **પ્રારબ્ધ કર્મ** શરીરની સ્થિતિના હેતુ, ભિક્ષા વગેરેમાં જ્ઞાનની પ્રવૃત્તિ કરાવે છે. પ્રારબ્ધ કર્મનો ભોગ વિના નાશ થતો નથી.

કોઈ જગાએ (**અપરોક્ષાનુભૂતિ** અને **વિવેકચૂડામણિ** વગેરે ગ્રંથોમાં) એમ લખ્યું છે, કે 'સંચિત અને આગામી કર્મની પેઠે જ્ઞાનીનું પ્રારબ્ધ કર્મ પણ રહેતું નથી; માટે જ્ઞાનીની ભોજનાદિક પ્રવૃત્તિ પણ સંભવતી નથી.' પરંતુ તેમ લખવાનો આવો અભિપ્રાય છે: જ્ઞાનીની દૃષ્ટિથી કર્મ અને તેના ફળનો સંબંધ આત્મા સાથે નથી; માટે આત્મામાં સર્વ કર્મોનો નિષેધ કહેવાના અભિપ્રાયથી જ્ઞાનીનાં પ્રારબ્ધ કર્મોનો નિષેધ કર્યો છે; કાંઈ, જ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં કરેલાં પ્રારબ્ધ કર્મોનો જ્ઞાનીના શરીરને ભોગ પ્રાપ્ત થતો નથી, એવા અભિપ્રાયથી પ્રારબ્ધ કર્મોનો નિષેધ કર્યો નથી; કેમ કે સૂત્રકારે લખ્યું છે; કે—

(૧) જ્ઞાનીના **સંચિત કર્મનો** જ્ઞાનથી નાશ થાય છે.

(૨) **આગામી** કર્મનો જ્ઞાની સાથે સંબંધ જ હોતો નથી.

(૩) **પ્રારબ્ધ** કર્મનો ભોગથી નાશ થાય છે.

માટે પ્રારબ્ધ કર્મથી જ્ઞાનીના શરીરની નિર્વાહક્રિયા માત્ર થાય છે-તેથી અધિક કાંઈ થતું નથી.

## અનેક શરીરો આપનારું એક કર્મ

એક કર્મ એક જ જન્મમાં પૂરું ભોગવાઈ ન રહ્યું હોય, તો તેને જ્ઞાન થયા છતાં પણ બીજા જન્મો લેવા પડે છે, એવો એક વાદ છે. તેનું શંકા-સમાધાન નીચે પ્રમાણે:

**શંકા**—કર્મો નાના પ્રકારના છે. જે એક કર્મ અનેક શરીરોનો આરંભ કરે એવું હોય, એવા કર્મથી બનેલા પહેલા જ શરીરમાં જેને જ્ઞાન થયું હોય, તે જ્ઞાનીને બીજું શરીર પણ લેવું પડે; કેમ કે ફળ આપવાનો જેણે આરંભ કરી દીધો હોય, તેને **પ્રારબ્ધ** કહેવામાં આવે છે, અને પ્રારબ્ધનો ભોગવ્યા વિના નાશ થતો નથી. અનેક શરીરોને આપનારું કર્મ એક છે, અને તેણે પ્રથમ શરીર ઉપજાવીને ફળ આપવાનો આરંભ કરી દીધો છે, માટે તે પ્રારબ્ધ કર્મ છે. તેણે ઉપજાવેલા પ્રથમ શરીરમાં જ્ઞાન થયું, તે પણ તે પ્રારબ્ધ કર્મનું જ ફળ છે, પરંતુ પ્રારબ્ધનું બીજું ફળ હજી ભોગવવાનું બાકી હોવાથી જ્ઞાન થયા છતાં પણ બીજું શરીર ધારણ કરવાનું બાકી રહે છે, માટે જ્ઞાનીને પણ બીજા શરીરની પ્રાપ્તિ થવી જોઈએ.

**શંકાનો પ્રત્યુત્તર**—જો તમારા માનવા પ્રમાણે જ્ઞાન થયા પછી પણ જ્ઞાનીને પ્રારબ્ધશેષથી શરીર ધારણ કરવું પડે, તો પછી 'જ્ઞાનથી મુક્તિ થાય છે' એ સિદ્ધાન્તનું શું થશે?

**શંકાકાર**—મારું કહેવું એમ છે, કે પ્રારબ્ધ કર્મને લીધે શરીરો જેટલાં શરીર ધારણ કરવાં પડે, એટલાં જ શરીર જ્ઞાનીને પ્રાપ્ત થાય. પ્રારબ્ધ ભોગવ્યા વિના તેનો ક્ષય થાય નહિ, એમ હોવાથી પ્રારબ્ધ અનેક શરીરો આપે છે, એ વાત ખરી ઠરશે, અને જ્ઞાનીનો મોક્ષ થાય છે, એ વાત પણ ખરી ઠરશે.

**શંકાનો પ્રત્યુત્તર** આપનાર—તમે કહો છો તેમ બનવું અસંભવિત છે, કેમ કે 'જ્ઞાનવાનના પ્રાણ અન્ય લોકમાં અથવા આ લોકમાં બીજા શરીરમાં પ્રવેશ કરતા નથી, પણ તે જ ઠેકાણે ઇન્દ્રિયો અને અન્તઃકરણ સહિત લય પામે છે' એમ વેદમાં કહેલું છે, તે સર્વે કોઈ જાણે છે, અને પ્રાણ બીજા શરીરમાં પ્રવેશ ન કરે, તો બીજા શરીરની પ્રાપ્તિ થવી સંભવતી નથી, માટે જ્ઞાનીને પ્રારબ્ધ શેષ હોવાથી બીજું શરીર લેવું પડે છે, એ વાત જ સંભવતી નથી.

**શંકાકાર**—ત્યારે અનેક શરીર આપે એવું જેનું એક પ્રારબ્ધ કર્મ હોય, એવા જ્ઞાનીનો મોક્ષ શી રીતે થાય?

**શંકાનું સમાધાન** આપનાર—સાંભળો, જ્યાં અનેક શરીર આપનાર એક કર્મ હોય, ત્યાં છેલ્લા શરીરમાં જ જ્ઞાન થાય છે—તેની પહેલાંનાં શરીરોમાં જ્ઞાન થતું નથી, કેમ કે અનેક શરીરોનો પ્રારંભ કરનાર પ્રારબ્ધ જ તેના જ્ઞાનમાં પ્રતિબંધ કરનાર હોય છે. જેમ (૧) વિષયાસક્તિ, (૨) બુદ્ધિમાન્દ્ય અને (૩) મિથ્યાવાદીઓના વચનમાં વિશ્વાસ—એ સૌ કોઈને જ્ઞાનના પ્રતિબંધક છે, તેમ વિલક્ષણ પ્રારબ્ધ પણ જ્ઞાનનું પ્રતિબંધક છે (બીજો જન્મ આપનાર પ્રારબ્ધ શેષને વિલક્ષણ પ્રારબ્ધ કહે છે.)

જ્ઞાનનાં પ્રતિબંધક છતાં પણ જો પ્રથમ જન્મમાં જ્ઞાનનાં સાધન જે શ્રવણાદિક તે બની આવ્યાં હોય, તો જ્યારે-જે બીજા-કે ત્રીજા વગેરે જન્મમાં તે પ્રતિબંધક દૂર થાય, ત્યારે પ્રથમ જન્મમાં કરેલાં શ્રવણાદિકથી તે છેલ્લા જન્મમાં જ્ઞાન થાય છે. જેમ-

વામદેવ નામના એક મુમુક્ષુએ પૂર્વજન્મમાં શ્રવણાદિક કર્યાં, પણ તેના પ્રારબ્ધનું ફળરૂપ એક શરીર લેવાનું તેને બાકી હતું; તેથી તે પૂર્વજન્મમાં તેને જ્ઞાન થયું નહિ, પણ શ્રવણાદિક કરતાંકરતાં તે પૂર્વજન્મના શરીરનો પાત થઈને તેને બીજા શરીરની પ્રાપ્તિ થઈ તે વખતે પૂર્વજન્મમાં કરેલાં શ્રવણાદિક વડે તેને ગર્ભાવસ્થામાં જ જ્ઞાન થયું છે.

(એ જ રીતે ઋષભદેવના પુત્ર ભરતનું પણ ત્રણ જન્મો આપનારું પ્રારબ્ધ શેષ હતું, તેથી સાધન-સામગ્રી (શ્રવણાદિક) છતાં પણ તેને જ્ઞાન થ નહિ; અને પછી ત્રીજા જન્મમાં ગુરુના ઉપદેશ વિના જ પૂર્વે કરી મૂકેલ શ્રવણાદિક વિચારથી જ્ઞાન થયું.)

માટે જ્ઞાન થયા પછી બીજા શરીરનો સંબંધ થતો જ નથી, માત્ર વર્તમાન શરીરની ચેષ્ટા (હાલચાલ) પ્રારબ્ધથી થાય છે, તેમાં પણ જેટલી ચેષ્ટા શરીરનો નિર્વાહમાત્ર કરનારી હોય, તેટલી જ થાય છે. રાગજન્ય અધિક ચેષ્ટા થતી નથી; માટે જ્ઞાની પુરુષ સઘળી પ્રવૃત્તિઓથી રહિત હોય છે, એમ અમારું (ત્યાગપ્રધાનવાદીનું) માનવું છે.

## જ્ઞાનીનું મન સમાધિ વડે જિતાયલું હોય છે

ઉપર કહ્યું તે પ્રમાણે જ્ઞાનીનો વ્યવહાર નિવૃત્તિપ્રધાન હોય છે. એમાં એક એવી શંકા થાય છે:

**શંકા**—મનનો સ્વભાવ અતિ ચંચળ છે. કોઈ પણ આલંબન સિવાય મનની સ્થિતિ હોઈ શકતી નથી; પરંતુ કોઈ પણ જાતનું આલંબન હોય, તો જ મનની સ્થિતિ હોય છે; (આલંબન એટલે આધાર. તાત્પર્ય કે વિચાર કરવાના કોઈ પણ વિષય વિના મન રહી શકતું નથી. જ્યારે અંતઃકરણની વૃત્તિ વિચાર કરતી હોય છે, ત્યારે જ તેને મન કહેવામાં આવે છે. જો વિચાર કરનારી વૃત્તિ હોતી નથી, તો મન પણ નથી હોતું-તેનો લય થઈ જાય છે; માટે જ મનને નિરાલંબ રાખવાનું કામ અશક્ય જેવું કહેવામાં આવે છે. કાં તો મન હોય નહિ, અથવા હોય તો વિચારવગરની સ્થિતિ હોય નહિ.) માટે મનને કોઈ આલંબન પ્રાપ્ત કરી આપવાને પણ જ્ઞાનવાનની પ્રવૃત્તિ થાય છે.

**સમાધાન**—જો કે સમાધિરહિત પુરુષનું મન ચંચળ હોય છે, તથાપિ સમાધિથી મન ઉપર વિજય મેળવી શકાય છે-એટલે મનને વિચારરહિત કરી શકાય છે; અને જ્ઞાનવાન સમાધિમાં રહેલો હોય છે, માટે જ્ઞાનવાનને પ્રવૃત્તિ હોતી નથી.

## સમાધિ-યોગનાં આઠ અંગ

એ સમાધિનાં (સાધનરૂપ) અંગ આઠ છે. તેમનાં નામઃ (૧) યમ.

(૨) નિયમ, (૩) આસન, (૪) પ્રાણાયામ, (૫) પ્રત્યાહાર, (૬) ધારણા, (૭) ધ્યાન અને (૮) સવિકલ્પ સમાધિ—આ આઠ અંગથી સમાધિ થાય છે

(૧) યમ—(૧) અહિંસા, (૨) સત્ય, (૩) અસ્તેય (ચોરી ન કરવી તે) (૪) બ્રહ્મચર્ય, (૫) અપરિગ્રહ [વળગણ-લાગતુવળગતુ—સ્ત્રી, પુત્ર, ગૃહ, ધન, વાહન અને ભોગના આહિત્યો વગેરેને પરિગ્રહ કહે છે એ પરિગ્રહ ન હોવો તે અપરિગ્રહ કહેવાય છે] એ પાંચ કહેવાય છે

(૨) નિયમ—(૧) શૌચ (મનની અને શરીર વગેરેની સ્વચ્છતા), (૨) સંતોષ, (૩) તપ, (૪) સ્વાધ્યાય (વેદપાઠ) અને (૫) ઈશ્વરપ્રણિધાન (સર્વ કાંઈ ઈશ્વરને અર્પણ કરવું તે)—એ પાંચ નિયમ કહેવાય છે

જ્ઞાનસમુદ્ર ગ્રંથમાં દસ પ્રકારના યમ અને દસ પ્રકારના નિયમ કહ્યા છે તે પુરાણની રીતે કહ્યા છે વેદાંત-સંપ્રદાયમાં યમનિયમના પાંચપાંચ જ ભેદ છે

(૩) આસન—આસનના ભેદ અનંત છે, તેમાં (૧) સ્વસ્તિક, (૨) ગોમુખ, (૩) વીર (૪) કૂર્મ, (૫) પદ્મ, (૬) કુક્કુટ, (૭) ઉત્તાન, (૮) કૂર્મ, (૯) ધનુષ, (૧૦) મત્સ્ય, (૧૧) પશ્ચિમોત્તાન, (૧૨) મયૂર, (૧૩) શવ, (૧૪) સિંહ, (૧૫) ભદ્ર, (૧૬) સિદ્ધ ઇત્યાદિ ચોરાશી આસન યોગ ગ્રંથમાં લખ્યાં છે ગ્રંથવિસ્તારના ભયથી તથા અત્યંત ઉપયોગી નહિ હોવાથી તેનાં લક્ષણો અહીં લખ્યાં નથી એ સઘળાં આસનોમાં સિંહ, ભદ્ર, પદ્મ અને સિદ્ધ એ ચાર આસન મુખ્ય છે તે ચારમાં પણ—

સિદ્ધ-આસન અત્યંત પ્રધાન છે તેનું લક્ષણ ડાબા પગની એડી ગુદા અને મૂત્રાવયવની વચ્ચે સીવની નામે શિરા છે, તેના ઉપર દાબીને રાખવી જમણા પગની એડી મૂત્રાવયવની ઉપર દાબીને રાખવી દૃષ્ટિ ભ્રુકુટિની વચ્ચે રાખવી અને થાંભલાના જેવું સીધું અને સ્થિર શરીર રાખવું એવી સ્થિતિને 'સિદ્ધાસન' કહે છે

કોઈ એમ કહે છે કે ડાબા પગની એડી સીવનીમાં દાબવાની જરૂર નથી, પણ મૂત્રાવયવની ઉપર રાખવી, અને તેના ઉપર જમણા પગની એડી રાખવી પછી પાછળ કહ્યું તેમ બેસવું—એ સિદ્ધાંત અતિશય નષ્ટ છે, કેમ કે કેવળ આસન તો રોગના નાશક છે, અને કોઈ આસન એવાં છે, કે જેનાથી પ્રાણાયામાદિ સમાધિના અંગ સાધ્ય થઈ શકે છે સિદ્ધાસન સમાધિ વખતે હોય છે, માટે તે અતિ શ્રેષ્ઠ છે, એને જ વજ્રાસન, મુક્તાસન, અને ગુપ્તાસન પણ કહે છે

(૪) પ્રાણાયામ—આસન સિદ્ધ થયા પછી પ્રાણાયામ પણ કરવા પ્રાણાયામ ઘણા પ્રકારના છે તથાપિ સંક્ષેપમાં આ રીતે છે

(૧) નાકના ડાબા છિદ્ર દ્વારા ઇડા નામે નાડીથી વાયુને પૂરવો, તેને પૂરક કહે છે

(૨) નાકના જમણા છિદ્ર દ્વારા પિંગલા નામે નાડીથી વાયુનો ત્યાગ કરવો તેને રેચક કહે છે

(૩) સુષુમ્ણા નાડી વડે વાયુને રાકવો, તેને કુંભક કહે છે

એ રીતે પૂરક, રચક ને કુંભકને 'પ્રાણાયામ' કહે છે; એ પ્રાણાયામ બે પ્રકારનો છેઃ—(૧) **અગર્ભ** અને (૨) **સગર્ભ**

(૧) પ્રણવના ઉચ્ચારણરહિત પ્રાણાયામ તે **અગર્ભ** પ્રાણાયામ કહેવાય છે.

(૨) પ્રવણના ઉચ્ચારણ સહિત પ્રાણાયામ તે **સગર્ભ** કહેવાય છે.

(આખા હઠયોગનો પ્રાણાયામમાં અંતર્ભાવ છે, તેથી એ પ્રાણાયામની રીતિ 'હઠયોગપ્રદીપિકા' વગેરે ગ્રંથોમાં વિસ્તારથી અને સ્પષ્ટ રૂપે હોય છે.)

**(૫) પ્રત્યાહાર**–વિષયોથી તમામ ઇંદ્રિયોને રોકવી, તેને **પ્રત્યાહાર** કહે છે

**(૬) ધારણા**–અંતરાયરહિત અંતઃકરણની સ્થિતિને **ધારણા** કહે છે

**(૭) ધ્યાન**–અંતરાયરહિત અદ્વિતીય બ્રહ્મવસ્તુ વિષે અંતઃકરણને પ્રવાહ **ધ્યાન** કહેવાય છે.

**(૮) સવિકલ્પ સમાધિ : વ્યુત્થાન અને નિરોધ-સંસ્કાર**

(સમાધિમાંથી જાગી ઊઠવું એટલે જગતના વિષયોનું ભાન થવું, તેને **વ્યુત્થાન-અવસ્થા** કહે છે; અને જગતના વિષયોનું ભાન ન હોવું, તેને **નિરોધ-અવસ્થા** કહે છે. અંતઃકરણમાં રહેલા જે સંસ્કારોથી વ્યુત્થાન થાય છે, તેને **વ્યુત્થાન-સંસ્કાર** કહે છે; અને જે સંસ્કારોથી નિરોધ થાય છે તેને **નિરોધ-સંસ્કાર** કહે છે.)

વ્યુત્થાન-સંસ્કારોને દબાવી દઈને નિરોધ-સંસ્કારોની પ્રકટતા થવાથી અંતઃકરણનું જે એકાગ્રતારૂપ પરિણામ થાય-અંતઃકરણ એકાગ્ર થાય, તેને **સમાધિ** કહે છે, એ સમાધિ બે પ્રકારની છેઃ-(૧) **સવિકલ્પ સમાધિ** અને (૨) **નિર્વિકલ્પ સમાધિ.**

**(क) સવિકલ્પ સમાધિ**—જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપ ત્રિપુટીના ભાન સહિત અદ્વિતીય બ્રહ્મમાં અંતઃકરણની વૃત્તિની સ્થિતિને **સવિકલ્પ સમાધિ** કહે છે. એ સવિકલ્પ સમાધિ બે પ્રકારની છેઃ-(क) એક **શબ્દાનુવિદ્ધ** અને (ख) બીજી **શબ્દાનનુવિદ્ધ** છે.

(क) '**अहं ब्रह्मास्मि**' એ શબ્દ વડે અનુવિદ્ધ એટલે સહિત હોય તે **શબ્દાનુવિદ્ધ સમાધિ** કહેવાય છે

(ख) એ શબ્દરહિત સમાધિને **શબ્દાનનુવિદ્ધ સમાધિ** કહે છે.

**(ग) નિર્વિકલ્પ સમાધિ**—ત્રિપુટીના ભાનરહિત અખંડ બ્રહ્માકાર અંતઃકરણની સ્થિતિને **નિર્વિકલ્પ સમાધિ** કહે છે.

એ રીતે સવિકલ્પ અને નિર્વિકલ્પ, એવા સમાધિના બે ભેદ છે; તેમાં સવિકલ્પ સમાધિ સાધન છે અને નિર્વિકલ્પ સમાધિ ફળ છે.

**(घ) સાધનરૂપ સવિકલ્પ સમાધિ**—સાધનરૂપ જે સવિકલ્પ સમાધિ છે, તેમાં જો કે ત્રિપુટીરૂપ દ્વૈત પ્રતીત થાય છે ખરું, પણ તે દ્વૈત બ્રહ્મરૂપે પ્રતીત થાય છે; એટલે જેમ માટીના વિકાર(ઘડા વગેરે)ને માટીરૂપે જાણની વખતે વિવેકી પુરુષને માટીના વિકાર ઘડો વગેરે પણ પ્રતીત થાય છે પરંતુ

તે માટીરૂપ જ પ્રતીત થાય છે, તે જ પ્રમાણે સવિકલ્પ સમાધિમા ત્રિપુટીરૂપી દ્વૈત પ્રતીત થયા છતા પણ બ્રહ્મરૂપે પ્રતીત થાય છે

**(ક) સાંખ્યરૂપ નિર્વિકલ્પ સમાધિ**—નિર્વિકલ્પ સમાધિમા પણ સવિકલ્પ સમાધિની પેઠે ત્રિપુટીરૂપ દ્વૈત વિદ્યમાન હોય છે તો ખરુ, પણ તે ત્રિપુટીરૂપ દ્વૈતની પ્રતીતિ થતી નથી જેમ પાણીમા મીઠુ નાખ્યુ હોય ત્યા મીઠુ હોય છે તો ખરુ, પણ નેત્રથી મીઠાની કોઈ રીતે પ્રતીતિ થતી નથી

એ રીતે સવિકલ્પ અને નિર્વિકલ્પમા એટલો જ ભેદ છે, કે—

(૧) **સવિકલ્પ સમાધિમા** બ્રહ્મરૂપે દ્વૈતની પ્રતીતિ થાય છે, અને–

(૨) **નિર્વિકલ્પ સમાધિમા** ત્રિપુટીરૂપ દ્વૈતની અપ્રતીતિ હોય છે

એ જ રીતે સુષુપ્તિમા અને નિર્વિકલ્પ સમાધિમા પણ ભેદ છે, કે—

(૧) **સુષુપ્તિમા** અત કરણની વૃત્તિ બ્રહ્માકાર થતી નથી

(૨) **નિર્વિકલ્પ સમાધિમા** અત કરણની બ્રહ્માકાર વૃત્તિ થાય છે, તથા અત કરણનો અભાવ થતો નથી એ રીતે—

(૧)**સુષુપ્તિમાં** વૃત્તિ સહિત અત કરણનો અભાવ થાય છે

(૨) **નિર્વિકલ્પ સમાધિમાં** વૃત્તિ સહિત અત કરણ કાયમ હોય છે, પણ તેની પ્રતીતિ થતી નથી

(સમાધિમા જો અત કરણનો અભાવ થાય, તો ઊંઘતા માણસની પેઠે યોગીનુ શરીર ભોય પર પડી જવુ જોઈએ, પણ પડી જતુ નથી તેથી સમાધિમા અત કરણ હોય છે એમ માલૂમ પડે છે )

નિર્વિકલ્પ સમાધિમા અત કરણની જે બ્રહ્માકાર વૃત્તિ થાય છે તેનો હેતુ સવિકલ્પ સમાધિનો અભ્યાસ છે માટે સાધનરૂપ આઠ અગોમા સવિકલ્પ સમાધિની ગણના કરી છે નિર્વિકલ્પ સમાધિ એ આઠ સાધનરૂપ અગોનુ સાધ્ય અથવા ફળ છે

**નિર્વિકલ્પ સમાધિના બે પ્રકાર**—(૧) એક **અદ્વૈત ભાવનારૂપ**, અને (૨) બીજી **અદ્વૈતાવસ્થાનરૂપ**

(૧) **અદ્વૈત ભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ**—અત કરણની વૃત્તિ અદ્વૈત બ્રહ્માકાર થાય, અને તે સાથે તે વૃત્તિ અભાન પણ હોય મતલબ, કે અત કરણની જે સ્થિતિમા અદ્વૈત બ્રહ્મમાત્રનુ ભાન થાય, પણ તે ભાન કોને થાય છે, કયા થાય છે વગેરે ભાન હોય નહિ—એવી અત કરણની બ્રહ્મ સાથે તદ્રૂપતા તેને **અદ્વૈત ભાવનારૂપ નિર્વિકલ્પ સમાધિ** કહે છે

(૨) **અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ**—એ જ (અદ્વૈત ભાવનારૂપ નિર્વિકલ્પ) સમાધિમા ઘણો અભ્યાસ થવાથી બ્રહ્માકાર વૃત્તિ પણ શાત થઈ જાય છે માટે એવી વૃત્તિરહિત સમાધિને **અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ** કહે છે

જેમ તપાવેલા લોઢા ઉપર પાણીનુ ટીપુ નાખતા તે તપાવેલા લોઢામા પ્રવેશ કરે છે, તેમ અદ્વૈત ભાવનારૂપ સમાધિના દૃઢ અભ્યાસથી, અત્યત પ્રકાશમાન બ્રહ્મમા વૃત્તિનો લય થાય છે, માટે તે અદ્વૈત ભાવનારૂપ નિર્વિકલ્પ

સમાધિ અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિનું સાધન છે એમ જાણવું.

(એ અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ જ જ્ઞાનની સપ્તમ ભૂમિકારૂપ યોગની પરમ અવધિ છે.)

### અદ્વૈતાવસ્થાન નિર્વિકલ્પ સમાધિનો સુષુપ્તિથી ભેદ

અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ અને સુષુપ્તિમાં આટલો તફાવત છે

(૧) સુષુપ્તિમાં વૃત્તિનો લય અજ્ઞાનમાં થાય છે.

(૨) અદ્વૈતાવસ્થાન સમાધિમાં વૃત્તિનો લય બ્રહ્મપ્રકાશમાં થાય છે.

(અહીં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે:–પાછળ તપાવેલા લો ઉપર જળબિંદુ લય પામે છે, એવું દષ્ટાંત કહ્યું છે. ત્યાં વિચારદૃષ્ટિથી જોઈએ તો પાર્થિવ એવા લોઢામાં જળના બિંદુનો લય થતો નથી, પણ જળ ઉપાદાન જે અગ્નિ તેમાં જ જળના બિંદુનો લય થાય છે; એમ છતાં તપાવેલ લોઢાને ગૌણરૂપે અગ્નિ માનીને લોઢામાં જળબિંદુનો લય કહ્યો છે.

એવી જ રીતે અદ્વૈતાવસ્થાન સમાધિમાં રજોગુણ અને તમોગુણ સંપૂર્ણ અંતર્ધાન પામી ગયેલા હોવાથી સત્ત્વગુણરૂપ ઉપાદાનમાં જ અંતઃકરણની વૃત્તિનો લય થાય છે–નિર્વિકાર બ્રહ્મપ્રકાશમાં લય થતો નથી; એમ છતાં બ્રહ્મ પ્રકાશના ભાનરૂપ નિમિત્તથી વૃત્તિનો લય થાય છે; માટે ગૌણ રીતે વૃત્તિનો બ્રહ્મપ્રકાશમાં લય કહ્યો છે.)

–(૧) સુષુપ્તિનો આનંદ અજ્ઞાનથી ઢંકાયલો છે.

(૨) સમાધિમાં નિરાવરણ (અજ્ઞાનથી નહિ ઢંકાયલા) બ્રહ્માનંદનું ભાન થાય છે.

### નિર્વિકલ્પ સમાધિમાં વિઘ્ન

નિર્વિકલ્પ સમાધિમાં (૧) લય, (૨) વિક્ષેપ, (૩) કષાય અને (૪) **રસાસ્વાદ** એવાં ચાર વિઘ્ન થાય છે. એ વિઘ્નો દૂર કરવાના હેતુથી અહીં તેમનું નિરૂપણ કરીએ છીએ:—

**(૧) લય**—આળસથી અથવા નિંદ્રાથી અંતઃકરણની વૃત્તિનો અભાવ થઈ જાય, તેને **લય** કહે છે. એ લયને લીધે સુષુપ્તિ જેવી અવસ્થા થાય છે. બ્રહ્માનંદનું ભાન થતું નથી; માટે નિદ્રા, આળસ વગેરે નિમિત્તથી વૃત્તિ જ્યારે પોતાના ઉપાદાન કારણરૂપ અંતઃકરણમાં લય થતી જોવામાં આવે, ત્યારે યોગીએ સાવધાન થઈ નિદ્રા વગેરેને ગેરી વૃત્તિને જાગ્રત કરવી. એ રીતે લયરૂપ વિઘ્નનું વિરોધી જે નિદ્રા વગેરેના નિરોધ સહિત વૃત્તિના પ્રવાહરૂપે જાગરણ તેને ગૌડપાદાચાર્ય **ચિત્તસંબોધન** કહે છે.

**(૨) વિક્ષેપ**—જેમ બાજ અથવા બિલાડીથી ભય પામી ચકલી ઘરમાં પ્રવેશ કરે છે, પણ તે ભયથી વ્યાકુળ થયેલી હોવાથી તેને ઘરમાં મંનાવાની જગ્યા તુરતાતુરત માલૂમ પડતી નથી; તેથી પાછી ફરી બહાર નીકળી જાય છે અને ભય અથવા મરણરૂપ ખેદ પામે છે. તેમ અનાત્મ પદાર્થોને દુઃખના હેતુરૂપ જાણી અદ્વૈતાનંદને વિષય કરવા માટે–અદ્વૈતાનંદનો અનુભવ લેવા માટે વૃત્તિ અંતર્મુખ થાય છે; પણ વૃત્તિનો વિષય ચેતન અતિ સૂક્ષ્મ હોવાથી તુરતા–

તુરત તે ચેતનમાં વૃત્તિની સ્થિરતા થતી નથી; અને તેથી તત્કાળ જ ચેતન-સ્વરૂપ આનંદનો લાભ વૃત્તિને થતો નથી; માટે વૃત્તિ પાછી બહિર્મુખ થઈ જાય છે. આ રીતે વૃત્તિની બહિર્મુખતાને વિક્ષેપ કહે છે.

વૃત્તિની સ્થિરતા વિના સ્વરૂપાનંદનો લાભ થતો નથી; માટે વૃત્તિ અંતર્મુખ થયા પછી જ્યાં સુધી વૃત્તિ બ્રહ્માકાર થાય નહિ, તેટલા વખત સુધી બહારના પદાર્થોમાં દોષભાવના કરીને યોગીએ વૃત્તિને બહિર્મુખ થવા દેવી નહિ, પણ વૃત્તિને અંતર્મુખ જ રાખવી. આવી રીતે વિક્ષેપરૂપ વિઘ્નનો વિરોધી જે યોગીનો પ્રયત્ન તેને ગૌડપાદાચાર્ય શમ કહે છે.

**(૩) કષાય:** શંકા—રાગ વગેરે દોષોને **કષાય** કહે છે. એ રાગ બે પ્રકારનો છેઃ (**क**) એક બાહ્ય છે, અને (**ख**) બીજો આંતર છે.

(**क**) જે રાગનો વિષય સ્ત્રી, પુત્ર, ધન વગેરે હોય અને તે વર્તમાન હોય, તે બાહ્ય (**બહારનો**) રાગ કહેવાય છે.

(**ख**) ભૂતકાળના અથવા ભવિષ્યકાળના વિષયના ચિંતનરૂપ જે મનોરાજ્ય તે આંતર (**અંદરનો**) રાગ કહેવાય છે.

એ બન્ને પ્રકારના રાગાદિક સમાધિમાં પ્રવૃત્ત થયેલા યોગીમાં કેવા સંભવે નહિ; કેમ કે—

**ચિત્તની પાંચ અવસ્થાઓ** છે. તેમાં (૧) **ક્ષેપ**, (૨) **મૂઢતા**, (૩) **વિક્ષેપ**, (૪) **એકાગ્રતા** અને (૫) **નિરોધ** એમ પાંચ ભૂમિકા છે.

(૧) **ક્ષેપ**—લોકવાસના, દેહવાસના, શાસ્ત્રવાસના વગેરે રજોગુણનું પરિણામ જે દૃઢ અનાત્મવાસના તેને **ક્ષેપ** કહે છે.

(**क**) **લોકવાસના**—'કોઈ લોક મારી નિંદા ન કરે પણ બધા જ સ્તુતિ કરે,' એવા આગ્રહનો જે દૃઢ સંસ્કાર તેને **લોકવાસના** કહે છે.

(**ख**) **દેહવાસના**—'સ્થૂલ અથવા સૂક્ષ્મ દેહના રોગાદિરૂપ અથવા પાપરૂપ મળનું ઔષધ આદિથી અથવા તીર્થાટન આદિથી નિઃશેષ નિવારણ કરીશ અને તે દેહોમાં શોભા, પુષ્ટિ આદિક અથવા પુણ્યરૂપ ગુણની પ્રાપ્તિ કરીશ,' એવા આગ્રહના દૃઢ સંસ્કારને **દેહવાસના** કહે છે.

(**ग**) **શાસ્ત્રવાસના**—'તમામ શાસ્ત્રોના પાઠને અથવા અર્થને હું ધારણ કરીશ,' એવા આગ્રહના દૃઢ સંસ્કારને **શાસ્ત્રવાસના** કહે છે.

(૨) **મૂઢતા**—નિદ્રા, આળસ વગેરે તમોગુણના પરિણામને **મૂઢતા** કહે છે.

(૩) **વિક્ષેપ**—ધ્યાનમાં પ્રવૃત્ત થયેલા ચિત્તની કોઈ વખત બાહ્ય પ્રવૃત્તિ થાય, તેને **વિક્ષેપ** કહે છે.

(૪) **એકાગ્રતા**—અંતઃકરણનું ભૂતકાળનું પરિણામ અને વર્તમાન-કાળનું પરિણામ સમાન આકારવાળું હોય તેને **એકાગ્રતા** કહે છે. (કહેવાની મતલબ એ છે, કે જ્યારથી અંતઃકરણ કોઈ વિષયમાં ચોંટાડ્યું ત્યારથી તે હમણાં સુધી અંતઃકરણ તે વિષયાકાર જ રહે–વચમાં કોઈ બીજા વિષયનું રૂપ ધારણ કરે નહિ, ત્યારે તે એકાગ્ર કહેવાય છે. પહેલી ક્ષણે અંતઃકરણ જેમાં ચોંટ્યું છે તેમાં જ છેલ્લી ક્ષણે પણ હોય, ત્યારે જ અંતઃકરણનું ભૂત અને

વર્તમાનકાળનું પરિણામ મગણું કહેવાને જેથી ક્ષણ પૂર્વેની નથી ક્ષણો ભૂતકાળ ગણાય છે.)

એકાગ્રતાનું પૂર્વોક્ત લક્ષણ પતંજલિએ કહ્યું છે, તેનો ભાવ આ પ્રમાણે છે–સમાધિકાળમાં યોગીના અંતઃકરણમાં એકાગ્રતા હોય છે. તે એકાગ્રતા વૃત્તિના અભાવરૂપ હોતી નથી, પણ અંતઃકરણના જેટલા પરિણામ સમાધિકાળમાં થાય છે તે સઘળા બ્રહ્મને જ વિષય કરનારા હોય છે, માટે અંતઃકરણનું અતીત પરિણામ (એટલે થઈ ગયેલું અથવા ભૂતકાળનું પરિણામ) અને વર્તમાન પરિણામ કેવળ બ્રહ્માકાર હોવાથી સમાનાકાર હોય છે.

(૫) **નિરોધ**—એ એકાગ્રતાની વૃદ્ધિને **નિરોધ** કહે છે.

એ પાંચ ભૂમિકાઓ અંતઃકરણની છે. એ પાંચ ભૂમિકા સહિત અંતઃકરણના અનુક્રમે આવા નામ છે —(૧) **ક્ષિપ્ત**, (૨) **મૂઢ**, (૩) **વિક્ષિપ્ત**, (૪) **એકાગ્ર** અને (૫) **નિરુદ્ધ**.

તેમાં ક્ષિપ્ત અને મૂઢ અંતઃકરણનો તો સમાધિમાં અધિકાર નથી

વિક્ષિપ્ત અંતઃકરણને સમાધિનો અધિકાર છે.

એકાગ્ર અને નિરુદ્ધ અંતઃકરણ સમાધિકાળમાં હોય છે, એ રીતે યોગના ગ્રંથોમાં કહેલું છે.

**શંકા: રાગાદિ દોષયુક્ત સમાધિનું વિઘ્ન કહેવાય નહિ**

રાગાદિ દોષ સહિત અંતઃકરણ ક્ષિપ્ત જ હોય છે એવા ક્ષિપ્ત અંતઃકરણને યોગમાં અધિકાર નથી, માટે રાગાદિ દોષરૂપ કષાય સમાધિમાં વિઘ્ન છે, એમ કહેવાય નહિ.

(જે પુરુષને રાજાની પાસે જવાનો અધિકાર હોય તેને દરવાન રાજાની પાસે ન જવા દે, ત્યારે તેને વિઘ્ન કર્યું એમ કહેવું સંભવે છે, પણ જેને રાજાની પાસે જવાનો અધિકાર નથી, તેને દરવાને વિઘ્ન કર્યું, એમ કહેવું સંભવે નહિ, તે જ રીતે ક્ષિપ્ત અંતઃકરણનો જો સમાધિમાં અધિકાર હોત, તો તેને રાગાદિ દોષરૂપ કષાય સમાધિમાં વિઘ્ન કહેવાત, પણ જેથી ક્ષિપ્ત અંતઃકરણનો સમાધિમાં અધિકાર જ નથી, તેથી રાગાદિ દોષરૂપ કષાય સમાધિમાં વિઘ્ન છે, એમ કહેવું સંભવતું નથી.)

**સમાધાન: વિદ્યારણ્ય સ્વામીના મતે રાગાદિના પ્રકાર**

'જીવન્મુક્તિવિવેક' નામે ગ્રંથમાં વિદ્યારણ્ય સ્વામીએ રાગ ત્રણ પ્રકારે કહ્યા છે —(૧) **બાહ્ય**, (૨) **આંતર** અને (૩) **વાસનારૂપ**.

(૧) **બાહ્યરાગ**—બાહ્ય (બહારની) પ્રવૃત્તિના હેતુ જે રાગાદિક તે ઉદ્બુદ્ધ રાગ કહેવાય છે, તેને જ **બાહ્યરાગ** પણ કહે છે.

(૨) **આંતરરાગ**–મનોરાજ્યરૂપ જે રાગાદિક તે **આશારૂપ રાગ** કહેવાય છે. તેને **આંતરરાગ** પણ કહે છે.

(૩) **વાસનારૂપ રાગ**—જન્માન્તરમાં પૂર્વે અનુભવ કરેલા રાગાદિકના જે સંસ્કાર તેને **વાસનારૂપ રાગાદિક** કહે છે

એ વાસનારૂપ રાગાદિક **ઉદ્‌ભૂત** અને **અનુદ્‌ભૂત** એવા બે પ્રકારના

જેમ પૃથ્વીમાં (ભોંયરામાં) નિધિ (ધનભંડાર) હોય, પણ તે મહા ઝેરી સાપથી રક્ષિત હોય તો એ નિધિની ઇચ્છાવાળા માણસને નિધિની પ્રાપ્તિ કરતા પહેલાં નિધિપ્રાપ્તિનો વિરોધી જે સર્પ તેની નિવૃત્તિ કરવી પડે છે અને તે સાપની નિવૃત્તિ થવાથી તેને આનંદ પણ થાય છે હવે જો સાપની નિવૃત્તિ થવાથી મળતા આનંદથી જ જો તે મનુષ્ય તૃપ્ત થઈ જાય અને પછી બીજો કાંઈ ઉદ્યમ કરે નહિ, તો નિધિપ્રાપ્તિનો પરમ આનંદ તેને મળે નહિ

તેમ અદ્વૈત બ્રહ્મરૂપ નિધિ છે દેહાદિક અનાત્મ પદાર્થોની પ્રતીતિરૂપ જે વિક્ષેપ તે સર્પ છે એ વિક્ષેપરૂપ સર્પની નિવૃત્તિજન્ય જે અવાંતર આનંદરૂપી રમના અનુભવરૂપ આસ્વાદ છે તે રસાસ્વાદ છે એ રસાસ્વાદ નિધિરૂપી અદ્વૈત બ્રહ્મની પ્રાપ્તિથી થતા મહાનંદની પ્રાપ્તિનો પ્રતિબંધ (વિરોધી) હોવાથી વિઘ્નરૂપ કહેવાય છે

## રસાસ્વાદનો બીજો અર્થ

અથવા રસાસ્વાદનો એ બીજો પણ અર્થ થાય છે, તે આ પ્રમાણે

સવિકલ્પ સમાધિ થયા પછી નિર્વિકલ્પ સમાધિ થાય છે સવિકલ્પ સમાધિમાં ત્રિપુટી પ્રતીત થાય છે માટે સવિકલ્પ સમાધિનો આનંદ ત્રિપુટીરૂપ ઉપાધિ સહિત હોવાથી સોપાધિક કહેવાય છે અને નિર્વિકલ્પ સમાધિમાં ત્રિપુટી પ્રતીત થતી નથી માટે નિર્વિકલ્પ સમાધિનો આનંદ નિરુપાધિક કહેવાય છે આ રીતે સવિકલ્પ સમાધિ પછીની નિર્વિકલ્પ સમાધિના આરંભમાં પણ જો યોગી સવિકલ્પ સમાધિના સોપાધિક આનંદને છોડી શકે નહિ પણ તે સોપાધિક આનંદનો જ અનુભવ કર્યા કરે તો તેને પણ રસાસ્વાદ કહેવામાં આવે છે તેથી વિક્ષેપ–નિવૃત્તિજન્ય આનંદનો અનુભવ અથવા સવિકલ્પ સમાધિના આનંદનો અનુભવ રસાસ્વાદ કહેવાય છે એ બન્ને પ્રકારનો રસાસ્વાદ નિર્વિકલ્પ સમાધિમાં થતા પરમાનંદના અનુભવનો વિરોધી હોવાથી વિઘ્નરૂપ છે, માટે તેનો ત્યાગ કરવો

એ રીતે નિર્વિકલ્પ સમાધિમાં ચાર વિઘ્ન હોય છે અને તે ચારે વિઘ્ન સમાધિના આરંભમાં જ થાય છે માટે જ્ઞાનવાન યોગી પુરુષે સાવધાનીથી એ ચારે વિઘ્નો દૂર કરી સમાધિમાં પરમાનંદનો અનુભવ કરવો એને જ **જીવન્મુક્ત** કહે છે

## જ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિના અસંભવ વિશે આક્ષેપની સમાપ્તિ

આ રીતે જ્ઞાનીનું ચિત્ત નિરાવલંબ હોતું નથી ત્યારે–પ્રારબ્ધના બળથી તે જ્ઞાનીનું સમાધિથી ઉત્થાન થાય, ત્યારે–પણ સમાધિમાં જે પરમાનંદનો તેણે અનુભવ કર્યો છે, તેની સ્મૃતિ તેને રહ્યા કરે છે તેથી ઉત્થાનકાળમાં પણ જ્ઞાનીનું ચિત્ત નિરાલંબ હોતું નથી

જ્ઞાની પુરુષની જે ભોજન વગેરેમાં પ્રવૃત્તિ થાય છે, તે કેવળ પ્રારબ્ધથી જ થાય છે પરંતુ જ્ઞાની પુરુષ ભોજનાદિક વ્યવહારમાં પણ ખેદ પામી પ્રવૃત્ત થાય છે, કેમ કે ભોજનાદિકમાં પ્રવૃત્તિ પણ સમાધિસુખની વિરોધી છે જો

શરીરનિર્વાહ માટે ભોજનાદિની પ્રવૃત્તિ પણ ખેદરૂપ લાગે છે, તેની અધિક પ્રવૃત્તિ સંભવતી નથી.

આ રીતે ઘણા આચાર્યોએ ઉપર કહ્યો તે જ પક્ષ લખ્યો છે. વળી જીવન્મુક્તિનો આનંદ પણ પ્રવૃત્તિમાં મળતો નથી, પણ નિવૃત્તિમાં જ મળે છે. માટે જીવન્મુક્તિના સુખની ઇચ્છા રાખનારા જ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિ સંભવતી નથી

**જ્ઞાનીના વ્યવહારમાં નિયમ હોવો જોઈએ, એવા આક્ષેપનું સમાધાન**

(પાછળ જ્ઞાનીના વ્યવહારનો પણ કોઈ નિયમ જોઈએ, એમ કહેનારા કેટલાક આચાર્યોનો મત બતાવ્યો છે, પણ સિદ્ધાન્ત એવો નથી, માટે આચાર્યોના તે મતને આક્ષેપ અથવા પૂર્વપક્ષ માનીને હવે ગ્રંથકાર તેનું સમાધાન આપે છે)

**જ્ઞાની નિરંકુશ છે તથા પ્રારબ્ધથી તેનો વ્યવહાર સિદ્ધ થાય છે**

જ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિ સંભવતી નથી, એમ નિવૃત્તિપક્ષવાળાઓનું કહેવું છે, અર્થાત્ જ્ઞાનીએ નિયમપૂર્વક નિવૃત્તિપરાયણ થવું જોઈએ, એમ [illegible] કહે છે, તે પણ સંભવતું નથી કેમ કે નિવૃત્તિ માટે અથવા પ્રવૃત્તિ માટે વેદના આજ્ઞારૂપ વિધિ તો જ્ઞાનીના સંબંધમાં છે નહિ, કે જેથી જ્ઞાનીના વ્યવહારનો નિયમ હોઈ શકે! માટે જ્ઞાની નિરંકુશ છે અને તેનો વ્યવહાર પ્રારબ્ધથી થાય છે

(૧) જે જ્ઞાનીનું પ્રારબ્ધ ભિક્ષાભોજન માત્ર ભોગનો હેતુ છે, તેની ભિક્ષાભોજનમાત્રમાં પ્રવૃત્તિ થાય છે

(૨) જેનું પ્રારબ્ધ અધિક ભોગનો હેતુ છે, તેની અધિક ભોગમાં પ્રવૃત્તિ થાય છે.

**શંકા**—પણ અમે એમ કહીએ છીએ, કે જેનું પ્રારબ્ધ ભિક્ષાભોજન માત્રના હેતુરૂપ છે, તેને જ જ્ઞાન થાય છે, જેનું પ્રારબ્ધ અધિક વ્યવહારનો હેતુ છે, તેને જ્ઞાન થતું નથી, માટે જ્ઞાનીનો વ્યવહાર ભિક્ષાભોજનાદિ કરતાં વધારે થતો જ નથી, અને જેની અધિક પ્રવૃત્તિ થાય તે જ્ઞાની નથી

**સમાધાન**—એમ કહેવું સંભવતું નથી, કેમ કે યાજ્ઞવલ્ક્ય અને જનક વગેરેને જ્ઞાની કહ્યા છે, સભામાં વિજય મેળવીને ધનસંગ્રહ કરવો એવો વ્યવહાર યાજ્ઞવલ્ક્યનો કહ્યો છે, અને રાજ્ય ચલાવવાનો વ્યવહાર જનકનો કહ્યો છે વળી 'યોગવાસિષ્ઠ' ગ્રંથમાં અનેક જ્ઞાની પુરુષોનો વ્યવહાર નાના પ્રકારનો કહ્યો છે, માટે જ્ઞાની પુરુષની પ્રવૃત્તિ અથવા નિવૃત્તિનો કોઈ નિયમ નથી

**શંકા**—યાજ્ઞવલ્ક્યે સભામાં વિજય મેળવ્યા પછી વિદ્વત્સંન્યાસરૂપ નિવૃત્તિ ધારણ કરી હતી તથા પ્રવૃત્તિમાં જ્ઞાનીના હેતુરૂપ અનેક દોષ પણ કહ્યા છે, માટે છેવટે તો નિવૃત્તિ જ મુખ્ય છે

**સમાધાન**—એમ છતાં પણ યાજ્ઞવલ્ક્યને વિદ્વત્સંન્યાસ કરતા પહેલાં જ્ઞાન નહોતું એમ કહેવું તો સંભવતું નથી, કેમ કે જ્ઞાન તો તેમને પ્રથમથી જ હતું, પણ વિદ્વત્સંન્યાસ ધારણ કરવા પૂર્વે તેમને જીવન્મુક્તિનો આનંદ પ્રાપ્ત થયો નહોતો, અને તેથી જીવન્મુક્તિનો આનંદ મેળવવા માટે તેમણે સર્વ સંગ્રહનો ત્યાગ કર્યો હતો યાજ્ઞવલ્ક્યનું પ્રારબ્ધ કેટલાક કાળ સુધી અધિક

ભોગનો હેતુ હતુ, અને તે પછીના કાળમા આ ભોગનો હેતુ હતુ, માટે પ્રથમ તો યાવત જે ભોગમા જ્ઞાનિ વિના અધિક ભોગ પ્રાપ્ત થયા છે અને તે પછી ભોગમા જ્ઞાનિ થવાથી સઘળા ભોગનો ત્યાગ થયો છે એ ઉપરથી જણાય છે, કે—

(૧) જનકનુ પ્રારબ્ધ મધ્ય પર્યંત ગજપાનાદિ વગેરે સમૃદ્ધિનો ઉપભોગ કરવામા હેતુરૂપ હતુ, માટે તેને મધ્ય ત્યાગનો અભાવ જ રહ્યો છે, અને ભોગમા તેને ગ્લાનિ પણ થઈ નથી

(૨) વામદેવાદિનુ પ્રારબ્ધ ન્યૂન ભોગનો હેતુ થયેલુ છે તેથી તેમને ભોગોના સર્વ ગ્લાનિ થવાથી પ્રવૃત્તિનો અભાવ હતો, એમ કહેવામા આવ્યુ છે

(૩) વળી 'યોગવાસિષ્ઠ'મા એવો પણ પ્રસંગ છે, કે જ્ઞાન થયા પછી વિષયભોગની આવક પ્રવૃત્તિ થઈ હતી

એ રીતે જ્ઞાની પુરુષોના નાના પ્રકારના વિલક્ષણ વ્યવહાર કહેલા છે તે સર્વેઓને જ્ઞાન સમાન છે અને તેનુ ફળ મોક્ષ પણ સમાન છે, માત્ર પ્રારબ્ધ જુદાજુદા હોવાથી તેમના વ્યવહારમા ભિન્નપણુ છે તેમનામાથી જેમની વ્યવહારમા પ્રવૃત્તિ ઓછી છે, તેમને જીવન્મુક્તિનુ સુખ વિશેષ પ્રાપ્ત થયુ છે, અને જેમની વ્યવહારમા પ્રવૃત્તિ વધારે છે, તેમને જીવન્મુક્તિનુ સુખ ઓછુ પ્રાપ્ત થયુ છે

**જ્ઞાનીને વિદેહમોક્ષના ત્યાગની કે પરલોકની ઇચ્છા થતી નથી**

**શંકા**—જે માણસ જીવન્મુક્તિના સુખને ત્યજી તુચ્છ એવા ભોગોમા પ્રવૃત્ત થાય, તે માણસ વિદેહમોક્ષને ત્યજી વળી લોકની ઇચ્છા રાખીને ત્યા પણ શા માટે ન જાય?

**સમાધાન**—એવી શંકા કરવી નહિ, કેમ કે જ્ઞાનીને જીવન્મુક્તિનો ત્યાગ અને ભોગોમા પ્રવૃત્તિ તો પ્રારબ્ધના બળથી સંભવે છે પણ વિદેહમોક્ષનો ત્યાગ તથા પરલોકમા ગમન સભવે નહિ કેમ કે—

(૧) જ્ઞાનીના પ્રાણ બહાર ગમન કરતા નથી તેથી તેનુ પરલોકમા જવુ સભવતુ નથી

(૨) જ્ઞાનીને વિદેહમોક્ષનો ત્યાગ પણ સભવતો નથી, કેમ કે જ્ઞાનીને જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે તે પછી તે પ્રારબ્ધભોગ ભોગવે છે અને તે પછી સ્થૂળ અને સૂક્ષ્મ આકારે રહેલા અજ્ઞાનનો ચેતનમા લય થાય છે, તેને વિદેહમોક્ષ કહે છે જ્ઞાનીને એ વિદેહમોક્ષ અવશ્ય પ્રાપ્ત થાય છે જો તેના મૂળ અજ્ઞાન બાકી રહેતુ હોય અથવા નાશ પામેલા અજ્ઞાનની ફરી ઉત્પત્તિ થતી હોય, તો વિદેહમોક્ષનો અભાવ થાય પણ મૂળ અજ્ઞાનનુ વિરોધી જ્ઞાન હોવાથી, અજ્ઞાન બાકી રહેતુ નથી અને શ્રુતિ વગેરેના પ્રમાણો વડે નાશ પામેલા અજ્ઞાનની ફરી ઉત્પત્તિ થતી નથી, માટે તેના વિદેહમોક્ષનો અભાવ થતો નથી

(૩) વળી વિદેહમોક્ષનો ત્યાગ કરવાની તથા પરલોકમા ગમન કરવાની જ્ઞાનીને ઇચ્છા પણ ઉપજતી નથી કેમ કે—

ક જ્ઞાનીને કેવળ પ્રારબ્ધથી જ ઇચ્છા થાય છે જેટલી સામગ્રી વિના

પ્રાપ્ત થતો ભોગ મળવે નહિ, તેટલી સામગ્રી પ્રારબ્ધ કરે છે અને જ્ઞાની મોક્ષ ભોગવાને છે ઇચ્છા વિના ભોગ મળને નહિ માટે જ્ઞાનીની ઇચ્છા એ પણ પ્રારબ્ધનું ફળ છે

આ બીજા લોકમા અથવા આ લોકમા જ્ઞાનીને બીજુ શરીર પ્રારબ્ધથી પણ મળતુ નથી એ વાત આ તરંગમા જ પાછળ કહી છે માટે પ્રારબ્ધથી જ્ઞાની વિદેહમોક્ષના ત્યાગની અથવા પરલોકમા ગમનની ઇચ્છા સભવતી નથી

(જેમ સ્વપ્નમાથી જાગેલા પુરુષને સ્વતરૂપ ભ્રાતિ પાછી કરીને થાય તો હી, એવી ઇચ્છા સભવતી નથી અને સ્વપ્નના પરલોકમા ગમનની ઇચ્છા પણ થતી નથી, તેમ જ્ઞાનીને પણ બધરૂપ ભ્રાતિની નિવૃત્તિરૂપ વિદેહમોક્ષનો ત્યાગ કરી, ફરીને બધરૂપ ભ્રાતિમા પડવાની ઇચ્છા થાય નહિ અને સ્વર્ગાદિ પરલોકમા જવાની ઇચ્છા પણ થાય નહિ )

**મદ પ્રારબ્ધને લીધે જ્ઞાનીની જીવન્મુક્તિસુખની વિરોધી પ્રવૃત્તિ**

જેમ મહાત્યાગીને પણ ભિક્ષાભોજનની ઇચ્છા થાય છે તેમ વર્તમાન દેહમા અધિક ભોગ ભોગવવાની ઇચ્છા જીવન્મુક્તિના વિરોધી છતા, પ્રારબ્ધવશાત્ જ્ઞાનીઓને સભવે છે

એનુ રહસ્ય એ છે, જ્ઞાનીના બાહ્ય પ્રવૃત્તિ જીવન્મુક્તિની વિરોધી નથી પણ જીવન્મુક્તિના વિલક્ષણ સુખની વિરોધી છે કેમ કે આત્મા નિત્ય મુક્ત છે અવિદ્યાથી બધ પ્રતીત થાય છે જે વખતે જ્ઞાન થાય છે તે જ વખતે અવિદ્યાકૃત સર્વ નાશ પામી જાય છે જ્ઞાન થયા પછી ફરીને બધના ભ્રાતિ થતી નથી **શરીર છતા બધરૂપી ભ્રાતિનો અભાવ, તે જીવન્મુક્તિ** કહેવાય છે શરીર વગેરેની પ્રવૃત્તિ થાય અથવા નિવૃત્તિ થાય તથી ફરીને આ મામા બધ છે એવી ભ્રાતિ જ્ઞાનીને થતી નથી માટે બાહ્ય પ્રવૃત્તિ વાળી પણ જ્ઞાનીની જીવન્મુક્તિ નાસી જતી નથી એમ છતા પણ બાહ્ય પ્રવૃત્તિમા જીવન્મુક્તને વિલક્ષણ સુખ થતુ નથી—એકાગ્રતારૂપ વાત રહેના પરિણામથી જ સુખ થાય છે તે એકાગ્રતારૂપ પરિણામ બાહ્ય પ્રવૃત્તિમા થતુ નથી

આ રીતે પ્રારબ્ધ ભિન્નભિન્ન હોવાથી જ્ઞાની પુરુષના વ્યવહાર ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે **જેનુ પ્રારબ્ધ અધિક પ્રવૃત્તિનો હેતુ હોય છે, તેનુ મદ પ્રારબ્ધ** કહેવાય છે ('મદ' શબ્દનો અર્થ શિથિલ—ઓછી—વીર્યુ એવો અર્થ કરવાનો નથી, પણ નિકૃષ્ટ—અધમ—નઠારુ એવો અર્થ કરવા ) કેમ કે અધિક પ્રવૃત્તિ એ પ્રજ્ઞાની વિરોધી છે અને એકાગ્રતા વિના નિરપાધિક આનદ પ્રતીત થતો નથી એ વાત સમાધિના નિરૂપણમા પાછળ કહેવામા આવી

**જ્ઞાનીની વ્યવહારમા મિથ્યા બુદ્ધિ છતા પણ પ્રવૃત્તિ**

**શકા**—પાછળ કહેવામા આવ્યુ છે, (છઠ્ઠા તરગના ૪૮મા અકમા) કે 'જ્ઞાનીને સવળા અનાત્મ પદાર્થોમા મિથ્યા બુદ્ધિ હોય છે, તેથી જ્ઞાનીને રાગ હોતો નથી એમ હોય તો પછી જ્ઞાનીને પ્રવૃત્તિ થવી પણ સભવતી નથી

**સમાધાન**—આવી શકા સભવતી નથી કેમ કે જેમ જ્ઞાનીને પોતાના

દેહમાં પણ મિથ્યા બુદ્ધિ જ હોય છે, તો પણ દેહને અનુકૂળ જે ભિક્ષાદિક છે, તેમાં કેવળ પ્રારબ્ધથી જ તેની પ્રવૃત્તિ થાય છે, તેમ જેનું પ્રારબ્ધ અધિક ભોગ ભોગવવાનું હોય, તે જ્ઞાનીની અધિક પ્રવૃત્તિ પણ થાય છે, જેમ બાજીગરના તમાસાને મિથ્યા જાણ્યા છતાં, પણ સઘળા લોકોની તે જોવામાં પ્રવૃત્તિ થાય છે. તેમ સઘળા પદાર્થોને મિથ્યા જાણ્યા છતાં પણ જ્ઞાનીની તેમાં પ્રવૃત્તિ થઈ શકે છે.

## જ્ઞાનીની રાગ ન છતાં પણ પ્રવૃત્તિ

**શંકા**—જે માણસને જે પદાર્થમાં દોષદૃષ્ટિ હોય, તે પદાર્થમાં તેની પ્રવૃત્તિ થાય નહિ. જ્ઞાનીને અનાત્મ પદાર્થોમાં દોષદૃષ્ટિ હોય છે અને રાગ હોતો નથી; માટે જ્ઞાનીની પ્રવૃત્તિ સંભવતી નથી.

**સમાધાન**—એ કહેવું પણ સંભવતું નથી; કેમ કે જેમ કોઈ રોગીને વૈદ્યે અમુકઅમુક અપથ્ય પદાર્થો ન ખાવાની આજ્ઞા કરી હોય તથા તે રોગી પણ જાણતો હોય. કે ફલાણાફલાણા પદાર્થોના સેવનથી હાનિ થાય એમ છે તથા ફલાણાફલાણા પદાર્થોનું સેવન નહિ કરવાથી ફાયદો થાય એમ છે; એમ છતાં પ્રારબ્ધને લીધે જાણતાં છતાં, પણ તે રોગી અપથ્ય પદાર્થોનું સેવન કરે છે, તેમ જ્ઞાનીની અનાત્મ પદાર્થોમાં દોષદૃષ્ટિ હોવા છતાં, પણ પ્રારબ્ધને લીધે સર્વ વ્યવહારમાં પ્રવૃત્તિ સંભવે છે.

(આ સ્થળે ટીકાકાર નીચે પ્રમાણે વિશેષ ખુલાસો કરે છે; તે જિજ્ઞાસુને ઉપયોગી હોવાથી અહીં ઉતારીએ છીએ.)

### પ્રારબ્ધના ત્રણ પ્રકાર

પ્રારબ્ધ ત્રણ પ્રકારનું છેઃ (૧) મંદ પ્રારબ્ધ, (૨) તીવ્ર પ્રારબ્ધ અને (૩) તીવ્રતર પ્રારબ્ધ

(૧) **મંદ પ્રારબ્ધ**—જે વસ્તુ મનુષ્યને પ્રાપ્ત કરવા જેવી લાગતી હોય, તેને ઉપાદેય કહે છે; અને જે વસ્તુ ત્યાગ કરવા જેવી લાગતી હોય, તેને હેય કહે છે. જે પ્રારબ્ધનું ઉપાદેય ફળ ભીખ માગી પ્રાપ્ત કરેલા અન્નની પેઠે ઘણી મહેનતથી પ્રાપ્ત થાય એવું હોય અને જેનું અકસ્માત પ્રાપ્ત થયેલું હેય ફળ ઝટ મટે એવા રોગની પેઠે અલ્પ પ્રયત્નથી દૂર થાય એવું હોય. એવા પ્રારબ્ધને **મંદ પ્રારબ્ધ** કહે છે.

(૨) **તીવ્ર પ્રારબ્ધ**—જે પ્રારબ્ધનું ઉપાદેય ફળ નિમંત્રણથી જમવા મળેલા અન્નની પેઠે થોડી મહેનતે પ્રાપ્ત થાય એવું હોય અને જેનું અકસ્માત પ્રાપ્ત થયેલું હેય ફળ કષ્ટસાધ્ય રોગની પેઠે ઘણી મહેનતે દૂર થાય એવું હોય. એવા પ્રારબ્ધને **તીવ્ર પ્રારબ્ધ** કહે છે.

(૩) **તીવ્રતર પ્રારબ્ધ**—જેનું ઉપાદેય ફળ આસન પર બેઠાંબેઠાં જ પ્રાપ્ત થયેલા અન્નની પેઠે વગરમહેનતે પોતાની મેળે જ પ્રાપ્ત થાય એવું હોય અને જેનું બળાત્કારથી પ્રાપ્ત થયેલું હેય ફળ બળદને દીધેલા ડામની પેઠે મરતાં સુધી પ્રયત્ન કરવાથી પણ દૂર થઈ ન શકે એવું હોય, એવા પ્રારબ્ધને **તીવ્રતર પ્રારબ્ધ** કહે છે.

આ રીતે મંદ અને તીવ્ર પ્રારબ્ધનું ફળ પ્રયત્નને અધીન છે તે પ્રયત્નનો હેતુ શુભ કે અશુભ વાસનાની નિવૃત્તિ પણ પુરુષાર્થથી (પુરુષના પ્રયત્નથી) થાય છે તેમાં

**શુભ વાસનાની નિવૃત્તિ** કુસંગ વગેરેથી થાય છે અને **અશુભ વાસનાની નિવૃત્તિ** સત્સંગ અને વિવેક, જ્ઞાન વગેરેથી થાય છે.

જેથી કરીને જ્ઞાની સત્સંગ અને વિવેક, જ્ઞાન વગેરે ગુણો વડે સંપન્ન હોય છે તેથી તેના ચિત્તમાં અશુભ પ્રવૃત્તિની હેતુભૂત કોઈ અશુભ વાસના હો નહિ, પણ શુભ પ્રવૃત્તિની હેતુભૂત શુભ વાસના જ હોય છે, તેથી મંદ અને તીવ્ર પ્રારબ્ધના નિષિદ્ધ ફળમાં (મનન ન કરવા જેવા કામમાં) તેની પ્રવૃત્તિ થતી નથી જો કે તેનામાં શાસ્ત્રમાં કહેલા વિધિનિષેધ વડે ઉત્પન્ન થયેલી શુભાશુભબુદ્ધિ હોતી નથી, એમ છતાં પણ શુભ વાસનારૂપ સ્વભાવને લીધે, સારા માણસના છોકરાની પેઠે સ્વભાવથી જ તેની નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્તિ થતી નથી

રોગી માણસ અપથ્યસેવનમાં નુકસાન છે, એમ જાણતાં છતાં પણ તેવું અપથ્યસેવન કરે છે, પણ જે જિહ્વાલોલુપ રોગી હોય છે, તે જ તેવું કરે છે—પણ પ્રયત્નવાન રોગી તેવું કરતો નથી કોઈ વખત કોઈ પ્રયત્નશીલ રોગીની પણ અપથ્યસેવનમાં પ્રવૃત્તિ થઈ જાય છે એમ જોવામાં આવે, ત્યારે તે મંદતીવ્ર પ્રારબ્ધનું ફળ છે એમ ન જાણવું, પણ તે **તીવ્રતર પ્રારબ્ધનું** ફળ છે, એમ જાણવું

આ રીતે વિષયોમાં દોષનો તથા મિથ્યાપણાનો જેણે નિશ્ચય કર્યો હોય, એવા દૃઢ વિવેકવાળા જ્ઞાનીની મંદ કે તીવ્ર પ્રારબ્ધના ફળરૂપ યથેષ્ટ આચરણમાં (નિષિદ્ધ કાર્યમાં) પ્રવૃત્તિ સંભવે નહિ

## પ્રારબ્ધ અને પુરુષાર્થના વાદનો નિરાસ

કોઈ પ્રારબ્ધવાદી કહે, કે પ્રારબ્ધનું ફળ સર્વથા અનિવાર્ય છે માટે પુરુષપ્રયત્ન વ્યર્થ છે, તો એમ કહેવું સંભવતું નથી કેમ કે જો એમ હોય તો સર્વજ્ઞ મુનિઓએ રચેલું વૈદકશાસ્ત્ર, મંત્રશાસ્ત્ર અને યોગશાસ્ત્ર આદિક શાસ્ત્રો વ્યર્થ થવા પડે! પણ સૌ કોઈને અનુભવમાં આવતા દૃષ્ટ ફળના હેતુ એવા ઉપાયોનું જ્ઞાન આપનારા તે શાસ્ત્રોને વ્યર્થ કહેવા સંભવતા નથી માટે—

મંદ અને તીવ્ર પ્રારબ્ધના ફળનું પ્રયત્નથી નિવારણ કરી શકાય છે, તથા તીવ્રતર પ્રારબ્ધના ફળનું નિવારણ કરી શકાતું નથી એમ સમજવાથી પ્રારબ્ધ અને પુરુષાર્થનો વાદ રહેશે નહિ

એ રીતે (તીવ્રતર પ્રારબ્ધવાળા) જ્ઞાનીની નઠારા વ્યવહારમાં દોષદૃષ્ટિ છતાં પણ પ્રવૃત્તિ થાય છે, માટે જ્ઞાનીના વ્યવહારનો નિયમ નથી

(સ્વાધીન કાર્યમાં નિયમ સંભવે છે, પણ પરાધીન કાર્યમાં નિયમ સંભવતો નથી જ્ઞાનીના શરીરનો વ્યવહાર નાના પ્રકારના પ્રારબ્ધને અધીન છે, માટે હાથમાંથી છૂટેલા તીરના વેગને અધીન જેમ પક્ષીનો વધ છે તેમ પ્રારબ્ધને અધીન જ્ઞાનીના દેહના વ્યવહારનો નિયમ સંભવે નહિ)

(જો કે સ્વાધીન ચિત્તવાળા કેટલાક જ્ઞાની, રાગાદિ વાસનાઓને રોકી

મંદ અને તીવ્ર પ્રારબ્ધના ફળરૂપ શરીરના વ્યવહારને નિયમમાં રાખે છે, તથાપિ તીવ્રતર પ્રારબ્ધના ફળરૂપ શરીરના વ્યવહારને જ્ઞાનીથી પણ નિયમમાં રાખી શકાતો નથી.)

આ પક્ષનું પ્રતિપાદન વિદ્યારણ્ય સ્વામીએ **તૃપ્તિદીપ**માં વિસ્તારથી કર્યું છે. (તથા ત્યાં ઇચ્છા, અનિચ્છા અને પરેચ્છા પ્રારબ્ધ, એવા પ્રારબ્ધના ત્રણ પ્રકાર કહી જ્ઞાનીને પ્રીતિ વગર પણ કેવી રીતે પ્રારબ્ધના ફળનો ભોગ થાય છે, તે સમજાવ્યું છે.) આ બધા ઉપરથી એમ સમજાય છે, કે તત્ત્વદૃષ્ટિ જ્ઞાનીનો વ્યવહાર નિયમરહિત છે, અને તેથી જ પાછળ કહેલા 'સમાધિરૂપ નિયમનો વિધિ સાંભળીને તત્ત્વદૃષ્ટિ નામે શિષ્યને હસવું આવ્યુ હતું.

## જ્ઞાનીના મરણનો પ્રકાર–તેને દેશકાલાદિકની અપેક્ષા નથી
## તત્ત્વદૃષ્ટિનો દેહપાત

**भ्रमण करत कछु काल यों, तत्त्वदृष्टि सुज्ञान ।**
**भोगौ निज प्रारब्ध तब, लीन भये तिहिं प्राण ॥ १७ ॥**

**તત્ત્વદૃષ્ટિ નામે શિષ્યને જ્ઞાન થયા પછી કેટલાંક વર્ષ સુધી તેણે અહીંતહીં ભ્રમણ કર્યું અને પોતાનું પ્રારબ્ધ તે ભોગવી રહ્યો, ત્યારે તેના પ્રાણ લય પામી ગયા. ૧૭**

**ટીકા**—(૧) પ્રારબ્ધ-ભોગ ભોગવી રહ્યા પછી જ્ઞાનીના પ્રાણ બીજી કોઈ જગ્યાએ જતા નથી; માટે તત્ત્વદૃષ્ટિના પ્રાણ લય પામી ગયા, એમ કહ્યું છે.

(૨) જ્ઞાનીનું મૃત્યુ થવામાં અમુક કાળ જોઈએ, એમ કાંઈ જરૂર નથી; ઉત્તરાયણ હો કે દક્ષિણાયન હો–ગમે તે વખતે જ્ઞાનીનું મરણ થાય, તથાપિ તે સર્વથા મુક્ત જ છે.

(૩) તે જ પ્રમાણે જ્ઞાનીનું મરણ કોઈ અમુક સ્થળે થવું જોઈએ, એમ પણ નિયમ નથી; કાશી વગેરે પવિત્ર સ્થળમાં અથવા અત્યંત મલિન સ્થળમાં જ્ઞાનીનું મરણ થાય, તથાપિ તે મુક્ત જ છે.

(૪) વળી જ્ઞાનીને મરણ વખતે આસનનો પણ નિયમ નથી; ગમે તો તે શબ–આસનની સ્થિતિમાં મરે અથવા સિદ્ધાસન કરીને મરે, પણ તે સદા મુક્ત છે.

(૫) તેમ જ જ્ઞાની સાવધાનપણે બ્રહ્મચિંતન કરતાંકરતાં મરે અથવા રોગથી વ્યાકુળ થઈને 'હાયહાય' એવી બૂમો પાડતોપાડતો મરે, તથાપિ તે સર્વથા મુક્ત છે; કેમ કે જે વખતે તે જ્ઞાન વડે અજ્ઞાનથી મુક્ત થયો, તે જ કાળમાં તે જ્ઞાની થવાથી મુક્ત થયેલો છે.

માટે જ્ઞાનીના મરણમાં દેશકાલ, આસન વગેરેની અપેક્ષા નથી, તે જ રીતે જ્ઞાનપ્રાપ્તિ થવા માટે શ્રવણ કરવામાં પણ દેશકાળ, આસન વગેરેની અપેક્ષા નથી.

### ઉપાસકના મરણનો પ્રકાર–તેને દેશકાલાદિકની અપેક્ષા છે

જો કે ભીષ્મ વગેરે જ્ઞાની કહેવાય છે અને ભીષ્મે ઉત્તરાયણ થતાં સુધી પ્રાણત્યાગ કર્યો નહિ, તથાપિ ભીષ્માદિક અધિકારી પુરુષ છે; માટે ઉપાસક

પુરુષને ઉપદેશ મળે એ હેતુથી તેમણે ઉત્તરાયણરૂપ ખાસ કાળની વાટ જોઈ હતી.

વસિષ્ટ, ભીષ્મ વગેરે અધિકારી પુરુષો કહેવાય છે. (જે જીવો જગતના હિત માટે પ્રત્યેક સૃષ્ટિમાં અવતાર ધારણ કરે છે, તે **અધિકારી** કહેવાય છે.) અને તેથી જ તેમના અનેક જન્મ થયા છે, કેમ કે અધિકારી પુરુષોનું પ્રારબ્ધ એક કલ્પ પર્યંતનું હોય છે. કલ્પનો અંત આવતાં સુધી તેમનો વિદેહ–મોક્ષ થતો નથી; અને કલ્પની અંદર તેમને પોતાની ઇચ્છાના બળથી જુદાંજુદાં શરીર પ્રાપ્ત થાય છે. એમ છતા પણ આત્મસ્વરૂપમાં તેમને જન્મમરણની ભ્રાંતિ થતી નથી, માટે તેઓ જીવન્મુક્ત હોય છે. તેના અધિકારી પુરુષોનો તમામ વ્યવહાર બીજાઓને ઉપદેશ મળવાને માટે હોય છે.

એ અધિકારી પુરુષો સિવાયના બીજા જ્ઞાનીઓના વ્યવહારમા કોઈ પ્રકારનો નિયમ હોતો નથી, એવા અભિપ્રાયથી તત્ત્વદૃષ્ટિના મરણમા દેશકાળ, આસન વગેરે કાઈ કહ્યુ નથી.

## અદૃષ્ટિ નામે શિષ્યનો દેશાદિક અપેક્ષા સહિત દેહપાત

> दूजो शिष्य अदृष्टि तिहिं, गंगातट शुभस्थान ।
> देश इकंत पवित्र अति, कियो ब्रह्मको ध्यान ॥ १८ ॥
> शास्त्ररीति तजी देहकूं, पूरव कह्यो जु राह ।
> जाय मिल्यो सो ब्रह्मत, पायो अधिक उछाह ॥ १९ ॥

હવે બીજો શિષ્ય જે અદૃષ્ટિ નામે હતો, તેણે ગંગાના કિનારા ઉપર સુંદર, એકાંત અને પવિત્ર જગ્યામાં જઈને બ્રહ્મનુ ધ્યાન કર્યું; અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દેહનો ત્યાગ કરીને પાછળ જે અર્ચિમાર્ગ કહેવામાં આવ્યો છે, તે રસ્તે થઈને તે બ્રહ્મને પ્રાપ્ત થયો અને ઘણો આનંદ પામ્યો ૧૮,૧૯

**ટીકા**—જેમ જ્ઞાનીને મરણ માટે દેશકાળની અપેક્ષા નથી તેથી ઊલટું ઉપાસકને દેશકાળની અપેક્ષા હોય છે.

કેમ કે ઉત્તરાયણ આદિ ઉત્તમ કાળમા તથા કાશી આદિ ઉત્તમ દેશમા ઉપાસક શરીર છોડે, ત્યારે તેને ઉપાસનાનુ ફળ મળે છે વળી જ્ઞાનીને મરણ વખતે સાવધાનતાથી જ્ઞેય એવા બ્રહ્મનુ સ્મરણ હોવાની અપેક્ષા નથી હોતી, પણ ઉપાસકને તો ધ્યેય એવા બ્રહ્મના સ્વરૂપની મરણ સમયે સ્મૃતિ હોવાની જરૂર છે, કેમ કે—

(૧) જે ધ્યેયનું પૂર્વે ધ્યાન કર્યું છે, તે ધ્યેયનુ સ્મરણ મરણકાળે થાય, તો જ ઉપાસનાનુ ફળ મળે છે.

(૨) વળી જેમ ધ્યેયનુ સ્મરણ મરણકાળે હોવુ જોઈએ, તેમ તે ધ્યેય બ્રહ્મને પામવાનો જે માર્ગ પાછળ પાચમા તરંગમા કહ્યો છે, તેનુ પણ સ્મરણ ઉપાસકને હોવુ જોઈએ, કેમ કે માર્ગચિંતન એ પણ ઉપાસનાનુ અંગ છે.

જ્ઞાન માટે શ્રવણ કરવામા દેશ, કાળ, આસન વગેરે અમુક તરેહના જ

જોઈએ એવો કોઈ નિયમ નથી પણ ધ્યાનમા તો ઉત્તમ દેશ (જગા), નિરતર (નચમા અતરાનગરતો) કાળ અને સિદ્ધાસનાદિક આસનની અપેક્ષા હોય છે, માટે ગગાતટના ઉત્તમ પ્રદેશમા અને યોગશાસ્ત્રમા કહેલી રીતે અદૃષ્ટિનો દેહપાત થયો એમ કહ્યુ છે

### તર્કદૃષ્ટિનો નિશ્ચય : સઘળાં શાસ્ત્રો બ્રહ્મજ્ઞાનના હેતુ છે

**तर्कदृष्टि पुनि तीसरो, लहि गुरुमुख उपदेश ।**
**अष्टादश प्रस्थान जिन, अवगाहन करी वेश ॥ २० ॥**
**जेती वाणी वेखरी, ताको अल पिछान ।**
**हेतु मुक्तिको ज्ञान लखि, अद्वय निश्चय ज्ञान ॥ २१ ॥**

**ત્રીજો શિષ્ય તર્કદૃષ્ટિ હતો તેણે ગુરુના મુખનો ઉપદેશ સાભળીને વિદ્યાના અઢાર પ્રસ્થાનમા પ્રવીણતા મેળવી, અને જેટલી વૈખરી વાણી છે, તે સઘળીનું સપૂર્ણ જ્ઞાન મેળવ્યુ છેવટે મુક્તિનો હેતુ જ્ઞાન છે, એમ નિશ્ચય કરી અદ્વૈત જ્ઞાનનો નિશ્ચય કર્યો ૨૦,૨૧**

**ટીકા—** દોહાનુ તાત્પર્ય એમ છે, કે ત્રીજા શિષ્ય તર્કદૃષ્ટિએ ગુરુ દ્વારા ઉપદેશનુ શ્રવણ કરી તે સાભળેલા અર્થમા બીજા શાસ્ત્રોનો વિરોધ દૂર કરવા માટે બધા શાસ્ત્રોના અભિપ્રાય જાણી લેવા જોઈએ, એમ ધારીને તે બધા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને પછી આવો નિશ્ચય કર્યો

(૧) સઘળા શાસ્ત્રોનુ પરમ પ્રયોજન મોક્ષ છે
(૨) મોક્ષનુ સાધન જ્ઞાન છે
(૩) તે જ્ઞાન અદ્વય બ્રહ્મના નિશ્ચયરૂપ છે
(૪) ભેદનો નિશ્ચય એ યથાર્થ જ્ઞાન નથી
(૫) તમામ શાસ્ત્રો સાક્ષાત્ અથવા પરપરાથી બ્રહ્મજ્ઞાનના હેતુ છે

શકા—સસ્કૃત વૈખરી વાણીના અઢાર પ્રસ્થાન છે તેમા—
(૧) કેટલાક તો કર્મનુ પ્રતિપાદન કરે છે
(૨) કેટલાક વિષયસુખના ઉપાયોનુ પ્રતિપાદન કરે છે
(૩) કેટલાક બ્રહ્મથી ભિન્ન દેવોની ઉપાસનાનુ પ્રતિપાદન કરે છે—એમ કરે છે
(૪) તે જ પ્રમાણે ન્યાય સાખ્ય આદિ જે શાસ્ત્રો છે તે પણ ભેદનો જ યથાર્થ જ્ઞાન કહે છે

માટે બધા શાસ્ત્રો અદ્વૈત બ્રહ્મના બોધક છે એમ કહેવાય નહિ

સમાધાન—તો પણ બધા શાસ્ત્રોના કર્તા સર્વજ્ઞ મુનિઓ હતા અને તેઓ કૃપાળુ હતા માટે તેમણે કરેલા મૂળ સૂત્રોનો તો વેદાનુસરતો જ અર્થ છે પણ તે સૂત્રોનુ વ્યાખ્યાન કરનારાઓએ ભ્રમમા પડી જઈને મૂળ સૂત્રકારોના અભિપ્રાયથી વિલક્ષણ અર્થ કર્યો છે, માટે તે સૂત્રોના અર્થ વેદથી વિરુદ્ધ નથી, પણ વેદાનુસરતો જ અર્થ છે એ રીતે તર્કદૃષ્ટિએ ઉત્તમ સસ્કારને લીધે નક્કી કર્યું છે

## સંસ્કૃત વૈખરી વાણીનાં અઢાર પ્રસ્થાન

**અઢાર પ્રસ્થાન**—વૈખરી વાણીરૂપ વિદ્યાના અઢાર ભેદ છે, તેને 'પ્રસ્થાન' કહે છે. ચાર વેદ, ચાર ઉપવેદ, ૭ વેદાંગ, પુરાણ, ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર એ અઢાર પ્રસ્થાનનાં નામ છે.

### ચારે વેદોનું બ્રહ્મજ્ઞાનમાં તાત્પર્ય

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદ છે; તેમાં—

(૧) કેટલાંક વચનો જ્ઞેય બ્રહ્મનું બોધન કરે છે.

(૨) કેટલાંક વચનો ધ્યેય બ્રહ્મનું બોધન કરે છે.

(૩) બાકીનાં વચનો કર્મનું બોધન કરે છે.

**(૧) કર્મબોધક વેદનું પણ નિવૃત્તિમાં તાત્પર્ય છે**—જે કર્મનાં બોધક વેદવચન છે, તેનું પણ અંતઃકરણ-શુદ્ધિ દ્વારા જ્ઞાન જ પ્રયોજન છે. પ્રવૃત્તિમાં કોઈ પણ વેદવચનનો અભિપ્રાય નથી, પણ મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિઓમાં જે નિષિદ્ધ પ્રવૃત્તિઓ છે, તેને રોકવામાં તે વચનોનો અભિપ્રાય છે; માટે અભિચારાદિ કર્મનું પ્રતિપાદન કરનાર જે અથર્વવેદ છે, તેનું પણ નિવૃત્તિમાં તાત્પર્ય છે. જેઓ દ્વેષથી શત્રુનો નાશ કરવા પ્રવૃત્ત થાય છે, તેઓ પોતાના શત્રુઓને ઝેર આપી અથવા અગ્નિ મૂકી મારે નહિ, એટલા માટે શ્યેન યાગાદિક અભિચાર કર્મ કહેવામાં આવ્યાં છે. શત્રુઓને મારવા માટે જે કર્મ, તે **અભિચાર** કહેવાય છે. શ્યેન નામનો એક યજ્ઞ છે, તે અભિચાર કર્મ કહેવાય છે.

શ્યેન યાગનાં બોધક જે વેદવચનો છે તેનો એવો અર્થ નથી, કે શત્રુને મારવાની ઇચ્છાવાળાએ શ્યેન યાગ કરવા પ્રવૃત્ત થવું; પણ તેનો એવો અર્થ છે, કે શત્રુને મારવાની જેની ઇચ્છા હોય, તેણે શ્યેન યાગથી ભિન્ન એવા જે ઝેર દેવું વગેરે શત્રુને મારવાના ઉપાયો છે તેમાં પ્રવૃત્ત થવું નહિ. આ રીતે દ્વેષથી સૂઝી આવેલી જે ઝેર દેવા વગેરેની પ્રવૃત્તિ, તેમાંથી નિવૃત્ત કરવાનો શ્યેન યાગ બોધક વચનોનો અભિપ્રાય છે—પ્રવૃત્ત કરવાનો અભિપ્રાય નથી, કેમ કે એવી પ્રવૃત્તિ તો દ્વેષથી પ્રાપ્ત થયેલી છે; અને જે અન્યથી પ્રાપ્ત થયેલું હોય, તેમાં વિધિવાક્યનો અભિપ્રાય હોય નહિ.

**(૨) વિધિવાક્યોનું નિવૃત્તિમાં તાત્પર્ય છે, તેનાં ઉદાહરણો**

જેમ—**ક.** પરણેલી સ્ત્રીનો સંગ કરવો.

**ખ.** ઋતુમતી ભાર્યાનો સંગ કરવો.

**ગ.** હોમ કરતાં વધેલું (માંસ) ખાવું.

**ઘ.** સૂત્રામણિ યાગમાં સુરાપાન કરવું.

ઇત્યાદિ વેદનાં વિધિવચનો છે, તેમાંથી પહેલા વાક્યનો અભિપ્રાય—

**ક.** સ્વાભાવિક કામવાસનારૂપ રાગ(પ્રીતિ)થી પ્રાપ્ત થયેલી હરકોઈ સ્ત્રીનો સંગ કરવાને પ્રવૃત્ત થવું એમ કહેવાનો હેતુ નથી; પણ પરણેલી સ્ત્રીનો જ સંગ કરવો અને બીજી (પરણ્યાવગરની) સ્ત્રીનો સંગ ન કરવો, એમ નિવૃત્તિ કરાવવાનો અભિપ્રાય છે. તેમ જ બીજા વાક્યનો—

**ખ** પરણેની સ્ત્રીનો પણ ઋતુકાળમાં જ સંગ કરવો, પણ સર્વદા સંગ ન કરવો એમ નિવૃત્તિમાં જ અભિપ્રાય છે

**ગ** ત્રીજા વાક્યનો અભિપ્રાય જેઓ સર્વદા માંસ ખાતા હોય, તેમની તે પ્રવૃત્તિને રોકી માત્ર યજ્ઞ કર્યા પછી હોમતાં શેષ રહેલું માંસ જ ખાવું એમ કહીને માંસ ખાવાની પ્રવૃત્તિનું નિવારણ કરવાનો અભિપ્રાય છે

અને એ જ પ્રમાણે—

**ઘ** ચોથા વાક્યમાં સ્વાભાવિક રાગથી પ્રાપ્ત જે મદ્યપાન, તેને રોકી માત્ર સૂત્રામણિ યાગમાં જ મદ્ય પીવું, એમ કહીને તેમાંથી નિવૃત્તિ કરવાનો અભિપ્રાય છે

**(૩) પરિસંખ્યા વિધિનું સ્વરૂપ**—આવી રીતે વેદના વિધિ વચનોનો અન્ય (સ્વાભાવિક) રાગથી પ્રાપ્ત જે સર્વ સ્ત્રીઓનો સંગ અથવા પરણેની સ્ત્રીનો સર્વદા સંગ અથવા મદ્ય-માંસનું સેવન એ સર્વમાં પ્રવૃત્તિ કરાવવાનો અભિપ્રાય નથી પણ તે સર્વમાં જે સ્વાભાવિક પ્રવૃત્તિ છે, તેનો સંકોચ કરીને નિવૃત્તિમાં અભિપ્રાય છે એવા વેદ વાક્યોને **પરિસંખ્યા વિધિ** કહે છે માટે ઉપરના વેદવાક્યો પણ પરિસંખ્યા વિધિરૂપ છે—નિયમવિધિરૂપ અથવા અપૂર્વ વિધિરૂપ નથી

એ જ રીતે શ્યેનયાગનું બોધક વેદવચન પણ અન્ય(દ્વેષ) થી પ્રાપ્ત જે શત્રુનું મારણ તેમાં પ્રવૃત્ત કરાવવાના અભિપ્રાયવાળું નથી, પણ દ્વેષથી ઊપજેલી તે સ્વાભાવિક પ્રવૃત્તિને રોકી શત્રુને ઝેર વગેરે આપવાથી નિવૃત્તિ કરવાના અભિપ્રાયવાળું છે માટે શ્યેનયાગ-બોધક વચન પણ **પરિસંખ્યા વિધિ** છે

અન્યથી પ્રાપ્ત થયેલા અર્થનો સંકોચ કરવા માટે કહેલું વેદવચન **પરિસંખ્યારૂપ** કહેવાય છે

આ રીતે આખા અથર્વવેદનું નિવૃત્તિમાં તાત્પર્ય છે અને ત્રણે વેદોમાં કર્મબોધક વાક્યોનો અંતઃકરણની શુદ્ધિ દ્વારા જ્ઞાનમાં ઉપયોગ સ્પષ્ટ છે

**ચારે ઉપવેદનું બ્રહ્મજ્ઞાનમાં તાત્પર્ય**

ઉપવેદ ચાર છે આયુર્વેદ ધનુર્વેદ, ગાંધર્વવેદ અને અર્થવેદ. તેમાં

**(૧) આયુર્વેદના** કર્તા બ્રહ્મા પ્રજાપતિ અશ્વિનિકુમાર, ધન્વન્તરિ આદિક છે ચરક, વાગ્ભટાદિ ચિકિત્સાશાસ્ત્ર પણ આયુર્વેદ છે અને વાત્સ્યાયન કૃત કામશાસ્ત્રનો પણ આયુર્વેદમાં જ સમાવેશ થાય છે કેમ કે કામશાસ્ત્રનો વિષય જે વાજીકરણ રસાયન આદિક તેનું ચરક વગેરેએ પોતાના વૈદ્યક ગ્રંથોમાં કથન છે તે આયુર્વેદનો વૈરાગ્યમાં જ અભિપ્રાય છે કેમ કે આયુર્વેદની રીતે રોગાદિકની નિવૃત્તિ થયા પછી પણ ફરી રોગાદિક ઉત્પન્ન થાય છે માટે લૌકિક ઉપાયો તુચ્છ છે, એ અર્થમાં **આયુર્વેદનો અભિપ્રાય** છે વળી ઔષધનું દાન કરવા વગેરેથી પુણ્ય થઈને અંતઃકરણની શુદ્ધિ થાય તે દ્વારા પણ એ વેદનો જ્ઞાનમાં ઉપયોગ છે

**(૨) વિશ્વામિત્રકૃત ધનુર્વેદમાં** આયુધનું નિરૂપણ કર્યું છે આયુધ ચાર પ્રકારનાં છે મુક્ત અમુક્ત મુક્તામુક્ત અને યંત્રમુક્ત

क. હાથથી ફેંકવાના ચક્ર વગેરે **મુક્ત** કહેવાય છે.

ख. તરવાર વગેરે **અમુક્ત** કહેવાય છે.

ग. બરછી વગેરે **મુક્તામુક્ત** કહેવાય છે.

घ. તીર, ગોળી વગેરે **યંત્રમુક્ત** કહેવાય છે.

આ રીતે ચાર પ્રકારનાં આયુધ છે. તેમાં મુક્ત આયુધને **અસ્ત્ર** કહે છે અને અમુક્તને **શસ્ત્ર** કહે છે.

એ ચારે પ્રકારનાં આયુધોના બ્રહ્મા, વિષ્ણુ, પ્રજાપતિ, પશુપતિ, અગ્નિ, વરુણ આદિક દેવતા કહેવામાં આવે છે તથા તેમના મંત્ર પણ હોય છે. ક્ષત્રિયપુત્રો તે આયુધોના અધિકારી હોય છે તથા તેમને અનુસરનારા બ્રાહ્મણો પણ અધિકારી હોય છે. તે અધિકારીઓના ચાર પ્રકાર છેઃ (૧) પદાતિ, (૨) રથારૂઢ, (૩) અશ્વારૂઢ, (૪) ગજારૂઢ. વળી યુદ્ધમાં જતી વખતે શકુન જોવાં જોઈએ, મંગળ કેવું કરવું, એ વાતો પણ ધનુર્વેદના ગ્રંથોમાં લખેલી હોય છે.

क. ઉપર કહી તે બધી વાતો ધનુર્વેદના પ્રથમ પાદમાં કહેલી છે.

ख. આચાર્યનું લક્ષણ તથા આચાર્ય પાસેથી શસ્ત્રો ગ્રહણ કરવાની રીત, એ બધું ધનુર્વેદના દ્વિતીય પાદમાં કહેલું છે.

ग. ગુરુસંપ્રદાયથી પ્રાપ્ત થયેલા શસ્ત્રોનો અભ્યાસ તથા મંત્રસિદ્ધિ અને દેવતાસિદ્ધિનો પ્રકાર તૃતીય પાદમાં કહેલો છે.

घ. સિદ્ધ થયેલા મંત્રોનો પ્રયોગ ચતુર્થ પાદમાં કહ્યો છે.

એટલો અર્થ ધનુર્વેદમાં કહેલો છે. તે બ્રહ્મા તથા પ્રજાપતિ આદિ પાસેથી વિશ્વામિત્રને પ્રાપ્ત થયો હતો અને તેમણે તે પ્રકટ કર્યો છે. વિશ્વામિત્રથી ધનુર્વેદ ઉત્પન્ન થયો નથી.

દુષ્ટ, ચોર વગેરેથી પ્રજાનું રક્ષણ કરવારૂપ ક્ષત્રિયના ધર્મનો બોધ કરનારો ધનુર્વેદ છે, માટે તેનો પણ અંતઃકરણની શુદ્ધિ વડે જ્ઞાનપ્રાપ્તિ દ્વારા મોક્ષમાં જ અભિપ્રાય છે.

**(૩) ગાંધર્વવેદ** ભરતમુનિએ પ્રકટ કર્યો છે. તેમાં સ્વર, તાન, મૂર્છના આદિક ગીત, નૃત્ય, વાદ્ય વગેરેનું નિરૂપણ વિસ્તારથી કરેલું છે. દેવતાનું આરાધન અને નિર્વિકલ્પ સમાધિની સિદ્ધિ, એ ગાંધર્વવેદનું પ્રયોજન કહ્યું છે, માટે તેનું પણ અંતઃકરણની એકાગ્રતાપૂર્વક જ્ઞાન દ્વારા મોક્ષમાં પ્રયોજન છે.

**(૪) અર્થવેદ** પણ નાના પ્રકારનો છે. નીતિશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, સૂપશાસ્ત્ર આદિ ધનપ્રાપ્તિના ઉપાયનું બોધક શાસ્ત્ર અર્થવેદ (કે સ્થાપત્યવેદ) કહેવાય છે. ધનપ્રાપ્તિના સઘળા ઉપાયોમાં નિપુણ પુરુષને પણ ભાગ્ય વિના ધનની પ્રાપ્તિ થતી નથી, માટે અર્થવેદનું પણ વૈરાગ્યમાં તાત્પર્ય છે.

### વેદનાં છ અંગનું પ્રયોજન

ચાર વેદના છ અંગ છે (૧) શિક્ષા, (૨) કલ્પ, (૩) વ્યાકરણ, (૪) નિરુક્ત, (૫) જ્યોતિષ અને (૬) પિંગળ—એ છ વેદને ઉપયોગી હોવાથી વેદના અંગ કહે-

**(૧) શિક્ષા**—શિક્ષાના કર્તા પાણિનિ મુનિ છે. વેદના શબ્દોમાં અક્ષરોના સ્થાનનું જ્ઞાન અને ઉદાત્ત, અનુદાત્ત તથા સ્વરિતનું જ્ઞાન શિક્ષાથી થાય છે. વેદના વ્યાખ્યાનરૂપ જે અનેક પ્રતિશાખા નામે ગ્રંથ છે, તેનો પણ શિક્ષામાં સમાવેશ થાય છે.

**(૨) કલ્પ**—વેદમાં કહેલાં કર્મો કરવાની રીત કલ્પસૂત્રોથી જાણવામાં આવે છે. યજ્ઞ કરાવનારા બ્રાહ્મણોને ઋત્વિક્ કહે છે. તેમને કરવાનાં જે જુદાં-જુદાં કર્મ, તેના પ્રકાર કલ્પસૂત્રમાંથી જાણવામાં આવે છે. તે કલ્પસૂત્રોના કર્તા કાત્યાયન, આશ્વલાયન વગેરે મુનિઓ છે; માટે કલ્પસૂત્ર પણ વેદને ઉપયોગી હોવાથી વેદનું અંગ કહેવાય છે.

**(૩) વ્યાકરણ**—વ્યાકરણથી વેદના શબ્દોની શુદ્ધતાનું જ્ઞાન થાય છે. તે વ્યાકરણના સૂત્રરૂપે આઠ અધ્યાય પાણિનિ મુનિએ રચેલા છે. કાત્યાયન અને પતંજલિ મુનિએ તે સૂત્રોના વ્યાખ્યાનરૂપ વાર્તિક અને ભાષ્ય રચેલાં છે. બીજાં પણ કેટલાંક વ્યાકરણો પંડિતોએ રચેલાં છે, તેમાં વેદના શબ્દોનો વિચાર નથી; માટે તે પુરાણાદિકને તો ઉપયોગી છે, પરંતુ વેદને ઉપયોગી નથી; અને પાણિનિકૃત વ્યાકરણ વેદના શબ્દોને સિદ્ધ કરે છે, માટે તે વેદનું અંગ છે.

**(૪) નિરુક્ત**—યાસ્ક નામે મુનિએ તેર અધ્યાયરૂપ નિરુક્ત નામે ગ્રંથ રચ્યો છે. તેમાં વેદના મંત્રોમાં જે અપ્રસિદ્ધ શબ્દો આવ્યા છે, તેનો અર્થ સમજાવવાના હેતુથી તે શબ્દોનું નિરૂપણ કરેલું છે. એ રીતે વેદના અપ્રસિદ્ધ શબ્દોના અર્થજ્ઞાનમાં ઉપયોગી હોવાથી નિરુક્ત પણ વેદનુ અંગ છે.

સંજ્ઞા(એટલે નામ)નો બોધક પાંચ અધ્યાયનો **નિઘંટુ** નામે ગ્રંથ પણ યાસ્ક મુનિએ કર્યો છે, તેનો સમાવેશ પણ નિરુક્તમાં જ કરવામાં આવે છે. વળી અમરસિંહ, હેમચંદ્ર આદિક પંડિતોએ સંજ્ઞાના બોધક જે કોષ કર્યા છે. તે સઘળાનો સમાવેશ પણ નિરુક્તમાં જ થઈ શકે.

**(૫) જ્યોતિષ**—આદિત્ય અને ગર્ગ વગેરેએ કરેલા જ્યોતિષના ગ્રંથો પણ વેદનું અંગ છે; કેમ કે વૈદિક કર્મના આરંભમાં કાળનું જ્ઞાન આવશ્યક છે. તે કાળજ્ઞાન જ્યોતિષથી થાય છે, માટે તેને વેદનું અંગ કહ્યું છે.

**(૬) છંદશાસ્ત્ર**—પિંગળ મુનિએ સૂત્રરૂપ આઠ અધ્યાયથી છંદોનું નિરૂપણ કર્યું છે. તેનાથી ગાયત્રી વગેરે વૈદિક છંદોનુ જ્ઞાન થાય છે; માટે પિંગળકૃત સૂત્ર પણ વેદનું અંગ છે.

*આ છ જે વેદનાં અંગ છે, તેમાં જે અર્થો વેદને ઉપયોગી નથી, તેનું* પણ પ્રસંગોપાત નિરૂપણ કરવામાં આવ્યું છે, પણ પ્રધાનપણે નિરૂપણ કર્યું નથી; માટે વેદનું જે પ્રયોજન છે, તે જ વેદાંગોનું પણ પ્રયોજન છે—વેદથી ભિન્ન તેમનું પ્રયોજન નથી.

### અઢાર પુરાણ તથા ઉપપુરાણ

પુરાણો અઢાર છે અને તે વ્યાસ નામે મુનિએ કરેલાં છે. તેમનાં નામ: (૧)બ્રાહ્મ, (૨)પાદ્મ, (૩)વૈષ્ણવ, (૪)શૈવ, (૫)ભાગવત, (૬)નારદીય,

(૭) માર્કંડેય, (૮) આગ્નેય, (૯) ભવિષ્ય, (૧૦) બ્રહ્મવૈવર્ત, (૧૧) લિંગ, (૧૨) વારાહ, (૧૩) સ્કંદ, (૧૪) વામન, (૧૫) કૌર્મ, (૧૬) માત્સ્ય, (૧૭) ગારુડ, (૧૮) બ્રહ્માંડ.

ગણેશપુરાણ વગેરે બીજાં પણ ઘણાં પુરાણો છે તે ઉપપુરાણ કહેવાય છે. ઉપપુરાણ પણ અઢાર છે એમ કોઈ કહે છે, પણ એવો નિયમ નથી, કેમકે ઉપપુરાણો તો ઘણાં છે

ભાગવત બે છે એક વૈષ્ણવ ભાગવત છે અને બીજું ભગવતી ભાગવત છે બન્નેના શ્લોકોની સંખ્યા સમાન એટલે અઢાર હજાર છે અને બન્નેના બાર સ્કંધ છે, પરંતુ તેમાંથી એક પુરાણ છે અને બીજું ઉપપુરાણ છે બન્ને વ્યાસમુનિના કરેલાં છે, માટે બન્ને પ્રમાણભૂત છે

જેમ વ્યાસે પુરાણો કર્યાં છે, તેમ ઉપપુરાણો પણ કોઈક વ્યાસે કરેલાં છે કોઈક ઉપપુરાણ પરાશર આદિ બીજા સર્વજ્ઞ મુનિઓએ કર્યાં છે, માટે ઉપપુરાણ પણ પ્રમાણભૂત છે

જે અર્થ ઉપનિષદોનો છે, તે જ અર્થ ઉપપુરાણ સહિત પુરાણોનો પણ છે

### ન્યાય અને વૈશેષિક સૂત્રોનું ફળ

ગૌતમ મુનિએ પાંચ અધ્યાયરૂપ ન્યાયસૂત્રનો ગ્રંથ રચ્યો છે. તેમાં યુક્તિપ્રધાન છે યુક્તિઓનો વિચાર કરવાથી મનુષ્યની બુદ્ધિ તીવ્ર થાય છે, ત્યારે તે મનન કરવામાં સમર્થ થાય છે, માટે યુક્તિપ્રધાન ન્યાયસૂત્રોનું પણ મનન દ્વારા વેદાન્તજન્ય જ્ઞાન એ જ ફળ છે.

કણાદ મુનિએ દસ અધ્યાયરૂપ વૈશેષિક સૂત્રો કર્યાં છે, તેનો પણ ન્યાયમાં જ સમાવેશ થાય છે

### મીમાંસા અને સંકર્ષણ કાંડનું ફળ

મીમાંસા શાસ્ત્રના બે ભેદ છે એક **ધર્મમીમાંસા** અને બીજી **બ્રહ્મમીમાંસા.**

(૧) ધર્મમીમાંસાને પૂર્વમીમાંસા કહે છે (એમાં ધર્મ વિષે વિચાર કર્યો છે)

(૨) બ્રહ્મમીમાંસાને ઉત્તરમીમાંસા કહે છે (એમાં બ્રહ્મ સંબંધી વિચાર કરવામાં આવ્યો છે)

(૧) ધર્મમીમાંસાના બાર અધ્યાય છે જૈમિનિ નામે તેના કર્તા છે તેમાં કર્મ કરવાની રીતિ પ્રતિપાદન કરેલી છે, માટે વિધિપૂર્વક કર્મમાં પ્રવૃત્તિ એ ધર્મમીમાંસાનું ફળ છે કર્મમાં પ્રવૃત્તિ કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે, અંતઃકરણની શુદ્ધિથી જ્ઞાન થાય છે અને જ્ઞાનથી મોક્ષ થાય છે, એ રીતે ધર્મમીમાંસાનું મોક્ષફળ છે

ધર્મમીમાંસાના બાર અધ્યાય-અક્ષરઅક્ષર અર્થનો ભેદ છે, તે સમજવો કઠણ હોવાથી અહીં લખ્યો નથી

જૈમિનિએ વળી સંકર્ષણ કાંડ નામે પાંચ અધ્યાયનો ગ્રંથ રચ્યો છે તેમાં ઉપાસનાનું કથન કર્યું છે, એનો પણ ધર્મમીમાંસામાં અંતર્ભાવ છે

(૭) બ્રહ્મમીમાંસાના ચાર અધ્યાય છે તેના કર્તા વ્યાસ છે એકએક અધ્યાયના ચારચાર પાદ છે.

क બધા જ ઉપનિષદ વાક્યો બ્રહ્મનુ જ પ્રતિપાદન કરે છે—બીજા કશાનુ પ્રતિપાદન કરતાં નથી, એ વાત પહેલા અધ્યાયમા છે.

ख ઉપનિષદના વચનોનો મંદબુદ્ધિવાળા મનુષ્યોને અંદરઅંદર વિરોધ હોય એવુ દેખાય છે. એ વિરોધનો પરિહાર બીજા અધ્યાયમા કરેલો છે

ग ત્રીજા અધ્યાયમા જ્ઞાન તથા ઉપાસનાના સાધનોનો વિચાર કરેલો છે

घ ચોથા અધ્યાયમા જ્ઞાન તથા ઉપાસનાના ફળનુ પ્રતિપાદન કર્યું છે

આ બ્રહ્મમીમાંસાને શારીરિક શાસ્ત્ર પણ કહે છે, કેમ કે એમા શરીર (એટલે જીવ)નો વિચાર કરેલો છે એ શાસ્ત્ર જ બધા શાસ્ત્રોમા મુખ્ય છે અને મુમુક્ષુ પુરુષોએ એ જ ગ્રહણ કરવા જેવુ છે તેના ઉપર વ્યાખ્યાનના ગ્રંથો ઘણા છે, તથાપિ શંકરકૃત ભાષ્યરૂપ વ્યાખ્યાન જ મુમુક્ષુઓએ શ્રવણ કરવા જેવુ છે તેનુ જ્ઞાન થવાથી મોક્ષફળ સ્પષ્ટ જ છે

**સ્મૃતિ આદિ ગ્રંથોના કર્તાઓ અને પ્રયોજન**

મનુ, યાજ્ઞવલ્ક્ય, વિષ્ણુ, યમ, અંગિરા વસિષ્ઠ, દક્ષ, સંવર્ત, શાતાતપ પરાશર, ગૌતમ, શંખ, લિખિત, હારિત, આપસ્તંબ, શુક્ર, બૃહસ્પતિ, વ્યાસ કાત્યાયન, દેવલ, નારદ ઇત્યાદિક સર્વજ્ઞ મુનિઓએ વેદઅનુસાર સ્મૃતિ નામે ગ્રંથો લખ્યા છે, તેને ધર્મશાસ્ત્ર કહે છે તેમા વર્ણ અને આશ્રમના કાયિક, વાચિક અને માનસિક ધર્મ કહ્યા છે તેનું પણ અંતઃકરણ શુદ્ધિ દ્વારા જ્ઞાન થઈને મોક્ષ એ જ પ્રયોજન છે

તેમ જ વ્યાસમુનિએ મહાભારત અને વાલ્મીકિએ રામાયણ રચ્યુ છે, તેનો પણ ધર્મશાસ્ત્રમા જ સમાવેશ થાય છે

દેવતાઓનું આરાધન કરવાને જે સ શાસ્ત્ર છે, તેનો પણ ધર્મશાસ્ત્રમા અંતર્ભાવ થાય છે દેવતાઓના આરાધનનુ પ્રયોજન પણ અંતઃકરણની શુદ્ધિ છે

તે જ પ્રમાણે સાંખ્યશાસ્ત્ર, યોગશાસ્ત્ર, વૈષ્ણવતંત્ર, શૈવતંત્ર વગેરેનો પણ ધર્મશાસ્ત્રમા સમાવેશ થાય છે કેમ કે એમા પણ માનસકર્મનુ (ઉપાસનાનુ) નિરૂપણ છે.

**સાંખ્યશાસ્ત્રનું ફળ**

છ અધ્યાયરૂપ સાંખ્યશાસ્ત્ર કપિલમુનિએ કહેલુ છે તેના—

(૧) પ્રથમ અધ્યાયમા પ્રતિપાદ્ય વિષયનું નિરૂપણ કર્યું છે.

(૨) બીજા અધ્યાયમા પ્રધાનના કાર્ય, મહત્તત્ત્વ, અહંકાર આદિનુ નિરૂપણ કર્યું છે

(૩) ત્રીજા અધ્યાયમા વિષયોથી વૈરાગ્ય કહ્યો છે.

(૪) ચોથા અધ્યાયના વિરક્ત પુરુષોની આખ્યાયિકાઓ કહી છે

(૫) પાંચમા અધ્યાયમા પરપક્ષનુ ખંડન કર્યુ છે

(૬) છઠ્ઠા અધ્યાયમા બધા અર્થનો સંક્ષેપના સંગ્રહ કર્યો ।

પ્રકૃતિ-પુરુષના વિવેકથી પરમાત્માનું અપરોક્ષ જ્ઞાન એ સાંખ્યશાસ્ત્રનું પ્રયોજન છે તેનું પણ **ત્વમ્** પદના લક્ષ્યાર્થના શોધન દ્વારા મહાવાક્યજન્ય જ્ઞાનમાં ઉપયોગ હોવાથી મોક્ષ એ જ ફળ છે

## યોગશાસ્ત્રનું ફળ અને શારીરક ઉક્તિ સાથે અવિરોધ

યોગશાસ્ત્રના ચાર પાદ છે તેના કર્તા પતંજલિ છે એ પતંજલિ શેષનો અવતાર છે એ ઋષિ અપ્રોપાસના કરતા હતા તેમની અંજલિમાં પ્રકટ થઈને તે પૃથ્વી પર પડ્યા, માટે પતંજલિ નામ પડ્યું છે તેમણે—

(૧) શરીરોના રોગરૂપી મળ દૂર કરવા ચિકિત્સા ગ્રંથ રચ્યા છે

(૨) અશુદ્ધ શબ્દના ઉચ્ચારણરૂપી જે વાણીનો મળ છે, તેનો નાશ કરવા તેમણે પાણિનિના વ્યાકરણ ઉપર મહાભાષ્ય રચ્યું છે

(૩) વિક્ષેપરૂપી અન્તઃકરણનો મળ છે, તેનો નાશ કરવા તેમણે યોગસૂત્રો રચ્યાં છે

(૧) યોગસૂત્રના પહેલા પાદમાં ચિત્તવૃત્તિના નિરોધરૂપ સમાધિ અને તેના સાધન અભ્યાસ વૈરાગ્યાદિક કહ્યાં છે

(૨) બીજા પાદમાં વિક્ષિપ્ત ચિત્તની સમાધિનાં સાધન—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ અંગ કહ્યાં છે

(૩) ત્રીજા પાદમાં યોગની વિભૂતિ કહી છે

(૪) ચોથા પાદમાં યોગનું ફળ મોક્ષ કહેલ છે

આ રીતે યોગશાસ્ત્ર [illegible] જ્ઞાનનું સાધન જે નિદિધ્યાસન તેની પ્રાપ્તિ કરી આપનાર હોવાથી મોક્ષનો હેતુ છે

શારીરક સૂત્રમાં જ સાંખ્યયોગનું ખંડન કર્યું છે અને તે ઉપનિષદોથી વિરુદ્ધ જે તે સૂત્રોનું વ્યાખ્યાન કરેલું છે તેનું ખંડન કર્યું છે સૂત્રોનું ખંડન કર્યું નથી ન્યાય વગેરેનું ખંડન પણ વિરુદ્ધ વ્યાખ્યાનનું જ છે

## પંચરાત્ર અને પાશુપત-તંત્ર વગેરેનું ફળ

નારદે પંચરાત્ર નામે તંત્ર રચ્યાં છે તેમાં વાસુદેવમાં અન્તઃકરણનું સ્થાપન કરવાનું કહ્યું છે તેનું પણ અન્તઃકરણની સ્થિરતાથી જ્ઞાન દ્વારા મોક્ષ એ જ ફળ છે તમામ વૈષ્ણવ ગ્રંથોનો પંચરાત્રમાં સમાવેશ થઈ જાય છે અને પંચરાત્રનો સમાવેશ ધર્મશાસ્ત્રમાં થાય છે

એ જ રીતે, પાશુપત તંત્રમાં પશુપતિનું આરાધન કહ્યું છે એ તંત્રના કર્તા પશુપતિ છે તેનું પણ અન્તઃકરણની સ્થિરતા દ્વારા મોક્ષસાધન જ્ઞાન એ જ ફળ છે

## શૈવગ્રંથાદિકનું ફળ તથા વામમાર્ગ

બધા શૈવગ્રંથો પાશુપત તંત્રમાં અંતર્ભૂત છે.

તે જ રીતે ગણેશ સૂર્ય અને દેવીની ઉપાસનાના ગ્રંથોનું પણ ચિત્તની સ્થિરતા દ્વારા જ્ઞાન ફળ છે અને તે સર્વનો પણ ધર્મશાસ્ત્રમાં અંતર્ભાવ છે

પરંતુ દેવીની ઉપાસનાના ગ્રંથોમાં બે સંપ્રદાય છે: એક દક્ષિણ સંપ્રદાય અને બીજો ઉત્તર સંપ્રદાય.

ઉત્તર સંપ્રદાયને વામમાર્ગ કહે છે. તેમાં—

દક્ષિણ સંપ્રદાયની રીતે જે ગ્રંથમાં દેવીની ઉપાસના છે, તે તો ધર્મશાસ્ત્રમાં અંતર્ભૂત છે.

અને વામમાર્ગ જે ગ્રંથોમાં છે, તે ધર્મશાસ્ત્રથી વિરુદ્ધ છે માટે અપ્રમાણ છે.

જો કે વામતંત્ર શિવજીએ કરેલો છે, તથાપિ સઘળાં શાસ્ત્ર અને વેદથી વિરુદ્ધ છે, માટે તે પ્રમાણ નથી.

જેમ વિષ્ણુના બુદ્ધ અવતારે નાસ્તિક ગ્રંથ કર્યા છે, તે વેદવિરુદ્ધ છે; માટે પ્રમાણ નથી, તેમ શિવકૃત વામતંત્ર પણ અત્યંત વિરુદ્ધ હોવાથી પ્રમાણ નથી. મદિરાદિક અત્યંત અશુદ્ધ પદાર્થોનું ગ્રહણ કરવાનું તેમાં કહ્યું છે. વળી તેમાં જે ઉત્તમ પદાર્થોનાં નામ જોવામાં આવે છે, તે લોકોને ઠગવા માટે મલિન પદાર્થોને બદલે આપવામાં આવ્યાં છે. જેમ કે મદિરાનું નામ તીર્થ, માંસનું નામ શુદ્ધ, મદિરાપાત્રનું નામ પદ્મ, ડુંગળીનું નામ વ્યાસ, લસણનું નામ શુકદેવ અને મદિરા વેચનાર કલાલનું નામ દીક્ષિત કર્યું છે; તેમ જ વેશ્યાનું સેવન કરનાર તથા ચામડિયણ આદિક ચાંડાળણીનું સેવન કરનારને પ્રયાગસેવી તથા કાશીસેવી કહે છે; અને ભૈરવીચક્રમાં (મંડળમાં) સ્થિત જે ચાંડાલાદિક છે, તેમને બ્રાહ્મણ કહે છે. અત્યંત વ્યભિચારિણીને યોગિની અને વ્યભિચારીને યોગી કહે છે. એવો અનેક પ્રકારનો તેમનો નિષિદ્ધ વ્યવહાર છે. વળી પૂજનને સમે અનેક દોષવાળી સ્ત્રીને ઉત્તમ શક્તિ કરે છે. જાતની ચાંડાળણી, અતિ વ્યભિચારિણી અને રજસ્વલા સ્ત્રીને દેવી માનીને તેનું પૂજન કરે છે, તેનું ઉચ્છિષ્ટ મદિરાપાન કરે છે અને અધિક મદિરા પીવાથી તેને ઊલટી થાય, તો તેને પૃથ્વી ઉપર પડવા દેતા નથી, પણ આચાર્ય સહિત બીજાઓ સાવધાન થઈ તેનું ભક્ષણ કરે છે. ઊલટીને ભૈરવી કહે છે; અને......જમ લગાડીને મંત્રોનો જપ કરે છે. મદિરા, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈત્ર એ પાંચ પ્રકારનું ભોગ તથા મોક્ષ માટે સેવન કરે છે. પહેલા ત્રણ પ્રકારનો અપ્રસિદ્ધ નામથી વ્યવહાર કરે છે. એવો વામતંત્રનો બધો વ્યવહાર આલોક અને પરલોક બન્નેમાંથી ભ્રષ્ટ કરનાર છે. કેટલાક કાનફટા યોગીઓ, અવધૂત યોગીઓ, તેમ અનેક સંન્યાસી અને બ્રાહ્મણ વગેરે પણ વામમાર્ગનું સેવન કરે છે, તો પણ એ માર્ગ લોકમાં અને વેદમાં નિંદિત હોવાથી તેને ગુપ્ત રાખે છે!

વિશેષ શું કહીએ! વામતંત્રની રીતિ સાંભળીને મ્લેચ્છનાં પણ રુવાંડાં ઊભાં થઈ જાય, એવો નિંદિત એ વામતંત્ર છે. સર્વાંગી (સરભંગી) જે અભક્ષ્ય પદાર્થનું ભક્ષણ કરે છે, તે સઘળો નિંદિત માર્ગ વામતંત્રમાં કહેલો છે. તેમનો અતિ નીચ વ્યવહાર લખવા યોગ્ય નથી, માટે વિશેષ પ્રકાર લખ્યો નથી. સર્વથા વામતંત્ર ત્યજવા જેવો છે.

## નાસ્તિક મત

નાસ્તિક મત પણ ત્યજવા જેવો છે. નાસ્તિકના ૭ પ્રકાર છે:

(૧) માધ્યમિક, (૨) યોગાચાર, (૩) સૌત્રાંતિક, (૪) વૈભાષિક, (૫) ચાર્વાક અને (૬) દિગંબર. એ ૭. મતવાળા વેદને પ્રમાણ માનતા નથી. તેમનો પોતપોતાનો ભિન્નભિન્ન સિદ્ધાંત છે.

**(૧) માધ્યમિક** શૂન્યવાદી છે.

**(૨) યોગાચારના** મતમાં તમામ પદાર્થો વિજ્ઞાનથી ભિન્ન નથી; વિજ્ઞાન જ તત્ત્વ છે; તે વિજ્ઞાન ક્ષણિક છે.

**(૩) સૌત્રાંતિક** મતમાં વિજ્ઞાનનો આકાર બહારના પદાર્થરૂપ વિષય વિના હોઈ શકે નહિ, માટે (વિજ્ઞાન સિવાય) વિજ્ઞાનથી બહારના પદાર્થનું અનુમાન થઈ શકે છે. એ રીતે સૌત્રાંતિક મતમાં બહારના પદાર્થો પ્રત્યક્ષ નથી પણ અનુમાનનો વિષય છે અને સ્થિર નથી, પણ તમામ પદાર્થો ક્ષણિક છે.

**(૪) વૈભાષિક** મતમાં બહારના પદાર્થો ક્ષણિક તો છે, પણ પ્રત્યક્ષ પ્રમાણનો વિષય છે એટલો ભેદ છે.

એ ચારે મત બૌદ્ધના છે.

**(૫) ચાર્વાકના** મતમાં પદાર્થ ક્ષણિક નથી; પરંતુ તેના મતમાં દેહ એ જ આત્મા છે.

**(૬) દિગંબર** મતમાં દેહ આત્મા નથી, પણ આત્મા દેહથી ભિન્ન છે; પરંતુ દેહનું પરિમાણ (માપ) જેટલું હોય તેટલું જ આત્માનું પરિમાણ હોય છે.

એ રીતે બધા નાસ્તિકોનો પણ પોતપોતામાં મત ભેદ છે. બીજી પણ એમના પોતપોતાના મતમાં વિલક્ષણતા (તફાવત) બહુ છે; પણ તે બધા જ વેદના વિરોધી છે માટે નાસ્તિક છે. એ કારણથી જ તેમના મતનું ઉપપાદન અને ખંડન ખાસ કરીને લખ્યું નથી.

### સાહિત્યશાસ્ત્ર

વામમાર્ગના અને નાસ્તિકોના ગ્રંથો જો કે સંસ્કૃત ભાષામાં લખાયેલા છે, તથાપિ તે વેદ બાહ્ય છે, માટે વેદને અનુસરનારી વિદ્યાના પ્રસ્થાન પાછળ કહ્યાં તે પ્રમાણે અઢાર જ છે.

વળી મમ્મટ આદિ વિદ્વાનોએ જે સાહિત્યગ્રંથો કર્યાં છે, તેમનો પણ કામશાસ્ત્રમાં અંતર્ભાવ છે. તેમ સઘળાં કાવ્યોમાંથી પણ કોઈનો કામશાસ્ત્રમાં તો કોઈનો ધર્મશાસ્ત્રમાં અંતર્ભાવ સમજવો.

આ રીતે વિદ્યાનાં અઢાર પ્રસ્થાન છે તે બધા બ્રહ્મજ્ઞાન દ્વારા મોક્ષનાં હેતુ છે; કોઈ સાક્ષાત્ જ્ઞાનના હેતુ છે અને કોઈ પરંપરાથી જ્ઞાનના હેતુ છે, એ રીતે તર્કદૃષ્ટિએ સઘળા શાસ્ત્રના તાત્પર્યનો નિશ્ચય કર્યો.

યદ્યપિ ઉત્તરમીમાંસા વિના સઘળાં શાસ્ત્ર જિજ્ઞાસુએ તજવા જેવાં છે એમ શારીરક સૂત્રધારે તથા ભાષ્યકારે પ્રતિપાદન કર્યું છે; માટે તે વિના બીજાં શાસ્ત્રો મોક્ષનાં ઉપયોગી છે એમ કહેવું સંભવતું નથી; તથાપિ સારગ્રાહી દૃષ્ટિથી તર્કદૃષ્ટિએ આ રીતે સારનો નિશ્ચય કર્યો છે.

ગુણનું કાર્ય નથી. જો કેવળ સત્ત્વગુણનું કાર્ય અંતઃકરણ હોત, તો તે ચળ સ્વભાવવાળું ન હોવું જોઈએ, તેમ જ કામક્રોધાદિક રજોગુણની વૃત્તિઓ તથા મૂઢતા વગેરે તમોગુણની વૃત્તિઓ કોઈ પણ અંતઃકરણમાં ન હોવી જોઈએ માટે અંતઃકરણ કેવળ સત્ત્વગુણનું કાર્ય નથી, પણ જેમાં રજોગુણ, તમોગુણ અપ્રધાન છે. અને સત્ત્વગુણ પ્રધાન છે, એવા ભૂતોનું કાર્ય અંતઃકરણ છે, માટે અંતઃકરણમાં ત્રણે ગુણો રહેલા છે તે ત્રણે ગુણ પણ મનુષ્યોના જેટલાં અંતઃકરણો છે, તે બધામાં સરખા નથી, પણ ન્યૂનાધિક છે. એવી રીતે અંતઃકરણમાં ગુણોની ન્યૂનતા–અધિકતાને લીધે બધા સ્વભાવ ભિન્નભિન્ન જોવામાં આવે છે.

આ રીતે ત્રણે ગુણોનું કાર્ય અંતઃકરણ છે, માટે જ્યાં સુધી અંતઃકરણ હોય ત્યાં સુધી રજોગુણનું પરિણામ જે ઇચ્છા તેનો અભાવ સંભવે નહિ માટે 'જ્ઞાનીને ઇચ્છા થાય નહિ' એમ જ્યાં કહ્યું છે, ત્યાં તેનો અભિપ્રાય આ પ્રમાણે છે

અજ્ઞાની અને જ્ઞાની બન્નેને સરખી જ રીતે ઇચ્છા તો થાય છે પણ–

(૧) અજ્ઞાની તો ઇચ્છા આત્માનો ધર્મ છે, એમ સમજે છે

(૨) જ્ઞાનીને જે વખતે ઇચ્છા થાય છે, તે વખતે પણ તે આત્માનો ધર્મ છે એમ જાણતો નથી, પણ કામ, સંકલ્પ, સંદેહ, રાગ, દ્વેષ, શ્રદ્ધા, ભય, લજ્જા, ઇચ્છા વગેરે અંતઃકરણના જ પરિણામ છે, માટે તે અંતઃકરણના ધર્મ છે એમ જાણે છે.

આ રીતે જ્ઞાનીને ઇચ્છા થતા છતાં પણ જ્ઞાનીને ઇચ્છા વગેરે આત્માના ધર્મ દેખાતા નથી, માટે જ્ઞાનીને ઇચ્છાનો અભાવ કહ્યો છે

એ જ રીતે મન, વાણી અને શરીરથી જ્ઞાની જે વ્યવહાર કરે છે, તે વ્યવહાર આત્મા કરે છે એમ જ્ઞાનીને દેખાતું નથી પણ બધી ક્રિયાઓ મન, વાણી અને શરીર કરે છે અને આત્મા તો અસંગ છે, એવો જ્ઞાનીનો (અંતઃકરણ સહિત ચિદાભાસનો) નિશ્ચય હોય છે, માટે સર્વ વ્યવહારનો કર્તા છતાં પણ જ્ઞાની અકર્તા છે આ કારણથી જ શ્રુતિમાં કહ્યું છે કે 'જ્ઞાન થયા પછી કરેલા વર્તમાન શરીરના શુભાશુભ કર્મના ફળરૂપ પુણ્યપાપનો સંબંધ જ્ઞાનીની સાથે હોતો નથી ' પણ પ્રારબ્ધના બળથી અજ્ઞાનીની પેઠે તેના સઘળા વ્યવહાર અને તેની ઇચ્છાઓ સંભવે છે

### ભિન્નભિન્ન મતોનું પ્રતિપાદન: શુભસંતતિ રાજાનો ખેદ

શુભસંતતિ રાજાને ત્યજી ત્રણે પુત્રો નીકળ્યા, તે પછીની પુત્રોની કથા અહીં સુધી કહી, હવે તેમના પિતાએ શું કર્યું તે કહે છે

### શુભસંતતિનો વૃત્તાંત

દોહા—पुत्र गये लखि गेहते, पितु चित उपज्यो खेद ।
सुनो राज न तिनि तज्यो, नहि यथार्थ निर्वेद ॥ २६ ॥

પુત્રોને ઘેરથી ગયા જાણીને તેમના પિતાના મનમાં ખેદ

## જ્ઞાનીનો પ્રારબ્ધાનુસાર વ્યવહાર
## તર્કદૃષ્ટિનો એક વિદ્વાન સાથે મેળાપ

सुनि प्रसिद्ध विद्वान पुनि, मिल्यो आप तिहिं जाय ।
निश्चय अपनो ताहि तिहिं, दीनों सकल सुनाय ॥ २२ ॥
तर्कदृष्टिके बैन सुनि, सो बोल्यो बुध संत ।
जो मोसूं तैं यह कह्यो, सोइ मुख्य सिद्धंत ॥ २३ ॥
संशय सकल नशाय यों, लख्यो ब्रह्म अपरोक्ष ।
जग जान्यो जिन सब असत, तैसे बंध रु मोक्ष ॥ २४ ॥
शेष रह्यो प्रारब्ध यों, इच्छा उपजी येह ।
चलि तत्कालहि देखिये, जननिजनकयुत गेह ॥ २५ ॥

ગુરુ પાસેથી સાંભળેલા અર્થમાં બુદ્ધિની સ્થિરતા થવા માટે તર્કદૃષ્ટિએ સઘળાં શાસ્ત્રોના અભિપ્રાયનો વિચાર કર્યો, તો પણ વળી તેને સંદેહ થયો, કે 'શાસ્ત્રોનો અભિપ્રાય મેં નક્કી કર્યો છે તે જ હશે કે બીજો હશે?' આવો સંદેહ થવાનું કારણ એ જ કે તર્કદૃષ્ટિ કનિષ્ઠ અધિકારી હતો; તેથી જ એને વારંવાર કુતર્કથી સંદેહ થઈ આવતો હતો. તે સંદેહનું નિવારણ કરવા માટે—

એક પ્રસિદ્ધ વિદ્વાનનું નામ સાંભળી તર્કદૃષ્ટિ તેને જઈને મળ્યો અને તેને પોતે કરેલો સઘળો નિશ્ચય સંભળાવ્યો. ૨૨

તર્કદૃષ્ટિનાં વચન સાંભળીને તે વિદ્વાન સંતપુરુષે કહ્યું, કે 'તેં મને જે કહી બતાવ્યો, તે જ મુખ્ય સિદ્ધાંત છે.' ૨૩

આ રીતે સઘળા સંશયનો નાશ કરીને અપરોક્ષ બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કર્યું; અને તેણે સઘળું જગત તથા બંધ અને મોક્ષ સૌ અસત્ છે એમ જાણ્યું. ૨૪

## જ્ઞાનીને ઇચ્છાનો સંભવ

હવે તર્કદૃષ્ટિનું જે પ્રારબ્ધ શેષ રહ્યું હતું, તેથી તેને એવી ઇચ્છા ઊપજી, કે હવે અહીંથી તરત જ ચાલી નીકળવું અને ઘેર જઈ માતાપિતાનાં દર્શન કરવાં.૨૫

ટીકા—પાછળ કહેવામાં આવ્યું છે, કે જ્ઞાનીનો સઘળો વ્યવહાર પ્રારબ્ધના બળથી અજ્ઞાનીના જેવો જ થાય છે; માટે જ્ઞાનીને પણ ઇચ્છા થવી સંભવે છે. શાસ્ત્રમાં કોઈક જગ્યાએ એમ લખ્યું છે, કે જ્ઞાનીને ઇચ્છા થતી નથી. તેનો એવો અર્થ નથી, કે જ્ઞાનીનું અંતઃકરણ પદાર્થની ઇચ્છારૂપ પરિણામને પ્રાપ્ત થતું નથી; કેમ કે ઇચ્છા વગેરે તો અંતઃકરણના સ્વાભાવિક ધર્મ છે.

અંતઃકરણ ભૂતોના સત્ત્વગુણનું કાર્ય છે, એમ કહેવામાં આવ્યું છે; તથા તે રજોગુણ અને તમોગુણ સહિત સત્ત્વગુણનું કાર્ય છે—કેવળ સત્ત્વ

ગુણનું કાર્ય નથી. જો કેવળ સત્ત્વગુણનું કાર્ય અંતઃકરણ હોય, તો તે ચળ સ્વભાવવાળું ન હોવું જોઈએ; તેમજ કામક્રોધાદિક રજોગુણની વૃત્તિઓ તથા મૂઢતા વગેરે તમોગુણની વૃત્તિઓ કોઈ પણ અંતઃકરણમાં ન હોવી જોઈએ. માટે અંતઃકરણ કેવળ સત્ત્વગુણનું કાર્ય નથી; પણ જેમાં રજોગુણ, તમોગુણ અપ્રધાન છે. અને સત્ત્વગુણ પ્રધાન છે, એવાં ભૂતોનું કાર્ય અંતઃકરણ છે, માટે અંતઃકરણમાં ત્રણે ગુણો રહેલા છે. તે ત્રણ ગુણ પણ મનુષ્યોનાં જેટલાં અંતઃકરણો છે, તે બધામાં સરખા નથી, પણ ન્યૂનાધિક છે. એવી રીતે અંતઃકરણમાં ગુણોની ન્યૂનતા–અધિકતાને લીધે બધા સ્વભાવ ભિન્નભિન્ન જોવામાં આવે છે.

આ રીતે ત્રણે ગુણોનું કાર્ય અંતઃકરણ છે; માટે જ્યાં સુધી અંતઃકરણ હોય ત્યાં સુધી રજોગુણનું પરિણામ જે ઇચ્છા તેનો અભાવ સંભવે નહિ; માટે 'જ્ઞાનીને ઇચ્છા થાય નહિ' એમ જ્યાં કહ્યું છે, ત્યાં તેનો અભિપ્રાય આ પ્રમાણે છે:

અજ્ઞાની અને જ્ઞાની બન્નેને સરખી જ રીતે ઇચ્છા તો થાય છે, પણ–

(૧) અજ્ઞાની તો ઇચ્છા આત્માનો ધર્મ છે, એમ સમજે છે.

(૨) જ્ઞાનીને જે વખતે ઇચ્છા થાય છે, તે વખતે પણ તે આત્માનો ધર્મ છે એમ જાણતો નથી; પણ કામ, સંકલ્પ, સંદેહ, રાગ, દ્વેષ, શ્રદ્ધા, ભય, લજ્જા, ઇચ્છા વગેરે અંતઃકરણનાં જ પરિણામ છે; માટે તે અંતઃકરણના ધર્મ છે એમ જાણે છે.

આ રીતે જ્ઞાનીને ઇચ્છા થવા છતાં પણ જ્ઞાનીને ઇચ્છા વગેરે આત્માના ધર્મ દેખાતા નથી; માટે જ્ઞાનીને ઇચ્છાનો અભાવ કહ્યો છે.

એ જ રીતે મન, વાણી અને શરીરથી જ્ઞાની જે વ્યવહાર કરે છે, તે વ્યવહાર આત્મા કરે છે એમ જ્ઞાનીને દેખાતું નથી, પણ બધી ક્રિયાઓ મન, વાણી અને શરીર કરે છે અને આત્મા તો અસંગ છે, એવો જ્ઞાનીનો (અંતઃકરણ સહિત ચિદાભાસનો) નિશ્ચય હોય છે, માટે સર્વ વ્યવહારનો કર્તા છતાં પણ જ્ઞાની અકર્તા છે. આ કારણથી જ શ્રુતિમાં કહ્યું છે, કે 'જ્ઞાન થયા પછી કરેલાં વર્તમાન શરીરનાં શુભાશુભ કર્મનાં ફળરૂપ પુણ્યપાપનો સંબંધ જ્ઞાનીની સાથે હોતો નથી.' પણ પ્રારબ્ધના બળથી અજ્ઞાનીની પેઠે તેના સઘળા વ્યવહાર અને તેની ઇચ્છાઓ સંભવે છે.

**ભિન્નભિન્ન મતોનું પ્રતિપાદન: શુભસંતતિ રાજાનો ખેદ**

શુભસંતતિ રાજાને ત્યજી ત્રણે પુત્રો નીકળ્યા, તે પછીની પુત્રોની કથા અત્યાર લગી કહી; હવે તેમના પિતાએ શું કર્યું તે કહે છે:

## શુભસંતતિનો વૃત્તાંત

દોહા—पुत्र गये लखि गेहते, पितु चित उपज्यो खेद ।
सुनो राज न तिनि तज्यो, नहि यथार्थ निर्वेद ॥ २६ ॥

પુત્રોને ઘેરથી ગયા જાણીને તેમના પિતાના મનમાં ખેદ

ઊપજ્યો, પણ તેણે રાજ્યને સૂનું જાણીને તેનો ત્યાગ કર્યો નહિ; કેમ કે તેના મનમાં બરાબર વૈરાગ્ય થતો નહોતો. ૨૬

ટીકા—છોકરા ઘરમાંથી જતા રહ્યા છે એમ જાણ્યા પછી રાજાને તીવ્ર વૈરાગ્યનો અભાવ હોવાથી પુત્રોના વિયોગનું દુઃખ થયું. વળી તેને મંદ વૈરાગ્ય થયો હતો, તેથી વિષયના ભોગમાં પણ તેને સુખ થયું નહિ. વળી તેણે પણ ઘર છોડી જતા રહેવાનો વિચાર કર્યો; પણ રાજ્યગાદી સૂની છોડીને જવાની તેની હિંમત થઈ નહિ, તેથી પણ તેને દુઃખ થયું. જો એને તીવ્ર વૈરાગ્ય હોત, તો સૂનું રાજ્ય પણ છોડી દેત; પણ વૈરાગ્ય તીવ્ર નહોતો પણ મંદ હતો, તેથી તે સૂનું રાજ્ય છોડી શક્યો નહિ; અને મંદ વૈરાગ્યને લીધે ભોગમાં આસક્તિ હતી નહિ, માટે તેને તો બન્ને તરફથી ખેદ જ થતો હતો. જો તેને ખરેખરો એટલે તીવ્ર વૈરાગ્ય થયો હોત, તો તેને ખેદ રહેત નહિ. મંદ વૈરાગ્યનું ફળ ઉપાસ્યની જિજ્ઞાસા હોય છે, તે વિષે હવે કહે છે:

### શુભસંતતિનો પંડિતોને પ્રશ્ન—

### એવો કયો દેવ છે, જે સૂતો નથી પણ જાગે છે?

चौपाई—शुभसंतति पितु सो वडभागा, भयो प्रथम तिहिं मंदविरागा ।
जिज्ञासा उपजी यह ताकूं, देव ध्येयको ध्याउं जाकूं ॥ २७ ॥
पंडित निर्णय करन बुलाये, यथायोग्य आसन बैठाये ।
प्रश्न कियो यह सबके आगे, असको देव न सोवेजागे ॥ २८ ॥
पुरुषारथहित जन जिहिं जाचैं, भक्तिमानके मनमें राचै ।
सुनि यह पृथिवीपतिकी वानी, इक तिनमें बोल्यो सुज्ञानी ॥ २९ ॥

શુભસંતતિ પિતા મોટો ભાગ્યશાળી હતો; કેમ કે તે ખરેખર શુભસંતતિનો પિતા હતો. પ્રથમ તેને મંદ વૈરાગ્ય ઊપજ્યો અને તેથી તેને એવી જિજ્ઞાસા થઈ, કે કયો દેવ ધ્યાન ધરવા યોગ્ય છે, કે જેથી હું તેનું ધ્યાન ધરું? ૨૭

આ વાતનો નિર્ણય કરવા તેણે પંડિતોને બોલાવ્યા અને તેમને તેમની યોગ્યતા પ્રમાણે આસન આપી બેસાડ્યા; અને તે સૌના આગળ રાજાએ પ્રશ્ન કર્યો, કે 'એવો દેવ કયો છે, કે જે સૂતો નથી, પણ સદા જાગે છે? વળી પુરુષાર્થ પ્રાપ્ત કરવા લોકો જેની પ્રાર્થના કરે છે અને જે દેવ ભક્તિમાન પુરુષોના મનમાં રાચી રહ્યો હોય?' રાજાની આવી વાણી સાંભળી તેમાંથી એક જે ઘણો જ્ઞાની હતો તે આમ બોલ્યો. ૨૮,૨૯

### વિષ્ણુ-ઉપાસકનો ઉત્તર

चौपाई—सुन राजा तू हि कहुं सुदेवा, शिव विरंचि लागे जिमि सेवा ।
शंखचक्रधारी हितकारी, पन्नगदाघर पर उपकारी ॥ ३० ॥

मंगलमूर्ति विष्णु कृपालु, निजसेवक लखि करत निहालु ।
शक्ति गणेश सूर शिव जे हैं, सब आज्ञा ताकीमैं ते हैं ॥ ३१ ॥
भारत सकल ग्रंथ यह भाखै, पद्मपुराण तापिनी आखै ।
विष्णुरूपते उपजत सबही, परै भीर जाचै तिहिं तबही ॥ ३२ ॥
विविध वेषको धरि अवतारा, सब देवनकूं देत सहारा ।
याते ताकी कीजे पूजा, विष्णु समान सेव्य नहि दूजा ॥ ३३ ॥
विष्णुभक्त शिव उत्तम कहिये, तथापि सेव्यस्वरूप न लहिये ।
रूप अमंगल शिवको शवसम, ध्यान करैं नहि ताको यों हम ॥३४॥
राख डमरु गजचर्म कपाला, धरै आप किहिं करैं निहाला।
ताको पूत गणेश हु तैसो, रूप विलक्षण नरपशु जैसो ॥ ३५ ॥
शठ हठते ध्यावत जो देवी, तासमरूप धरत तिहिं सेवी ।
तिय निंदित अशुची न पवित्रा, अवगुन गिने न जात विचित्रा ॥३६॥
कपट कूटको आकर कहिये, पराधीन निज तंत्र न लहिये ।
ऐसो रूप जु चहिये जाकूं, सो सेवहु नर खरसम ताकूं ॥३७॥
भ्रमत फिरै निशदिन यह भानु, रहत न निश्चल छनु इक थानु।
भ्रमतो फिरै उपासक ताको, तिहिं समान सेवक जो जाको ॥३८॥
आन देव याते सब त्यागै, सेवनीय इक हरि नित जागै ।
पूजा ध्यान करन विधि जो हैं, नारदपंचरात्रमैं सो हैं ॥ ३९ ॥

'હે રાજા! તમે જે દેવ વિષે પૂછ્યું, તે દેવ વિષે હું તને કહું તે સાંભળો: મહાદેવ અને બ્રહ્મા પણ તે દેવની સેવા કરે છે. તે દેવ વિષ્ણુ છે. તેમણે શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કર્યાં છે તથા તે પરોપકારી અને ભક્તજનના હિતકારી દેવ છે. ૩૦

વિષ્ણુદેવ મંગળમૂર્તિ છે તથા કૃપાળુ હોઈ પોતાનો ભક્ત જાણે છે, તેને ન્યાલ કરી દે છે। શક્તિ, ગણપતિ, સૂર્ય અને શિવ એ ચારે દેવો તેમની આજ્ઞામાં રહે છે. ૩૧

એ વાત આખા મહાભારતમાં પ્રસિદ્ધ છે. તેમ નૃસિંહતાપનાં, રામતાપનાં, ગોપાલતાપનાં ઉપનિષદોમાં તથા પદ્મપુરાણમાં એમ જ કહ્યું છે. સર્વ કાંઈ વિષ્ણુના રૂપમાંથી ઉત્પન્ન થયું છે; અને દેવોને પણ જ્યારે સંકટ પડે છે, ત્યારે તેઓ તેમની જ પ્રાર્થના કરે છે. ૩૨

તે વખતે એ વિષ્ણુ ભગવાન અવતાર લઈને વિવિધ પ્રકારનાં રૂપ ધારણ કરી સઘળા દેવોને સહાય આપે છે; માટે તમારે તેમનું જ પૂજન કરવું; કેમ કે વિષ્ણુના જેવો બીજો કોઈ મોટો દેવ નથી. ૩૩

શિવ એ વિષ્ણુના પરમ ભક્ત છે, તથાપિ તે સેવવા યોગ્ય નથી; કેમકે શબના જેવું શિવનું અમંગળ સ્વરૂપ છે, તેથી અમે

તેમનું ધ્યાન ધરતા નથી. ૩૪

તે પોતે રાખોડી, ડાકલું, હાથીનું ચામડું, માણસના માથાની ખોપરી, એવી અમંગળ વસ્તુઓ ધારણ કરે છે, તે કોને ન્યાલ કરી શકે? તેનો પુત્ર ગણપતિ છે, તે પણ તેવો જ છે; નરપશુ જેવું તેનું વિલક્ષણ રૂપ છે. ૩૫

જે મૂર્ખ માણસ હઠ કરી દેવીનું ધ્યાન કરે છે, તેને તેના સેવનથી તેના જેવું રૂપ પ્રાપ્ત થાય છે; એટલે નિંદિત, મલિન અને અપવિત્ર એવું સ્ત્રીનું રૂપ તેને મળે છે. તેનામાં અનેક વિચિત્ર અવગુણો ભરેલા હોય છે કે જે ગણતાં પાર આવે એમ નથી. ૩૬

કૂડ અને કપટની તો તે ખાણ જ જાણવી. તે કદી સ્વતંત્ર તો હોતી નથી, પણ હમેશાં પરાધીન હોય છે. એવું રૂપ જેને જોઈતું હોય, તે નરરૂપી ગધેડાએ દેવીનું સેવન કરવું. ૩૭

અને સૂર્ય તો રાતદહાડો ભ્રમણ કર્યા જ કરે છે; એક ઠેકાણે એક ક્ષણવાર પણ તે સ્થિર રહેતો નથી. તેનો જે ઉપાસક હોય, તેને પણ સદા ભમ્યા કરવાનું જ પ્રાપ્ત થાય; કેમ કે જે જેનો સેવક હોય, તે તેના જેવો જ થાય. ૩૮

આ કારણથી બીજા બધા દેવોને ત્યજી એક હરિ જ સેવવા યોગ્ય છે; કેમ કે તે હમેશાં જાગતો દેવ છે. એ દેવનું પૂજન, ધ્યાન વગેરે કરવાનો વિધિ નારદ-પંચરાત્રમાં કહેલો છે.' ૩૯

**ટીકા**—એ રીતે વિષ્ણુ સિવાય બીજા ચાર દેવોની ઉપાસનાઓ પ્રસિદ્ધ છે. તે દરેકનો નિષેધ કરવાથી સ્માર્ત ઉપાસનાનો પણ નિષેધ થયો સમજવો; કેમ કે પાંચે દેવોની સમાન બુદ્ધિથી ઉપાસના કરવી, તેને સ્માર્ત ઉપાસના કહે છે, પણ વિષ્ણુ-ઉપાસકે તો શિવ આદિક ચારે દેવોને વિષ્ણુની સમાન ગણ્યા નથી, તેથી સ્માર્ત ઉપાસનાનો પણ નિષેધ કર્યો છે.

## શિવસેવકનો ઉત્તર

ચોપાઈ-शिवसेवक मुनि सुनि तहिं बैना, क्रोधसहित बोल्यो चलनैना ।
सुन राजन वाणी इक मोरी, आमैं वचन प्रमाण करोरी ॥४०॥
शिवहि समान आन को कहिये, मांगे देत जाहि जो चहिये ।
सब विभूति हरिकूं दे मांगी, धरत विभूति आप नित त्यागी ॥४१
चर्म कपाल हेतु इहि धारे, सम नहि उत्तम अधम विचारे ।
नग्न रहत उपदेशत येही, नहि विराग सम सुख है केहि ॥४२॥
सदावर्त ऐसो दे भारी, काशीपुरी मरे नरनारी ।
सो सायुज्यमुक्तिकूं जावै, गर्भवास संकट नहि पावै ॥४३॥

शिवसमान नरनारी ते सब, लहत सु दिव्यभोग सगरे तब ।
करत आप अद्वय उपदेशा, तजत लिंग यों ब्रह्मप्रवेशा ॥४४॥
ऊँचनीच रंचहु नहि देखै, मुक्ति सबकूं दै इक लेखै ।
शिवसमान राजन को दाता, भक्त अभक्त सबनको त्राता ॥४५॥
विष्णु सुभाव सुन्यो हम ऐसो, जगमें जन प्राकृत है तैसो ।
त्राता भक्त अभक्त न त्राता, यह प्रसिद्ध सब जगमें नाता ॥४६॥
हरि सेवक हर सेव्य बखान्यो, रामचंद्र रामेश्वर मान्यो ।
स्कंदपुराण व्यास यहु भाख्यो, हरि सेवक हर सेव्य हि राख्यो ॥
कह्यो जु भारत पद्मपुराना, सब देवनतैं हरि अधिकाना ।
भारततातपर्य नहि देख्यो, जो अप्पय दीक्षित बुध लेख्यो ॥४८॥

વિષ્ણુસેવકે કહેલું વચન સાંભળીને શિવસેવકને ક્રોધ થયો અને તે આંખ ફેરવી બોલ્યો, કે 'હે રાજન્! મારી એક વાત સાંભળો, કે જેનાં કરોડો પ્રમાણ છે. ૪૦

શિવજી સમાન બીજું કોણ છે? જેને જે જોઈએ, તે શિવજી પાસે માગે તો તેને મળે છે. વિષ્ણુએ તેમની પાસેથી સઘળું ઐશ્વર્ય માગી લીધું, તો તે તેમને આપી દીધું; અને પોતે તો હમેશાં ત્યાગી હોઈને શરીરે વિભૂતિ ચોળે છે! ૪૧

'પોતાના મનમાં કાંઈ ઉત્તમ નથી કે અધમ નથી; પણ સર્વ સમાન છે, એ હેતુથી તેઓ ચામડું પહેરે છે અને ખોપરી ધારણ કરે છે. પોતે નગ્ન રહેવા વડે તેઓ જગતને એવો ઉપદેશ આપી રહ્યા છે, કે વૈરાગ્ય જેવું બીજું સુખ જગમાં નથી! ૪૨

તે એવું મોટું સદાવ્રત આપી રહ્યા છે, કે જે કોઈ કાશીપુરીમાં મરણ પામે, તે-પુરુષ હો કે સ્ત્રી હો, પણ તે શિવજીની સાયુજ્ય મુક્તિ પામે છે; એટલે શિવ સમાન ઐશ્વર્યવાળા લોકોમાં જાય છે અને તેઓ ફરીને ગર્ભવાસના સંકટમાં પડતાં નથી. ૪૩

તે સઘળાં સ્ત્રી-પુરુષો શિવજીના સરખા સઘળા દિવ્ય ભોગ પ્રાપ્ત કરે છે. શિવજી પોતે તેમને અદ્વૈતનો ઉપદેશ કરે છે; તેથી તેઓ લિંગ શરીરને છોડી બ્રહ્મમાં પ્રવેશ કરે છે. ૪૪

તે પોતાના ભક્તમાં ઊંચનીચનો ભેદ ગણતા નથી, પણ સર્વને એકસરખા ગણી મુક્તિ આપે છે. હે રાજન્! શિવજીના સરખો દાતા બીજો કોણ છે? શિવજી તો ભક્ત અને અભક્ત સર્વનું રક્ષણ કરનાર છે. ૪૫

વિષ્ણુનો સ્વભાવ તો જગતમાં જેવો પ્રાકૃત મનુષ્ય હોય છે, તેના જેવો અમે સાંભળ્યો છે. તે તો પોતાના ભક્તનું જ રક્ષણ કરે

છે, પણ અભક્તનું રક્ષણ કરતા નથી! આવો સંબંધ તો આખા જગતમાં પ્રસિદ્ધ છે. ૪૬

વળી વિષ્ણુ એ સેવક છે અને શિવજી એ સેવ્ય છે. રામચંદ્રજીએ પરમેશ્વરનું પૂજન કર્યું હતું. વ્યાસજીએ સ્કંદપુરાણમાં વિષ્ણુ સેવક અને શિવ સેવ્ય છે, એમ ઘણે પ્રકારે કહ્યું છે. ૪૭

મહાભારત અને પદ્મપુરાણમાં બધા દેવો કરતાં વિષ્ણુની અધિકતા કહેલી છે એમ જેઓ કહે છે, તેઓ ભારતનું તાત્પર્ય સમજ્યા જ નથી; એ તાત્પર્ય તો અપ્પય દીક્ષિત નામે વિદ્વાને જાણ્યું છે.' ૪૮

ટીકા—(અપ્પય દીક્ષિત નામે એક પંડિત દક્ષિણમાં શિવકાંચી નામે નગરમાં થઈ ગયા છે. સિદ્ધાંતલેશ નામે એક વેદાંતનો ગ્રંથ પણ તેમણે લખ્યો છે.) તેમણે સઘળા ઇતિહાસ અને પુરાણોનું તાત્પર્ય લખ્યું છે, તે ઉપરથી માલૂમ પડે છે, કે ભારતાદિક ગ્રંથોમાં વિષ્ણુને સર્વ દેવના પૂજ્ય કહ્યા છે, તે બરોબર નથી; કેમ કે ભારતના તાત્પર્યનો વિચાર કરતાં શિવજીમાં જ ઈશ્વરપણું પ્રતીત થાય છે.

ભારતમાં એક આવો પ્રસંગ છે: અશ્વત્થામાએ જ્યારે નારાયણાસ્ત્ર અને આગ્નેયાસ્ત્રનો પ્રયોગ કર્યો, ત્યારે પાંડવોની ઘણીક સેનાનો તો સંહાર થઈ ગયો; પણ પાંચ પાંડવોમાંથી કોઈ મરી ગયું નહિ. તે વખતે તે પોતાનો રથ છોડી ધનુર્વેદનો અને આચાર્યનો ધિક્કાર કરતોકરતો વનમાં ચાલ્યો ગયો. ત્યાં તેને વ્યાસ ભગવાનનો મેળાપ થયો. વ્યાસે તેને કહ્યું, કે 'હે બ્રાહ્મણ! તું આચાર્યનો અને વેદનો ધિક્કાર કરીશ નહિ. આ અર્જુન અને કૃષ્ણ એ બન્ને નર-નારાયણરૂપ છે. એમણે શિવનું ઘણું પૂજન કર્યું છે; માટે એમની ભક્તિને અધીન થયેલા ત્રિશૂળધારી મહાદેવ એમના રથની આગળ રહે છે; તેથી એ બન્નેના ઉપર યોજેલાં અનેક શસ્ત્ર-અસ્ત્રના સામર્થ્યનો મહાદેવ નાશ કરી નાખે છે.

ભારતમાંના આ પ્રસંગથી સમજાશે, કે નારાયણરૂપ કૃષ્ણનું ઐશ્વર્ય મહાદેવની કૃપાથી પ્રાપ્ત થયેલું છે; માટે વિષ્ણુના ચરિત્રના પ્રતિપાદક જેટલા ગ્રંથો છે, તે બધા શિવની મોટાઈનું જ પ્રતિપાદન કરનારા છે; કેમ કે તે ગ્રંથોમાં વિષ્ણુને સેવ્ય વર્ણવ્યા છે, પણ તે વિષ્ણુ મહાદેવના ભક્ત છે, એમ ભારતના પ્રસંગ ઉપરથી માલૂમ પડે છે; માટે જે શિવની ભક્તિથી વિષ્ણુને સેવ્યપણું પ્રાપ્ત થયું છે, તે શિવજી જ પરમ સેવ્ય છે. આ રીતે અપ્પય દીક્ષિતે સઘળા વૈષ્ણવ ગ્રંથના પ્રતિપાદ્ય શિવ છે એમ કહ્યું છે.

चौपाई–शिव सबको प्रतिपाद्य बखान्यो, भक्तनमें उत्तम हरि मान्यो।
ईश देवपद सबमें कहिये, महतसहित इक शिवमें लहिये ॥४९॥
शिवतें भिन्न अशिव जो कहिये, तिहिं तजि शिव कल्याणहि लहिये।
जलशायी जिहिं नाम बखान्यो, सो जागै यह मिथ्या मान्यो ॥५०

विष लख जुव सबकूं उपज्यो डर, निर्भय किये सकल गर धरि गर।
जाको पूत-गणेश कहावै, विघ्नजाल तत्काल नशावै ॥ ५१ ॥
कारजमें कारणगुण होवै, यों शिव विघ्न मूलते खोवै ।
जन्ममरण दुःख विघ्न कहावै, तिहिं समूल शिवध्यान नशावै ॥
सेवनयोग्य सदाशिव एका, जागे सहित समाधि विवेका ।
तंत्र पाशुपत रीति जु गावै, त्यों पूजन करि ध्यान लगावै ॥५३॥
नारदपंचरात्रमत झूठो, यह परिमल परसंग अनूठो ।
याते शिवसेवा चित लावै, पुरुषारथ जो चहै सु पावै ॥५४॥

'માટે શિવ એ જ સઘળા ગ્રંથોમાં પ્રતિપાદ્ય છે; અને શિવના ભક્તોમાં વિષ્ણુને ઉત્તમ ભક્ત કહેલા છે. બીજા સઘળાને તો દેવ કહે છે અથવા ઈશ્વર કહે છે; પણ શિવને તો મહાદેવ કે મહેશ્વર કહે છે. ૪૯

શિવથી જે ભિન્ન હોય, તે અશિવ (અકલ્યાણ) કહેવાય છે; માટે તેને ત્યજી શિવનું એટલે કલ્યાણનું જ ગ્રહણ કરવું ઘટે છે. વળી વિષ્ણુ સદા જાગતો દેવ છે, એ વાત પણ ખરી નથી; કેમ કે જે દેવને જળમાં શયન કરનાર તરીકે પુરાણોમાં કહ્યો છે, તે દેવ 'સદા જાગે છે' એમ કહેવું એ મિથ્યા છે. ૫૦

વળી જ્યારે સમુદ્રમંથન વખતે તેમાંથી વિષ નીકળ્યું, તે જોઈને સૌને ભય ઉત્પન્ન થયો. તે વખતે મહાદેવજીએ જ તે વિષને કંઠમાં ધારણ કરી રાખીને સઘળાને ભયમાંથી બચાવ્યા. વળી જેનો પુત્ર ગણેશ કહેવાય છે, તે સઘળાં વિઘ્નોના સમૂહનો તત્કાળ નાશ કરવાની શક્તિ ધરાવે છે. ૫૧

'કાર્યમાં કારણના ગુણો આવે છે' એ ન્યાયથી વિચાર કરતાં જણાશે, કે શિવમાં તો વિઘ્નોનો સમૂળ નાશ કરવાની શક્તિ છે. જન્મ અને મરણનું દુઃખ એ મોટું વિઘ્ન કહેવાય છે. તે દુઃખ શિવનું ધ્યાન કરવાથી સમૂળું નાશ પામે છે. ૫૨

માટે એક સદાશિવ જ સેવવા યોગ્ય છે, અને તે દેવ જ સમાધિ ધારણ કરીને સદા જાગતા રહે છે. પાશુપત તંત્રમાં કહેલી રીતે શિવજીનું પૂજન કરી ધ્યાનપરાયણ થવું જોઈએ. ૫૩

નારદ પંચરાત્રનો મત તો જૂઠો છે. આ પ્રસંગ 'પરિમલ' નામની ટીકામાં સુંદર રીતે કહ્યો છે; માટે શિવની સેવા જ મનમાં રાખવી, કે જેથી પુરુષાર્થને ઇચ્છે તે પ્રાપ્ત કરી શકે.' ૫૪

ટીકા—નારદ પંચરાત્રના મતનું સૂત્રભાષ્યમાં ખંડન કર્યું છે; તેને

અનુસરનારા રામાનુજ આદિ નવીન વૈષ્ણવોના મતનું કલ્પતરુની ટીકા-પરિમલ નામે છે તેમાં ખંડન કર્યું છે.

## ગણેશ-પૂજકનો ઉત્તર

ચોપાઈ–शिवको पूत गणेश बतायो, कारणगुण कारजमें गायो ।
सुनि गणेशको पूजक बोल्यो, अस किय कोप सिंहासन डोल्यो ॥५५
राजन ! सुन दोनों ये झूठे, वचन सत्यसम कहत अनूठे ।
शिवको पूत गणेश बतावै, पराधीनता तामें गावै ॥ ५६ ॥
कहुं प्रसंग सुनहु इक ऐसो, लिख्यो व्यास भगवत मुनि जैसो ।
चढे त्रिपुरमारनकूं सारे, हरिहरसहित देव अधिकारे ॥५७॥
नहि गणेशको पूजन कीनो, त्रिपुर न रंचहु तिनते छीनो ।
पुनि पछिताय मनाय गणेशा, त्रिपुर विनाश्यो रह्यो न लेशा ॥५८॥
भये समर्थ किये जिहि पूजा, सेवनयोग्य सु इक नहि दूजा ।
रामपूत दशरथको जैसे, विघ्नहरण शिवको सुत तैसे ॥५९॥
व्यास गणेश पुराण बनायो, सबको हेतु गणेश बतायो ।
हरिहर विधि रवि शक्ति समेता, तुंडीतें उपजत सब तेता ।।६०॥
करत ध्यान जिहि छनें जन मनमें, नाशत विघ्न प्रधान गगनमें ।
विघ्नहरण यों जागत निशिदिन, भक्तिसहित सेवहु तिहि अनुछिन ६१

'ગણેશ એ શિવનો પુત્ર છે, અને કારણનો (શિવનો) ગુણ કાર્યમાં (ગણેશમાં) આવ્યો છે' એમ શિવપૂજકે કહ્યું. તે સાંભળીને ગણેશપૂજકને ક્રોધ ઉત્પન્ન થયો; તેથી તે પોતાના આસન ઉપરથી ઊછળીને બોલ્યોઃ ૫૫

'હે રાજન્! સાંભળો, એ બંને જૂઠા છે. તેઓ સત્ય હોય તેવાં વચન બોલે છે, પણ તે સાચાં નથીઃ ગણપતિને શિવનો પુત્ર કહે છે અને શિવની પાસેથી મળેલા સામર્થ્ય વડે તે વિઘ્નનાશક કહેવાય છે! ૫૬

વ્યાસ ભગવાને પુરાણમાં એક પ્રસંગ લખ્યો છે. તે હું તમને કહું તે સાંભળો. ત્રિપુરાસુરને મારવા વિષ્ણુ અને શિવ સહિત સઘળા દેવોએ ચઢાઈ કરી હતી; પણ તેમણે આરંભમાં ગણપતિનું પૂજન કર્યું નહોતું; તેથી ત્રિપુરાસુરને તેઓ કાંઈ કરી શક્યા નહિ. પછી તેઓ પસ્તાયા; અને જ્યારે ગણપતિનું પૂજન, અર્ચન કરી તેમને પ્રસન્ન કર્યા, ત્યારે ત્રિપુરાસુરનો નાશ થયો. ૫૭,૫૮

જેનું પૂજન કરવાથી ત્રિપુરાસુરનો નાશ કરવાને વિષ્ણુ તથા શિવ વગેરે સમર્થ થયા, તે જ દેવ એક સેવા કરવા યોગ્ય છે, બીજો નથી. અને રામ જેમ દશરથના પુત્ર કહેવાય છે, તેમ ગણપતિ શિવના પુત્ર કહેવાય છે. ૫૯

વ્યાસજીએ ગણેશપુરાણ રચ્યુ છે, તેમાં સઘળાને હેતુ ગણપતિ છે એમ કહ્યું છે. વિષ્ણુ, શિવ, બ્રહ્મા, સૂર્ય અને શક્તિ સહિત સઘળુ વિશ્વ ગણપતિથી ઉત્પન્ન થયુ છે. ૬૦

મનુષ્ય એ ગણપતિનુ ધ્યાન જે ક્ષણે મનમાં કરે છે, તે જ ક્ષણે તેનાં તમામ વિઘ્નો આકાશમા ઊડી જાય છે. (નાશ પામે છે.) વિઘ્નહરણ એ દેવ મહાકાળ જાગતો છે, માટે ભક્તિ સહિત તમે તેનુ જ હમેશા સેવન કરો.' ૬૧

## દેવીભક્તનો ઉત્તર

हेतु गणेश शक्तिको सुनिके, भगत भागवत उचर्यो गुनिके ।
सुन, राजन् ! वाणी मम साची, तीनो सकल कहत ये काची ॥६२॥
सबै देव शक्ति बिन सारे, मृतक देह सम लखि हत्यारे ।
शक्तिहीन असमर्थ कहावे, सो कैसे कारज उपजावे ? ॥६३॥
जिन वह शक्ति उपासन धारी, तातें भये सकल अधिकारी ।
हरिहर सूर गणेश प्रधाना तिनमें शक्ति देखियत नाना ॥६४॥
शक्ति लोकमें भासत जाकू, रूप भगवतीको लखि ताकू ।

શક્તિની ઉત્પત્તિ પણ ગણપતિથી થયેલી છે, એમ સાંભળી ભગવતીનો ભગત વિચાર કરી બોલ્યો, કે 'હે રાજન્ ! હુ સાચી વાત કહુ તે સાંભળો. એ બધા-ત્રણે કહે છે તે વાત ખોટી છે ૬૨

શક્તિવિનાના સઘળા દેવો મુડદા જેવા અમગળરૂપ છે. શક્તિવિનાનાને અસમર્થ કહે છે, એવા અસમર્થથી કોઈ પણ કાર્યની ઉત્પત્તિ શી રીતે થાય ? ૬૩

વિષ્ણુ, શિવ, સૂર્ય અને ગણપતિ વગેરે દેવોમાં નાના પ્રકારની શક્તિ જોવામાં આવે છે, કેમ કે તેમણે શક્તિની ઘણી ઉપાસના કરી છે અને તેથી તેઓ સૃષ્ટિના અધિકારી દેવો થયા છે ૬૪

લોકોમા પણ જેનામા શક્તિ દેખાય છે, તેનામાં ભગવતીનું સ્વરૂપ જોઈને જ લોકો તેને શક્તિમાન કહે છે.'

ટીકા—ભગવતીના બે સ્વરૂપ છે (૧) સામાન્ય સ્વરૂપ અને (૨) વિશેષ સ્વરૂપ

(૧) સર્વ પદાર્થોમા જે પોતાનુ કાર્ય કરવાની શક્તિ છે, તે ભગવતીનુ સામાન્ય સ્વરૂપ છે

(૨) આયુધાદિક સહિત મૂર્તિ એ વિશેષ સ્વરૂપ છે

સામાન્યરૂપ શક્તિના સખ્યારહિત અનત અશ છે જેમા શક્તિના અશ ઓછા હોય છે અને અલ્પશક્તિ હોય છે, તે અસમર્થ કહેવાય છે જેનામા શક્તિના અશ ઘણા હોય છે, તે સમર્થ કહેવાય છે વિષ્ણુ, શિવ વગેરેમા

શક્તિના અંશ અધિક છે, માટે તે અધિક સમર્થ કહેવાય છે.

એ રીતે ભગવતીનું સામાન્ય રૂપ જે શક્તિ, તેના અંશોની અધિકતાથી વિષ્ણુ, શિવ, ગણપતિ અને સૂર્યનો મહિમા પ્રસિદ્ધ છે. જો તે જ દેવો શક્તિથી રહિત હોય, તો જેમ પ્રાણ વિના શરીર અમંગળરૂપ થઈ જાય છે, તેમ બધા દેવો પણ અમંગળરૂપ થઈ જાય; માટે જે શક્તિની અધિકતાથી દેવોનો મહિમા પ્રસિદ્ધ છે, તે મહિમા તે દેવોનો નથી, પણ તે શક્તિનો છે. વિષ્ણુ, શિવ વગેરે દેવોએ શક્તિની અધિક ઉપાસના કરી છે; માટે તેમનામાં શક્તિના અંશ અધિક છે. આ બધી વાત કહેવામાં ભગવતી—ભક્તનો અભિપ્રાય આ પ્રમાણે છે

જેમ ભગવતીની નિરાકારરૂપ શક્તિના અનંત અંશ છે, તેમ સાકાર રૂપના પણ અનંત અંશ છે. જેમ સાકાર અંશોમાં કાલીરૂપ પ્રધાન છે, તેમ માહેશ્વરી, વૈષ્ણવી, ગૌરી, ગણેશી આદિક પણ પ્રધાન અંશ છે. વિષ્ણુને ભગવતીની ઉપાસનાથી વૈષ્ણવી નામે ભગવતીના અંશનો લાભ થયો છે, તેમ જ બીજા દેવોને પણ ભગવતીની ઉપાસનાથી પોતપોતાના માહેશ્વરી આદિક શક્તિના અંશોના લાભ થયા છે. તેમાં પણ વિષ્ણુ અને શિવ એ ભગવતીના પ્રધાન ભક્ત છે; કેમ કે ધ્યાતાને ધ્યેયરૂપની પ્રાપ્તિ થાય એ ઉપાસનાનો પરમ અવધિ છે. વિષ્ણુ અને શિવને ઉપાસનાથી ધ્યેયરૂપની પ્રાપ્તિ થઈ છે, માટે તે પ્રધાન ઉપાસક છે.

चौपाई—लाख करोरि मात्रिकागण पुनि, तंत्र ग्रंथ लखि अंश सकल गुनि ॥६५॥
काली ताको अंश प्रधाना, माहेश्वरी आदि लखि नाना ।
हरि हर ब्रह्म सकल तिहिं ध्यावैं, निज निज अंश कृपा तिहिं पावैं ॥६६॥
ध्येयरूप ध्याता ह्वै जबहीं, सिद्ध उपासन लखिये तबहीं ।
अस उपासना हरि अरु हरकी, नारी मूर्ति धरी तजि नरकी ॥६७॥

दोहा—अमृतमंथन प्रसगमैं, हरि मोहिनी स्वरूप ।
अर्ध अंग शिवको लसै, देवीरूप अनूप ॥ ६८ ॥

'તંત્રના ગ્રંથોમાં લખ્યું છે, કે લાખો અને કરોડો માત્રિકાના ગણો છે, તે સઘળા શક્તિના અંશો છે. તે સર્વમાં પ્રધાન અંશ કાલી છે; અને માહેશ્વરી વગેરે પણ તે શક્તિના જુદાજુદા અંશો છે. વિષ્ણુ, શિવ, બ્રહ્મા એ સઘળા દેવો તે શક્તિનું ધ્યાન કરે છે અને તેની કૃપાથી પોતપોતાના શક્તિરૂપ અંશોને તે પ્રાપ્ત કરે છે. જ્યારે, ધ્યાતા ધ્યેયરૂપ થઈ જાય, ત્યારે ઉપાસના સિદ્ધ થઈ એમ જાણવું, આવી ઉપાસના વિષ્ણુએ અને મહાદેવે કરી છે, અને તેથી જ તેમણે નરનું સ્વરૂપ ત્યજી નારીનું સ્વરૂપ ધારણ કર્યું હતું. અમૃતમંથનના પ્રસંગમાં વિષ્ણુએ મોહિનીસ્વરૂપ ધારણ કર્યું હતું અને મહાદેવનું અર્ધું શરીર અનુપમ દેવીસ્વરૂપે શોભે છે.' ૬૫–૬૮

ટીકા—જ્યારે સમુદ્રમંથન કરી અમૃત પ્રગટ કર્યું, ત્યારે દેવ અને અસુરમાં ટટ્ટા થયો. તે મટાડવા વિષ્ણુ અસમર્થ થયા, ત્યારે પોતાની ઉપાસ્ય દેવના જે ભગવતી તેનું એકાગ્ર ચિત્તથી એવું ધ્યાન કર્યું, કે જેથી પોતે વિષ્ણુ ઉપાસ્ય દેવીરૂપ થયા; અને તે રૂપના માહાત્મ્યથી અસુરો પણ તેને અનુકૂળ થયા.

તેમ જ શિવજીએ પણ સમાધિમાં ભગવતીનું એવું ધ્યાન કર્યું, કે જેથી શિવનું અર્ધું શરીર ઉપાસ્ય રૂપ થયું. કોઈ વખત વિક્ષેપથી સમાધિનો ભંગ થાય છે; માટે શિવનું આખું શરીર ઉપાસ્ય રૂપ ન થયું.

આ રીતે બધા દેવો ભગવતીના ઉપાસક છે. તે ઉપાસના બે પ્રકારની છે એકઃ દક્ષિણ માર્ગથી અને બીજી ઉત્તર માર્ગથી. પાછળ દક્ષિણ માર્ગ કહ્યો છે, તેથી હવે ઉત્તર માર્ગ કહે છે.

चौपाई—भक्त भगवतीके हर हरि हैं, इनसम कौन उपासन करि हैं ।
तदपि महामाया जो ध्यावै, तुरत सकल पुरुषारथ पावै ॥ ६९ ॥
नहि साधन जगमें अस औरा, उपजै भोगमोक्ष इक ठौरा ।
भक्त भगवतीको जो जगमें, भोगै भोग न आवत भगमें ॥७०॥
शिवकृत तंत्र रीति यह गाई, भक्ति भगवती अति सुखदाई ।
पंच मकार न तजिये कबहुं, जिनहि सनातन सेवत सबहुं ॥७१॥
कृष्णदेव वलदेव सुज्ञानी, प्रथमा पियत सदा ज्यों पानी ।
और प्रधान पुरातन जेते, सेवत सकल मकारहि तेते ॥ ७२ ॥
तिन सेवनकी जो विधि सारी, शिव निज मुख भाषी उपकारी ।
शिवको वचन धरे जो मनमें, लहै सुभोगमोक्ष इक तनुमें ॥७३॥
ग्रंथ भागवत व्यास बनायो, उपपुराण कालि समुझायो ।
भक्ति भगवतीकी इक गाई, पूजाविधि सगरी समुझाई ॥ ७४ ॥
ध्याता सकल भगवतीके हैं, हरिहर सूर गणेश जिते हैं ।
सकल पिये प्रथमा मतिवारे, पूजत शक्ति मग्न मन सारे ॥७५॥
जगजननी आगे इक देवी, परमानंद लहे तिहिं सेवी ।

'ભગવતીના વિષ્ણુ અને શિવ એ બે પરમ ભક્ત છે. તેમના જેવી ઉપાસના બીજા કોનાથી થાય એમ છે? એમ છતાં બીજો પણ કોઈ જો મહામાયાનું ધ્યાન કરે, તો તેને પણ સઘળા પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. ૬૯

જગતમાં એવું સાધન બીજું એકે નથી, કે જેમાં ભોગ અને મોક્ષ એક જ સ્થળે પ્રાપ્ત થતા હોય! જે ભગવતીનો ભક્ત હોય છે, તે ભોગ ભોગવે છે, છતાં તેને ફરી જન્મ ધારણ કરવો પડતો નથી! ૭૦

શિવકૃત તંત્રમાં એમ કહેલું છે, કે 'ભગવતીની ભક્તિ અતિ

સુખકારક છે. પાંચ મકારનો ત્યાગ કદી પણ ન કરવો; કેમ કે બધા સનાતન કાળથી તેનું સેવન કરતા આવ્યા છે.' ૭૧

સારા જ્ઞાની એવા કૃષ્ણદેવ અને બળદેવ પણ જેમ પાણી પીએ તેમ પ્રથમા(મદ્ય)ને પીએ છે. બીજા પણ જે મુખ્ય અને પ્રાચીન દેવો છે, તે સઘળા બધા મકારોનું સેવન કરે છે. ૭૨

તે મકારોનું સેવન કરવાનો સઘળો વિધિ જગત ઉપર ઉપકાર કરવાના હેતુથી શિવજીએ પોતાના મુખથી કહેલો છે. જે માણસ શિવનું એ વચન માને છે, તેને ભોગ અને મોક્ષ એક જ જગ્યાએ પ્રાપ્ત થાય છે. ૭૩

વ્યાસજીએ ભાગવત ગ્રંથ (દેવી ભાગવત) બનાવ્યો છે અને કાલીપુરાણ નામે ઉપપુરાણ કર્યું છે. તેમાં ભગવતીની ભક્તિનું જ ગાન કર્યું છે અને તેમની પૂજા કરવાનો સઘળો વિધિ સમજાવ્યો છે. ૭૪

વિષ્ણુ, શિવ, સૂર્ય, ગણપતિ એ સઘળા ભગવતીનું ધ્યાન કરનારા છે. તે સઘળા બુદ્ધિમાન દેવો પ્રથમા(સુરા)નું પાન કરે છે અને શક્તિમાં પોતાનું મન મગ્ન કરી તેનું પૂજન કરે છે. ૭૫

માટે જગજ્જનની દેવી એ જ એક જાગતી દેવતા છે અને તેનું સેવન કરનારને પરમ આનંદ પ્રાપ્ત થાય છે.'

## સૂર્યભક્તનો ઉત્તર

सूर्यभक्त भगवतिको यश सुनि, क्रोधसहित बोल्यो इक मुनि पुनि ॥७६॥
सुन राजन एक वाणी मोरी, भाषूं झूठ न, शपथ करोरी ।
अति पापिष्ट नीच मत याको, श्रवण सनेह सुन्यो तैं जाको ॥७७॥
अवगुण जिते बखानत जगमें, ते गिनियत गुणगण या भगमें ।
मद्य मलिनहिं तीरथ राखत, शुद्ध नाम आमिषको आखत ॥७८॥
कहत और यों सब विपरीता, शम्भुतंत्रं सेवी मति रीता ।
दक्षिण संप्रदाय जो दूजी, यद्यपि श्रेष्ठ अनेक न पूजी ॥७९॥
तौ भी विन भानु सब अंधे, इन सबके मन जिनमें बंधे ।
करत भानु सिगरो उजियारो, ता विन होत तुरत अंधियारो ॥८०॥
और प्रकाशक जगमें जे हैं, अंश सबै सूरजके ते हैं ।
भानु समान कौन हितकारी, भ्रमत थाप परहित मतिधारी ॥८१॥
काल अधीन होत सब कारज, ताहि त्रिविध भाषत आचारज ।
वर्तमान भावि अरु भूता, सूरज क्रिया करत यह सूता ॥८२॥
या विधि सकल भानु ते उपजैं, भस्म होत सब जब वह कुपिजैं ।
भानुरूप द्वै भांति पिछानहु, निराकार साकारहि जानहु ॥८३॥

निराकार परकाश जु कहिये, नामरूपमें व्यापक लहिये ।
अधिष्ठान सबको सो एका, जग विवर्त है जिहिं अविवेका ॥८४॥
अरु भानु वस वृत्ति उदय जब, तामें प्रगटी विनाशत तम सब ॥८५॥

ભગવતી-ભક્તના ભગવતીના યશ સંબંધી વચન સાંભળી સૂર્યનો ભક્ત એક મુનિ હતો, તે ક્રોધ કરી બોલી ઊઠ્યો:

'હે રાજન્! એક મારી વાત સાંભળો. હું જૂઠું બોલતો નથી, તે વાતના હું કરોડો સોગંદ ખાઉં છું. આ ભગવતી-ભક્તનો મત અતિ પાપિષ્ટ અને નીચ છે, તે તમે પોતાને કાને સ્નેહ સહિત સાંભળ્યો છે. ૭૬,૭૭

પણ જગતમાં જેટલા કાંઈ અવગુણ કહેવાય છે, તે સઘળાને આ માર્ગમાં ગુણ માન્યા છે. મલિન એવા મદ્યને એ લોકો 'તીર્થ' કહે છે અને માંસને 'શુદ્ધ' કહે છે; અને એ જ રીતે બીજા પદાર્થોને પણ એવાં ઊલટાં નામ આપેલાં છે; માટે જેઓ છેક જ બુદ્ધિહીન હોય, તેઓ જ શિવતંત્રનું (વામતંત્રનું) સેવન કરશે. બીજો એક દક્ષિણ સંપ્રદાય છે, તે જો કે શ્રેષ્ઠ છે અને અનેક લોકો તે માર્ગે દેવીનું સેવન કરે છે, તથાપિ સૂર્ય વગર બધા જ આંધળા છે. એ સઘળા ઉપાસકોનાં મન જેનાજેનામાં બંધાઈ રહ્યાં છે, તે સઘળાંમાં અજવાળું તો સૂર્યદેવ જ કરે છે. તેનાવગર તરત અંધારું થઈ જાય છે. ૭૮-૮૦

બીજા પણ જગતમાં જેટલા પ્રકાશ કરનારા પદાર્થો છે, તે સઘળા સૂરજના જ અંશ છે. અહો! સૂર્યના જેવો બીજો પરોપકારી દેવ કોણ છે, કે જે પરનું હિત કરવાની બુદ્ધિથી પોતે મહાકાળ ભમ્યા કરે છે? ૮૧

સઘળાં કાર્ય કાળને અધીન રહીને થાય છે. આચાર્યોએ તે કાળ-વર્તમાન, ભૂત અને ભવિષ્ય એમ-ત્રણ પ્રકારનો કહ્યો છે. સૂર્યની ગતિરૂપ ક્રિયા વડે કાળના એવા વિભાગ ઊપજે છે. ૮૨

એ રીતે સર્વ કાંઈ સૂર્યથી ઉત્પન્ન થાય છે. એ સૂર્ય જ્યારે કોપે છે, ત્યારે સર્વ પદાર્થો બળીને ભસ્મ થાય છે. સૂર્યનાં બે રૂપ છે: એક નિરાકાર પ્રકાશ અને બીજો સાકાર પ્રકાશ. તે બેમાંથી નિરાકાર પ્રકાશ તમામ નામરૂપમાં વ્યાપક છે. વેદાંતીઓ જેને 'ભાતિ' (પ્રકાશે છે) શબ્દે કરીને વ્યવહાર કરે છે, તે નિરાકાર પ્રકાશરૂપ જે સૂર્યનું સામાન્ય રૂપ છે, તે સઘળા જગતનું એક જ અધિષ્ઠાન છે. તે અધિષ્ઠાનના અવિવેકથી જગતરૂપી વિવર્ત

મતનો પંડિત—જે પાચે દેવમા ભેદબુદ્ધિ રાખતો નથી—તેનો મત પણ તે મતથી વિરુદ્ધ જ છે, કેમ કે—

વૈષ્ણવનો મત છે, કે વિષ્ણુ સમાન બીજો દેવ નથી બીજા બધા દેવો વિષ્ણુના ભક્ત છે વળી રામ, કૃષ્ણ, નારાયણ વગેરે જે વિષ્ણુના નામ છે, તે નામની સમાન જે બીજા દેવના નામને જાણે, તે નામાપરાધી કહેવાય છે તેમને રામાદિ નામ ઉચ્ચારવાથી યથાર્થ ફળ મળે નહિ

(નામાપરાધ નમથી હળી ન જાણવા જેવી હોવાથી ટીકામાં નથી છે તે અહીં ઉતારી છે )

## દસ નામાપરાધ

જેનાથી દસ નામાપરાધમાથી કોઈ પણ **નામાપરાધ** થાય, તે **નામાપરાધી** કહેવાય છે તે દસ નામાપરાધ નીચે પ્રમાણે છે —

सन्निन्दा, सति नामवैभवकथा, श्रीशेशयोर्भेदधी ।
अश्रद्धा श्रुतिशास्त्रदैशिकगिरा, नाम्न्यर्थवादभ्रम ॥
नामास्तीति निषिद्धवृत्तिविहितत्यागो, हि धर्मान्तरै
साम्य नाम्नि, जपे शिवस्य च हरेर्नामापराधा दश ॥

(૧) સત્પુરુષની નિંદા, (૨) અસાધુ પુરુષની પાસે નામના મહિમાનુ કથન, (૩) વિષ્ણુનો શિવની સાથે ભેદ, (૪) શિવનો વિષ્ણુથી ભેદ, (૫) શ્રુતિવાક્યમા અશ્રદ્ધા, (૬) શાસ્ત્રવાક્યમા અશ્રદ્ધા (૭) ગુરુવાક્યમા અશ્રદ્ધા, (૮) નામ વિષે અર્થવાદ(મહિમાની સ્તુતિ)નો ભ્રમ, (૯) અનેક પાપનો નાશ કરનારુ નામ મારી પાસે છે, એવા વિશ્વાસથી નિષિદ્ધ કર્મનુ આચરણ અને એ જ વિશ્વાસથી વિહિત કર્મનો ત્યાગ અને (૧૦) અન્ય ધર્મોથી (એટલે અન્ય નામોની સાથે) ભગવાનના નામની તુલ્યતા જાણવી એ દસ શિવ અને વિષ્ણુના જપમા નામાપરાધ છે

એના માટે જ કોઈ મહાત્માએ હિંદીમા દોહરો કહ્યો છે કે —

राम राम सबको कहे, दशरित कहे न कोय।
एक वार दशरित कहे, (तु) कोटि जज्ञफल होय ॥

[ दशरित – દસનામાપરાધ વિના ( रित = रिक्त – ખાલી વિના ) ]

એ જ રીતે શિવમતમા શિવ સમાન અન્ય દેવ નથી અને વિષ્ણુ નામ ઉચ્ચારવાથી શિવનુ નામ ઉચ્ચારવાનુ ફળ થાય નહિ

એ રીતે બધાના મતમાં પોતપોતાના દેવ સમાન બીજા દેવ નથી, અને સ્માર્ત મતમા બધા દેવ સરખા છે માટે સ્માર્ત મત પણ એ પાચેથી વિરુદ્ધ છે

### ૭ શાસ્ત્રોની પરસ્પર વિરુદ્ધતા

(૧) સાંખ્ય, (૨) પાતંજલ (૩) ન્યાય, (૪) વૈશેષિક, (૫) પૂર્વમીમાંસા,

ઊપજ્યું છે. એ જ નિરાકાર પ્રકાશ અંતઃકરણની વૃત્તિમાં પ્રતિબિંબ સહિત હોય છે, તેને 'જ્ઞાન' કહે છે. પ્રકાશના પ્રતિબિંબ સહિત અંતઃકરણની વૃત્તિ જ્યારે 'હું સૂર્ય' એવી થાય, ત્યારે અજ્ઞાનની નિવૃત્તિ દ્વારા જગતની નિવૃત્તિ થાય છે.' ૮૩-૮૫

चौपाई–सुनि साकार रूप यह ताको, होय चांदना दिनमें जाको ।
ताके अंश और बहुतेरे, चन्द तारका दीप घनेरे ॥ ८६ ॥
याते द्वैविध भानु बतायो, ज्ञेय ध्येयको भेद जनायो ।
वेद सकल याहीकूं भाखत, रूप प्रकाश सत्य तिहिं आखत ॥८७॥
जामें लेश न तमको कबहीं, लखि तिहिं जग जन जागत सबहीं॥८
कबहुं न सोवे सो यों जागै, ध्यान करत ताको तम भागै ।
और हि जागत भावत सगरे, राजन जानि झूठ ते झगरे ॥८९॥

'હવે એ સૂર્યનાં સાકાર સ્વરૂપ કહું તે સાંભળોઃ એ સાકાર સ્વરૂપથી દિવસે પ્રકાશ પડે છે. ચંદ્રમા, તારા અને દીવા વગેરે બીજા પ્રકાશ એ સહુ સૂર્યના સાકારરૂપના અંશ છે. ૮૬

એવી રીતે નિરાકાર અને સાકાર રૂપથી સૂર્યનાં બે રૂપ છે. તેમાં નિરાકાર રૂપ જ્ઞેય છે અને સાકાર રૂપ ધ્યેય છે. વેદાંતમાં એને જ નિર્ગુણ બ્રહ્મ અને સગુણ બ્રહ્મ કહે છે, સઘળા વેદોમાં એવું જ, કથન કર્યું છે અને તેનું રૂપ પ્રકાશ છે અને તે સત્ય છે એમ કહેલું છે. જેનામાં અંધકારનો લેશ પણ અંશ નથી, એવા તેના સ્વરૂપને જોઈને જગતના બધા લોક જાગ્રત થાય છે. ૮૭,૮૮

એ દેવ કદી ઊંઘતો નથી, પણ સદા જાગે છે. જે એનું ધ્યાન કરે છે, તેનો અંધકાર દૂર થાય છે. બીજા દેવો સદા જાગે છે, એમ જેઓ કહે છે, તે સઘળા જૂઠો વિવાદ કરે છે, એમ હે રાજા, તમારે જાણવું.' ૮૯

## સ્માર્ત મત

ऐसे पांच उपासक बोले, निज गुण-अवगुण परके खोले ।
पंडित और अनेक जु आये, भिन्न भिन्न निज मत समुझाये ॥९०॥

એ રીતે પાંચે ઉપાસકોએ કહ્યું અને પોતાના ગુણ તથા બીજા અવગુણ ઉઘાડા કર્યા. બીજા પણ અનેક પંડિતો આવ્યા હતા, તેમણે પણ પોતપોતાના જુદાજુદા મત સમજાવ્યા. (મતલબ કે, જેમ પાંચ ઉપાસકોએ પરસ્પર વિરુદ્ધ વચનો કહ્યાં, તેમ બીજા અનેક પંડિતોએ પણ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વિરુદ્ધ વચનો જ કહ્યાં.)૯૦

ટીકા—જેમ પાછળ કહેલા પાંચેના મત પરસ્પર વિરુદ્ધ છે, તેમ સ્માર્ત-

મતને પંક્તિ—જે પાંચે દેવમાં ભેદબુદ્ધિ રાખતો નથી—તેનો મત પણ તે અપવાથી વિરુદ્ધ જ છે; કેમ કે—

વૈષ્ણવનો મત છે, કે વિષ્ણુ સમાન બીજો દેવ નથી. બીજા બધા દેવો વિષ્ણુના ભક્ત છે. વળી રામ, કૃષ્ણ, નારાયણ વગેરે જે વિષ્ણુનાં નામ છે, તે નામની સમાન જે બીજા દેવનાં નામને જાણે, તે નામાપરાધી કહેવાય છે. તેમને રામાદિક નામ ઉચ્ચારવાથી યથાર્થ ફળ મળે નહિ.

(નામાપરાધ સંબંધી હકીકત જાણવા જેવી હોવાથી ટીકાકારે લખી છે તે અહીં ઉતારી છે.)

## દસ નામાપરાધ

જેનાથી દસ નામાપરાધમાંથી કોઈ પણ **નામાપરાધ** થાય, તે **નામાપરાધી** કહેવાય છે. તે દસ નામાપરાધ નીચે પ્રમાણે છે.—

सन्निन्दा, सति नामवैभवकथा, श्रीशेशयोर्भेदधीः ।
अश्रद्धा श्रुतिशास्त्रदेशिकगिरां, नाम्न्यर्थवादभ्रमः ॥
नामास्तीति निषिद्धवृत्तिविहितत्यागो, हि धर्मान्तरैः
साम्यं नाम्नि, जपे शिवस्य च हरेर्नामापराधा दश ॥

(૧) સત્પુરુષની નિંદા, (૨) અસાધુ પુરુષની પાસે નામના મહિમાનું કથન, (૩) વિષ્ણુનો શિવની સાથે ભેદ, (૪) શિવનો વિષ્ણુથી ભેદ, (૫) શ્રુતિવાક્યમાં અશ્રદ્ધા, (૬) શાસ્ત્રવાક્યમાં અશ્રદ્ધા, (૭) ગુરુવાક્યમાં અશ્રદ્ધા, (૮) નામ વિષે અર્થવાદ(મહિમાની સ્તુતિ)નો ભ્રમ, (૯) અનેક પાપનો નાશ કરનારું નામ મારી પાસે છે, એવા વિશ્વાસથી નિષિદ્ધ કર્મનું આચરણ અને એ જ વિશ્વાસથી વિહિત કર્મનો ત્યાગ અને (૧૦) અન્ય ધર્મોથી (એટલે અન્ય નામોની સાથે) ભગવાનના નામની તુલ્યતા જાણવી. એ દસ શિવ અને વિષ્ણુના જપમાં નામાપરાધ છે.

એટલા માટે જ કોઈ મહાત્માએ હિંદીમાં દોહરો કહ્યો છે, કે—

राम राम सबको कहे, दशरित कहे न कोय।
एक बार दशरित कहे, (तु) कोटि जज्ञफल होय ॥

[ दशरित = દસનામાપરાધ વિના ( रित = रिक्त = ખાલી–વિના ) ]

એ જ રીતે શિવમતમાં શિવ સમાન અન્ય દેવ નથી અને વિષ્ણુ નામ ઉચ્ચારવાથી શિવનું નામ ઉચ્ચારવાનું ફળ થાય નહિ.

એ રીતે બધાંના મતમાં પોતપોતાના દેવ સમાન બીજા દેવ નથી; અને સ્માર્ત મતમાં બધા દેવ સરખા છે. માટે સ્માર્ત મત પણ એ પાંચેથી વિરુદ્ધ છે.

### ૭ શાસ્ત્રોની પરસ્પર વિરુદ્ધતા

(૧) સાંખ્ય, (૨) પાતંજલ, (૩) ન્યાય, (૪) વૈશેષિક, (૫) પૂર્વમીમાંસા,

(૬) ઉત્તરમીમાંસા-એ ૭ શાસ્ત્રોનો મત પણ પરસ્પર વિરુદ્ધ છે; કેમ કે—

(૧) સાંખ્યશાસ્ત્રમાં ઈશ્વરનો અંગીકાર નથી અને યોગનિરપેક્ષ પ્રકૃતિ-પુરુષના વિવેક-જ્ઞાનથી મોક્ષ માન્યો છે. (યોગનિરપેક્ષ એટલે સમાધિની જરૂર વગર-કેવળ વિવેકથી.)

(૨) પાતંજલમાં ઈશ્વરનો અંગીકાર કર્યો છે અને સમાધિથી મોક્ષ માન્યો છે. એવો વિરોધ સાંખ્ય અને યોગમાં છે.

(૩-૪) ન્યાયમતમાં ચાર પ્રમાણ અને વૈશેષિકમાં બે જ પ્રમાણ માન્યાં છે; એ ન્યાય અને વૈશેષિકમાં વિરોધ છે. બીજા પણ એ બંનેમાં ઘણા વિરોધ છે, પણ જિજ્ઞાસુને તે જરૂરના ન હોવાથી લખ્યા નથી.

(૫) પૂર્વમીમાંસામાં ઈશ્વરનો અંગીકાર નથી, મોક્ષરૂપ નિત્યસુખનો અંગીકાર નથી, પણ કર્મજન્ય વિષયસુખ એ જ પુરુષાર્થ છે.

(૬) ઉત્તરમીમાંસામાં ઈશ્વરનો અને મોક્ષનો અંગીકાર છે અને વિષયસુખ એ પુરુષાર્થ નથી; ઉત્તરમીમાંસાનો મત તો આ ગ્રંથમાં સ્પષ્ટ જ છે. સઘળાં શાસ્ત્રોનો મત એનાથી વિરુદ્ધ છે. બીજાં શાસ્ત્રોમાં ભેદવાદ છે અને આમાં ભેદનું ખંડન તથા અભેદનું પ્રતિપાદન છે.

એ રીતે બધાં શાસ્ત્રોના સિદ્ધાંતો પરસ્પર વિરુદ્ધ છે.

## ભિન્નભિન્ન મતોનું ખંડન અને અદ્વૈતનું પ્રતિપાદન
## તર્કદૃષ્ટિનો પિતાની સાથે મેળાપ

चौपाई—वचन विरुद्ध सुने जब राजा, यह संशय उपज्यो तिहिं ताजा ।
इनमें कौन सत्य बुध भाखत, युक्ति प्रमाण सकल सम आखत ॥९१॥
संशय शोक दुखित यों जियमें, को उपास्य यह लिख्यो न हियमें ।
चिंता हृदय हुई यह जाकूं, निज संदेह सुनाउं काकूं ॥ ९२ ॥
शास्त्रनिपुणपंडित जग जेते, सुने विरुद्ध वकत यह तेते ।
यों चिंतत बहु काल भयोजब, तर्कदृष्टि तिहिं आय मिल्यो तब ॥९३॥
दोहा—मिले परस्पर ते उभै, पुत्र पिता जिहिं रीति ।
करि प्रणाम आशिष दुहुं, आसन लहे सप्रीति ॥ ९४ ॥

રાજાએ જ્યારે આ પ્રમાણે દરેક મતવાળાનાં પરસ્પર વિરુદ્ધ વચનો સાંભળ્યાં, ત્યારે તો વળી તેને વધારે સંશય ઉત્પન્ન થયોઃ 'આ બધા પંડિત પોતપોતાના મતને યુક્તિ અને પ્રમાણ વડે સરખી રીતે પ્રતિપાદન કરે છે, ત્યારે એમાં કયો પંડિત સાચી વાત કહેતો હશે ?' ૯૧

આ રીતે રાજા સંશયથી ઊપજેલા શોક વડે મનમાં દુઃખી થયો અને કયો દેવ ઉપાસ્ય છે, તે વાત નક્કી કરી શક્યો નહિ. એના મનમાં વળી એવી ચિંતા ઊપજી, કે આ મારો સંદેહ હવે હું કોના આગળ કહી સંભળાવું ? ૯૨

જગતમાં જેટલા જેટલા શાસ્ત્રમાં નિપુણ પંડિતો કહેવાય છે, તેઓ સઘળા એકબીજાની વિરુદ્ધ કહી રહ્યા છે એમ તેણે સાંભળ્યું. આવો વિચાર કરતાંકરતાં ઘણોક કાળ વીતી ગયો, ત્યારે તર્કદૃષ્ટિ, તેને આવી મળ્યો. ૯૩

બાપ અને દીકરો જેવી રીતે મળે, તેવી રીતે તે પરસ્પર મળ્યા; એટલે દીકરાએ આવીને પિતાના ચરણમાં પ્રણામ કર્યા અને બાપે તેને આશીર્વાદ આપ્યા. પછી બંને પ્રેમપૂર્વક પોતપોતાને આસને બેઠા. ૯૪

## કારણરૂપની ઉપાસ્યતા અને કાર્યરૂપની નિકૃષ્ટતા

दोहा—निजपितु चिंतासहित लखि, सुत बोल्यो यह बात ।
का चिंता चित रावरे, मुख प्रसन्न नहि तात ॥ ९५ ॥
चौपाई-शुभसंतति सुतकी सुनी बानी, तिहिं भाषी निज सकल कहानी ।
चित चिंताको हेतु सुनायो, को उपास्य यह तत्त्व न पायो ॥ ९६ ॥
तर्कदृष्टि सुनि पितुके बैना, बोल्यो शुभसंतति सुख दैना ।
कारणरूप उपास्य पिछानहु, ताके नाम अनंत हि जानहु ॥ ९७ ॥
कारजरूप तुच्छ लखि तजिये, यह सिद्धांत वेदको भजिये ।
रचे व्यास इतिहास पुराना, तिनमें यहि मतो नहि नाना ॥ ९८ ॥
मनमें मर्म न लखत जु पंडित, करत परस्पर मत ते खंडित ।
नीलकंठ पंडित बुधनीको, कियो ग्रंथ भारतको टीको ॥ ९९ ॥
तिन यह प्रथमहि लिख्यो प्रसंगा, श्रुति सिद्धांत कह्यो जो चंगा ॥ १०० ॥

પછી તર્કદૃષ્ટિએ પોતાના પિતાને ચિંતાયુક્ત જોઈ પૂછ્યું, કે 'પિતાજી ! આપનું મુખ પ્રસન્ન દેખાતું નથી; તેથી આપના મનમાં શી ચિંતા છે તે કહો.' ૯૫

શુભસંતતિ રાજાએ પુત્રનું વચન સાંભળી બધી બનેલી વાત કહી; અને 'ઉપાસ્ય દેવ કયો છે, એ વાત સમજાઈ નથી તેની મને ચિંતા છે,' તેમ કહી બતાવ્યું. ૯૬

તર્કદૃષ્ટિએ પોતાના પિતાનાં વચન સાંભળીને જે કહ્યું, તેથી શુભસંતતિ રાજાને સુખ ઉત્પન્ન થયું. તર્કદૃષ્ટિએ કહ્યું: 'સર્વમાં જે કારણરૂપ હોય, તે ઉપાસ્ય જાણવું; તેને જ અનંત કહે છે. ૯૭

કાર્યરૂપ તુચ્છ છે એમ જાણી તેને ત્યજી દેવું જોઈએ; કેમ કે વેદનો એવો સિદ્ધાંત છે, માટે તેને જ ગ્રહણ કરવો. વ્યાસજીએ ઇતિહાસ અને પુરાણ રચ્યાં છે, તેમાં પણ તેમનો એક જ અભિપ્રાય છે; નાના દેવો ઉપાસ્ય છે, એમ કહેવાનો તેમનો અભિપ્રાય નથી. ૯૮

જે પંડિતો વ્યાસનો એ અભિપ્રાય પોતાના મનમાં સમજતા નથી, તેઓ એકબીજાના મતનું ખંડન કરે છે. નીલકંઠ પંડિત એ સારા વિદ્વાન હતા. તેમણે મહાભારત ગ્રંથ ઉપર ટીકા લખી છે. તેમાં આરંભમાં જ આ પ્રસંગ લખ્યો છે અને વેદનો ઉત્તમ સિદ્ધાંત ત્યાં જ બતાવી દીધો છે.' ૯૯,૧૦૦

### પુરાણોમાં કહેલી સ્તુતિ-નિંદા કરવાનો વ્યાસનો અભિપ્રાય

શંકા—બધાં પુરાણોના કર્તા એક વેદવ્યાસ છે. તેમણે સ્કંદપુરાણમાં શિવજીમાં સ્વતંત્રાદિક ઈશ્વરના ધર્મ કહ્યા છે અને બીજા દેવોને શિવની કૃપાથી વૈભવ પ્રાપ્ત થવાનું કહ્યું છે; માટે તેમનામાં જીવધર્મ કહ્યા એમ જણાય છે. તેમ જ વિષ્ણુપુરાણમાં અને પદ્મપુરાણમાં વિષ્ણુની ઈશ્વરતા કહી છે. વળી વિષ્ણુ અને શિવથી ભિન્ન જે ગણપતિ વગેરે દેવતાઓ છે તેઓ જ ઈશ્વર છે, એમ કોઈ દેવની પુરાણમાં તો કોઈ દેવની ઉપપુરાણમાં ઈશ્વરતા વર્ણવી છે. એ રીતે વ્યાસનાં વચનોમાં વિરોધ દેખાય છે તેનું શું સમાધાન છે?

સમાધાન—વિષ્ણુ, શિવ, ગણપતિ, દેવી, સૂર્ય એ બધા જ ઈશ્વર છે. જે પ્રકરણમાં બીજા દેવોની નિંદા કરી છે, ત્યાં તેમની નિંદા વડે તેમની ઉપાસનાનો ત્યાગ કરવામાં વ્યાસનો અભિપ્રાય નથી; પણ વૈષ્ણવ પુરાણોમાં શિવાદિકની જે નિંદા કરી છે, તેથી વિષ્ણુની ઉત્કૃષ્ટતા સમજાવીને વિષ્ણુની ઉપાસનામાં પ્રવૃત્તિ કરવાનો જ હેતુ છે. તે જ પ્રમાણે શિવપુરાણમાં વિષ્ણુ વગેરેની જે નિંદા કરી છે, તે પણ વિષ્ણુ વગેરેની ઉપાસનાનો ત્યાગ કરાવવાના હેતુથી કરી નથી, પણ શિવની મહત્તા બતાવીને શિવની ઉપાસનામાં પ્રવૃત્તિ કરાવવાના હેતુથી કરી છે. જો એક પ્રકરણમાં બીજાની નિંદા તેની ઉપાસનાનો ત્યાગ કરાવવાના હેતુથી કરી હોય, તો પછી સઘળા દેવોની ઉપાસનાનો ત્યાગ જ થઈ જાય; માટે બીજાઓની નિંદા એ એકની સ્તુતિને અર્થે છે; બીજાઓની ઉપાસનાના ત્યાગને અર્થે નથી.

દૃષ્ટાંત—વેદમાં અગ્નિહોત્રના બે કાળ કહ્યા છેઃ એક તો સૂર્ય ઊગ્યા પહેલાંનો અને બીજો સૂર્ય ઊગ્યા પછીનો કાળ કહ્યો છે. ત્યાં અનુદય (ઊગ્યા પહેલાંના) કાળના પ્રસંગમાં ઉદયકાળની નિંદા કરી છે; અને ઉદયકાળના પ્રસંગમાં અનુદયકાળની નિંદા કરી છે. ત્યાં નિંદા કરવાનું તાત્પર્ય જો ત્યાગ કરવામાં હોય, તો બન્ને કાળમાં હોમનો ત્યાગ કરવો પડે, પણ નિત્યકર્મનો ત્યાગ તો થાય નહિ; માટે ઉદયકાળની સ્તુતિ માટે અનુદયકાળની નિંદા છે અને અનુદયકાળની સ્તુતિ માટે ઉદયકાળની નિંદા છે એમ સમજી લેવું જોઈએ. તે જ રીતે એક દેવની ઉપાસનાના પ્રસંગમાં અન્ય દેવોની નિંદાનું તાત્પર્ય તે એક દેવની સ્તુતિ કરવી એ જ છે પણ અન્ય દેવોની નિંદા કરવી એ તાત્પર્ય નથી.

### પાંચે દેવોના ઉપાસકોને સમાન લોક(બ્રહ્મલોક)ની પ્રાપ્તિ

જેમ વેદની ભિન્નભિન્ન શાખાઓવાળા પોતપોતાની શાખાઓના સંપ્રદાય મુજબ કોઈ ઉદયકાળમાં હોમ કરે છે અને કોઈ અનુદયકાળમાં હોમ કરે છે,

પણ તેનું ફળ બન્નેને સમાન મળે છે. તે જ પ્રમાણે પોતપોતાની ઇચ્છાને અનુસરીને પાંચે દેવોમાંથી ગમે તેની ઉપાસના કરે, તે ઉપાસનાથી ઉપાસકને બ્રહ્મલોકની જ પ્રાપ્તિ થાય છે. અને ત્યાં ભોગ ભોગવી ઉપાસક વિદેહમુક્તિ પામે છે.

જો કે વિષ્ણુ વગેરેની ઉપાસનાથી વૈકુંઠ વગેરે લોકોની પ્રાપ્તિ પુરાણોમાં કહેલી છે—બ્રહ્મલોકની પ્રાપ્તિ કહી નથી, તથાપિ જે ઉત્તમ ઉપાસક વિદેહમુક્તિના અધિકારી છે, તે બધા દેવયાન માર્ગથી બ્રહ્મલોકમાં જ જાય છે, પરંતુ એક જ બ્રહ્મલોક વૈષ્ણવ ઉપાસકને વૈકુંઠરૂપ પ્રતીત થાય છે, અને તે લોકના વાસી બધા ચતુર્ભુજ પાર્ષદરૂપ તેને પ્રતીત થાય છે અને પોતે પણ ચતુર્ભુજ મૂર્તિ થાય છે.

તેમ જ શિવના ઉપાસકને બ્રહ્મલોક જ શિવલોકરૂપે પ્રતીત થાય છે, અને તે લોકના વાસી સઘળા ત્રણ નેત્રવાળા દેખાય છે અને પોતે પણ તેવો જ થાય છે.

એ જ રીતે સઘળા ઉપાસકોને બ્રહ્મલોક જ પોતાના ઉપાસ્યના લોકરૂપે પ્રતીત થાય છે, કેમ કે આવો નિયમ છે, કે દેવયાન માર્ગ વિના અન્ય માર્ગથી જેઓ જાય છે, તેમનું ફરીને સંસારમાં આગમન થાય છે, અને દેવયાન એ જ એકનો માર્ગ બ્રહ્મલોકનો છે, માટે વિદેહમુક્ત થવાની યોગ્યતાવાળા સર્વે ઉપાસક બ્રહ્મલોકમાં જાય છે. તે બ્રહ્મલોકનો એવો અદ્ભુત મહિમા છે, કે ઉપાસકની ઇચ્છા પ્રમાણેની જ સઘળી સામગ્રી સહિત બ્રહ્મલોક તેને પ્રતીત થાય છે.

ઉપાસક વગેરે પરલોકમાં જવાના (૧) દેવયાન, (૨) પિતૃયાન અને (૩) 'જાયસ્વ-મ્રિયસ્વ' (જન્મો અને મરો) એવા ત્રણ માર્ગ શાસ્ત્રોમાં કહેલા છે એને સંસારના માર્ગ પણ કહે છે.

(૧) સૂર્યમંડળ ભેદીને બ્રહ્મલોકમાં જવાનો જે માર્ગ તેને **દેવયાન માર્ગ** કહે છે, એનું બીજું નામ **અર્ચિ માર્ગ** છે.

(૨) ચંદ્રમંડળ ભેદીને ઇંદ્રલોકરૂપ બ્રહ્મલોકમાં જવાનો જે માર્ગ તેને **પિતૃયાન** કહે છે. એનું બીજું નામ **ધૂમ માર્ગ** છે.

(૩) વારંવાર જન્મ-મૃત્યુ માટે મૃત્યુલોકમાં આવવાનો જે માર્ગ તે **જાયસ્વ-મ્રિયસ્વ માર્ગ** છે.

એ ત્રણ સંસારના માર્ગ છે, ચોથો બ્રહ્મજ્ઞાનરૂપ જે માર્ગ તે **મોક્ષનો માર્ગ** છે.

આ રીતે પાંચે દેવોના ઉપાસકોને સમાન ફળ પ્રાપ્ત થાય છે.

### એક પરમાત્મામાં અનેક નામરૂપ સંભવે છે

**શંકા**—પાંચે દેવોના નામ અને રૂપ ભિન્નભિન્ન કહ્યા છે અને ઈશ્વર તો એક છે એક ઈશ્વરના એવા ભિન્નભિન્ન નામરૂપ સંભવે નહિ.

**સમાધાન**—વાસ્તવિક રીતે જોતા તો પરમાત્મામાં કોઈ નામ કે રૂપ છે જ નહિ પણ મંદબુદ્ધિ મનુષ્યોને ઉપાસના કરવા માટે નામરૂપરહિત પરમાત્માના માયાકૃત કલ્પિત નામરૂપ કહેવામાં આવ્યા છે, માટે એક જ પરમાત્મામાં માયાકૃત કલ્પિત અનેક નામરૂપ સંભવે છે આ રીતે તમામ પુરાણ વાક્યોનો વિરોધ દૂર થઈ શકે છે.

## બધાં પુરાણોનું તાત્પર્ય—કારણબ્રહ્મની ઉપાદેયતા (ગ્રહણ-યોગ્યતા) અને કાર્યબ્રહ્મની હેયતા (ત્યાગયોગ્યતા)

પુરાણનાં વાક્યોમાં પરસ્પર વિરોધ છે, એવી શંકાનું મુખ્ય સમાધાન તો આ પ્રમાણે છે:—વિષ્ણુ, શિવ, ગણપતિ, દેવી, સૂર્ય વગેરે જે જે એકએક દેવનાં નામ છે, તે સઘળાં કારણબ્રહ્મનાં નામ છે: અને કાર્યબ્રહ્મનાં પણ તે જ બધાં નામ છે. જેમ માયાવિશિષ્ટ કારણને બ્રહ્મ કહે છે અને તેનું કાર્ય જે હિરણ્યગર્ભ તેને પણ બ્રહ્મ કહે છે; એ જ રીતે વિષ્ણુ, શિવ, ગણેશ, દેવી, સૂર્ય એ શબ્દો બોલવાથી કારણબ્રહ્મ સમજાય છે; તેમ કાર્યબ્રહ્મ પણ એ જ પાંચ શબ્દો બોલવાથી સમજાય છે. એ જ રીતે એ પાંચે શબ્દોના નારાયણ, નીલકંઠ, વિઘ્નેશ, શક્તિ, સૂર્ય ઇત્યાદિક અનંત પર્યાય છે, તે બધા કારણબ્રહ્મ અને કાર્યબ્રહ્મ બન્નેનો બોધ કરે છે. કોઈ જગ્યાએ તો એ શબ્દો કારણબ્રહ્મને ઉદ્દેશી કહેલા હોય છે અને કોઈ જગ્યાએ તો પ્રસંગવશાત્ એ શબ્દો કાર્યબ્રહ્મને ઉદ્દેશી કહેલા હોય છે. જેમ 'સૈંધવ' એ શબ્દના 'ઘોડો' અને 'લવણ' એવા બે અર્થ થાય છે, પણ ભોજનના પ્રસંગમાં 'સૈંધવ'નો અર્થ 'લવણ' થાય છે અને બહાર જવું હોય તે વખતે 'સૈંધવ'નો અર્થ 'ઘોડો' થાય છે, એ જ રીતે વિષ્ણુપુરાણમાં વિષ્ણુ અને નારાયણ વગેરે પદો કારણબ્રહ્મનાં બોધક છે અને શિવ, ગણેશ, સૂર્ય વગેરે પદ કાર્યબ્રહ્મનાં બોધક છે.

### પુરાણોમાં બ્રહ્મવાચકાદિ પદોનાં ઉદાહરણ

(૧) **વૈષ્ણવગ્રંથોમાં** વિષ્ણુની સ્તુતિ અને શિવાદિક દેવોની નિંદા કરવામાં વ્યાસનો એવો અભિપ્રાય છે, કે કારણબ્રહ્મ ઉપાસ્ય છે અને કાર્યબ્રહ્મ ઉપાસ્ય નથી.

(૨) **સ્કંદ પુરાણ** વગેરે શૈવ ગ્રંથમાં શિવ, મહેશ આદિ પદો કારણબ્રહ્મનાં બોધક છે અને વિષ્ણુ, ગણેશ, દેવી, સૂર્ય વગેરે પદો કાર્યબ્રહ્મનાં બોધક છે, માટે તેમાં પણ કારણબ્રહ્મની સ્તુતિ અને કાર્યબ્રહ્મની નિંદા સમજવી.

(૩) **ગણેશ પુરાણમાં** ગણેશપદ કારણબ્રહ્મનું વાચક છે, અને વિષ્ણુ, શિવ વગેરે પદ કાર્યબ્રહ્મનાં વાચક છે; માટે તેમાં પણ કારણબ્રહ્મની સ્તુતિ અને કાર્યબ્રહ્મની નિંદા છે.

(૪) **કાલી પુરાણમાં** કાલિ આદિક પદ કારણબ્રહ્મનાં બોધક છે; અને વિષ્ણુ, શિવ, ગણેશ, સૂર્ય વગેરે પદો કાર્યબ્રહ્મનાં બોધક હોવાથી કાલિ પદ વડે જેનો બોધ કર્યો છે, એવા કારણબ્રહ્મની સ્તુતિ અને વિષ્ણુ, શિવાદિક પદો વડે જેનો બોધ કર્યો છે, એવા કાર્યબ્રહ્મની નિંદા સમજવી.

(૫) **સૌર પુરાણમાં** સૂર્ય, ભાનુ વગેરે પદોથી કારણબ્રહ્મ સમજાવ્યું છે; માટે તેની સ્તુતિ અને વિષ્ણુ વગેરે પદોથી કાર્યબ્રહ્મ સમજાવીને તેની નિંદા જણાવવાનું તાત્પર્ય છે.

એ રીતે સઘળાં પુરાણોનાં કાર્ય–કારણની સંજ્ઞારૂપ સંકેતનો માત્ર ભેદ છે, પણ ઉપાદેય અને હેય જે અર્થ છે તેનો ભેદ નથી. (અર્થાત્ સઘળાં

પુરાણોમાં કારણબ્રહ્મ તથા કાર્યબ્રહ્મ જુદાજુદા શબ્દોથી વર્ણવ્યું છે; અને ગમે તે શબ્દથી કહ્યું હોય, તથાપિ કારણબ્રહ્મ એ જ ઉપાસ્ય છે અને કાર્યબ્રહ્મ ઉપાસ્ય નથી એમ જણાવવાનું તાત્પર્ય છે. કારણબ્રહ્મ ઉપાસ્ય છે, માટે તેની સ્તુતિ કરી છે, અને કાર્યબ્રહ્મ ઉપાસ્ય નથી, માટે તેની નિંદા કરી છે, એટલો જ અર્થ સ્તુતિ-નિંદા શબ્દોથી સમજવો.) બધાં પુરાણોમાં—

(૧) કારણબ્રહ્મની ઉપાસના ઉપાદેય છે, એટલે ગ્રહણ કરવા યોગ્ય છે.

(૨) કાર્યબ્રહ્મની ઉપાસના હેય છે, એટલે તજવા યોગ્ય છે.

માટે સઘળાં પુરાણો એક કારણબ્રહ્મ ઉપાસ્ય છે એમ બોધન કરે છે, તેથી તેમનો પરસ્પર વિરોધ નથી.

## મૂર્તિપ્રતિપાદનનો અભિપ્રાય

જો કે ચતુર્ભુજ, ત્રિનેત્ર, ગજમુખ, અષ્ટભુજ ઇત્યાદિ મૂર્તિઓ માયાનું પરિણામ છે અને ચેતનનું વિવર્ત છે; માટે કાર્યરૂપ છે અને તેની પણ ઉપાસના કરવાની કહી છે, તથાપિ તે ચતુર્ભુજ વગેરે મૂર્તિઓનું જે માયા-વિશિષ્ટ કારણ છે, તેની સાથે એ ચતુર્ભુજાદિક રૂપનો ભેદ નથી એમ વિચાર કરવાથી સમજાશે; માટે તે આકારોનો બાધ કરીને કારણરૂપથી તેમની ઉપાસના કરવી એમ જણાવવાનું તાત્પર્ય છે; કેમ કે આકાર તો કાર્ય છે, માટે તુચ્છ છે અને કારણ સત્ય છે; પણ કોઈની બુદ્ધિ મંદ હોવાથી તે બુદ્ધિ આકારમાં જ સ્થિર થઈ શકે એમ હોય, તો તેણે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે આકારની જ ઉપાસના કરવી. એમ કરવાથી પણ બુદ્ધિ સ્થિર થઈ પરિણામે કારણબ્રહ્મની ઉપાસનામાં સ્થિતિ થાય છે.

## કાર્યબ્રહ્મની ઉપાસના કારણબ્રહ્મના જ્ઞાન માટે છે

કારણબ્રહ્મની ઉપાસના કરવાની રીત આ પ્રમાણે કહેલી છે. બ્રહ્મ જગતનું કારણ છે, તે સત્યકામ છે, સત્યસંકલ્પ છે, સર્વજ્ઞ છે, સ્વતંત્ર છે, સર્વનું પ્રેરક છે, કૃપાળુ છે; ઈશ્વરના એવા ધર્મોનું ચિંતન કરવું. મૂર્તિનું ચિંતન કરવામાં શાસ્ત્રનું તાત્પર્ય નથી.

શાસ્ત્રમાં જે અનેક મૂર્તિઓ લખી છે, તે ઉપાસના માટે લખી નથી, પણ બધી મૂર્તિઓ કારણબ્રહ્મની ઉપલક્ષણરૂપ છે. એમ સમજાવવાના હેતુથી લખી છે. જે વસ્તુ જેના એક દેશમાં હોય, અને તે પણ કોઈક વખત જ હોય, અને એમ છતાં તે વસ્તુ વ્યાવર્તક હોય, એટલે જે સ્થાનમાં હોય તેને બીજાં સ્થાનોથી જુદું પાડી બતાવનારી હોય, તો તેને વ્યાવર્તક કહે છે.

જેમ 'પેલો કાગડો બેઠો છે, તે દેવદત્તનું ઘર.' આ વાક્યમાં દેવદત્તના ઘરનું કાગડો એ ઉપલક્ષણ છે, કેમ કે કાગડો ઘરના એક દેશ(ભાગ)માં હોય છે (આખા ઘરમાં હોતો નથી), અને તે પણ કોઈ વખત હોય છે, સદાકાળ હોતો નથી; અને એમ હોઈને બીજાં ઘરથી દેવદત્તના ઘરનો વ્યાવર્તક છે એટલે ભિન્ન પાડી બતાવનાર છે, માટે કાગડો એ જગ્યાએ **ઉપલક્ષણ** કહેવાય છે. (લક્ષણ ન છતાં લક્ષણનું કાર્ય કરે છે, માટે તે ઉપલક્ષણ કહેવાય છે. જે લક્ષણ હોય તે આખી વસ્તુમાં સદાકાળ હોઈને વ્યાવર્તક હોય છે) જો ...

રીતિ જગતનું કારણ બ્રહ્મ છે. તે કારણરૂપ બ્રહ્મના એક દેશમાં ચતુર્ભુજાદિક મૂર્તિ છે અને તે પણ કદાચિત્ હોય છે—સદાકાળ હોતી નથી, અને એમ હોઈને તે બીજા બધાથી કારણબ્રહ્મની વ્યાવર્તક છે, કેમ કે ચતુર્ભુજાદિ મૂર્તિ કારણબ્રહ્મ વિષે જ હોય છે—બીજામાં હોતી નથી, માટે તે કારણબ્રહ્મનું ઉપલક્ષણ છે.

ઉપલક્ષણનું માત્ર એટલું જ પ્રયોજન હોય છે, કે તેથી વિશેષ્ય વસ્તુનું જ્ઞાન થાય જેમ કાગડારૂપ વિશેષણથી વિશેષ્યરૂપ દેવદત્તના ઘરનું જ્ઞાન થાય છે, એ સિવાય બીજું કોઈ પ્રયોજન કાગડાનું નથી તે રીતે ચતુર્ભુજ વગેરે મૂર્તિથી પણ નિરાકાર કારણબ્રહ્મનું જ્ઞાન, એ જ ઉપાસના માટે મૂર્તિ-પ્રતિપાદનનું પ્રયોજન છે—બીજું પ્રયોજન નથી.

**આકારમાં આગ્રહવાળા શૈવાદિકને ખેદની પ્રાપ્તિ**

શાસ્ત્રના અભિપ્રાયને સમજ્યા વિના કેટલાક મંદબુદ્ધિવાળા ઉપાસક મૂર્તિના આકારમાં આગ્રહ કરે છે, અને 'શ્યાલ-સારમેય' ન્યાયથી પરસ્પર કલહ કરે છે. (શ્યાલ એટલે સાળો—સ્ત્રીનો ભાઈ, સારમેય એટલે કૂતરો)

**શ્યાલ-સારમેય ન્યાય**—એક ભરવાડ અને વાઘરીના ઘર જોડાજોડ હતાં ભરવાડને એક કૂતરો હતો, તેનું નામ ધાવક હતું, અને વાઘરીના કૂતરાનું નામ **ઉત્ફાલક** હતું એ ભરવાડના પછીથી લગ્ન થયા. તે ભરવાડના **સાળાનું નામ** ઉત્ફાલક હતુ અને ઉત્ફાલકના એક **દુશ્મનનું નામ** ધાવક હતું સ્ત્રી પરણીને ભરવાડને ઘેર આવી હવે ભરવાડનો અને વાઘરીનો કૂતરો વારવાર લડતા હતા તે વખતે ભરવાડના ઘરના બધા વાઘરીના કૂતરા ઉત્ફાલકને ગાળો દે અને પોતાના કૂતરા ધાવકના વખાણ કરે. નવી આવેલી ભરવાડની સ્ત્રીને કૂતરાના નામની ખબર ન હોવાથી તે સમજી, કે આ ઘરના બધા મારા ભાઈ ઉત્ફાલકને ગાળો દે છે અને તેના દુશ્મન ધાવકના વખાણ કરે છે, એમ સમજીને સાંજે જ્યારે એનો ધણી ઘેર આવ્યો, ત્યારે તેની જોડે લડવા લાગી, કે 'તમારા ઘરના મારા ભાઈને નિત્ય ગાળો દે છે ને તેના દુશ્મનના વખાણ કરે છે એ ઠીક નહિ. કોઈ વખત જોવા જેવું થશે' ભરવાડે એ વાતની તપાસ કરી સ્ત્રીને સમજણ પાડી, કે 'એ તો કૂતરાના નામ છે—તારા ભાઈની વાત નથી' ત્યારે તે શાંત થઈ

જેમ ભરવાડણે પોતાના સાસુસસરા વગેરેનો અભિપ્રાય જાણ્યા વિના સરખા નામથી ભરભાઈને કલેશ કર્યો, તેમ વૈષ્ણવ ગ્રંથોમાં શિવ વગેરેના નામની કાર્યબ્રહ્મની નિંદા કરી છે—શૈવ ગ્રંથોમાં શિવ વગેરે નામથી ઓળખાતા કારણબ્રહ્મની નિંદા કરી નથી—એ અભિપ્રાયને જાણ્યા વગર શૈવાદિક દુખિત થાય છે, અને એમ જ વિષ્ણુ નામથી કાર્યની નિંદા સમજ્યા વગર વૈષ્ણવો દુ:ખી થાય છે

સઘળા પુરાણોનો અભિપ્રાય આ પ્રમાણે છે

(૧) કારણબ્રહ્મ ઉપાસ્ય છે

(૨) કાર્યબ્રહ્મ ત્યાજ્ય છે.

(૧) માયાવિશિષ્ટ ચેતનને કારણબ્રહ્મ કહે છે.
(૨) માયાકૃત કાર્યવિશિષ્ટ ચેતનને કાર્યબ્રહ્મ કહે છે.
એ જ અર્થ ભારતની ટીકાના આરંભમાં લખ્યો છે અને સઘળા વેદાંતનો પણ એ જ સિદ્ધાંત છે.

## શાસ્ત્રોના વિરોધ વિષે પ્રશ્ન

ચોપાઈ–शुभसंतति सुनि सुतके बैना. उपज्यो जियमें किंचित चैना ।
पुनि तिन प्रश्न कियो निज पूतहि, शास्त्र परस्पर कहत असूतहि ॥१०१
तिनमे सत्य कौन सो कहिये, जाको अर्थ बुद्धिमें लहिये ॥१०२॥
तर्कदृष्टि सुनि निज पितु वानी, बोल्यो वचन सु परम प्रमानी
उत्तर मीमांसा उपदेशा, वेदविरुद्ध न जामें लेशा ॥ १०३ ॥
शास्त्रपंच ते वेदविरुद्धं, याते जानहु तिनहिं अशुद्धं ।
किंचित् अंश वेद अनुसारी, लखि बहुमहत मंद अधिकारी ॥१०४॥

પુરાણોના પરસ્પર વિરોધની શંકા દૂર થવાથી શુભસંતતિ રાજાને પોતાના પુત્રનાં વચન સાંભળીને મનમાં થોડીક શાંતિ થઈ, પણ છ શાસ્ત્રોનો પરસ્પર વિરોધ છે, એવી શંકા તેની મટી નહિ; તેથી તેણે ફરીથી પોતાના પુત્રને પ્રશ્ન કર્યો, કે 'શાસ્ત્રો પરસ્પર જે વિરોધી વાત કહે છે, તેમાંથી કયા શાસ્ત્રની વાત સાચી માની તેનો અર્થ બુદ્ધિમાં ધારણ કરવો ?' ૧૦૧, ૧૦૨

## ઉત્તરમીમાંસાની પ્રમાણતા

પોતાના પિતાની વાણી સાંભળી તર્કદૃષ્ટિએ પરમ પ્રમાણ-યુક્ત વચન કહ્યું, કે 'ઉત્તરમીમાંસામાં જે ઉપદેશ છે, તેમાં લગાર પણ વેદથી વિરુદ્ધ નથી. બાકીનાં પાંચ શાસ્ત્ર વેદથી વિરુદ્ધ છે, માટે તેને દોષવાળાં જાણવાં. તે શાસ્ત્રોમાં થોડોક ભાગ વેદને અનુસરતો છે, તે જોઈને ઘણાક મંદ અધિકારીઓ તે શાસ્ત્રોનો સ્વીકાર કરતા જણાય છે. ૧૦૩,૧૦૪

ટીકા—જો કે છ શાસ્ત્રોના કર્તાઓ સર્વજ્ઞ કહેવાય છે —
(૧) સાંખ્યના કર્તા કપિલ મુનિ
(૨) પાતંજલના કર્તા પતંજલિ મુનિ (એ શેષનો અવતાર છે.)
(૩) ન્યાયના કર્તા ગૌતમ મુનિ
(૪) વૈશેષિકના કર્તા કણાદ મુનિ
(૫) પૂર્વમીમાંસાના કર્તા જૈમિનિ આચાર્ય
(૬) ઉત્તમીમાંસાના કર્તા વ્યાસ મુનિ
એ સઘળાઓનું માહાત્મ્ય પ્રસિદ્ધ છે, માટે એમનાં વચનરૂપ શાસ્ત્રો પણ બધાં સરખાં જ પ્રમાણ માનવા જોઈએ.

**સમાધાન**—પરંતુ સઘળાં વાક્યોમાં પ્રબળ પ્રમાણ વેદવાક્ય છે; કેમ કે

(૧) વેદના કર્તા સર્વજ્ઞ ઈશ્વર છે; તેને વિષે ભ્રમ, સંદેહ અને વિપ્રલિપ્સા (ઠગવાની ઇચ્છા) દોષ સંભવતા નથી.

(૨) શાસ્ત્રોના કર્તા જીવો છે; તેમનામાં ભ્રમ વગેરે દોષ હોવાનો સંભવ છે.

**શંકા**—શાસ્ત્રકારો પણ સર્વજ્ઞ કહેવાય છે.

**સમાધાન**—એ વાત ખરી, પણ તેમને યોગમાહાત્મ્યથી સર્વજ્ઞતા પ્રાપ્ત થયેલી છે; તેથી તેઓ **યુંજાનયોગી** થયેલા છે; અને ઈશ્વરની સર્વજ્ઞતા સ્વભાવસિદ્ધ છે, માટે તે **યુક્તયોગી** કહેવાય છે.

૧. જે પદાર્થનું ચિંતન કરે, તે પદાર્થનું જેને જ્ઞાન થાય, તેને **યુંજાનયોગી** કહે છે.

૨. જેને સઘળા પદાર્થો સર્વદા એકરસ (આખા એક પદાર્થની પેઠે) અપરોક્ષ પ્રતીત થાય, તે **યુક્તયોગી** કહેવાય છે. એવો ઈશ્વર છે.

૧. યુક્તયોગીકૃત વેદવચન પ્રબળ છે.

૨. યુંજાનયોગીકૃત શાસ્ત્રવચન દુર્બળ છે.

## વેદાનુસારી શાસ્ત્રની પ્રમાણતા

વેદને અનુસરનારું શાસ્ત્ર પ્રમાણ જાણવું અને વેદથી વિરુદ્ધ હોય, તેને અપ્રમાણ જાણવું. ઉત્તરમીમાંસા સિવાયનાં પાંચે શાસ્ત્રો કેવી રીતે વેદવિરુદ્ધ છે, તે વાત **શારીરક** આદિ ગ્રંથોમાં સ્પષ્ટ કરીને કહેલી છે. માત્ર ઉત્તરમીમાંસા શાસ્ત્ર કોઈ પણ અંશમાં વેદથી વિરુદ્ધ નથી, માટે તે પ્રમાણ છે.

બીજા શાસ્ત્રોને પણ કોઈ કોઈ અંશમાં વેદને અનુસરનારાં જોઈને મંદ બુદ્ધિવાળા મનુષ્યો તેમાં વિશ્વાસ મૂકતા જોવામાં આવે છે, પણ તે શાસ્ત્રો ઘણે અંશે વેદથી વિરુદ્ધ છે, માટે તજવા જેવાં જ છે. જો કોઈ અંશમાં વેદાનુસારી હોવાથી તે શાસ્ત્ર ગ્રહણ કરવા યોગ્ય મનાતું હોય, તો જૈનશાસ્ત્ર પણ અહિંસા અંશમાં વેદને અનુસરનારું છે, માટે તે પણ ગ્રહણ કરવા યોગ્ય ગણાવું જોઈએ; પણ ઘણે અંશે તે વેદ વિરુદ્ધ હોવાથી તજવા જેવું છે—ગ્રહણ કરવા જેવું નથી.

**શંકા**—સુગત એટલે બુદ્ધ પણ ઈશ્વરનો અવતાર છે; માટે તેનાં વચન પણ વેદ સમાન પ્રમાણ માનવાં જોઈએ.

**સમાધાન**—પણ બુદ્ધનો અવતાર અસુરોને ઠગવા માટે થયો છે; માટે તેનાં વચન સર્વ પ્રકારે અપ્રમાણ છે.

માટે સર્વ અંશમાં વેદને અનુસરનાર ઉત્તરમીમાંસા હોવાથી મુમુક્ષુઓએ તે શાસ્ત્ર સર્વ પ્રકારે ગ્રહણ કરવા જેવું છે.

**શંકા**—**ઉત્તરમીમાંસા** ગ્રંથ વ્યાસકૃત સૂત્રરૂપ છે. તેનું વ્યાખ્યાન પણ અનેક પુરુષોએ જુદીજુદી રીતે કરેલું છે; તેમાંથી કયું ગ્રહણ કરવું?

**સમાધાન**—પૂજ્યપાદ શંકરાચાર્યકૃત વ્યાખ્યાન જ વેદાનુસારી છે; બીજાં વ્યાખ્યાનો તેવાં નથી. એ વાત પાછળ પાંચમા તરંગમાં પ્રતિપાદન કરી છે; માટે ઉત્તરમીમાંસા સિવાયનાં પાંચે શાસ્ત્રો અપ્રમાણ છે.

## બીજાં શાસ્ત્રોની ઉપયોગિતા સારગ્રાહી દૃષ્ટિથી છે

આ તરંગમાં જ પાછળ કહેવામાં આવ્યું છે, કે બધાં શાસ્ત્રો મોક્ષમાં ઉપયોગી છે, તે માત્ર તર્કદૃષ્ટિના સારગ્રાહી વિવેકને અનુસરી કહ્યું છે. જેમ કોઈ માણસને વધ કરવા તેનો શત્રુ તરવારનો ઝટકો મારે, તેથી લોહી વહી જઈ દૈવયોગથી તેનો રોગ મટી જાય; તે વખતે તે સારગ્રાહી રોગી મનુષ્ય તરવાર મારનારનો ઉપકાર માને, તેવી જ રીતે બીજાં શાસ્ત્રોથી પણ કોઈ રીતે અંતઃકરણની શુદ્ધિ અને સ્થિરતા થવાથી મનુષ્ય નિવૃત્તિપરાયણ થઈ વેદાનુસાર નિશ્ચય કરે તો મોક્ષ થાય, પણ જો સર્વ પ્રકારે તે બીજા શાસ્ત્રમાં આગ્રહ રાખે, તો અંધગોલાંગૂલન્યાયથી તેને અનર્થની પ્રાપ્તિ થાય; માટે સઘળાં શાસ્ત્રોનો ત્યાગ કરી અદ્વૈત વ્યાખ્યાનની રીતે ઉત્તરમીમાંસા શાસ્ત્ર ગ્રહણ કરવા જેવું છે.

## અંધગોલાંગૂલન્યાયનો ખુલાસો

અંધગોલાંગૂલન્યાય આવો છે—જેમ કોઈ ધનવાનના ઘરેણાંવાળા પહેરેલા છોકરાને ચોર લોકો પકડી જંગલમાં લઈ ગયા અને તેનાં ઘરેણાં ઉતારી લઈ તેની આંખો ફોડી તેને જંગલમાં છોડી ચાલ્યા ગયા. તે રડતા છોકરાને જોઈ કોઈ નિર્દય ઠગારાએ તેને કહ્યું, કે 'આ બળદ તારા ગામ તરફ જાય છે, માટે તેનું પૂછડું તું પકડી લે—છોડીશ નહિ' તે ઉપર વિશ્વાસ રાખી તે છોકરો બળદનું પૂછડું પકડી ઠગારાના વચનમાં વિશ્વાસ રાખવાથી દુઃખી થઈ નાશ પામે છે.

તેમ વિષયરૂપી ચોર વિવેકરૂપ નેત્ર ફોડી મનુષ્યને સંસારરૂપી વનમાં નાખે છે. ત્યાં બીજાં નિર્દય ઠગારા બીજાં શાસ્ત્રોના સિદ્ધાંતમાં આગ્રહ કરાવે છે અને કહે છે, કે અમારા ઉપદેશથી જ તને પરમ સુખની પ્રાપ્તિ થશે, માટે તેને છોડીશ નહિ. જિજ્ઞાસુ વિચારે તેના વચનમાં વિશ્વાસ રાખી પુરુષાર્થસુખથી રહિત થાય છે અને જન્મમરણરૂપ મહાદુઃખનો અનુભવ કરે છે માટે બીજાં શાસ્ત્રો તજવા જેવાં છે.

## રાજાનો મોક્ષ તથા ગ્રંથસમાપ્તિ

દોહા—तर्कदृष्टिके वचन सुनि, शुभसंतति तिहिं तात ।
संशय शोक नश्यो सकल, लह्यो हिये कुशलात ॥१०५॥
कारणब्रह्म उपासना, करी बहुत चित्त लाय ।
तर्कदृष्टि निज लखि गुरु, राजसमाज चढाय ॥१०६॥

તર્કદૃષ્ટિનાં વચન સાંભળી તેના પિતા શુભસંતતિના મનમાંથી સઘળા સંશય અને શોક નાશ પામ્યા તથા મનમાં શાંતિ થઈ ૧૦૫

તેણે મનને એકાગ્ર કરી કારણબ્રહ્મની ઉપાસના કરી, તથા તર્કદૃષ્ટિને પોતાનો ગુરુ માનીને રાજસમાજમાં તેને મોટું માન આપ્યું. ૧૦૬

ટીકા—જો કે તર્કદૃષ્ટિ પુત્ર હતો, તથાપિ ઉત્તમ ઉપદેશ કર્યો, તેથી તેને ગુરુપદવી પ્રાપ્ત થઈ, એ બ્રહ્મવિદ્યાનું માહાત્મ્ય છે.

### શુભસંતતિનો મોક્ષ

**कछु व्यतीत्यो काल तव, तजि राजा निज प्राण ।**
**ब्रह्मलोकमें सो गयो, मुनि जहँ जात सध्यान ॥ १०७ ॥**

એ પ્રમાણે ઉપાસના કરતાંકરતાં કેટલોક કાળ વીત્યા પછી રાજા મૃત્યુ પામ્યો; અને જ્યાં ધ્યાની મુનિઓ જાય છે, એ બ્રહ્મલોકમાં તે ગયો. ૧૦૭

**ટીકા**—અહીં રાજાના મરણનો યોગ્ય દેશકાળ કહ્યો નથી, તેનો આવો અભિપ્રાય છે. ઉપાસકના મરણમાં દેશકાળની અપેક્ષા નથી, ભલે તે દિવસે મરે કે રાતે, દક્ષિણાયનમાં મરે કે ઉત્તરાયણમાં, પવિત્ર ભૂમિમાં મરે કે અપવિત્ર ભૂમિમાં–સર્વથા ઉપાસનાના બળથી દેવયાનમાર્ગ દ્વારા તેને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે.

પાછળ જે અદૃષ્ટિના અસંગમાં દેશકાળની અપેક્ષા કહી છે, તે યોગ સહિત ઉપાસક માટે કહી છે; કેવળ ઈશ્વરશરણ ઉપાસકને દેશકાળની અપેક્ષા નથી. એ જ અર્થ સૂત્રકારે અને ભાષ્યકારે પણ પ્રતિપાદન કર્યો છે.

### તર્કદૃષ્ટિનો દેહપાત અને પરમાત્મા સાથે અભેદ

**राजकाज सब तब कियो, तर्कदृष्टि हुशियार ।**
**लग्यो न रंचक रंग तिहि, लह्यो ब्रह्म निरधार ॥ १०८ ॥**
**अंत भयो प्रारब्धको, पायो निश्चल गेह ।**
**आतम परमातम मिल्यो, देह खेहमें छेह ॥ १०९ ॥**

પિતાના મૃત્યુ પામ્યા પછી તર્કદૃષ્ટિએ સાવધ રહી સઘળું રાજ્યકાજ કરવા માંડયું; પણ તેણે નિશ્ચયપણે બ્રહ્મનો સાક્ષાત્કાર કરેલો હોવાથી તેને તેમાંથી લગાર પણ રંગ લાગ્યો નહિ. જ્યારે તેના પ્રારબ્ધનો અંત આવ્યો, ત્યારે તેને નિશ્ચળ ઘર પ્રાપ્ત થયું (મોક્ષ મળ્યો); એટલે તેનો સાક્ષી કૂટસ્થ જે આત્મા તે પરમાત્મામાં મળી ગયો અને તેનો દેહ માટીમાં મળી ગયો. ૧૦૮,૧૦૯

### વિદેહમુક્તિ વિષે ભિન્નભિન્ન મતો–
### સિદ્ધાંતમાં ઈશ્વર સાથે ભેદાભેદને વિદેહમુક્તિ કહે છે

**ટીકા**—જો કે કૂટસ્થનો પરમાત્મા સાથે સદા અભેદ છે, તથાપિ ઉપાધિકૃત ભેદ તો છે. તે ઉપાધિનો નાશ થવાથી, ઉપાધિકૃત ભેદનો પણ નાશ થાય છે.

ઉપર કહ્યું છે, કે 'તેનો આત્મા પરમાત્મામાં મળી ગયો' એટલે આત્મા પરમાત્મા સાથે અભેદપણે રહ્યો એવો અર્થ થાય છે. એમ કહેવામાં એવો અભિપ્રાય છે, કે વિદેહમુક્તિમાં ઈશ્વર સાથે અભેદની પ્રાપ્તિ થાય છે, શુદ્ધ બ્રહ્મચેતન સાથે અભેદ થતો નથી. આ વિષય **શારીરક** ભાષ્યના ચોથા અધ્યાયમાં પ્રતિપાદન કર્યો છે. ત્યાં આ પ્રસંગ છે —

(૧) વિદેહમુક્તિમાં સત્ય સંકલ્પાદિક રૂપની પ્રાપ્તિ જૈમિનિના મતથી કહી છે.
(૨) ઔડુલોમિના મતથી સત્ય સંકલ્પાદિકનો અભાવ કહ્યો છે.

(૩) સિદ્ધાંતમાં સત્ય સંકલ્પાદિકનો ભાવ અને અભાવ બન્ને કહ્યાં છે. તેનો આવો અભિપ્રાય છે.—વિદેહમુક્તિમાં આત્માનો ઈશ્વર સાથે અભેદ થાય છે; તેથી ઈશ્વરના જે સત્ય સંકલ્પાદિક ગુણો છે, તે ગુણો મુક્તમાં પણ આવે છે, એમ બીજા જીવો માને છે, અર્થાત્ જીવોની અપેક્ષાએ મુક્તમાં સત્ય સંકલ્પાદિકનો આરોપ કરાય છે, પણ ઈશ્વર તો પરમાર્થદૃષ્ટિએ શુદ્ધ છે; તેનામાં કોઈ ગુણ નથી, પણ તે નિર્ગુણ છે; માટે ઈશ્વરની સાથે અભેદપણે રહેલા મુક્તમાં પણ સત્યસંકલ્પાદિક ગુણોનો અભાવ જ છે.

## ઈશ્વર અને શુદ્ધ ચૈતન્યનો અભેદ

જો કે સંસારદશામાં પણ જીવ વાસ્તવિક રીતે જોતાં તો નિર્ગુણ છે અને શુદ્ધ છે, તથાપિ જીવને સંસારદશામાં અવિદ્યાથી કર્તાપણું અને ભોક્તાપણું પ્રતીત થાય છે.

ઈશ્વરને કદી પણ આત્મામાં અથવા અન્યમાં સંસાર પ્રતીત થતો નથી; માટે તે સદા અસંગ, નિર્ગુણ અને શુદ્ધ છે; તેથી મુક્તનો ઈશ્વર સાથે જે અભેદ તે જ શુદ્ધ બ્રહ્મચૈતન્ય સાથે અભેદ છે.

જો ઈશ્વર સાથેના અભેદને શુદ્ધ બ્રહ્મ સાથેનો અભેદ ન માનીએ, તો ઈશ્વરને શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ કદી પણ થાય નહિ; કેમ કે જીવની પેઠે ઈશ્વરને ઉપદેશજન્ય જ્ઞાન અને વિદેહમોક્ષ તો કદી થાય નહિ; અને સદાપ્રાપ્ત જે તેનું રૂપ તે શુદ્ધ નથી; (કેમ કે તેને માયોપાધિક સર્વજ્ઞતાદિક ગુણવાળો માન્યો છે) માટે ઈશ્વર તો જીવથી પણ ન્યૂન અને સદા બદ્ધ છે એમ કહેવું પડશે! માટે આ રીતે માનવું જોઈએ, કે—

(૧) ઈશ્વરને આવરણ નથી; માટે તેને ઉપદેશજન્ય જ્ઞાનની અપેક્ષા નથી.

(૨) આવરણ ન હોવાથી તેને ભ્રાંતિ નથી; માટે તે નિત્યસર્વજ્ઞ છે અને નિત્યમુક્ત છે.

(૩) માયા અને તેનું કાર્ય આત્મામા પ્રતીત થતુ નથી, માટે તે સદા અસંગ છે; અને તેથી તે શુદ્ધ છે.

એ રીતે મુક્તનો ઈશ્વર સાથે અભેદ, તે જ શુદ્ધ ચેતન સાથે અભેદ છે.

દૃષ્ટાંત વડે પણ મુક્તનો ઈશ્વર સાથે જ અભેદ સિદ્ધ થાય છે. જેમ ઘરમાં મૂકેલો ઘડો ફૂટી જાય, એટલે ઘટાકાશનો મઠાકાશમાં લય થયો કહેવાય, મહાકાશમાં લય થયો કહેવાય નહિ; તેમ જ્ઞાનીનું શરીર ઈશ્વરકૃત બ્રહ્માંડમાં નાશ પામે છે અને આખું બ્રહ્માંડ ઈશ્વરના શરીરરૂપ માયામાં અંતર્ભૂત છે. જ્ઞાનીનો આત્મા વિદેહમોક્ષ પામતાં બ્રહ્માંડની બહાર ગમન કરતો નથી; માટે તેનો ઈશ્વરની સાથે જ અભેદ થાય છે, પણ જેમ ઘટાકાશનો મઠાકાશ સાથે અભેદ થાય છે અને તે મઠાકાશ મહાકાશરૂપ જ છે; તેમ જ્ઞાનીના આત્માનો ઈશ્વર સાથે અભેદ થાય છે અને તે ઈશ્વર એ શુદ્ધ બ્રહ્મ જ છે; માટે જ્ઞાનીના આત્માને શુદ્ધ બ્રહ્મની જ પ્રાપ્તિ થાય છે.

(અહીં આ રહસ્ય છેઃ—જ્ઞાનીની દૃષ્ટિથી તો વિદેહમોક્ષ થતાં પહેલાં પણ બ્રહ્માંડાદિ જગત કાંઈ છે જ નહિ, પણ શુદ્ધ બ્રહ્મ જ છે; માટે તેની દૃષ્ટિથી તો બ્રહ્મ સાથે જ અભેદ છે અને એને જ શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ કહેવામાં આવે છે.)

(અજ્ઞાનીઓની દૃષ્ટિથી બ્રહ્માંડ વગેરે જેમનું તેમ પ્રતીત થાય છે; માટે તેની દૃષ્ટિથી જ્ઞાનીનો ઈશ્વર સાથે—ઈશ્વરના દેહરૂપ બ્રહ્માંડ સાથે—અભેદ થાય છે. તે ઈશ્વર વાસ્તવિક શુદ્ધ બ્રહ્મ જ છે; તેથી પણ જ્ઞાનીને શુદ્ધ બ્રહ્મની જ પ્રાપ્તિ થાય છે.)

## ભાષાગ્રંથ રચવાનું પ્રયોજન

दोहा—यह विचारसागर कियो जामें रत्न अनेक ।
गोप्य वेदसिद्धांततै, प्रगट लहत सविवेक ॥ ११० ॥
सांख्य न्यायमें श्रम कियो, पढि व्याकरण अशेष ।
पढे ग्रंथ अद्वैतके, रह्यो न एकहु शेष ॥ १११ ॥
कठिन जु और निबंध हैं, जिनमें मतके भेद ।
श्रमते अवगाहन किये, 'निश्चलदास' सवेद ॥ ११२ ॥
तिन यह भाषाग्रंथ किये, रंच न उपजी लाज ।
तामें यह इक हेतु है, दयाधर्म शिरताज ॥ ११३ ॥
बिन व्याकरण न पढि सकै, ग्रंथ संसकृत मंद ।
पढै याहि अनयास हि, लहै सु परमानंद ॥ ११४ ॥
दिल्लीते पश्चिम दिशा, कोश अठारह गाम ।
तामें यह पूरो भयो, किहडौली तिहिं नाम ॥ ११५ ॥
ज्ञानी मुक्ति विदेहमें, जासों होय अभेद ।
दादू आदूरूप सो, जाहिं बखानत वेद ॥ ११६ ॥
नामरूप व्यभिचारमें, अनुगत एक अनूप ।
दादूपदको लक्ष्य है, अस्ति भाति प्रियरूप ॥ ११७ ॥

ગુપ્ત રાખવા યોગ્ય એવા વેદના સિદ્ધાંત વડે આ વિચારસાગર રચવામાં આવ્યો છે, જેમાં સિદ્ધાંતરૂપી અનેક રત્નો (જે આજ સુધી ગુપ્ત હતાં તે) વિવેકી માણસો પ્રકટ જોઈ શકે છે. ૧૧૦

આ ગ્રંથના કર્તા નિશ્ચળદાસે પ્રથમ સમગ્ર વ્યાકરણ ભણી પછી સાંખ્યશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્ર સમજવામાં શ્રમ વેઠ્યો છે; અને પછી અદ્વૈત શાસ્ત્રના તમામ ગ્રંથો વાંચ્યા છે; એક પણ ગ્રંથ બાકી રાખ્યો નથી. ૧૧૧

વળી બીજા પણ જે મતભેદવાળા કઠણ-કઠણ નિબંધરૂપ ગ્રંથો છે, તેમાં તથા વેદમાં પણ નિશ્ચળદાસે ધ્યાન આપી ઘણા પ્રયાસથી

બુદ્ધિનો પ્રવેશ કરાવ્યો છે. ૧૧૨

એવા વિદ્વાને આ ભાષાનો ગ્રંથ રચ્યો છે, અને તેમ કરતાં તેને લગાર પણ શરમ આવી નથી; તેનું કારણ તો એવું છે, કે તેથી માત્ર ભાષાગ્રંથો સમજવાની શક્તિવાળા માણસો ઉપર દયા થઈ શકે છે; કેમ કે દયાધર્મ એ બધા ધર્મ કરતાં શ્રેષ્ઠ છે. ૧૧૩

મંદબુદ્ધિના માણસો વ્યાકરણ ભણ્યા વિના સંસ્કૃત ગ્રંથો ભણી શકે નહિ; પણ આ ગ્રંથ તો વગરમહેનતે ભણી શકે અને પરમાનંદ પ્રાપ્ત કરી શકે. ૧૧૪

## મંગલાચરણપૂર્વક ગ્રંથની સમાપ્તિ

દિલ્હીથી પશ્ચિમમાં અઢાર ગાઉ પર કિહડોલી નામે ગામ છે. (એ ગામમાં શ્રીનિશ્ચળદાસજીનું ગુરુદ્વાર છે, અને ત્યાં અદ્યાપિ તેમની શિષ્યશાખા પણ છે. વળી તેમણે જે ગ્રંથો એકઠા કર્યા હતા, તે પણ ત્યાં છે.) એ ગામમાં આ ગ્રંથ પૂરો થયો છે. ૧૧૫

વિદેહમુક્તિ પામ્યા પછી જ્ઞાનીઓ જેની સાથે અભેદરૂપે રહે છે અને વેદ જેનાં વખાણ કરે છે, તે આદિ સ્વરૂપ દાદૂ છે. નિશ્ચળદાસજી દાદૂપંથના સાધુ હતા; માટે તેમણે પોતાના આદિ ગુરુ દાદૂને વારંવાર સંભાર્યા છે.) ૧૧૬

(અહીં જે દાદૂ શબ્દ વડે લક્ષ્યાર્થ છે તે કહે છે.)

પદાર્થમાત્રમાં નામ અને રૂપ વ્યભિચારી છે–એટલે કોઈ વખત હોય ને કોઈ વખત ન હોય એવાં છે. તે સઘળામાં સદાકાળ અનુગત રહેલું એક અસ્તિ, ભાતિ અને પ્રિય એવું જે ઉપમારહિત રૂપ છે.(શુદ્ધ ચૈતન્ય છે) તે દાદૂ પદનો લક્ષ્ય અર્થ છે. ૧૧૭

## સમાપ્ત

# પરિશિષ્ટ

વિચારસાગર એ વેદાંતના અભ્યાસ માટે ઉત્તમ ગ્રંથ છે. જેઓને સંસ્કૃત ભાષા આવડતી ન હોય, તેમને માટે આ ખાસ ઉપયોગી પુસ્તક છે. આ એક પુસ્તકનો બરાબર અભ્યાસ કરવામાં આવે, તો વેદાંતના બીજા ગ્રંથ સમજવા સહેલા થઈ પડે છે; કારણ કે આમાં વેદાંતની મુખ્ય પ્રક્રિયા આપેલી છે.

વેદાંતના અભ્યાસની શરૂઆત કરવા પહેલાં અંતઃકરણની શુદ્ધિની જરૂર છે. નિષ્કામકર્મ અને ઉપાસનાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. હાલના કાળમાં અનીતિનું પ્રમાણ બહુ વધી ગયું છે; તેથી અંતઃકરણની શુદ્ધિનો અર્થ 'નીતિવાળો વ્યવહાર'. એમ ઘણા કહે છે. આગલા વખતમાં જ્યારે ઘણા માણસો નીતિથી રહેતા હતા, ત્યારે અંતઃકરણની શુદ્ધિનો અર્થ 'આ લોકના તમામ સંસારી સુખમાં અને પરલોકના સુખમાં વૈરાગ્ય લાવવો' એવો થતો હતો. વિચારસાગરમાં પણ એવા વૈરાગ્યના અર્થમાં અંતઃકરણની શુદ્ધિ સમજાવેલ છે. અભ્યાસની સાથે વૈરાગ્ય વધારવાથી અભ્યાસનું ખરું ફળ મળે છે. આ બાબત ખાસ જરૂરની છે.

વેદાંતના અભ્યાસી માટે બીજી સમજવા જેવી બાબત એ છે, કે અવિદ્યા આવી કયાંથી? એ પ્રશ્ન અવિદ્યાની દશામાં બને છે, વિદ્યાની દશામાં બનતો નથી. અવિદ્યા સાચી હોય, તો તે કયાંથી આવી તેની તપાસ કરવી જોઈએ; પણ અવિદ્યા (જ્ઞાન થતાં) જતી રહે છે, તેથી તેને અનિર્વચનીય કહે છે; માટે તેનાં કારણોની તપાસ કરવાની જરૂર નથી.

કેટલાક વિદ્વાનો અવિદ્યાના ત્રણ વિભાગ નીચે પ્રમાણે કરે છેઃ

(૧) **મૂલા અવિદ્યા**—એ શુદ્ધ ચૈતન્યને ઢાંકે છે.

(૨) ઘટ વગેરે ઉપાધિવાળા ચૈતન્યને જે ઢાંકે છે, તેને **તુલા અવિદ્યા** કહે છે; અથવા પ્રાતિભાસિક સત્તા બનાવનારને પણ તુલા અવિદ્યા કહે છે.

(૩) જીવન્મુક્ત પુરુષોના પ્રારબ્ધના ભોગ માટે જે બાકી અવિદ્યા રહે છે, તેને **લેશા અવિદ્યા** કહે છે.

મૂલા અવિદ્યાના પણ બે વિભાગ નીચે પ્રમાણે કોઈ કરે છેઃ

(૧) અન્યમાં અન્યની બુદ્ધિરૂપ પ્રતીતિ, તેને **કાર્યરૂપ અવિદ્યા** કહે છે.

(૨) આવરણ અને વિક્ષેપશક્તિવાળી અનાદિ ભાવરૂપ જે અવિદ્યા, તેને **કારણરૂપ અવિદ્યા** કહે છે.

શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે અવિદ્યાને ભાવરૂપ (સાચી) માનેલી નથી, પણ અનિર્વચનીય માનેલી છે. જે વસ્તુ ભાવરૂપ હોય, તેનો અભાવ થાય નહિ; તેથી અવિદ્યા ભાવરૂપ નથી; છતાં શ્રીશંકરાચાર્ય અને તેમના શિષ્ય શ્રીસુરેશ્વરાચાર્ય પછીના કેટલાક લેખકોએ અવિદ્યાને ભાવરૂપ માની ઉપર પ્રમાણે કાર્ય–કારણનો વિભાગ કરેલ છે. પ્રકૃતિ ત્રણ ગુણ વાળી હોવાથી તેમાં કાર્ય–કારણ ભાવ બને છે પણ અવિદ્યા અધ્યાસરૂપ છે. અવિદ્યાને ત્રણ ગુણવાળી માનવાની જરૂર નથી.

અવિદ્યામાં કાર્યરૂપ અવિદ્યા અને કારણરૂપ અવિદ્યાએવા ભાગ કરવાની જરૂર નથી.

વેદાંતમાં જગતને પ્રાતિભાસિક સત્તામાં લીધેલું છે, તેથી જગતની ઉત્પત્તિ માનેલી નથી પણ પ્રતીતિ માનેલી છે. તે પ્રતીતિ અનિર્વચનીય છે, કારણ કે તે બાધ પામે છે. તેનુ પ્રમાણ અવિદ્યા અને તેનો પ્રમાતા (ચિદાભાસ) પણ અનિર્વચનીય છે.

**વિચારસાગરમા, પંચદશી**માં અને વેદાંતના બીજા ઘણા ગ્રંથોમા એમ માનવામાં આવેલ છે, કે સુષુપ્તિમા અજ્ઞાન છે અને એ અજ્ઞાન જીવપણાની ઉપાધિ છે. વળી **માંડુક્યોપનિષદ**મા સુષુપ્તિના અભિમાની ચેતનને પ્રાજ્ઞ કહેલ છે તેથી સુષુપ્તિમા બીજાનુ અજ્ઞાન છે એમ કહી શકાય અથવા સ્થાનધર્મવાળું જ્ઞાન કહી શકાય, પણ માત્ર અજ્ઞાન કહેવાથી ભાવરૂપ અજ્ઞાન જેવું થઈ જશે અને ભાવરૂપ અજ્ઞાનનો અભાવ થાય નહિ તેથી દ્વૈત સિદ્ધ થાય અને અદ્વૈત સિદ્ધાંતને હાનિ થાય. વળી જો સુષુપ્તિમા અજ્ઞાન માનીએ, તો નીચે પ્રમાણે બીજી પણ કેટલીક મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે

૧. જો સુષુપ્તિમા અજ્ઞાન હોય, તો તે વખતે જીવ કેમ કહેતો નથી? જેમ જાગ્રતમા અજ્ઞાન વખતે તે કહે છે, કે 'હું તમને જાણતો નથી,' તેમ સુષુપ્તિમા અજ્ઞાન હોય તો તે પ્રમાણે જીવે તે વખતે કહેવુ જોઈએ

૨. જે કહે છે કે અજ્ઞાન છે, તે તેણે શી રીતે જાણ્યુ? કોઈ અવસ્થામાં અજ્ઞાન છે કે નહિ તે તો જ્ઞાનથી ખબર પડે છે અજ્ઞાન છે એમ જાણ્યા વગર અજ્ઞાન છે એમ કહી શકાય નહિ તેથી સુષુપ્તિમા જ્ઞાન છે એટલે અજ્ઞાનનુ જ્ઞાન છે અથવા કાંઈ નહોતું તેનુ જ્ઞાન છે, તેથી ત્યા એક પ્રકારનુ જ્ઞાન છે.

૩. જાગીને જો કોઈ એમ કહે, કે સુષુપ્તિમા કાંઈ નહોતુ, તો અજ્ઞાન હતુ એમ શી રીતે કહી શકાય?

૪. તેથી સુષુપ્તિમા જ્ઞાન છે, પણ જાગ્રતના જેવુ (ત્રિપુટી સહિત) જ્ઞાન નથી, તેથી અજ્ઞાન છે એમ ભૂલથી કોઈ માની બેઠે છે જાગ્રતના જ્ઞાન જેવુ હોય તે જ જ્ઞાન કહેવાય એ ભૂલ છે.

૫. બહુ વિચાર કરતા સુષુપ્તિમા આત્મજ્ઞાનનો અભાવ માની શકાય, પણ ભાવરૂપ અજ્ઞાન માની શકાય નહિ

૬. અથવા સુષુપ્તિમા આત્મા છે અને આત્માને જ્ઞાનની જરૂર નથી. જેને અજ્ઞાન થાય છે, તેને જ્ઞાનની જરૂર છે. અજ્ઞાન ચિદાભાસને થાય છે અને જ્ઞાન પણ ચિદાભાસને થાય છે. એ જાગ્રત દશામા બને છે.

૭. સુષુપ્તિ એ એક પ્રકારનો સ્થાનધર્મ છે તે સ્થાનના અભિમાનીને પ્રાજ્ઞ કહે છે. ત્યા તે સ્થાન પ્રમાણે જ્ઞાન છે, છતા તે જ્ઞાન જાગ્રત થતા બાધ્ય થઈ જાય છે, તેથી તે જ્ઞાન સાચુ નથી તે સ્થાનધર્મવાળુ જ્ઞાન છે.

૮ શ્રુતિમાં પણ એમ કહેલ છે, કે સુષુપ્તિમા જીવ બ્રહ્મ સાથે એકરૂપ થાય છે તેથી તેને બીજાની ખબર નથી ત્યા અજ્ઞાન છે માટે બીજાની ખબર નથી એમ કહેલ નથી.

૯. સુષુપ્તિમાં બ્રહ્મદશા નિર્વિશેષ હોવાથી તે એક પ્રકારના સુખની દશા છે. રાજાઓ રાજનું સુખ છોડીને પણ ઊંઘવાની ઇચ્છા કરે છે. ઊંઘ થોડા દિવસ ન લીધી હોય તો અસુખ થાય છે; અને ઊંઘથી ઘણી વિશ્રાંતિ મળે છે; એવો સૌનો અનુભવ છે.

૧૦. તેથી સુષુપ્તિ એ અવિદ્યાની કારણ-અવસ્થા નથી. કાર્ય-કારણભાવ એ માત્ર સમાન અવસ્થામાં રહે છે. એક અવસ્થાનું કારણ, એ બીજી અવસ્થાનું કારણ થઈ શકે નહિ. સ્વપ્નનો કુંભાર જાગ્રતનો ઘડો કરી શકે નહિ. સ્વપ્નની માટીથી પણ જાગ્રતનો ઘડો થઈ શકે નહિ.

૧૧. વળી સુષુપ્તિનો કાળ, જાગ્રતનો કાળ અને સ્વપ્નના કાળ-એ ત્રણે સરખા નથી; તેથી એ ત્રણે સ્થાનધર્મ છે.

૧૨. આત્મા માત્ર સુષુપ્તિમાં સુખરૂપ છે એમ નથી, આત્મા સદા સુખરૂપ છે અને જ્ઞાનરૂપ છે. જાગ્રત અને સ્વપ્નના વિક્ષેપ વખતે તે સુખનો અનુભવ થઈ શકતો નથી. સુષુપ્તિમાં વિક્ષેપ ન હોવાથી તે સુખનો કેટલેક અંશે અનુભવ થાય છે.

૧૩. જ્યારે કોઈને તાવ આવ્યો હોય ત્યારે જો તેને ઊંઘ આવે, તો ઊંઘ વખતે તેને તાવ જણાતો નથી; તેથી સુષુપ્તિમાં ઉપાધિના ધર્મ નથી.

૧૪. બાળક જન્મે છે, ત્યારે નિદ્રા બહુ લે છે અને કોઈ તેને જગાડે તો તે રડે છે. એવી નિદ્રા-અવસ્થાનો અનુભવ બરાબર સમજાય, તો તત્ત્વજ્ઞાનમાં બહુ ઉપયોગી થાય છે.

૧૫. કોઈ કહે, કે હું ૭ કલાક ઊંઘ્યો. એ ખોટી વાત છે. ઊંઘમાં કલાક નથી અને ઘડિયાળ નથી. જ્યાં કોઈ બનાવ બનતો નથી, ત્યાં કાળનો અનુભવ થતો નથી. જાગ્રતના કાળથી ઊંઘનો કાળ માપી શકાય નહિ. કાળ એ સ્થાનધર્મ છે. જાગ્રતમાં જાગ્રતનો કાળ છે, સ્વપ્નમાં સ્વપ્નનો કાળ છે અને સુષુપ્તિમાં (નિદ્રામાં) કાળ નથી.

૧૬. સૌને સુખ ગમે છે, વિષયસુખ ગમતું નથી; જો વિષયસુખ ગમતું હોય, તો વિષયસુખ સુષુપ્તિમાં નથી, છતાં સુષુપ્તિ સૌને કેમ ગમે છે? સાચા સુખની શોધ એ આત્માની શોધ છે. સુષુપ્તિમાં સુખ છે એમ જણાયું, તો પછી ત્યાં અજ્ઞાન નથી. સૂક્ષ્મ વિચાર કરીને જોતાં જણાશે, કે સુષુપ્તિમાં એક પ્રકારનું જ્ઞાન છે. જાગ્રત અને સ્વપ્નમાં મિથ્યા જ્ઞાન છે; પણ અજ્ઞાન છે એવું માની શકાતું નથી. જ્ઞાન હોય, તો તેનો અભાવ થાય નહીં. ગીતામાં કહેલ છે, કે સત્નો અભાવ થતો નથી અને અસત્નો ભાવ થતો નથી, તેથી સુષુપ્તિ, સ્વપ્ન કે જાગ્રત કોઈ અવસ્થામાં અજ્ઞાન નથી પણ મિથ્યા જ્ઞાન છે, અથવા સ્થાનધર્મવાળું જ્ઞાન છે એમ કહેવાય.

૧૭. કોઈ મા સૂતી હોય ત્યારે પાસે વાગતા ઢોલ કે બેન્ડના મોટા અવાજથી જાગતી નથી; પણ પાસે પોતાનું બાળક સૂતું હોય અને તે રડવા લાગે તો જાગી જાય છે; તેથી સુષુપ્તિમાં તે સ્થાન પ્રમાણે જ્ઞાન છે.

૧૮. કોઈ જગ્યાએ દસ માણસ સૂતા હોય ત્યારે એકનું નામ દઈ

જગાડીએ, ત્યારે તે અવાજ બધાના કાનમાં જાય છે, છતાં જેનું નામ દેવાયુ હોય, તે જ જાગે છે. સુષુપ્તિમાં થતા એવા જ્ઞાનની બાબતમાં કેટલાક માણસોએ બરાબર વિચાર કરેલ નથી

૧૯ આત્મા જ્ઞાનરૂપ છે અને આત્મા બધી અવસ્થામાં છે, તેથી જ્ઞાન પણ બધી અવસ્થામાં છે, તેને બદલે સુષુપ્તિ જેવી કોઈ અવસ્થામાં અજ્ઞાન માનવું એ ભૂલ છે

૨૦. અવિદ્યા અથવા માયાને કેટલાક અનાદિ અને સાન્ત કહે છે—એટલે માયા ક્યારે શરૂ થઈ તે કહી શકાય નહિ, છતાં જ્ઞાનથી તેનો અન્ત આવી જાય છે અહીં અનાદિ એટલે દૃષ્ટિકાળે દૃષ્ટિની પ્રતીતિ સમજવાની છે અને અન્ત આવી જાય છે તેનો અર્થ એમ, કે પહેલાથી સાચી હતી જ નહિ જે વસ્તુ હોય તેનો અન્ત આવે એવો અર્થ કરીએ, તો માયા અને અવિદ્યા સાચી થઈ જાય તેને અનિર્વચનીય કહેવી એ જ ઠીક છે

જેમ અવિદ્યા અનિર્વચનીય છે, તેમ અવિદ્યાનો ધણી પ્રમાતા અને અવિદ્યાની જોયેલું જગત (અથવા પ્રમેય) પણ અનિર્વચનીય છે સ્વપ્નમાં પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય એક સાથે જણાય છે અને જાગ્રત થતા એ ત્રણેનો બાધ થાય છે તેમ જાગ્રત થતા નવા પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય એક જ સાથે જણાય છે અને બ્રહ્મ દશામાં એ ત્રણેનો બાધ થાય છે તેથી અવિદ્યા અથવા માયાનું તત્ત્વ બરાબર જાણવું હોય, તો નીચેની પાંચ યુક્તિથી બરાબર સમજી શકાય છે

(૧) જે હોય ખોટી, (૨) સાચા જેવી લાગે (૩) તેનાથી વ્યવહાર થાય, (૪) જે બીજી દશામાં બાધ પામે, (૫) બાધ પામે છે માટે ખોટી છે

દૃષ્ટાન્તથી ઉપરની બાબત સમજાવવા યત્ન કરીએ તો નીચે પ્રમાણે સમજાવી શકાય છે —

૧ ઘુવડને દિવસે અંધારું લાગે છે તે સાચુ હોય અને બધાને દેખાતુ હોય, તો બધાને અંધારુ દેખાવુ જોઈએ પણ બધાને દેખાતુ નથી તેથી અંધારુ ખોટુ છે છતાં ઘુવડને સાચા જેવુ દેખાય છે—તેનાથી ઘુવડનો વ્યવહાર થાય છે છતાં ઘુવડ માણસ થાય તો અંધારુ રહે નહિ—એટલે કે તેનો બાધ થઈ જાય અને બાધ થાય છે તેથી તે અંધારુ ખોટુ છે

૨ છ વર્ષ પહેલાં વાડીલાલે એક સ્વપ્નામાં ધણીયાણીના ખિજાયામાં જાગી વખતમાં ફેરફાર કર્યો હતો તે ખોટો હતો છતાં સાચા જેવો લાગતો હતો તેનાથી વ્યવહાર ચાલતો હતો, છતાં હાલમાં તેનો બાધ થઈ ગયો છે તેથી તે વખતે ખોટો હતો

૩ અમદાવાદમાં ભદ્રનું ટાવર છે તેમાં દરરોજ બપોરે બાર વાગે છે અને રોજ એ જ જગ્યાએ વાગે છે, એવુ સામાન્ય માણસની દૃષ્ટિથી જણાય છે છતાં એ જ્ઞાન પૃથ્વી ઉપર રહેનાર અમદાવાદના માણસપૂરતું છે પરંતુ આપણે એક દિવસે અમદાવાદમાં તે ટાવરમાં બાર વાગ્યાના ટકોરા સાંભળ્યા પછી બીજે દિવસે જો સૂર્ય ઉપર જઈને દુરબિન લઈ જોઈએ, તો

તે ટાવર બીજે દિવસે લગભગ ૧૫ લાખ માઈલ દૂરથી વાગતો હોય તેમ લાગશે; કારણ કે પૃથ્વી અને તેમાં રહેલ તે ટાવર દર સેકંડે ૧૮ માઈલની ઝડપે સૂર્યની આસપાસ ગતિ કરે છે. વળી પૃથ્વી ઉપરથી જોઈએ, તો સૂર્ય ફરતો લાગે છે; અને સૂર્ય ઉપરથી જોઈએ, તો પૃથ્વી ફરતી લાગે છે; એટલે કે જે જગ્યા ઉપર આપણે હોઈએ, તે ચાલતી હોય છતાં સ્થિર લાગે છે અને તે વખતે બીજી જગ્યા ચાલતી લાગે છે. તેથી ગતિ અને સ્થિતિ સાપેક્ષ છે. તેનો આધાર જોનારની ભૂમિકા ઉપર છે.

૪. સ્વપ્નું ખોટું હોય છે, છતાં તે વખતે સાચા જેવું લાગે છે–તેનાથી વ્યવહાર થાય છે; અને જાગીએ ત્યારે બાધ થાય છે, તેથી સ્વપ્નું ખોટું છે.

૫. તે જ પ્રમાણે બધું જાગ્રત ખોટું છે, છતાં જાગ્રતકાળે સાચા જેવું લાગે છે–તેનાથી વ્યવહાર થાય છે; અને સુષુપ્તિમાં જઈએ તો જાગ્રતનો બાધ થાય છે. તેથી જાગ્રત દશા પણ ખોટી છે.

એવું માયાનું સ્વરૂપ છે, તે વેદાંતના ગ્રંથો ત્રણ અવસ્થાના વિચારથી સ્પષ્ટ કરી આપે છે. યોગમાર્ગમાં, સાંખ્યમાં, વૈષ્ણવધર્મમાં, જૈનધર્મમાં એક અવસ્થાના અનુભવનો વિચાર ઘણો આવે છે; પણ ડાહ્યા પુરુષો ત્રણે અવસ્થાના અનુભવનો વિચાર કરે છે. એક અવસ્થાના વિચારમાં માયા ત્રણ ગુણવાળી લાગે છે; પણ ત્રણ અવસ્થાના વિચારમાં માયા અધ્યાસરૂપ થઈ જાય છે. જ્યારે દશ્યની સાથે જ દ્રષ્ટાનો વિચાર કરીએ, ત્યારે જગત પ્રાતિભાસિક બની જાય છે; અને પ્રાતિભાસિક જગતની ઉત્પત્તિ, સ્થિતિ કે લય થતાં નથી. પ્રાતિભાસિક બનાવ એ કોઈ સાચો બનાવ નથી.

પ્રાતિભાસિક વસ્તુ સાથે આત્માનો સાચો સંબંધ થતો નથી. પ્રાતિભાસિક વસ્તુ આત્મા સાથે રહે, તો પણ સાચું દ્વૈત થતું નથી. પ્રાતિભાસિક વસ્તુ સાચી ન હોવાથી તેનું જ્ઞાન રાખવાની પણ જરૂર નથી; છતાં વ્યવહારમાં તેનું જ્ઞાન રાખવું પડે છે, તેથી વેદાંતના માર્ગવાળાને ધીરેધીરે વ્યવહારમાંથી નિવૃત્તિ લેવી પડે છે.

પરમ સત્યનો અનુભવ લેવાવાળા પ્રાચીનકાળના ઋષિ–મુનિઓ ઘણા જન-સમુદાયમાં રહેવાનું પસંદ કરતા નહોતા, તેઓ ઘણેભાગે વનમાં અથવા નદી-કિનારે એકાંતમાં રહેતા. શહેરોનાં અનિત્યસુખવાળાં જીવન તેમને આકર્ષણ કરી શકતાં નહોતાં. માણસોની વચ્ચે રહી માણસના જેવું થવું સહેલું છે ને એકાંતમાં રહી બ્રહ્મજ્ઞાન મેળવવું સહેલું છે; પણ માણસોની વચ્ચે રહી બ્રહ્મ-જ્ઞાન ટકાવવું મુશ્કેલ છે. એકાંતમાં રહી હિંદુધર્મના ઋષિ–મુનિઓ જે જ્ઞાન પ્રાપ્ત કરી શક્યા હતા અને તેઓ જે સાહિત્ય મૂકી ગયેલા છે, તેવાં જ્ઞાન અને સાહિત્ય બીજે ભાગ્યે જ મળી શકે તેમ છે. સામાન્ય પ્રકૃતિવાળા એટલે અનિત્ય વિષયભોગમાં રચીપચી રહેનાર માણસોથી અલગ રહેવાની જ્ઞાની પુરુષો માટે ખાસ જરૂર છે. એવા વિરલા માણસો વિષયભોગ વખતે હાડકાં અને ચામડાંનો ધંધો કરે છે; તેથી તેમને અંત્યજ અને અસ્પૃશ્ય માનવામાં આવતા. વળી જેઓ સંયમી અને પવિત્ર જીવન ગાળતા, તેમને પવિત્ર માનવામાં

આવતા હતા, પણ હાલના કાળમાં એના શબ્દોએ માણસોના મન એવા પકડેલ છે, કે તેના અર્થ તરફ ધ્યાન રહેતું નથી તેના કેટલાક નમૂના નીચે આપવામાં આવેલા છે —

૧ સત્યાગ્રહનો ખરો અર્થ એવો છે, કે સત્ય એટલે જે દશામાં ભેદ ન રહે તે સાચી દશા, તેની દશામાં નિગ્રહ કરવાનું સાધન તે 'સત્યાગ્રહ' કહે છે, પ્રહનારે એવો સત્યાગ્રહ જો હતો હાલના કાળમાં કોઈની સામે થવું તેને બીજી જગાએ સત્યાગ્રહ માનવામાં આવે છે

૨ ગવર્નર જનરલને 'હિઝ એક્સેલન્સી' કહેવામાં આવે છે તેનો અર્થ ભગવાનના જેવી મોટાઈ જેનામાં હોય તે એવો થાય છે છતાં એવી મોટાઈ જેનામાં ન હોય, તેને પણ 'હિઝ એક્સેલન્સી' કહેવામાં આવે છે

૩. દેશી રાજ્યના રાજાઓને 'હિઝ હાઈનેસ' કહેવામાં આવે છે તેનો ખરો અર્થ ભગવાનના જેવો મહાન ઉદાર ગુણ જેનામાં હોય તે એવો થાય છે છતાં એવા ગુણ જેનામાં ન હોય, તેને પણ 'હિઝ હાઈનેસ' કહેવામાં આવે છે

૪ અસ્પૃશ્યતાનો ખરો અર્થ પૃ૦ ઉપર આપેલ છે પણ હાલ ખોટા અર્થમાં તેનો ઉપયોગ થાય છે

સુધારાનો ખરો અર્થ માણસને પ્રભુ બનાવવામાં છે અને એ હેતુથી સારા શબ્દોથી સમાજસુધારાની શરૂઆત થાય છે તે શબ્દોના થોડાક નમૂના ઉપર આપેલા છે પણ અતિશય પ્રવૃત્તિ વચ્ચે રહેવાથી અને ખોટી કેળવણીની અસરથી સારા શબ્દોના ખોટા અર્થ થવા લાગ્યા છે આખી જિંદગી ગમે તે રીતે પૈસો ભેગો કરવામાં ગાળવી એ અંગ્રેજ લોકોની મૂર્ખતાનો ચેપ ઘણા દેશોને લાગ્યો છે એ મૂર્ખતાનું ખરું સ્વરૂપ હવે પ્રગટ થવા લાગ્યું છે ઋષિમુનિઓ માણસો કહી ગયા છે, કે 'અહીં જે થોડા વરસનું તારું જીવન દેખાય છે, તે તારું ખરું જીવન નથી, તેથી તારો (અજ્ઞાનનો) ભાર ઓછો કર અને આગળ વધ'

માણસના જીવનમાં અજ્ઞાન અથવા મિથ્યા જ્ઞાન બહુ નુકસાન કરે છે વેદાન્તના પુસ્તકો આવી બાબતમાં ચોખ્ખી સમજણ આપે છે તે કહે છે, કે જ્યાં બીજા જેવું (અથવા ભેદ જેવું) દેખાય, ત્યાં અજ્ઞાન જીવન હોઈ ત્યાં દુઃખ છે તેથી જીવના જ દ્વૈતભાવ છોડી શકાય તેવું જ્ઞાન લેવું જોઈએ

કોઈ કહે અવિદ્યા બ્રહ્મને આશ્રયે છે એ વાત સાચી નથી કારણ કે અવિદ્યા અને અવિદ્યાનું કાર્ય અપ્રમાણ છે, તેથી પ્રપંચના અધ્યાસની પૂર્વે તે સિદ્ધ નથી શુદ્ધ બ્રહ્મ અને ઉપહિત સાક્ષી એ જ હોવા છતાં ઉપાધિએ કરી નામમાત્ર ભેદવ્યવહાર થઈ શકે છે, પરંતુ યથાર્થ દૃષ્ટિએ જોતાં તે એક જ સ્વરૂપ છે ઉપાધિથી ભેદની પ્રતીતિ થાય છે અને તે પ્રાતિભાસિક હોવાથી જ્ઞાનથી જતી રહે છે

કેટલાક માણસો એવો પ્રશ્ન પૂછે છે, કે અજ્ઞાન કોને થયું ? ઈશ્વરને કે જીવને? ઈશ્વરને અજ્ઞાન થાય નહિ અને જીવભાવ તો અજ્ઞાન આવ્યા પછી આવે છે તેનો ઉત્તર જોઈએ, તો પ્રશ્ન પૂછનારની દશા તપાસવી જોઈએ પ્રશ્ન પૂછનાર

ઈશ્વરની દશામાં હોય, તો પ્રશ્ન પૂછી શકે નહિ; અને જીવભાવે પ્રશ્ન પૂછે, તો જે પ્રશ્ન પૂછે છે તેને અજ્ઞાન છે એમ કહી શકાય. એ પ્રશ્નનો બીજો ઉત્તર એ છે, કે જેમ બાપ અને દીકરો સાથે ઉત્પન્ન થાય છે (કારણ કે દીકરો ઉત્પન્ન થયા પહેલાં તેના બાપને કોઈ બાપ કહેતું નહોતું); તેવી જ રીતે જીવ અને અજ્ઞાન એકસાથે જ પ્રતીત થાય છે અને જ્ઞાનકાળે તેનો બાધ થાય છે. ધર્મીના અધ્યાસની સાથે જ ધર્મનો અધ્યાસ થાય છે. જ્ઞાનકાળે બંને અધ્યાસની નિવૃત્તિ થાય છે.

બધાં દુઃખનું કારણ શરીર છે, શરીરનું કારણ કર્મ છે, કર્મનું કારણ રાગ-દ્વેષ છે, રાગ-દ્વેષનું કારણ અનુકૂળ કે પ્રતિકૂળ જ્ઞાનવાળી વૃત્તિ છે અને એવી વૃત્તિનું કારણ અજ્ઞાન છે. એ અજ્ઞાન પણ કોઈ સાચી વસ્તુ નથી તેથી તે જ્ઞાનકાળે જતું રહે છે. અજ્ઞાન જવાથી અનુકૂળતા કે પ્રતિકૂળતા થતી નથી, તેથી રાગ-દ્વેષ થતા નથી; રાગ-દ્વેષ ન થવાથી કર્મમાં અહંબુદ્ધિ આવતી નથી; તેથી કર્મનું બંધન થતું નથી; તેથી શરીર આવતું નથી અને તેથી બધાં દુઃખનો અંત આવે છે અને પરમ આનંદની પ્રાપ્તિ થાય છે; તેને જ મોક્ષ કહે

હાલના કેટલાક માણસો કહે છે, કે માત્ર પોતાના મોક્ષની ઇચ્છા : એ કેવળ સ્વાર્થ છે; તે કરતાં સમાજની સેવા કરી બીજાને ઉપયોગી થવું વધારે સારું જીવન છે. આવા વિચારમાં ખરી સેવા કોને કહેવાય તે પ સમજી લેવાની જરૂર છે. ગાયની સેવા કરો, તો દૂધ મળે, કૂતરાને રોટલો ના નો તે ચોકી કરે; તેવી જ રીતે સમાજની સેવાથી સમાજનું સુખ મળે છે. જરૂર છે. પણ જે સેવાથી આપણો આત્મા, દિવસેદિવસે વધારે અનુભવવામાં અ તેમાં નિત્ય લાભ છે. વળી જ્યાં સુધી ખોટું જ્ઞાન હોય, ત્યાં સુધી જે કર્તવ્ય જ તે વાસ્તવમાં ખરું કર્તવ્ય નથી; તેમાં અપૂર્ણનો સંબંધ અપૂર્ણ સાથે થાય

સેવાની સાથે આત્મજ્ઞાન મેળવવું હોય, તો પણ લક્ષ્ય બરાબર રા જોઈએ; અને તે લક્ષ્ય તે સેવાથી પ્રાપ્ત થાય છે કે નહિ, તેની પરીક્ષા વારં કરવી જોઈએ.

પ્રાચીન કાળની વિદ્યા જોતાં એમ જણાય છે, કે તે વખતના માણસોને ઇતિહાસ અથવા ભૂગોળ શીખવાની જરૂર લાગી નહોતી. દેશ અને કાળ એ બંને કલ્પિત છે, એ વાત વેદાંતમાં બહુ સ્પષ્ટ રીતે સમજાવવામાં આવેલ છે; અને તે હાલના સાપેક્ષવાદના વિજ્ઞાન(સાયન્સ)થી પણ સિદ્ધ થઈ શકે તેવી છે. સાપેક્ષવાદને અંગ્રેજી ભાષામાં 'થિયરી ઑફ રીલેટિવિટી' કહે છે. એ સિદ્ધાંત પ્રમાણે જગતને જેટલા જોવાવાળા છે, તેટલા કલ્પિત દેશ અને કાળ બને છે. એ વિષય ઉપર વધારે માહિતી જોઈએ, તો અમારું પુસ્તક 'કાળની ગતિ' * વાંચવું.

વેદાંત આશ્રમ,
પોસ્ટ વલાદ
(અમદાવાદ-પ્રાંતિજ રેલવે)

સ્વામી માધવતીર્થ

* મળવાનું ઠેકાણું 'ભક્તિમાર્ગ કાર્યાલય,' પો. બો. ૧, અમદાવાદ

# વેદાંતના અન્ય ગ્રંથો

**સર્વવેદાંતસિદ્ધાંત-સારસંગ્રહ :**

★ જ્ઞાનની સાત ભૂમિકાઓ, મહાપ્રપંચ અને તેનું કારણ, અધ્યાસનું સ્વરૂપ, આત્મા વિષે વિવાદ, આત્માનું સ્વરૂપ ઇત્યાદિ અનેક વિષયો સરળ ભાષાંતર સાથે.

મૂલ્ય ૧-૪ : પૃષ્ઠ ૨૨૪ : ટ. ખ. ૦-૨

**સ્તોત્રસંગ્રહ :**

★ અચ્યુતાષ્ટક, ગોવિંદાષ્ટક, નર્મદાષ્ટક, યમુનાષ્ટક, ગંગાષ્ટક, કૃષ્ણાષ્ટક, કાશીપંચક, ચર્પટપંજરિકા, હરમીડે સ્તોત્ર, ષટ્પદી સ્તોત્ર ઇત્યાદિ ૨૪ ભક્તિ-સ્તોત્રો અને ૧૭ વેદાંત-સ્તોત્રોનો સર્વથી સસ્તો ને ઉપયોગી સંગ્રહ, જેમાં મૂળ શ્લોકો તથા સરળ ગુજરાતી ભાષાંતર આપેલું છે.

મૂલ્ય ૦-૧૨ : પૃષ્ઠ ૨૦૦ : ટ. ખ. ૦-૨

**વિવેકચૂડામણિ :**

★ મૂળ શ્લોકોના ગુજરાતી સરળ અર્થ સાથે; આધ્યાત્મિક જ્ઞાનના અભ્યાસીઓને વેદાંતના નિગૂઢ સારરૂપે ઉપયોગી પુસ્તક.

મૂલ્ય ૦-૧૨ : પૃષ્ઠ ૧૬૦ : ટ. ખ. ૦-૨

**શતશ્લોકી અને બીજાં ચાર રત્નો :**

★ અપરોક્ષાનુભૂતિ, આત્મબોધ, તત્ત્વોપદેશ અને અદ્વૈતાનુભૂતિ સાથે કુલ પાંચ રત્નો મૂળ શ્લોકો ને સરલાર્થ સહિત આપેલાં છે. આ પુસ્તક આત્માની ઓળખ કરાવનાર હોઈ, મુમુક્ષુઓને માર્ગદર્શક છે.

મૂલ્ય ૦-૧૨ : પૃષ્ઠ ૨૦૦ : ટ. ખ. ૦ ૨

**મોહમુદ્ગર અને બીજાં દસ રત્નો :**

★ જેમાં મોહમુદ્ગર ઉપરાંત (૧) પ્રૌઢાનુભૂતિ, (૨) બ્રહ્મજ્ઞાનાવલીમાલા, (૩) લઘુવાક્યવૃત્તિ, (૪) વાક્યવૃત્તિ, (૫) સદાચાર અનુસંધાન, (૬) સ્વાત્મનિરૂપણ, (૭) દશશ્લોકી, (૮) બ્રહ્મચિંતન, (૯) યોગતારાવલી અને (૧૦) સ્વાત્મપ્રકાશિકા—આ અગિયાર રત્નો સરળ ભાષાંતર સાથે આપેલાં છે.

મૂલ્ય ૧-૦ : પૃષ્ઠ ૧૬૮ : ટ. ખ. ૦-૨

**દૃગ્-દૃશ્ય વિવેક :**

★ દ્રવ્યથી થતા બધા યજ્ઞોમાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે અને બધા ભક્તોમાં જ્ઞાની ભક્ત શ્રેષ્ઠ છે; એવા જ્ઞાનનું સ્વરૂપ ટૂંકામાં આ નાના પુસ્તકમાં આપવામાં આવેલ છે.

મૂલ્ય ૦-૨ : પૃષ્ઠ ૨૪ : ટ. ખ. ૦-૧

**યોગવાસિષ્ઠ મહારામાયણ : ( ચાર ગ્રંથોમાં )**

★ આ મહાન ગ્રંથમાં વેદાંતના અધ્યાત્મ તથા ગૂઢ સિદ્ધાંતોને સચોટ, સરળ તથા ભાવવાહી રીતે સમજાવવામાં આવ્યા છે.

મૂલ્ય ૧૨-૦ : પૃષ્ઠ ૧૯૦૮ : ટ. ખ. ૨-૧

**આત્મરામાયણ :**

★ રામાયણનાં પાત્રોના લાક્ષણિક અર્થો દ્વારા વેદાંતની સરળ સમજૂતી પૂરી પાડતું પુસ્તક.

મૂલ્ય ૦-૧૨ : પૃષ્ઠ ૧૪૦ : ટ. ખ ૦-૨

**પંચીકરણ**

★ મુમુક્ષુઓના આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ, અનુભવવાણી ટીકા સાથે.

મૂલ્ય ૨-૦ : પૃષ્ઠ ૨૬૪ : ટ. ખ ૦-૪

**નીચેના ગ્રંથો હવે પછી પ્રકટ થશે .**

**પ્રશ્નોત્તરમાળા અને બીજાં ચાર રત્નો :**

★ જેમાં (૧) જીવન્મુક્ત-આનંદલહરી, (૨) આત્મ-અનાત્માનો વિવેક, (૩) આત્મલક્ષ્મી-નિંદા, (૪) હસ્તામલક સ્તોત્ર-આ ચાર રત્નો સરળ ભાષાંતર સાથે હવે પછી પ્રકટ થશે.

**ઉપદેશસાહસ્રી : ( પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ )**

★ સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સાથે પ્રસિદ્ધ થશે.

**વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો.**

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

ઠે. ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦-અમદાવાદ અને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, નીચે માળે મુંબઈ-૨